# પુસ્તકાલય

## પુસ્તક ૨૦ મું

### [ જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૪૫ ]

## લેખોની અનુક્રમણિકા

---

# લેખકોની અનુક્રમણિકા

---

## સામયિક દોહન અનુક્રમણિકા (લેખવાર)

# સામયિક દોહન : લેખકવાર

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર



સ્તક ૨૦ મું | જાન્યુઆરી—૧૯૪૫ | અંક ૧ લો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

★યુરોપિયન સાહિત્યની માર્ગદર્શિકા—યુરોપના દેશોના સમકાલીન સાહિત્યની વિવિધ માહિતીભરી નોંધ ટૂંક વખતમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં પ્રગટ કરવામાં આવશે. આ ગ્રંથમાં ત્રીસ દેશોના આધુનિક તથા તેમની પહેલાના લેખકોનો સમાવેશ કરવામાં આવશે. અને જુદી જુદી યુરોપિયન ભાષા તથા સાહિત્યના બસો જેટલા પ્રમાણભૂત લેખકોના લેખો તેમાં આવશે. લોકોની રીતભાતની માર્ગદર્શિકા બનવા ઉપરાંત, તેના અભ્યાસથી અમેરિકનોને યુરોપના દેશોના યુદ્ધોત્તર પ્રશ્નો સંબંધી વધારે સ્પષ્ટ માહિતી મળશે.

★તારાની યાદી—જે યાદી તૈયાર કરતાં તેર વર્ષો લાગ્યાં તે હમણાં જ પ્રગટ થઇ છે. તેમાં હુંશિયાર નિરીક્ષકોએ ખૂબ મહેનત લઇને તૈયાર કરેલ તારા—નક્ષત્રોની યાદી છે. આ પુસ્તકનાં ૧૩૦૦ પાનાં છે અને તેમાં ૩૩,૦૦૦ તારાનાં સ્થાન તથા ગતિનું વર્ણન છે. આ યાદીમાં આપવામાં આવેલ તારા ( નરી આંખે તો આપણે ૧૦,૦૦૦ થી પણ ઓછી સંખ્યા જોઇ શકીએ છીએ. ) ની સંખ્યાનું પ્રમાણ ન વર્ણવી શકાય તેવા કરોડોની સંખ્યાના પ્રમાણમાં અતિ અલ્પ છે. આ ગ્રંથ ખગોળવેત્તાઓને અમૂલ્ય નીવડશે.

★હિંદનો ઇતિહાસ—હિંદી ઇતિહાસ કોંગ્રેસ તરફથી હિંદનો વૈદિક સમયથી ૧૯૧૯ સુધીનો ઇતિહાસ બાર મોટા ગ્રંથોમાં તૈયાર થઇ રહ્યો છે. આ ગ્રંથનું પ્રકાશન ૧૯૪૬ ની અધવચમાં થશે.

★યુનાઇટેડ સ્ટેટસ ( અમેરિકા ) માહિતી ખાતા તરફથી હિંદમાં મુંબઇ ખાતે માહિતી પુસ્તકાલય ખુલ્લું મૂકવામાં આવ્યું છે. હિંદ ખાતે આ પુસ્તકાલય પહેલવહેલું છે. ૧૯૪૨થી યુનાઇટેડ સ્ટેટસની સરકારે મેક્સિકો, નિકારાગુઆ, ન્યુઝીલેંડ, દક્ષિણ આફ્રિકા તથા સ્પેનમાં પુસ્તકાલયો ખોલ્યાં છે.

★હિંદી પદ્ય સાહિત્યના પિતા તરીકે એક નવા હકદાર શોધવાનું માન શ્રી. પી. ડબલ્યુ. જીર્વરેશેને ફાળે જાય છે; આઠમા તથા નવમા સૈકાના જૈન કવિ ચતુર્મુખ સ્વયંભૂના ફાળે તે માન જાય છે. તેણે ૫૦,૦૦૦ પંક્તિનાં, રામ તથા કૃષ્ણ ઉપર, બે મહાકાવ્યો લખ્યાં છે.

★ઇ. સ. ૧૮૦૦ થી ૧૯૩૭ સુધીમાં પ્રગટ થયેલાં મરાઠી પુસ્તકોની યાદી, ' મરાઠી–ગ્રંથ સૂચિ 'ના નામથી બહાર પડેલ છે. આ ગ્રંથ દળદાર છે. તેના પહેલા ભાગના ૧૦૭૨ પાનામાં ૧૮૦૦૦ થી વધારે પુસ્તકો સંબંધી અગત્યની માહિતી આપવામાં આવી છે. બીજા

ભાગનાં ૩૭૬ પાનાંમાં ગ્રંથકર્તા તથા ગ્રંથોની સૂચિ છે. સંગ્રાહક પૂનાના શ્રી. શંકર ગણેશ દાતે પ્રસ્તાવનામાં આ પુસ્તકની શરૂઆત, પ્રગતિ, પ્રકાશનની મુશ્કેલી તથા મરાઠી સાહિત્યના પ્રચારમાં આવી પડતાં વિઘ્નો સંબંધી હકીકત આપે છે.

આઠ વર્ષ સુધી એકલા હાથે મૂંગે મોઢે આ કાર્ય થયું છે તેની આપણને જાણ થતાં સંગ્રાહક પ્રત્યેનું આપણું માન વધી જાય છે. શ્રી. દાતેએ દરેક મરાઠી પુસ્તકાલયની મુલાકાત લીધી હતી.

પરંતુ શ્રી. દાતે આ ક્ષેત્રમાં અગ્રણી નથી. છેક ઈ. સ. ૧૮૬૪ માં સ્વ. જસ્ટિસ રાનડેએ આવા પ્રકારના બે લેખો પ્રગટ કર્યા હતા. તે સમયે તો સાહિત્યનો વિકાસ મર્યાદિત હતો. ૧૯૧૯ માં શ્રી. વાય. આર. દાતે તથા દેશમુખે 'મહારાષ્ટ્રીય વાઙ્મય સૂચિ' તૈયાર કરવામાં વધારે પદ્ધતિસરનો યત્ન કર્યો હતો. એટલે આ ત્રીજો અને સંપૂર્ણ યત્ન છે.

હવે પછી ગ્રંથસૂચિ તૈયાર કરનારનું કાર્ય વધારે સુગમ થશે. આ ગ્રંથની કિંમત રૂ. ૧૦ છે.

★મુંબઈ સરકારની પ્રૌઢ શિક્ષણની યોજના હેઠળ સ્થાપવામાં આવેલ ગ્રામ પુસ્તકાલયોની સંપૂર્ણ યાદી તાજેતરમાં બહાર પડેલ છે. તેમાં જણાવ્યા મુજબ ૩૧ મી માર્ચે આ પુસ્તકાલયોની સંખ્યા ૧૫૩૫ ની હતી.

કાનડા પુસ્તકાલયોની સંખ્યા ૬૬૫, મરાઠીની સંખ્યા ૬૧૩, ગુજરાતીની ૨૩૬, ઉર્દૂની ૨૬ અને એક ભાષા કરતાં વધારે ભાષાવાળાની સંખ્યા ૧૫ ની છે.

★પંડિત જવાહરલાલ નેહરુની આત્મકથા તેમના કારાવાસ દરમિયાન લખવામાં આવી હતી. અત્યારના કારાવાસનો ઉપયોગ તેઓ તે પુસ્તકમાં છેલ્લામાં છેલ્લા રાજકીય બનાવોની નોંધ લખવામાં કરી રહ્યાનું સંભળાય છે. થોડાં વર્ષો પહેલાં જ્યારે આત્મકથા પ્રસિદ્ધ થઈ ત્યારે બ્રિટન, અમેરિકા અને બીજા દેશોમાં તે ખૂબ વખણાઈ હતી. આ પુસ્તકની છેલ્લી આવૃત્તિ યુદ્ધ દરમિયાન હિંદી રાજકારણનો લોકોને વધારે સારો ખ્યાલ આપશે.

★યુદ્ધસંચાલનનો ભારે બોજો માથે હોવા છતાં ઇંગ્લંડના વડા પ્રધાન મિ. ચર્ચિલ પોતે હોદ્દો સંભાળ્યો ત્યારથી સ્મરણો લખી રહ્યા છે. વડા પ્રધાને તેના કેટલાક મિત્રોને વાત કરી છે કે 'યુદ્ધ પૂરું થયા પછી નિવૃત્ત થઈને હું સાહિત્યની પ્રવૃત્તિમાં પડવાનો છું,' પરંતુ સંભવ એવો છે કે તેઓ તો રાજકારણમાં જ ચાલુ રહેશે.

★તુર્કસ્તાનમાં તાજેતરમાં પ્રગટ થયેલ પુસ્તકો જોતાં તેમાં નવું વલણ દેખાય છે. તે યુદ્ધ પછી તુર્કસ્તાનનું મહત્ત્વ જોતાં બીજા દેશોને પણ ઉપયોગી થઈ પડશે. ૧૯૩૯ થી ૧૯૪૨ સુધી ધર્મવિષયક ફક્ત ૧૦૪ તથા લલિતકળા સંબંધી ફક્ત ૧૭૫ પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં હતાં. પરંતુ ઇતિહાસ-ભૂગોળ વિષે ૬૬૭ તથા સાહિત્યવિષયક ૧,૩૧૬ પુસ્તકો પ્રગટ થયાં હતાં. મોટામાં મોટો આંકડો તો સમાજવિજ્ઞાનનાં પુસ્તકોનો હતો. ચાર વર્ષ દરમિયાન તે સંખ્યા ૧,૮૪૫ ની હતી.

★એડિસ અબાબામાંથી ઇટાલિયનોને હાંકી કાઢયા પછી ઇથિઓપિયન લોકોને એક લાભ એ થયો કે મુસોલિનીના વસાહતીઓ એડીસ અબાબામાં છાપવાની પુષ્કળ સામગ્રી લાવ્યા હતા, તે ત્યાં પડી રહી હતી. હવે તેનો ઉપયોગ થાય છે. તેના વડે અમરિકી ભાષામાં 'એડિસઝેમાન' સરકારી ગેઝેટ 'નાગરિટ ગેઝેટ' અને બીજાં પત્રો કાઢવામાં આવે છે. મી. હોપ સિમ્પ્સનના તંત્રીપદ હેઠળ અંગ્રેજી ભાષાનું પત્ર 'ઇથિઓપિયન હેરલ્ડ' પણ કાઢવામાં આવે છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

# ૨૦૦૦નું બાલસાહિત્ય

પ્રિય ભાઈશ્રી,

શરૂઆતમાં તો મને લાગતું હતું કે કદાચ આ પત્ર બહુ જ ટૂંકો તથા પુનર્મુદ્રણોની યાદી પૂરતો જ લખવો પડશે. આસો મહિના સુધી મને લાગતું હતું કે પ્રકાશકો મોટાં પુસ્તકોનાં પ્રકાશન આડે બાલસાહિત્યને તો આ વર્ષે જરૂર વીસરી ગયા લાગે છે. પરંતુ જ્યારે મેં તેમને દર વર્ષની માફક વિનતિ મોકલી અને થોકબંધ પુસ્તકો આવવા લાગ્યાં ત્યારે મારી માન્યતા ભ્રમમૂલક હોવાનું મને જણાયું. નવાં પ્રકાશનો તથા પુનર્મુદ્રણોની માંગ જોતાં આપણે ત્યાં હજુ બાલસાહિત્યનાં પુસ્તકોની ખાવા જેટલી ભૂખ જણાય જ છે.

**બાલજીવન કાર્યાલયની કિશોર સાહિત્યમાળાની** પહેલી શ્રેણીનું છેલ્લું પુસ્તક 'ભવ્ય ભારત' પ્રગટ થયું છે. તે પુસ્તકમાં 'અજન્તા' 'કૈલાસ' 'વેરૂલનાં ગુફામંદિરો' 'કાશી' 'ૐકારેશ્વર,' 'અમરનાથ,' 'દેવગિરિની દંતકથાઓ' તથા 'પંઢરપુર' વિષે સચિત્ર લેખો આપવામાં આવી છે. આ સ્થળોની મુલાકાત લેવા ઇચ્છા ધરાવનારાઓને આ પુસ્તક 'ભોમિયા'ની ગરજ સારે તેવું છે.

આ શ્રેણી પૂરી થતાં જ શ્રી. રમણલાલ શાહે **બાલજીવન હાસ્યવિનોદ પુસ્તકમાળા** શરૂ કરી છે. તે માળાનાં પહેલાં બે પુસ્તકો તરીકે 'હાસ્ય–ગંગા'ના બે ભાગો બહાર પાડવામાં આવ્યા છે. મનુષ્યજીવનમાં હાસ્યરસનું સ્થાન ઓછું અગત્યનું નથી. આ બન્ને ભાગોમાં હાસ્ય ઉત્પન્ન કરે તેવા સંખ્યાબંધ ટુચકાઓ આપેલા છે. જે દરેક વાચકને ગમી જાય તેવા છે.

શ્રી. નાગરદાસ ઇ. પટેલ દ્વારા સંચાલિત **અશોક બાલ પુસ્તક માળાનાં** નવમા વર્ષનાં પ્રકાશનો ગયા વર્ષમાં પૂરાં પ્રગટ થઈ શક્યાં નહોતાં તે ચાલુ વર્ષે પ્રગટ થયાં છે. નવમા વર્ષના ૫–૬ પુસ્તક તરીકે 'ચોપગાંની ચતુરાઈ ખંડ ૪ થો' પ્રગટ કરવામાં આવ્યો છે. આ ખંડમાં ઊંટ, લામા, વિકુના, આલ્પાકા, જીરાફ વગેરે પ્રાણીઓ સંબંધી ઉપયોગી માહિતી આપી છે. ઊંટના મોઢે જ તેની આત્મકથા કહેવરાવી છે અને તે ચોપડીનો મોટો ભાગ રોકે છે. તેને 'ઊંટ–સર્વસ્વ' કહી શકાય તેટલી માહિતી તેમાં ભરી છે. સાતમું પુસ્તક હર્ષદ પટેલનું 'બોધો' છે. તેમાં આપેલી વાતો એક યા બીજા સ્વરૂપે અગાઉ આપણી સમક્ષ આવી ગયેલ છે. આઠ–નવ પુસ્તક તરીકે 'ચાંદામામા'ની દ્વિતીય આવૃત્તિ આપવામાં આવી છે. આ પુસ્તક બીજી સંસ્થા દ્વારા પહેલી વખત પ્રગટ થયું ત્યારે તે વિષે લખાઈ ચૂક્યું છે. દશમા પુસ્તક તરીકે 'કોણ, કેમ અને શું ? ખંડ ૩ જો' પ્રગટ થયો છે. આપણી સામાન્ય જનતાને અવારનવાર જે માહિતીની જરૂર પડે છે તે આ પુસ્તકમાંથી મળી આવશે. 'નવી નવાઈઓ ખંડ ૩'માં પણ 'આલમની અજાયબીઓ' કહી શકાય તેવી વાતોને સરળ ભાષામાં સમજાવવામાં આવી છે. ભેટ પુસ્તક 'શામળભટ્ટ'માં તેમનું ટૂંકું જીવનચરિત્ર તથા છપ્પા અને સમસ્યા આપવામાં આવેલાં છે. અત્યારે અદ્યતન કહેવાતી વાચનમાળાઓમાં આ સમસ્યાઓ ભાગ્યે જ દેખાય છે. અગાઉની જૂની વાચનમાળામાં શામળભટ્ટના છપ્પા તથા સમસ્યા ઠેર ઠેર જોવામાં આવતા હતા. આ માળા નવા વર્ષમાં પ્રકાશન ચાલુ રાખવાની છે તે આનંદનો વિષય છે.

બાલવિનોદમાળાના બે સેટમાં એંશી પુસ્તકો પ્રગટ કરી શ્રી. પટેલે ત્રીજા સેટના પ્રકાશનનું કામ માથે લીધું છે. અને તેનાં પાંચ પુસ્તકો બહાર પડી ગયાં છે. ' મંજરી ' એક પરીકથા છે અને તેમાં તેનો ભાઇ દિલારામ મંજરીને શોધી કાઢવા કેટલાં સાહસ ખેડે છે તેનો ચિતાર છે. ' અલાદીન 'ની વાત ખૂબ જાણીતી છે. નાનપણમાં આ.લેખકે ગુજરાતી ' અરેબિયન નાઇટસ ' વાંચેલ ત્યારે એવડું મોટું પુસ્તક ન ખરીદી શકે તેવા માટે તે પુસ્તકની વાતો જુદી જુદી છપાવવાની જરુરત તેને જણાઇ હતી. પરંતુ અત્યાર સુધી ' અલિબાબા ' અને ' અલાદીન ' સિવાય બીજી વાતો છપાઇ હોય તેવો ખ્યાલ નથી. ' સુદામો 'માં પ્રેમાનંદના આખ્યાનમાંથી ઠેકઠેકાણે ઉતારા કરી વાતને રસદાયક બનાવી છે. વિદ્યાર્થી ઉચ્ચ ધોરણમાં જઇને ' સુદામા આખ્યાન ' શીખે ત્યાર પહેલાં જ તેને થોડો ઘણો પરિચય થઇ જાય તે ઇચ્છનીય છે. ' વડોદરા 'માં શ્રી. પટેલે વડોદરાનાં જોવા જેવાં સ્થળોનું વર્ણન આપેલ છે, અને વડોદરા પહેલી વખત જનારને તે પુસ્તક ભોમિયા જેવું થઇ પડે તેમ છે. 'હીરામણ' એ પોપટ બનેલા રાજકુમારની વાત છે. આ રીતે માત્ર ૭ જ પુસ્તકોમાં સારી વિવિધતા જળવાઇ રહી છે. બાકીનાં પુસ્તકો સત્વર બહાર પડવાનાં છે.

શ્રી. નાગરદાસ પટેલે અગાઉ પ્રસિદ્ધ કરેલ અક્ષરમાળાની શૈલી પર ' શબ્દમાળા ' પ્રગટ કરી છે. બબ્બે અક્ષરોના શબ્દોથી માંડીને નાનાં નાનાં વાક્યો તેમાં આપેલાં છે. લગભગ શબ્દે શબ્દે ચિત્ર હોવાથી તેમાં લગભગ બસો જેટલાં ચિત્રો આપવામાં આવ્યાં છે.

બાહ્ય રૂપરંગમાં, તથા આકર્ષક ગોઠવણીમાં કોઇ અંગ્રેજી પ્રકાશકનું પુસ્તક લાગે તેવું પુસ્તક 'ઇન્ડિયન ફેરી ટેઇલ્સ' (અંગ્રેજીમાં) શ્રી. નાગરદાસ પટેલે તૈયાર કરીને રાજકોટના કિતાબઘર પાસે પ્રગટ કરાવ્યું છે. ચિત્રકાર જગમોહનદાસ મિસ્ત્રીનાં ચિત્રોથી આ પુસ્તક અલંકૃત કરવામાં આવ્યું છે. આ પુસ્તકની અંદર દશ વાતો આપવામાં આવી હોઇને તેમાંની એકે એક અંગ્રેજી વાચકોને પસંદ પડશે.

બાલવિનોદ કાર્યાલયનાં આ નવીન પ્રકાશનો ઉપરાંત પુનર્મુદ્રણોની સંખ્યા ૮૭ જેટલી થવા જાય છે. કેટલાંક પુસ્તકો આઠમી નવમી આવૃત્તિએ પહોંચ્યાં છે તે જ તેની લોકપ્રિયતા—બાલપ્રિયતા—ની નિશાની છે.

શ્રી. રમણલાલ શાહ રચિત **'તુલસીદાસ' સયાજી બાલજ્ઞાનમાળામાં** પ્રગટ થયું છે, માત્ર ૭ આનાની કીંમતે મળતા આ સચિત્ર જીવનચરિત્રને દરેક વાચકે વસાવવા જેવું છે.

શ્રી **ભારતીય સાહિત્ય સંઘે** જાણીતા લેખકો નિરંજન વર્મા તથા જયમલ્લ પરમાર પાસે તૈયાર કરાવીને કિશોરોને રસ પડે તેવી પક્ષીપરિચયમાળાનાં ૭ પુસ્તકો બહાર પાડ્યાં છે. દરેક પક્ષી સંબંધી પ્રચલિત લોકકથા વાચકને આપે છે, અને તેના દ્વારા આનંદમાં ને આનંદમાં પક્ષીનાં વિશિષ્ટ લક્ષણોનું જ્ઞાન કરાવવામાં આવે છે. આ યોજનામાં લેખકો સફળ થયા છે, તે વિષે બે મત નથી. પુસ્તકોનાં નામ તથા બાહ્યરૂપરંગ પણ પુસ્તકોને અનુરૂપ છે. એક જ પુસ્તકના નામ વિષે પાછળથી વિચાર કર્યો હોય કે ગમે તેમ પણ પૂઠા પર ' વગડામાં વસનારાં ' તથા અંદર ' વગડાનાં વાસી ' છાપેલ છે. બીજી એક શરતચૂક લેખકોની એ થઇ કે, રેલ્વેના પાટા સાથે ચાલ્યા આવતા થાંભલાઓ ટેલિફોનના નહિ પણ તારનાં હોય છે. હવે દરેક પુસ્તકમાં કયા કયા પક્ષીનો સમાવેશ કરવામાં આવ્યો છે તે

જોઇએ. ' **આંગણાનાં શણગાર** 'માં 'ચકલી કાબર તથા પારેવા' ' **ઊડતાં ભંગી** 'માં કાગડો, ગીધ તથા સમળી, ' વગડામાં વસનારાં 'માં હોલો, લેલાં તથા લક્કડખોદ, ' રૂપરૂપના અંબાર 'માં મોર પોપટ તથા કલકલિયો, ' કંઠે સોહામણા 'માં કોયલ, બપૈયો, તથા કાળિયો કોશી તથા ' પ્રેમી પંખીડા 'માં હંસ સારસ તથા કુંજનો સમાવેશ કરવામાં આવ્યો છે. માત્ર બાળકોને માહીતગાર કરવા જ નહિ પરંતુ પોતે પણ માહિતગાર થવા માટે માબાપો આ સેટ વસાવી લેવા જેવો છે.

હવે પ્રકીર્ણ પ્રકાશનો લઇએ. **કિશોર ચરિત્રમાળાનાં** ત્રણ ગુચ્છ ચરોતર કેળવણી મંડળે બહાર પાડેલા છે. તે ખૂબ કિશોરપ્રિય થઇ પડયાં છે. ચાલુ વિશ્વયુદ્ધને અંગે તે કામ ખોરંબે પડતાં તે જ માળાના લેખક શ્રી. રસૂલભાઇ વહોરા પાસે લખાવીને **'ભારતના સંતો'** વડોદરાના પુસ્તકાલય સહાયક સહકારી મંડળે બહાર પાડેલ છે. આ પુસ્તકમાં ' ભક્ત નરસિંહ, ' ' તુકારામ, ' ' રામદાસ સ્વામી, ' ' સંત તુલસીદાસ, ' ' ચૈતન્ય મહાપ્રભુ ' તથા ' સ્વામી વિવેકાનંદજી ' એમ ૭ ચરિત્રો કિશોરોને ગમી જાય તેવી શૈલીમાં અપાયેલાં છે. શ્રી. રસૂલભાઇની કલમે કિશોરોને ઉપયોગી બીજાં ચરિત્રો પણ સત્વર બહાર પડે તેમ આપણે ઇચ્છીએ.

બીરબલ સંબંધી બે પુસ્તકો તાજેતરમાં બહાર પડયાં છે. વર્ષો પહેલાં મુંબઇની સુવિચાર દર્શક મંડળીએ ' બાદશાહ અને બીરબલ ' ૭ ભાગોમાં બહાર પાડેલ હતું. ત્યારબાદ ' ગુજરાતી ' પત્રના માજી મેનેજર સ્વ. પેસ્તનજી જમશેદજી સઠાએ રૂા. ૨-૮-૦ની કિંમતે સાડાત્રણસો પાનામાં ' અકબર–બીરબલ 'નો વિનોદી વાર્તાસંગ્રહ ૧૯૨૭ માં બહાર પાડેલ હતો. છેલ્લા પુસ્તકમાં બીરબલની વિનોદી વાર્તાઓ ઉપરાંત હિંદના બીજા રાજાઓના હાજરજવાબી દીવાનો–તેનાલીરામ, રમણ, આપાજી, ડોમાટી વગેરેની વાતોનો પણ સંગ્રહ કરાયો હતો. ઘણે ભાગે આ પુસ્તક અત્યારે અપ્રાપ્ય છે. શ્રી. એન. એમ. ઠક્કરની કં. તરફથી **'બીરબલની ચિત્રમય બાળવાતો'**નું પુસ્તક 'પ્રકાશમ્ રાવલ' પાસે તૈયાર કરાવીને બહાર પાડવામાં આવ્યું છે. મોટા અક્ષરો, ચિત્રો તથા જાડું પૂઠું આ પુસ્તકની વિશિષ્ટતા છે. ૧૬૮ પાનાંની અંદર બીરબલની ૬૫ વાતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ પુસ્તકની કિંમત રૂા. ૩) છે. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનો આવી વાતોનો સંગ્રહ ' બીરબલ અને બીજા 'ના નામથી સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, એમ. એ. પાસે તૈયાર થઇને બહાર પડયો છે. ૨૫૦ ઉપરાંત પૃષ્ઠમાં બીરબલ સંબંધી ૩૮ વાતોનો સંગ્રહ કરાયો છે. પુસ્તકની કિંમત રૂા. ૧-૮-૦ અને વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકોને તો તે માત્ર અગિયાર આનામાં જ મળી શકે છે. ' અકબર બીરબલ 'ના પુસ્તકની માફક ભોજકાલિદાસ કે વીરવિક્રમની વાતો પણ સસ્તી કિંમતે પ્રગટ થવાની જરૂર છે.

મેસર્સ એન. એમ. ઠક્કરે સાહિત્યનાં બીજાં ક્ષેત્રોની માફક બાલસાહિત્યમાં પણ ચાલુ વર્ષે પોતાનો ફાળો આપ્યો છે. ' બીરબલની ચિત્રમય વાતો ' ઉપરાંત, શ્રી. રમણલાલ સોનીનાં ' પટેલ–પટલાણી અને બીજી વાતો ' તથા ' જાદુઇ ચક્કી અને બીજી વાતો ' પણ પ્રગટ કર્યાં છે. પહેલા પુસ્તકમાં વીસ બાળવાતો આપેલી છે. તેમાંની કેટલીક પહેલી જ વાંચે અંશરય થઇ લાગે છે. બીજા પુસ્તકમાં પણ તે જ પ્રમાણે આપેલ છે. પુસ્તકની પહેલી

વાત ઉપરથી પુસ્તકને નામ અપાયેલ છે. બન્ને પુસ્તકોમાં અનુક્રમણિકાની ખોટ સાલે છે. બન્ને પુસ્તકો મોટા અક્ષરોમાં છાપેલાં છે તથા સચિત્ર બનાવવામાં આવ્યા છે.

અમદાવાદના નવચેતન સાહિત્ય મંદિરે ' ભરત ગ્રંથાવલિ ' શરુ કરીને તેના પહેલા પુસ્તક તરીકે ' ચોખવટથી વાત કરજો ' પ્રગટ કર્યું છે. અગાઉ પ્રસિદ્ધ થઇ ગયેલ આ પુસ્તકમાં સુધારા વધારા કરી, બીજો ભાગ બહાર પાડયો છે. ' બાલજગત 'માં આ વાત છપાતી ત્યારે બાળકો તેને હોંસે હોંસે વાંચતા હતા. પરંતુ તે હોંસ ૧૪૦ પાનાનાં અઢી રૂપિયા આપી પુસ્તક ખરીદવા પૂરતી ચાલુ રહેશે કે કેમ તે શંકાસ્પદ છે, અત્યારે કાગળ તથા છાપકામની મોંઘવારી છે તેની કોઇથી ના કહી શકાય તેમ નથી, છતાં પણ આ કીંમત તો અતિશય આકરી લાગે તેવી છે.

જાણીતા રાસલેખક શ્રી. મૂળજીભાઇ પી. શાહે ' બાલવીણા ' નામક બાલકાવ્ય સંગ્રહ બહાર પાડયો છે. તેમાં ' બાલવીણા ' તથા બાળકોને સહેલાઇથી યાદ રહી જાય તેવાં બીજાં ત્રીસ કાવ્યો છે. આ પુસ્તકની કિંમત માટે પણ ફરિયાદ કરવી પડે તેમ છે. બત્રીસ પાનાની કિંમતના બાર આના બહુ વધારે પડતા લાગે છે.

આ ઉપરાંત ન મળેલાં પ્રકાશનોનો પણ ઉલ્લેખ કરી લઉં. શ્રી. આર. આર. શેઠે સ્વ. ગિજુભાઇનું ચરિત્ર ' મૂછાળી મા 'ના નામથી બહાર પાડેલ છે તથા શ્રી. નાનાભાઇ પાસે ' રામચંદ્ર ' લખાવીને બહાર પાડેલ છે. મુંબઇના પરિમલ પ્રકાશન મંદિર તરફથી શ્રી. હરિલાલ પંડયાનો બાલકાવ્યોનો સંગ્રહ ' સૂરજમુખી ' યુગાંતર કાર્યાલય તરફથી ' બાલ-રંજના ' ગુજરાત બાલવિકાસ સંસ્થા તરફથી સ્વ. ગિજુભાઇ કૃત ' આફ્રિકાની સફર ' વગેરે બહાર પડેલ છે. આ ઉપરાંત આમાં ન નિર્દેશ કરાયેલ પણ કેટલાંક પુસ્તકો બહાર પડયાં હોય તેમ પણ બને.'

છેવટે જે જે લેખકો તથા પ્રકાશકોએ પોતાનાં પ્રકાશનો મોકલી મારું આ કાર્ય સરળ બનાવ્યું છે તેમનો આભાર માનું છું તથા ભવિષ્યમાં તેમના તરફથી તેવા જ સહકારની આશા રાખું છું.

—છોટાલાલ માનસિંગ કામદાર

## પરિશિષ્ટ

### બાલજીવન હાસ્યવિનોદ પુસ્તકમાળા

| | | |
|---|---|---|
| ૧ હાસ્યગંગા ખંડ ૧ લો | ( રમણલાલ ના. શાહ ) | ૦–૬–૦ |
| ૨ હાસ્યગંગા ખંડ ૨ જો | ( રમણલાલ ના. શાહ ) | ૦–૬–૦ |

### બાલજીવન કિશોર સાહિત્ય માળા

| | | |
|---|---|---|
| ૧ ભવ્ય ભારત | ( રમણલાલ ના. શાહ ) | ૦–૧૦–૦ |

### બાલવિનોદ કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબઇ ૨

### અશોક બાલ પુસ્તક માળાના પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ ચોપગાંની દુનિયા | ( નાગરદાસ પટેલ તથા રમણલાલ શાહ ) | ૦–૮–૦ |
| ૨ કોણ કેમ અને શું ? | ( પુરુષોત્તમદાસ હ. પટેલ | ૦–૪–૦ |
| ૩ નવી નવાઇઓ ખંડ ૩ | ( રમણલાલ ના. શાહ ) | ૦–૮–૦ |

| | | |
|---|---|---|
| ૪ બોધ | ( હર્ષદ પટેલ ) | ૦–૪–૦ |
| ૫ ચાંદા મામા | ( નાગરદાસ પટેલ ) | ૦–૮–૦ |
| ૬ શામળભટ્ટ | | ૦–૪–૦ |

## બાલવિનોદ માળનાં પુસ્તકો દરેકની કિંમત ૦–૪–૦

લેખક : નાગરદાસ ઇ. પટેલ

(૧) મંજરી, (૨) અલાદીન, (૩) સુદામો, (૪) વડોદરો, (૫) હીરામણ.

| | | |
|---|---|---|
| ૧ શબ્દમાળા | ( નાગરદાસ ઇ. પટેલ ) | ૦–૬–૦ |

## મેસર્સ એન. એમ. ઠક્કરની કં. તરફથી મળેલાં

| | | |
|---|---|---|
| ૧ બીરબલની ચિત્રમય બાલવાતો | ( પ્રકાશમ્ રાવળ ) | ૩–૦–૦ |
| ૨ પટેલ પટલાણી અને બીજી વાતો | ( રમણલાલ સોની ) | ૩–૦–૦ |
| ૩ જાદુઇ ચકરી અને બીજી વાતો | ( રમણલાલ સોની ) | ૩–૦–૦ |

## શ્રી ભારતી સાહિત્યસંઘની પક્ષી–પરિચય ગ્રંથાવલિ

૭ પુસ્તિકાના સેટના રૂા. ૪–૦–૦ છુટક કિંમત ૦–૧૦–૦

લેખકો : નિરંજન વર્મા તથા જયમલ્લ પરમાર.

| | |
|---|---|
| ૧ આંગણાનાં શણગાર | ૪ રૂપરૂપનાં અંબાર |
| ૨ ઊડતાં ભંગી | ૫ કંઠે સોહામણાં |
| ૩ વગડામાં વસનારાં | ૬ પ્રેમી પંખીડાં |

## આર. આર. શેઠની કંપની મુંબઇ ૨

| | | |
|---|---|---|
| ૧ મૂછાળી મા | ( ગિરીશ ભટ્ટ ) | ૦–૧૨–૦ |
| ૨ રામચંદ્ર | ( નાનાભાઇ ) | ૨–૮–૦ |

## પ્રકીર્ણ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ ભારતના સંતો | ( રસૂલભાઇ ન. વહોરા ) | ૧–૮–૬ |
| ૨ તુલસીદાસ | ( રમણલાલ ના. શાહ ) | ૦–૬–૦ |
| ૩ ઇન્ડિયન ફેરી ટેઇલ્સ (અંગ્રેજી) | ( નાગરદાસ પટેલ ) | ૫–૦–૦ |
| ૪ બિરબલ અને બીજા | ( જ્યોતીન્દ્ર હ. દવે ) | ૧–૮–૦ |
| ૫ ચોખવટથી વાત કરજો | ( દિનેશ ઠાકોર ) | ૨–૮–૦ |
| ૬ બાલવીણા | ( મૂળજીભાઇ પી. શાહ ) | ૦–૧૨–૦ |

## પુનર્મુદ્રણો

| | | |
|---|---|---|
| ૧ બાળકોનું રામાયણ | રમણલાલ ના. શાહ (ત્રીજી આવૃત્તિ) | ૧–૦–૦ |
| ૨ બગલી રાણી | મોંઘી બહેન (બીજી આવૃત્તિ) | ૦–૨–૦ |
| ૩ બાળકોનું બલિદાન | સ્વ. જેઠાલાલ ચૌધરી (બીજી આવૃત્તિ) | ૦–૨–૦ |
| ૪ અંબુ નવરાજ | રમણલાલ ના. શાહ (બીજી આવૃત્તિ) | ૦–૨–૦ |
| ૫ વરુનું સંગીત અને બીજી વાતો | રમણલાલ ના. શાહ (બીજી આવૃત્તિ) | ૩-૧૦-૦ |
| ૬ રાજાજીનો ખજાનો અને બીજી વાતો | રમણલાલ ના, શાહ (બીજી આવૃત્તિ) | ૦-૧૦-૦ |
| ૭ સહેલી વાતો | રમણલાલ શાહ અને બીજાઓ (ત્રીજી આવૃત્તિ) | ૦–૬–૦ |
| ૮ ચાલાક ચોર | રમણલાલ ના. શાહ (ત્રીજી આવૃત્તિ) | ૦–૭–૦ |

**બાલવિનોદ કાર્યાલય, ૧૪૯ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨**

**બીજી આવૃત્તિ**—(૧) ભારત કથાઓ, (૨) પોપટી, (૩) હીરકણી, (૪) કોણ, કેમ, શું ખંડ ૨, (૫) નવી નવાઇઓ ખંડ ૨, (૬) ગંગામૈયા, (૭) ચાંદામામા, (૮) હાસ્યતરંગ ખંડ ૪, (૯) ગબો ગાંધી, (૧૦) વડવાઇઓ ખંડ ૨, (૧૧–૧૨) ચોપગાંની દુનિયા ખંડ ૨–૩, (૧૩) સાગરની રાણી, (૧૪) ત્રણ હઠ.

**ત્રીજી આવૃત્તિ**—(૧) દુલારી, (૨) ચિત્રરેખા, (૩) ક્ષેમરાજ, (૪) સોનાનાં પગલાં, (૫) અક્ષરમાળા, (૬) લંકાની લાડી, (૭) વહેંતિયો, (૮) ગરવી ગુજરાત, (૯) ધરતીમાતા, (૧૦) રાજહંસ (૧૧) દગાબાજ દુશ્મન, (૧૨–૧૩–૧૪) અમારી વાર્તાઓ ખંડ ૪–૫–૬, (૧૫) હાસ્યતરંગ ખંડ ૧, (૧૬) નરસૈયો, (૧૭) મેનાવતી, (૧૮–૧૯) આપણી મહાસભા ખંડ ૧–૨, (૨૦) છેતરાતી નજર ખંડ ૧, (૨૧) લેનિન, (૨૨) કોણ, કેમ, શું ખંડ ૧, (૨૩) અક્ષરમાળા.

**ચોથી આવૃત્તિ**—(૧) આપણા મિત્રો, (૨) મુદ્રારાક્ષસ, (૩) ગમતગીનો, (૪) વિજ્ઞાન વિહાર ખંડ ૧, (૫) મુંબઇ, (૬) કાળિયો, (૭) રૂપીના બાગમાં, (૮) અમારી વાર્તાઓ ખંડ ૩, (૯) કુતૂહલ ખંડ ૧, (૧૦) અજબ દુનિયા, (૧૧) સુંદરપુરી, (૧૨) નાની મોટી વાતો ખંડ ૧, (૧૩) ગણિત ચમત્કાર, (૧૪) અવળચંડો, (૧૫) કાગળના ક્રામીયા, (૧૬) કેશુડાં, (૧૭) વિજ્ઞાન વિહાર ખંડ ૨, (૧૮) નાગકુમાર, (૧૯) સુંદર સંવાદો, (૨૦) ચંદ્રભાગા, (૨૧) ચિત્તાનો શિકાર, (૨૨) ભોળી સુભદ્રા, (૨૩) મકનિયો, (૨૪) નરવીર નેપોલિયન, (૨૫) બાળકોનું સ્વર્ગ, (૨૬) સમ્રાટ સિકંદર.

**પાંચમી આવૃત્તિ**—(૧) રણધીર, (૨) શા માટે ? (૩) રાવજી, (૪) ગુંદરિયો, (૫) સગુરું, (૬) મહારાષ્ટ્રનો મહારથી, (૭) બાલવિનોદિની (૮) ત્રણ તપેલાં, (૯) ચતુરો.

**છઠ્ઠી આવૃત્તિ**—(૧) ભગો, (૨) ગંગારામ, (૩) કાલાંઘેલાં, (૪) ઉંધણશી, (૫) અમારી વાર્તાઓ ખંડ ૧. (૬–૭) રંભાનું રસોઇ ઘર ખંડ ૨–૩, (૮) હેમલતા.

**સાતમી આવૃત્તિ**—(૧) ભાણિયો, (૨) પંડિતજી, (૩) મરઘાભાઇ, (૪) રંભાનું રસોઇઘર ખંડ ૧.

**આઠમી આવૃત્તિ**—(૧) મોતિયો, (૨) મણિયો.

**નવમી આવૃત્તિ**—(૧) રતનિયો.

**ગાંડીવ સાહિત્ય મંદિર–સુરત**

(૧–૪) બકોર પટેલ ભા. ૧–૪ (ત્રીજી આવૃત્તિ), (૫) શિકારિકા, (૬) ચાલો બજવીએ ભાગ ૪, (૭) નીલમ ભાગ ૧, (૮) જયબજરંગ, (૯) મિઆંઉ, (૧૦) વાઘનું વન, (૧૧) મધપૂડો, (૧૨) પ્રાણીપુરાણ ૧, (૧૩) વિજ્ઞાનિકા ૧, (૧૪) અકકલ કથાઓ, (૧૫) માલિયાનું મંડળ (૧૬-૧૭) સુગંધિકા ૧–૨, (૧૮) ચાંદા પર ચઢાઇ.

**આર. આર. શેઠ–પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ દ્વારા પુનઃ પ્રકાશન પામેલાં દક્ષિણામૂર્તિનાં પ્રકાશનો**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ હનમડી | ગિજુભાઇ | ૦–૩–૦ | ૨ વસંત આવી | ગિજુભાઇ | ૦૦૩–૦ |
| ૨ તારાબેનના પાઠો | તારાબેન | ૦–૩–૦ | ૪ બાળજોડકણાં | ગિજુભાઇ | ૦–૩–૦ |

# ગુજરાતના મહાકવિની સાહિત્યસેવા

**અમદાવાદના પ્રેમાભાઇ હૉલમાં મઇ તા. બીજી ડિસેમ્બરને શનિવારે ઇસ્વીસન ૧૮૩૩ થી ૧૯૪૪ સુધીથી ૧૧૧ વર્ષની દલપતવંશની અખંડ જ્યોત કાવ્યોપાસના સમારંભ ઉજવાયો. એ પ્રસંગે ગુર્જર કવિસમ્રાટ્ ન્હાનાલાલ દલપતરામ કવિએ આપેલા ભાષણમાંનાં મહત્ત્વનાં ટાંચણો અત્રે ઉતાર્યાં છે.**

આવો, તમને ગૂજરાતની ગૌરવકથા કહું. અમારી છે; એટલે ગુણવાચન ન કરાય, પણ હકીકતો કહેવાય.

## ૧ ઉપોદ્ઘાત

૧૮૩૩માં, નર્મદના જન્મવર્ષમાં ને દલપતનાં ૧૪મા વર્ષમાં દલપતકવિતા પ્રગટી, ને ૬૫ વર્ષો–૧૮૯૮ પર્યંત દલપતમાધુરી કિલ્લોલી રહી. '૯૨ માં ન્હાનાલાલે કવિતાની બારાખડી ઘૂંટી ને ૧૮૯૭માં, કવીશ્વરના બાણુશય્યાના વર્ષમાં, એનાં ગદ્યપદ્ય સામયિકોમાં છપાવા માંડ્યાં, અને હવે ૧૯૪૪ સુધી તો છપાતાં ઓસર્યાં નથી. વિશ્વ વિશાળ છે, ને કોઇથી યે વિશ્વ વીણાઇ રહ્યું નથી. ૧૯૦૩ થી પ્રેમભક્તિ ગ્રંથમાળા છપાય છે, અને ૪૧ વર્ષમાં એ માળાના ૭૮ મણકા પ્રગટ્યા છે; પંદર–વીસેક આયુષ્ય હશે તો હજી પ્રગટશે. કુરુક્ષેત્રનું Epic-મહાકાવ્ય છપાઇ ગયું છે; હરિસંહિતાના વિરાટકાવ્યનાં ૪૫૦૦૦ ચરણોમાંથી ૧૮૦૦૦ રચાયાં છે, અને એને અંગે અભિનવ અગમ્યવાદના અધ્યાત્મમંત્રો–નવીન એકાદશ ઉપનિષદો શ્રીહરિએ હમણાં ગયા ભાદરવામાં લખાવ્યાં છે.

> સરસ્વતી રણકતી'તી વીણા,
> લેખિની હતી અનુરણણે;

સરસ્વતી વીણા વગાડે છે, અને એ વીણાસ્વર ઝીલી ઝીલીને મુજ લેખિની અનુરણણ કરે છે. કાલે નહિ તો પરમે મારી લેખિની વિશ્રામઘાટે જઇને બેસશે. પણ સરસ્વતીનું વીણારણણ તો સનાતન છે. એ અનુરણણને અમો પિતાપુત્રે ઝીલ્યું છે એથી અદકેરું તમ મંડળમાંથી સહૃભાગીઓ ઝીલજો એ અમ આશા ને આશીર્વાદ છે.

સરસ્વતી કુમારિકા છે, પણ એની વંશવેલ અમરવેલડીની છે.

૧૮૩૩ થી ૧૯૪૪–દલપતવંશની અખંડજ્યોત કાવ્યોપાસનાને ૧૧૧ વર્ષ થયાં છે; હરિ અર્પશે એટલાં હજી વધશે. અમારું નહિ; ગૂજરાતનું એ ગૌરવ છે. શ્રીહરિનો એ મહિમા છે; અમે તો નિમિત્ત છીએ. ગૂજરાતે ઝીલ્યા તો અમે ગાયું; શ્રીહરિએ પિતાને ૭૯ નું ને પુત્રને ૬૮ નું–એમ દીર્ઘાયુષ્યો અર્પ્યાં, તો એ એટલી વસન્તો કલ્લોલ કર્યો–કરાવ્યા.

અને વસન્તોત્સવ હજી છપાયો નહોતો, હસ્તલેખ હતો ત્યારથી '૯૮ ની શરદથી તો મિત્રને બાખેલો કાવ્યમનોરથ હતો જગતવેધનો–જગતકવિતામાં ગુજરાતી કવિતાની સ્થાપનાનો. ફળસિદ્ધિ મળી કે ન મળી–ખરી રીતે મારે એ પ્રશ્ને ન હોય. ભગવાને તો શ્રીમુખે ભાખ્યું છે કે **कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ।**

કર્મમાં જ અધિકાર તાહરો,
ના, નહિ જ ફળમાં કદાપિ યે.
વિદ્યાર્થીબન્ધુઓ ! આવો; ગુજરાતની કહું એ ગૌરવકથા.

## ૨ ત્રણ સાચા આક્ષેપો

ને પ્રથમ પગલે જ કેટલાક સાચા આક્ષેપો સ્વીકારી લઉં.

મારે માથે ત્રણ આક્ષેપો મૂકાય છે, અને ત્રણેય છે સાચા.

પહેલો આક્ષેપ એ છે, કે આપ્યાં આમંત્રણો સ્વીકારતો નથી. સાચું છે; પૃથ્વી પોકારે છે, પણ મેલ છે છીછરા.

ખરૂં છે, વય અને દેહજરાને કારણે મુંબઇ કે અમદાવાદમાં શાળામાં કે મંડળમંડળમાં જવાતું નથી. ગ્રંથસ્થ સાહિત્યપ્રવૃત્તિઓને કારણે પણ શહેરશહેર ફરાતું નથી. હવે તો વખત થોડો ને વેશ ઝાઝા જેવું ભાસે છે.

ઘેર કો મળવાને આવે ત્યારે હવે Recess પડે છે; વ્યાખ્યાન કાજે જાઉં ત્યારે Vacation પડે છે.

બીજો આક્ષેપ છે પ્રેમભક્તિ-ગ્રંથમાળાનાં કાચાં પૂંઠાંઓનો, 'છપાઇ સારી છે; કાગળ સારા છે; પણ પૂંઠાં કાચાં કાગળનાં.' ખરૂં છે. કવીશ્વરની પેઠે હું યે માનું છું કે 'રૂપથી ગુણ મોટા રે:' હજારેક ખરચીને હું પાંચ-છનાં પાકાં પૂંઠાં કરાવું ? કે ત્રણેક નવા ગ્રંથો છપાવું ? છતાં ત્રિપાઠી કંપનીવાળા ભાઇશ્રી પરમસુખરામે, સ્વયંભાવે ને મારા કંઇક કચવાતા મને મને કંઇક કીધું છે.

અને ત્રીજો આક્ષેપ છે ચર્ચામૌનનો. સાવ સાચો. મારા પ્રેમકુંજ નાટકમાંના એક પાત્રે છત્રીજીએ વીસ વર્ષ અખંડ મૌન સેવ્યું હતું. ૧૮૯૯ થી ૧૯૨૩-૨૨ થી ૪૬-ની વયની ભરયૌવનની પચ્ચીસીમાં હું પણ સાવ મૂંગો હતો. અને પછી યે, જવલ્લે ને અપવાદ-રૂપે ચર્ચામાં પડું છું. वादे वादे जायते तत्त्वबोधः એ કોક કાળે ખરૂં હશે. આજે તો બહુધા वादे वादे जायते वै वितंडा.

વળી આપણો સાક્ષરી ઇતિહાસ કહે છે, કે નરસિંહરાવની જોડણી-ચર્ચામાં, શ્રી. કાન્તની ખ્રિસ્તી ચર્ચામાં, શ્રી. મણિલાલની અનેકવિધ ચર્ચાઓમાં, કવિતા ઓસરી ગઇ: નહિ તો એમની કાવ્યભરતીઓ ઓર ચડી હોત, ને ગુજરાત એમની કાવ્યછાલકોએ અધિક છલકાતું હોત.

કોઇને મારી કવિતા કે શૈલી કે કાવ્યકલા ન રૂચે તો હું ચર્ચાપત્રે દોડતો નથી; પૂર્વાચાર્યોએ ગાએલું એને હું ઋચીમાં वैचित्र्यम् માનું છું. "રે. મારાં નયણાંની આળસ રે ! નિરખ્યા હરિને જરી" એ કાવ્ય પ્રો. બળવન્તરાય ઠાકોરને ન ગમે, ન નરસિંહરાવને તે પઢિયારજીને બહુ ગમે. એ કાવ્યપરીક્ષા નથી, રૂચિભેદ છે. પઢિયારજી ને નરસિંહરાવ ભક્તજનો હતા.

ઉપરાંત: ચર્ચામાં ન પડતાં સાક્ષરોને પરસ્પરનો માલિન્યછેદ ઉડાવતા દઉં છું, મારી ડોલનશૈલીમાં ભાઇ રામનારાયણ પાઠકના કાનને Rhythm સંભળાતી નથી, એટલે ડોલનશૈલીને પાઠક ગદ્યકાવ્ય કહે છે. હોય; ભાળે એ ભાખે. એ જ ડોલનશૈલીના કદર

ઉપહાસક ભાઇ ખબરદાર ડોલનશૈલીને ગદ્યે નહિ ને પદ્યે નહિ–અપદ્ય+અગદ્ય=અપદ્યાગદ્ય કહે છે. ત્હારે પેલા પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે કે ' ડોલનશૈલીમાં Blank Verse ઘણા ગુણો છે એ ન જોવામાં ગુજરાતની વિવેચનાની અધુરપ છે. ' એ સૌ પરસ્પરનો છેદ ઉડાડી રહે પછી મ્હારે આપવાનો ઉત્તર કેટલોક રહે છે ?

પરસ્પરનો છેદ ઉડાડવાની એક ભદ્રંભદ્રિયા વાત કહું. વર્ષો પૂર્વે મુંબઇમાં બનેલી છે.

૧૯૦૦માં મ્હારો પ્રથમ ગ્રન્થ છપાયોઃ કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો. વ્યક્ત નામ–નામ લખ્યા વિના, પણ

આજે સુદિન તુજનામિની પૂર્ણિમાનો એ કાવ્યપંક્તિમાંના ધ્વનિબોલથી સૌ. માણેક-લક્ષ્મીને એ કાવ્યગ્રન્થ અર્પણ કીધેલો છે. પછી એકદા મુંબઇમાં બે ધુંધી સાક્ષરો મળ્યા હતા. યજમાને વાત માંડીઃ ' આ તો વાત વધી. વહુનું નામ મોઢે બોલતાં તો રૂઢિદાસત્વ નડે; પણ લખતાં યે ન્હાનાલાલને એનું એ રૂઢીદાસત્વ ? ' પડધા પેરે અતિથિએ ઉત્તર વાળ્યોઃ ' એવું ટીકાવેણ મા બોલશો–ખોટા પડશો. ત્હમારી પેઠે ન્હાનાલાલે પત્નીને નામ દઇને બોલાવે છે. ' યજમાને પૂછ્યુંઃ ત્હમે એ ક્યહાંથી જાણ્યું ? આગન્તુકે કહ્યું કે ' એ કારણે તો રાત્રિએ નવ વાગતાં વર્ષામાં મ્હારે ન્હાનાલાલનો સાહરાનો-બંગલો છોડવો પડ્યો હતો. ' એ વાર્તાલાપમાં મ્હારે પછી ઉમેરવાપણું શું રહે છે ? એ તે કવિતાપરીક્ષા હતી, કે સંસારસુધારકપરીક્ષા ?

વસ્તુતઃ ચર્ચા એ કવિધર્મ નથી; કવિધર્મ છે મન્ત્રોચ્ચાર. વ્યાસ કે વાલ્મીકિ, કાલિદાસ, માઘ કે બાણ એમના ટીકાકારોને આજ ઉત્તર આપવા ક્યહાં આવવાંના હતા ?

## ૩ ગૂજરાત પ્રાન્ત કે દેશ ?

### देश गूजरात दुनियामें जैसो दीसे बाग.

ગૂજરાત દેશ છે કે પ્રાન્ત ? એ ભૌગોલિક પ્રશ્નનો ચિરંજીવ ઉત્તર આજથી આઠ દાયકા પૂર્વે અપાયેલો છે, અને ત્હારે કવીશ્વરે નિજ શ્રવણાખ્યાનમાં આપણા ગૂજરાતને દેશ ભાખેલો છે. પછીનો ને પૂર્વેનો આપણો ઇતિહાસ દલપતબોલની સાક્ષી પૂરે છે.

પૃથ્વીવાસી સૌ મહાપ્રજાઓને પોતાનો દેશ, પોતાનો ધર્મ, પોતાનો ઇતિહાસ, પોતાનું સાહિત્ય વ્હાલું હોય છે; ગૂજરાતીઓને પણ એ વ્હાલાં છે. ઇંગ્રેજોને ઇંગ્રેજોનો દેશ, ઇંગ્રેજોનો ધર્મ, ઇંગ્રેજોનો સંસાર, ઇંગ્રેજોનો ઇતિહાસ, ઇંગ્રેજોનું સાહિત્ય, ઇંગ્રેજોની કવિતા વ્હાલાં છે, એટલાં જ ગુજરાતીઓને ગુજરાતીઓનો દેશ, ગુજરાતીઓનો ધર્મ, ગુજરાતીઓનો સંસાર, ગુજરાતીઓનો ઇતિહાસ, ગુજરાતીઓનું સાહિત્ય, ગુજરાતીઓની કવિતા વ્હાલાં છે.

ભારતમાં પ્રાન્તો કહેવાય છે, એવએવડા યુરોપમાં દેશો છે. ચારેક કરોડનો વસ્તીયાણ બ્રેટબ્રિટન–ઇંગ્લાંડ ને સ્કોટલાંડ–છ કરોડના બંગાળા જેવડો નથી. ત્યાં ભાગીરથી યે નથી કે બ્રહ્મપુત્રા યે નથી. સ્વીડન, નોર્વે ડેનમાર્ક, હોલેન્ડ, બેલ્જિયમ, પોર્ટુગલ, સ્વીટ્ઝરલેંડ, આલ્બેનિયા, રૂમાનિયા, બલ્ગેરિયા, ગ્રીસઃ એ અગિયારમાંના કોઇયે યુરોપી દેશથી વસ્તીએ ગુજરાત વડેરો છે. ઇંગ્લાંડ–સ્કોટલાંડમાં નથી એટલી લાંબી નદીઓ અને એટલા ઉંચા પર્વતો ગૂજરાતમાં છે. આદિકાળના ઇંગ્રેજ મુસાફરો Park-like land of Gujarat કહેતા. રાસમાળામાં ફારબસ ગુર્જર ઇતિહાસનો સાર સારે છે કે The Solanki of

**Anhilvara was, at least equal to the Parmar of Dhar, the Ratbod of Kanoj, & the Chauban of Ajmer.** ભરૂચનું ર, નવસારીની હાકુસપાયરી, અમદાવાદનો કિનખાબ, દ્વારિકાનાં મોતી, ગિરનાં સિંહસિંહણો નથી ફ્રાન્સ-વાડીઓમાં, કે જર્મનીનાં વનઉંડાણોમાં, કે ઇટાલી–રશિયાનાં પ્રાચીન ઉદ્યાનોમાં. ગુજરાત પૃથ્વીનું ગૌરવ છે.

મહારાષ્ટ્રની સહ્યાદ્રિમાળાનાં શિખર શિખરે છે શિવાજી મહારાજના ગિરિદુર્ગો; ગુજરાતના શિખરશિખરે–પાવાગઢ ઉપર, સિદ્ધાચળ ઉપર, ગિરનાર ઉપર, અર્બુદાચળ ઉપર-ફરકે છે ધર્મમંદિરોના ધર્મધ્વજો. એ છે એ બે દેશોના ઇતિહાસભેદ ને સંસ્કૃતિભેદ. નરસિંહનો, મીરાંનો, દયારામનો, સ્વામીસંપ્રદાયના સાધુસંતોનો, દયાનંદ સરસ્વતીનો, શ્રી કૃષ્ણચંદ્રનો ગુજરાત ધર્મદેશ છે.

આત્મારામ ભૂખણ ને અર્જુનજી તરવાડીનો, ગ્હેરાળ ને હરિભક્તિનો, નગરશેઠ ખુશાલચંદ ને હરકુંવર શેઠાણી ને જગાભાઇ શેઠનો, ગુજરાત વ્યાપારી દેશ છે.

વિમળશાહ, વસ્તુપાળ–તેજપાળ, હીરો કડિયો, પ્રેમચંદ સલાટનો ગુજરાત શિલ્પમય દેશ છે.

દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, જંગબાર, એડન, મસ્કત, કરાંચી, દીવ, મુંબઇ, કોચીન, મલબાર, મદ્રાસ, સિંહલદ્વીપ, કલકત્તા, રંગુન, જાવા, સુમાત્રા, અને છેક ચીનજાપાન સુધી અર્ધી પૃથ્વી ઘૂમી રહેલાં ગુજરાતી–ગુજરાતણોનો મહાગુજરાત સાગરસફરી દેશ છે.

બાદશાહોના શાહજાદાઓ ગુજરાતની સુભાગિરિને બાદશાહી ગૌરવ માનતા. અકબરશાહની ચાર સોનાટંકશાળોમાંની એક સોનાટંકશાળ અમદાવાદમાં હતી. તાજ પૂર્વે મુમતાજ શાહજહાનનો રાજમહેલ સાબરકાંઠે હતો; ૧૬૧૬–૧૭ માં બાદશાહતને મોહ પમાડનાર ગુજરાત કવિતાદેશ છે.

ગુજરાતને કોઇક ન ઓળખે એ બને; સહુ કંઇ સર્વજ્ઞ નથી હોતા. પણ ગુજરાત ઓળખે એ માનવતા તો મોહ પામે. ગુજરાતી કવિતાને પણ કોઇક ન ઓળખે એવું હો પણ ઓળખે એ કવિતારસિયાંઓ તો ચંદનીમાં ચંદ્ર તરે એમ, આનંદતરતાં થાય.

કલ્યાણીના ભુવનાદિત્યના રાજદરબારમાં પંચાસરના રાજકવિ શંકર બારોટે કા હાકલ પાડી હતી કે

**द्रव्यसार पारसमनी, उषिसार गुजरात.**

શાહાનશાહ અકબરશાહના નવરત્ન દરબારમાં અમારી પડાના અધીશ શ્રી હીરવિજ સૂરીએ મંત્રોચ્ચાર ઉચ્ચાર્યો હતો કે

**श्रीयेषरम्नुं [illegible]मेन । जगत्कृताऽकारि विलासवेश्म- ॥**

ગુજરાત પૃથ્વીનું ગૌરવ છે, તેમ ગુજરાતી કવિતા પણ જગતકવિતાનું ગૌરવ અનેકદા મેં તો કહેલું છે, અને પેલી જગતનર્તકી એના પાવલોવાએ સાક્ષી પૂરી સ કેટલાંક માનેલું છે, કે ગુર્જરીતણની સાડી સ્ત્રીજગતની અજોડ પરિધાનશોભા છે. જ્યાં અ જ્યારે પારિસની રસરસિકણ અને જર્મનીની ઘરરખુ ગૃહિણીનો સુયોગ થશે, ત્યાં અને ત્ય યુરોપ અમેરિકામાં ગુર્જરીતણ જન્મશે. યુરોપ–અમેરિકાનાં બૉલ નૃત્યોમાં ગીતના કવિ [illegible] માધુર્યસંગમ થશે ત્યારે ત્યાં ગુજરાતણના રાસ જન્મશે. ગુજરાતણના રાસ ન

તનાં સર્વોત્તમ Lyrics છે. ગુજરાતના દ્વારિકાધીશે કુરુક્ષેત્રમાં ગાયેલી ગીતા માનવવંશના ધર્મમંત્રોમાં The Divine Song છે. એ ગુજરાતની કવિતા જગતકવિતામાં માગ મુકાવે એમાં આશ્ચર્ય શાં હોય !

ધન્ય હો ! ધન્યજ પુણ્યપ્રદેશ, આપણો ગુણિયલ ગુર્જરદેશ;
કૃષ્ણચંદ્રની કૌમુદીઉજ્જ્વલો, કીધ પ્રભુએ ય સ્વદેશ:
આપણો ગુણિયલ ગુર્જરદેશ.

## ૪ દલપતવંશની કાવ્યોપાસના

વાગે છે રે ! વાગે છે, અમરવાડીમાં ડંકા વાગે છે,
અમરવાડીમાં ડંકા વાગે છે. (લોકગીત)

કવીશ્વર અમરાવતીમાં છે, દેવધામમાં આજે દેવ છે.

ધીરે ધીરે, ધીરે ધીરે, ધીરે ધીરે,
બંસરી બજાવી કાના ! ધીરે ધીરે.
ધીરે ધીરે, ધીરે ધીરે, યમુનાને તીરેતીરે;
બંસરી બજાવી કાના ! ધીરે ધીરે.
ધીરે ધીરે, ધીરે ધીરે, ધીરે ધીરે.

ટીપે ટીપે સરોવર ભરાય ને કાંકરે કાંકરે પાળ બધાય. ધીરે ધીરેના પરમ ઉપાસક ધીરપુરુષ કવીશ્વરની જીવનકથા લોકજાણીતી છે. ઇ. સ. ૧૮૨૦ એમની જન્મસાલ અને ઇ. સ. ૧૮૩૩ એમની કાવ્યજન્મની સાલ. એ સાલના ઉત્તરાર્ધમાં, વિ. સં. ૧૮૮૯ માં, વયને ૧૪મે વર્ષે કિશોર દલપતે વતનમાં સ્ત્રીચરિત્રની શામળશાયી બે વાર્તાઓ લખી; હીરાદન્તી ને કમળલોચની. અમારા પશા મામા એમાંના દોહરાચોપાઇ ગાતા; આજે તો એ દલપત કાવ્યવાર્તાઓ નામશેષ જ છે. '૩૪ની વસંતપંચમીએ કિશોર દલપત પ્રેમાનંદ મામા સંગાથે મૂળીએ સમૈયે ગયા, ભૂમાનંદ સ્વામીએ ત્યાં પંચવર્તમાન ધરાવ્યાં, અગ્નિહોત્રીનો પુત્ર સ્વામીસંપ્રદાયી થયો. ઉગ્ર ત્યાગ વૈરાગ્ય ને ધર્મનીતિપરાયણતાનો એ ધર્મ ત્યારે જીવનમુક્તોનો ધર્મ કહેવાતો. કિશોર દલપતમાં એ પવિત્રતાએ વાસો કીધો ને સાહિત્યપાવનકારી એ પવિત્રતા પછી જીવનભર પ્રકાશતી રહી. સમૈયેથી ઘેર વઢવાણ આવ્યે એ ઉગતા કવિએ અફર સંકલ્પજ્યોત જગાવી, અને હીરાદન્તીને ને કમળલોચનીને અગ્નિદાહ દીધો. અગ્નિહોત્રી ડાહ્યા વેણિયાના સપૂતે ત્હારે આપણા સાહિત્યજગતની પવિત્રતાનો અદ્દ્ભુત અગ્નિહોત્ર પ્રજ્જ્વાળ્યો; જે મહારાષ્ટ્ર ને ગુર્જરદેશે પૂજાયો: અને સોએક વર્ષે પૂનામાંની મહારાષ્ટ્રીય સાહિત્ય પરિષદે અને અમદાવાદમાંની બારમી ગુજરાતી સાહિત્યપરિષદે પણ દલપતપ્રજ્જ્વાળેલા સાહિત્યની પવિત્રતાના એ યજ્ઞાગ્નિને પૂજ્યો. એ હીરાદન્તી ને કમળલોચની હતાં કવીશ્વરનાં પ્રથમ કાવ્યો.. ઇતિહાસ કહે છે કે નર્મદના જન્મવર્ષમાં દલપતકાવ્યગંગા પ્રગટી હતી.

પછી '૩૪ના શ્રાવણ માસમાં મામા વતી મહેશ્વરને બીલીપત્ર ચ્હડાવવાને દલપત મૂળી મન્દિરમાં રહ્યા, બ્રહ્મચારીને ચોકે ચેલિયા પેરે સેવા કરતા, ને જમતા. ત્હાં દેવાનન્દ સ્વામીનો સમાગમ થયો. દેવાનન્દ સ્વામી ચારણ હતા, સિતારી હતા; મૂળી મન્દિરના મહન્તે

હતા, સંપ્રદાયના અષ્ટકવિમંડળમાંના હતા. દલપતની કાવ્યપ્રેરણા શ્રીહરિએ પ્રગટાવી હતી; દેવાનન્દ સ્વામી કનેથી કાવ્યકલાની દીક્ષા પામ્યા. કકડે કકડે સાતેક વર્ષ દલપતે મૂળીમાં કાવ્યશાસ્ત્રોનો અભ્યાસ કીધો. સ્વામીએ કાવ્યકલાથી દલપતરામને સજ્યા ને દલપત વેદિયાના દલપત કવિ કીધા. મૂળી એટલે પરમારો ને ચારણોનું ધામ. ભૂજમાં ત્હારે કાવ્યકલાની પોશાળ પ્રબળ હતી, કાવ્યરસિકો ત્હાં ભણવા જતા, પછી સ્નાતક પેરે રાજસન્માન પામતા. એવા એક ચારણ કુસુમ કવિ સંગાથે દલપતરામને મૂળીમન્દિરમાં કાવ્યવિવાદ થયો, ને ત્હારથી દલપતરામ સંપ્રદાયના સભાજિત કવિ થયા. શીઘ્ર કવિતાની કઠણ કાવ્યકલા પણ કવીશ્વરે સાધી હતી. દૈવી શક્તિ પારખી અયોધ્યાપ્રસાદજી મહારાજ એમને મને નિર્વાહના અભ્યાસાર્થે અમદાવાદ તેડી લાવ્યા. અમદાવાદમાં નગરશેઠ હેમાભાઇનો, હરકુંવર શેઠાણીનો, શ્રી. સારાભાઇનો પરિચય થયો. સારાભાઇના કહેવાથી કવીશ્વરે ભોળાનાથભાઇને પિંગળશાસ્ત્ર શીખવ્યું. એ ગુરુકાર્ય પછી એમને મહાગુણકારી નીવડ્યું.

૧૮૪૬ માં ભારતવર્ષમાં ત્યારે હજી રાણીનું રાજ્ય ન હતું; કંપનીનું રાજ્ય પણ જામતું હતું. પંજાબ હજી જીતાયો ન હતો, સિન્ધ જીતાયે જોડ વર્ષ થયાં હતાં. અમદાવાદમાં ત્યારે કંપનીનો એક અમલદાર હતો. સ્કોટલાંડવંશી એલેક્ઝાન્ડર કિન્ડલોક ફાર્બસ. ફારબસને ગુજરાતના ટૉડ થવાના કોડ જાગ્યા હતા ને ગુજરાતના જ્ઞાનચંદ્રજી જતીને એ શોધતો હતો. એએક વર્ષ પ્રયોગદશાનાં ને અસંતોષનાં વીત્યાં. ફારબસ હતા અમદાવાદના આસિસ્ટન્ટ સેશન્સ જજ્જ ને ભોળાનાથભાઇ હતા અમદાવાદના સદર અમીન-મુનસફ. એકદા ફારબસ બંગલે ભોળાનાથભાઇ મળવા ગયા હતા. ત્યાં થાકેલા ફારબસે પૂછ્યું: કોઇ કવિ જાણમાં હોય તો જોઇએ છીએ. ભોળાનાથભાઇએ પોતાના કાવ્યગુરુનું નામ દીધું. દેશમાં ત્યારે ટપાલ નહોતી, તાર નહોતા, રેલવે નહોતી; ફારબસે સુદામ તેડાગર એપિયો વઢવાણ મોકલ્યો. '૪૮ની શરદમાં દલપતરામ પગપાળા વઢવાણથી અમદાવાદ આવ્યા. ફારબસના કાવ્યગુરુ થયા, ઇતિહાસસંશોધક થયા, કવીશ્વર થયા.

'૪૮ના નવેમ્બરથી કવીશ્વરે અમદાવાદ વાસ કીધો.

દેવાનન્દ સ્વામીએ દલપતહીરલાને પહેલ પાડ્યા હતા; ફારબસે દલપતહીરલાને ગુજરાતને ઓળખાવ્યો.

દલપતરામ દેશકોળના વિચારક હતા. બેસતા યુગને એમણે પ્રીછ્યો. પાણી ગરણે ગાળીને પીતા એમ નવયુગને મેધાગરણે ગાળીને પીધો, અને ૧૮૪૮ થી ૧૮૯૮-અર્ધી સદીભર ગુજરાતને પાયો. મુંબઇથી દાંતા ને ઇડરથી ભાવનગર જુનાગઢ પર્યંત ગુજરાતમાં ઘૂમી ઘૂમી ક્રાન્તદ્રષ્ટા કવીશ્વરે નવયુગ ઓળખ્યો અને ઓળખાવ્યો, ઝીલ્યો અને ઝીલાવ્યો.

દલપત-ફારબસે ઇતિહાસસંશોધન આદર્યું; ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થાપી; રાસમાળા લખી; સભાઓ ભરી; પુસ્તકાલયો ઉઘાડ્યાં; છાપાં કઢાડ્યાં; ગૂજરાતમાં નવયુગની વાડીઓ વાવી, ઉછેરી, પ્રલ્લવિત કીધી. પછી ૧૮૫૫ માં નર્મદના કાવ્યજન્મની સાક્ષમાં દલપતરામે સાહિત્યસંન્યાસ લીધો, સરકારી નોકરી છોડી સોસાયટીને જીવાડવાને. એ કાવ્ય-ધન્વન્તરી આવ્યા, અને ચક્ષુએ યારી આપી ત્યાં સુધી 'ફારબસની કબરરૂપ સોસાયટીની મુજાવરભાવે' સેવા કીધી. દરમિયાન દલપતપિંગળ રચી નવકવિઓ જન્માવ્યા, ને પછી

હોપ વાચનમાળા દ્વારા ઉછરતી ગુર્જરપ્રજાને કાવ્યમાળા સમર્પી, જેણે ૧૮૫૯ થી ૧૯૦૭ પર્યન્તની બાળબાળાઓની ગુર્જરપેઢીઓ ઘડી ને પ્રાણમાં પ્રાણ પૂર્યા.

એ અર્ધી સદીમાં ગૂજરાતે દલપત્‌કવિતા ઘેરઘેર ઘૂંટી અને ગાઇ.

૧૯૬૩માં ફારબસ મુંબઇ હાઇકોર્ટમાં ન્યાયમૂર્તિપદે હતો. બુદ્ધિવર્ધક વેરણછેરણ થઇ ગઇ હતી; નર્મદ મુંબઇવાસ તજી સૂરતવાસની પૂર્વતૈયારીમાં હતો; મુંબઇમાં ધનના ઢગલા ઢોળાતા. ગુ. વ. સોસાયટી જેવી મુંબઇમાં ફારબસ ગુજરાતી સભાના સ્થાપનમંત્રણાર્થે ફારબસે કવીશ્વરને મુંબઇ તેડાવ્યા. નિજ જીવનપવિત્રતા, કાવ્યપવિત્રતાની ને દેશપવિત્રતાની મહદ્ ભાવનાઓને અંગે ૧૯૫૯માં મુંબઇમાં નર્મદ ઝગડો થયો હતો, ને દલપતરામ મુંબઇનગરીમાં ડંકો વગાડી ગયા હતા. મુંબઇ એમને કે એ મુંબઇને અજાણ્યાં ન હતાં. પણ અમદાવાદે ના પાડયે ૧૯૬૩માં મુંબઇમાં રોકાવાયું નહિ. બેક વર્ષમાં ફારબસ પણ હાથતાળી આપી જતો રહ્યો. પાંખકપાયેલા પંખી જેવા કવીશ્વરે ફારબસવિરહ ગાયો.

પછી ૧૯૭૯માં દલપતકાવ્ય છપાયું; સોસાયટીસેવા છોડી, પણ કાવ્યસેવા છોડી નહોતી. વાનપ્રસ્થાવસ્થામાં ગુર્જર કુમારિકાઓને કાજે કચ્છ ગરબાવળી ને ગુર્જરયુવતિઓને કાજે માંગલિક ગીતાવલિ રચી; છેલ્લી બાર લહેરો પૂરીને પ્રવીણસાગરના ખૂટતા મહેરામણને પૂર્યો; ને પછી સંપ્રદાયનાં ઋણ વાળ્યાં. પ્રથમ શ્રીજી મહારાજના જીવનચરિત્રનો પુરુષોત્તમ ચરિત્ર નામનો હિન્દી ગ્રંથ લખ્યો. તે પૂર્વે **पितृदेवो भव, मातृदेवो भव**ના મંત્રોચ્ચારનો શ્રવણાખ્યાનનો હિન્દી કાવ્યગ્રંથ રચ્યો હતો. ૧૯૮૪ થી ૧૯૯૪નો તે પછીનો દાયકો હરિલીલામૃતનો સાંપ્રદાયિક મહાગ્રંથ ગૂંથવામાં વીત્યો. બન્ને ગ્રંથોની સંપ્રદાયનાં ધર્મમંદિરોમાં આજ કથા થાય છે.

૭૫મું વર્ષ બેઠું હતું. રાજસ્થાનો નહોતરતાં ને જતા. મિત્રો ને પ્રતિપક્ષીઓ યે સિધાવ્યા હતા. કવીશ્વરને કાળઘંટા સંભળાઇ. ૧૯૯૬ના ડિસેંબરમાં પક્ષાઘાત થયો. સવા વર્ષ બાણશય્યામાં રહ્યા. ' ઇશ્વિરભક્તિ અધૂરી છે, કીધા ન પરઉપકાર 'નું છેલ્લું કા૦ ૧૯૯૮ બેસતાં લખ્યું. ૧૯૯૮ના માર્ચ આખરે દલપતરામ ક્ષર મટી અક્ષર થયા.

૭૯ વર્ષના દલપતદીર્ઘાયુષ્યનો એ સારસરવાળો; અને ૧૮૩૩ થી ૧૮૯૮ : ૬૫ વર્ષની કવીશ્વરની એ કાવ્યોપાસના.

જતાં જતાં બાણશય્યામાંથી કવીશ્વરે છેલ્લો કાવ્યટહૂકાર કીધો એ પૂર્વે ૭ આઠ માસથી આ કવિપુત્રના ગદ્યપદ્યલેખો માસિકોમાં છપાવા માંડયા હતા; ગદ્ય બુદ્ધિપ્રકાશમાં ને પદ્ય જ્ઞાનસુધામાં; ૧૯૯૭ની અધવિચાળથી.

૧૯૦૩ થી ૧૯૪૪—ચાર દાયકાનો નાનાલાલનો પ્રકાશનઇતિહાસ પ્રેમભક્તિ–ગ્રંથમાળાની નકલે નકલે જાહેરખબરનાં પ્રથમનાં ચાર પાનાંઓમાં ગુજરાતજાહેર છે. તે પૂર્વેનાં બાર વર્ષનો સરવાળો લાંબો હોય નહિ, ને છે નહિ; પણ ઘરની બેસણી સમે બારશીલણો છે.

અમદાવાદમાં અમારું એક જૂનું બાળગીત છે:

પતાસાની પોળમાં પંદર પગથિયાં,
પંદર ચ્હડવાં, પંદર ઉતરવાં;
મંહિ મહાદેવનાં દર્શન કરવાં.
મહાદેવ પછાડી ઓટલો,
ને વાળ્યો સીતાનો ચોટલો.

પતાસાની પોળની હવેલીને પગથિયાં છે, પોળને નથી. પતાસાની પોળમાં આલીશાન જૈનમંદિરો છે, રડીખડી કો બેત્રણ હાથની શિવદૃહેરી હોય તે ખરી. પતાસાની પોળનો ને સીતાજીનો શો સંબંધ છે એ તો સ્વયં રામચન્દ્રજી ભાખે તો સમજાય. પતાસાની પોળ એટલે કંદોઇહાટનાં પતાસાની પોળ નહિ; જો કે કંદોઇપોળ સમીપમાં જ છે. એ તો ફત્તાશાહનું ફતાશા-પતાસા અપભ્રંશ થયેલ છે. છતાં બાળપણમાં કોઇ વરત નાખે તો એ જૈનપોળમાં જૈનમન્દિરોને સ્થાને શિવમંદિરને સ્થાપી શિવમંદિરને ઓટલે સીતાજીનો ચોટલો વાળી આપતા ને એમ પંદર પગથિયાં ચ્હડતા ને ઊતરતા.

મ્હારા કવિતાવિકાસનાં કાવ્યપગથિયાં પણ કંઇક એવાં છે. એ છે સીતાસૌભાગ્ય-શાં અગમ્ય માંડેલાં પગથિયાં.

પ્રથમ તો દલપતઘરનું ને દલપતપોળનું વાતાવરણ કવિતામય હતું. પોળના મધ્યસ્થ ઓટલે અમે છોકરાઓ ગજરામારૂ સદેવન્તસાવલિંગા ચન્દનમલયાગિરી ગુલબકાવલી ગોપીચન્દની કાવ્યવાર્તાઓ લલકારતા; ને ઘરમાં

કૃષ્ણ વળાવી હું વળી રે ! ઊભી જમનાતીર;
આંસુડે ભીંજાય મ્હારો કંચવો, મ્હારાં દક્ષણી ચીર;
રે મધુવનના વાસી !

એ ઢાળથી આરંભાતો ભગવતપ્રસાદ વિરહ ગાતા. દલપતકુળમાં પ્રભાત પડતું દલપત-ગાયાં પ્રભાતિયાંઓથી ને સ્વામીમન્દિરનાં પ્રતિઃ ચોઘડિયાં ને મંગળા આરતીથી; અને રાત પડતી રેવાબાનાં ને વીજીબાનાં કીર્તનોથી ને ઘરકામ પરવારી કવીશ્વરની ચંપી કરતાં બ્હારોટ નોકરને મુખપાઠ કરાવેલા બ્રહ્માનન્દ સ્વામીના રેણકી ને પદ્ધરી છન્દલલકારથી. પ્રભાતે પ્રભાતે પાડોશના ઘંટીઘોર થતા ને ગીત સાથ પુરાવી ગાજતાં. પડતી સવારે રાવણહથ્થાવાળો ભરથરી આવી પ્રભાતિયું ગાઇ જતો. દશેક વાગતાં પાડોશીઓના ઘરઘરમાંથી દેવસેવાની દેવઘંટડીઓ વાગતી ને ધૂપદાનોમાંથી હૈયાધૂપ ફોરી ઊઠતા. મધ્યાહ્નોત્તર દલપતખાંચામાં સ્ત્રીઓનું જીમખાનું ભરાતું. કોઇ કાંતતું, કોઇ હીર કહાડતું, કોઇ ધૂપેલ નંખાવી ચોટલા હોળાવતું, કોક દહાડો ત્ય્હાં 'જીવરામ ભટ્ટ' આવી હસાવી જાય; ભૂંગળભટિયો ગરોડો આવી કોક-કોકના જોષ જોઈ જાય; છીદરીસાડલાવાળો છીદરીસાડલા વેચી જાય; બે પટપટિયાં વગાડતા દ્વારિકાવાસી આવી કીર્તન ગાઇ જાય; એમ સ્વામીમન્દિરના ચાર વાગ્યાના ઉત્થાપન થયે એ નારીજીમખાનું વેરાય. સ્હાંજે છોકરાછોકરીઓની ધેરો ને રમતો જામે. રાત્રિ પડયે ચન્દ્રનાં ઢોળાતાં ચન્દનિયાંમાં બાળાઓ તલકછાંપડી રમતી, ગરબા ગાતી, એક તોતડીને અવરાવરાવી ખડખડાટ હસતી કે 'મેં ટો આજે કીઢાં'ટાં પટરવેલિયાં રે લોલ; મંહી મેલ્યો'ટો હેંગનો વગાડ: મેં ટો આજે કીઢાં'ટાં પટરવેલિયાં રે લોલ.' એમ દલપતચોક કવિતાઆનન્દે ગાજતું.

(અપૂર્ણ)

# અમર યાદ

## સ્વ. મો. ન. અમીન સાહેબની છઠ્ઠી સંવત્સરીનું પુણ્યસ્મરણ

**( તા. ૧-૨-૪૫ )**



સ્વ. મો. ન. અમીન સાહેબ

હિંદુ ધર્મમાં " કર્મ અને જ્ઞાન " એ ઉપર ખાસ મહત્ત્વ અપાયું છે. ધર્મનું લક્ષ્યબિંદુ પણ તે જ છે. ભગવાન શ્રીકૃષ્ણના ગીતાના ઉપદેશમાં 'કર્મ અને જ્ઞાન વિભાગ'ને ખાસ મહત્ત્વ અપાયું છે તે જાણીતું છે. જેથી સત્તરમી સદીમાં છત્રપતિ શિવાજી મહારાજે, ગુરુ રામદાસ સ્વામીની મદદ ને સદુપદેશથી, હિંદુ ધર્મનો ઉદ્ધાર કરી સ્વરાજ્ય સ્થાપી કર્મવિભાગ સમાપ્ત કર્યો ને ત્યારપછી આ બંને મહાપુરુષો સ્વર્ગમાં સીધાવ્યા તે ઇતિહાસ-પ્રસિદ્ધ છે. સ્વર્ગમાં રહ્યા પછી " क्षीणे पुण्ये मृत्युलोके विशन्ति " મુજબ પુણ્ય ક્ષીણ થતાં અવતાર લેવાની જરૂર જણાયાથી અને ' કર્મ પછી જ્ઞાન આપવા '–કર્મવિભાગ સમાપ્ત કર્યો હોવાથી જ્ઞાનવિભાગનું કર્તવ્ય કરવા સ્વર્ગસ્થ શ્રીમંત મહારાજા સા. સયાજીરાવ ત્રીજા અને સ્વ. મોતીભાઈ અમીન નામો ધારણ કરી પુસ્તકાલયો સ્થાપી ખીલવ્યાં ને સમૃદ્ધ બનાવી પોતાનું ઇષ્ટ કાર્ય પૂરું થયું માની, વડોદરા રાજ્યની પ્રજાને જ્ઞાનની ઉચ્ચ ભૂમિકા ઉપર મૂકી આ બંને મહાપુરુષો ફક્ત પાંચ દિવસને અંતરે (તા. ૧–૬ ફેબ્રુઆરિ ૧૯૩૯) આ જગત્ છોડી પરલોકમાં સિધાવ્યા. એટલે લગભગ સાથે જ અવસાન પામ્યા એ ઉપર્યુક્ત સમાન યોગને લીધે જ છે તેમ હું માનું છું.

આપણા ધર્મમાં શ્રાદ્ધ, સંવત્સરીઓને સ્થાન છે. તે દિવસે બ્રાહ્મણો જમાડવા ને ગોગ્રાસ વગેરે પ્રાણીઓને અર્પી શ્રાદ્ધકાર્યનો રિવાજ પ્રચલિત છે. પરંતુ ખરાં શ્રાદ્ધો ને સંવત્સરીઓ ઉજવવી હોય તો પિતૃઓ તથા અન્ય સ્વર્ગસ્થ મહાપુરુષોનાં કર્તવ્યને ઓળખી કાઢી તે કર્તવ્યો બજાવતાં તેમનો દેહ પડી જતાં તેમનાં અટકી પડેલાં કર્તવ્યો જારી રાખવામાં જ છે. આજે સ્વર્ગસ્થ પૂજ્ય મોતીભાઈ અમીન સાહેબની છઠ્ઠી પુણ્ય-સ્મરણતિથિ–સંવત્સરી છે. આપણા રાજ્યમાં ૧૫૦૦ ઉપરાંત પુસ્તકાલયો છે. આથી વધુ પુસ્તકાલયો સ્થપાય, પુસ્તકાલયો પગભર થવા સારુ કાયમનિધિનું ભંડોળ વિસ્તૃત થાય, પુસ્તકાલયો માટે સ્વતંત્ર મકાનો બંધાય અને લોકો પુસ્તકાલયમાં અવિરત- રસ લેતાં થાય તેવાં કાર્યોની આપણે ખાસ જરૂર છે, અને તે કાર્યો આગળ વધશે–ખીલશે તો જ સ્વર્ગસ્થ પૂજ્ય મોતીભાઈ સાહેબના આત્માને શાંતિ થશે; ને ત્યારે જ ખરી સંવત્સરીઓ–મૃત્યુ-તિથિઓ ઉજવાઈ ગણાશે.

શિક્ષકો ઉપર તેમને અનહદ પ્રેમ હતો, જેથી તેમણે પુસ્તકાલયોનું કામ મુખ્ય શિક્ષકોને સોંપ્યું. શિક્ષકોએ પૂજ્યશ્રી અમીન સાહેબની આ ભાવનાને વધાવી લઇ સેવાભાવે ખીલવી છે તે જાણીતું છે.

વડોદરા પુરુષ અધ્યાપન પાઠશાળામાં અભ્યાસ કરતા શિક્ષકોનું ખાસ કરીને ગરીબ જીવન હોય છે. પાઠશાળામાં વિશ્રાંતિકાળની રજાઓ પડતાં શિક્ષકોને પોતાના વતનમાં જવાનું થાય. કોઇ શિક્ષક પાસે પોતાના વતનમાં જવા સારૂ વાટખર્ચી—ગાડીભાડું ના હોય; તો સ્વ. પૂજ્ય શ્રી મોતીભાઇ સાહેબ પાસે જાય, ગાડીભાડાના પૈસાની માગણી કરે ત્યાં પુણ્યસ્મરણીય સ્વ. મોતીભાઇ અમીન સાહેબ પૈસા આપી તેની માગણી સંતોષે, બદલામાં એટલું જ કહે કે “ શિક્ષક-ભાઇને પુસ્તકાલયનું કામ સારી રીતે કરજે. ” તેઓશ્રીની શિક્ષકો ઉપરની કેટલી ઉચ્ચભાવના—લાગણી ગણાય !

તેઓ રાજ્યના પુસ્તકાલય ખાતામાં મદદનીશ વ્યવસ્થાપક સાહેબ હોવાથી વડોદરા રાજ્યનાં ગામોમાં પુસ્તકાલય ખાતાની કામગીરી સારૂ વડોદરાથી જતા. આગગાડીમાં બેસતાં રસ્તામાં વર્તમાનપત્રોના ફેરિયાઓ જે વર્તમાનપત્રો વેચતા હોય તે ખરીદી લે, અને પોતે વાંચે, પાસે બેઠેલા બીજા ઇસમોને વાંચવા આપે, તથા સમાચારો કહે, પછી આગગાડી બદલવાનું કે ઊતરવાનું સ્થળ આવે એટલે લીધેલાં વર્તમાનપત્રો સાથે ન લેતાં પોતાની બેઠકે રહેવા દે કે જેનો ઉપયોગ આગગાડીમાં બેસનાર હરકોઇ મનુષ્ય વિના મૂલ્યે કરી શકે. સ્વ. પૂજ્ય શ્રી. અમીન સાહેબનું જીવનચરિત્ર ઉપર્યુક્ત અનેક સેવા તથા પરોપકારનાં કાર્યોથી ભરપૂર છે તે જાણીતું છે.

શિક્ષક ભાઇઓએ આ પ્રવૃત્તિને વધાવી લઇ સેવાભાવથી ખીલવી છે, પણ હજુ આ પુસ્તકાલયપ્રવૃત્તિ વધુ ફાલે-ફૂલે, સારી સ્થિતિમાં પુસ્તકાલયો મુકાય, પુસ્તકોનું વર્ગીકરણ કરી, પુસ્તકોનો વધુ સારો ઉપયોગ થાય તેવી ભાવનાઓ રાખી, સેવાભાવે કર્તવ્ય બજાવી, સ્વર્ગસ્થ પૂજ્ય શ્રી મોતીભાઇ અમીન સાહેબના જીવાત્માને શાંતિ આપશે તેવી મારી નમ્ર પ્રાર્થના છે. ને ત્યારે જ ખરી મૃત્યુતિથિ-સંવત્સરી ઉજવાઇ ગણાશે.

—હરગોવિંદ મહાદેવરામ દવે

## જિંદગી

માણસ જન્મ લે છે ને આ જગતમાં આવે છે. એની સંમતિ વગર માણસ મરણ પામે છે અને જગત છોડી જાય છે. પોતાની મરજી વિરુદ્ધ દુનિયામાં જીવે છે ત્યારે સાચા રૂપે કોઇ તેને સમજતું નથી.

બાળવયમાં એ 'દેવનો દીધેલો' મનાય છે; જુવાનીમાં તે 'બડો કાફર' ગણાય છે. પુરુષ બને છે ત્યારે તે 'મૂરખો' કહેવાય છે.

કુટુંબકબીલાવાળો હોય તો તે 'ગોહિયો' છે, વાંઢો રહે તો 'અભાગિયો' છે, પીઠામાં દાખલ થાય તો એ 'દારૂડિયો' છે, પીઠામાં ન જાય તો એ 'લોભિયો' છે.

જો બુદ્ધિશાળી હોય તો તે પક્કો છે પણ અપ્રમાણિક છે જો મંદિરમાં દર્શને જાય તો તે 'દંભી' છે. જો મંદિરે ન જાય તો 'પાપીઓ' છે.

જ્યારે તે પૃથ્વી પર અવતરે છે ત્યારે સૌ એને ચૂમીઓ લે છે અને જ્યારે એ દુનિયાની વિદાય લે છે ત્યારે સૌ એને લાત મારીને કાઢે છે.

જો વહેલી ઉંમરે મરી જાય તો કહે કે એની આગળ હજુ તો મહાન ભાવિ હતું. જો લાંબી બુઢ્ઢી બનીને જીવે છે તો સૌ માને છે કે ડોસાએ પોતાનું વસિયતનામું બનાવી લીધું છે.

# કડી મહાલ પુ. પરિષદનું આઠમું અધિવેશન (નાની કડી)

ઉપર્યુક્ત સંમેલન તી. ૧૦-૧૨-૪૪ ના રોજ નાની કડી મુકામે કડી વિભાગ નાયબ સુબા શ્રી. એદ્. એસ. કાશીના પ્રમુખપદે મળ્યું હતું. એ પ્રસંગે મહાલનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ, પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ, સાક્ષરશ્રી ભરતરામભાઇ, શેઠશ્રી ધડાવાળા વગેરે હાજર હતા.

પ્રારંભમાં સ્વાગતપ્રમુખ શ્રી. મલેકભાઇએ પધારેલા સૌનું સ્વાગત કર્યા બાદ તેમનું સ્વાગતવ્યાખ્યાન વંચાયું હતું, જેમાં શ્રીમંતે પ્રજાને જ્ઞાનચક્ષુ આપ્યા બદલ ઉપકાર અને આભારની લાગણી તરી આવતી હતી.

ત્યારબાદ મે. દેશી સાહેબની દરખાસ્તથી પ્રમુખ સાહેબે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. બાદ પ્રમુખ સાહેબે પોતાનું ભાષણ વાંચી બતાવી સારી પ્રેરણા આપી હતી. ત્યાર પછી સંદેશવાચન થતાં મે. માજી મ. શા. શ્રી. વાડીલાલ શાહ સાહેબે પરિષદને જ્વલંત ફતેહ ઇચ્છી હતી. ત્યાર બાદ કડી મહાલ મંડળના મંત્રી શ્રી. શાંતિલાલે પોતે મહાલ મંડળની કારકીર્દી કહી બતાવી હતી. તેમાં મહાલ મંડળનો ક્રમાંક મોખરે આવતો હોવાનું જણાવ્યું હતું. ત્યાર બાદ નાની કડી શાળાનાં મુ. શિ. શ્રી. બાપુલાલ નાયકે સ્થાનિક માહિતી આપી હતી, જે પછી શ્રી. દુર્ગાશંકરભાઇએ શ્રીમંત ગુણાનુવાદ ગાયો હતો. મે. ઉમેદભાઇ સાહેબે પુસ્તકાલય ખાતાની સારી જેવી માહિતી આપી હતી. અને સારૂં માર્ગદર્શન કરાવ્યું હતું. ત્યાર બાદ શ્રી. ભરતરામભાઇએ પોતે બોખડા, બહેરા તથા ૨૦મી સદીનું સંસ્કૃત, સલામ વગેરે પ્રયોગો વડે બધી સભાને પેટ પકડીને હસાવ્યાં હતાં. તેઓ પરિષદને સફળ બનાવવામાં ખુબજ ઉપયોગી નીવડયા હતા. તેઓ સાહેબે પોતાને અત્રે નિમંત્રવા માટે શ્રી. મ. શા. દેશી સા. તથા મ. મંડળના મંત્રી શાંતિલાલનો આભાર માન્યો હતો. ત્યારબાદ ઠરાવોનું કામ હાથપર લેવાયું હતું, જેમાં થોડા પણ ઉપયોગી ઠરાવો થયા હતા. ત્યારબાદ આભારદર્શન થઇ રાજગીત ગવાઇ શ્રીમંતના જયઘોષ વચ્ચે પરિષદ પૂરી થઇ હતી.

## પ્રમુખશ્રીનું ભાષણ

કડી મહાલ પુસ્તકાલય પરિષદના આઠમા અધિવેશનના આજના સુમંગળ પ્રસંગે મને જે આપે પ્રમુખપદનું માન આપ્યું છે તે માટે હું સર્વેનો હાર્દિક આભાર માનું છું.

આવા જ્ઞાનયજ્ઞમાં ભાગ લેવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે તે બદલ મને ખુબ આનંદ થાય છે. હિંદુસ્તાનમાં પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્યપ્રવર્તક આપણા સદ્ગત, પતિતપાવન રાજ્યપિતા કૈ. શ્રી. સયાજીરાવ મહારાજા સાહેબ હતા. તેઓશ્રીએ પ્રથમ આપણા રાજ્યમાં પ્રાથમિક ફરજીઆત કેળવણી દાખલ કરી. કેળવણીને વેગવાન બનાવવા માટે, અને ગ્રામ્યજનતા ભણેલું ભૂલી જઇ ફરી નિરક્ષર દશા પામે નહિ તે માટે પુસ્તકાલયો સ્થાપી પ્રજાને સંસ્કારી બનાવવા તેઓએ અમેરિકાથી પુસ્તકાલયના નિષ્ણાતને બોલાવી, વડોદરામાં મુખ્ય પુસ્તકાલયની સ્થાપના કરી. અમેરિકાની ધરતી ઉપર ગ્રામ્ય પુસ્તકાલયો ( Village

Libraries ) ફરતી લાયબ્રેરીઓ ( Travelling Libraries ) સ્થાપવામાં આવી; લાયબ્રેરીમાં સ્ત્રીવિભાગ, બાલવિભાગ રાખવામાં આવેલાં છે. સદ્‌ગત કે. શ્રી મહારાજ સાહેબે મે. કુડાલકર સાહેબને પુસ્તકાલયના ઉચ્ચ શિક્ષણ માટે અમેરિકા મોકલી ત્યાંથી આવ્યા પછી વડોદરા મુખ્ય લાયબ્રેરીના ક્યુરેકટર તરીકે નિમણુંક કરી. તેમના પછી કે. મહારાજા સાહેબે ન્યુટન દત્ત સાહેબને વિલાયતમાંથી બોલાવી ક્યુરેકટર બનાવ્યા. તે વખતે મોતીભાઇ અમીન સાહેબને પણ પુસ્તકાલય સંબંધી તાલીમ શ્રીમંતે આપી. ઉપરના બધા અધિકારીઓની મહેનત કુનેહ અને ખંતથી આપણા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિએ વ્યાપક સ્વરૂપ પકડેલું છે. હાલના ક્યુરેકટર મે. વાકનીક સાહેબ તથા તેમના મદદનીશ મે. પટેલ સાહેબ આ પ્રવૃત્તિને અણમોલ મદદ–પ્રોત્સાહન અને દોરવણી આપે છે. આપણા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ જોવા માટે અને તેનો અભ્યાસ કરવા માટે બીજા દેશી રાજ્યો અને બ્રિ. હિંદમાંથી લોકો આવે છે. જગતવિખ્યાત વિદ્વાનો, રાજાઓ તથા વાઇસરૉયોએ મુક્તકંઠે આ રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિની પ્રસંશા કરેલી છે, એ આપણને મગરૂર થવા જેવું છે અને તેનું બધું શ્રેય આપણા વિદ્યાવિલાસી સદ્‌ગત કે. શ્રી સયાજીરાવ મહારાજા સાહેબને ઘટે છે; તેમજ વર્તમાન લોકપ્રિય આપણા શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબ પોતાના પૂજ્ય પિતામહે વાવેલા કલ્પવૃક્ષને યથાર્થ પરિપાલન સંગોપન કરે જા છે અને તેથી પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ અને વિસ્તાર દિવસે દિવસે વધે છે.

પ્રાંતમાંનાં પુસ્તકાલયો સહકાર અને સંગઠનથી કામ કરે છે એ માટે પ્રાંત પુસ્તકાલ મંડળ અને જૂથ મંડળો સ્થાપવામાં આવેલ છે. આ બધાં મંડળોનો મુખ્ય હેતુ આ પુસ્તકાલયોને સંગીન પાયા પર કામ કરતાં કરવાનો છે.

પ્રજાને સુસંસ્કૃત બનાવવી હોય તો ફરજીઆત કેળવણી સિવાય બીજો માર્ગ નથી શિક્ષણનું મુખ્ય ધ્યેય લોકોને કાયમનું અક્ષરજ્ઞાન આપવાનું છે. પરંતુ પુસ્તકાલય વગરન ગામોમાં વાચનના સાધનના અભાવે ફરી નિરક્ષર દશામાં ગ્રામ્યજનતા આવી જાય છે અને શિક્ષણ પાછળ થયેલો ખર્ચ બરબાદ જાય છે. એટલે શાળા અને પુસ્તકાલય અનુષંગી છે તેથી આપણા રાજ્યમાં જ્યાં જ્યાં શાળા છે ત્યાં ત્યાં પુસ્તકાલય સ્થાપવાની ઉદાર નીતિ શ્રીમંત સરકારે અખત્યાર કરી છે અને તેની પાછળ રૂા. ૩ લાખનો આશરે ખર્ચ થાય છે

જે દેશમાં પુષ્કળ વાચનાલયો હોય છે તે દેશ જ્ઞાન, કલા, વિજ્ઞાનમાં આગળ જલદી વધે છે. અમેરિકામાં સ્થળે સ્થળે પુસ્તકાલયો છે. તેથી તે દેશ જગતના બધા દેશ કરતાં આગળ વધેલો છે. મહાપુરુષોનાં વચનામૃતો પુસ્તકોમાં સંગ્રહેલાં હોય છે. મહાપુરુષોનાં જીવનચરિત્રો વાંચવાથી મનુષ્યજીવન ઉચ્ચતર થાય છે. ધર્મગ્રંથો વાંચવાથી ધર્મ અને નીતિનો બોધ થાય છે.

પ્રભુએ જેને સંપત્તિ આપેલી છે તે પોતાની સંપત્તિનો સદુપયોગ અને સદ્‌વ્યય પુસ્તકાલયોને મદદ કરવામાં અને કેળવણીના શુભ માર્ગે કરે એ ઇચ્છવા જોગ છે. સર્વ દાનોમાં જ્ઞાનદાન શ્રેષ્ઠ છે. શાસ્ત્રમાં કહેલું છે. सर्वेषामेवदानानां ज्ञानदानं विशिष्यते

## પસાર થયેલા ઠરાવો

ઠરાવ ૧—ઉદાર હાથે પુસ્તકાલયપ્રવૃત્તિને પોષવા માટે શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માની દીર્ધાયુ ઇચ્છતો પસાર થયો હતો.

ઠરાવ ૨—શ્રીમંત સરકાર તરફથી હાલ પુસ્તકાલયોને જે મદદ મળે છે તે ઘણી ઓછી છે તેથી ઘણાં પુસ્તકાલયો મદદથી વંચિત રહી જાય છે, જેથી હાલની મદદમાં વધારો કરીને દરેક પુસ્તકાલયને તેની માગણી પ્રમાણે મદદ આપે એવી આ પરિષદ પુસ્તકાલય ખાતાને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ. મૂ. જયન્તીલાલ નરસિંહભાઇ　　અનુ. વિઠ્ઠલભાઇ લાલજીભાઇ બારોટ

ઠરાવ ૩—મહાલની કેટલીક ગ્રામપંચાયતો જે તે પુસ્તકાલયોને મદદ આપે છે તે સંતોષની વાત છે. પરંતુ હજુ તે પૂરતી નથી. અને કેટલીક પંચાયતો હજુ મદદ આપતી પણ નથી; જેથી આ પરિષદ ગ્રામ પંચાયતોના કાર્યકરોને વધુ ઉદાર હાથે મદદ આપે એવી ભલામણ કરે છે.

દ. મૂ. અંબાલાલ રઘદાસ (સુરજ)　　અનુ. રતિલાલ અંબાશંકર (કલ્યાણપુરા)

ઠરાવ ૪—શ્રીમંત મહારાજા સાહેબે પોતાની પ્રજા ભણેલું ભૂલી ન જાય અને ગ્રામજનતામાં પણ સંસ્કાર પોષક સાધનો પ્રાપ્ત થાય તે હેતુથી જ ગ્રામ પુસ્તકાલયો સ્થાપાયાં છે પરંતુ એ હેતુ ત્યારે સિદ્ધ થાય કે લોકો આ પુસ્તકાલયોનો પૂરેપૂરો લાભ લેતા થાય, જેથી પ્રજા પુસ્તકાલયોનો સારામાં સારો ઉપયોગ કરે અને બાળકો તથા પ્રૌઢોને સારું વાચન મળે અને તેઓ પોતાનું જ્ઞાન હમેશાં તાજુ રાખી શકે એવો પ્રયત્ન કરવા આ પરિષદ પુસ્તકાલયોના મંત્રી વ ગ્રંથપાલોને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

દ. મૂ. સીદીકભાઇ ઉસમાનભાઇ (ડાંગરવા)　　અનુ. સોમનાથ રણછોડદાસ
વિ. અનુ. નાનજીભાઇ જેઠીદાસ

ઠરાવ ૫—પુસ્તકાલયોના તમામ કામકાજની જવાબદારી ફરજીઆત શિક્ષકોને શિરે છે અને વગર મહેનતાણે તેઓ કામ કરતા આવ્યા છે અને કરે છે; પરંતુ જ્યાં જ્યાં સ્વતંત્ર મકાનો હોય ત્યાં ત્યાં પુસ્તકાલયોનું કારોબારી મંડળ ઠરાવે છે તેટલું મહેનતાણું આપે છે પરંતુ શાળાખાતા તરફથી પરવાનગી મેળવવાની આંટ લેવાય છે. જ્યાં શિક્ષકને ફરજીઆત કામ કરવાનું છે અને જે પુસ્તકાલયોને સવડ હોય તે પુસ્તકાલયો મહેનતાણું આપતા હોય તેને માટે પરવાનગીની અપેક્ષા રહેવી જોઇએ નહિ, એમ આ પરિષદ માને છે. જેથી મે. રા. રા વિદ્યાધિકારી સા. ને વિનંતિ કરે છે કે કાયદાની કાંઇ આંટ હોય તે દૂર કરીને શિક્ષકોને રાહત આપવી.

દ. મૂ. કચરાલાલ નારણજી (રાજપુર)　　અનુ. દુર્ગાશંકર અંબાશંકર

ઠરાવ ૬—નાની કડી ગામે સંમેલન ભરવા માટે ગામનો તથા ઠરાવ ૭—પ્રમુખશ્રીના આભારના પસાર થયા હતા.

# ગ્રંથ પરિચય



૧ આત્મનિરીક્ષણ અને સંકલ્પ—લેખકઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ, પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬૦, સાદું પૂઠું, મૂલ્ય એક રૂપિયો. ૧૯૪૪.

" શારદા " માસિકમાં લેખકે " આત્મનિરીક્ષણ અને સંકલ્પ " શીર્ષક લખેલી લેખમાળાના લેખો આ પુસ્તકમાં સંગ્રહાયા છે. આપણા સાક્ષર શ્રી. રમણલાલ દેસાઈ જેમ એક સિદ્ધહસ્ત નવલકથાકાર છે તેમ જ એક અચ્છા કટાક્ષલેખક પણ છે, એ આ પુસ્તકમાં સંગ્રહાએલા લેખો વાંચતાં સહજ જ સમજી શકાય તેમ છે. આ પુસ્તકમાં લેખકે પ્રાસંગિક બનાવો અને પ્રવર્તમાન પરિસ્થિતિનો એમની લાક્ષણિક અને વેધક શૈલીએ આપણને ઠીક પરિચય આપ્યો છે. એમાંના એકેએક લેખમાં, લેખક આપણા આગેવાનો તેમ જ સમાજના આનસનું સ્પષ્ટ દર્શન કરાવ્યું છે. બહાર ઉજળા દેખાતા માનવીઓ કેટલીક વાર અંદરથી કેવા ખરડાયેલા હોય છે તેનું લેખકે આ લેખોમાં અચ્છું અવલોકન કરાવ્યું છે. અને લેખક કહે છે તેમ, દરેક વાચક પોતાનું પણ આત્મનિરીક્ષણ કરે તો પોતે કેટલા પાણીમાં છે તે સહજ સમજી શકે. " આત્મનિરીક્ષણ "ના અવલોકન પછી પોતે શું સંકલ્પ કરવો ઘટે તે પણ લેખકે " સંકલ્પ " શીર્ષક લેખોમાં જણાવ્યું છે.

આવા લેખો વાંચીને વાચકો આત્મનિરીક્ષણ કરતાં શીખે તો પોતે કેટલા કાળા કે ઉજળા છે, તે સહજ જ હૃદય પર હાથ મૂકીને પોતાની જાતને પૂછી-કહી શકે.

આવું આત્માવલોકનશક્તિની પ્રેરણા આપનારું પુસ્તક નાના-મોટા દરેક પુસ્તકાલયમાં હોવું ઘટે.

૨ સોનલ—લેખકઃ શ્રી. પ્રાણલાલ ઠાકોરલાલ, મુનશી; પ્રકાશકઃ સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, ધાધીરામની પોળ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૫૦, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૪-૦-૦. ૧૯૪૪.

શ્રી. પ્રાણલાલ મુનશી એક અચ્છા કલમકસ લેખક છે. એમણે આ અગાઉ લખેલ નાટક "બલિદાન"એ આપણા સાહિત્યમાં ઠીક સ્થાન પ્રાપ્ત કર્યું હતું. ત્યાર પછી ઘણે વર્ષે તેમની લેખિની દ્વારા એમણે આજના સામાજિક પ્રશ્નોમાં અગત્યનો ગણાય તેવો લગ્નસ્વાતંત્ર્યનો પ્રશ્ન છેડીને આ નવલકથા આપી છે.

આજે દિવસ ઊગે છે ને ભાગેડુ લગ્નોના સમાચારો વર્તમાનપત્રોમાં વાંચવામાં આવે છે. એવા ભાગેડુ લગ્નને કથાવસ્તુ તરીકે ઉપાડી લેખકે આ નવલકથામાં ગૂંથી છે. ધનવાન

પિતાની પુત્રી સોનલ એના પ્રેમીના પ્રેમ પાછળ ગાંડી થઇ ઘર છોડી તેની સાથે ભાગી જઈ સ્નેહલગ્ન કરે છે અને પાછળથી અનેક ઘટનાઓ ઘટી જઇ એ લગ્નનું કેવું પરિણામ આવે છે તે આજનાં અવિચારી લગ્નો કરી બેસતાં જુવાનોને બોધપાઠરૂપ છે. અંતે નવલકથાની નાયિકા સોનલ સમાજસેવાના કાર્યમાં ઝંપલાવી પોતાનાં પાછલાં કૃત્યોનું આત્મપ્રાયશ્ચિત્ત કરે છે.

આખીય નવલકથા શરૂ કર્યા પછી હેઠે મૂકવાનું મન ન થાય તેવી હોઇને કથારસ અંત પર્યંત એકધારો જળવાઇ રહે છે.

ભાગેડુ લગ્નો સામે લાલ બત્તી ધરતી આ નવલકથા આપણા અગ્રગણ્ય નવલસાહિત્યમાં એનું સ્થાન જમાવી લે તેવી છે.

૩ **આરોગ્ય-તનનું, મનનું અને દેશનું—લેખકઃ શ્રી. ડૉ. હરિપ્રસાદ મનજરાય દેસાઈ; પ્રકાશક, કદ, પૂંઠાં, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૪૪+૧૬, મૂલ્ય રૂ. ૩–૪–૦. ૧૯૪૪.**

અમદાવાદના જાણીતા સમાજસેવારત અને દેશસેવક ડૉ. શ્રી. હરિપ્રસાદ દેસાઇએ આ પુસ્તક લખેલું છે. છેલ્લાં ચાળીસેક વર્ષો થયાં લેખક સમાજસેવામાં એકધારા ઓતપ્રોત થયેલા છે. કોઇ પણ સામાજિક કે દેશહિતના કાર્યમાં તેઓ અગ્રભાગે હોય છે. તેઓશ્રી આરોગ્યપ્રચારના એક અચ્છા હિમાયતી હોઇને તેમણે એ દિશામાં વિશિષ્ટ કામ કરેલું છે. એવા એ જ વિષયમાં રચ્યાપચ્યા રહેનાર પ્રજાસેવકે આ પુસ્તકમાં દેશજનોની શારીરિક, માનસિક અને દેશવિષયક આરોગ્યસાચવણીને લગતી ઠીક ઠીક માહિતી લોકભોગ્ય ભાષામાં આપી છે.

આપણે ત્યાં સમાજ, વ્યક્તિ કે સ્થળમાં કયાં કયાં ગંદકી ઘર કરી બેસે છે તે તે લેખકે આ પુસ્તકનાં અઢીસો ઉપરાંત પૃષ્ઠોમાં દર્શાવ્યું છે. આરોગ્યની બાબતમાં કયાં કયાં ભયસ્થાનો છે તે તરફ તેમણે આંગળી ચીંધી છે. ઉપરાંત આર્ય સંસ્કારનો આપણો વારસો સાચવી રાખવામાં આપણે કેટલા પાછળ રહી ગયા છીએ તે પણ દર્શાવ્યું છે. પુસ્તકને અંતે આપણા માનસપટ પર અંકિત કરવા જેવાં સોનેરી સૂચનો પણ આપ્યાં છે. આખુંય પુસ્તક આપણી શહેરી તેમ જ ગ્રામ જનતાને ઉપયોગી નીવડે તેવું છે. એમાં દર્શાવેલાં ભયસ્થાનો જો આપણી જનતા લક્ષ્ય પર રાખે તો વ્યક્તિ, સમાજ કે દેશના અનારોગ્યનો પ્રશ્ન આજે છે તેટલો મૂંઝવણભર્યો ભાગ્યે જ રહેવા પામે.

કસ્બા તેમ જ ગ્રામ પુસ્તકાલયો સૌ વસાવે.

૪ **એશિયાના ધર્મદીપકો—મૂળ મરાઠીમાં લેખકઃ શ્રી. ગોપીનાથ ગણેશ તળવલકર; અનુવાદિકાઃ શ્રી. સૌ. માલતીબાઇ બાકરે; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬૦+૨૪, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ત્રણ. ૧૯૪૪.**

પુસ્તકના શરૂભાગમાં વૈદિક, બૌદ્ધ, જૈન, અને ખ્રિસ્તી પ્રાર્થનાઓ આપી તે પછી ધર્મનું મૂળ સ્વરૂપ, તેનું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ અને અવતારવાદને લગતી વિવેચના આપી છે. તે પછી એશિયાના મહાન ધર્મપ્રવર્તકો—ભગવાન શ્રીકૃષ્ણ, બુદ્ધ, મહાવીર,

ઇસુ ખ્રિસ્ત, હજરત મોહમદ પયગંબર, અને અષો જરથુસનાં જીવનચરિત્રોની રૂપરેખા આપી છે. તે પછી તેમના જીવનપ્રસંગોની વિવેચના આપી છે. આ વિવેચના તે તે મહાન વિભૂતિઓનાં ચરિત્રોને વિશિષ્ટ પ્રકારે સમજવામાં ઠીક સહાયભૂત થાય તેવી છે. આખુંય પુસ્તક એશિયાના વિવિધ ધર્મ, ધર્મપ્રવર્તકો અને તેમનાં જીવનના આદર્શ અને તેમાંથી મળતો તત્ત્વબોધ વાચકને સર્વધર્મસમન્વયમાં ઠીક ગદદરૂપ થઇ પડે તેવાં છે. જીવનચરિત્રો અને ધાર્મિક સાહિત્યના વાચકો માટે આ પુસ્તક ઠીક ઉપયોગી નીવડે તેવું છે. એવા જિજ્ઞાસુ વાચકો માટે પુસ્તકાલયોમાં વસાવી લેવાય.

૫. **વાચિનીદેવી**—લેખક અને પ્રકાશકઃ શ્રી. ધૂમકેતુ; પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૫૨, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૪-૮-૦, ૧૯૪૪.

શ્રી. ધૂમકેતુનાં વિશિષ્ટ સર્જનો–ચૌલાદેવી; રાજસંન્યાસી, કર્ણાવતી અને રાજકન્યા અંતરે અંતરે પ્રસિદ્ધ થતાં લેખકની એ લોકાર્ષક શૈલીએ ગુજરાતના ગૌરવને પ્રકાશિત કરતી નવલકથાઓ પ્રસિદ્ધ થતાં એક પછી એક એ નવલો મેળવવા એના વાચકો ઉત્સુકતા સેવતા. તે જ પ્રમાણે આ પુસ્તક પ્રસિદ્ધ થયાની જાહેરાત થતાં ખૂબ પૂછપરછ ચાલુ હતી, આજે એ મળી શકે છે. ઉપરનાં ચાર પુસ્તકોમાં લેખકે ભીમદેવના સમય પછીની ઇતિહાસગાથાઓ એમની રોચક અને લોકભોગ્ય શૈલીએ આપી છે, જ્યારે વાચિનીદેવીનું કથાવસ્તુ આપણને ભીમદેવના દાદા ચામુંડરાજના રાજત્વકાલનો ઇતિહાસ આપી જાય છે. ચામુંડરાજના સમયમાં ગુજરાતનો ગૌરવભંગ થવાનો વખત આવતાં એની બહેન વાચિનીદેવીએ ભાઇના કરતાં દેશને વહાલો ગણ્યો હતો અને એનું ગૌરવ અખંડિત રાખવા માટે એણે શું શું કર્યું, ભાઇનો વધ કરાવવા સુધીની એની તત્પરતાની વીરગાથા લેખકની ઓજસ્વી કલમ આપણને કહી જાય છે. આગલાં પુસ્તકોમાં અસ્સલ ચાણાક્ય સરખો લાગતો દામોદર મહેતા અહીં રાજશેતરંજની બાજીમાં પોતાનું વિશિષ્ટ સ્થાન જમાવવા પ્રયત્ન કરતો આપણને જણાય છે.

ગુજરાતના ગૌરવનાં ઐતિહાસિક પૃષ્ઠોભર્યું આ પુસ્તક પણ દરેક પુસ્તકાલય અવશ્ય વસાવી લે.

૬. **પડછાયા**—( બીજી આવૃત્તિ ) લેખક, પ્રાપ્તિસ્થાન અને કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૦૦, બોર્ડપૂઠીનું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. સવા. ૧૯૪૪.

શ્રી. ધૂમકેતુએ છેક ૧૯૩૧માં લખેલી આ પૌરાણિક કિશોર વાર્તાવલિની આ નવી આવૃત્તિ છે. પૌરાણિક કથાઓને કેટલાકો દંડા પહોરનાં ગપ્પાં ભલે માનતા હોય, પરંતુ એ કથાઓને પણ જો સમયના વહેણ સાથે બંધબેસતી રીતે ઘટાવી તેનો ઉપયોગ કરી, ઉછરતાં માનસમાં એમાંના શુભ સંસ્કારો અપાય તો તે ઉત્તમ ફળદાયી પણ નીવડે છે.

બહુ વર્ષોના ગાળે પ્રસિદ્ધ થતું આ પુસ્તક ઘણાં પુસ્તકાલયોમાં આજે જીર્ણ દશામાં હશે. તેને સ્થાને આ નવી આવૃત્તિ કુમાર–કિશોર વાચકો માટે અવશ્ય સંગ્રહી લેવી ઘટે.

૭ **ગાંધીજી સાથે અઠવાડિયું**—મૂળ અંગ્રેજીમાં લેખકઃ શ્રી લુઇ ફીશર; અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ; પ્રાપ્તિસ્થાનઃ એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ૨ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૧૪, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨-૦-૦ ૧૯૪૪.

જાણીતા અમેરિકન પત્રકાર લુઇ ફીશર ૧૯૪૨ માં હિંદના પ્રવાસે આવેલા ત્યારે તેમણે સેવાગ્રામમાં રહી એક અઠવાડિયું ગાંધીજીના સમાગમમાં ગાળ્યું હતું. ત્યારે હિંદના રાજકારણનાં વહેતાં પાણીમાં કંઇ કંઇ પરિવર્તનો જણાતાં હતાં. હિંદને ' ક્રીપ્સ ઑફર 'નું અર્પણ કરવા ઇંગ્લેન્ડનો એ મુત્સદ્દી હિંદમાં આવી એ વહેતાં પાણીને ડહોળી ગયો હતો. એને લગતી આ પુસ્તકના લેખકની ગાંધીજી સાથેની વાતચીત અને એ ઑફરનો ગાંધીજીએ કેમ અસ્વીકાર કર્યો વગેરે વાર્તાલાપ આ પુસ્તકમાં છે.

અત્યાર સુધી શ્રી. લુઇ ફીશરનાં લખાણો પ્રગટ કરવા માટે હિંદી સરકારનો પ્રતિબંધ હતો. આ પુસ્તક એ સરકારની પરવાનગીથી પ્રસિદ્ધ થવા પામ્યું છે. એમાં સ્થળે સ્થળે લેખકની રમુજભરી વર્ણનાત્મક લેખનકળાનો અચ્છો પરિચય મળે છે. ઉપરાંત, ગાંધીજીના સમાગમની એ કેવી છાપ લઇ ગયો તે પણ આ પુસ્તક વાંચવાથી જાણવા મળે છે.

મૂળ અંગ્રેજીમાંથી આપણી લોકભોગ્ય ભાષામાં પુસ્તકને અવતાર આપવામાં અનુવાદક સારા સફળ થયા છે. પુસ્તકાલયો વસાવી લે.  મ. પ્ર. વ્યાસ

---

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦, વડોદરા

## રજાઓની યાદી (જાન્યુઆરી ૧૯૪૫ થી જુન ૧૯૪૫)

| | | | | |
|---|---|---|---|---|
| ન્યુ યુઅર્સ ડે | ૧ લી | જાન્યુઆરી | સોમવાર | ૧ |
| સ્વ. મહારાજા સાહેબનો હીરક મહોત્સવ દિન | ૩ જી | ,, | બુધવાર | ૧ |
| શ્રીમંત મહારાજા સાહેબના જન્મદિવસ નિમિત્તે ઉત્સવ દિન | ૯ મી | ,, | મંગળવાર | ૧ |
| મકરસંક્રાંતિ | ૧૫ મી | ,, | સોમવાર | ૧ |
| વસંતપંચમી | ૧૮ મી | ,, | ગુરુવાર | ૧ |
| શ્રીમંત મહારાજા સાહેબનો ગાદીનો વારદિવસ | ૭ મી | ફેબ્રુઆરી | બુધવાર | ૧ |
| હોળી | ૨૬ મી | ,, | સોમવાર | ૧ |
| ધૂળેટી | ૨૭ મી | ,, | મંગળવાર | ૧ |
| ગુડી પડવો | ૧૫ મી | માર્ચ | ગુરુવાર | ૧ |
| ગુડ ફ્રાયડે | ૩૦ મી | ,, | શુક્રવાર | ૧ |
| રામનવમી | ૨૦ મી | એપ્રિલ | શુક્રવાર | ૧ |
| અક્ષય તૃતીયા | ૧૪ મી | મે | સોમવાર | ૧ |
| વટસાવિત્રી | ૨૫ મી | જુન | સોમવાર | ૧ |

વડોદરા,
તા. ૧૦-૨-૧૯૪૫

વા. ના. અમીન
મંત્રી.



**નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો**

૧ વિજ્ઞાનની પરિભાષા—શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇ, મૂલ્ય ૦–૮–૦

૨ Hind Swarajya—By M. K. Gandhi, 0–8–0

૩ ગીતામંથન—લેખકઃ શ્રી. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; મૂલ્ય રૂા. ૨–૦–૦

**સંદેશ પ્રકાશન મંદિર–અમદાવાદ તરફથી**

૪ સોનલ—લેખકઃ શ્રી. પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી; મૂલ્ય રૂા. ૪–૦–૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો**

૫ મલ્લિકા—(નવી આવૃત્તિ) લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. ૪–૮–૦

૬ આથમતે અજવાળે—લેખકઃ શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા; મૂલ્ય રૂા. ૫–૮–૦

**એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇનાં પુસ્તકો**

૭ ગાંધીજી સાથે અઠવાડિયું—મૂળ અંગ્રેજીમાં લેખકઃ લૂઇ ફિશર; અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; મૂલ્ય રૂા. ૨–૦–૦

૮ હિંદુ ધર્મ—મૂળ લેખકઃ સર રાધાકૃષ્ણન્; અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રા. શુક્લ; મૂલ્ય રૂા. ૪–૪–૦

**નવચેતન સાહિત્ય મંદિર–અમદાવાદ તરફથી**

૯ વિશાળદેવ—(ઉત્તરાર્ધ) લેખકઃ શ્રી. ધનશંકર હિ. ત્રિપાઠી; મૂલ્ય રૂા. ૨–૦–૦

**અન્ય પ્રકાશકો તરફથી**

૧૦ ઋણાનુબંધ—લેખકઃ શ્રી. સીતારામ શર્મા, પ્રકાશકઃ સુભદ્ર ગ્રંથાવલિ, બાઉઆની પોળ, રાયપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૮–૦

---



## પુ. સ. સ. મંડળની પ્રકાશન યોજના

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ની અઇ વાર્ષિક સામાન્ય સભામાં, કેટલાક વખતથી પુસ્તક પ્રકાશનનું કાર્ય જે મંદ હતું તેને વેગ આપવા માટે લોકભોગ્ય પુસ્તકો પ્રકટ કરવાને લગતો ઠરાવ પસાર થયો છે.

મંડળનાં વિવિધ કાર્યોના અંગરૂપ પુસ્તકપ્રકાશન પણ એક અંગ છે. અને તેમાં લગતું કામકાજ હાથ પર લેવાયું છે, પરંતુ તેટલું જ પૂરતું નથી, એવું લક્ષ્યમાં લઇને મંડળે ઉપર્યુક્ત ઠરાવ પસાર કર્યો છે અને પ્રકાશન અંગેની વિવિધ યોજનાઓ જાહેરમાંથી માગવાનો નિર્ણય કર્યો છે.

આજના કાગળની કરકસરના સમયમાં પુસ્તકપ્રકાશનનું કામ જરા કપરું થયું છે; પરંતુ સારો વખત ઉપસ્થિત થતાં તે કાર્ય તત્કાળ હાથ ધરાય તેને લગતી યોજનાની રૂપરેખા જાહેર લેખકો અને વાચનપ્રચારમાં રસ લેનારાઓ તરફથી મોકલી અપાય તેવી મંડળના વ્યવસ્થાપકોની ઇચ્છા છે.

યોજના તૈયાર હશે અને તદનુસાર પુસ્તકોની હસ્તપ્રતો હાથ પર હશે તો એ કામને, સારો વખત ઉપસ્થિત થતાં તત્કાળ હાથ ધરી શકાશે. એટલે લેખકો, અને શિષ્ટ વાચનપ્રચાર-પ્રેમીઓને મંડળની વિનંતિ છે કે, લોકભોગ્ય શિષ્ટ પ્રકાશનને લગતી પોતે વિચારી હોય તેવી યોજનાઓ મંડળ પર મોકલી આપે.

આશા છે, મંડળની આ વિનંતિને યોગ્ય સહકાર મળશે.



## પત્રો–માસિકો શરૂ થશે.

જે ગ્રામ પુસ્તકાલયોની લોકમદદ તા. ૧૮–૧૨–૪૪ ની સાંજ સુધીમાં મંડળમાં પહોંચી ગઇ છે તેમને તા. ૧લી જાન્યુઆરી ૧૯૪૫ થી તેમના બજેટમાં મંજૂર થયેલાં વર્તમાનપત્રો–સામયિકો મોકલવાની વ્યવસ્થા થઇ ગઇ છે, અને તેમને તે નિયમિત મળતાં થઇ ગયાં હશે; જ્યારે તા ૧૯–૧૨–૪૪ થી ૨૦–૧–૪૫ સુધીમાં જે ગ્રામ પુસ્તકાલયોની લોકમદદ મંડળમાં પહોંચી ગઇ હશે તેમને તા. ૧–૨–૪૫ થી વર્તમાનપત્રો–સામયિકો ગ–



## નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદનાં પુસ્તકો

૧ વિજ્ઞાનની પરિભાષા—શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ, મૂલ્ય ૦–૮–૦

૨ Hind Swarajya—By M. K. Gandhi, 0-8-0

૩ ગીતામંથન—લેખકઃ શ્રી. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; મૂલ્ય રૂા. ૨–૦–૦

## સંદેશ પ્રકાશન મંદિર—અમદાવાદ તરફથી

૪ સોનલ—લેખકઃ શ્રી. પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી; મૂલ્ય રૂા. ૪–૦–૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૫ મલ્લિકા—(નવી આવૃત્તિ) લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. ૪–૮–૦

૬ આથમતે અજવાળે—લેખકઃ શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા; મૂલ્ય રૂા. ૫–૮–૦

## એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈનાં પુસ્તકો

૭ ગાંધીજી સાથે અઠવાડિયું—મૂળ અંગ્રેજીમાં લેખકઃ લૂઈ ફિશર; અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; મૂલ્ય રૂા. ૨–૦–૦

૮ હિંદુ ધર્મ—મૂળ લેખકઃ સર રાધાકૃષ્ણન્; અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રા. શુક્લ; મૂલ્ય રૂા. ૪–૪–૦

## નવચેતન સાહિત્ય મંદિર—અમદાવાદ તરફથી

૯ ભિશાભદેવ—(ઉત્તરાર્ધ) લેખકઃ શ્રી. ધનશંકર હિ. ત્રિપાઠી; મૂલ્ય રૂા. ૨–૦–૦

## અન્ય પ્રકાશકો તરફથી

૧૦ ઋણાનુબંધ—લેખકઃ શ્રી. સીતારામ શર્મા, પ્રકાશકઃ સુભદ્ર ગ્રંથાવલિ, બાઉઆની પોળ, રાયપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૮–૦




## પુ. સ. સ. મંડળની પ્રકાશન યોજના

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ની ગઇ વાર્ષિક સામાન્ય સભામાં, કેટલાક વખતથી પુસ્તક પ્રકાશનનું કાર્ય જે મંદ હતું તેને વેગ આપવા માટે લોકભોગ્ય પુસ્તકો પ્રકટ કરવાને લગતો ઠરાવ પસાર થયો છે.

મંડળનાં વિવિધ કાર્યોના અંગરૂપ પુસ્તકપ્રકાશન પણ એક અંગ છે. અને તેને લગતું કામકાજ હાથ પર લેવાયું છે, પરંતુ તેટલું જ પૂરતું નથી, એવું લક્ષ્યમાં લઇને મંડળે ઉપર્યુક્ત ઠરાવ પસાર કર્યો છે અને પ્રકાશન અંગેની વિવિધ યોજનાઓ જાહેરમાંથી માગવાનો નિર્ણય કર્યો છે.

આજના કાગળની કરકસરના સમયમાં પુસ્તકપ્રકાશનનું કામ જરા કપરું થયું છે; પરંતુ સારો વખત ઉપસ્થિત થતાં તે કાર્ય તત્કાળ હાથ ધરાય તેને લગતી યોજનાની રૂપરેખા જાહેર લેખકો અને વાચનપ્રચારમાં રસ લેનારાઓ તરફથી મોકલી અપાય એવી મંડળના વ્યવસ્થાપકોની ઇચ્છા છે.

યોજના તૈયાર હશે અને તદનુસાર પુસ્તકોની હસ્તપ્રતો હાથ પર હશે તો એ કામને, સારો વખત ઉપસ્થિત થતાં તત્કાળ હાથ ધરી શકાશે. એટલે લેખકો, અને શિષ્ટ વાચનપ્રચાર-પ્રેમીઓને મંડળની વિનંતિ છે કે, લોકભોગ્ય શિષ્ટ પ્રકાશનને લગતી પોતે વિચારી હોય તેવી યોજનાઓ મંડળ પર મોકલી આપે.

આશા છે, મંડળની આ વિનંતિને યોગ્ય સહકાર મળશે.



## પત્રો-માસિકો શરૂ થશે.

જે ગ્રામ પુસ્તકાલયોની લોકમદદ તા. ૧૮-૧૨-૪૪ ની સાંજ સુધીમાં મંડળમાં પહોંચી ગઇ છે તેમને તા. ૧લી જાન્યુઆરી ૧૯૪૫ થી તેમના બજેટમાં મંજૂર થયેલાં વર્તમાનપત્રો-સામયિકો મોકલવાની વ્યવસ્થા થઇ ગઇ છે, અને તેમને તે નિયમિત મળતાં થઇ ગયાં હશે; જ્યારે તા. ૧૯-૧૨-૪૪ થી ૨૦-૧-૪૫ સુધીમાં જે ગ્રામ પુસ્તકાલયોની લોકમદદ મંડળમાં પહોંચી ગઇ હશે તેમને તા. ૧-૨-૪૫ થી વર્તમાનપત્રો-સામયિકો શરૂ

કરવાની તજવીજ રાખવામાં આવી છે. પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલ ભાઇઓને આ વિષે હવે પૂછપરછ કરવાનું રહેશે નહિ.

***

## વ. રા. પુ. મંડળ

### મહેસાણા પ્રાંતમાં નવીન પુસ્તકાલયો ઉઘાડવા માટે મળેલું દાન

મહેસાણા પ્રાંતમાં બાકી રહેલાં શાળાવાળા ગામે, નવીન પુસ્તકાલયો ઉઘાડવા માટે, રૂ. ૧૨૦૦ ની મદદ, લાડોલ તા. વિજાપુરના રહીશ. શ્રી. ચુનીભાઇ ધનજીભાઇ પટેલ તરફથી પોતાના સ્વર્ગસ્થ પિતાશ્રીના સ્મરણાર્થે કલોલ વિભાગ શાળાધિકારી શ્રી. માસ્કે સાહેબની પ્રેરણાથી પુ. ખાતાને મળ્યા છે. એ બદલ દાતાને ખરેખર ધન્યવાદ ઘટે છે.

***

### વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ

દરાપુરા તા. પાદરા મુકામે ઉપર્યુક્ત પરિષદ ભરવાની તા. ૨૧-૨૨ રવિ, સોમ ચોક્કસ થઇ ગઇ છે. પરિષદનું કાર્ય તા. ૨૧મીએ સાંજના ત્રણ વાગે શરૂ થનાર છે. જી. બી. એસ. રેલ્વેની કન્સેશનની કરેલી માગણી પણ મંજૂર થઇ છે. આ સંબંધી વિશેષ માહિતી આપતી પત્રિકા ૪થી આજ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થઇ છે. તે તથા પાછળના અંકોમાં પ્રસિદ્ધ થયેલી ૧ થી ૩ પત્રિકાઓ, પરિષદમાં આવનાર દરેક પ્રતિનિધિભાઇ જરૂર વાંચે.

***

### વર્તમાનપત્રો-સામયિકોના તંત્રીઓને

વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ અંગે ભરાનાર પ્રદર્શન માટે પોતાનો છેલ્લો અંક "મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય પ્રદર્શન સમિતિ; મુ. પો. દરાપુરા, તા. પાદરા" એ સરનામે મોકલી આપવા જે તે પત્રો-સામયિકોના તંત્રીઓને ખાસ વિનંતિ છે.

***

### અમરેલી પ્રાંત ત્રીજી પુસ્તકાલય પરિષદ

ઉપરોક્ત પરિષદ અમરેલીમાં જ ફેબ્રુઆરીના પહેલા અઠવાડીઆમાં ભરવાનું હાલ તો નક્કી થયું છે. એ સંબંધીની આજ અંકમાં પ્રકટ થયેલી પહેલી પત્રિકા તરફ અમરેલી પ્રાંતનાં પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલ ભાઇઓનું ખાસ ધ્યાન દોરીએ છીએ અને એ પરિષદને સફળ બનાવવા સૌને ભલામણ કરીએ છીએ.

***

### ક્ષમાપના

" પુસ્તકાલય " માસિકનું છાપકામ શરૂ થયા પછી એના તંત્રીનાં માતુશ્રીની માંદગી અને અવસાનના કારણે ચાલુ અંકમાં જે કંઇ ક્ષતિ-ત્રુટિઓ રહી જવા પામી હોય તે સુધારી લેવા વાચકોને તંત્રીની નમ્ર વિનંતિ છે.

# વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ

## સ્થળ : દરાપુરા તા. પાદરા

## પત્રિકા ૪ થી

૧ ઉપર્યુક્ત પરિષદ ભરવાની તારીખો જાન્યુઆરી '૪૫ ની તા. ૨૧-૨૨ રવિ-સોમ ચોક્કસ થઇ ગઇ છે

૨ પત્રિકા ૨ જીમાં પરિષદનું કાર્ય, સાંજના ૪॥ વાગે શરૂ થવાનું જે જણાવેલું તેને બદલે સાંજના ૩ વાગે શરૂ થવાનું નક્કી થયું છે, જેથી પરિષદમાં પધારનાર ભાઇઓએ વડોદરા તરફથી આવનારે વિશ્વામિત્રી તરફથી સવારના ૧૦-૨૫ અને બપોરના ૧-૩૦ એ ઉપડતી ટ્રેનમાં તથા પાદરા મહાલમાંથી આવનારે જંબુસર તરફથી ઉપડતી સવારની ટ્રેનમાં પાદરા થઇ દરાપુરા આવી જવું.

૩ પરિષદમાં રજુ કરવા જેવા નિબંધો તથા ઠરાવો જે તે ભાઇઓ તાત્કાલિક મોકલી આપે.

૪ જી. બી. એસ. રેલ્વે તરફથી કન્સેશન મળવા અમોએ કરેલી માગણી મંજૂર થઇ છે. અને તેથી જે ભાઇઓએ કન્સેશન ફોર્મની માગણી કરી હશે વા કરશે તે ભાઇઓને ફોર્મ મોકલી અપાશે. આ ફોર્મ, જી. બી. એસ રેલવેના જે સ્ટેશનેથી બેસવાનું અમને લખી જણાવ્યું હોય તે સ્ટેશનના સ્ટેશન માસ્તરને બતાવવું. એટલે તેઓ એક વખતનું ભાડુ લઇ પાદરાની ટિકિટ કાઢી આપશે, અને ફોર્મ પણ પરત આપશે. આ ફોર્મ અને ટિકિટ પાદરા સ્ટેશને બતાવતી વખતે ટિકિટ આપી દઇ ફોર્મ દરેકે પાછું લેવું. એટલે પાછા જતી વખતે એ ફોર્મ બતાવેથી પાદરા સ્ટેશન માસ્તર વગર ચાર્જે ટિકિટ કાઢી આપશે.

૫ પુસ્તકાલય અંગે ભરાનાર પ્રદર્શન માટે પત્રો, માસિકોના તંત્રીઓને, પોતાનો એકેક અંક " મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય પ્રદર્શન સમિતિ, મુ. પો. દરાપુરા તા. પાદરા. " એ સરનામે મોકલી આપવા ખાસ-આગ્રહપૂર્વક વિનંતિ કરવામાં આવે છે.

પત્ર વ્યવહારનું સરનામું
મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ
C/o સેન્ટ્રલ લાઇબ્રેરી, વડોદરા
વડોદરા તા. ૭-૧-૪૫

ચિમનભાઇ હૃ. અમીન
મંત્રી, વડોદરા પ્રાંત પુ. મંડળ
ચિમનભાઇ દા. અમીન (દરાપુરા)
ડાહ્યાલાલ ના. પરીખ (પાદરા)
ઉપપ્રમુખો, સ્વાગત મંડળ

# અમરેલી પ્રાંત પુસ્તકાલય પરિષદ

## સ્થળ-અમરેલી

### પત્રિકા પહેલી

તા. ૨૬-૧૧-૪૪ ના રોજ અમરેલી સાર્વજનિક પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિની બેઠકમાં ઠરાવ અંક ૩૬ તા. ૨૬-૧૧-૪૪ થી અમરેલી પ્રાંત પુસ્તકાલય પરિષદનું અધિવેશન ભરવાનું નક્કી કરવામાં આવેલ છે.

આ અધિવેશન અમરેલી મુકામે ઇ. સ. ૧૯૪૫ ના જાન્યુઆરી માસના છેલ્લા અઠવાડીઆમાં ભરવાનું નક્કી થયેલ છે, પણ તે દિવસોમાં વડોદરા પ્રાંત પુ. પરિષદનું પાંચમું અધિવેશન ભરવાની જાહેરાત થઇ હોવાથી આ પરિષદ ફેબ્રુઆરીના પહેલા અઠવાડીઆમાં રાખવા ધાર્યું છે.

ચોક્કસ તારીખો નક્કી થયે હવે પછીની પત્રિકામાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

આ પરિષદને અંગે સ્વાગત સમિતિ સ્થાપવામાં આવી છે; અને તેનાં સભાસદો નોંધવાનું કાર્ય હાથ પર લેવામાં આવ્યું છે. સ્વાગત સભ્યનું લવાજમ ઓછામાં ઓછું રૂ. ૩-૦-૦ રાખવામાં આવેલ છે.

ટૂંક મુદતમાં જ સ્વાગત સમિતિની પ્રથમ બેઠક બોલાવી, હોદ્દેદારોની નિમણુંક કરવામાં આવશે; અને તે જ વખતે પરિષદના કામકાજ અંગે નાની મોટી સમિતિઓ નીમી પ્રત્યક્ષ કામ શરૂ કરવામાં આવશે.

આ પરિષદમાં બંધારણ પ્રમાણે કસ્બા પુસ્તકાલય ત્રણ, ગ્રામ, મહિલા અને બાળ પુસ્તકાલયો દરેક બે, અને વાચનાલય એક, એ સંખ્યા પ્રમાણે પ્રતિનિધિઓ મોકલી શકશે.

પ્રતિનિધિઓનું લવાજમ સ્વા. સમિતિની પહેલી બેઠકમાં નક્કી કરવામાં આવશે.

પ્રતિનિધિઓ તથા બહારથી આવનાર ગૃહસ્થો માટે રહેવા તથા જમવાની સગવડતા આપવામાં આવશે તેનું લવાજમ હવે પછી નક્કી થયે જાહેર થશે.

આ પરિષદની ખુલ્લી બેઠકમાં વાંચવા માટે નિબંધો, જે ભાઇ બહેનો મોકલવાના હોય તેમણે જાન્યુઆરી ૧૯૪૫ ની તા. ૨૨ મી સુધીમાં મોકલી આપવા. પરિષદમાં રજૂ કરવાના ઠરાવો તથા ચર્ચવાના વિષયો સંબંધમાં, જેમને કંઇ સૂચનો કરવાના હોય તેમણે ઉપરની મુદત સુધીમાં મોકલી દેવાનાં છે. નિબંધો ખાસ કરીને પુસ્તકાલય ઉપયોગી થઇ શકે તેવા વિષયો પરજ લખવા વિનંતિ છે.

પરિષદમાં ભાગ લેવા ઇચ્છનાર શિક્ષકભાઇઓ તથા શિક્ષિકા બહેનો માટે પરિષદના દિવસો કામગીરીના ગણાય તેવી તજવીજ કરવામાં આવશે.

મો. ના. મહેતા
હંસરાજ વી. ભદ્રેશ્વરી
મંત્રીઓ, પ્રાંત પુસ્તકાલય મંડળ, અમરેલી.

# સોવિયેટ રશિયાનાં બાળકો

**સોવિયેટ રશિયામાં જીવનના દરેક ક્ષેત્રમાં અદ્દભુત પ્રગતિ થયેલી જોવામાં આવે છે. ગયાં પચીસ વર્ષમાં તે દેશે જે પ્રગતિ કરી છે તેની જોડ દુનિયાના ઇતિહાસમાં ભાગ્યે જ જોવા મળશે. પ્રગતિ માટે પ્રયત્ન કરતા ભારતવર્ષને સોવિયેટ રશિયાના પ્રયોગોમાંથી ઘણું નવું જાણવાનું મળે તેમ છે. રાજકીય, આર્થિક અને સામાજિક ક્ષેત્રોની જેમ કેળવણીના ક્ષેત્રમાં પણ સોવિયેટ રશિયાએ નવી ભાત પાડી છે. આશા છે કે વાચકોને એ માહિતી બોધપ્રદ નીવડશે. આ માહિતી દીના લેવિન નામનાં અમેરિકન શિક્ષિકાએ, જાતઅનુભવથી લખેલી પુસ્તિકાને આધારે લીધી છે.—હં૦**

આપણા દેશમાં માબાપ બાળકોની કેળવણીમાં ઘણો જ ઓછો રસ લે છે, એ વાત સહુ કોઇ કબૂલ કરશે. ઇંગ્લંડ જેવા સુધરેલ દેશમાં પણ " હેડમાસ્તરને મળવાની જરૂર હોય તો જ માબાપોએ શાળાના મકાનમાં આવવું; એ સિવાય બીજા કારણસર માબાપોને શાળામાં આવવાની મનાઇ છે. " એવી જાતની નોટિસ શાળાના મકાન પર લગાડેલી જોવામાં આવે છે. પણ સોવિયેટ યુનિયનમાં શાળાની સાથે નિકટ સંબંધમાં રહેવું એ માબાપોની એક અનિવાર્ય ફરજ ગણાય છે. રશિયામાં કદાચ માબાપ પોતાની એ ફરજ પ્રત્યે બેદરકાર જણાય તો શાળા તેમને તેમની ફરજનું ભાન કરાવવામાં હમેશ જાગ્રત રહે છે. વખતોવખત માબાપોને શાળામાં બોલાવવામાં આવે છે અને ચાલતા વર્ગોમાં હાજરી આપી શિક્ષકો કેવી રીતે શીખવે છે તે જોવાનું તેમને કહેવામાં આવે છે. બાળકોના ભોજનના સમયમાં માબાપ શાળામાં હાજર રહી મદદ કરે છે. માબાપ વખતોવખત જુદા જુદા વિષયો ઉપર શાળામાં ભાષણો પણ આપે છે.

પ્રત્યેક શાળામાં માબાપોની એક કમિટી હોય છે. આ કમિટીની ચૂંટણી માબાપોની સામાન્ય સભામાં દર વર્ષે થાય છે. આ કમિટી ઉત્સવો અને બાળકોની પાર્ટીઓ ગોઠવે છે, અન્ય રીતે શાળાના કાર્યક્રમમાં મદદ કરે છે અને શાળાના તંત્ર ઉપર એક જાતનું નિયંત્રણ રાખે છે. દરેક સત્રમાં માબાપોની જે સભા થાય છે તેમાં શાળાના આચાર્ય શાળાના કામકાજનો અહેવાલ આપે છે, અને તેના ઉપર માબાપો રસપૂર્વક ચર્ચા કરી સૂચનાઓ આપે છે. આવી સત્રાંત સભાઓ ઉપરાંત દરેક મહિને પ્રત્યેક વર્ગની સભા થાય છે. આ સભામાં માબાપો શિક્ષકોના કામ પ્રત્યે પોતાના સ્પષ્ટ અભિપ્રાયો દર્શાવે છે. આમાં શિક્ષકો

કોઈ કડક ટીકા પણ થાય છે. આવી એક સભામાં ફિઝિક્સના શિક્ષકનું વર્ગ પ્રત્યે જે વલણ હતું તેના ઉપર માબાપોએ સખ્ત ટીકા ચલાવી. પ્રિન્સિપાલે માબાપની ટીકાનું સાચાપણું સ્વીકારી કહ્યું કે "ઉક્ત શિક્ષક સભામાં હાજર નહિ હોવાથી આ ચર્ચા આવતી સભા ઉપર મુલતવી રાખવી, જેથી કરીને તે શિક્ષક પોતે જ એ ચર્ચામાં ભાગ લઈ શકે." શિક્ષકની હાજરીમાં માબાપો તેના દોષો વિષે ચર્ચા કરે અને શિક્ષક પોતે તેમાં ભાગ લે એ પરિસ્થિતિ શિક્ષકવર્ગ અને માબાપ બન્ને વચ્ચે અત્યંત નિકટ સંબંધ વગર સંભવતી નથી. રશિયાએ પ્રયત્નપૂર્વક એ સંબંધો સ્થાપિત કર્યાં છે.

આપણે ત્યાં ઘણી શાળાઓમાં થાય છે તેમ, દરેક વિદ્યાર્થીની પ્રગતિનો અઠવાડિક અહેવાલ ડાયરીમાં લખી માબાપ ઉપર મોકલી આપવામાં આવે છે. આ અહેવાલ વાંચી, પોતાની કોઈ સૂચના હોય તો માબાપ તે લખી જણાવે છે. વર્ગમાં પાઠ ચાલતો હોય ત્યારે કોઈ બાળકની મા કે પિતા વર્ગમાં પછવાડેના બાંકડા ઉપર બેસી પાઠનું નિરીક્ષણ કરે એ વાત રશિયામાં સામાન્ય છે; શિક્ષકને તો એ અત્યંત સ્વાભાવિક લાગે છે. આ નિરીક્ષણને અંતે માબાપ પોતાના બાળકની દૃષ્ટિએ તેમ જ કેળવણીની દૃષ્ટિએ શિક્ષક સાથે એ પાઠના ગુણદોષોની ચર્ચા કરે છે.

રશિયામાં દરેક વર્ગનો એક સલાહકાર રહે છે. તેની ફરજ દરેક બાળકના ઘરની પરિસ્થિતિનો સંપૂર્ણ ખ્યાલ રાખવાની હોય છે. આને અંગે તે વારંવાર બાળકોનાં ઘરોની મુલાકાત લે છે. આ સલાહકાર જ્યારે માબાપો પાસે જાય છે ત્યારે પોતાનાં બાળકોનો કોઈ મિત્ર આવ્યો હોય એવા હેતથી તેનું કુટુંબોમાં સ્વાગત થાય છે. આ મુલાકાતોમાંથી કેટલું સુંદર પરિણામ આવે છે તેનો એક દાખલો અહીં આપવો ઠીક થશે. એક શિક્ષિકા–સલાહકાર એક બાળકને ઘેર ગઈ. ત્યાં એનું અદ્‌ભુત સ્વાગત થયું. તેને ત્યાં જમાડવામાં આવી. બાળકને લગતી ચર્ચામાં મા પાસેથી જણાયું કે બાળક નિશાળ છૂટયા પછી સીધો ઘેર જતો ન હતો. તેને અંગે શિક્ષિકા અને બાળક વચ્ચે નીચે મુજબ સંવાદ થયો:—

શિક્ષિકા—તમારી મા કહે છે તે સાચું છે ?

બાળક—હા.

શિક્ષિકા—તમને વાંચવું ગમે છે ?

બાળક—બહુ નહિ. મને સહુ કરતાં સ્કેટિંગ વધુ ગમે છે. ઉનાળામાં માછલી પકડવાનું પણ ગમે છે. સાંજે હું સ્કેટિંગ માટે જાઉં છું તેથી ઘેર આવતાં મોડું થાય છે.

આ પછી મા, શિક્ષિકા અને બાળક ત્રણેએ મળી બાળકનો સાંજનો કાર્યક્રમ ગોઠવ્યો. પછી બાળકનો પિતા શિક્ષિકાને પોતાની ગાડીમાં બેસાડી તેને ઘેર મૂકી આવ્યો.

રશિયન શાળામાં દરેક વર્ગનું ભીંત–પત્ર હોય છે. આ છાપામાં વર્ગને લગતી માહિતી, વર્ગનાં બાળકોના લેખો, વગેરે હોય છે. આમાં બાળકો પોતાનાં માબાપોની માહિતી પણ આપે છે. કોઈ બાળકની માતા યા પિતા કોઈ બાબતમાં કશી ખાસિયત ધરાવતાં હોય તો તેનો ફોટો પણ આ ભીંતપત્ર પર ચોટાડવામાં આવે છે. આ વસ્તુ બાળકોને એટલી બધી મહત્ત્વની લાગે છે કે જે બાળકના માબાપનો ફોટો એ રીતે ભીંતપત્ર પર

ન ચડે, તે બાળકને દુઃખ થાય છે અને માબાપને તે પજવી કાઢે છે. જે માબાપ Shook-worker એટલે કે કોઈ નવી યોજના પ્રવૃત્તિ યા કલ્પનાનાં ધુરીણ હોય તેના જ ફોટા મોટે ભાગે આ ભીંતપત્ર પર આવી શકે છે. એક બાળકે પોતાની માને એવી તો પજવી કે છેવટે એને પણ Shook-worker ની જવાબદારી પોતાને માથે લેવી પડી !

એક દસ વર્ષના બાળકનો પિતા ખૂબ જ ખિજાળ હતો; એ બાળક તોફાની હતો. એક દિવસ એ બાળકને એના બાપે એક તમાચો માર્યો. બાળકે બીજા બે બાળકો સાથે પોલિસ સ્ટેશને જઈ પોતાના બાપે પોતાને તમાચો માર્યો છે એ વાતની ફરિયાદ કરી. બીજે દિવસે પોલિસ ઑફિસર બાળકના પિતા પાસે ગયો. બધી વિગતો જાણ્યા પછી પોલિસ ઑફિસરે સમજી લીધું કે બાપ કોઈ અસંસ્કારી માણસ ન હતો. પણ બાળકના અસાધારણ તોફાનને લીધે મિજાજ ઠેકાણે ન હોવાથી એણે બાળકને એક તમાચો માર્યો હતો. બાળકે પણ કબૂલ કર્યું કે એના પિતાએ એને જિંદગીમાં પહેલી જ વાર માર્યો હતો. પણ એ બાળકે ઉમેર્યું કે મારા પિતા સોવિયેટ વકીલ છે તે છતાં બાળકને માબાપથી ન મરાય એ કાયદો તે કેમ ભૂલી શકે ?

દસ વર્ષના બાળકના આ વર્તનથી આપણને નવાઈ લાગશે, કદાચ બાળક ઉપર ઘૃણા પણ આવશે. પણ આપણે યાદ રાખવું જોઈએ કે રશિયામાં જીવનનું આખું મૂલ્યાંકન જ તદ્દન બદલાયેલું છે. ઉપરાંત રશિયામાં બાળકો માટે જે પોલિસખાતું છે, તેમાંના નોકરો સુશિક્ષિત અને સંસ્કારી હોય છે, અને તે ખાતાના અધિકારીઓ તો માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્રના જાણકાર કેળવણીકારો હોય છે !

—ગો. રા. ફુ.
( "શિક્ષણ પત્રિકા"માંથી )

---

# વિશ્વબંધુત્વનો મહાન ઉપાસક : સ્વ. રોમાં રોલાં

ત્યારે વિલાસનગરી પેરિસ ફ્રેંચ બળવાની ગર્જનાએ ગાજતી હતી. નજીકની નહેરને કિનારે આવેલા એક ગામમાં રહેતા બાળક રોમાંને આ સાથે કશી લેવાદેવા ન હતી. એ તો એક અદ્ભુત જાદુગરના સહવાસમાં લીન રહેતો. એ પોતાના ચરિત્રમાં લખે છે કે, રોગી અવસ્થામાં યા હૃદયવ્યથાને સમયે હું પિયાનો ઉઠાવી બીથોવને રચેલી રાગ-રાગણીઓની ઉપાસનામાં લીન થઈ જતો. જાદુગરમાં ક્રાંતિકારી લેનીનની પાંખો બીજાવવાની પણ તાકાત હતી. એ જાદુગર તે બીથોવન. સંસારનો એ સર્વશ્રેષ્ઠ સંગીતકાર હતોઃ રોમાં રોલાં.

*

પ્રારંભિક શિક્ષણ કલેમેંસીમાં પૂરું કર્યા બાદ રોલાંને પેરિસ મોકલવામાં આવ્યા. પેરિસનું વાતાવરણ તેમની સાહિત્યિક પ્રવૃત્તિ માટે ઘણું અનુકૂળ હતું. અહીં તેમને કેટલાક એવા મિત્રો સાથે દોસ્તી થઈ જેઓ તેમના પાછલા જીવનમાં તેમની માફક જ ફ્રાન્સના લોકપ્રિય લેખકો બન્યા.

શિક્ષણ પૂરું કર્યા પછી તેમની સામે જીવનના ધ્યેયનો પ્રશ્ન આવ્યો. તેમણે સાહિત્ય

અને કળાના ક્ષેત્રમાં માર્ગ દાખવવા તે સમયના મહાન પુરુષ ટૉલસ્ટૉયને પત્ર દ્વારા પ્રાર્થના કરી. ઘણા દિવસો સુધી તો પત્રનો જવાબ ન મળ્યો.

*

એક દિવસે જ્યારે તેઓ બહારથી ફરીને પાછા આવ્યા ત્યારે તેમણે ટેબલ પર એક મોટું કવર પડેલું જોયું. ફ્રેંચ ભાષામાં ૮૨ પાનામાં લખાયલો એ પત્ર હતો. 'પ્રિય બંધુ'થી આરંભાયલા એ પત્રને અંતે 'લિયો ટૉલસ્ટૉય'ની સહી હતી.

તેમના આનંદનો પાર ન રહ્યો. પત્રમાં લખ્યું હતું –" તમારો પત્ર મળ્યો...કળાકાર બનવા માટેની મુખ્ય શરત આ છે–કલાપ્રેમ કરતાં પણ મનુષ્યમાત્ર તરફ પ્રેમ રાખવો."

*

બસ. એમનો માર્ગ ખૂલી ગયો. તેમણે માનવમાત્રની સેવાના કાર્યને પોતાના જીવનનું ધ્યેય બનાવ્યું. આ નિશ્ચય પરથી કદીએ પાછા ન હઠવા તેમણે નિશ્ચય કર્યો.

*

ફ્રાંસના પ્રજાતંત્ર શાસનકાળ દરમિયાન એક વાર તે વખતના ફ્રેંચ સેનાપતિ ડ્રેફુસને દ્રોહ ગુન્હાસર કાળાપાણીની સજા કરવામાં આવી. ખરી રીતે ડ્રેફુસ તદ્દન નિર્દોષ હતો. એનો પક્ષ લેવાની કોઇનામાં હિંમત ન હતી. તે વખતના એક લેખક એમિલ ઝોલાએ એનો પક્ષ લીધો. રોલાંએ પણ સરકારના કોપને વહોરી લઇ એમને સાથ આપ્યો. મનુષ્યમાત્રના સેવક બનવાની ઇચ્છા ધરાવતા એ મહાપુરુષે આ રીતે નીડરતાથી પોતાના ધ્યેયપંથે પગરણ માંડયાં.

*

તેમણે ૧૯૪૪ માં શરૂ થએલા યુદ્ધનો પણ માનવતાને નામે સખત વિરોધ કર્યો. અને યુદ્ધવિરોધી અનેક પત્રિકાઓ છપાવી સભ્યતા અને સંસ્કૃતિની સંહારલીલાને રોકવા અથાક જહેમત ઉઠાવી. જ્યારે એમને લાગ્યું કે શાંતિ સ્થાપવાનું કાર્ય મારી શક્તિની બહાર છે ત્યારે શત્રુ–મિત્રનો ભેદ છોડી તેઓ ઘાયલોની સેવા કરવા લાગ્યાં; કેટલીક વાર તો તેઓ જીનીવાની આંતર–રાષ્ટ્રીય રેડક્રોસ સંસ્થાની કચેરીમાં કલાકો સુધી બેસી યુદ્ધપીડિતોના હજારો પત્રોના જવાબ આપવામાં લીન થઇ જતા.

*

સને ૧૯૧૭માં તેમણે 'જીન ક્રિસ્ટોફર' નામની એક સુંદર નવલકથા બહાર પાડી–જેના પર તેમને નોબેલ પ્રાઇઝ આપવામાં આવ્યું. એ પૈસાનો ઉપયોગ પણ તેમણે યુદ્ધ પીડિતોની સેવામાં કર્યો.

આમ–નાટકોનો પ્રચાર થાય એ માટે એમણે જાતે અનેક નાટકો લખ્યાં; પણ એમાં એઓ સફળ ન થયા. એમનું જીવન આરંભથી તે અંત સુધી નિષ્ફળતાની ગાથા સમું રહ્યું છે. છતાં તેઓ કદી નિરાશ થયા નથી; તેમણે લૌકિક વિજયને કદીએ વિજય માન્યો નથી. એમની નજરે તો આવા વિજયની આકાંક્ષા એ મનુષ્યસમાજનાં બધાં દુઃખોનું મૂળ છે. એમની બધી રચનાઓનો પ્રધાન ઉદ્દેશ પણ એવી મહત્ત્વાકાંક્ષાને જડમૂળથી ઉખેડી નાખવાનોજ રહ્યો છે.

*

પહેલા મહાયુદ્ધની સમાપ્તિ પછી પણ બીજા મહાયુદ્ધના અંકુરો ન ફૂટે એ માટે

એમણે સતત પ્રયત્નો કર્યા હતા. એ સિવાય યુદ્ધવિરોધી-પ્રચારકાર્ય માટે તેમણે સંસારભરના મહાન પુરુષો સાથે મૈત્રી સાધવા પણ જહેમત ઉઠાવી હતી. જીવનની પાનખર બેઠી એ ગાળામાં એમની વૃત્તિઓ "વસુધૈવ કુટુમ્બકમ્" તરફ વળી હતી. સંસારને કોઇપણ ખૂણેથી અન્યાય અને જુલમની ચીસો એમના કાને અથડાતી તો એમનું હૃદય બેબાકળું બની જતું. હિન્દી ચીનમાં જ્યારે એક દેશભક્તને ફાંસીની સજા કરવામાં આવી તથા મીરત કેસના ચુકાદાની જ્યારે એમને જાણ થઇ ત્યારે તેમણે એના વિરોધ તરીકે પોતાનો અવાજ રજૂ કરવામાં મણા રાખી નહોતી.

*

છેલ્લે છેલ્લે તેમણે પોતાના વિચારોને મૂર્ત સ્વરૂપ આપવા મેકિસમ ગોર્કી, મહાત્મા ગાંધી, રવીન્દ્રનાથ ટાગોર, બાબુ રામાનંદ ચેટર્જી, પં. જવાહરલાલ નહેરુ વગેરે મહાપુરુષો સાથે પોતાનો મિત્રતાભર્યો સંબંધ સ્થાપ્યો હતો. ગાંધીજીનું તો એમણે ચરિત્ર પણ લખ્યું છે. ભારતની સંસ્કૃતિ તરફના એમના જ્વલંત પ્રેમનું ઉદાહરણ એમણે રચેલું 'રામકૃષ્ણ પરમહંસ ચરિત્ર' છે. જીવનની ઓસરતી સાંજે પણ એઓ કદી પોતાના કર્મ-માર્ગથી ચલિત થયા નથી. 'વિરામ લેવો મુજને ઘટે ના'-એ જીવનસૂત્રને એ કદી વિસર્યા નથી.

*

આજે એ વિરામને ન લેખનારો અમર આત્મા અલ્પવિરામ માટે તો શું ચિરવિરામ માટે પોઢયો છે. ઘડીભર તો એમનું મૃત્યુ થયું માની શકાતું પણ નથી; છતાં એટલું તો નક્કી છે કે જ્યાં સુધી સભ્યતા અને સંસ્કૃતિની આ ઘોર સંહારલીલાનો પાર નહીં આવે ત્યાં સુધી એનો આત્મા કદી વિરામ લેવાનો નથી.

( ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણમાંથી )

## શા માટે ? કોને માટે ?

હું શા માટે લખું છું તથા કોને માટે લખું છું એ બંને પ્રશ્નોને મારાથી જુદા પાડી શકાય તેમ નથી. એક પછી એક એ બંને પ્રશ્નોનો ઉત્તર મારે એકસાથે જ આપવો જોઇએ.

હું શા માટે લખું છું ? કારણ કે લખ્યા વિના મારાથી રહી જ ન શકાય; કારણ કે કાગળ પર હું ન લખું તોપણ મસ્તિષ્કમાં તો હું લખતો જ હોઉં; કારણ કે લખવું એ મારે માટે વિચાર અને કાર્યની સર્વોત્તમ અભિવ્યક્તિ છે; કારણ કે લખવું એ મારે માટે શ્વાસપ્રશ્વાસ છે, જીવન છે.

આ કારણપરંપરામાં કોઇ પ્રકારનો 'આદર્શવાદી નિરાશાવાદ' નથી. પ્રત્યેક વ્યક્તિ તેનાં પોતાનાં ફેફસાંથી જ શ્વાસ લઇ શકે છે. દરેકની કામ કરવાની રીત તેની પોતાની હોય છે. વ્યક્તિ સ્વયં જેવી હોય છે તેવી જ તેની ક્રિયા હોય છે-પછી તે નિરાશાવાદી હો યા આશાવાદી, સ્વાર્થાત્મક હો યા લોકસંગ્રહાત્મક.

મારું કાર્ય હમેશાં અને હરપ્રસંગે શક્તિપ્રદ અને ઓજઃપૂર્ણ રહ્યું છે. મેં હંમેશાં એવાં લોકો માટે લખ્યું છે જે ગતિશીલ હોય. હું સદૈવ ગતિશીલ રહ્યો છું અને જ્યાંસુધી જીવતો રહીશ ત્યાંસુધી સ્થિરગતિ નહિ બનું. જિંદગી જો ગતિશીલ ન હોય તો મારે માટે એનો કશો અર્થ નથી જીવનની વધુ પ્રગતિ એણે સાધવી જ જોઇએ. માનવતાના નૂતન જીવનનું પગનિર્માણ કરવાની પ્રેરણા મારામાં છે અને એવી અદમ્ય પ્રેરણા ધરાવનારાઓ સામે હું મારું મસ્તક નમાવું છું.

હું કોને માટે લખું છું ? એમના માટે કે જેઓ આગળ ને આગળ ધપતી રહેલી ફોજના અગ્રગામીઓ છે; એમને માટે કે જેઓ સીમારહિત અને વર્ગવિહીન એવા આંતરરાષ્ટ્રીય માનવસમાજનું આયોજન કરી રહ્યા છે. શેષ એ અગ્રગામીઓની પાછળ પાછળ ચાલી આવશે, પછી ભલે એમાં કેટલાંક પાછી પાની કરે કે ખુદ ફોજને પણ કેટલીક વાર પીછેહઠ કરવી પડે. આપણે જુલમગારોને કહીએ કે ઉતાવળ કરો, પણ એમને માટે ઇંતેજાર રહેવાની જરૂર નથી; આપણને ગિરફતાર કરના પોતાનું કાર્ય એ બજાવશે જ. પરંતુ આગેકદમી કરી રહેલી માનવફોજના કદમ તેમનાથી હરગિજ નહિ રોકી શકાય.

—રોમાં રોલાં

[ "પ્રજાબંધુ"માંથી ]

# યુદ્ધમાં હિંદી વિજ્ઞાનીઓ

આ યુગ તો વિજ્ઞાનયુગ છે. એટલે યુદ્ધના આ આપદ્કાળમાં સફળતા મેળવવા માટે વિજ્ઞાનની પ્રવૃત્તિઓ પૂર ઝડપથી ચાલતી રહે છે. એ પ્રગતિમાં ફાળો આપનારા જગતભરમાં જે વિજ્ઞાનીઓ કામ કરી રહ્યા છે તેમનો ફાળો નાનોસૂનો નથી. આજે હિંદના પચાસ પ્રતિભાસંપન્ન વૈજ્ઞાનિકો (જેમાં એક દુનિયાભરનો પ્રખરમાં પ્રખર ખગોળશાસ્ત્રી છે) અમેરિકામાં અને અન્ય વૈજ્ઞાનિકો હિંદમાં વૈદકીય તેમજ રસાયણવિજ્ઞાનના કાર્યમાં તનમનથી લાગી ગયા છે, અને અવનવી સિદ્ધિઓ મેળવી છે. તેમની શોધખોળનું થોડુંક ધ્યાન ઉચિત લેખાશે.

પ્રો. સર શાંતિસ્વરૂપ ભટનાગરે એરોપ્લેનમાંથી નીચે કઠણ ભોંય પર ફેંકવામાં આવે તો પણ ન ભાગે એવા વાસણની શોધ કરી છે, આથી વિકટ કે શત્રુદળમાં ઘુસી ગયેલા આપણા સૈનિકોને આવાં વાસણોમાં પ્રવાહી ખાદ્ય ભરી અંતરિક્ષમાં ઊડતા એરોપ્લેનમાંથી નીચે ફેંકી પહોંચતું કરવામાં ઘણી સફળતા મળી છે. સર શાંતિસ્વરૂપ અખિલ હિંદ સાયન્ટિફિક અને ઇન્ડસ્ટ્રીઅલ રિચર્સ બોર્ડના ડિરેકટર છે; તેમણે દીવાસળીના ખોખા જેવડા એક એવા સ્ટવની શોધ કરી છે, કે જે નક્કર બળતણથી બાર કલાક પર્યંત સળગ્યા કરે છે. આ ઉપરાંત ઝેરી ગેસથી અભેદ્ય એવું કાપડ વિદ્યુતરોધક તથા ઊન જેવા ગરમ સુતરાઉ કાપડની અનોખી શોધ કરી છે. શત્રુ સામે સંહાર જ્વાલાઓ ફેંકવાનું નવું વસ્ત્ર શોધવાનું માન અમેરિકાવાસી ડૉ. આલમજિત ડી. સિંઘના ફાળે જાય છે. ડૉ. કાલ્જીએ (અન્ય અમેરિકન સાથીઓના સહચારમાં) ઇન્ફ્રારેડ ફોટોગ્રાફીની મદદ વડે પણ ન પારખી શકાય એવા લીલા ને અન્ય રંગો ઉપજાવવામાં ફતેહ મેળવી છે. તેથી સૈનિકો વગેરે લીલોતરીમાં છુપાઇ શકે.

વખારમાં કે વહાણમાં લાંબા સમય પર્યંત તરણુચ સારી રીતે જળવાઇ રહે એવા કિમિયાની શોધ લોસ એન્જેલિસવાસી ડૉ. જગન્નાથ શર્માએ કરી છે. કેટલાંક વર્ષો પહેલાં તેમણે રસભર્યાં પણ ફિક્કા રંગનાં મીઠાં લિંબુને રંગવાની કળા જાહેરમાં મૂકી હતી. આથી ફ્લોરિડાના બાગાયતીઓની આવકમાં ૪૪ લાખ ડૉલરનો વાર્ષિક વધારો થયો છે. જીવલેણ કાલાઝાર નામના જ્વર માટે સર ઉપેન્દ્રનાથ બ્રહ્મચારીએ રામબાણ ઔષધ શોધ્યું છે. આથી બ્રહ્મદેશ ઉપર વિજયકૂચ કરનારા અમેરિકન બ્રિટિશ સૈનિકોના ઉદરરક્ષણનું અતિ અગત્યનું કાર્ય બજાવાયું છે.

આ ઉપરાંત ડૉ. વી. કે. કોકટનર, ડૉ. સકલાતવાળા, ડૉ. શરદકુમાર રોય, ડૉ. યેલ્લાપ્રગાડા, સુબ્બારાવ, પ્રો. સુબ્રહ્મણ્ય ચંદ્રશેખર અને અન્ય વૈજ્ઞાનિકો વિજ્ઞાનનાં વિધવિધ ક્ષેત્રોમાં અમેરિકામાં સંશોધનકાર્ય કરી રહ્યા છે. ત્યાંના પત્રનું કથન છે કે હાલમાં અમેરિકામાં સંશોધનકાર્ય કરી રહેલા વિજ્ઞાનીઓમાં તેજસ્વી, પ્રતિભાસંપન્ન અને ખ્યાતનામા હિંદી વિજ્ઞાનીઓની સંખ્યા વધુમાં વધુ છે. આ બીના આપણા માટે ગૌરવ લેવા જેવી છે.

[ "કુમાર"ના એક અંકમાંથી ]

# છાપાંળવી દુનિયા

ચાલો, આજે હું તમને છાપાંળવા શબ્દોની દુનિયામાં લઇ જાઉં. તમને એમ લાગતું હશે કે અમુક બનાવ બને ત્યારે પત્રકારો યથોચિત તેને અનુરૂપ શબ્દો ક્યાંથી શોધી કાઢી લખતા હશે ? પણ વાત એમ છે કે તેઓ એક મસ મોટું રજીસ્ટર રાખે છે. તેમાં કયો શબ્દ કોની સાથે મૂકવાથી શોભી ઊઠે છે, અને પ્રસંગનો આબેહૂબ ભાવ લાવી શકે છે તે દર્શાવાયલું હોય છે એટલે જ્યારે એક બાજુ બનાવો બનતા જાય છે ત્યારે બીજી બાજુ તેના ભાવનું નિરૂપણ કરે એવા શબ્દો પત્રકારના મગજમાં વિચારાતા હોય છે. ને એ શબ્દો બરાબર છે કે નહિ તે જોવા આ રજીસ્ટર સહાય થાય છે.

કયો શબ્દ કયા શબ્દ સાથે સારો લાગે તે જોઇ લ્યો: જંગ શબ્દ પહેલાં ખૂનખાર આવવું જ જોઇએ. અકસ્માત હંમેશાં પ્રાણઘાતક જ હોય, હુલ્લડ ગંભીર હોય, અને આગ મોટી હોય. હોનારત ગંભીર હોય તો જ શોભી ઊઠે. ખૂન કરપીણ હોય તો જ તે ઠીક લાગે. આંચકો ધરતીકંપનો જ આકર્ષક નીવડે ને ધડાકો મોટે ભાગે બોમ્બનો હોય તો જ ફક્કડ લાગે.

કુદરતી અકસ્માતોમાં વરસાદ મુશળધાર હોય કે ધોધમાર હોય તો સારો લાગે. વાવાઝોડું પ્રચંડ હોય તો જ છાપવા જેવું લાગે. 'હોડી ઊંધી વળી' એવા સમાચાર પહેલાં 'નદીમાં ડૂબી મૂઆ' એવું આવવું જ ઘટે. અથડી પડવાનો બનાવ બે મોટરો વચ્ચે ને તે ય ખાસ મીલીટરીની હોય તો વધારે વાસ્તવિક લાગે. સળગી ઊઠનાર વાહન વિમાન હોય તો જ અનુરૂપ કહેવાય.

બળવો હંમેશાં 'ફાટી નીકળે;' અમલ લશ્કરી કે કડક જ હોય; કાયદાની કલમ ૧૪૪મી હોય તો જ શોભે; ભંગ મનાઇ હુકમનો, કાયદાનો કે સવિનય હોય તો જ છાપવાની મઝા આવે. આપખુદપ્રવૃત્તિ વાઇસરોયની જ કહેવાય. જવાબ પહેલાં 'ઉડાઉ' શબ્દ ને તે પહેલાં 'હોમ મેમ્બરનો' એવી રચના થાય તો કેવું સારું લાગે છે ?

ધારાસભા વડી હોય તો જ તેની ચર્ચા થાય ને ત્યાં યે સભામોકુફીની દરખાસ્ત સંતમૂર્તિની હોય પછી જોઇ લ્યો મઝા !

ટપાટપી સભામાં જ થાય; ત્યાં ભાષણ ભલે ભસણ જેવાં થયાં હોય પણ મનનીય જ લખાય. ને તે યે કોઇ દેશનેતાએ કર્યું હોય તો તે પહેલાં 'જાણીતા' શબ્દ મુકવો અનિવાર્ય છે. એ સભા મોટે ભાગે 'વિરાટ' જ હોય ને પરિસ્થિતિ પર પ્રવચન હોય તો તે પહેલાં 'ચાલુ' અને 'રાજકીય' એમ હોવું જરૂરી છે. એ સભામાં કોઇ પ્રમુખનો આભાર માને તો તે અધકચરો હોય જ નહિ, હંમેશાં અંતઃકરણપૂર્વકનો જ હોય: સભા પૂરી થયા પછી તે કોઇ આકારમાં ફેરવાય તો તે મોટે ભાગે સરઘસના જ, ને તે સરઘસ પણ 'ભવ્ય' જ શોભે. કામદારોની સભા લાલબાગમાં, કે નાગુ સયાજીની વાડીમાં જ હોય એ વગરકહ્યે સમજી શકાય એમ છે.

દંડફાળાની વાત થાય એ પહેલાં 'સંકટનિવારણ' એ લખાવું જોઇએ. એ માટે 'સુંદરાબાઇ હોલ' જ નિશ્ચિત હોય. ભાવ વેપારના જ અપાય, વેચવાલી શેરોની ને તેજીમંદી સોના-ચાંદીની શોભી ઊઠે. બનાવ ચોંકાવનારો જ હોવો જોઇએ.

જ્યારે કિસ્સાની વાત આવે ત્યારે તે સામાજિક હોવા જોઇએ. "રીતમની ભઠ્ઠીમાં" એમ લખવા કરતાં "સમાજરીતમની સળગતી ભઠ્ઠીમાં" એમ લખવાથી તેની ગંભીરતા સમજાય. એ ભઠ્ઠીમાંથી કોઇને બચાવવાની વાત હોય તો તે બાળાની જ; ને તે પ 'કુમળી કળી' જ શોભે. તેની કહાણી કાયમ 'કરૂણ' હોય; મોટે ભાગે તો 'પોકાર'ની વાત હોય. અને તે વૃદ્ધલગ્ન સામે હોય તો ભયો ભયો. આટલું જ અમ છાપાવાળાઓને જોઇએ. એ માટે કંઇ પગલું ભરાય તે 'પ્રસંશનીય' જ હોય; ઘણે ભાગે તો સ્થાનિક યુવક-મંડળનું: આ કિસ્સાથી જે 'સનસનાટી' ફેલાય તે બારેજ હોય તો જ સાર્થક કહેવાય.

'કોરડો' દમનનો હોય ને તે કિસાનો પર 'વીંઝાતો' હોય તો નાના ઓરડામાં બેસી તેના 'સણસણતા' અહેવાલો લખવાની અમને મોજ આવે.

શ્રી. ચંદ્રકાન્ત સુતરીઆ

---

—જે વસ્તુની તું અપેક્ષા રાખે છે અને તારા આત્મા તથા તારા અસ્તિત્વને માટે આવશ્યક છે તે દૂરથી તારી પ્રતિક્ષા કરી રહી છે, તું તેને પાત્ર બન, તેને બોલાવ, એટલે તે તારી પાસે આવશે. —ઇલા વ્હીલર વિલ્કોક્સ

× × ×

—જવાબદારી ભરેલાં કાર્યો હાથ ધરવાને ડરશો નહિ. તમારા યોગ્ય ધંધાના માર્ગમાં આવતું કોઇપણ જવાબદારી ભરેલું કામ માથે લેવાનો અને તમારી પૂર્વે બીજા કોઇપણ માણસે તેને પાર પાડ્યું હોય તે કરતાં સારી રીતે પાર પાડવાનો નિશ્ચય કરો.

—ઓરીસન સ્વેટ મૉર્ડન

× × ×

—જો તમને કોઇ બદમાસ સાથે કામ પડે તો તેના ઉમદા ગુણનો લાભ મેળવવાનો એક જ રસ્તો એ; તેને માનવંત ગૃહસ્થ માની તેની સાથે વર્તો. તે તમારી જ પંક્તિનો છે એવું વર્તન દર્શાવો. આવા વર્તનથી તે એટલો બધો ખુશ થઇ જશે કે તેના પર કોઇ વિશ્વાસ રાખનાર છે તે માટે મગરૂર થઇને તે તમારી ધારણા પ્રમાણે જ જવાબ વાળશે.

— વોર્ડન લૅાસ

× × ×

—જ્યારે તમે ઘરમાંથી બહાર જવા નીકળો ત્યારે ઊંચે મસ્તકે ચાલજો, ઊંડા શ્વાસ લેજો, સૂર્યના પ્રકાશથી આનંદ પામજો. તમારા મિત્રોનો સ્મિતભર વદને સત્કાર કરજો. અને દરેક જણ સાથે ખરા જીગરના ઉત્સાહથી હાથ મિલાવજો. તમારે વિષે કોઇની ગેરસમજ થાય તેથી ડરતા ના અને તમારા દુશ્મન સંબંધી એક પળ પણ વિચાર ના કરતા. તમને શું ગમે છે તેનો મનમાં નિશ્ચય કરજો અને પછી સહેજ પણ જીવનમાં તમને જે જે પ્રાપ્ત થાય છે તેનું કારણ તમારામાં જ છે; તમારામાં જ તેની ઉત્પત્તિ થાય છે. જે વસ્તુની તમે તીવ્ર ઇચ્છા ધરાવો છો અને જેને માટે તમે ઉદ્યોગ કરો છો તે જ તમને પ્રાપ્ત થાય છે.

—ઓરીસન સ્વેટ માર્ડન

# આવતા માસની કાર્યદિશા

૧. મકાનવાળાં તેમજ મોટાં ગ્રામ પુસ્તકાલયોએ પોતાની સંસ્થાને લોકોપકારક મંડળમાં નોંધાવવા બાબત હજી સુધી તજવીજ ન કરી હોય તો તે માટે પણ તજવીજ કરે.

૨ જાન્યુઆરી માસ આખર પૂરા થતા ત્રિમાહીની હકીકત પાછલી હકીકત સાથે ઉમેરી તુર્ત મોકલશો.

૩ તમારા પુસ્તકાલયમાં પુસ્તકો વિષયવાર ગોઠવો. આ માટે સને ૧૯૪૨ ના જાન્યુઆરી માસનાં લેખ તથા સૂચના વાંચો.

૪ વડોદરા પ્રાંત પુસ્તકાલય પરિષદમાં જવા માટે પ્રતિનિધિઓ મોકલવા અંગેની ખાતાની સૂચના અવશ્ય વાંચો અને તે પ્રમાણે પ્રતિનિધિ મોકલવા તજવીજ કરો.

વડોદરા,<br>તા. ૯-૧-'૪૫

ઉ. મો. પટેલ<br>મદદનીશ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય                                   સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૮ સને ૧૯૪૪-૪૫

## વિષય

### દરાપુરા તા. પાદરામાં ભરાનારી પુસ્તકાલય પરિષદમાં ભાગ લેનાર શિક્ષકો બાબત

દરાપુરા તા. પાદરા મુકામે વડોદરા પ્રાંત ૫મી પુસ્તકાલય પરિષદ તા. ૨૧ તથા ૨૨ જાન્યુઆરી ૧૯૪૫ના રોજ મળવાની છે. સદર પરિષદમાં જે શિક્ષકો ગ્રંથપાળ કે મંત્રી તરીકે કામ કરતા હોય તે હાજર રહે તો તેમની ભથ્થાભાડા સિવાયની કામગીરી બાબત મંજુરી માગતાં મે. રા. રા. વિદ્યાધિકારી સા. ના સૂચિઅંક ૩૨ / ૪૪-૪૫ તા. ૨૮-૧૨-૪૪ આધારે મંજુરી મળી છે તથા લખાઇ આવ્યું છે કે,

> **" દરેક શાળામાંથી એક શિક્ષક કરતાં વધુ શિક્ષકે જવાનું નથી, અને એક શિક્ષકવાળી શાળાના શિક્ષકે પોતાના શાળાના કામકાજનો બંદોબસ્ત રા. રા. પ્રાંત શાળાધિકારી સા. તરફ લખી કરાવવા તેમની પરવાનગી મેળવ્યા સિવાય જવાનું નથી. "**

ઉપર પ્રમાણેની સૂચનાનો ચુસ્ત અમલ કરવા અમે તમામ પુસ્તકાલયના વ્યવસ્થાપકોને વિનંતિ કરીએ છીએ અને શિક્ષકોને જણાવવામાં આવે છે કે, એક કરતાં વધુ પ્રતિનિધિનો ખર્ચ પુસ્તકાલય ખાતે પડી શકશે નહિ. તેમ લોકમદદમાંથી કે પસ્તી વેચાણમાંથી પણ વધુ ખર્ચ પાડવા મંજૂરી મળી શકશે નહિ.

વડોદરા,<br>તા. ૧૫-૧૨-૪૪

કિ. મો. પટેલ<br>મદદ વ્યવસ્થાપક

---

# વ. પ્રાંત પાંચમી પુ. પરિષદના સૂત્રવાહકો

વ. પ્રાંત ૫ મી પુ. પરિષદના પ્રમુખ
ડૉ. શ્રી. હરિપ્રસાદ વ્ર. દેસાઇ

વ. પ્રાં. પુ. પરિષદના સ્વાગતપ્રમુખ
શ્રી. ભાઇલાલભાઇ દાદાભાઇ અમીન

વ. પ્રાં. પુ. મંડળના સ્વાગત ઉપપ્રમુખ
શ્રી. ચિમનભાઇ દાદાભાઇ અમીન

વડોદરા પ્રાંત પુ. પરિષદના
સ્વાગતમંત્રી
શ્રી. ડાહ્યાભાઇ ના. પરીખ

સમસ્તગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર



પુસ્તક ૨૦ મું ફેબ્રુઆરી–૧૯૪૫ અંક ૨ જો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★યુદ્ધને અંગે જાપાનમાં પુસ્તકો તથા માસિકોના પ્રકાશકોમાં ૯૦ ટકા ઘટાડો થયો છે. ગયા વર્ષની ૧ લી જાન્યુઆરીએ ૧૦૭૫ પ્રકાશકો પૈકી આજે માત્ર ૧૭૨ રહ્યા છે. ટેકનિકલ વિષયોનાં માસિકોની સંખ્યા ૧,૩૯૧૫૨ થી ઘટીને ૧૯ ની થઈ છે.

★શ્રી. રમણ મહર્ષિના જીવન અને ઉપદેશો સંબંધી ડૉ. હિન્રિક આર. ઝીવરે જર્મન ભાષામાં ' Der Weg Zum Sellest ' અથવા ' આત્મમાર્ગ ' નામે પુસ્તક લખ્યું છે. આ પુસ્તક સ્વિટ્ઝરલેંડમાં મિ. રાસ્ચેર વર્લેગ તથા શ્રી. નિરંજન સ્વામીના સંયુક્ત હકકોથી પ્રગટ થયું છે. ઝુરિચના જગવિખ્યાત માનસશાસ્ત્રી ડૉ સી. જી. જંગે જર્મન ભાષામાં તેની પ્રસ્તાવના લખી છે.

★યુનાઈટેડ સ્ટેટસના લશ્કરની વૈદકીય ટૂકડી સાંપ્રત યુદ્ધનો વૈદકીય ઇતિહાસ તૈયાર કરી રહેલ છે. તેમાં દરદોની અસાધારણ સારવારની હકીકત તથા શસ્ત્રક્રિયાની નવી શોધોના ફોટોગ્રાફો તથા ચિત્રકામ આવશે.

★તામિલ ભાષામાં પોલેંડ તથા ફિન્લેન્ડ પર પ્રથમ મૌલિક પુસ્તક પ્રગટ થયું છે. મદ્રાસના રાનડે જાહેર પુસ્તકાલયના ગ્રંથપાલ, યુરોપી રાજકારણના અભ્યાસી શ્રી. ડી. કૃષ્ણમૂર્તિએ આ પુસ્તક લખ્યું છે. પુસ્તકમાં પોલેંડ વિષે અગત્યની માહિતી આપી છે.

★વિદ્યાર્થીઓમાં પુસ્તકવેચાણ વધારવા માટે હિંદની ખ્રિસ્તી સાહિત્ય સમાજે એક નવીન અખતરો કર્યો છે. તે ' મેળા ' ને મળતો આવે છે. ત્રણ વર્ષ પહેલાં મદ્રાસની એક કન્યાશાળામાં ભરવામાં આવેલ મેળાનું સંક્ષિપ્ત વર્ણન નીચે પ્રમાણે છેઃ

" નિશાળના હોલમાં સાડીથી આચ્છાદિત ૭ ટેબલો મૂકવામાં આવ્યાં હતાં અને દરેક ટેબલ પર જુદા જુદા પ્રકાશકોનાં વિવિધ પ્રકારનાં બાળસાહિત્યનાં અંગ્રેજી તથા તામિલ પુસ્તકો ગોઠવવામાં આવ્યાં હતાં. લગભગ સો બાળાઓની ટુકડી આવતી અને

અર્ધો કલાક રોકાતી. દરેક ટુકડીને મેળામાં મૂકેલાં પુસ્તકો સંબંધી થોડો પરિચય આપવામ આવતો હતો. ત્યારબાદ બાળાઓને મરજી મુજબ તે પુસ્તકો જોવાની તથા વાંચવાની છૂ આપવામાં આવતી અને પસંદ પડે તે પુસ્તકો એ ખરીદી લેતી."

આનું પરિણામ અતિ સંતોષજનક આવ્યું. પુસ્તકોની હેરફેર સારી રીતે થઈ હતી તથા યુવતીઓનો સામાન્ય વાચનમાં રસ વધ્યો હતો; પરંતુ મેળામાં મૂકવાનાં પુસ્તકોની પસંદગી કરવામાં અત્યંત સંભાળ રાખવાની જરૂર છે. જો આમ કરવામાં આવે તો આવ મેળા સંસ્કૃતિના યોગ્ય વાહનરૂપ થઈ પડે.

★આપણી વિશાળ પ્રમાણમાં પ્રસરી રહેલી નિરક્ષરતા નિવારણનો ઉપાય ગ્રામ્ય શાળામાં અક્ષરજ્ઞાન આપવાથી જ માત્ર સરતો નથી. શાળા છોડયા પછી જો વાચનની શક્તિનો અમલ કરવામાં ન આવે તો, અશિક્ષિત અને તેની વચ્ચે કશો તફાવત રહેતો નથી. દેશની સામાન્ય ગરીબાઈ જોતાં, વાચન લોકોને પ્રાપ્ય બનાવવાનો એક જ રસ્તો જાહેર પુસ્તકાલયનો છે.

છેલ્લા બે સૈકામાં પશ્ચિમના દેશોમાં પુસ્તકાલયપ્રવૃત્તિએ જે ફાળ ભરી છે તે જોતાં હિંદ ખૂબ પછાત છે. કલકત્તામાં મુખ્ય ઑફિસ ધરાવતા હિંદી પુસ્તકાલય મંડળે ૧૯૩૮ માં 'હિંદનાં પુસ્તકાલયોની ડિરેકટરી' તૈયાર કરી હતી. તેમાં માત્ર ૨૭૦ પુસ્તકાલયોની યાદી હતી. જો નાની સંસ્થાઓનો સમાવેશ કરવામાં આવે તો આ સંખ્યામાં ઠીક વધારો થઇ શકે, પરંતુ તે સંખ્યા આપણી જરૂરિયાત પૂરી પાડવા જેટલી તો નથી જ. આમાં માત્ર એક અપવાદ વડોદરા રાજ્યનો છે. તેનાં ૩૦૦૦ ગામડાંઓમાં પુસ્તકાલયો છે.

મુંબઇ સરકારે ૧૯૩૯ ના ડિસેંબરમાં પ્રિન્સિપાલ એ. એ. એ. ફૈઝીના પ્રમુખપદે એક 'પુસ્તકાલય વિકાસ કમિટી' નીમી હતી. આ કમિટીનો રિપોર્ટ ૧૯૪૧ ના એપ્રિલમાં પ્રગટ થયો છે. કમિટીની દરખાસ્તો નીચે મુજબ હતીઃ (૧) મુંબઇના પ્રાંતિક પુસ્તકાલય સાથે સંકળાયેલ પુસ્તકાલયોની ઠેર ઠેર સ્થાપના કરવી, (૨) અમદાવાદ, પૂના તથા ધારવાડમાં પ્રાંતિક મધ્યસ્થ પુસ્તકાલયો સ્થાપવાં. (૩) દરેક તાલુકામાં અને છેવટે ૨,૦૦૦ થી વધુ વસ્તીવાળા દરેક ગામમાં પુસ્તકાલય સ્થાપવું.

આ રિપોર્ટ પ્રગટ થયાને સાડાત્રણ વર્ષ થઇ ગયાં, પરંતુ તે દિશામાં હજુ કંઇ થયું નથી.

★ઘણા પ્રખ્યાત વિદ્વાનોના સહકારથી ડૉ. રઘુવીર 'મહાન અંગ્રેજી–હિંદી ( ઇન્ડિયન ) કોષ તૈયાર કરી રહ્યા છે. તેનો પહેલો ભાગ બહાર પડી ગયો છે. આ ભાગમાં 'ખનીજ રસાયણ' ( Inorganic Chemistry ) નો સમાવેશ કરવામાં આવ્યો છે અને તે બંગાળી દેવનાગરી, કાનડી, રોમન તથા તામિલ લિપિમાં છે. લાહોરની ઇન્ટરનેશનલ એકેડેમી ઑફ ઇન્ડિયન કલ્ચર તરફથી દર મહિને આ વિભાગનો હપ્તો પ્રગટ થાય છે અને તેનું વાર્ષિક લવાજમ ત્રીસ રૂપિયા છે.

★મોગલ સમયનો ઇતિહાસ લખવા માટે ના. નિઝામે હિંદી ઇતિહાસ પરિષદને રૂ. ૨૫,૦૦૦ આપ્યા છે. આ ઇતિહાસ ના. નિઝામને અર્પણ કરવામાં આવશે.

★રેવાના અત્યારના મહારાજાના દાદા મહારાજા રઘુરાજસિંઘના સ્મરણાર્થે સ્થાપવામાં આવેલ રઘુરાજ સાહિત્ય પરિષદનું પ્રમુખ પત્ર 'બાંધવ', બાઘેલ ખંડના સાહિત્ય, ભાષા, સંસ્કૃતિ, ઇતિહાસ તથા અવશેષો માટે મહત્ત્વનું કાર્ય કરી રહેલ છે. પ્રગટ થયેલ બાર અંકોમાં લેખોની ખૂબ વિવિધતા મળી આવે છે.

★નાગપુર વિશ્વવિદ્યાલયના ૨૪ મા પદવીદાન સમારંભ વખતે સેન્ટ્રલ કોલેજના મરાઠીના પ્રોફેસર ડૉ. એમ. જી. દેશમુખને, તે પ્રાંતમાં ૧૯૪૦–૪૨ દરમિયાન પ્રગટ થયેલ શ્રેષ્ઠ પુસ્તક 'મરાઠીચે સાહિત્ય–શાસ્ત્ર' માટે "કમલા નારાયણ બેહરે સાહિત્યવિષયક પારિતોષિક' તથા સુવર્ણચંદ્રક આપવામાં આવ્યા હતા.

★થોડા વખત પહેલાં 'ન્યુ ઓરિસા'માં આવેલ 'ઓરિસાનું પત્રકારિત્વ'વાળો લેખ આપણને ઠીક માહિતી આપે છે. ઉડીઆમાં પહેલું છાપેલ સામયિક 'જ્ઞાનારુણ' ૧૮૪૭ માં શરૂ થયું હતું. તેનો મુખ્ય હેતુ મિશનરીઓના પ્રચારકાર્યનો હોવા છતાં તેમાં કોઈ વાર ટીકા સહિત ખબરો પણ પ્રગટ થતા હતા. ૧૮૮૦ સુધીમાં તો ઘણાં પત્રો પ્રગટ થવા લાગ્યાં. તેમાં શ્રી. ગૌરીશંકર રાયે પ્રગટ કરેલ પ્રથમ પંક્તિનું સાપ્તાહિક 'ઉત્કલ દીપિકા' શ્રેષ્ઠ હતું. ૧૮૮૭ માં રાજ્યાશ્રય હેઠળ બમરા રાજ્યમાં નવું ઉડિયા સાપ્તાહિક 'સંબલપુર હિતૈષિણી' શરૂ થયું અને ૧૮૯૨ માં મયૂરભંજના દરબારી છાપખાનામાંથી "ઉત્કલ પત્રિકા" શરૂ થઈ. 'સંબલપુર હિતૈષિણી' માં ગદ્ય તથા પદ્ય લખાણો આવતાં હતાં. તેના શક્તિશાળી તંત્રી, પંડિત નીલમણિ વિદ્યારત્ને 'પ્રજાબંધુ' તથા 'ગંજામ ગુણદર્પણ' પત્ર સૈકાની આખર પહેલાં શરૂ કર્યાં હતાં. ૧૯૧૩ માં સાપ્તાહિક તરીકે શરૂ કરવામાં આવેલ 'આશા' પહેલું ઉડિયા દૈનિક થયું. તેનું પ્રતિસ્પર્ધી 'સમાજ' હતું. તે ૧૯૧૯ માં પંડિત ગોપબંધુ દાસના તંત્રીપદ હેઠળ સાપ્તાહિક તરીકે શરૂ થયું હતું. ત્રીજું ઉડિયા દૈનિક સરકારી મદદ મેળવતું 'નવભારત' છે. કોમ્યુનિસ્ટ પક્ષનું 'મુક્તિયુદ્ધ' તથા 'નવીન'નો ઉડિયાના સાપ્તાહિકોમાં સમાવેશ થાય છે. ઓરિસામાંથી બે અંગ્રેજી પત્રો—સાપ્તાહિક 'ઓબ્ઝર્વર' તથા દૈનિક 'ન્યુ ઓરિસા' નીકળે છે.

★લાહોરનું વિશ્વેશ્વરાનંદ વૈદિક રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ અત્યારે ત્રણ પ્રકારનાં કાર્યોમાં રોકાયેલું છે: 'વેદના વિષયોની અનુક્રમણિકા' 'વૈદિક ડિક્શનરી' તથા 'વૈદિક સર્વસંગ્રહ' તૈયાર કરવામાં સ્ટાફના લગભગ ૨૦ માણસો રોકાયા છે.

★હિટલરના પુસ્તકનો નવો ઉપયોગ—પેરિસમાં ન્યુસપ્રિન્ટની ખૂબ જ તંગી હોવાથી પેરિસનાં વર્તમાનપત્રો હિટલરના આત્મવૃત્તાંત 'મીનકામ્ફ' પર છપાય છે. વર્તમાનપત્રોની તાકીદની જરૂરિયાતને પહોંચી વળવા માટે ફ્રેન્ચ પુસ્તક ભંડારમાં મળી આવેલ હિટલરના આત્મવૃત્તાંતની ચાર લાખ અણવેચાયેલ નકલો જપ્ત કરવાનો હુકમ કર્યો. આ પુસ્તકોનો માવો કરી પેરિસનાં પત્રો માટે ન્યુસપ્રિન્ટ તૈયાર કરવામાં આવ્યું.

છોટાલાલ માનસિંગ કામદાર

# વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ–સંમેલન

દરાપુરા, તા. પાદરા ( તા. ૨૧–૨૨ / ૧–૪૫ )

# અહેવાલ

**સફળ પરિષદ :**

જાહેર થયા પ્રમાણે આ પરિષદનું અધિવેશન જાનેવારી માસની તા. ૨૧–૨૨ ના રોજ પાદરા મહાલના દરાપુરા ગામે, અમદાવાદના જાહેર દેશભક્ત સમાજસેવક ડૉ. શ્રી. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇના પ્રમુખસ્થાને ભરાઇ ગયું. વ્યવસ્થા તેમ જ કાર્યવાહી ઉભય દૃષ્ટિએ આ પરિષદ સફળ નીવડી ગણાય.

પરિષદમાં ભાગ લેવાને પ્રાંતના જુદા જુદા મહાલોમાંથી ૧૩૬ પ્રતિનિધિઓ ઉપરાંત પુસ્તકાલય ખાતાના મુખ્ય વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ અને મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબ, વ. રા. પુ. મંડળના પ્રમુખ રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ સાહેબ, કલાભવનના માજી પ્રિન્સિપાલ શ્રી. વહોરા સાહેબ, પાદરા મહાલના વહિવટદાર શ્રી. છોટાલાલ મો. બારોટ સાહેબ, પાદરા હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રી. મોડક સાહેબ તથા પાદરા મહાલના સમાજસેવક શ્રી. વિનુભાઇ શાહ, વ. રા. પુ. મંડળની કાર્યવાહીના વડોદરા પ્રાંતના સભાસદો શ્રી. ચુનીલાલ પુ. શાહ, શ્રી. નટવરલાલ ગિ. શાહ, શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા, શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ, શ્રી. રામભાઇ કા. પટેલ, શ્રી. ચિમનભાઇ હ. અમીન, પુ. સ. સ. મંડળના મંત્રી શ્રી. વાઘજીભાઇ ના. અમીન, પુસ્તકાલય ખાતાના, પુ. સ. સ. મંડળના તથા રાજ્ય પુ. મંડળના સ્ટાફના માણસો, 'નવગુજરાત' સાપ્તાહિકના પ્રતિનિધિ શ્રી. જયંતિલાલ શાહ વગેરે આવ્યા હતા. મહાલનાં જુદાં જુદાં ગામોમાં નોંધાયલા સ્વાગતસભ્યોની હાજરી પણ ભરચક હતી.

**સભાસ્થાન :**

પરિષદની બેઠક માટે સ. ગુ. શાળાના પટાંગણમાં રોનકદાર સુવિશાળ સભામંડપ ખંતપૂર્વક ઊભો કરવામાં આવ્યો હતો અને તેને ધજાપતાકા, તથા સુશોભિત ચિત્રો અને બોધક સૂત્રોથી શણગારવામાં આવ્યો હતો.

**પ્રદર્શન :**

સ. ગુ. કન્યાશાળાના મકાનમાં પરિષદને અંગે આકર્ષક પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. એના ઓટલા પર ઊભો કરવામાં આવેલ કેળનો કલાત્મક દરવાજો પ્રદર્શન જોવા આવનારાનું ચિત્ત પ્રથમ દૃષ્ટિપાતે જ હરી લેતો હતો. સંગેમરમરની કારીગીરીનો ભાસ કરાવતો એ સુંદર કદલીમંડપ રણુના શિક્ષક–શ્રીયુત માધવભાઇ પ્ર. પટેલની કલારસિકતાનો પરિચય કરાવતો હતો. ઓટલા પર ભીંતે અઢેલીને ગોઠવાયલા કાળા પાટિયા પરનાં સુંદર ચાક–ચિત્રો ૧૪ વર્ષના ઊગતા ચિત્રકાર વડોદરાવાસી ચિ. નરેન્દ્રકુમાર એકનાથ પટેલની ઓળખ આપતાં હતાં. ઓટલાને ખૂણે હરણમાળ ગામની ખાદીપ્રેમી મંડળી પ્રલક્ષપિંજણ કાંતણની વિધિમાં મશગુલ બનેલી જણાતી હતી. પ્રદર્શનવિભાગના બે ખંડો પૈકી એકમાં

વિવિધ વિષયનાં, વિવિધ લેખકોનાં અને વિવિધ પ્રકાશનસંસ્થાઓનાં નવીન પ્રકાશનો, માસિકોનો અંકો, નકશાઓ અને શિક્ષણકામના નમૂનાઓ તેમની રમતગમતનાં સાધનો આકર્ષક રીતે ગોઠવાયલાં હતાં. બીજા ખંડમાં ધંધે ચિત્રકાર નહિ પણ શોખે ચિત્રકારનાં સુંદર ચિત્રકામ-પેન્સિલનાં તેમ જ રંગનાં ચિત્રોનાં આલ્બમો, ક્રેપટવર્કના નમૂના, ભરતકામ, માટીકામ તેમ જ ખાદી કામના વિવિધ નમૂનાઓ, સિક્કાસંગ્રહ, ટિકિટસંગ્રહ મિસરસર ગોઠવાયલાં હતાં. ઉપરોક્ત ચિ. નરેન્દ્રકુમારનાં 'ઝરો' 'માતાની મુક્તિ' અને 'માતાની વહારે' વગેરે ભાવાત્મક ચારુચિત્રો ઉપરાંત રણાપુર આશ્રમવાળા શ્રી. નવલભાઇનાં 'જીવનપ્રવાહ' 'હિંસા સામે બંડ પોકારો' 'જીવનજ્યોતિ' 'વણઝારાનો પ્રવાસ' અને 'શાંતિ' નાં પેન્સિલ ચિત્રો, તાજપુરા તા. પાદરાના ભાઇશ્રી મણિભાઇનાં 'સખીવૃન્દ' 'આનંદ મંગળ' 'શાક ખરીદો' 'દારૂનો દેત્ય' 'કેસરિયા કંથને વિદાય' અને 'રોમન કલાકૃતિઓ'નાં ચિત્રો, અને પાદરાના ચિત્રશિક્ષક રા. બહુધાન્યેનું 'આધુનિક શિક્ષકો'નું ભાવાત્મક ચિત્ર, ઉપરાંત નવસારી પ્રાંતના કઠોરનિવાસી રા. મોતીલાલ ર. ભગતજી તરફથી રજૂ કરાયલી 'સાક્ષરોની ચિત્રાવલી' તથા 'હિંદના નેતાઓ'ની છબીઓ વગેરે સામગ્રી આ વિભાગની દિવાલોને દીપાવી રહી હતી. ભરતગૂંથણ અને ભરતકામના નમૂના શ્રી. વત્સલા હ. ધ્રુવ વડોદરાવાળા, શ્રી. મહાલક્ષ્મી સી. પટેલ પાદરાવાળા, શ્રી. શારદાબેન ચતુરભાઇ પટેલ વણછરાવાળા, તથા શ્રી. ઝવેરબેન ગોરધનભાઇ પટેલ તરફથી રજૂ થયા હતા. ટૂંકા વખતમાં પણ પરિષદનાં ઉત્સાહી કાર્યકર્તાઓએ નમૂનેદાર સહકાર સાધી વિવિધતાભરી સુંદર સામગ્રી એકઠી કરી કલામય રીતે પ્રદર્શિત કરી હતી, એ વાત નિર્વિવાદ.

### પહેલા દિવસનું કામકાજ :

પહેલા દિવસનું કામકાજ ત્રણ વાગે શરૂ કરવાનું ઠર્યું હતું. તે મુજબ પરિષદ માટે વરાયલા પ્રમુખ ઇતર સન્માનનીય મંડળી સાથે પ્રદર્શન જોવા ગયા, અને બન્ને વિભાગોના નમૂનાઓનું ધ્યાનપૂર્વક અવલોકન કરી સંતોષ પ્રદર્શિત કર્યો હતો. પ્રમુખાદિ મંડળી સભામંડપે આવી પહોંચતાં સાડાત્રણને સુમારે પરિષદની ખુલ્લી બેઠકનું કામકાજ સ્વાગતગીત અને ઇશપ્રાર્થનાથી શરૂ થયું. ત્યાર બાદ સ્વાગતાધ્યક્ષ રા. રા. ભાઇલાલભાઇ દાદાભાઇ અમીને, પાદરા અને દરાપુરાની ઐતિહાસિક માહિતી, પોતાના અમીન ખાનદાનનો પરિચય તેમ જ સ્થાનિક અને પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિના સુવિકાસ માટેની સૂચનાઓથી ભરપૂર છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું, જે આખું જ આ અંકમાં અન્યત્ર છપાયું છે. તે પછી પ્રમુખની વરણીનો ઔપચારિક વિધિ હાથ ધરાયો, અને ' સાહિત્ય, સંગીત, કલા ઇત્યાદિ વિવિધ ક્ષેત્રોના રસિક જ્ઞાતા, તથા આરોગ્યશાસ્ત્રના અનુભવી ઉપાસક અને પીઢ સમાજસેવક ' તરીકે ડૉ. હરિપ્રસાદ દેસાઇની પિછાન આપી પ્રમુખસ્થાને તેઓશ્રીની વરણી કરવાની દરખાસ્ત પેટલાદનિવાસી રા. રા. હરિવલ્લભદાસ ચુ. શાહે રજૂ કરેલી દરખાસ્તને, રાજ્યની પુ. પ્રવૃત્તિના જાણીતા સેવક શ્રીયુત મણિલાલ મંગળજી કાશીવાળા તથા સત્કાર સમિતિના મંત્રી શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા તરફથી ટેકો મળ્યા બાદ તાળીઓના ગડગડાટ વચ્ચે ડૉ. શ્રી. હરિપ્રસાદભાઇએ પ્રમુખાસનનો રીતસર સ્વીકાર કરી પોતાનું વિવિધ વિચારોથી ઉભરાતું સુગ્રાહ્ય અને મનનીય ભાષણ એમની પોતાની લાક્ષણિક રમુજભરી શૈલીથી વાંચી

સંભળાવ્યું. એ આખું જ ભાષણ પ્રસ્તુત અંકમાં અન્યત્ર છપાયું હોઇ પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવતા એકેએક જણને વાંચી જવાની ભલામણ છે.

પ્રમુખશ્રીનું ભાષણ વંચાઇ રહેતાં પ્રાંત મંડળના મંત્રી શ્રી. ચિમનભાઇ હ. અમીને પ્રાંત પુસ્તકાલય મંડળનાં નિવેદન તથા હિસાબ વાંચી સંભળાવ્યાં, જે આ પછીનાં પૃષ્ઠોમાં છપાયાં હોઇ જિજ્ઞાસુઓને જોઇ લેવા વિનંતિ છે.

પ્રાંત મંડળનાં નિવેદન–હિસાબની રજુઆત પૂરી થતાં પુસ્તકાલય ખાતાના મુખ્ય વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ તથા રા. પુ. મંડળના પ્રમુખ શ્રી. મોતીલાલ છો. દેસાઇ સાહેબ, સંજોગવશાત્ બીજા દિવસની બેઠક માટે રોકાઇ શકે તેમ નહિ હોવાથી, વિદાય લેવાની તૈયારી કરવા લાગ્યા. એ પ્રસંગે એ બન્ને સાહેબોને પોતપોતાનો સંદેશ પરિષદને સંભળાવતા જવાની વિનંતિ પ્રમુખસ્થાનેથી કરવામાં આવી.

**શ્રી. વાકનીસ સાહેબનું પ્રવચન :**

એ વિનંતિને માન્ય રાખી શ્રી. વાકનીસ સાહેબ ઊભા થયા અને બીજા દિવસની બેઠક માટે રોકાઇ નહિ શકવા બદલ ક્ષમા માગી, તથા પરિષદના કાર્યકર્તાઓના ઉત્સાહ અને પ્રદર્શન વ સભામંડપની આકર્ષક ગોઠવણ બદલ આનંદ પ્રદર્શિત કરી જણાવ્યું કે “ પ્રમુખશ્રીના ઉચ્ચ ને કલાત્મક વિચારોથી ઉભરાતું ભાષણ સાંભળી મને જે પ્રેરણા ઉદ્દભવી છે તે શ્રીમંત સરકાર આગળ તટસ્થ ભાવે રજૂ કરવાની મારી મુરાદ છે. પ્રમુખશ્રીની અજબ અને મોહક વાણીએ મળેલા સંદેશાથી મારા મનમાં જેવો વિચારક્ષોભ ઊભો થયો છે અને જેવી પ્રેરણા મને મળી છે, તેવો જ પ્રકાર આપ સૌની જ બાબતમાં બન્યો હશે એની મને ખાતરી છે. સંજોગવશાત્ મારાથી રાત રોકાઇ શકાય તેમ નથી એટલે પ્રમુખ સાહેબના પ્રધાન સૂર સાથે મારો સૂર મિલાવી મારા વિચાર ટૂંકમાં દર્શાવું છું. પ્રમુખશ્રીના જણાવ્યા પ્રમાણે ૩૫ વર્ષ આપણી પુ. પ્રવૃત્તિને થયા છતાં આપણી એ પ્રવૃત્તિને પૂરતી સફળતા નથી મળી એ તો દેખીતું છે. પુસ્તકાલયો ખોલીને રાજ્યે ૮૬% વસ્તીને લાભ પહોંચતો કર્યો છે, એમ કહેવાય છે ને દર્શાવાય છે, એ આંકડાબાજીની દૃષ્ટિએ ઠીક છે. પરંતુ યથાર્થતાની દૃષ્ટિએ વિચારીએ તો વસ્તીના એટલા ટકા પુસ્તકાલય સંસ્થાઓનો લાભ લેતી કે એ પ્રવૃત્તિમાં રસ લેતી બની નથી, વાચનપ્રચારના આંકડા વસ્તીના પ્રમાણમાં ખૂબ જ ઓછા છે, એ હકીકત છે. આમ હોવાનાં જે કારણો મને લાગે છે તે આ પ્રમાણે છે: એક તો પુસ્તકાલયપ્રવૃત્તિની જે યોજના અમેરિકન નિષ્ણાતને હાથે ઘડાઇ ને સ્વ. પૂજ્યશ્રી અમીન સાહેબને હાથે અમલમાં મુકાઇ તે પ્રવૃત્તિના પ્રચારની દૃષ્ટિએ બરાબર હતી. પરંતુ પ્રવૃત્તિના મૂળભૂત ઉદ્દેશની દૃષ્ટિએ એ યોજનાના ઘડતરમાં તેમ અમલમાં શી શી ઊણપો કયાં કયાં રહી છે તે વિચારવાનો સમય હવે પાકી ગયો છે. મને લાગે છે કે ઉત્પન્નની દૃષ્ટિએ લવાજમી સભાસદોનું ધોરણ જે અમલમાં છે ને તેને અંગે લવાજમ–સભાસદોને વાચક તરીકેના જે વિશિષ્ટ હક્કો બક્ષવામાં આવે છે, તેને પરિણામે બીજા સામાન્ય આમવાચકો સંસ્થાના વહિવટ–વિકાસમાં પૂરતો રસ લઇ શકતા નથી. માટે વાચકવર્ગના એ ભેદભાવ ટળી જવા જોઇએ. તેવી જ રીતે ધનિકો પાસેથી નામ જોડવાની

શરતે દેણગીઓ મેળવીને સંસ્થાઓનાં મકાન ઊભાં કરતાં આપણને આનંદ તો જરૂર થાય છે, પણ એવી શરતી દેણગીઓ એ પણ એક જાતની અહિતકર પ્રવૃત્તિ છે, એમ મારૂં માનવું થયું છે. એથી કરીને બીજાં પ્રજાજનો સામાન્ય રીતે એમ જ માનતાં રહે છે કે 'આપણે શું ? સંસ્થા જેની છે તે ફોડી લેશે.' અને પરિણામે સંસ્થા તરફ લોકસમૂહનું મમત્વ બંધાતું નથી. એટલે પુસ્તકાલયને અમુક એક વ્યક્તિનું નામ આપવાની પદ્ધતિ પણ નાબૂદ થવી જોઇએ, એમ મારૂં માનવું છે. શિથિલતાનું બીજું જે કારણ મને લાગે છે તે કાયમ ફંડના ઉત્પન્નમાંથી સંસ્થાનો નિભાવ કરવાની વૃત્તિમાં રહેલું લાગે છે. કાયમ ફંડનું ધોરણ સદ્‌હેતુથી ઘડાયું છે અને અમલમાં મુકાયું છે એની ના નહિ. પણ સંસ્થાની ખીલવણી તથા સંસ્થાસ્થાપનના મૂળભૂત ઉદ્દેશની સિદ્ધિમાં તે હરકતકર્તા ન બને એ જોવાનું જોઇએ. કાયમનિધિ લોકોનો છે અને એના ઉત્પન્નમાંથી સંસ્થા નિભાવી શકાય એની ના નહિ, પણ એના પર મદાર રાખતા વ્યવસ્થાપકો જો આમજનતાની ગરજ ન રાખે અને પરિણામે આમજનતા સંસ્થાને પારકી ગણવા માંડે એ વૃત્તિ સાંખી ન લેવાવી જોઇએ. અમારી તપાસણી દરમ્યાન ધ્યાનમાં આવ્યું છે કે પુસ્તકાલયોનું આયુષ્ય જેમ જેમ વધતું જાય છે, તેમ તેમ એના સભાસદોની સંખ્યા વધવાને બદલે ઓસરતી જાય છે. અને એનું કારણ એ જ છે કે કા. ફંડ અને તેના ઉત્પન્ન પર મદાર રાખી બેઠેલા વ્યવસ્થાપકો સભાસદોની સંખ્યા વધારવાની દરકાર જ કરતા નથી. માટે મારી માન્યતા તો દિવસે દિવસે દૃઢ બનતી જાય છે કે કાયમ ફંડનો ઉપયોગ current expenses અને ચાલુ ખાતે ન થવા દેવો જોઇએ. અને એવો ઉપયોગ કરવો જ હોય તો કાયમ ફંડમાંથી ઉપાડાતી રકમને લોકમદદ તરીકે ગ્રાહ્ય ન રખાવી જોઇએ. શ્રીમંત સરકારનો ઉદ્દેશ તો આમલોકો પ્રતિવર્ષ સક્રિય મદદ સંસ્થાને કરતા રહે અને સ્થાનિક સંસ્થા પ્રત્યેની તેમની મમતા ચાલુ રહે એટલું જ નહિ પણ ઓર ખીલતી જાય, એ સ્થિતિ પ્રાપ્ત કરવાનો છે. અને એ ઉદ્દેશ કેવળ કાયમનિધિ પર જ આધાર રાખી કારભાર ચલાવવાથી કેવળ માર્યો જાય એ તો ઉઘાડી વાત છે. પ્રજોપકારક આપણી પુ. પ્રવૃત્તિ પ્રત્યેની લોકઉદાસીનતાનાં આ બે જ કારણો મને મુખ્ય લાગે છે. અભણ—ભણેલાંના તેમ જ ઉચ્ચ—નીચના ભેદભાવ પણ આપણી સંસ્થાઓના વહીવટમાંથી નીકળી જવા જોઇએ. પરિષદની સફળતા મારી શુભેચ્છા છે."

**શ્રી. મોતીભાઈ દેસાઇ સા. નું પ્રવચન :**

"મારી જ પ્રેરણાથી યોજાયલી આજની આ પરિષદમાં મારાથી પૂરેપુરો ભાગ નહિ લઇ શકાય એ તો મને ખ્યાલ સરખો નહોતો. ઘર આગળની અનિવાર્ય અડચણોને લઇને મારાથી આવી શકાય એમ જ નહોતું. છતાં આગ્રહને વશ થઇને આવ્યો છું. મારી આરંભની કારકિર્દીમાં પૂરતો રસ મારાથી પુ. પ્રવૃત્તિમાં લઈ શકાયો નથી એ મારે કબૂલ કરવું જોઇએ. સ્વ. શ્રી. ગોવિંદભાઇ સાહેબની પ્રેરણાથી હું છેલ્લાં થોડાંક વર્ષોથી એમાં રસ લેતો થયો છું અને થોડા વખત બાદ વધારે લેતો બનીશ. પ્રમુખશ્રીના વ્યાખ્યા પ્રમાણે ચાલુ વિશ્વયુદ્ધની સમાપ્તિ પછી વિવિધ ક્ષેત્રોમાં જે પુનર્રચનાં થવાની છે તેમાં પુસ્તકાલય—પ્રવૃત્તિનો પણ વિચાર થવાની બેશક જરૂર છે. આપણી પુ. પ્રવૃત્તિના ઉત્તરોત્તર વિકાસની

એવી એક યોજના શ્રી. વાકનીસ સાહેબે શ્રીમંત સરકાર આગળ રજૂ કરી છે, અને મને આશા છે કે શ્રીમંત સરકાર તે પર ધ્યાન આપશે જ. "

આ પ્રમાણેનાં પ્રવચનો કરી શ્રી. વાકનીસ સાહેબ અને શ્રી. મોતીલાલ દેસાઇ સાહેબ વિદાય થઇ ગયા. બાદ પ્રાંત મંડળના મંત્રીએ કારણવશાત્ પરિષદમાં નહિ આવી શકેલા નીચેના શુભેચ્છકોના સંદેશા વાંચી સંભળાવ્યાઃ—

(૧) રાજમિત્ર શ્રી. તુલસીભાઇ બકોરભાઇ અમીન, (૨) રાજમિત્ર શ્રી. ભાઇલાલભાઇ દાજીભાઇ અમીન, (૩) શ્રી. ગોકળદાસ દ્વા. રાયચુરા, (૪) શ્રી. નરેન્દ્રસિંહજી મહીડા, (૫) શ્રી. નંદલાલ બોડીવાળા–તંત્રી 'સંદેશ', (૬) શ્રી. રમણલાલ ના. શાહ–તંત્રી 'બાલજીવન' (૭) શ્રી. મગનભાઇ દેસાઇ–ગુ. વિદ્યાપીઠ, (૮) શ્રી. કાવસજી એ. ગણદેવ્યા–ગણદેવી, (૯) શ્રી. સીતારામ શર્મા–ચરોતર એ. સોસાઇટી, આણંદ, (૧૦) શેઠશ્રી–ચતુર્ભુજદાસ ઝવેર લક્ષ્મીચંદવાળા, (૧૧) શ્રી. મણિલાલ મો. પાદરાકર–મુંબાઇ, (૧૨) શ્રી. હિંમતલાલ કા. વ્યાસ–મુંબાઇ, (૧૩) શ્રી. મૂળચંદભાઇ લ. પટેલ–મુંબાઇ (૧૪) શ્રી. પ્રકાશન અમલદાર–વડોદરા (૧૫) શ્રીમતી જયવતીબેન દેસાઇ (૧૬) શ્રી. મણિલાલ પરીખ (૧૭) શ્રી. ચિમનલાલ દેસાઇ (૧૮) શ્રી. રસુલભાઇ વહોરા.

પૈકી ગૂ. વિદ્યાપીઠવાળા શ્રી. મગનભાઇ દેસાઇ, તથા મુંબાઇની પિપલ્સ ફ્રી રીડીંગરૂમ અને લાઇબ્રેરીના ઉત્સાહી ગ્રંથપાલ શ્રી. હિંમતલાલ કા. વ્યાસના સંદેશાઓનો પ્રેરણાત્મક ભાગ નીચે પ્રમાણે છેઃ—

" પુસ્તકાલય માત્ર પુસ્તકદાન નહિ, પુસ્તકવાચન દ્વારા શ્રવણવર્ગો પણ ચલાવે તો ઘણો ફાયદો થાય. એ બાજુ સૌનું ધ્યાન તો છે જ; એનું સક્રિય કામ ઉપાડવા વિચારવું જોઇએ. " —શ્રી. મગનભાઇ દેસાઇ

" બંગાળમાં, આંધ્ર દેશમાં અને બિહારમાં આ પ્રવૃત્તિની પ્રેરણા માટે આપણા રાજ્યની પુ. પ્રવૃત્તિ દૃષ્ટાંતરૂપ બની છે, એમ માનવું અસ્થાને નહિ ગણાય. ગ્રામપુસ્તકાલયોનો વિકાસ દિનપ્રતિદિન થતો જાય છે. મુંબાઇ સરકારની પુસ્તકાલય-વિષયક યોજના મુંબાઇ ઇલાકા માટે, અને પૂ. મહાત્માજીની, રચનાત્મક કાર્યક્રમના એક અંગ સમી રાષ્ટ્રભાષા યુક્ત પુસ્તકપ્રચાર યોજના ગામડાંઓ માટે ભાવિમાં એક યા બીજા સ્વરૂપે મદદરૂપ થનાર છે જ. યુદ્ધોત્તર પુનર્રચનાના અંગરૂપે પણ પુ. પ્રવૃત્તિનો પ્રશ્ન તેટલો જ અગત્યનો હોઇ ચર્ચાત્મક સ્વરૂપે તે નામદાર સરકારના આંગણામાં જઇ ઊભો છે. એટલે હવે પુ. પ્રવૃત્તિનો વિકાસ આમજનતા માટે ભાવિમાં સુખદ સ્વરૂપે પરિણમવાનો હોઇ જીવનના વિકાસમાં તે સારા સાધનરૂપ બને એટલું જ ઇચ્છવું આજના પ્રસંગે બસ થશે. "

— શ્રી. હિં. કા. વ્યાસ.

સંદેશાવાચન બાદ ધોરણસરની વિષયવિચારિણી સમિતિના સભ્યોનાં નામો જાહેર કરવામાં આવ્યાં. અને તેમને પ્રમુખ સાહેબને ઉતારે સાત વાગે હાજર રહેવાની સૂચના આપી તે દિવસની ખુલ્લી બેઠકનું કામ સમાપ્ત થયેલું જાહેર કરાયું.

[ સાંધણ પૃ. ૬૩ ]

# વડોદરા પ્રાંત ૫મી પુસ્તકાલય પરિષદ

[ તા. ૨૧-૧-૪૫ : સ્થળ : દરાપુરા ]

# સ્વાગત પ્રમુખનું ભાષણ

**ભાઈઓ અને બહેનો**

આજે આપણે શા ઉદ્દેશથી ભેગા મળ્યા છીએ તે આપ સર્વને વિદિત છે જ. એટલે તે સંબંધમાં વિશેષ વિવેચન ન કરતાં મારી માતૃભૂમિ દરાપુરામાં પધારેલા પુસ્તકાલય-પ્રવૃત્તિમાં રસ લેતાં મહેમાનોને આવકાર આપવાની તક લઉં છું; અને મને એ તક આપવા બદલ મારા ભાઈઓ તથા સ્નેહીઓનો આ સ્થળે ઘણો જ ઉપકાર માનવા સાથે જુદે જુદે સ્થળેથી તકલીફ લઈ આ શિયાળાની ઠંડી સહન કરી અત્રે પધારી અમારા ગામને પાવન કરવા બદલ પધારેલા બધાં ભાઈબહેનોનો પણ આભાર માનું છું. પધારેલાં તમામ મહેમાનોને અંતઃકરણપૂર્વક આવકાર આપું છું. અત્રેની હાજરી દરમિયાન કોઈના સ્વાગતમાં કાંઈ ઊણપ જણાય, તો તે બદલ આપ સૌ ઉદાર દિલથી ક્ષમા આપશો એવી આશા રાખું છું.

પુસ્તકાલય માસિકના નવેમ્બરના અંકમાં જણાવ્યા પ્રમાણે દરાપુરા તથા પાદરા એ ઐતિહાસિક સ્થળોનો ઇતિહાસ વડોદરા રાજ્ય સાથે સંકળાયેલો હોવાથી મારી માહિતીની કેટલીક રસપ્રદ વાતો આપની સમક્ષ રજૂ કરવાની રજા લઉં છું.

**દરાપુરા તથા પાદરાનો વડોદરા રાજ્ય સાથેનો સંબંધ**

શ્રીમંત ગાયકવાડ સરકારે વડોદરા જીતી લીધા પહેલાં અને તેઓની ગાદી સોનગઢ હતી તે પહેલાંથી એટલે કે સત્તરમી સદીની શરૂઆતમાં અમારા ઘરડેરા આ ગામે સોજીત્રાથી આવી વસેલા હોવાનું જણાય છે. તે વખતે વડોદરામાં બાબી નવાબનું મુસલમાની રાજ્ય હોઈ તે વખતના રાજકર્તાના સાળાના તાબાનું આ ગામ હતું. તે વખતે ગામનું નામ દલાલપોર હોવાનું જૂના દસ્તાવેજો ઉપરથી માલમ પડે છે. અમારા વડવાઓ નસીબ અજમાવવા આ તરફ આવ્યાનું અને અહીં ભાગ્યબળે આગળ વધી સાધનસંપન્ન થયાનું તથા ધીમે ધીમે જમીન જાગીર સંપાદન કરી હોવાનું જણાઈ આવે છે. આ વખતે પાદરા, ભાયલી વગેરે ગામોમાં પટેલોની સારી વસ્તી હોઈ તેઓ રાજકીય વાતાવરણમાં આગળ પડતા હોવાનું લાગે છે. આ અરસામાં પાદરામાં દેસાઈ દલાપટેલ નામના પટેલ સારી લાગવગ ધરાવતા હતા. મુસલમાની અમલ દરમિયાન તે વખતના વડોદરાના રાજકર્તાના દિવાન ઇમામમેરદીએ, દલાપટેલની દીકરીનું અપમાન કર્યું. તેથી નારાજ થયેલા પાદરાના દલાપટેલે વીરસદના વાઘજી પટેલ તથા વડોદરાના સુરેશ્વર દેસાઈની લાગવગ તથા મદદ મેળવી. પછી એ ત્રણે જણે વસાઈના દાજી પટેલ કે જેઓને પણ સુજાતખાને તેમની દીકરીને કરેલા અપમાન બદલ વેર લેવાનું હતું, તેની સાથે મેળ સાધ્યો. ત્યારબાદ ચારે જણા

યાત્રા નિમિત્તે સોનગઢ ગયા અને ત્યાં શ્રીમંત પિલાજીરાવ ગાયકવાડને મળી વડોદરા જીતી લેવાનો તેમને આગ્રહ કર્યો, અને તે કામે મદદરૂપ થાય તેવી માહિતી પૂરી પાડી. પરિણામે વડોદરા ઉપર ચઢાઇ થઇ ને આ પટેલોની મદદ તથા પોતાના લશ્કરી બળે શ્રીમંત ગાયકવાડે વડોદરા જીતી લીધાની અને સોનગઢથી વડોદરે ગાદી લાવ્યાની ઇતિહાસ સાક્ષી પૂરે છે. "વડોદરાના રાજકર્તા" નામના સદ્‌ગત ઇલીયટ સાહેબે લખેલા ઐતિહાસિક ગ્રન્થમાં પણ આ વાતનો ઉલ્લેખ મળી આવે છે. આ પ્રમાણે વડોદરામાં શ્રીમંત ગાયકવાડ સરકારની સત્તા સ્થપાયા પછી પણ દલા પટેલનો સંબંધ શ્રીમંત સરકાર સાથે ચાલુ રહેલો હોવાથી પાદરા એ મહત્ત્વનું સ્થાન ગણાવા લાગ્યું હોવાનું ઇતિહાસ ઉપરથી જણાઇ આવે છે. જૂના વખતમાં આ સ્થળે રાજકર્તા પ્રસંગોપાત્ત રહેતા હોવાનું તેમજ શ્રીમંત સરકારનું થાણું હોવાનું પણ જણાય છે. કારણ કે શ્રીમંત સરકાર વિરૂદ્ધ કાવતરાં કરનાર કાનોજીને ઈ. સ. ૧૮૧૨ ના અરસામાં અત્રે નજરકેદ રાખવામાં આવ્યો હતો. વળી કૈ૦ શ્રીમંત ખંડેરાવ મહારાજની કારકિર્દીમાં, કૈ૦ શ્રીમંત મલ્હારરાવને પણ અત્રે જ નજરકેદ રાખવામાં આવેલા; આ પ્રમાણે પાદરા એ વડોદરા રાજ્ય સાથે શ્રીમંત ગાયકવાડ સરકારના અમલની શરૂઆતથી જ જોડાયેલું રહ્યું છે.

આ દરાપુરા ગામ પણ જૂના વખતમાં જાહોજલાલી ભોગવતું અને આબાદ હોવાનું અત્રેનાં મકાનો, ખંડેરો ઉપરથી જણાય છે. આ ગામમાં પહેલાંના વખતમાં તમામ પ્રકારની વસ્તી હોવાનું જૂના ખંડેરોનાં ઓળખાતાં નામો ઉપરથી, જેમ કે કંસારાનું ડેલું, તંબોળી વાડ, કંદોઇનું ડેલું વગેરેથી જણાય છે. વળી, આ ગામનું રંગાટીઆ કામ પણ એ વખત ખૂબ વખણાતું હોઇ અહીંનું રંગાયેલું કાપડ આજુબાજુના પ્રદેશમાં દૂર સુધી જતું હતું. હાલના જૈન દેરાસર તથા જૈનોની વસ્તી ઉપરથી જૈનોની પણ સારી જેવી વસ્તી તે સમયે પણ હોવાનું જણાઇ આવે છે. કાછીઆ લોકોની વસ્તી પણ સારા પ્રમાણમાં હતી. પણ કાળની ગતિ બળવાન છે, એ કહેવત અનુસાર આ ગામની આબાદી ઉત્તરોત્તર ઘટતી ગઇ અને આ ગામ જેની વસ્તી સને ૧૮૮૧ માં ૨૫૮૯ હતી, તે ૧૯૦૧ માં ૨૨૭૭, ૧૯૧૧ માં ૧૬૮૧, ૧૯૨૧ માં ૧૭૨૫, ૧૯૩૧ માં ૧૭૧૨ હતી, તે સન ૧૯૪૧ માં ૧૪૫૧ ની થઇ છે. વસ્તીના આ આંકડા ઘટતી જતી આબાદીના પુરાવારૂપ છે. આ ગામમાં ૧૯૦૧ માં ૫૮૦, ૧૯૧૧ માં ૪૫૮, ૧૯૨૧ માં ૫૦૪, ૧૯૩૧ માં ૪૮૩ ને ૧૯૪૧ માં ૪૦૦ ઘરો વસ્તીગણતરી પ્રમાણે નોંધાયાં હોવાનું જણાય છે. તે ઉપરથી પણ ઉપરની હકીકતની ખાતરી થાય છે. આ ગામમાં પાટીદાર, વાણીઆ, બ્રાહ્મણ, જૈન, કાછીઆ, ભાવસાર, વગેરેનાં ઘરો સારા પ્રમાણમાં હતાં. સને ૧૯૦૧ પહેલાં ૬૦૦ ઉપરાંત અને ૧૮૮૧ માં તથા તે પહેલાં ગામની પૂરી આબાદીના પ્રસંગે વસ્તીવાળાં ઘરો એના કરતાં પણ વધારે હોવાનું લાગે છે. આ ગામને ફરતી ખાઇ તથા કોટના નિશાન અત્યારે પણ મોજૂદ હોઇ જૂના વખતમાં ઐતિહાસિક દૃષ્ટિએ ગામ મહત્ત્વનું સ્થાન ભોગવતું હોવાનું લાગે છે. વળી, ગામમાં આવેલા કૂવાની સંખ્યા જોતાં ખેતીવાડીમાં પણ એ ઘણી આબાદી ભોગવતું હોવાનું નિશ્ચિત થાય છે. વેપાર ઉદ્યોગમાં પણ આ ગામ અગ્રસ્થાને જૂના વખતમાં હોવાનું લાગે છે. અહીંનો વેપારી સંબંધ દૂર દૂર સુધી હતો. પરંતુ કાળચક્રની ગતિએ અને પલટાયેલી પરિસ્થિતિએ વેપાર-ધંધાએ પલટો ખાધાથી અહીંના કંદોઇ, કંસારા, તંબોળી, કાછીઆ, જૈન,

બ્રાહ્મણ વગેરે આબાદ થતાં શહેરોમાં તથા બીજે જ્યાં રોજી મળી તે ગામોમાં જઈ વસેલા છે. અહીંના કાછીઆ ઠેઠ નર્મદાકિનારા સુધીનાં ઘણાંખરાં ગામોમાં વસેલા જણાય છે. વળી સને ૧૮૮૧ નો વસ્તીગણતરીનો રિપોર્ટ જોતાં સોખડા થાણે દરાપુરા એવો ઉલ્લેખ મળી આવે છે. તે ઉપરથી આ રાજ્યની શરૂઆતમાં આ ગામ થાણાનું મુખ્ય ગામ હોઈ અગ્રસ્થાન ભોગવતું હોવાનું જણાય છે. ઐતિહાસિક દષ્ટિએ પણ વડોદરા રાજ્ય સાથે એ શરૂઆતથી જ જોડાયેલું હોવાનું લાગે છે.

**દરાપુરા ગામના અમીન કુટુંબનો ઇતિહાસ**

આટલી આ ગામની માહિતી આપી મારા કુટુંબનો આ ગામ સાથેનો તથા શ્રીમંત ગાયકવાડ સરકારના સંબંધનો ટૂંક ખ્યાલ આપી હું આજના વિષય ઉપર આવીશ. મારા વડવાઓ, ઉપરના ફકરામાં જણાવ્યા પ્રમાણે, સોજીત્રાથી સં. ૧૭૨૫ પછી આ ગામે આવી વસ્યાનું જણાય છે. આ તરફ આવ્યા પછી ભાગ્યબળે કુટુંબની પરિસ્થિતિમાં ઘણો સુધારો થઈ સાધનસંપન્ન થઈ ઉત્તરોત્તર જમીનજાગીર સંપાદન કર્યાનું, અને વડોદરામાં મુસલમાની રાજ્યનો અંત આવ્યા પછી હાલના દરાપુરા ગામની બધી જમીન સંપાદન કરી આ ગામનો કુલ ભોગવટો તેઓ કરતા હોવાનું અને શ્રીમંત સરકારને ઠરાવેલો આંકડો આપતા હોવાનું જણાઈ આવે છે. એટલે કે આ ગામ તે વખતે નરવા વહીવટનું ગણાતું હતું. આ વહીવટ પ્રમાણે ગામનો ભોગવટો અમારા વડીલોનો હતો. અમારા કુટુંબની સ્થિતિ સુધર્યા પછી અને વડોદરામાં શ્રીમંત સરકારનું રાજ્ય સ્થપાયા પછી આ રાજ્યના તાલુકાઓનો મહેસુલી વહીવટ ઇજારા પદ્ધતિથી ચાલુ થયો. તે વખતે અમારા વડીલોએ ગામો તેમજ તાલુકાના ઇજારાઓ રાખી રાજ્ય સાથે સારો સંબંધ કેળવ્યાનું જણાય છે. ઇજારા વહીવટ દરમિયાન અમારા વડીલ મરહુમ કહાનદાસ વાઘજીભાઈ અમીન, એમને સરકાર તરફથી અમીનનું બહુમાન મળ્યાનું વ તે દરમિયાન અમીનાત અંગે ઇજારાવાળાં તાલુકાનાં ગામોમાંથી વતનની જમીનો સંપાદન કર્યાનું તથા વડોદરા તાલુકાનું તરસાળી ગામ સંપાદન કર્યાનું જણાય છે. તરસાળી ગામે હજુ પણ અમારા ભાયાતો રહે છે. પણ અત્યારે આ ગામ સરકાર વહીવટનું ખાલસા ગામ છે. ઇજારા વખતમાં અને તે દરમિયાન કહાનદાસભાઈએ વડોદરાના દેસાઈ ભાઈચંદભાઈની ભાગીદારીમાં વડોદરાના ભાઈચંદ કહાનદાસના નામની સરાફી પેઢી શરૂ કરેલી. એ પેઢીની શાખાઓ ગોધરા, અમદાવાદ, ભાવનગર, નાંદોદ વગેરે ઠેકાણે હોઈ વડોદરાના તે વખતના અગ્રગણ્ય શાહુકારો જેવા કે હરિભક્તિ, લલ્લુ બહાદર વગેરે આગેવાન શરાફોની પેઢીઓની હરોળમાં સારામાં સારી પેઢી ગણાતી હતી. એ પેઢીએ શ્રીમંત ગાયકવાડ સરકારનો વિશ્વાસ સંપાદન કરેલો હોવાથી વડોદરાની રેસીડેન્સીની તીજોરીનું કામ પણ અમારા વડવાઓની પેઢીને મળ્યું હતું. રેસીડેન્સીના ખજાનાની તમામ લેવડદેવડ અમારી પેઢી મારફતે જ થતી અને રેવાકાંઠા વગેરેના ઠાકોરોની ખંડણીનું ભરણું પણ આ પેઢીમાં જ થતું. એટલું જ નહિ પણ આ પેઢી તે વખતના આરબ જમાદારો કે જેઓ પૂર્ણ સત્તામાં હતા તેમને પણ મોટી રકમોની ધીરધાર કરતી હતી. મતલબ કે આ પેઢી તે સમયે પૂર્ણ જાહોજલાલીમાં હતી. પેઢીના સારા કામથી સંતોષ પામી નામદાર અંગ્રેજ સરકાર તરફથી પેઢીના માલીકોનો વખતોવખત સારો સત્કાર થઈ જોઈતી મદદ

**રાજ્ય પુસ્તકાલય તથા વડોદરા પ્રાંત પુસ્તકાલયની પ્રવૃત્તિ**

વડોદરા રાજ્ય તરફથી ઉપરના પેરામાં જણાવ્યા પ્રમાણે પુસ્તકાલય ખાતું સને ૧૯૧૧ માં સ્થાપન થઇ હાલ તેનો ઘણો જ વિસ્તાર થયેલો છે. સદર ખાતું સ્થાપન થયું તે સાલે એટલે કે ૧૯૧૧ માં રાજ્યની કુલ વસ્તી સોળ લાખની હોઇ પુસ્તકાલયોની સંખ્યા ૨૭૫, પુસ્તકોની સંખ્યા ૮૪,૦૦૦ અને વાચકોની સંખ્યા ૧૨,૦૦૦ હતી, ત્યારે ૧૯૪૧ આખરે વસ્તી ૨૮ લાખની હોઇ પુસ્તકાલયોની સંખ્યા ૧૩૭૧, અને પુસ્તકોની સંખ્યા ૧૧,૫૦,૦૦૦ અને વાચકની સંખ્યા ૨.૦૦,૦૦૦ હતી. ચાલુ સાલ એટલે કે ૧૯૪૪ આખરે પુસ્તકાલયો ૧૪૮૫ હોઇ વાચક તથા પુસ્તકોની સંખ્યામાં પણ પ્રમાણમાં વધારો થયેલો છે. આ આંકડા સદર પ્રવૃત્તિનો વધતો જતો વિસ્તાર બતાવી આપે છે. આ રાજ્યના પ્રાંતવાર પુસ્તકાલયો ૧૯૪૩–૪૪ આખરે ગામોના મુકાબલે નીચે પ્રમાણે છે:—

| | પ્રાંતનું નામ | કુલ ગામો | પુસ્તકાલય | ટકા |
|---|---|---|---|---|
| ૧ | વડોદરા | ૮૫૨ | ૫૭૪ | ૬૫ |
| ૨ | મહેસાણા | ૧૦૩૮ | ૫૨૬ | ૪૯ |
| ૩ | નવસારી | ૭૮૯ | ૨૩૬ | ૩૩ |
| ૪ | અમરેલી ઓખા સાથે | ૨૯૦ | ૧૪૯ | ૫૪ |
| | | ૨૯૬૯ | ૧૪૮૫ | |

વડોદરા પ્રાંત પૈકી પાદરા તાલુકાનાં કુલ ગામો ૮૨ પૈકી શાળાવાળાં ૭૨ ગામોમાં આ પ્રવૃત્તિ હોઇ તે બદલ ખુશી થવા જેવું છે.

ઉપર પ્રમાણે રાજ્યનાં કુલ ગામો ૨૯૬૯ પૈકી ૧૪૮૫ ગામોમાં પુસ્તકાલયો હોઇ પચાસ ટકા ગામોમાં આ પ્રવૃત્તિ છે. તેની પાછળ સરકાર તથા પંચાયત–મદદ રૂા. ૮૫૦૦૦ ને આશરે તથા લોક–મદદ ૭૫૦૦૦ ના આશરે વપરાય છે. આ પુસ્તકાલયો પૈકી ૧૮૨ ગામે સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયો છે, અને બીજાં ચાળીસેક જેટલાં ગામોની લોકમદદ મકાન માટે આવેલી હોઇ સરકાર અને પંચાયત મદદ મળ્યેથી બંધાવા ઉપર બાકીમાં છે. રાજ્યની કુલ વસ્તીની દૃષ્ટિએ વસ્તીના ૮૩.૨ ટકાને પુસ્તકાલયપ્રવૃત્તિ પહોંચી ગઇ છે. તે પૈકી વડોદરા પ્રાંતમાં ૯૫, અમરેલી પ્રાંતમાં ૯૦, મહેસાણામાં ૭૮, નવસારીમાં ૭૦ અને ઓખામાં ૬૨ ટકા વસ્તીમાં આ પ્રવૃત્તિ પહોંચી છે. આ પુસ્તકાલયો પૈકી ૫૦ ટકા ફક્ત રૂા. ૧૦ થી ૫૦, ૨૦ ટકા ૫૧ થી ૭૫ અને ૧૦ ટકા ૨૦૧ થી ૨૦૦૦ સુધી ખર્ચ કરી શકે તેવાં છે. આ ઉપરથી જણાશે કે ચાલુ પુસ્તકાલયોમાંથી ૮૦ ટકા પુસ્તકાલયોની ખર્ચ કરવાની શક્તિ રૂા. ૧૦૦)થી વધુ ન હોઇ આટલી રકમમાં પુસ્તકાલયનો નિભાવ મહામુશીબતે થઇ શકે છે. એવાં પુસ્તકાલયોની ખર્ચ કરવાની શકિત વધે તે સારૂ આવકનાં સાધનો વધારવાની જરૂર છે.

આ પ્રવૃત્તિ ઉપર પુસ્તકાલય ખાતાની દેખરેખ અને દોરવણી છે. પુસ્તકાલયોની આબાદી, વૃદ્ધિ વગેરે વધી તે સારી રીતે ટકી શકે તે સારૂ રાજ્યમાં વડોદરા રાજ્ય

પુસ્તકાલય મંડળ ઉપરાંત પ્રાંત પુસ્તકાલય મંડળો, મહાલ પુસ્તકાલય મંડળો અને જૂથ પુસ્તકાલય મંડળો અસ્તિત્વમાં આવેલાં છે. આ બધાંની મુખ્ય નેમ પ્રવૃત્તિની ઉન્નતિ સાધી ને શિષ્ટ વાચનનો ફેલાવો કરવાની છે. આ મંડળોની પરિષદો વખતોવખત મળતી રહે છે. પૈકી રાજ્ય પુસ્તકાલય પરિષદ દર પાંચ વર્ષે, પ્રાંત પુસ્તકાલય પરિષદ દર ત્રણ વર્ષે અને મહાલ પુસ્તકાલય પરિષદ દરવર્ષે ભરવાની સાધારણ નીતિ સ્વીકારાઇ છે. અત્યાર લગીમાં આ પ્રાંતની ચાર પરિષદો આ પહેલાં ભરાઈ ગઇ હોઈ આ પાંચમી પરિષદ છે. આ મંડળોના તથા ખાતાના પ્રયાસોને લઇને ઉપર જણાવ્યા પ્રમાણે આ પ્રવૃત્તિ ઘણી વધી ગયેલી છે. લગભગ આખા રાજ્યમાં આ પ્રવૃત્તિ ફેલાયલી છે, એમ કહીએ તો ચાલી શકે. ગામડાંની દૃષ્ટિએ ૫૦ ટકા ગામોમાં આ પ્રવૃત્તિ છે. આ પ્રવૃત્તિ સિવાયનાં ગામો આછી વસ્તીવાળાં હોઈ ત્યાં શાળા વગેરેનું સાધન ન હોવાને કારણે, સરકારી નીતિ અનુસાર, આ પ્રવૃત્તિ પહોંચી શકી નથી, એમ લાગે છે. એટલે હવે જ્યાં જ્યાં આ પ્રવૃત્તિ નથી ત્યાં તેનો ફેલાવો કેવી રીતે કરવો, જ્યાં પ્રવૃત્તિ છે ત્યાં તેને સંગીન અને સમૃદ્ધ કેમ કરવી, તેને ટકાવી રાખવા શું કરવું, અને લોકો વધુ લાભ લેતા કેમ થાય, તે વિષે આપણને આજના માનવંતા પ્રમુખ સાહેબ તથા અન્ય વક્તાઓ દોરવણી આપશે એવી આશા છે. આ પ્રવૃત્તિને મદદ કરતી વડોદરા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પણ વડોદરામાં અસ્તિત્વ ધરાવે છે અને તે પુસ્તકાલયોની કીમતી સેવા બજાવે છે.

બહેનો અને ભાઇઓ !

રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની સ્થિતિ ઉપર પ્રમાણે હોઇ હવે પુસ્તકાલય એ શું છે અને તેની ઉપયોગિતા શી છે તે વિષે બે અક્ષર કહી હું મારું વક્તવ્ય પૂરું કરીશ.

**પુસ્તકાલય તથા તેની ઉપયોગિતા**

પુસ્તકાલયનો અર્થ શબ્દ ઉપરથી 'પુસ્તકો રાખવાનો ભંડાર' છે. આ ભંડારમાં રાખેલાં પુસ્તકો જુદા જુદા વિષયનાં, જુદી જુદી ભાષાનાં, જુદા જુદા ધર્મનાં અને અને અનેકવિધ હુન્નર ઉદ્યોગ તથા વૈદક વગેરે વિષયનાં હોય છે. તેમાં મહાત્માઓ તથા સાધુ પુરુષોનાં જીવનચરિત્રો પણ હોય છે. એટલે આ ભંડારમાંથી જેને જે વિષય પ્રત્યે રુચિ હોય તેવું સાહિત્ય મળી રહે છે. માણસ માત્રને સુખી અને સંપૂર્ણ જીવન માટે તન અને મનની કેળવણી ઉપરાંત ધનની પણ આવશ્યકતા રહે છે. આ બધી એટલે કે તન અને મનની કેળવણી તથા ધનપ્રાપ્તિના માર્ગો દર્શાવનારાં પુસ્તકો તેમાં હાજર હોય, તો તેના ઉપયોગથી મનુષ્યમાત્ર પોતાનું જીવન સુખી બનાવી શકે છે. તેથી પુસ્તકાલયમાં જે સાહિત્યનો અભાવ હોય તે સાહિત્ય વસાવી દરેક રીતે તે પુસ્તકાલય ઉપયોગી થાય તેવા પ્રયત્નો દરેક સંસ્થાએ કરવા ઘટે છે. જરૂરી બધાં જ સાધનો વસાવ્યાં છતાં તેનો ઉપયોગ ન થાય તો તે ન વસાવ્યાં બરાબર છે. માટે જ્યાં આવું તમામ સાહિત્ય હોય ત્યાં લાભ લોકો તેનો લઇ અંદરની વસ્તુ આચરણમાં મૂકવા પ્રયત્ન કરે, તો જ પુસ્તકાલયની સ્થાપના સાર્થક ઠરે.

ઉપરના પેરામાં હું દરાપુરાની આબાદીના સંબંધે કહી ગયો છું. પણ તે દિવસે દિવસે ઘટતી જણાય છે તેનાં શા કારણો છે અને તે દૂર કેમ થઇ શકે તથા આબાદી કેમ વધે તેને માટે અત્રેના ભાઇઓએ વિચાર કરવો ઘટે છે. સારાં પુસ્તકોનું વાચન આવી સ્થિતિમાં જરૂર માર્ગ-

દર્શક થઇ પડે. એવું સાધન આપણે ત્યાં હોવા છતાં આ ગામમાં, મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે અંદરો અંદરના મતભેદ, એક બીજા પ્રત્યેના સહકારનો અભાવ, સારાં કામ પ્રત્યેની ઈર્ષ્યા, મિથ્યાભિમાન, ખોટી મોટાઇ, સારું કામ કરવાની વૃત્તિનો અભાવ અને પોતાનો ઘણોખરો વખત ખોટાં ગપ્પાંમાં કાઢવાની ટેવો વધતી જતી હોઇ ગામની આબાદીમાં અંતરાયરૂપ થાય છે. છતાં પુસ્તકાલયનો લાભ લઈ લોકો સુધરવાની વૃત્તિ દેખાડતા હોય એમ જણાતું નથી. આ પરિસ્થિતિ પ્રાંતનાં બીજાં ઘણાં ગામોની પણ હોય એ સંભવિત છે. તો આશા રાખું છું કે સારા વાચનનો લાભ લઇ આબાદીના અંતરાયરૂપ કારણો દૂર કરી તેની વૃદ્ધિ માટે લોકો પ્રયાસ કરશે અને તેને માટે પુસ્તકાલયમાં તથા ઇતર રીતે જ્ઞાન મેળવી ગામની ઉન્નતિના ફાળામાં, દરેક પોતાનો હિસ્સો આપશે. તેમ થશે તો જ પુસ્તકાલય સ્થાપન થયાનું સાર્થક થયું ગણાશે. પુસ્તકાલયના ફાયદા વિષે જેટલું કહીએ તેટલું ઓછું છે. આ સંબંધી વધુ વિવેચન બીજા ગૃહસ્થો કરશે તે લક્ષમાં લઇ તેને આચરણમાં મૂકવા આપણે પ્રયત્ન કરીશું એવી આશા રાખી આ પ્રવૃત્તિના જન્મદાતા કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ તથા તેના પોષક વિદ્યમાન મહારાજા શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજનો ઉપકાર માની પધારેલા મહેમાનોને સ્વાગત-સમિતિના સભ્યો તથા આ ગામ તરફથી અંતઃકરણપૂર્વક આવકાર આપી અત્રે પધાર્યા બદલ સૌનો આભાર માની હું બેસી જાઉં તે પહેલાં જણાવવાની રજા લઉં છું કે હું વક્તા નથી તેમ જાહેરમાં ભાષણો આપવાનો મને મહાવરો નથી. એટલે મારા આ વક્તવ્યથી હું આપને સંતોષ ન આપી શક્યો હોઉં, તો તે બદલ પણ ઉદાર દિલથી માફી આપશો એવી વિનંતિ સાથે આ પરિષદનું આગળનું કામ શરૂ કરવા ભલામણ કરું છું.

દરાપુરા, તા. પાદરા
તા. ૨૧-૧-૪૫

ભાઇલાલભાઇ દાદાભાઈ અમીન

---

## કવિવર રવીન્દ્રનાથની વિચાર-કણિકાઓ

★ સામસામા કિનારા અતલ આંસુના ગાનમાં એમના અવાજને મેળવી દે છે.

★ જેમ નદી સાગરમાં, તેમ કાર્ય આરામનાં ઊંડાણમાં એની સિદ્ધિ મેળવે છે.

★ મારી આ કાગળની હોડીઓ ક્ષણભરનાં મોજાંઓ પર નાચવા માટે છે, કોઈ લક્ષ્યસ્થાને પહોંચવા માટે નહિ.

★ સ્થળાંતર કરનારાં ગીતો મારા હૈયામાંથી પાંખ ફફડાવતાં ઉડી જાય છે, અને તારા પ્રેમાળ અવાજમાં એમનો માળો શોધી લે છે.

★ માણસની નિશ્ચિતતાના નાનકડા ટાપુની આસપાસનો ભય, શંકા અને ઇન્કારનો સાગર એને અજાણ્યાની શોધમાં નીકળી પડવાને પડકારી રહે છે.

★ એજ સૂરજ નવા નવા દેશોમાં અનંત ઉષાનાં વર્તુળોમાં નવજન્મ પામે છે.

★ પ્રભુની દુનિયા એના અવસાનથી નવજન્મ પામતી રહે છેઃ રાક્ષસની દુનિયા એના જ અસ્તિત્વ હેઠળ કચડાઈ મરે છે.

★ ધૂળ ખુંદતો આગિયો કદી જાણતો જ નથી કે આકાશમાં તારા ઝબકે છે.

( "યુગાન્તર"માંથી )

# વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ

[ તા. ૨૧-૧-૪૫ : સ્થળ : દશપુરા ]

# પ્રમુખનું ભાષણ

ભાઇઓ અને બહેનો !

વડોદરા પ્રાન્ત પુસ્તકાલય પરિષદના પ્રમુખ તરીકે આપે મ્હને છેક અમદાવાદથી આવવાની આજ્ઞા કરી તે માટે હું આપનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

આ સંજોગ મ્હારે મન ભવિષ્યની કોઇ શુભ પ્રવૃત્તિના સંકેત રૂપ હોય એમ લાગે છે. કારણ કે ઇશ્વરની ઇચ્છા વિના તો એક પાંદડું પણ હાલતું નથી એમ હું માનનારો છું.

સ્વ. મોતીભાઇ અમીનની ઇચ્છા, વડોદરા રાજ્ય પુસ્તકાલય જેવી પ્રવૃત્તિ પાછળથી તો સમગ્ર ગૂજરાતમાં ફેલાય એ જોવાની હતી. એ પોતે મ્હારા સ્વ. મિત્ર હીરાલાલ પારેખ પાસે આવી ગૂજરાતમાં અને અમદાવાદમાં પુસ્તકાલયો સ્થાપવા અનેક ભલામણો કરી ગયા હતા.

દરમિયાન કોન્ગ્રેસ સરકાર સત્તા પર આવી અને એમના અનુભવોનો લાભ બ્રીટીશ ગૂજરાતમાં લેવાની તૈયારીઓ ચાલતી હતી ને એ મહાન ગૂજરાતીની જીવનલીલા સમાપ્ત થઇ ગઇ.

છતાં અમારે મન વડોદરા કે બ્રીટીશ ગૂજરાતમાં ભેદ નથી. ૧૧ વર્ષ પર આપના માજી દીવાન સાહેબ, સર મનુભાઇ મ્હેતાના અધ્યક્ષપણા નીચે ગૂજરાત પુસ્તકાલય પરિષદનું પ્રથમ અધિવેશન અમે અમદાવાદમાં ભર્યું હતું. પછી પુણ્યશ્લોક મોતીભાઇના આત્માને સંતોષ થાય તે માટે એક બીજી પુસ્તકાલય પરિષદ બે વર્ષ પર સૌ. સરલાદેવી અં. સારાભાઇના પ્રમુખપદ નીચે પણ ભરી હતી.

એ પરિષદની બેઠક પૂરી થયા બાદ આજ સુધી અમદાવાદ શહેરને લતે લતે ફરી અમારાં પ્રમુખે પુસ્તકાલયો સ્થાપવાની અને ફરતી પેટીઓ રાખવાની કંઇક ગોઠવણ કરી છે. એ પુસ્તકાલય મંડળના મંત્રી અમારી માણેકલાલ જેઠાભાઇ લાયબ્રેરી—જેને અમે ધીમે ધીમે તમારી સેન્ટ્રલ લાઇબ્રેરી જેવી કરવા માગીએ છીએ—તેના ઉત્સાહી ગ્રંથપાલ શ્રીયુત કીકુભાઇ દેસાઇ છે. થોડા જ વખતમાં ત્રીજી પરિષદ અમે અમદાવાદમાં જ મેળવી શહેર પૂરતી પુસ્તકાલય પ્રવૃત્તિ વધારે વ્યાપક કરવા ધારીએ છીએ.

જમાલપુર, માંડવીની પોળ, શાહપુર, કાળુપુર, રાયપુર અને અસારવા લતાઓમાં નવાં પુસ્તકાલયો સ્થપાયાં છે. અસારવાના નીલકંઠ મહાદેવના નવા મહંત જમાનાની સાથે ચાલે એવા છે. પોતે દેશકાળની જરૂરીઆતોને સમજે છે. એમણે ગાદી પર આવતાં જ, મંદિરને અંગે એક નાની પણ સુન્દર લાયબ્રેરી અને આયુર્વેદ દવાખાનું કહાડયાં છે.

એ મુજબ સ્વામીનારાયણના આચાર્ય અને ગીતા મંદિરના વિદ્યાનંદજી મહારાજને પોતપોતાનાં ધર્મનાં ધામોમાં ઉત્તમ વિદ્યામંદિરો સ્થાપવા અમારે વિનંતી કરવી છે. કારણ કે અસલનાં મંદિરો માત્ર ધાર્મિક ક્રિયાકાંડને માટે ન હતાં.

ત્યાં પરિષદો, લોકસભાઓ, યાત્રા અને ઉત્સવો થતાં. સંગીત, સાહિત્ય અને કલાઓની ઉપાસના થતી. નૃત્ય, નાટક કથાવાર્તા, શાળા, પાઠશાળા અને પુસ્તકાલયો દ્વારા

જનસમાજમાં ઉત્તમ સંસ્કાર ફેલાવાતા અને ધર્મ કે જાતિના ભેદભાવ વગર સમસ્ત પ્રજા-જીવનને સમૃદ્ધ અને વિકાસ પામતું રાખવામાં આવતું હતું.

મંદિરોનાં શિલ્પ, સ્થાપત્ય, ચિત્રસંગ્રહ ઇત્યાદિ પ્રજાઓની રસવૃત્તિને હાલનાં સંગ્રહ-સ્થાનો કરતાં એ વધારે સારી રીતે કેળવતાં હતાં.

વળી અમદાવાદ અને ગૂજરાત આ લડાઇ દરમિયાન ખૂબ કમાયું છે. પાટણમાં એની જાહોજલાલીના સમયે કહે છે કે ૧૮૦૦ કોટીધ્વજો હતા. એવા અનેક કોટીધ્વજો આજે અમદાવાદમાં છે.

આ સ્થળેથી મ્હારો અવાજ એમના અને ગૂજરાતના બીજા ધનવાનોના કાન સુધી પહોંચે, તો હું વિનંતી કરવા માગું છું કે આપણાં નગરો અને ગામોને આપ સરસ્વતી મંદિરોથી અલંકૃત કરો.

અમદાવાદના કાંકરીઆ તળાવની ત્રણ બાજુ ટેકરીઓ પર અમારે ઝૂલતો બાગ કરવો છે અને દક્ષિણની આખી બાજુ સંગ્રહસ્થાન, મહિલા પુસ્તકાલય, બાળમંદિર અને સરસ્વતી મંદિર ગૂજરાતના પાટનગરને શોભા આપે એવાં બનાવવાની મહત્ત્વાકાંક્ષા અમે સેવી રહ્યા છીએ.

બાળકો, સ્ત્રીઓ, ખેડૂતો અને મજૂર વર્ગ સુદ્ધામાં આજે જ્ઞાનની કોઇ અજબ પિપાસા જાગી છે !

આરોગ્ય, હુન્નરકળા, ખેતી, અર્થશાસ્ત્ર, ઇતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, લલિતકલાઓ, રાજકારણ અને ધર્મની સાચી સમજ લોકો માગી રહ્યાં છે. અત્યારની ગુલામી દશાથી લોકો કંટાળ્યાં છે અને સર્વદુઃખનું ઓસડ જ્ઞાન છે તે એમને જોઇએ છે.

હમણાં જ અમદાવાદમાં એક ઇતિહાસ સંમેલન થઇ ગયું. એનાં પ્રમુખ મુનિશ્રી જીન-વિજયજી હતા. એમણે જગતના ઇતિહાસમાંથી એક ભવ્ય સંદેશો આપ્યો છે. તે ગૂજરાતના રાજકર્તાઓ અને ધનિકો લક્ષમાં લે તો સારૂં. એ સંદેશો એ છે કે જ્યારે જ્યારે કોઇપણ **દેશમાં ધનિકો, કેવળ અર્થદાસ બને છે, ત્યારે ત્યારે તરત જ એમનો નાશ થાય છે.**

સંસ્કૃતિ અને માનવતાના ઉચ્ચ જીવનના નાશની ઘડી, ગૂજરાત જો સન્માર્ગે પૈસાનો વ્યય નહીં કરે તો આવી ચૂકી છે.

લોકશક્તિ જાગૃત થવાની તૈયારીમાં છે અને તેવે સમયે અન્યાયથી પ્રાપ્ત કરેલાં સામ્રાજ્યો, સિંહાસનો કે સોના રૂપાના ઢગ કોઇની પાસે સલામત રહી શકશે નહીં.

ઝારોના મહેલોમાં આજે રંગભૂમિઓ અને પ્રજાકીય હોટેલો થઇ છે. મૂડીદારોના સંગ્રહ વિફરેલી પ્રજાઓએ, લુંટાયલા લોકોના કલ્યાણ માટે વહેંચી નાખ્યો છે.

અહીં એક મહાત્માજી હજી ધનવાનોને બચવા માટે છેલ્લી નોટીસ આપી રહ્યા છે કે " તમે સમસ્ત પ્રજાજનોના ટ્રસ્ટીઓ છો એમ માનો, ધનનો સદુપયોગ કરો, કેવળ પોતાના ભોગવિલાસને માટે એ ધન છે જ નહીં એમ સમજી જાવ ! "

મંદિરોના પણ ઠાઠ અને ખાલી ભપકા બંધ થવા જોઇએ. સોમનાથની પડતી, મૂર્તિ ભાગવાના ઝનૂન કરતાં યે વધારે તો ત્યાં સંગ્રહી રાખેલાં સોના અને મણિ માણેકને લૂંટી લેવા માટે થઇ હતી.

કુમારપાળે એકલા પાટણમાં ૧૪૦૦ મંદિરો બાંધ્યાં હતાં અને ૨૧ જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા. વસ્તુપાળે એકલાએ ૧૮ કરોડને ખર્ચે ત્રણ મ્હોટા મ્હોટા જ્ઞાનભંડારો પાટણમાં બનાવ્યાનો ઉલ્લેખ છે. પુસ્તકાલયોની આ પરંપરા ગુજરાતમાં છેક ઈંગ્રેજી રાજ્ય અમલ સુધી ચાલુ હતી. હજારો તાડપત્રો, હસ્તલિખિત પુસ્તકો, ચિત્રપટો, વિનંતીપત્રો ઇત્યાદિમાંથી થોડાંક અમારા ઇતિહાસ પ્રદર્શનમાં હમણાં જ મૂકવામાં આવ્યાં હતાં.

બહેનો અને ભાઇઓ !

આ ગામમાં આપને જોઇને, મ્હને ૩૦ વર્ષ પર હું અમદાવાદ પાસેનાં નરોડા, અડાલજ અને ઉવારસદ ગામોમાં પુસ્તકાલયોની સ્થાપના કરવા જતો, એ દિવસો યાદ આવે છે. ૪૦ વર્ષ પર એટલે ઇ. સ. ૧૯૦૫ થી અમે અમદાવાદમાં એક સ્વદેશી મિત્રમંડળ કહાડયું હતું. તેણે ૧૯૧૯ માં ખાડિયા ચાર રસ્તે દાદાભાઇ લાયબ્રેરી સ્થાપી. એમાં ઊભે ઊભે વંચાય એવાં ટેબલો અમારા મંત્રી મ્હારા મિત્ર શ્રીયુત કીરપાશંકર પંડિત ત્હમારી સેન્ટ્રલ લાયબ્રેરીમાંથી, સ્વ મોતીભાઇની સલાહ મુજબ, દૈનિકોને માટે જોઇ ગયેલા તે ઉપરથી કર્યાં હતાં.

દાદાભાઇ લાયબ્રેરી, રાત્રિશાળાઓ અને અંગ્રેજી નિશાળો, અમે એક પૈસા ફંડ કહાડેલું તે પરથી ચાલતાં. ઇ. સ. ૧૯૩૦ પછી કોંગ્રેસ પક્ષે જ્યારે અમદાવાદ મ્યુનિસિપાલીટીનો કબજો લીધો ત્યારે દાદાભાઇ લાયબ્રેરીને અમે મ્યુનિસિપાલીટીને સોંપી. તે હાલ હંસરાજ પ્રાગજી હોલની નીચે પાનકોરને નાકે પોતાના મકાનમાં ચાલે છે.

ત્યારે અમદાવાદની લાયબ્રેરીઓમાં રાજદ્વારી વિષયો ખાતે છેક જ મવાલ સાહિત્ય આવતું. તે અમારા પ્રમુખ સ્વ. જીવણલાલ બેરીસ્ટરથી ખમાયું નહીં. એમણે પોતાના પુત્ર શ્રી. બાબુરાવ અને એના મિત્ર ડૉ. ચંદુલાલ દેસાઇ જેઓ તે વખતે વિલાયત અભ્યાસ માટે ગયા હતા, તેમની મારફતે ઘણું પ્રાણવાન સાહિત્ય યુવકો માટે મંગાવ્યું. એ સાહિત્યના પ્રતાપે, રશિયાની ક્રાન્તિનાં વીર અને વીરાંગના, હિન્દી બળવાનો ઇતિહાસ, ઇટાલીના ઉદ્ધારક મેઝીની અને ગેરીબોલ્ડી, અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ, ફ્રાન્સનાં સ્વાધીનતા, સમાનતા અને પ્રજાકીય સંપ, રાજકીય સાહિત્યમાં સમ્રાટ કવિ શિરોમણી શીલર. જેને મેઝીની શેકસપિયર કરતાં પણ મ્હોટા ગણે છે તે; રશિયન ઝારનું પદભ્રષ્ટ થવું, સમાજવાદની સ્થાપના, તુર્કસ્તાનને સ્વતંત્ર કરનાર મુસ્તફા કમાલ પાશા; ઇરાનને જમાનાની જોડે લાવનાર રીઝા પાશા પ્હેલવી; ચીનની ઊંઘ ઉરાડનાર ડૉ. સુનયાત સેન; વગેરે વિષયોને સમજાવનાર અમૂલ્ય ગ્રંથો અમે જાણ્યા.

આ બધું વાંચીને અમારી દષ્ટિ ઊઘડી ગઇ. હિન્દ બહાર શું શું ચાલે છે તે જોયું, અને પ્રજાઓને સ્વરાજ્ય લેવાં હોય તો કેવા આત્મભોગ આપવા પડે છે તે જાણ્યું. કાયદાની હદમાં રહીને સ્વરાજ્ય મેળવવાની જૂની કોંગ્રેસની રાજ્યનીતિમાંથી અમારી શ્રદ્ધા ઊઠી ગઇ.

નવા યુગની દીક્ષા આપનાર, અમારાં જીવનમાં નવા પ્રાણની પ્રતિષ્ઠા કરનાર-એ પુસ્તકાલયને હું આજના શુભ પ્રસંગે પ્રણામ કરૂં છું. તે વખતના યુવકો, એ લાયબ્રેરીને પ્રતાપે યુગધર્મ સમજ્યા. લોકશક્તિને જાગૃત કરવા પોળે પોળે અને ગામડે ગામડે એમણે સભાઓના કાર્યક્રમ યોજ્યા; સ્વદેશ-કીર્તનોથી, દેશભક્તિનાં કાવ્યોથી, લોકનાયકોનાં જીવન ચરિત્રો અને ઉદ્બોધન માસિક પ્રસિદ્ધ કરીને જબરજસ્ત રાષ્ટ્રીય આંદોલન અમે શરૂ કર્યું.

દેવદેવીઓને સ્થાને અમે હિન્દદેવીની સ્થાપના કરી અને તમામ ધર્મોનો નીચોડ કરીને એક સ્વદેશધર્મ ઘડ્યો હતો. ત્યારના યુવકોએ, મહાત્મા ગાંધીજીના આવતાં પહેલાં અમદા-

વાદ અને ગૂજરાતની રંગભૂમિ પર એક પૂર્વરંગ તો ભજવી નાખેલો, એનું શ્રેય એ પુસ્તકાલયને જાય છે.

પુસ્તકાલયો મ્હારે મન જડ વસ્તુ નથી. એમાં તો ચેતન અને વીર્યના ધોધ ભર્યા છે. પ્રજાજનો જેવું વાંચે એવું વિચારે છે અને વિચારે એવાં થાય છે. દેવી સરસ્વતી પણ જોગમાયા છે. એની યુગ પરિવર્તન કરવાની શક્તિ હું બરાબર પિછાનું છું.

વીર કાર્તિકસ્વામી, એ કલા અને વિદ્યાનો સ્વામી છે, અને તે જ યુદ્ધોનો પણ દેવ છે!

ગૂજરાતની ઇષ્ટ દેવતા મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી છે. ચાંપાનેર તો પડ્યું પણ એ શક્તિ હજી પાવાગઢ પર બિરાજે છે. એની જ મહાપૂજામાં આપે મ્હને છેક અમદાવાદથી બોલાવ્યો તે માટે હું આપનો ઋણી છું.

પુસ્તકોનું ઋણ મ્હારે માથે એટલું બધું છે કે આજની સેવાથી એ યતકિંચિત પણ ફેડાશે તો મ્હને પરમ સંતોષ થશે.

ભારત માતાનો પુકાર સાંભળી મ્હેં ચાર વખત કારાવાસ સેવ્યા છે. ત્યાં જો મ્હને વાચનનો શોખ ન હોત તો મ્હારી શી વલે થાત તે હું કલ્પી શકતો નથી. પુસ્તકોના સત્સંગથી મ્હેં વિજ્ઞાનમાં રહેલું તત્ત્વજ્ઞાન જાણ્યું; પુરાણોમાંથી આખું સમાજશાસ્ત્ર સમજવાની દૃષ્ટિ મેળવીઃ રોમે રોલાં, મેકસીમ ગોર્કી, અપ્ટન સીંકલેર અને લીન ઉટાંગને ઓળખ્યા અને બીજા પણ અનેક મહાનુભાવોના કેવા કેવા લાભ લીધા તે કહેતાં પાર આવે એમ નથી.

એ લાંબા-કંટાળાભરેલા એકાંત વાસમાં પુસ્તકો જ અમારા મિત્રો અને ગુરુઓ હતા, અને એમની જ પ્રેરણાથી અમે દુઃખમાં ધીરજ રાખીરહ્યા એટલું જ નહીં પણ નવી નવી પ્રેરણાઓ લઇને બહાર આવ્યા!

* * *

વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિને પણ હવે તો ૩૫ વર્ષ જેટલો લાંબો સમય વહી ગયો છે. છતાં એ પુસ્તકાલયવાળાં ગામો અને શહેરો સંસ્કૃતિનાં કેન્દ્ર પૂરેપૂરાં બન્યાં નથી એ વાત આપણે સ્વીકારવી જોઇએ.

આપણને અલ્પસંતોષી થવાની બહુ ટેવ છે અને જરા જરામાં ફુલાઇ જઇએ છીએ.

ત્હમારાં પુસ્તકાલયોનો આખોએ કાર્યક્રમ હું જાણું છું. એનાથી જે સિદ્ધિઓ વડોદરાની પ્રજાએ મેળવી છે તેની પણ મ્હને ખબર છે, અને એ આખીયે યોજના ત્હમે જેવી રીતે પાર પાડી છે તેવી હિન્દુસ્તાનમાં તો કોઇએ પાર પાડી નથી તે પણ હું સ્વીકારું છું.

ત્હમારી ફરજિયાત કેળવણી અને પુસ્તકાલયોને લીધે બ્રીટીશ ગૂજરાતનાં જે જે ગામોની સાથે સાથે આવેલાં ત્હમારાં ગામો મ્હેં જોયાં છે ત્યાં પ્રમાણમાં વધારે વિદ્વત્તા અને બુદ્ધિની તેજસ્વિતા મ્હેં જનસમાજમાં અનુભવ્યાં છે.

પરન્તુ આવો! એક વાર આપણે આપણાં પ્રાચીન સંસ્કૃતિનાં કેન્દ્રો અને જ્ઞાનભંડારો સાથે આપણી નવી લાયબ્રેરીઓને સરખાવી જોઇએ!

આપણા ગૂજરાતનાં ધર્મારણ્ય અને બ્રહ્મક્ષેત્રની પાવનકારી કથા આપ જરા સાંભળો.

સ્વ. રવીન્દ્રનાથ ટાગોર, આખી આપણી આર્યસંસ્કૃતિનો ઉદ્ભવ અરણ્યોમાંથી થયો હતો એમ કહે છે. એ નૈમિષારણ્ય, ધર્મારણ્ય અને બ્રહ્મક્ષેત્ર; ગુરુકુળો અને ઋષિ આશ્રમો આજનાં યુનીવર્સીટી સેન્ટર્સ—એટલે વિદ્યાપીઠો કરતાં વધારે ઊંડી અને બહોળી અસરો ઉપજાવતાં હતાં, એમાં શક નથી.

હાલનાં વિદ્યાપીઠો બહુ બહુ તો વસ્તીના પાંચેક ટકાને પરાણે ઘડે; ત્યારે લાયબ્રેરીઓ જે જ્ઞાન ફેલાવે છે તેના ટકા કહાડવા તો મુશ્કેલ છે, પણ કુલ વસ્તીના દસેક ટકા સુધી એની અસર બહુ બહુ તો પહોંચતી હશે એમ માનીએ. પણ અરણ્યોની, તીર્થોની અને મંદિરોની સુધારણા તો હજીએ સમસ્ત પ્રજા જીવન પર અદ્ભુત છે એમ હું માનું છું અને આપણી હાલની લાયબ્રેરીઓ એટલે વિદ્યાધામો—એવી જ્વલંત અને જીવંત અસરો આબાલવૃદ્ધ તમામ લોક સમુદાય ઉપર કરે એ દિવસ જોવા હું બહુ ઉત્સુક છું. તેથી જ મ્હેં, આપણે અલ્પ સંતોષી છીએ, એમ ઉપર કહ્યું છે.

ધર્મારણ્ય પાટણ પાસે મોઢેરાનું સૂર્યમંદિર છે. તેની આસપાસ માઇલો સુધી ફેલાયલું હતું અને બ્રહ્મક્ષેત્ર હાલ ઇડર રાજ્યના ખેડબ્રહ્માની પાસે આવેલું હતું.

ત્યાં યજ્ઞસમારંભો થતા; પરિષદો ભરાતી, જ્ઞાનચર્ચાઓ મેળા વગેરે પ્રસંગોપાત્ત થતા અને જીવનના તેમ દેશના ગૂઢ પ્રશ્નો ઉકેલાતા હતા. બાળકોને નામકરણ, મુંડણ, જનોઇ વગેરે માટે આજ દિનસુધી ત્યાં લઈ જવામાં આવતાં. લગ્ન પછી વરકન્યા ને ત્યાં પગે લગાડતાં, સીમંત વિધિ, શ્રાદ્ધ, વ્રત, નિયમ, તપ અને અને તીર્થ માટે લાખ્ખો લોકો ત્યાં આનંદપૂર્વક જતાં અને પવિત્ર થઇને ઘેર આવતાં હતાં.

એ સ્થળોને પ્રતાપે પ્રજામાં શ્રદ્ધા, ભક્તિ, શુદ્ધિ, નીતિ, સદાચાર અને શાન્તિ ઠીક પ્રમાણમાં જળવાયાં હતાં.

ધર્મારણ્યમાં સૂર્યપૂજા રહી ત્યાં સુધી ગૂજરાતીઓમાં વીરતા, સ્વદેશભક્તિ, કર્તવ્ય-નિષ્ઠા વગેરે બહુ સારા પ્રમાણમાં રહ્યાં લાગે છે. એકલા, ક્ષત્રિઓ જ દેશરક્ષા કરતા અને બીજી વરણો લડાઇઓમાં ભાગ નહોતી લઇ શકતી એ આખી માન્યતા જ ૧૩–૧૪ મી સદી સુધી તો ખોટી ઠરી છે.

અલ્લાઉદીન ખીલજીના લશ્કરે મોઢેરાના ગઢને ઘેરો ઘાલેલો તે સામે છ મહિના સુધી ચારે વર્ણના લોકોએ ઉત્તમ બચાવ કર્યો હતો.

ઔરંગઝેબના વખત સુધી ગૂજરાત ઉત્તમ યોદ્ધા પૂરા પાડતું અને ધનદોલતની પણ મોગલ સમ્રાટોને વધારેમાં વધારે મદદ ગૂજરાતમાંથી મળતી. એવા એના વેપાર ઉદ્યોગ ખીલેલા હતા. આમ ૧૮ મી સદી સુધી આપણાં ગામડાં કે શહેરોના લોકો દીલીદાળના ખાનારા કે પોતિયાંદાસ નહોતા. છેક દુર્બળતા કે કાયરતા હાલમાં જે જણાય છે, તે બહાદુર બ્રીટીશ સામ્રાજ્યની સાથે સાથે આવેલી છે.

મોઢેરાના પતન પછી પણ પ્રજાજીવન ફરીથી ચેતનવંતું રાખવાના પ્રયત્ન તે વખતના આગેવાનોએ કર્યા છે.

ચૌદમી પંદરમી સદીમાં સૂર્યમંદિર નવું બંધાય છે, જેની સ્થાપત્ય અને શિલ્પકળાનો જોટો જગતમાં મળવો મુશ્કેલ છે. ગૂજરાતની રસવૃત્તિ, ભક્તિભાવ, અને સૌન્દર્યભાવના તે સમે કેવાં ઉત્કૃષ્ટ સ્વરૂપે પહોંચ્યાં હતાં, તે હાલનાં ખંડેરો પરથી પણ સમજી શકાય છે. જરા નિરાંત મળ્યે બ્રાહ્મણો પાછા અગ્નિહોત્ર લઇને રહેતા. અને ચાતુર્માસ્યાદિક યજ્ઞો, ધર્મ, ધ્યાન અને સ્વાધ્યાય વગેરેમાં નિમગ્ન રહેતા. સ્માર્તકર્મ નિરંતર કરતા અને પુરાણ, ન્યાયશાસ્ત્ર અને વેદ–વેદાંતની જ્ઞાનચર્ચાઓ ચાલ્યા કરતી. બાળકોને પણ સકૃત વિદ્યામાં પારંગત કરવાનું કામ ચાલતું હતું અને ધર્મયુક્ત આચાર વિચાર હજુ ચાલુ હતા.

મોઢેરાનો આંતર વહીવટ ગ્રામ પંચાયતથી થતો હતો અને મ્હોટે ભાગે

બહિષ્કારની સજા સૌથી વધારે પ્રચલિત હશે એમ લાગે છે. ધર્મારણ્ય મહાસ્થાનને વિષે ન્યાય અન્યાયને નિર્ણય વિદ્વાનો કરતા. સરપંચ ચતુર, શાસ્ત્રજ્ઞ અને જેણે ક્રોધને જીત્યો હોય અને પ્રસન્નાત્મા હોય એવાને કરવામાં આવતો.

મદિરાપાન, અભક્ષ્ય ભક્ષ, ધર્મત્યાગ, વગેરે દોષોને માટે સ્મૃતિ અનુસાર દંડ ઠરાવ્યા હતા.

પ્રજામાં વર્ણસંકરતા આવે નહીં અને કળિકાળમાં પણ નીતિ, ધર્મ, દેશાચાર અને કુલાચારો નષ્ટ ન થાય એ ત્યાંના આગેવાનોની ચિંતા હતી.

જાનમાલની સલામતી, પ્રજાની શુદ્ધિ, સુપ્રજનન વગેરે સાચવવાના નિયમો ત્યાં હતા, અને એક સર્વમાન્ય ધોરણ એટલું તો નક્કી થયું હતું કે કુલના રક્ષણ માટે વ્યક્તિનો ત્યાગ કરવો, ગ્રામના રક્ષણ માટે કુલનો, જનપદને અર્થે ગ્રામનો, અને આત્માની રક્ષા અર્થે પૃથ્વીનો ત્યાગ કરવો.

" त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥

હાલ જ્યાં જ્યાં યાત્રાનાં ધામો છે, તે બધાં એક કાળે તો અરણ્યો જ હતાં. તક્ષશીલા, નાલન્દા, વલ્લભી, બનારસ, વિક્રમશિલા, ઉદન્તપુરી જગદ્દલ, મિથિલા અને નવદ્વીપ વગેરે ઉત્તરમાં—અને દક્ષિણ ભારતમાં મદુરા, કાંચી, વિજયનગર, રામેશ્વર ઇત્યાદિ તીર્થો ઉચ્ચશિક્ષણ, અને પ્રજા સમસ્તનું શિક્ષણ સદાકાળ આપે જતાં.

નાલન્દામાં હાલ ભાગલો સ્તૂપ હજી ઉભો છે. એની બાજુમાં નવ નવ માળના ત્રણ ગ્રંથાગારો હતાં. એ આખા વિભાગનું નામ ધર્મગંજ હતું. પણ એક એક ખંડને પણ જુદાં જુદાં નામ હતાં, જેવાં કે—રત્નસાગર, રત્નદધિ અને રત્નરંજક.

હુએનત્સંગના કહેવા પ્રમાણે, નાલન્દા સાહિત્ય, અને જ્ઞાનની પ્રવૃત્તિથી ગાજી રહેતું. સાધુઓ અને વિદ્યાર્થીઓ ઉચ્ચ બુદ્ધિવાળા અને શક્તિશાળી હતા. એમની કીર્તિ અને પ્રતિષ્ઠા જામેલાં હતાં અને સેંકડોની નામના દૂર દેશો સુધી વ્યાપેલી હતી.

છટાદાર વક્તા તરીકે કે વિદ્વાન તરીકેની ઊંચી છાપ મેળવવા દૂર દૂરનાં શહેરોમાંથી મોટા મોટા વિદ્વાનો નાલંદા આવતા હતા.

નાલન્દાનો જ્ઞાન સ્રોત આખા હિન્દુસ્તાન ઉપરાંત જાવા, સુમાત્રા, લંકા બ્રહ્મદેશ, ચીન, જાપાન, ઇરાન, અફઘાનીસ્તાન, ખોતાન અને ટીબેટ સુધી પ્રસર્યો હતો. નાલન્દા માત્ર ભારતવર્ષનું જ નહીં પણ સમસ્ત એશીઆનું સુપ્રસિદ્ધ વિદ્યાપીઠ હતું: અથવા વિશ્વ વિદ્યાલય, નામમાં પણ અતિશયોક્તિ જેવું કંઇ નહોતું.

વિહારનું શાન્ત અને પવિત્ર વાતાવરણ વિદ્યાનું પોષક હતું. સ્થાપત્ય અને શિલ્પ ભવ્ય હતાં. મૂર્તિઓ સુન્દર અને પ્રેરક હતી, અને સૃષ્ટિસૌન્દર્ય અનુપમ હતું.

***

ચીનને મહાન બુદ્ધ ધર્મ ઉપરાંત વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કળા, સ્થાપત્ય, સંગીત, નૃત્ય વગેરે જે જે સંપત્તિ પ્રજાજીવનને સંસ્કારી અને પ્રગતિમાન કરે છે, તે બધુ હિન્દે આપેલું છે.

આપણા લગભગ ૧૦,૦૦૦ અમૂલ્ય ગ્રંથોનાં ચીની ભાષામાં ભાષાંતર થયેલાં છે અને તે ત્યાંના ગ્રંથભંડારોમાં હજી જોવા મળે છે.

બૌદ્ધ સાહિત્યના તમામ ઉત્તમ ગ્રંથો ઉપરાંત પ્રાચીન હિન્દની ઘણી વિદ્યાઓની ઉત્તમ ગ્રંથસંપત્તિ ચીનમાં છે. ખગોળ, ગણિત, વૈદક, જ્યોતિષ પંચાંગ ઇત્યાદિ ઉપરાંત

બ્રાહ્મણ ગ્રંથોમાંના અદ્વૈતવાદ; ગાંધારેયના પુરાણ ગ્રંથો અને યોગસિદ્ધિઓ ત્યાં છે. આમાંના ઘણાં અહીંથી જે અદશ્ય થયા છે, તે ત્યાં મોજૂદ છે.

શાન્તિનિકેતનના તાનયુનસાન લખે છે કે " ચીને તમારા અમૂલ્ય ગ્રંથોને સાચવી એનો આદરપૂર્વક અભ્યાસ પણ કર્યો છે.

***

વિદ્વાનોના પ્રેમી, સાહિત્યરસિક સિદ્ધરાજે ૩૦૦ લહિયાઓ પાસે સર્વદર્શનના ગ્રંથો લખાવી રાજકીય પુસ્તકાલયની સ્થાપના કરી હતી. એણે હેમાચાર્ય પાસે જે સિદ્ધ–હેમ વ્યાકરણ લખાવેલું, તેની સેંકડો પ્રતિઓ તો એણે અભ્યાસીઓને, તથા અંગ, બંગ આદિ દેશોને ભેટમાં આપી હતી.

સિદ્ધરાજ ઘણો વિદ્યાપ્રેમી હતો. પંડિતોને રાજસભામાં બહુ વાર બોલાવતો. ભારતનાં સર્વ પ્રદેશોમાંથી પ્રૌઢ પંડિતો ગુર્જર રાજધાની પાટણમાં પોતાની વિદ્યાનું પ્રદર્શન કરવા આવે જ જતા.

સિદ્ધરાજની વિદ્યાસભા આખા ભારતવર્ષમાં આદર્શ સભા ગણાતી અને એનો પ્રમુખ કવિરાજ શ્રીપાલ હતો.

***

કુમારપાળે એકલા પાટણમાં ૧૪૦૦ મંદિરો બંધાવ્યાં હતાં અને ૨૧ જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા.

વસ્તુપાળે ૧૮ કરોડને ખર્ચે મોટાં મોટાં ત્રણ પુસ્તકાલયો બનાવ્યાં હતાં.

***

બ્હેનો અને ભાઇઓ !

આપણા તેજસ્વી ભૂતકાળની આ બધી મહિમાવાન સામગ્રી આગળ આપણા હાલના પ્રયાસો કેવા નજીવા લાગે છે એનો વિચાર કરો !

૩૫ વર્ષની આપણી પુસ્તકાલય પ્રવૃત્તિને હવે આપણે વધારે ભવ્ય બનાવો ! એને વધારે ઉન્નત અને ફળદાયી કરવા માટે આજના શુભ દિવસથી આપણે ઠરાવ કરો. પુસ્તકાલયો, એ હવે, આપણી સંસ્કૃતિનાં સાચાં કેન્દ્રો બનવાં જોઇએ.

દરેક ગામે, જીવનના અને દેશના મહાન પ્રશ્નો સમજી શકે એવા જ્ઞાનીઓ લાયબ્રેરીઓમાંથી ઉત્પન્ન થાય એવી તજવીજ આપણે કરો ! માત્ર નવલકથાઓ જ મ્હોટે ભાગે હાલ વંચાય છે, તેને બદલે ઇતિહાસ, જીવનચરિત્રો, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, બુદ્ધિને સ્વતંત્ર કરે એવો ધર્મ, સમાજને સુધારી શકે એવાં સંસારસુધારાનાં પુસ્તકો, હાલની રાજકીય પરાધીનતા સમજાવે એવાં રાજકીય સાહિત્ય જાણનારા, એમ જુદા જુદા વિષયના અભ્યાસીઓ, આ લાયબ્રેરીઓ દ્વારા, એકે એક ગામે ઉત્પન્ન થવા જોઇએ.

એ બધાં દરરોજ દિવસમાં એક વખત ભેગાં થાય અને પોત–પોતાના ગામના પ્રશ્નો નક્કી કરે. પુસ્તકાલયો સંસ્કૃતિનાં કેન્દ્ર બને એટલું જ નહીં, પણ દેશ સમસ્તનાં રચનાત્મક કાર્યો પણ ત્યાંથી જ શરૂ થાય એ જોવાની હવે આપણે મહત્ત્વાકાંક્ષા રાખવી જોઇએ.

નવી પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થા જ્ઞાનીઓથી દોરવાયલી રહેવી જોઇએ. નહીં તો એ હાલની કહેવાતી લોકશાહી સંસ્થાઓને નામે થોડીક તકસાધુ પ્રપંચીઓના હાથમાં જુલમગાર નીવડશે.

હમણાં યુરોપ અને અમેરિકાના અને અહીંના રાજ્યમાન રાજેશ્રીઓએ, માત્ર પૈસાના લોભ, સત્તાના લોભ, મુડીવાદ, અને સામ્રાજ્યવાદને સેવી ભયંકર યુદ્ધોની પરંપરા ઉપજાવી છે,

એમણે ઇરાદાપૂર્વક લોકસેવકો, દ્રષ્ટાઓ, કવિઓ, સાક્ષરો અને તત્ત્વજ્ઞાનીઓને દેશનિકાલ કર્યા છે અને કેદમાં પૂર્યા છે. કારણ કે એ ધોકાબાજી કરનારા જાણે છે કે સબમરીનો અને તોતીંગ તોપો કરતાં યે વાણી સ્વાતંત્ર્ય અને કલમની સત્તા વધારે છે.

સ્વતંત્ર વર્તમાનપત્રોને મોઢે એમણે ડૂચા માર્યા છે અને પોતાનાં ખરીદી લીધેલાં છાપાં એમણે નિરંકુશ વહેતાં મૂક્યાં છે.

આ બધી કાળી પ્રપંચલીલા સામે, હું લાયબ્રેરીઓને સક્રિય સેવા કરતી બનાવવા માગુ છું, કે જેથી કરીને સ્વરાજ્ય આપણાં એકે એક ગામ અને શહેરના હાથમાં આવી જાય.

વિદ્વાનો અને સાક્ષરો દૂર બેઠા બેઠા સંસારના પ્રવાહને માત્ર જોયા કરે કે બહુ તો ભાષણો કરીને આમ કરો ને તેમ કરો એટલું કહે કે લખે એટલું બસ નથી. વિદ્યા એ માત્ર મોજશોખની કે વિહાર કરવાની વસ્તુ નથી, પણ એણે તો વ્યક્તિગત અને સામાજિક લાયકી વધારવાની તાકાત મેળવવી જોઇએ. માત્ર કાવ્ય અને શાસ્ત્રના વિનોદોમાં જ્ઞાનીઓએ સમય વિતાવવો જોઇએ. પણ જુદી જુદી સમિતિઓ રચીને એમણે ગામ તથા શહેરનાં આધિ વ્યાધિ અને ઉપાધિ દૂર કરવા પ્રયત્નો કરવા જોઇએ. મહાકાળી, મહાલક્ષ્મી અને મહા સરસ્વતી એ ગૂજરાતની ઇષ્ટ દેવતા છે.

પુસ્તકાલયોએ ફેલાવેલી વિદ્યા વાંઝણી ન રહેવી જોઇએ, પણ એ ગ્રામોદ્ધારમાં ફળદ્રુપ બનવી જોઇએ.

અમેરિકાનો તત્ત્વજ્ઞાની હ્યુઇ કહે છે કે જ્યાં જ્ઞાનીઓ રહેતા હોય તે સ્થળ બળવાન, સ્વાશ્રયી, કર્ત્તવ્યનિષ્ઠ અને સંઘબળ ધરાવનારૂં બનવું જોઇએ. હું કહું છું કે જ્યાં જ્યાં લાયબ્રેરી હોય, ત્યાંના શિક્ષકો બાળકોના પૂર્ણ વિકાસ કરે; ત્યાંની મ્યુનિસિપાલીટી કે લોકલ-બોર્ડ, સ્વચ્છતા, આરોગ્ય અને લોકશિક્ષણનાં કામ સુવ્યવસ્થાપૂર્વક કરે; ત્યાંના દાકતરો નિર્લોભી અને દયાવાળા હોય. એ માત્ર રોગોને મટાડે એટલું જ નહીં પણ થતા અટકાવે. વેપારીઓ પ્રામાણિક અને સેવાભાવી હોય, યુવક યુવતી વીર, નીડર અને 'સ્વદેશભક્ત' બનવા જોઇએ. અખાડા માત્ર તાળોટા ન પાડે કે પહેલવાનોનાં પ્રદર્શન ને સરકસના ખેલ ન કરે, પણ ગામોનાં બહારવટીઆ અને ચોરો, કે રક્ષકોને બદલે ભક્ષકો બનેલા સામે બચાવ કરે.

નવી ધારાસભાઓ આવવાની કે પંચો સ્થપાવાની તમે રાહ શું કામ જોઇ રહ્યા છો? એ સંસ્થાઓ ઉપરથી આવવાની નથી. લંડન કે દીલ્હી કે વડોદરાથી સ્વરાજ્ય નથી આવવાનું. એ તો તમારી પાસે જ છે. માત્ર લોકશક્તિ જાગૃત કરો અને ગ્રામસેવાની નિઃસ્વાર્થપણે વ્યવસ્થા કરો, એટલે સૌ સારાં વાનાં થશે.

ગામનાં દૂધ ઘી અને શાક ને ફળો ગામમાં રાખવાની, વૃક્ષો રોપવાની, ખેતી સુધારવાની, વેપારનો વિનિમય કરવાની, આરોગ્ય, કેળવણી, અખાડા અને આનંદ વિનોદની, ખાદી ઉત્પન્ન, ગૌશાળા, મદ્યનિષેધ, હરિજનોની સેવા, હિન્દી પ્રચાર, હિન્દુ-મુસલમાનના સંપ, ગૃહ ઉદ્યોગો, પ્રસૂતિગૃહ, વૈદક મદદ, ધર્માદા સંસ્થાઓના વહીવટ જવરઅવરના રસ્તા અને વહાન વ્યવહાર, અને દાન પુણ્યનાં યોગ્ય રસ્તા શોધે એવી એવી જરૂરી સમિતિઓ ગામે લોક જ ભેગાં થઇને સીધી ચૂંટણીથી વર્ષે વર્ષે બહુમતીથી ચૂંટી કહાડે અને પોતપોતાની પાર્લામેન્ટ રચે, તો કોણ રોકનાર છે? પ્રજાઓ પોતાને બળે જ બને છે. આત્મબળ ને સંપથી જ એ પ્રજાસેવાનાં કામ સફળ થશે અને લાયબ્રેરીઓ સ્થાપવાનો હેતુ પરિપૂર્ણ થશે.

હાલમાં બધા દેશો અને ઉદ્યોગપતિઓ લડાઇ પછી શું શું કરવું તેની યોજનાઓ ઘડી રહ્યા છે ત્યારે આપણે પણ આવો, આપણાં ગામોની પુનઃરચના લડાઇ પૂરી થવાની રાહ જોયા વગર આજથી જ કરવા માંડીએ.

જ્યાં જ્યાં લાયબ્રેરી હોય, ત્યાં ત્યાં સ્વરાજ્ય સ્થપાઓ, એવી મ્હારી પ્રાર્થના છે.

૨૧-૧-૪૫ હરિપ્રસાદ વ્ર. દેસાઈ

# વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ–સંમેલન–હેવાલ

[ પૃ. ૪૬નું ચાલુ ]

**શિક્ષકસભા :**

પ્રાંત પરિષદની ખુલ્લી બેઠકનું કામ પરિસમાપ્ત થતાં સભામંડપમાં પ્રાંતના શિક્ષક-ભાઈઓની સભા શ્રીયુત ચિમનભાઈ હ. અમીનના પ્રમુખપદે શરૂ થઈ અને ચાલુ અસહ્ય મોંઘવારીની સામે ગરીબ શિક્ષકવર્ગને ટકાવી રાખવાની ધા શ્રીમંત સરકારને સુણાવાઈ.

**વિષયવિચારિણી સમિતિ અને મનરંજન :**

ધોરણસર ચુંટાયલી પ્રમુખસહ ૨૧ સભ્યોની વિષયવિચારિણી સમિતિના શિક્ષક-સભ્યો શિક્ષક સભામાં રોકાયલા હોવાથી સમિતિનું કામ ૭ ને બદલે ૮ વાગે શરૂ થયું હતું. તેમાં, પ્રવૃત્તિમાં રસ ધરાવતા જુદા જુદા ભાઈઓ તરફથી આવેલી દરખાસ્તો એક પછી એક વંચાણમાં લેવાઈ અને યથાયોગ્ય વાટાઘાટ બાદ સ્વીકારાઈ, પાછી ખેંચાઈ યા પડતી મુકાઈ. સવારની બેઠકમાં રજૂ કરવાના ઠરાવોના મુસદ્દા નકકી કરી ૧૦ ને સુમારે વિ. વિ. સમિતિ વાળુ માટે ઊઠી. તે દરમ્યાન ઠરેલા કાર્યક્રમ પ્રમાણે સભામંડપમાં મનરંજનનો કાર્યક્રમ શરૂ થઈ ગયો હતો. મનરંજનનો કાર્યક્રમ આમજનતાને સર્વત્ર રસપ્રદ થઈ પડે છે, એ વાત આબાલવૃદ્ધ સ્ત્રી–પુરુષોથી ઊભરાઈ ગયેલા સભામંડપથી અને અડખેપડખે ડોકાં ઊંચાં કરી કરી નિહાળી રહેલી જનમેદનીથી સાબિત થતું હતું. કાર્યક્રમમાં સંવાદ, રાસ, દુહા, ગરબા, મહિયારીનું સાભિનય નૃત્યગાન વગેરેને સ્થાન હોઈ નામ પ્રમાણે એ કાર્યક્રમે જનતાનું સાચેસાચ મનરંજન કર્યું હતું.

**બીજા દિવસનું કામકાજ :**

બીજા દિવસના કામની શરૂઆત, ભાઈ વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યાએ ' પાદરા મહાલની ઐતિહાસિક માહિતી' નામની એમણે શ્રમપૂર્વક તૈયાર કરેલી ને છપાવેલી પત્રિકાના વાચનથી, કરી હતી. તાલુકાઓની એવી માહિતી આવકારપાત્ર હોઈ જ્યાં જ્યાં પરિષદો કે સમ્મેલનો ભરાય, ત્યાં ત્યાં ખંતીલા અભ્યાસીઓ એકઠી કરે એ બહુ ઇચ્છવા યોગ્ય છે. ત્યારબાદ મહાલ પુ. મંડળના મંત્રી શ્રી. ડાહ્યાભાઈ ના. પરીખે પાદરા મહાલ પું. મંડળનું નિવેદન વાંચી સંભળાવ્યા પછી ઠરાવોનું કાર્ય હાથ ધરાયું.

**ઠરાવો પરનાં વિવેચનો :**

પસાર થયેલા કુલ ૧૧ ઠરાવો ચાલુ અંકમાં અન્યત્ર છપાયા છે. તે પૈકી પ્રજોપકારક પુસ્તકાલયપ્રવૃત્તિના પોષક શ્રીમંત મહારાજા સાહેબને સુખારોગ્ય ઇચ્છનાર ૧ લો ઠરાવ, રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના હિતચિંતક રા. બ. ગોવિંદભાઈ હા. દેસાઈ, શ્રી. ગોકળદાસ મથુરાદાસ શાહ, તથા શ્રી. ચુનીલાલ મગનલાલ દેસાઈનાં અવસાન બદલ શોકપ્રદર્શનનો ૨-જો ઠરાવ, તથા પ્રેરક જીવનચરિત્રોનાં અમુક અમુક પુસ્તકોનો છૂટથી પ્રચાર કરવા સંબંધીનો ૬ઠ્ઠો ઠરાવ બિનચર્ચાસ્પદ હોઈ તે પ્રમુખસ્થાનેથી રજૂ કરાયા અને સર્વાનુમતે પસાર થયા. બાદ પુસ્તકાલયપ્રવૃત્તિના નિભાવ માટે સરકારી ગ્રાન્ટના ચાલુ બજેટમાં વધારો કરી આપવા બાબત શ્રીમંત સરકારને આગ્રહભરી વિજ્ઞપ્તિ કરતો ૩જો ઠરાવ રજૂ કરવાને શ્રી. હરિવલ્લભદાસ ઊભા થયા અને ઠરાવ વાંચી સંભળાવ્યો. તેના સમર્થનમાં બોલતાં એમણે જણાવ્યું કે " સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમોમાં ઠરાવાયેલી પત્તાને

ધોરણે નાનાં મોટાં પુસ્તકાલયોને સરકારમદદ આપવાની ચાલુ બજેટમાં સગવડ દેખીતી રીતે જ નહિ હોવાથી પુસ્તકાલય સંસ્થાઓ તરફથી ગોઠવાઇ આવતાં અંદાજપત્રો મંજૂર કરવાનું પુસ્તકાલય ખાતાથી નથી બનતું અને પરિણામે અનિચ્છાએ પણ ખાતાના અધિકારીને આવેલી માગણીઓ પર કાપકૂપની છરી ચલાવવી પડે છે. ગઇ સાલ કસ્બા પુસ્તકાલયોને બીજા બિલની રકમ આપી જ નહોતી શકાઇ તે આ જ કારણે. આ દુઃખદ પરિસ્થિતિ ટાળવા ખાતર આ ઠરાવની આવશ્યકતા હોઇ બહુ જ મહત્ત્વનો છે." અને "રાજ્યના પૈસા ઘણી ઘણી રીતે ખર્ચાય છે. જુદાં જુદાં ખાતાંઓમાં જુદી જુદી રીતના ખર્ચવધારા માન્ય રખાય છે, તેવી જ રીતે કેળવણીની સંસ્થાઓ પાછળ પણ સવિશેષ ધ્યાન અપાતું થાય તો શ્રીમંતનો ઉદ્દેશ વધારે ફળિભૂત થશે." એવી મતલબનો ટેકો શ્રીયુત મ મં. કાશીવાળા તરફથી અને "ઠરાવ સામે વિરોધ કોઇનો જ ન હોઇ–કારણ કે પુ. પ્રવૃત્તિ એ રાજ્યને શોભારૂપ છે ને શ્રીમંત સરકારના ગૌરવસમ છે, એટલું જ નહિ પણ હવે તો વાચનભૂખ, પણ લોકોની જાગી છે, અને સાહિત્યસર્જન પણ દિનપ્રતિદિન વિકસતું જાય છે એવે વખતે–બીજાં ખાતાંઓના બજેટવધારાની તુલનાએ સાર્વ. પુ. પ્રવૃત્તિના નિભાવ માટેનું બજેટ મૂળના ધોરણનું જ રહ્યા કરે એ દેખીતી રીતે જ અણઘટતું છે. એટલા માટે સાર્વ. પુ. સ્થાપવાના નિયમોમાં ઠરેલી યત્તાને પૂરેપૂરી સંતોષી શકાય એવા ધોરણે ગ્રાન્ટમાં વધારો થવાની ખાસ અગત્ય છે." એ મતલબનો વિશેષ ટેકો શ્રીયુત રામભાઇ કાશીભાઇ પટેલ તરફથી મળ્યા બાદ પરિષદનો મત પૂછી પ્રમુખશ્રીએ ઠરાવ મજકુરને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો.

ઠરાવ પસાર થયા પછી પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબે આશ્વાસનરૂપે જણાવ્યું હતું કે "ઠરાવ મહત્ત્વનો છે એમાં શક નહિ. પાંચ છ વર્ષના અનુભવ પરથી ઠરાવમાં રજૂ કરાયલી માગણી વાસ્તવિક હોવાનું મને પણ લાગે છે. અને એ દૃષ્ટિએ પુસ્તકાલયપ્રવૃત્તિના ઉત્તરોત્તર વિકાસ માટે ખાતાએ ૧૪૦૦૦ ની યોજના આગળ મોકલી આપી છે. લોકમદદ વધારે ઊભી થતી રહે અને સ્થળે સ્થળનાં પુસ્તકાલયો આદર્શ સંસ્થાઓ બની રહે એ જોવાની અમારી ખાએશ છે."

તે પછી જ્ઞાનના જુદા જુદા વિષયોના અભ્યાસીઓ તૈયાર થવાની આવશ્યકતા દર્શાવતો ચોથો ઠરાવ શ્રી. વિષ્ણુપ્રસાદ પંડ્યાએ રજૂ કરતાં તેના સમર્થનમાં જણાવ્યું કે "પાદરા, શિનોર અને બીજા ઘણા મહાલોમાં 'શાળા ત્યાં પુસ્તકાલય' ની શ્રીમંત સરકારની નીતિ પૂરેપૂરી અમલમાં આવી ગઈ છે. એ સંસ્થાઓની અભરાઇઓ પર કાવ્ય, જીવનચરિત્ર, વિજ્ઞાન, ગણિત, ઇતિહાસ વગેરે વિવિધ વિષયોનાં પુસ્તકો ધૂળ ખાતાં પડયાં રહે છે. બધાં જ પુસ્તકોને વર્ગીકરણપૂર્વક વિષયવાર જુદાં જુદાં ગોઠવાય છે. પણ તેમાં વંચાય છે તો મોટે ભાગે નવલકથાનાં જ. આને બદલે જુદા જુદા વિષયોનો નિદાન એકેક અભ્યાસી ગામ દીઠ નીકળી આવે એ બહુ જ ઇચ્છવાયોગ્ય છે. એ ઠરાવને ભીલાપુરવાળા રા. રતિલાલ કરુણાશંકર ત્રિવેદી તરફથી યથાયોગ્ય ટેકો મળતાં એ ઠરાવ પસાર થયેલો જાહેર કરાયો.

બાદ પાંત્રીસ વર્ષવ્યાપી વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને વધારે ભવ્ય અને વધારે સંગીન બનાવવા સંબંધીનો પમો ઠરાવ શ્રી. મૈથુબેન વિનુભાઇ શાહે રજૂ કર્યો. તેને

અનુમોદન આપતાં શ્રી. ચિમનભાઇ હ. અમીને જણાવ્યું કે “ ઠરાવનો ઉદ્દેશ બર આવવા માટે સ્ત્રી-બાળકોમાં વાચનરસ વિકસાવવાની ખાસ જરૂર છે. પુ. પ્રવૃત્તિના વિકાસ માટે એમ થવું ખૂબ જ જરૂરનું છે. આજ તો ઘણીખરી સંસ્થાઓની અભરાઈઓ પર ધૂળના થર જામેલા જણાય છે. સ્ત્રીબાળક સુદ્ધાં, આમજનતામાં વાચનરસ જાગ્રત કરી શકે એવા શક્તિશાળી અને ખંતવાળા ગ્રંથપાલ તો વિરલ મળી આવે; તેથી ધગશવાળા શિક્ષકભાઇઓને મારી અપીલ છે કે બહેનોને તેમ જ વિદ્યાર્થીઓને વાચનનો નાદ લગાડજો. શિક્ષક તરીકે પણ એમ કરવાનો પરમ ધર્મ છે. દરબાર સાહેબ રાજવૈભવનો ત્યાગ કરી શકયા તે શ્રી. ભક્તિલક્ષ્મીબેન જેવાં સુગૃહિણીને પ્રતાપે જ. એવી સુગૃહિણીઓ ઠેર ઠેર પેદા કરવા ખાતર પણ બહેનોમાં વાચનરસ વિકસાવવાની જરૂર છે. બાળકોને વાંચતાં કરવા બાબતમાં ઘણાને એવી બીક રહેતી લાગે છે કે બહારનું વાંચ્યા કરે ત્યારે પછી નિશાળના અભ્યાસમાં ચિત્ત ન ચોંટે. પણ અનુભવ જુદું જ કહે છે. ઇતર વાચન જેમનું વધારે હોય છે, તે બાળકો અભ્યાસમાં પણ આગળ તરી આવે છે. બાળકોને વાચનના માર્ગે લઇ જવા રમતગમતનાં સાધનો પણ વસાવવાની જરૂર રહે છે ને તેટલા ખાતર ધગશવાળી સંસ્થાઓને એ ખાતે વિશેષ મંજૂરી આપવાની પણ ખાતાને વિનંતિ કરું છું. બાળપણમાં જાગેલો રસ મોટપણમાં ચાલુ રહી જીવનવિકાસમાં મદદકર્તા થઇ પડે છે. બાળક પર સારામાં સારી છાપ સુશિક્ષકો જ પાડી શકે માટે એવા સુશિક્ષક બનવાની અને બાળકો સાથે આત્મીયતા સાધવાની શિક્ષક-સમુદાયને વિનંતિ કરું છું. ”

ઠરાવ મજકુરનું પુરોગામીએ જે શબ્દોથી ઠરાવનું સમર્થન કર્યું તેમાં સાથ પુરાવી શ્રી. પ્રહલાદજીભાઇએ સ્વાનુભવનાં દૃષ્ટાન્તપૂર્વક વિશેષ ટેકો આપ્યા પછી ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરાયો.

તે પછી ગુ. વ. સોસાયટીનાં ભેટપુસ્તકો મેળવવા માટે પોસ્ટેજનો રૂ. ૧-૮-૦ લેવાના નવા ધોરણ પ્રત્યે અસંતોષ બતાવનારો ૭ મો ઠરાવ પીપળોઇના શિક્ષક ભાઇ અંબાલાલ દા પટેલે રજૂ કર્યો અને છંછવાવાળા ભાઇ અંબાલાલ જગજીવે તેને યથાયોગ્ય ટેકો આપ્યો ને તે સર્વાનુમતે ગ્રાહ્ય રખાયા. પછી પ્રાચીન પદ્ધતિના કથાકાર, ધાર્મિક પ્રચારક વ કીર્તનકારોની ઘાટીના નૂતન સાહિત્યની વાનગી પીરસનારા નિષ્ણાતોને સેવાકામે લગાડ-વાની અગત્ય પ્રતિપાદન કરતો ૮ મો ઠરાવ મંજીરાવાસી શ્રીયુત છગનભાઇ મૂ. પટેલે રજૂ કરી તેના સમર્થનમાં જણાવ્યું કે એ પ્રાચીન પદ્ધતિનો સ્વાદ જેમણે ચાખ્યો છે તેઓ એની ઉપકારકતાની સાક્ષી પૂરશે. શહેરી બાળકોને પણ ‘ પ્રેમાનંદ,. નરસિંહ મહેતો અને બીજા સંત ભક્તોની માહિતી ન હોય એ કેવું ખેદજનક ગણાય ? ” રજૂ કરાયલા એ ઠરાવને સીમળીવાળા શ્રીયુત શામળભાઇ પ્ર. નો યથાયોગ્ય શબ્દોમાં ટેકો મળતાં તે પણ પસાર થયેલો જાહેર કરાયો.

ત્યારબાદ ઠરાવ નં. ૯ મો આજકાલ વર્તમાનપત્રોમાં સતત દેખા દેતી શબ્દચોરસની હરિફાઇઓની પ્રસિદ્ધિ સામે અસંતોષ પ્રકટ કરવા સંબંધીનો વસોવાળા શ્રીયુત હરગોવિંદદાસ ભગવાનદાસ શર્માએ પ્રભાવશાળી બાનીમાં રજૂ કર્યો, અને તેના સમર્થનમાં જણાવ્યું કે “ આ અનિષ્ટ પદ્ધત સામે પૂજ્ય મહાત્માજીએ પણ પોતાનો અસંતોષ પ્રકટ કર્યો છે ને તે પરથી પ્રેરણા મેળવીને જ આ ઠરાવ ઘડાયો છે. ‘ટાઇમ્સ’ જેવું પત્ર પણ આ બદીથી મુક્ત

ગામજનની સમજવાની છે. જેમ ગામની એકાદ જાણકાર ડોશીની સલાહ લેવા સારૂ પ્રસંગ પડયે બધાં જ હોંસે હોંસે દોડી જાય છે, તેમ ઇતિહાસ, જીવનચરિત્ર, આરોગ્ય કે વિજ્ઞાન જેવા વિષયોની આંટીઘુંટી ઉકેલી શકે કે જરૂરજોગી માહિતી પૂરી પાડી શકે એવા જાણકારો ગામે ગામ ઉત્પન્ન થાય એ અત્યંત ઇચ્છવા યોગ્ય છે મારા મિત્ર શંકરલાલ બેંકર વાચનના ભારે શોખીન હતા. વિવિધ વિષયોનું પુષ્કળ સાહિત્ય એ વાંચતા. પણ મહાત્માજીના સહવાસમાં આવ્યા પછી મહાત્માજીએ એમની એ ટેવ મુકાવી દીધી અને કેવળ તુલસીકૃત રામાયણ જ હાથમાં પકડાવી દીધું. એ પગલાને શ્રી. બેંકર આજે વારંવાર વખાણે છે. એકેએક પુસ્તકનો વાંચનાર ખોળી કાઢવો જોઇએ, અને જે પુસ્તકોનો ઘરાક કેમે કરતાં પણ મળે તેવી આશા ન હોય, તો તેવાં બધાં જ પુસ્તકો બીજે જ્યાં ઉપયોગ થઈ શકે તેમ હોય તેવી સંસ્થાઓને સોંપી દેવાં જોઇએ.

સંત–મહંતોના જીવનપ્રસંગોની અને વાણીની જે અસર જનતા પર પડે છે તે અપૂર્વ હોય છે. સંત લોકોએ જ દેશને જીવતો રાખ્યો છે એમ કહેવામાં જરા જેટલી પણ અતિશયોક્તિ થવાનો ડર નથી. એવા સાચા સંતો અને શ્રોતાજનોનો મેળ સાધી આપવો એ પુસ્તકાલયોના કાર્યકરોનો ધર્મ થઇ પડવો જોઇએ. કહેવાતા સમાજસેવકો માથાકૂટ કરી કરીને મરી જાય છે ને છતાં જે પરિણામ નથી નિપજાવી શકતા તે સંત–મહાત્માઓ ચપટી વગાડતામાં નિપજાવી શકે છે. એવા તો અનેક દાખલાઓ આપણી નજર સમક્ષ હમેશાં બનતા રહે છે. એકતારો, ગરબા, ભાટચારણોનાં કવિતો, અને લોકસાહિત્યના દાયરા એ તો ગુજરાતની વિશિષ્ટ પ્રવૃત્તિઓ છે. કવિવર ટાગોરના મન પર એકતારા અને ગરબાની પ્રવૃત્તિઓએ અદ્ભુત પ્રભાવ ઉપજાવેલો. એવો પ્રભાવ પુસ્તકાલયપ્રવૃત્તિના સંચાલકો અને સેવકોએ એવા કથાવંતોની સેવા કામે લગાડીને ઠેરઠેર પેદા કરવો જોઇએ. સ્ત્રીઓ એ જગદંબારૂપ છે. એમની શક્તિને જાગ્રત કરનાર-જાદુગર મળી જાય તો તેઓ કેવું અદ્ભુત તેજ દર્શાવી શકે છે એ તો આપણે મહાત્માજીના આગમન પછી જોઇ જ લીધું છે. માટે " જે હાથ ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે " એ મહાન સૂત્રને યાદ રાખીને સ્ત્રીશક્તિનો વિકાસ સાધતા રહેવાનું લક્ષમાં રાખી એમનો વાચનરસ પોષતા રહેજો. હિંદુ પ્રજા અક્ષયવટ સમી હોઇ યોગ્ય સિંચન મળતાં તે ઝટ ફાલી ઊઠશે. આ બધાં કાર્ય સંઘ-શક્તિથી જ થઇ શકે એવાં હોઇ સંઘશક્તિ કેળવવી જોઇએ." એમ કહી ' ઊઠ ભારત ! સંઘ-શક્તિ જાગી છે ' એ ઉદ્બોધક કાવ્યકડી લલકારી પ્રમુખશ્રીએ ઉપસંહારનું વક્તવ્ય પૂરું કર્યું.

છેવટે આભાર–પ્રતિઆભારના ઔપચારિક ઠરાવો રીતસર પસાર થઇ દારકલમીના યથાયોગ્ય સત્કાર સાથે પરિષદની સમાપ્તિ જાહેર કરાઇ.

વિખરાતાં પહેલાં પ્રમુખશ્રીએ ઉપસંહારના વક્તવ્યમાં કહેતાં કહેતાં વિસરાઇ ગયેલી બે વાતો સંભળાવતાં જણાવ્યું કે " દરાપુરાની આ યાદગાર પરિષદને અનેક સિદ્ધિઓ વરી છે, જેમાંની એક પ્રદર્શન વિભાગનો સુંદર કેળનો મંડપ છે. એની રચનામાં વપરાયલાં ચાતુર્ય અને કલા બન્ને પ્રશંસાપાત્ર છે. એવી જ રીતે ચિ. ભાઇ નરેન્દ્ર પટેલની ચિત્રકલા પણ વખાણ માગી લે એવી છે. ચિત્રકલા અને ચિત્રશોખ એ એના 'જિનિયસ'માં છે–એના સ્વભાવમાં છે. એનો યથાયોગ્ય વિકાસ થાય તો તે ગુજરાતના એક આગળપદ ચિત્રકાર

અધિક સામેના પૃષ્ઠને ૭૨ ]

વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદમાં

# પસાર થયેલા ઠરાવો

ઠરાવ ૧ લો—કેળવણીના પરક અંગ તરીકે શરૂ થયેલી પ્રજોપકારક પુસ્તકાલય-પ્રવૃત્તિને ઉદારતાથી પોષવા બદલ શ્રીમંત મહારાજા સાહેબનો આ પરિષદ અંતઃકરણપૂર્વક આભાર માને છે, અને તેઓશ્રીનું આરોગ્યમય દીર્ઘાયુ વાંચ્છે છે.

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ ૨ જો—વડોદરા પ્રાંતની પુસ્તકાલયપ્રવૃત્તિ સાથે ગાઢ સંબંધ ધરાવનાર (૧) રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, (૨) શ્રી. ચુનીલાલ મગનલાલ દેસાઇ, (૩) શ્રી. ગોકળદાસ મથુરાદાસ શાહના શોકજનક અવસાન બદલ આ પરિષદ ખેદ જાહેર કરે છે અને આ ઠરાવની નકલ સ્વર્ગસ્થનાં કુટુંબીજનો તરફ મોકલી આપવાની મંત્રીને સત્તા આપવામાં આવે છે.

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ ૩ જો—"જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય"ની શ્રીમંત સરકારની સ્તુત્ય રાજ્યનીતિને પરિણામે રાજ્યમાં પુસ્તકાલયોની સંખ્યા પ્રતિવર્ષ વધતી જાય છે, એ બહુ આનંદની વાત છે, પણ વિસ્તારવધારા સાથે આવકના સાધનમાં વધારો ન થાય તો ભૂખે મરવાવારો આવે છે એવો પ્રકાર વડોદરા રાજ્યની ફૂલી ફાલેલી પુસ્તકાલયપ્રવૃત્તિ બાબતમાં બનવા ન પામે એની કાળજી રાખવાની જરૂર ઉપસ્થિત થઇ હોવાનું આ પરિષદ માને છે અને તેથી પુસ્તકાલયોના નિભાવ માટેની શ્રીમંત સરકાર તરફથી અપાતી ગ્રાન્ટની રકમમાં, સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમોમાં ઠરેલી મદદની શરતો પ્રમાણે મદદ આપી શકાય એ રીતનો સરકારી બજેટમાં વધારો કરી આપવાની શ્રીમંત મહારાજા સાહેબની સરકારને આ પરિષદ સવિનય વિજ્ઞપ્તિ કરે છે.

દ મૂ. શ્રી. હરિવલ્લભદાસ શાહ-પેટલાદ અ. આ શ્રી. મ. મં. કારીવાળા-વાઘોડીઆ
„ શ્રી. રા. કા. પટેલ-વસો

ઠરાવ ૪ થો—હવે એવો સમય આવ્યો છે કે જ્યાં જ્યાં પુસ્તકાલયો હોય ત્યાં ત્યાં જ્ઞાનના જુદા જુદા વિષયોના અભ્યાસીઓ તૈયાર થવા જોઇએ, એમ આ પરિષદ માને છે અને તે માટે પુસ્તકાલયોના કાર્યકર્તાઓ ખાસ ધ્યાન આપે એમ ઠરાવે છે.

દ મૂ. વિષ્ણુપ્રસાદ મ. પંડ્યા-પાદરા અ. આ. શ્રી. રતિલાલ કરુણાશંકર ત્રિવેદી -સીતાપુર

ઠરાવ ૫ મો—પાંત્રીસ વર્ષવ્યાપી આપણી પુસ્તકાલયપ્રવૃત્તિને વધારે સજીવ, વધારે સંગીન અને વધારે ફળદાયી બનાવવાના ખાસ પ્રયત્ન કરવાની હવે જરૂર છે, એમ આ પરિષદ માને છે અને તે સારૂ જે તે સ્થળનાં સ્ત્રી તેમ જ બાળસમુદાય સહિત બહોળી

---

[ સામેના પૃષ્ઠથી ચાલુ ]

બને. પાદરા મહાલની ઐતિહાસિક માહિતીનો સંચય એ પણ એક પરિષદની સિદ્ધિ ગણી શકાય. ઇતિહાસ એ કંઇ રાજાઓની વંશાવળીઓ માત્રથી બનતો નથી. એટલે ભાઇ વિષ્ણુપ્રસાદની એ યોજના ખાસ આદરને પાત્ર છે. એ પ્રવૃત્તિ તેઓ ભાઇ હજી આગળ ચલાવવાના છે એ બહુ ખુશી થવા જેવી વાત છે. ગુજરાતના બીજા મહાલો પણ એમનું અનુકરણ કરે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. ના. નં. ચોકસી

જનતામાં વાચન-રસ જાગ્રત કરી તેમને ઉપકારક સાહિત્ય પૂરું પાડવાની વિવિધ યોજનાઓ વિચારી કાઢી અમલમાં મૂકવાની સ્થાનિક કાર્યકર્તાઓને ભલામણ કરે છે.

**દ. મૂ. શ્રી. મધુબહેન-પાદરા** અ. આ. **શ્રી. ચિમનભાઈ હ. અમીન-વરણામા**
„ **શ્રી મલલાહજી-ખાકરોળ**

**ઠરાવ ૬ ઠ્ઠો**—પ્રાન્ત મંડળના મંત્રીશ્રીએ પોતાના નિવેદનમાં ભલામણ કરેલાં " ભારતના સંતો ", " ઢંઢુ થઈ, " " રણછોડલાલ છોટાલાલ " વગેરે જેવાં બોધક અને પ્રેરક પુસ્તકોનો ખૂબ છૂટથી પ્રચાર કરવા પ્રાન્તના એકેએક પુસ્તકાલયને આ પરિષદ ભલામણ કરે છે અને તેમની શિષ્ટ વાચનની પરીક્ષા રાખવા પ્રાન્તના મહાલ મંડળોને સૂચના કરે છે.

—પ્રમુખસ્થાનેથી

**ઠરાવ ૭ મો**—ગુ. વ સોસાઇટીમાં ભેટ પુસ્તકો રજીસ્ટર્ડ પુસ્તકાલયોને મોકલવા બદલ રૂ. ૧-૮-૦ પોસ્ટેજ ખર્ચનો લેવાનાં નવા ધોરણથી પુસ્તકાલયો જેવી સાર્વજનિક સંસ્થાને નાહકના જે ખર્ચમાં ઉતરવું પડે છે એ બચાવવા માટે કરેલાં કેન્દ્રો મારફત ભેટ-પુસ્તકો મોકલી આપવાનું પ્રથમ ધોરણ પુનઃ ચાલુ કરવાની ગુ વ. સોસાઇટીને આ પરિષદ વિનંતિ કરે છે.

**દ. મૂ. શ્રી. અંબાલાલ હા. પટેલ-પિપળોઇ અ. આ. શ્રી. અંબાલાલ જગન્નાથ-છંછવા**

**ઠરાવ ૮ મો**—પહેલાંના વખતમાં પુરાણની અને પરાક્રમ-પુરૂષાર્થની જે કીર્તન-કથાઓ ધાર્મિક કથાકારો તથા ભાટ-ચારણાદિ વાર્તાકારો દ્વારા આમજનતા સમક્ષ રજુ થતી અને તેથી દેશનાં નિરક્ષર આબાલવૃદ્ધ સૌને જે લોકશિક્ષણ મળતું તે દેશની સંસ્કૃતિ અને સદાચારને સંરક્ષવા અને પોષવા માટે અત્યંત ઉપયોગી અને અનિવાર્ય હતી. તે જ મુજબ આજે પણ આધુનિક જમાનાને અનુકૂળ રહીને એવા કથાકારો, કીર્તનકારો અને વાર્તાકારોને શોધી તેમને ઉત્તેજન આપવાની તથા તેમને પૂરતાં સાધન-સગવડો પૂરાં પાડીને આગળ લાવવાની અને તેમનો સર્વત્ર ઉપયોગ કરવાની રાજ્યની પ્રથમ ફરજ છે, તે તરફ આ પરિષદ શ્રીમંત સરકારનું ખાસ ધ્યાન ખેંચે છે. તથા આનો જેટલો અમલ રાજ્યની મદદ વિના પણ કરી શકાય એમ હોય તેટલો તત્કાળ અમલ કરવાની તેમ જ એવા પ્રકારના ઉપયોગી સાહિત્યની રસમય ચૂંટણીના સંગ્રહો તૈયાર કરાવવાની યોજના કરવા રાજ્ય પુ. મંડળને વિનંતિ કરે છે.

**દ. મૂ. છગનભાઇ મૂળજીભાઇ પટેલ-મંજીરા અ. આ. શામળભાઈ પ્ર. પટેલ-સીમળી**

**ઠરાવ ૯ મો**—આજે વર્તમાનપત્રોમાં સટ્ટાબજારની હરિફાઇઓ આવે છે, તે એક પ્રકારની જુગારપ્રવૃત્તિ છે, એવો જે અભિપ્રાય પૂ. મહાત્માજીએ વ્યક્ત કર્યો છે, તેને આ પરિષદ વધાવી લે છે, અને તેને બંધ કરવાની, વર્તમાનપત્રનાં તંત્રીઓને ભલામણ કરે છે તેમજ અશ્લીલ જાહેરખબરોને પણ બંધ કરવાની વિનંતિ કરે છે.

**દ. મૂ. શ્રી. હરગોવિંદદાસ ભ. શર્મા-વસો, અ આ. શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા-પાદરા**

**ઠરાવ ૧૦ મો**—આજની પરિષદનું સુકાન હાથમાં લઇ, તેની કાર્યવાહીને સાંગોપાંગ પાર પાડવા માટે લીધેલી તસ્દી બદલ પ્રમુખ શ્રી ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ સાહેબનો હાર્દિક આભાર માનવામાં આવે છે.

**દ. મૂ ચુનીભાઇ પુ. શાહ-વડોદરા, અ આ. શ્રી. ભાઇલાલભાઇ હા. અમીન-દરાપુરા.**
**શ્રી. ઝવેરભાઇ પુ. પટેલ-ડભોઇ.**

**ઠરાવ ૧૧ મો**—દરાપુરાએ પોતાને આંગણે પાંચમી પ્રાંત પુ. પરિષદ નોતરી, તે સફળ બનાવવામાં પાદરા મહાલની જનતાએ, દરાપુરાના નાગરિકોને જે સુંદર સાથ આપ્યો છે તે બદલ તેઓનો તથા દરાપુરાના ઉત્સાહી યુવાનો અને અન્ય નાગરિકોએ જે અવિરત શ્રમ લીધો છે તે બદલ તેઓનો આ પરિષદ આભાર માને છે.

**દ. મૂ. ચિમનભાઇ હ. અમીન-વરણામા. અ આ. શ્રી. નટવરલાલ ગિ. શાહ-શિનોર.**
**શ્રી. ડાહ્યાભાઇ રા પટેલ-પીપળોઇ.**

---

# વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ
## ( સન ૩૬–૩૭ થી સન ૪૩–૪૪ સુધીનું )
# નિવેદન

**સ્થાપના અને ઉદ્દેશ :**

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને, સન ૩૦–૩૧ થી આ પ્રાંત મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ, રાજ્ય પુ. મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવા તે છે.

**મંડળનું કાર્ય :**

### ૧ મહાલ અને જૂથ મંડળો

રા. પુ. મં. ના ઉદ્દેશ પ્રમાણે, પ્રાંતના અગિયારે મહાલોમાં મહાલ પુસ્તકાલય મંડળ તો સ્થપાઈ ચૂક્યાં છે. એ મંડળો વર્ષમાં એક વખત વાર્ષિક સભા પણ ભરે છે. અને બની શકે તેટલું કામ પણ કરે છે. પણ વર્ષ આખરે આ મંડળોનાં કાર્યોનો સરવાળો કરવા જઈએ છીએ ત્યારે એ એટલો બધો તો ઓછો થાય છે કે તે આપણને સૌ કોઈને ખરેખર શરમાવા જેવો હોય છે. અને એટલા માટે તો સન ૪૪–૪૫ ની પ્રાંત મંડળની વાર્ષિક સભામાં મંડળને એક ઠરાવ પણ કરવો પડયો છે અને તે એ છે કે, "વડોદરા પ્રાંતના તમામ મહાલ મંડળોએ, પોતાના મહાલના એકે એક ગામનું બજેટ બને તેવી કાળજી રાખવા તથા જ્યાં શકય હોય ત્યાં શિ. વા. ની વિદ્યાર્થીઓ માટેની પરીક્ષા લેવા તથા ભારતના સંતો, જમશેદજી ટાટા, રણછોડલાલ છોટાલાલ, તથા ઝંડુ ભટ એ ચાર પુસ્તકોનું વધારેમાં વધારે વાચન જે તે પુસ્તકાલયો પાસે કરાવવા આ સભા જે તે મહાલમંડળોને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે. અને ઉપર જણાવેલી હકીકત પોતાના મહાલમાં કેટલા પ્રમાણમાં અમલમાં મુકાઈ છે તેનું નિવેદન વર્ષ આખરે પ્રાંત મંડળને મોકલવા આગ્રહ કરે છે."

આ ઠરાવની નકલ પ્રાંતના દરેક મહાલમંડળોને મોકલી આપી છે. આશા રાખું છું કે, મહાલમંડળો આ ઠરાવના અમલ માટે જરૂર પ્રયત્ન કરશે જ અને જે તે મહાલનાં પુસ્તકાલયોના મંત્રીઓ પણ એમાં સુંદર સાથ આપશે જ.

કેળવણી ખાતાએ શાળાઓ માટે જે સેન્ટર ઠરાવ્યાં છે તે જ સેન્ટર પુસ્તકાલયો માટે જૂથમંડળ તરીકે ઓળખાય છે. આવાં જૂથમંડળો વડોદરા પ્રાંતમાં ૧૫૫ છે. આ જૂથમંડળો પણ જોઈએ તેટલાં જાગ્રત તો નથી જ; વર્ષમાં એક વખત પોતાના જૂથનાં પુસ્તકાલયોની જે વાર્ષિક સભા ભરવી જોઈએ તે પણ ભરતાં નથી. આ સ્થિતિ ખરેખર શોચનીય છે. સન ૩૭–૩૮ માં ૧૩; ૩૮–૩૯ માં ૧૯; ૩૯–૪૦ માં ૨૧; ૪૦–૪૧ માં ૨૩; ૪૧–૪૨ માં ૧૮; ૪૨–૪૩ માં ૧૫ અને ૪૩–૪૪ માં ૧૨ જૂથમંડળોની સભા ભરાઈ છે.

રાજ્ય અને પ્રાંતમંડળનાં, જૂથ અને મહાલમંડળો મુખ્ય અંગો છે. એ અંગો જ્યાં સુધી શિથિલ હશે ત્યાં સુધી મંડળના ઉદ્દેશોને જોઈએ તેટલા પ્રમાણમાં અમલમાં મૂકી શકાવાના નથી એ ચોકકસ છે. જૂથમંડળ એ આપણા મંડળનું પ્રથમ પગથિયું છે. જૂથના મંત્રીઓ જો જાગ્રત હશે તો એ મહાલમંડળોને પણ સતેજ કરશે. અને એટલા માટે જૂથ-

મંડળના મંત્રીઓને પણ આગ્રહપૂર્વક વિનંતિ કરું છું કે, તેઓ પોતાના જૂથની વાર્ષિક સભાઓ ભરે, જૂથના એકેએક ગામનું નિવેદન-બજેટ બનાવડાવે, પ્રાંતમંડળની વાર્ષિક સભાએ જે ચાર પુસ્તકો વંચાવવાનો આગ્રહ કર્યો છે તેનો પણ બરાબર અમલ કરે અને એ રીતે પોતે જાગ્રત થઇ મહાલમંડળોને પણ જાગ્રત કરે.

### ૨ પ્રાંત અને મહાલ પરિષદો

સન ૩૬-૩૭ માં તા. ૨૦-૧૨-૩૬ ના રોજ વાઘોડીઆ મુકામે, વડોદરા પ્રાંત ચોથી પુસ્તકાલય પરિષદ સ્વ. રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ સાહેબના પ્રમુખપણા નીચે ભરાઇ હતીઃ તથા સન ૩૬-૩૭ થી આજ સુધીમાં વડોદરા મહાલે ૩, પેટલાદ મહાલે ૩, શિનોર મહાલે ૨, કરજણ મહાલે ૨ અને સંખેડા, પાદરા, પેટલાદ, ભાદરણ, ડભોઇ તથા સાવલી એ દરેક મહાલે એકેક મળી કુલ ૧૬ મહાલ પરિષદો ભરાઈ છે. છેલ્લાં બે વર્ષથી તો યુદ્ધસંજોગોને લઇને એકેય મહાલ પરિષદ ભરાઇ નથી.

### ૩ પગારદાર અને માનદ પ્રચારકો

પુસ્તકાલયોની તપાસણી તથા પ્રચારકાર્ય માટે સન ૩૫-૩૬ થી પગારદાર પ્રચારક રોકવાની યોજના શરૂ થઇ છે. અને તે અદ્યાપિ પર્યંત ચાલુ પણ છે. પગારદાર પ્રચારકોએ સન ૩૬-૩૭ માં ૬૬; ૩૭-૩૮ માં ૧૨૫; ૩૮-૩૯ માં ૧૬૮; ૩૯-૪૦ માં ૧૫૯; ૪૦-૪૧ માં ૧૨૮; ૪૧-૪૨ માં ૧૬૯; ૪૨-૪૩ માં ૧૨૬ અને ૪૩-૪૪ માં ૧૫૬ પુસ્તકાલયોની તપાસણી કરી છે.

માનદ પ્રચારકોએ પણ સન ૩૬-૩૭ માં ૮૮; ૩૭-૩૮ માં ૫૮; ૩૮-૩૯ માં ૫૨; ૩૯-૪૦ માં ૬૪; ૪૦-૪૧ માં ૪૪; ૪૧-૪૨ માં ૩૩; અને ૪૩-૪૪ માં ૫૨ પુસ્તકાલયોની તપાસણી કરી છે.

હાલના પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મથુરભાઇ પટેલ તા. ૧૬-૫-૩૮ થી પ્રાંત પ્રચારક તરીકે કામ કરે છે. તેઓને ૮ મહિના વડોદરા પ્રાંત ખાતે અને ૪ મહિના નવસારી પ્રાંત ખાતે કામગીરી કરવાની હોય છે.

### ૪ પુસ્તકાલયપર્વણી

ગ્રામ જનતાને પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતી કરવા સારૂ, આ "પર્વણીદિન" દરેકે દરેક ગામે ઊજવવાની ખાસ જરૂર છે. આ દિન ઉજવવાથી એક તો લોકોનું એના તરફ લક્ષ ખેંચાશે. અને બીજું તે દિવસે કંઇ ને કંઇ દાન મેળવવાની પ્રથા પણ દાખલ કરવાથી લોકોનામાં એ પ્રવૃત્તિ પ્રત્યે દાન આપવાની વૃત્તિ પણ જાગ્રત થશે.

આ પર્વણી દિનો સન ૩૬-૩૭ માં ૧૭; ૩૭-૩૮ માં ૨૦; ૩૮-૩૯ માં ૧૫; ૩૯-૪૦ માં ૧૬; ૪૦-૪૧ માં ૧૫; ૪૧-૪૨ માં ૯; ૪૨-૪૩ માં ૬ અને ૪૩-૪૪ માં પણ ૬ ગામે ઉજવાયા હતા.

### નવીન પુસ્તકાલયો

સન ૩૫-૩૬ આખરે શાળાવાળાં ૯૬ ગામે પુસ્તકાલય ખોલવાનાં બાકી હતાં. તે પછી સન ૩૬-૩૭ માં ૧૫; ૩૭-૩૮ માં ૭, ૩૮-૩૯ માં ૧૫; ૩૯-૪૦ માં ૮; ૪૦-૪૧ માં ૧૭, ૪૧-૪૨ માં ૧૩, ૪૨-૪૩ માં ૧૬ અને ૪૩-૪૪ માં ૩ મળી કુલ ૯૪ નવીન પુસ્તકાલયો, મહાલ પુ. મંડળો તથા રાજ્ય અને પ્રાંત પ્રચારકોની મદદથી ખોલવામાં આવ્યાં

છે. એટલે હવે ખરી રીતે જોતાં ફક્ત બે જ બાકી રહેવાં જોઇએ; પણ આ પ્રાંતમાં જે તે વર્ષો દરમ્યાન નવીન શાળાઓ કુલ ૮ ઉઘડવાથી હજુ ૧૦ શાળાવાળાં ગામો પુસ્તકાલય વિનાનાં રહે છે. અને એ પણ એક બે વર્ષમાં પૂરાં થઇ જશે.

### ગ્રામવાચક મંડળ

" પુસ્તકાલયમાં વાચકો વધે અને તે નિયમિતપણે શિષ્ટ પુસ્તકો વાંચતા થાય " એ હેતુથી રા. પુ. મંડળે, ગ્રામવાચક મંડળની યોજના પ્રસિદ્ધ કરી છે અને તે નીચે પ્રમાણે છે:

૧ અઠવાડિયામાં નિદાન એક ચોપડી વા ૨૦૦ પૃષ્ઠો જેટલું વાચન કરવાની ટેક લેનારા શિક્ષકો, વિદ્યાર્થીઓ અને અન્ય વાચકોનું આ મંડળ બને.

૨ મંડળના સભાસદો દર અઠવાડીએ વા પખવાડીએ ભેગા મળે અને તે મુદત દરમ્યાન પોતે શું વાંચ્યું, કેટલું વાંચ્યું, શું સમજાયું, શું ન સમજાયું, શું ગમ્યું, શું ન ગમ્યું એ બાબતો વિષે છૂટથી વિવરણ અને ચર્ચા કરે, ઉપયોગી વિષય પર નિબંધવાચન પણ કરી શકાય.

૩ રાત્રે રાત્રે પ્રચારપાત્ર ઉપયોગી પુસ્તકોના વાચનવર્ગો પણ ફળીઆવાર ઉત્સાહી વાચક દ્વારા યોજી શકાય.

૪ સ્ત્રીઓ, બાળકો તેમ જ વૃદ્ધજનોનો વાચનરસ જાગ્રત કરી તેમને ઘેર બેઠાં વાચન-સાહિત્ય પૂરાં પાડવાના માર્ગ યોજવા.

ઉપરોક્ત યોજનાનો પ્રચાર કરતાં છેલ્લાં બે વર્ષથી ૪ અને ૧૦ મળી કુલ ૧૪ ગ્રામ વાચક મંડળો ઊભાં કરવામાં આવ્યાં છે.

### શિષ્ટવાચનની પરીક્ષા

લોકોમાં શિષ્ટ વાચનનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરવા માટે રાજ્ય અને મહાલ પુ. મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષાઓ લેવાય છે. નિવેદનના આ આઠ વર્ષ દરમ્યાન ભાદરણ મહાલે ૨, પેટલાદ મહાલે ૩, વડોદરા મહાલે ૨, શિનોર મહાલે ૫, કરજણ મહાલે ૪, વડોદરા મહાલે ૪, પાદરા મહાલે ૩ અને ડભોઇ મહાલે ૧ મળી કુલ ૨૪ પરીક્ષાઓ લીધી છે.

### ફરતા પુસ્તકાયની પેટીઓ

શેઠ શ્રી. ચિમનલાલે આપેલી ૫૦૦) ની રકમમાંથી ફ. પુ. ની ૭૨ પેટીઓ બનાવી પ્રાંતના ૧૮ સ્થળોએ મોકલી આપી છે. આમાંનાં પુસ્તકો પણ ઘણાં જૂનાં થઇ ગયાં છે. અને એ કારણે હવે એક ને એક સ્થળમાં એનું બહુ વાચન પણ થતું નથી. એટલે એ પેટીઓ આ વર્ષથી પાછી મંગાવવા ઠરાવ કર્યો છે. અને તે આવવા પણ માંડી છે. એટલે હવે એ બાબતમાં શું કરવું, તે પ્રશ્ન આજની આ પરિષદમાં સૌ વિચારશો એવી આશા છે.

### મહાલ મંડળોની ફાળવણી

રા. પુ. મંડળ તરફથી મહાલની પ્રવૃત્તિ ચલાવવા માટે, જે ફાળવણી દર વર્ષે મળે છે તે દર વર્ષ જે તે મહાલ મંડળને અત્યાર લગી નિયમિત મોકલી આપી છે. પણ એ ફાળવણીનો જોઇએ તેટલો ઉપયોગ કેટલાંક મહાલ મંડળો તરફથી થતો નથી, અને શિલક ખાતે એ રકમો વધતી જાય છે; જેથી આજની પરિષદમાં એ પ્રશ્ન પણ આપ સૌની સમક્ષ વિચારવા મૂકું છું. દર વર્ષેની ફાળવણી, દર વર્ષે જ પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચાર પાછળ ખર્ચાય એવી કોઇ યોજના આજે વિચારશો એવી આશા છે.

### આભાર

વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબો, રાજ્ય પુ. મંડળના મંત્રીઓ, તથા પોતાના મહાલમાં સેવાવૃત્તિથી પુસ્તકાલયોની તપાસણી કરનાર માનદ પ્રચારકોનો આભાર માનવામાં આવે છે.

**ચિમનભાઇ હ. અમીન**
મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ

---

## પરિશિષ્ટ ૧ લું

### સન '૪૩–૪૪ આખરે શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં બાકી રહેલાં ગામો ૧૦

#### વડોદરા મહાલ ૩

૧ ઉંટિયા પીંગળવાડા ૩૨૪ ૨ રાઘવપુરા ૮૬૭ ૩ સુભાનપુરા ૪૮૧

#### સાવલી મહાલ ૩

૧ આણંદીનું મુવાડું ૩૩૪ ૨ કુનપાડ ૫૦૭ ૩ રાસાવાડી ૨૫૪

#### વાઘોડીઆ મહાલ ૪

૧ આમોદર ૬૬૫ ૨ તરવા ૬૪૧ ૩ ફલોડ ૫૦૪ ૪ મછલીપુરા ૩૫૦

---

## પરિશિષ્ટ ૨ જું

### વડોદરા પ્રાંત પુ૦ મંડળનો હિસાબ

### ( સન ૩૬–૩૭ થી સન ૪૩–૪૪ સુધીનો )

**જ**

૪૪૬–૯–૬ પાછલી સાલની શિલક
  ૩૯૭–૬–૬ મંડળની
  ૪૯–૩–૦ ફ. પુ. ની પેટીઓની
૧૦–૦–૦ ચોથી પ્રાંત પરિષદની પ્રતિનિધિ ફીના ફાળાના
૩૮૩૩–૧–૦ રા. પુ મં. તરફથી પ્રાંત તથા મહાલ મંડળો માટે મળેલી ફાળવણી ( વર્ષ ૮ ની )
૪–૯–૦ ફર્નિચર વેચાણ
૮૮૪–૦–૦ પ્રાંતપ્રચારક ખાતે રા. પુ. મં. તરફથી મદદના
૨–૮–૦ ફ. પુ ની પેટીઓ ખાતે ઇસ્યુ-બૂકના વેચાણના

૫૧૮૦-૧૧-૬

**ઉ**

૨૮૭૪-૧૨-૯ મહાલ મંડળોને ફાળવણીના આપ્યા
૨૦૭૫–૦–૦ પ્રાંત પ્રચારકનો પગારખર્ચ
૩૩–૬–૦ પ્રાંત પ્રચારકના પ્રો. ફંડના
૯–૨–૦ ફર્નિચરના
૩૬–૧–૬ મંત્રીનો મુસાફરીખર્ચ
૨૨–૦–૦ છપામણી ખર્ચ
૪૦–૧–૬ કંટીજંટ તથા પોસ્ટેજ ખર્ચ
૨–૦–૦ પુસ્તકખરીદી
૨૩–૮–૯ ચોથી પ્રાંત પરિષદ ખાતેનો ખર્ચ
૦-૧૨-૦ ફ. પુ. ની પેટીઓ ખાતે

૫૧૧૬-૧૨-૬
૬૩-૧૫-૦ શિલક
  ૧૨-૧૫-૯ મંડળની
  ૫૦-૧૫-૩ ફ. પુ. ની પેટીઓની

૫૧૮૦-૧૧-૬

**ચિમનભાઇ હ. અમીન**
મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ

## વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદમાં

# હાજર રહેલા પ્રતિનિધિઓની યાદી—૧૩૬

### (૧) પાદરા મહાલ ૪૦

૧ શ્રી. હીરાલાલ અંબઇદાસ શાહ—પાદરા
૨ ,, સોમાભાઇ લલ્લુભાઇ પટેલ—પાદરા
૩ ,, મોહનલાલ રણછોડદાસ વૈદ્ય—પાદરા
૪ ,, રામભાઇ જીવાભાઇ પટેલ—સાંગમા
૫ ,, શાંતિલાલ ભોગીલાલ શાહ—ગણપતપુરા
૬ ,, બાબુભાઇ શંકરભાઇ ત્રિવેદી—મોભારોડ
૭ ,, હીરાભાઇ દેસાઇભાઇ પટેલ—મુંવાલ
૮ ,, મોતીભાઇ મીઠાભાઇ પટેલ—ગવાસદ
૯ ,, નાથાભાઇ મથુરભાઇ—મોભા
૧૦ ,, તલજાભાઇ ગુલાબભાઇ પટેલ—દૂધવાડા
૧૧ ,, મોહનસિંહ હરિસિંહ—ચોકારી
૧૨ ,, અજબસિંહ મહીજીભાઇ—વિશ્રામપુરા
૧૩ ,, રાવજીભાઇ હીરાભાઇ—કુરાલ
૧૪ ,, પ્રતાપસિંહ મહીજીભાઇ પરમાર—મુજપુર
૧૫ ,, મણિલાલ શંકરલાલ—મહમદપુરા
૧૬ ,, અદેચરસિંહ પહાડસિંહ—ડબકા
૧૭ ,, શરીફુદ્દીન રેસુમિયાં—નેદરા
૧૮ ,, ચતુરભાઇ નારણભાઇ પટેલ—વણછરા
૧૯ ,, મથુરભાઇ ઝવેરભાઇ પટેલ—કણઝટ
૨૦ ,, મોહનલાલ દ્વારકાદાસ—મોભા
૨૧ ,, બકોરભાઇ નાથાભાઇ—માસર
૨૨ ,, મગનભાઇ પુરુષોત્તમદાસ—સાંપલા
૨૩ ,, ચિમનલાલ હિ. બારોટ—એકલબારા
૨૪ ,, ચતુરભાઇ પ્રભુદાસ—સોમજીપુરા
૨૫ ,, મૂળચંદભાઇ હરિવલ્લભદાસ—હરણમાળ
૨૬ ,, બાપશંકર—અંબાલાલ—ગોરીઆદ
૨૭ ,, ફુલાભાઇ પ્રભુદાસ—ગોરીઆદ
૨૮ ,, હીરાલાલ નરસિંહરામ વ્યાસ—ચાણસદ
૨૯ ,, રેવાશંકર નાગરદાસ ઠક્કર—લોલા
૩૦ ,, પરબતસિંહ સરદારસિંહ—વડુ
૩૧ ,, અદેચરભાઇ ઝવેરભાઇ—બ્રાહ્મણવશી
૩૨ શ્રી. મથુરભાઇ ધર્મદાસ—અંબાડા
૩૩ ,, ગોરધનભાઇ કેશવભાઇ—જલાલપુર
૩૪ ,, ચંદુલાલ અંબાલાલ વ્યાસ—સાદરા
૩૫ ,, રામકૃષ્ણ મોતીરામ—રણું
૩૬ ,, મોકમસિંહ ભીમસિંહ—વડદલા
૩૭ ,, ઈંદ્રવદન મણિલાલ—પિંડાપા
૩૮ ,, શિવશંકર નારણજી—કોટણા
૩૯ ,, નટવરલાલ માણેકલાલ—કરણાકુવા
૪૦ ,, બહેચરભાઇ મનજીભાઇ—તાજપુરા

### (૨) કરજણ મહાલ ૧૮

૧ શ્રી. છોટાલાલ પ્રભુદાસ પટેલ—માંત્રોજ
૨ ,, અંબાલાલ ગોવિંદભાઇ પટેલ—રોપા
૩ ,, છોટાભાઇ લલ્લુભાઇ પટેલ—રારોદ
૪ ,, ઇશ્વરભાઇ નાગજીભાઇ પટેલ—ખાવટ
૫ ,, ખુશાલભાઇ ચતુરભાઇ—સાંસરોદ
૬ ,, મહમદભાઇ—હળદરવા
૭ ,, જગન્નાથ પુરુષોત્તમદાસ—પાછીઆપુરા
૮ ,, ઉમેદભાઇ કેસુરભાઇ—ઓસલામ
૯ ,, બાબરભાઇ ગોરધનભાઇ—કોલીઆદ
૧૦ ,, અંબાલાલ જગન્નાથ—છંછવા
૧૧ ,, રણછોડભાઇ ભવાનભાઇ—ગણપતપુરા
૧૨ ,, બળદેવ શિવરામ—ગણપતપુરા
૧૩ ,, ઉમરભાઇ મહમદભાઇ વોરા—મેથી
૧૪ ,, નાથાલાલ બળદેવરામ ભટ—કરણ
૧૫ ,, ડાહ્યાભાઇ આશાભાઇ પટેલ—સણીઆદ
૧૬ ,, છમનભાઇ દેસાઇભાઇ પટેલ—કહોણા
૧૭ ,, બાલાશંકર ગણપતરામ—હાંડોદ
૧૮ ,, શ્રી શામળભાઇ પ્રભુદાસ—સીમળી

### (૩) પેટલાદ મહાલ ૧૩

૧ શ્રી. છોટાભાઇ બાપલાલભાઇ પટેલ—ધર્મજ
૨ ,, ભીખાભાઇ નરસિંહભાઇ—આકા
૩ ,, પ્રહલાદજી મગનલાલ વ્યાસ—માંદરોલ

૪ શ્રી. હીરાલાલ ગંગાદાસ શાહ–શિહોલ
૫ „ શાંતિલાલ મૂળજીભાઇ–શિહોલ
૬ „ બાબરભાઇ મયુરભાઇ–પાડગોલ
૭ „ ફુલાભાઇ પ્રભાતસિંહ પરમાર–સીમરડા
૮ „ શામલાલ અંબાલાલ–ભડકદ
૯ „ ઈશ્વરભાઇ પૂંજાભાઇ–રામોલ
૧૦ „ ચુનીભાઇ મોતીભાઇ–રામોલ
૧૧ „ હરગોવિંદ ભગવાનદાસ શર્મા–વસો
૧૨ „ ડાહ્યાભાઇ વ. પટેલ–વિશ્રામપુરા
૧૩ „ રામનારાયણ જટાશંકર–કાશીપુરા

(૪) ભાદરણ મહાલ ૮

૧ શ્રી. મણિભાઇ લલ્લુભાઇ પટેલ–ઝારોળા
૨ „ ઉમેદભાઇ પરશુભાઇ ભટ–રીણાવ
૩ „ અંબાલાલ દ્વારકાદાસ પટેલ–પીપળોઇ
૪ „ ચુનીભાઇ મણિશંકર પંડ્યા–ગંભીરા
૫ „ છગનભાઇ મૂળજીભાઇ પટેલ–ગંભીરા
૬ „ ડાહ્યાભાઇ રામદાસ પટેલ–પીપળી
૭ „ મગનભાઇ જીવાભાઇ પટેલ–રણોલી
૮ „ નરસીભાઇ છગનભાઇ પટેલ–રણોલી

(૫) વડોદરા મહાલ ૧૮

૧ શ્રી. શનાભાઇ લલ્લુભાઇ–વરણામા
૨ „ વલ્લવભાઇ આશાભાઇ પટેલ–વરણામા
૩ „ ગંગાશંકર લલ્લુશંકર પંડ્યા–ઉંડેરા
૪ „ ડાહ્યાભાઇ પુરુષોત્તમ પાઠક–આજવા
૫ „ મગનલાલ કેશવરામ શર્મા–સમસપુરા
૬ „ ચિમનભાઇ હરિભાઇ અમીન–વરણામા
૭ „ હરીસિંહ સરદારસિંહ–દશરથ
૮ „ નર્મદાશંકર ગણપતરામ દવે–આજોડ
૯ „ શાંતિલાલ પુરુષોત્તમ જાની–અટલાદરા
૧૦ „ રામભાઇ બહેચરભાઇ–ધનીઆવી
૧૧ „ જસભાઇ કાશીદાસ–તરસાળી
૧૨ „ છોટુભાઇ રાયજીભાઇ પટેલ–માણેજા
૧૩ „ શનાભાઇ ગોરધનભાઇ–માણેજા
૧૪ „ વિઠ્ઠલદાસ લલ્લુભાઇ ઠાકર–ચેમાલી
૧૫ „ અંબાલાલ જીવાભાઇ–આમલીઆરા
૧૬ „ રસિકલાલ છગનલાલ–આમલીઆરા
૧૭ શ્રી. ચિમનલાલ હી. જોશી–અલ્હાદપુરા
૧૮ „ ગોરધનભાઇ દેવજીભાઇ–કાશીપુરા

(૬) વાઘોડીઆ મહાલ ૩

૧ શ્રી. સોમાભાઇ દરૂભાઇ પટેલ–સાંગાડોલ
૨ „ રતિલાલ હાથીભાઇ દેસાઇ–ખેરવાડી
૩ „ છગનલાલ ત્રિ. સાધુ–પીપળીઆ

(૭) ડભોઇ મહાલ

૧ શ્રી. ઝવેરભાઇ ખુશાલભાઇ પટેલ–ડભોઇ
૨ „ રતિલાલ કરુણાશંકર ત્રિવેદી–ભીલાપુર
૩ „ મગનલાલ નરભેરામ પંડ્યા–ઓરીઆદ
૪ „ જીવણલાલ બાલાશંકર–કુકડ
૫ „ કરશનભાઇ અમથાભાઇ–અંગુઠણ
૬ „ મહીજીભાઇ ધનજીભાઇ–અંગુઠણ
૭ „ જેસંગભાઇ શંકરભાઇ–મંડાળા
૮ „ બાલાશંકર ગંગારામ–મંડાલા
૯ „ ચિમનલાલ ત્રિભોવનદાસ દવે–ધમેલી

(૮) શિનોર મહાલ ૬

૧ શ્રી. નટવરલાલ ગિરધરલાલ શાહ–શિનોર
૨ „ સાકરલાલ અમૃતલાલ દવે–શિનોર
૩ „ મગનભાઇ રાયજીભાઇ–આનંદી
૪ „ હરગોવિંદભાઇ કેશુરભાઇ પટેલ–આનંદી
૫ „ મૂળજીભાઇ બહેચરભાઇ–સાઢલી
૬ „ રામભાઇ જેસંગભાઇ–ઉતરાજ

(૯) સાવલી મહાલ ૮

૧ શ્રી. નસીરૂદીન કમરૂદીન કાજી–સાવલી
૨ „ કમરૂદીન ઇમામખાન સૈયદ–ગોઠડા
૩ „ સોમાભાઇ ગરબડભાઇ–તેજપુર
૪ „ કાશીદાસ ભીખાભાઇ–નાની બાડોલ
૫ „ નરભેરામ અંબારામ–સમલાયા
૬ „ મણિલાલ હરગોવિંદ–નમીસરા
૭ „ પ્રભુદાસ રાયજીભાઇ પટેલ–મંજુસર
૮ „ છગનલાલ સોમેશ્વર જોશી–ઇંદ્રાડ

(૧૦) તિલકવાડા મહાલ ૪

૧ શ્રી. લક્ષ્મણજી જાદવજી દવે–કરનાળી
૨ „ રસિકલાલ પ્રભુલાલ વ્યાસ–કરનાળી

[ અનુસંધાન સામેના પૃષ્ઠને છેડે ]

## વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદનો

# ઉત્પન્ન ખર્ચના હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૧૨૨–૦–૦ | શ્રી સ્વાગત સભ્યોના લવાજમ ખાતે | ૧૦૭૮–૧–૩ | શ્રી ભોજન ખર્ચ ખાતે |
| ૬૮–૦–૦ | શ્રી પ્રતિનિધિ ફી ખાતે | ૫૭-૧૫-૦ | શ્રી મજૂરી ખર્ચ ખાતે |
| ૨૪૪–૦–૦ | શ્રી ભોજન ફી ખાતે | ૧૭૩–૭–૦ | શ્રી મંડપ તથા શણગાર ખર્ચ ખાતે |
| ૨૪૩૪–૦–૦ | | ૧૯–૬–૦ | શ્રી પોસ્ટેજ ખર્ચ ખાતે |
| | | ૬૩-૧૩-૦ | શ્રી ફિરકોળ ખર્ચ ખાતે ફૂલહાર, બત્તી, ગાડાભાડાં વગેરેના |
| | | ૯-૧૪-૬ | શ્રી કન્ટીજન્ટ ખર્ચ ખાતે |
| | | ૨૫-૧૫-૦ | શ્રી મનરંજન ખર્ચ ખાતે |
| | | ૨૫-૧૪-૦ | શ્રી પ્રદર્શન ખર્ચ ખાતે |
| | | ૯૭–૩–૦ | શ્રી ગાડીભાડા ખર્ચ ખાતે |
| | | ૨૦૧–૦–૦ | શ્રી પ્રિન્ટિંગ ખર્ચ ખાતે |
| | | ૧૭૫૨–૮–૯ | |
| | | ૪૫–૦–૦ | સ્વાગતસભ્યોના લવાજમના આવવાના બાકી |
| | | ૬૩૬–૭–૩ | બાકી સિલક |
| | | ૨૪૩૪–૦–૦ | |

( ઉપરનો હિસાબ આજ અંકમાં પ્રસિદ્ધ કરવાના કારણે, ઑડિટરો પાસે ઑડિટ કરાવાયો નથી, જે હવે પછી ઑડિટ કરાવી, સ્વાગત સમિતિ સમક્ષ મંજૂર કરવા મૂકવામાં આવશે. )

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

૩ શ્રી. ચુનીભાઇ ચતુરભાઇ પટેલ—આમરોલી
૪ ,, ગોરધનદાસ ગો. સુથાર—આમરોલી

(૧૧) સંખેડા મહાલ ૯

૧ શ્રી. ભીખાભાઇ અમૃતભાઇ—સંખેડા
૨ ,, પીતાંબર છીતાભાઇ—ફાટા
૩ ,, ઈશ્વરભાઇ મગનલાલ જોશી—માલુ
૪ શ્રી. ચંદ્રસિંહ કુબેરસિંહ ચૌહાણ—બોડેલી
૫ ,, રામસિંહ કુબેરસિંહ ચૌહાણ—બોડેલી
૬ ,, ભાઇલાલભાઇ વજભાઇ—બોડેલી
૭ ,, શંકરભાઇ છીતાભાઇ પટેલ—વાસણ
૮ ,, વલ્લભભાઇ મિઠાભાઇ પટેલ—કાવીઠ
૯ ,, ચુનીભાઇ કરસનભાઇ પટેલ—ચીખોદ

# સ્વાગતમંડળ

(૧) મોભારોડ : રૂા. ૪૦)

૫) શ્રી. મગનભાઇ મોતીભાઇ પટેલ
૩) ,, જોરાભાઇ નાનાભાઇ પટેલ
૫) ,, નટવરલાલ નરસિંહદાસ શાહ
૩) ,, ડૉ. રતિલાલ એમ. શાહ
૫) ,, વલીભાઇ અહમદભાઇ શેઠ
૫) ,, સીતારામ ઠાકોરદાસ
૩) ,, ભીખુભાઇ સી. પટેલ
૩) ,, નાથાભાઇ મથુરભાઇ પટેલ
૫) ,, ખુશાલભાઇ કાળીદાસ પટેલ
૩) ,, ડૉ. મગનભાઇ ગોકળભાઇ

(૨) મોભા : રૂા. ૪૧)

૭) શ્રી. મગનભાઇ ત્રિભોવનદાસ અમીન
૫) ,, વિઠ્ઠલભાઇ મથુરભાઇ અમીન
૩) ,, નાથાભાઇ મથુરભાઇ પટેલ
૭) ,, છોટાભાઇ રેવનદાસ પટેલ
૫) ,, વિઠ્ઠલભાઇ ભવાનભાઇ પટેલ
૩) ,, મોતીભાઇ લક્ષ્મીદાસ પટેલ
૩) ,, કાળીદાસ રણછોડદાસ પટેલ
૩) ,, શાંતિલાલ મણિલાલ શાહ
૫) ,, છગનભાઇ ઝવેરભાઇ અમીન

(૩) માસરરોડ : રૂા. ૮૨)

૨૫) શ્રી. વનમાળીદાસ નથુભાઇ શાહ
૧૧) ,, છોટાલાલ રવચંદ શાહ
૬) ,, વ્રજલાલ દુર્લભજી શાહ
૫) ,, મનોરભાઇ દેસાઇભાઇ પટેલ
૧૫) ,, ડૉ. સેફુદ્દિન મહમદઅલી મરજાખાન
૫) ,, ડૉ. મૂળજીભાઇ અમથાભાઇ
૫) ,, મોતીભાઇ રણછોડભાઇ પટેલ
૫) ,, રમણલાલ છગનલાલ શાહ
૫) ,, ડૉ. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ

(૪) અસાળ : રૂા. ૪૪)

૩) શ્રી. રામદાસ ગોરધનભાઇ પટેલ
૧૧) ,, ચંદુલાલ કિશોરદાસ શાહ
૫) ,, છોટાભાઇ ગોવિંદભાઇ પટેલ
૫) ,, ભાઇલાલભાઇ ગોરધનભાઇ પટેલ
૫) ,, અંબાલાલ દામોદરદાસ પંડયા
૫) ,, પરસોતમ છોટાભાઇ પટેલ
૫) ,, અંબાલાલ કાશીભાઇ પટેલ
૫) ,, મહીજીભાઇ કાશીભાઇ પટેલ

(૫) કુરાલ : રૂા. ૪૨

૧૧) શ્રી. નાગજીભાઇ લાલદાસ પટેલ
૧૧) ,, મગનભાઇ લલ્લુભાઇ પટેલ
૫) ,, તલજાભાઇ ખુશાલભાઇ પટેલ
૫) ,, ઘેલીભાઇ દેસાઇભાઇ પટેલ
૫) ,, ગોકળભાઇ લલ્લુભાઇ પટેલ
૫) ,, બાબુભાઇ શંકરભાઇ પટેલ

(૬) લુણા : રૂા. ૨૦)

૫) શ્રી. હીરાભાઇ નાથાભાઇ પટેલ
૫) ,, શનાભાઇ ગોપાળદાસ પટેલ
૫) ,, મગનભાઇ વહેરીભાઇ પટેલ
૫) ,, શંકરભાઇ વસનભાઇ પટેલ

(૭) રણું : રૂા. ૮૯)

૧૧) શ્રી. તળજાભાઇ પુરુષોત્તમદાસ પટેલ
૧૧) ,, મંગળભાઇ ગોકળભાઇ પટેલ
૧૧) ,, શાંતિલાલ કરૂણાશંકર જાની
૭) ,, ડૉક્ટર શમુનભાઇ એમ. મરજાખાન
૫) ,, રણછોડભાઇ લલ્લુભાઇ પટેલ
૫) ,, નરસિંહભાઇ ત્રિકમભાઇ પટેલ
૫) ,, મંગળભાઇ ભિખાભાઇ પટેલ
૫) ,, પુરુષોત્તમદાસ હરજીવન ગાંધી
*૫) ,, માધવભાઇ અજુદાસ પટેલ

૩) શ્રી. ગોરધનભાઇ ગોકળભાઇ પટેલ
૩) ,, ત્રિભોવનદાસ આશાભાઈ પટેલ
૩) ,, શંકરભાઇ વસનભાઇ પટેલ
૩) ,, ડુંગરભાઇ મથુરભાઇ પટેલ
૩) ,, શિવાભાઇ નરોત્તમદાસ પટેલ
૩) ,, ભિખાભાઇ ગોપાળભાઇ પટેલ
૩) ,, મગનભાઈ સખીદાસ પટેલ
૩) ,, મહીજીભાઇ દરભાઇ પટેલ

### (૮) વડોદરા : રૂા. ૫)

૫) શ્રી. ઉમેદભાઇ મોતીભાઇ પટેલ

### (૯) નરસીપુરા : રૂા. ૧૪)

૪) શ્રી. ભૂપતસિંહ ખોડાભાઇ પઢીઆર
૪) ,, ગુલાબભાઇ મલુકભાઇ
૩) ,, નાગજીભાઇ જેસંગભાઇ પઢીઆર
૩) ,, અભેસંગ રતનસંગ પઢીઆર

### (૧૦) પાદરા : રૂા, ૬૭)

૫) શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા
૫) ,, મોતીલાલ ભગવાનદાસ ઠક્કર
૫) ,, ચુનીલાલ આશારામ ઠક્કર
૫) ,, શંકરલાલ જયચંદ શાહ
૫) ,, બાપુભાઇ રણછોડભાઇ દેસાઇ
૫) ,, ડાહ્યાલાલ નાથાલાલ પરીખ
૫) ,, હીરાભાઇ અંબઇદાસ શાહ
૫) ,, અનંત કેશવ જોશી વકીલ
૫) ,, શંકરભાઇ જોરાભાઇ પટેલ વકીલ
૩) ,, વિશ્વાસરાવ રામરાવ મોરે
૩) ,, ભાઇલાલભાઇ જેઠાભાઇ વકીલ
૫) ,, અંબાલાલ લીલાધર જોશી
૩) ,, ભીખાભાઇ તલજાભાઇ પંચાલ
૫) ,, મેસર્સ ચંદુલાલની કંપની
૩) ,, રમણલાલ સોમેશ્વર જોશી

### (૧૧) ડભાસા : રૂા. ૫૦)

૭) શ્રી. આશારામ કુલજી ભટ્ટ
૭) ,, ખુશેચરભાઇ તળજાભાઇ પટેલ

૫) શ્રી. પુરુષોત્તમદાસ જીવાભાઇ પટેલ
૫) ,, શંકરભાઇ બહેચરભાઇ કાછીઆ
૫) ,, કેશવલાલ ભિખાભાઇ શાહ
૫) ,, અંબાલાલ વેણીદાસ પટેલ
૫) ,, રાવજીભાઇ શામળદાસ પટેલ
૫) ,, દેસાઇભાઇ જેઠાભાઇ પટેલ
૩) ,, ચતુરભાઇ કાભઇ સિંધા
૩) ,, ડાહ્યાભાઇ ઝીણાભાઇ પટેલ

### (૧૨) સાંગમા : રૂા. ૫)

૫) શ્રી. રામભાઇ જીવાભાઇ પટેલ

### (૧૩) દરાપુરા : રૂા. ૨૪૯)

૩૫) શ્રી. ભાઇલાલભાઇ દાદાભાઇ અમીન
૨૫) ,, ચિમનભાઇ દાદાભાઇ અમીન
૧૫) ,, પન્નાલાલ ન્યાલચંદ શાહ
૧૧) ,, ખંડુભાઇ બાલાભાઇ અમીન
૧૧) ,, નિપુણચંદ્ર જસભાઇ અમીન
૧૧) ,, જગદીશચંદ્ર ભાઇલાલભાઇ અમીન
૧૧) ,, કિશોરભાઇ કિલાભાઇ પટેલ.
૭) ,, ઝવેરચંદ હીરાચંદ શાહ
૬) ,, અરવિંદભાઇ મણિભાઇ અમીન
૭) ,, વીરેન્દ્ર મણિભાઇ અમીન
૫) ,, હિરાલાલ હરખચંદ શાહ
૫) ,, વહેરીભાઇ દરભાઇ પટેલ
૫) ,, શિવાભાઇ રણછોડભાઇ પટેલ
૫) ,, રાવજીભાઇ જેઠાભાઇ
૩) ,, મૂળજીભાઇ સાંકળેશ્વર જાની
૩) ,, નર્મદાશંકર જયશંકર વ્યાસ
૩) ,, અંબાલાલ જીવાભાઇ પટેલ
૩) ,, લક્ષ્મીશંકર બાલાશંકર જાની
૩) ,, શંકરલાલ ફીલાભાઇ શાહ
૫) ,, અમૃતલાલ ચુનીલાલ શાહ
૫) ,, હાથીભાઇ દ્વારકાદાસ પટેલ
૩) ,, ગોરધનભાઈ હીરાભાઇ પટેલ
૧૧) ,, વ્રજભાઇ પ્રભુદાસ પટેલ
૩) ,, ગોરધનભાઇ તુળસીભાઇ પટેલ

૫) શ્રી. ત્રિભોવનદાસ શંકરભાઇ પટેલ
૩) ,, અંબાલાલ છોટાભાઇ પટેલ
૫) ,, લલ્લુભાઇ દેસાઇભાઇ પટેલ
૩) ,, ભીખાભાઇ ગરબડસિંહ ચૌહાણ
૫) ,, નાનાભાઇ ભાઇલાલભાઇ અમીન
૧૧) ,, ચંદુભાઇ ગોરધનભાઇ અમીન
૭) ,, ત્રિભોવનદાસ હરગોવિંદદાસ શાહ
૫) ,, મોતીભાઇ કેવળભાઇ રાણા
૩) ,, વિઠ્ઠલભાઇ લલ્લુભાઇ
૩) ,, પ્રભુદાસ નારણભાઇ

(૧૪) વકે : રૂ. ૯૦)

૨૦) શ્રી. છગનલાલ લક્ષ્મીચંદ શાહ
૫) ,, હિરાલાલ મોતીલાલ શાહ
૫) ,, સુંદરલાલ છોટાલાલ શાહ
૫) ,, ડાહ્યાલાલ હિરાલાલ શાહ
૫) ,, દલસુખભાઇ રાયચંદ શાહ
૫) ,, નરોત્તમદાસ જયચંદ શાહ
૫) ,, જેઠાભાઇ મોતીભાઇ પટેલ
૫) ,, ઇશ્વરભાઇ હરિભાઇ અમીન
૫) ,, મણિલાલ લક્ષ્મીચંદ શાહ
૩) ,, જેઠાલાલ રાયચંદ શાહ
૩) ,, શંકરભાઇ મીઠાભાઇ પટેલ
૩) ,, ડૉકટર નટવરલાલ કેશવલાલ
૩) ,, ગોરધનભાઇ હિરાભાઇ પટેલ
૩) ,, અંબાલાલ છોટાલાલ પટેલ
૩) ,, જયચંદ ફુલચંદ બીન પીતાંબરદાસ શાહ
૩) ,, ડૉ. ગોવિંદસિંહ રૂપસિંહ ચૌહાણ
૩) ,, ઇશ્વરભાઇ મથુરભાઇ પટેલ
૩) ,, ગિરધરભાઇ નાથાભાઇ પટેલ
૩) ,, ભાઇલાલભાઇ તળજાભાઇ અમીન

(૧૫) તાજપુરા : રૂ. ૬)

૩) શ્રી. રણછોડભાઇ ગોકળભાઇ પટેલ
૩) ,, દાજીભાઇ પ્રભુદાસ પટેલ

(૧૬) સાધી : રૂ. ૫૯)

૫) શ્રી. મગનભાઇ મોતીભાઇ પટેલ
૫) શ્રી. વલ્લભભાઇ મૂળજીભાઇ પટેલ
૫) ,, અંબાલાલ જેસંગભાઇ પટેલ
૫) ,, ચતુરભાઇ મથુરભાઇ પટેલ
૫) ,, ભિખાભાઇ ચતુરભાઇ પટેલ
૫) ,, મનુભાઇ દેસાઇભાઇ પટેલ
૫) ,, હીરાભાઇ મથુરભાઇ પટેલ
૫) ,, મણિભાઇ માધવભાઇ પટેલ
૫) ,, શિવાભાઈ મોતીભાઇ પટેલ
* ૫) ,, છોટાલાલ ગોરધનભાઇ શાહ
૩) ,, રામભાઇ જેઠાભાઈ પટેલ
૩) ,, ગોરધનભાઇ જેઠાભાઇ પટેલ
૩) ,, નાગજીભાઇ મથુરભાઇ પટેલ

(૧૭) વડદલા : રૂ. ૫૦)

૧૧) શ્રી. જીવણલાલ હરિલાલ શાહ
૭) ,, ત્રિભોવનદાસ જેઠાભાઇ પટેલ
૭) ,, મોકમસંગ ગુમાનસંગ રાઠોડ
૫) ,, છોટાભાઇ ઝવેરભાઇ પટેલ
૫) ,, અમરસંગ ભગવાનસંગ રાઠોડ
૫) ,, નાથુબાવા સજાણસંગ રાઠોડ
૫) ,, અમેસંગ ગુમાનસંગ રાઠોડ
૫) ,, હમીરભાઈ રાયસંગ રાઠોડ

(૧૮) લતીપુરા : રૂ. ૯૫)

૧૧) શ્રી. મહીજીભાઇ પ્રભુદાસ પટેલ
૭) ,, બકોરભાઇ હીરાભાઇ પટેલ
૭) ,, ઈશ્વરભાઇ વલ્લવભાઇ પટેલ
૭) ,, મોતીભાઇ તળજાભાઇ પટેલ
૫) ,, ઝવેરભાઇ ગોરધનભાઇ પટેલ
૫) ,, અંબાલાલ ઓધવભાઇ પટેલ
૫) ,, ભાઇલાલભાઇ પુંજાભાઇ પટેલ
૫) ,, ચતુરભાઇ દ્વારકાદાસ પટેલ
૫) ,, તળજાભાઇ ઘેલાભાઇ પટેલ
૫) ,, બોડાભાઇ મીઠાભાઇ પટેલ
૫) ,, અંબાલાલ ઝવેરભાઇ અમીન
૫) ,, જેઠાભાઇ શંકરભાઇ પટેલ
૫) ,, તળજાભાઇ સોમાભાઇ પટેલ

૩) શ્રી. પરસોત્તમ દેસાઇભાઇ પટેલ
૩) „ ફુલાભાઇ દેસાઇભાઇ પટેલ
૩) „ દેસાઇભાઇ સોમાભાઈ પટેલ
૩) „ ભાઇલાલભાઇ જેઠાભાઇ પટેલ
* ૩) „ મથુરભાઇ કરશનદાસ પટેલ
* ૩) „ મંગળભાઇ તળસીભાઇ પટેલ

(૧૯) બ્રાહ્મણવરી : રૂ. ૨૧)

૩) શ્રી. સોમાભાઇ શંકરભાઇ પટેલ
૩) „ ધુળાભાઇ બાજીભાઇ પટેલ
૩) „ રેવાશંકર દાજીરામ ભટ્ટ
૩) „ વિઠ્ઠલભાઇ ફીલાભાઇ શાહ
૩) „ પરબતસિંહ ઝીણાભાઈ
૩) „ છગનભાઇ કાળીદાસ પટેલ
૩) „ મોહનભાઇ કાળીદાસ પટેલ

(૨૦) આસર : રૂ. ૧૧)

૫) શ્રી. માધવભાઇ કાળીદાસ પટેલ
૩) „ રણછોડભાઇ ગિરધરભાઇ પટેલ
૩) „ રણછોડભાઇ નરોત્તમદાસ પટેલ

(૨૧) સાંપલા : રૂ. ૨૩)

૫) શ્રી. અંબાલાલ કાશીભાઇ પટેલ
૩) „ મગનભાઇ વિઠ્ઠલભાઇ પટેલ
૩) „ અંબાલાલ વિઠ્ઠલભાઇ પટેલ
૩) „ નાથાભાઇ હરજીવનદાસ પટેલ
૩) „ પોપટલાલ મનસુખરામ પાઠક
૩) „ મકીજીભાઇ ગોકળભાઇ પટેલ:
૩) „ લલ્લુભાઇ દાજીભાઇ પટેલ

(૨૨) ભાણપુર : રૂ. ૨૨)

૫) શ્રી. છોટાભાઇ નાથાભાઇ પટેલ
૫) „ પૂતમચંદ નાથાભાઇ શાહ
૩) „ નાનાલાલ મનસુખરામ પાઠક
૩) „ છગનલાલ ઇશ્વરભાઇ શાહ
૩) „ ભીખાભાઇ ભગવાનભાઇ પટેલ
૩) „ લલ્લુભાઇ ગોવિંદભાઇ પટેલ

(૨૩) મુવાલ : રૂ. ૨૬)

૫) શ્રી. ડાહ્યાભાઇ વહેરીભાઇ પટેલ
૫) „ જેઠાલાલ ત્રિભોવનદાસ શાહ
૫) „ અંબાલાલ ભગવાનભાઇ પટેલ
૫) „ છગનભાઇ ગિરધરભાઇ ઠક્કર
૩) „ ફુલાભાઇ બાવાભાઇ પટેલ
૩) „ ચંદુલાલ જેઠાલાલ ઠક્કર

(૨૪) આમળા : રૂ. ૨૧)

૧૧) શ્રી. વિષ્ણુપ્રસાદ ભોગીલાલ ત્રિવેદી
૫) „ શાંતિલાલ બાલાભાઇ ત્રિવેદી
૫) „ મોતીભાઇ કહાનદાસ

(૨૫) સોજીત્રા : રૂ. ૬૨)

૧૧) શ્રી. કાન્તિલાલ મથુરભાઇ અમીન
૭) „ જસભાઇ ઝવેરભાઈ અમીન
૫) „ ભાઇલાલભાઇ ખુશાલભાઇ પટેલ
૫) „ ડૉ. ચતુરભાઇ બહેચરભાઇ
૫) „ ચિમનભાઇ ત્રિભોવનદાસ પટેલ
૩) „ પરસોતમ મોતીભાઇ પટેલ
૩) „ ઇશ્વરભાઇ ભાઇલાલભાઇ અમીન
૩) „ મણિભાઇ વિઠ્ઠલભાઇ અમીન
૩) „ શિવાભાઇ કાળીદાસ પટેલ
૫) „ મહમદ ભૂલાભાઇ વ્હોરા
૫) „ અંબાલાલ હરિશંકર ડૉકટર
૩) „ શાંતિલાલ છોટાભાઇ મોદી
૩) „ મંગળભાઇ મથુરભાઇ પટેલ

(૨૬) સોજ : રૂ. ૧૧)

૫) શ્રી. ચુનીલાલ નાથાલાલ શાહ
૩) „ શામદાસ શાલીગ્રામ મહંત
૩) „ ત્રિભોવનદાસ હીરાભાઇ પટેલ

(૨૭) વિશ્રામપુરા : રૂ. ૧૮)

૫) શ્રી. ડાહ્યાભાઇ મથુરભાઇ પટેલ
૫) „ ચુનીલાલ છોટાલાલ શાહ
૫) „ તળસીભાઇ લક્ષ્મીદાસ પટેલ
૩) „ ગુલાબસંગ રામસંગ

(૨૮) ગવાસદ : રૂ. ૧૮)

૫) શ્રી. અંબાલાલ ખુશાલભાઇ પટેલ
૫) ,, પુરુષોત્તમદાસ અદેચરભાઇ પટેલ
૫) ,, વિઠ્ઠલભાઇ શંકરભાઇ પટેલ
૩) ,, શંકરભાઇ કહાનદાસ પટેલ

(૨૯) ચિત્રાલ : રૂ. ૧૫)

૫) શ્રી. અંબાલાલ લલ્લુભાઇ પટેલ
૫) ,, છગનભાઇ હીરાભાઇ પટેલ
૫) ,, અમૃતલાલ હરજીવનદાસ શાહ

(૩૦) ગયાપુરા : રૂ. ૨૬)

૮) શ્રી. ચતુરભાઇ ગોરધનભાઇ પટેલ
૭) ,, મોતીભાઇ ઇશ્વરભાઇ પટેલ
૫) ,, મોતીભાઇ કેવળભાઈ પટેલ
૩) ,, અદેચરભાઇ લક્ષ્મીદાસ પટેલ
૩) ,, મોતીભાઇ જેસંગભાઇ

(૩૧) અંબાડા : રૂ. ૩૭)

૧૧) શ્રી. ફૂલચંદ હરગોવિંદદાસ શાહ
૫) ,, કેશવભાઇ નાથાભાઈ પટેલ
૫) ,, રાવજીભાઇ રણછોડભાઇ પટેલ
૫) ,, શંકરભાઇ ઇશ્વરભાઇ પટેલ
૫) ,, મનોરભાઇ રૂપનાથ પટેલ
૩) ,, ઇશ્વરભાઇ શામળભાઇ પટેલ
૩) ,, મોતીભાઇ મૂળજીભાઇ પટેલ

(૩૨) જલાલપુર : રૂ. ૨૭)

૧૧) શ્રી. રણછોડદાસ નારણજી ઠક્કર
૭) બાઇ ડાહી તે ઠક્કર પ્રભુદાસ પિતાંબરની વિધવા
૩) ,, જેઠાલાલ મોતીલાલ ઠક્કર
૩) ,, જીવાભાઇ કેશવભાઇ પટેલ
૩) ,, હરમાનભાઇ શામળભાઇ પટેલ

(૩૩) કલ્યાણકુંડ : રૂ. ૧૦)

૫) શ્રી. શનાભાઇ પ્રાગદાસ પટેલ
૫) ,, મોતીભાઇ નાથાભાઇ પટેલ

(૩૪) કાંદા : રૂ ૩૫)

૧૧) શ્રી. રામભાઇ શંકરભાઇ પટેલ
૭) ,, રાવજીભાઇ વહેરીભાઇ પટેલ
૭) ,, શંકરભાઇ નરોત્તમદાસ પટેલ
૫) ,, મોતીભાઇ કલ્યાણભાઇ પટેલ
૫) ,, છોટાભાઇ કહાનદાસ પટેલ

(૩૫) રાજુપુરા ; રૂ. ૫)

૫) શ્રી. છગનભાઇ નારણભાઇ પટેલ

(૩૬) નેદરા : રૂ. ૫)

૫) શ્રી. ઇશ્વરભાઇ દાદાભાઇ પટેલ

(૩૭) વણછરા : રૂા. ૨૫)

૨૫) વણછરા ગામ સમસ્ત તરફથી

(૩૮) કોટણા : રૂા. ૨૭)

૯) } શ્રી. હીરાભાઇ ઇશ્વરભાઇ
,, સોમાભાઇ હિરાભાઇ
૫) શ્રી. છીતાભાઇ ઘેલાભાઇ
૫) ,, દરભાઇ ઇશ્વરભાઇ
૫) ,, રામસંગભાઇ કાળીદાસ
૩) ,, અંબાલાલ નરભેરામ ભટ્ટ

(૩૯) દણોલી : રૂા. ૩૩)

૧૦) શ્રી. છગનલાલ નેમચંદ શાહ
૫) ,, ફકીરભાઇ વરધાભાઇ
૫) ,, મોતીભાઇ લલ્લુભાઇ
૫) ,, માધવભાઇ સોમાભાઇ
૫) ,, ભીખુભાઇ ડાહ્યાભાઇ
૩) ,, ચીમનલાલ ચુનીલાલ ભાવસા

(૪૦) સાણપુર : રૂા. ૩૧)

૩૧) સાણપુર ગામ સમસ્ત તરફથી

(૪૧) કરોખડી : રૂા. ૪૬)

૧૧) શ્રી. લલ્લુભાઇ કિશોરભાઇ પટેલ
૭) ,, મહીજીભાઇ શંકરભાઇ પટેલ

૫) શ્રી. છોટાભાઇ પ્રભુદાસ પટેલ
૫) ,, સોમાભાઇ બહેચરભાઇ પટેલ
૫) ,, ધર્મદાસ કુલાભાઇ પટેલ
૫) ,, રાવજીભાઇ ભાઇલાલભાઇ અમીન
૫) ,, તળજાભાઇ જેસંગભાઇ પટેલ
૩) ,, રતનાભાઇ જોરાભાઇ પટેલ

(૪૨) ડભવાડા : રૂા. ૩૭)

૭) શ્રી. ભગવાનભાઇ દૂરભાઇ પટેલ
૫) ,, ભાઇલાલભાઇ પ્રાણજીવનદાસ પટેલ
૫) ,, છોટાભાઇ મથુરદાસ પટેલ
૫) ,, ત્રિભોવનદાસ ભાઇલાલભાઇ શાહ
૩) ,, આશાભાઇ નારણભાઇ પટેલ
૩) ,, મોતીભાઇ ગોરધનભાઇ પટેલ
૩) ,, નરહરિપ્રસાદ જેઠાલાલ પુરોહિત
*૩) ,, લાલભાઇ ત્રિભોવનદાસ પટેલ
૩) ,, અંટાળભાઇ હીરાભાઇ પટેલ

(૪૩) સુજપુર : રૂા. ૮૫)

*૧૫) શ્રી. ત્રિભોવનદાસ ચુનીલાલ આંધી
૧૫) ,, પ્રાગજીભાઇ પુરુષોત્તમદાસ ઠક્કર
૧૫) ,, રણછોડદાસ ગુલાબચંદ શાહ
૧૩) ,, ચિમનલાલ રતનલાલ શાહ
૭) ,, જેઠાલાલ પુરુષોત્તમદાસ ઠક્કર
૭) ,, દલસુખભાઇ જમનાદાસ શાહ
૫) ,, મથુરભાઇ વિઠ્ઠલભાઇ ઠક્કર
૫) ,, માધવલાલ મનજીલાલ શાહ
૩) ,, પૂંજાલાલ નરભેરામ શાહ

(૪૪) સાદરા : રૂા. ૪૬)

૫) શ્રી. રાયચંદદાસ નારણદાસ શાહ
૫) ,, ચિમનલાલ મલુકચંદ તળસીદાસ શાહ
૩) ,, પ્રાણશંકર સંતોકરામ
૩) ,, લાલભાઇ જેસંગભાઇ
૩) ,, છોટાભાઇ કાશાભાઇ
૩) ,, હરખાભાઇ ભાઇજીભાઇ
૩) ,, રણછોડભાઇ નાનાભાઇ
૩) શ્રી. મણિભાઇ ફીલાભાઇ
૩) ,, મગનભાઇ ઇશ્વરભાઇ
૩) ,, શંભુભાઇ માવસંગભાઇ
૩) ,, ગોરધનભાઇ ફૂલાભાઇ
૩) ,, છોટાભાઇ શંકરભાઇ
૩) ,, અંબાલાલ ફીલાભાઇ શાહ
*૩) ,, જેઠાભાઇ ભીમભાઇ

(૪૫) ડભકા : રૂા. ૩૬)

૧૧) શ્રી. સૌભાગ્યચંદ કાળીદાસ શાહ
૧૧) ,, મંજુલાલ છગનલાલ શાહ / ,, સુંદરલાલ છગનલાલ શાહ
૭) ,, પૂંજાલાલ ત્રિભોવનદાસ શાહ
૭) ,, ભારમલસંગ બહેચરસંગ ચૌહાણ

(૪૬) ઠીકરીઆ મઠ : રૂા. ૩૨)

૧૧) શ્રી. રણછોડભાઇ દેસાઇભાઇ પટેલ
૧૧) ,, અંબાલાલ મથુરભાઇ પટેલ
૫) ,, હીરાગીર શિવલાલગીર મહંત
૫) ,, બકોરભાઇ પ્રભુદાસ પટેલ

(૪૭) ચોકારી : રૂા. ૧૩)

૭) શ્રી. પ્રભાતસિંહ મહીજીભાઇ
*૩) ,, રણછોડભાઇ સરદારસિંહ
૩) ,, માધવસિંહ કાળીદાસ

(૪૮) ચાણસદ : રૂા. ૨૭)

૫) શ્રી. ઉમેદભાઇ લાલાજી પટેલ
૧૧) ,, જેઠાભાઇ અમથાભાઇ પટેલ
૩) ,, તળજાભાઇ શામળભાઇ પટેલ
૩) ,, પ્રાગજીભાઇ મંગળભાઇ પટેલ
૫) ,, મૂળજીભાઇ પટેલ

(૪૯) પારેઠ : રૂા. ૩)

૩) શ્રી. મોતીભાઇ મનોરભાઇ પટેલ

(૫૦) ગોરીઆદ : રૂા. ૫૭)

૭) શ્રી. અંબાલાલ મૂળજીભાઇ પટેલ
૭) ,, રણછોડભાઇ બહેચરભાઇ પટેલ

૫) શ્રી. મોતીભાઇ મથુરભાઇ પટેલ
૫) ,, ગોરધનભાઇ તલજાભાઇ પટેલ
૫) ,, શિવાભાઈ પ્રભુદાસ પટેલ
૫) ,, પ્રભુદાસ જેરાભાઇ પટેલ
*૫) ,, જેઠાભાઇ ઈશ્વરભાઇ પટેલ
૫) ,, વલ્લવભાઇ મૂળજીભાઇ પટેલ
૫) ,, સોમાભાઇ બકોરભાઇ પટેલ
૫) ,, શનાભાઇ કાળીદાસ પટેલ
૩) ,, રણછોડભાઇ વિઠ્ઠલભાઇ પટેલ

(૫૧) સરસવણી : રૂા. ૪૩)

૧૧) શ્રી. છોટાભાઇ શનાભાઇ પટેલ
૧૧) ,, બહેચરભાઇ નાનાભાઇ પટેલ
૫) ,, બહેચરભાઇ છોટાભાઇ પટેલ
૫) ,, ફુલાભાઇ નાથાભાઇ પટેલ
૫) ,, મોતીભાઇ રેવંદાસ પટેલ
૩) ,, અંબાલાલ મલાભભાઇ પટેલ
૩) ,, કાળીદાસ મોતીભાઇ પટેલ

(૫૨) હરણુમાળ : રૂા. ૨૯)

૫) શ્રી. ફૂલાભાઇ મહીજીભાઇ
૩) ,, મધુબ્હેન વિનુભાઇ શાહ
૩) ,, સોમાભાઇ ભગવાનદાસ પઢીઆર
૩) ,, કાળીદાસ ફૂલાભાઇ પઢીઆર
૩) ,, શંકરભાઇ મથુરભાઈ પઢીઆર
૩) ,, ધૂળાભાઇ નાથાભાઇ પઢીઆર
૩) ,, રઇજીભાઇ દોલાભાઇ પઢીઆર
૩) ,, મોહનભાઇ ઝીણાભાઇ પઢીઆર
૩) ,, સાભઇ રઇજીભાઇ પઢીઆર

(૫૩) ઘાંયજ : રૂા. ૬૮)

૫) શ્રી. અંબાલાલ જેઠાભાઇ
૩) ,, ગોરધનભાઇ વાલજીભાઇ પટેલ
૧૧) ,, છોટાભાઇ ભવાનભાઇ પટેલ
૩) ,, રામદાસભાઈ લલ્લુભાઈ પટેલ
૫) ,, દેસાઇભાઇ દરભાઇ પટેલ
૧૧) ,, અંબાલાલ છોટાલાલ પટેલ
૩) ,, અંબાલાલ ઝવેરભાઇ પટેલ
૫) ,, પ્રેમચંદ દેવચંદ શાહ
૩) ,, રામચંદ્ર માણેકલાલ પંડયા
૩) ,, મંગળભાઇ મૂળજીભાઇ પટેલ
૩) ,, છગનભાઇ શનાભાઈ
૩) ,, હીરાભાઇ બહેચરભાઇ પટેલ
૫) ,, મંગળદાસ કહાનદાસ પટેલ
૫) ,, કાશીભાઇ ત્રિભોવનદાસ પટેલ

(૫૪) સોખડાખુર્દ : રૂા. ૪૪)

૩) શ્રી. મયાશંકર દામોદર પંડયા
૭) ,, મહીજીભાઇ કલ્યાણભાઇ પટેલ
૭) ,, છગનભાઇ કલ્યાણભાઇ પટેલ
૭) ,, ડાહ્યાભાઇ પુરુષોત્તમ પટેલ
૫) ,, અંબાલાલ કુબેરદાસ પટેલ
૫) ,, લાલાજી પરસોત્તમ પટેલ
૫) ,, જેરાભાઇ રણછોડભાઇ પટેલ
૫) ,, રવજીભાઇ હીરાભાઇ માસ્તર

૨૧૨૨) ૫૪ ગામના કુલ ૩૯૫ સભ્યોના

જે ભાઇના પૈસા આવવા બાકી છે તેમના નામ સામે * નું નિશાન કરેલું છે.

# દશાપુરા પરિષદનાં સંસ્મરણો

છેલ્લાં વીસ વર્ષોથી પુસ્તકાલય પરિષદો ભરાય છે. મેં ઘણી પરિષદોમાં ભાગ લીધો છે. પ્રથમથી જ મને પુસ્તકાલયપ્રવૃત્તિ તરફ પ્રેમ છે, જેથી હું આવી પરિષદોમાં બધાં કામો પડતાં મૂકી જાઉં છું. તે પ્રમાણે હું દશાપુરા જવા માટે તા. ૨૧–૧–૪૫ નાં રોજ સવારમાં રવાના થયો. અમે લગભગ સાડાબાર વાગે પાદરા સ્ટેશને ઊતર્યા. લગભગ સો ઉપરાંત પ્રતિનિધિ ભાઇઓ ઊતર્યા હતા. વાતો કરતા સૌ ચાલ્યા. જેને ગાડામાં કે ડમણિયામાં બેસવા ઇચ્છા હતી તે બેઠા, પણ ઘણાએ તો ચાલવાનું જ પસંદ કર્યું; કારણ કે દશાપુરા ફક્ત એક જ માઇલ દૂર હતું. ગામની ભાગોળે પહોંચ્યા ત્યાં ધ્વજા–પતાકાનાં દર્શન થયાં અને ગુજરાતી શાળાના મકાનના વિશાળ ચોગાનમાં બાંધેલા ભવ્ય સભામંડપનાં દર્શન થયાં. અજાણ્યાને એમ જ લાગે કે જાણે કોઇનાં લગ્ન નિમિત્તે માંડવો બાંધ્યો હશે. ખરેખર ! લગ્નસમારંભ જેવો જ ઉત્સવ દશાપુરાના આંગણે ઉજવાતો હતો. અમે તો સીધા ઉતારા તરફ ચાલ્યા. મુકામ કરી નાહીધોઇ સભામંડપના પાછલા ભાગમાં જ્યાં રસોડું હતું ત્યાં જમવા ગયા. છાંયડામાં પાટલાની જગોએ સાદડીઓ ગોઠવી હતી અને નાના નાના પાણીથી ભરેલા કૂજા મૂકી દીધા હતા. સૌએ શાંતિથી ભોજનકાર્ય પતાવ્યું. જેણે ભોજનપાસો નહોતા કઢાવ્યા તે પાસ લેવામાં રોકાયા અને બાકીના આરામ લેવા મુકામે ગયા. સભાનું કામકાજ ત્રણ વાગે શરૂ થવાનું હતું. ત્રણ વાગતાં પહેલાં સૌ સભાસ્થાને પહોંચી ગયા.

* * *

બરાબર ત્રણ વાગે પ્રમુખ સાહેબ આવી પહોંચતાં તેમને સૌએ ઊભા થઇ આવકાર આપ્યો. બાદ શિષ્ટાચાર પ્રમાણે પ્રમુખની વરણી થઇ અને પરસ્પર ઓળખાણ અપાઈ. બાદ સભાનું કામકાજ શરૂ થયું. સ્વાગતપ્રમુખ તરીકે દશાપુરાના રહીશ અને રાજ્યના માનીતા એવા રા. રા. ભાઇલાલભાઇ અમીન હતા. તેમણે પોતાનું ભાષણ વાંચવું શરૂ કર્યું. આ ભાષણમાં દશાપુરા ગામનો ઇતિહાસ સુંદર રીતે વર્ણવ્યો છે અને સાથે સાથે ગામડાની કરુણ પડતી કેમ થઇ તેનો ચિતાર અપાયો છે. ભાષણ આમજનતા સમજી શકે એવું અને પચાવી શકે તેવું હતું. વડોદરા પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિના આંકડા પણ જાણવા લાયક છે. સ્વાગતપ્રમુખના ભાષણ બાદ પ્રમુખ રા. રા. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ પોતાનું ભાષણ વાંચવા ઊભા થયા. તેમણે શાંતિથી સ્પષ્ટ રીતે પોતાનું ભાષણ વાંચવું શરૂ કર્યું. પ્રમુખ સાહેબે પોતાનું ભાષણ તૈયાર કરવામાં ખૂબ શ્રમ લીધો લાગે છે. તેમના ભાષણ પરથી તેઓશ્રીનું જ્ઞાન કેટલું અગાધ છે તે જણાઇ આવે છે. સભામંડપમાં શાંતિ હતી. આસપાસના ગામડાના ઘણાં માણસો આવ્યાં હતાં.

* * *

પ્રમુખ સાહેબના ભાષણ પછી સંદેશાવાચન શરૂ થયું અને પછી પ્રાંત પુસ્તકાલય મંડળનું નિવેદન વંચાઇ પ્રાસંગિક વિવેચનો થયાં. તેમાં મે. રા. રા. વાકનીસ સાહેબનું પ્રવચન પ્રવૃત્તિમાં કામ કરનારાઓને સારું માર્ગદર્શન કરાવે તેવું હતું.

તેમના કહેવાનો પ્રધાન સૂર એ હતો કે કાયમ ફંડ મોટું બનાવ્યું તેથી સંતોષ માનવાનો નથી, પણ સામાન્ય માણસોને પુસ્તકાલયનો લાભ લેતાં કરી લોકમહત્ત્વ આપતાં કરવાં એવી વ્યવસ્થા જો પુસ્તકાલય તરફથી થાય તો પુસ્તકાલયની પાત્રતા સમજાય. ભણેલા અને શ્રીમંતો એકલા જ લાભ લે તેથી પુસ્તકાલય પ્રવૃત્તિનો હેતુ સરતો નથી. સાચેજ, હજી પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રેમીઓએ ઘણું કામ કરવાનું રહે છે. આ ઉપરાંત બે–ચાર વક્તાઓનાં ભાષણો થયા બાદ સભા પૂરી થઇ અને સૌ ભાઇઓ પ્રદર્શન જોવા ગયા.

***

પ્રદર્શનને આકર્ષક કરવા કાર્યકર્તાઓએ ખૂબ શ્રમ લીધો જણાતો હતો. ભાઇ નરેંદ્ર પટેલ નામના વિદ્યાર્થીની ચિત્રકલા ખાસ ધ્યાન ખેંચતી હતી. એકંદરે આવાં પ્રદર્શનોથી ઘણું જાણવાનું મળે છે; એ વાત સૌએ સ્વીકારવી પડે છે.

રાતે આઠ વાગે પ્રમુખ સાહેબના મુકામે વિષય વિચારિણી સભાની શરૂઆત થઇ. આ સભામાં તાલુકા દીઠ બે પ્રમાણે ચુંટાએલા પ્રતિનિધિઓ; પ્રાંત પુસ્તકાલય મંડળના હોદ્દેદારો, ખાતાના અધિકારી સાહેબ વગેરે હતા. આવેલા ઠરાવો વાંચી જવાનું અને ઠરાવ સ્વીકારવો કે કેમ તે પર ચર્ચા કરવાનું કામ શરૂ થયું. કેટલાક ઠરાવોની સંતોષકારક ચર્ચા મે. ઉમેદભાઇ સાહેબે આપી, જેથી પાછા ખેંચાયા અને ગરમાગરમ ચર્ચાને અંતે રાત્રે દસ વાગે પસાર કરવાના ઠરાવો નિયત થયા. આ ચર્ચામાં પ્રમુખ સાહેબે દાખવેલ શાંતિ અનુકરણીય હતી. સાચેજ; સ્વરાજ્યના સિદ્ધાંત પર રચાએલી વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના સંબંધમાં કાર્યકર્તાઓ અને ખાતાના અધિકારી સાહેબો કેટલું ખુલ્લા દિલથી કામ કરે છે તે આ વખતની વિષયવિચારિણી સભામાં હાજર રહેલાઓએ અનુભવ્યું છે.

***

બીજે દિવસે સવારમાં સાડાનવ વાગે પરિષદનું કામકાજ સભામંડપમાં શરૂ થયું. પ્રથમ ભાઇ વિષ્ણુપ્રસાદ પંડ્યાએ ખૂબ શ્રમ લઇ તૈયાર કરેલો પાદરા તાલુકાનો ઐતિહાસિક માહિતીવાળો* નિબંધ વાંચ્યો. આવી પરિષદોમાં સ્થળપૂરતી ઐતિહાસિક માહિતી આપવાની પ્રથા છે. પણ આ પરિષદમાં દરાપુરાનો અને પાદરા તાલુકાનાં બીજાં ગામોનો ઇતિહાસ પ્રકાશમાં લાવવા ઠીક મહેનત કરી લાગે છે. આવાં સ્થળવર્ણનો એકઠાં કરી વડોદરા રાજ્યનાં અનેક ગામોનો ઇતિહાસ દર્શાવતાં પુસ્તકો પ્રગટ કરવાનું કામ ખાતું સ્વીકારે તો ઘણું જાણવાનું મળે. રાતે જે તે ઠરાવો પર ચર્ચાઓ થઇ ગએલી હોવાથી ઠરાવો ઉપર સભામાં વિશેષ ચર્ચા થઇ ન હતી, પણ ટુંકામાં ઠરાવનું સમર્થન કરવામાં આવેલું હતું. એ પણ આ પરિષદની વિશેષતા હતી. ઠરાવોમાં ગામેગામ જુદા જુદા વિષયોના અભ્યાસીઓ તૈયાર કરવાનો અને આધુનિક ઢબે પુરાણીઓ–કથાકારો તૈયાર કરવાનો ઠરાવો નવીન ભાત પાડનારા હતા. અને બેઉ ઠરાવો ઉપર પ્રમુખ સાહેબ તરફથી સારું સમર્થન કરવામાં આવ્યું હતું. આ બે ઠરાવો અમલમાં આવે તો જ પરિષદની સાર્થકતા થઇ ગણાય.

... ઠરાવોનું કામ પૂરું થયા બાદ મે. પાદરા મહાલ વહીવટદાર સાહેબ કે જેઓ હાલમાં પોતાના તાલુકાની સુંદર સેવા બજાવી રહ્યા છે તેઓએ શિક્ષકભાઇઓને સેવાભાવે કામ કરવાં

* સ્થળસંકોચને લીધે આ નિબંધ આવતા અંકે પ્રસિદ્ધ થશે.—તંત્રી

વિનંતિ કરી હતી. પરિષદને સફળ કરવામાં મે. વહીવટદાર સાહેબે સારી મદદ કરી છે એમ મને જણાયું છે.

* * *

પ્રમુખ સાહેબ સાડાબાર વાગે ઉપસંહારનું ભાષણ કરવા ઊભા થયા. તેમણે ઉપસંહારમાં પણ સારી રીતે બોધદાયક વચનો કહ્યાં. તેમની વાણી અનુભવી, જ્ઞાનથી ભરેલી અને રમુજી શૈલીવાળી હોવાથી શ્રોતાઓ શાંત રીતે સાંભળતા જતા હતા અને જ્ઞાનામૃતનું પાન કરતા હતા.

છેવટે સ્થાનિક કાર્યકર્તાઓનો પ્રાંત પુસ્તકાલય પરિષદ મંડળ તરફથી તેમ જ સ્વાગત પ્રમુખ સાહેબ તરફથી આભાર મનાયો. બાદ સભાનું કામ પૂરું થયું અને રાષ્ટ્રગીત ગવાઇ સૌ વીખરાયા.

* * *

થોડી વારે તે જ મંડપમાં સૌ ભોજન લેવા બેઠા અને શાંતિથી જમ્યા. ભોજનવિધિ થઇ રહેતાં કેટલાક ભાઇઓ શ્લોકો બોલતા હતા અને હર હર મહાદેવ બોલાવતા હતા. છેવટે મહેમાનોનો આભાર મનાઇ સૌ છૂટા પડયા.

એકંદરે આ કટોકટીના વખતમાં દરાપુરા પરિષદ સંપૂર્ણ સફળ નીવડી છે. તે પરથી સહજ સમજાય છે કે કાર્યકર્તાઓએ ખૂબ શ્રમ લઇ એકસંપથી ઉદાર દિલે કામ કર્યું છે.

રતિલાલ ક. ત્રિવેદી

---

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકે નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ, વાંચનપ્રચાર વધારવા સંબંધી કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છે:—

**૧. વડોદરા—નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ—માહે ડિસેંબરમાં—પેટલાદ મહાલનાં** (૧) બાકરોલ, (૨) મોગરી, (૩) ત્રંબોવાડ, (૪) કાસર, (૫) વીરોલ, (૬) સીલવાઇ, (૭) ખણુસોલ, (૮) કોઠાવી, (૯) સેખડી; **દરાપુરા** પરિષદ અંગની કામગીરી માટે પાદરા મહાલ (૧૦) લતીપુરા, (૧૧) ભાસા, (૧૨) રણુ, (૧૩) વડુ, (૧૪) નરસીપુરા, (૧૫) હરણુમાળ, (૧૬) ભોજ, (૧૭) દરાપુરા.

**૨. કોડીનાર મહાલ માનદ પ્રચારક રા. ભગવાનજી રાઘવજી દવે—માહે જાન્યુઆરીમાં** (૧) દેવલપુર, (૨) છાછર, (૩) સરખડી.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવી તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રીભાઇઓને ભલામણ છે.

ના. ન. ચોકસી
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# સ્વ. મો. ન. અમીન સા૦ના તૈલચિત્રનો અનાવરણવિધિ

સ્વ. શ્રી. મોતીભાઇ સાહેબના તૈલચિત્રનો અનાવરણવિધિ તેઓશ્રીની છઠ્ઠી સંવત્સરી-દિન–તા. ૧–૨–૪૫ ના રોજ સવારના ૯–૩૦ કલાકે ચ. એ. સોસાઇટિના વ્યાયામ મંદિરમાં જાણીતા ભીલસેવક અને મુંબઇ ધારાસભાના સભ્ય શ્રી. લક્ષ્મીકાંત શ્રીકાંત શેઠના વરદ હસ્તે રાખવામાં આવ્યો હતો.



સ્વ. મો. ન. અમીન સાહેબ

પ્રસંગને સફળતા ઇચ્છતા સંદેશાઓમાં મુખ્ય, મુંબઇ ધારાસભાના માજી પ્રમુખ શ્રી. માવલંકર, એલેમ્બીકવાળા શ્રી. ભાઇલાલભાઇ અમીન, તેમજ વડોદરા રાજ્ય પ્રજામંડળના પ્રમુખ શ્રી. મગનભાઇ શંકરભાઇ વગેરેના હતા.

આ સમારંભપ્રસંગે સ્વર્ગસ્થને જુદા જુદા વક્તાઓએ માનાંજલિ અર્પણ કરતાં શ્રી. ભીખાભાઇ કુ. પટેલ, અમદાવાદવાળા ડો. કેશવલાલ પરીખ, શ્રી ઇશ્વરભાઇ પગેરે પ્રસંગોચિત સ્વર્ગસ્થના જીવન-પ્રસંગો કહી સંભળાવ્યા હતા.

પ્રમુખશ્રીએ સ્વર્ગસ્થને અંજલિ અર્પતાં જણાવ્યું કે

**પ્રમુખશ્રીનું પ્રવચન :**

આ પ્રસંગે જે ' વૈષ્ણવજન ' ગવાયું તેણે મારા મનમાં છ વર્ષ પહેલાંના વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલમાં ગવાયેલા વૈષ્ણવજનની યાદ તાજી કરી છે. ત્યારે મારી સાંનિધ્યમાં પૂ. ઠક્કર બાપા હતા. આજે યે હું પૂ. બાપા વતી જ આવ્યો છું એમ તમે માની લેજો. પૂ. બાપા દ્વારા જ મારી સાહેબ સાથે પહેલી ઓળખાણ થયેલી. પંચમહાલમાં ત્યારે કારમો દુષ્કાળ પડયો હતો અને બાપા કાર્યકરોની શોધમાં હતા. તેમની આંખ સાહેબ ઉપર ઠરી અને સાહેબે જુવાન કૉલેજીઅનોની ટુકડી મોકલી આપી.

ત્યારપછી તો હું ઘણી ઘણી વખત એઓશ્રીના સંસર્ગમાં આવ્યો છું. અને દાહોદ જતાં આવતાં રામજી મંદિરમાં હું તેમને મળતો ત્યારે સમાજસેવા અને કેળવણીના ઉદ્દઘાટનની કેટલીએ યોજનાઓ તે મારી સાથે ચર્ચતા. આ બધા કરતાં પૂ. સાહેબની જે પ્રસંગથી મારા ઉપર છાપ પડેલી તે તો જુદી જ હતી.

'૨૧ ના અસહકારની આંધી હિંદભરમાં વ્યાપી હતી. હું મુંબાઇ મહાસભા સમિતિનો મંત્રી જોશીલો અને ગરમ હતો. ગામડાની સેવા કરવાની મને હોંશ હતી અને યોગ્ય સ્થળની પસંદગી અર્થે આણંદમાં સાહેબને મળ્યો. મારી ગામડાની કલ્પના સ્વર્ગીય હતી–અને ખાદી સિવાયનો કાર્યકર તો મારી આંખને ખૂંચતો. પૂ. સાહેબને ખાદી નહિ પહેરતા જોઇ મને આવેશ આવેલો. પણ એ મને વસો લઇ ગયા–મારી કલ્પનાની એ આત્મસૃષ્ટિનો

સદંતર નાશ થયો. મેં સાચું ગામડું જોયું અને ગ્રામસેવાની નવીન દૃષ્ટિ સાહેબે મને આપી. ત્યાં મેં ધૂળ, ગંદકી, લોકોનું રેઢિયાળપણું જોયું અને નવી દુનિયાનો મને ભાસ થયો. આજ સુધીનો મારો ખ્યાલ એવો હતો કે બટન દબાવતાં જેમ બત્તી થાય તેમ બટન દબાવતાં જ અજ્ઞાનરૂપી અંધકાર દૂર થશે.

પૂ. સાહેબની કથા એ ચરોતરની ઘડતરકથા છે. એ સમાજના ઘડવૈયા હતા અને એ ઘડતરના પાયામાં પુરાએલા છે. ઠક્કર બાપા અને એમના જેવાઓએ પૈસાવાળાઓમાં ક્ષોભ પેદા કર્યો છે. પૈસાવાળા પોતાનો પૈસો સેવકોને ચરણે મૂકી દે એ પાઠ મને પૂ. બાપા અને સાહેબે પઢાવ્યો છે.

આ સંસ્થાના સંચાલકોને પણ મારી વિનંતિ છે કે તમે પૈસા પાછળ ન પડશો. સાહેબે જે બીજ વાવ્યું છે તેને પાળવા અને પોષવા સમર્પણ અને સેવાની ભાવના તમે પોષજો. જ્યારે સેવકો છાશ-રોટલો ખાશે અને ખેડૂત વેળથી ખાતો થશે ત્યારે સાચી સ્થિતિ પેદા થશે.

આજે દેશમાં ગરીબી છે, ભૂખમરો છે, વસ્ત્ર નથી. તમારા ચરોતરમાં ઘણું છે એટલે તમને એ નહિ સમજાય, પણ તમે ગરીબને અપનાવવા યત્ન કરજો. મોતીભાઇ સાહેબ અને બાપાનું સ્મરણ કરજો. અને પીડિતની સેવા કરજો. તેમને આંખો આપજો. ઘરને જેમ પિતા માતા હોય છે, તેમ સમાજને પણ હોય છે. મોતીભાઇ સાહેબ સમાજના પિતા હતા; સ્વ. કરૂણાશંકર માતા જેવા હતા.

× × ×

તમે સેવાનો પંથ ન ભૂલશો—સેવા કરજો. તમે સેવા નહિ કરો તો આપણી વચ્ચે થયેલો ગાંધીજી, બાપા અને સાહેબનો અવતાર એળે ગયેલો ગણાશે.

બાદ શ્રી. રાવજીભાઇએ આભારદર્શન કરતાં વંદેમાતરમ્ ગવાયા બાદ સભા વિખેરાઇ હતી.

નોંધપાત્ર બીના એ હતી કે દા. ન. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ તે દિવસે મોતીભાઇ સાહેબના જીવનચરિત્રનાં પુસ્તકો વેચવાને કામે લાગી ગયા હતા. અને સાંજ સુધીમાં રૂ. ૨ બે-વાળાં ૧૦૬ પુસ્તકોનું તેઓએ વેચાણ કર્યું હતું. અને એ રીતે તે પવિત્ર દિવસે તેમની જીવનપરિમલ ફેલાવવા પ્રયાસ કર્યો હતો.

---

## ચરોતર વિદ્યાર્થી બોર્ડિંગ હાઉસમાં સ્વ. સાહેબની સંવત્સરી

સ્વ. મો. ન. અમીન સાહેબની દ્વિતી સંવત્સરી વડોદરા ખાતે તેઓશ્રીએ સ્થાપેલા ચરોતર બોર્ડિંગ હાઉસના ચોગાનમાં ગઇ તા. ૧લીના રોજ સાંજના ૬ વાગે શ્રી. ગોકુલદાસ રાયપુરાના પ્રમુખપદે ઉજવાઇ હતી, જે પ્રસંગે બોર્ડિંગના વિદ્યાર્થીઓ, આમંત્રિત શહેરીઓ તેમ જ પુસ્તકાલય ખાતાના કાર્યકરાએ ખાસ હાજરી આપી હતી.

મુખ્ય વક્તા તરીકે પુસ્તકાલય ખાતામાં સ્વ. અમીન સા. નું સ્થાન શોભાવતા શ્રી. ઉમેદભાઇ પટેલે, તેમ જ અન્ય વક્તાઓ અને પ્રમુખશ્રીએ માનાંજલિ અર્પણ કરી હતી, જેને પ્રાર્થના બાદ સૌ વીખર



૧. મૃચ્છકટિકં—અનુવાદ અને સંયોજકઃ શ્રી. સુન્દરમ્; પ્રકાશકઃ-પદ્મ પ્રકાશન લિમિટેડ, મુંબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૪૪, મૂલ્યઃ રૂ. ૨–૧૨–૦.

સૈકાઓથી જનતાની એકધારી પ્રશંસા પામેલા સંસ્કૃત નાટક મૃચ્છકટિકનો આ મુક્ત અને સ્વતંત્ર છતાં સરળ અને સફળ અનુવાદ ગુજરાતી રંગભૂમિની હરહંમેશની માગણીને સારી રીતે સંતોષે છે. કવિ શૂદ્રકવિરચિત, વિવિધ પાત્રો અને પ્રસંગોથી ઉભરાતી આ કલાકૃતિનો અનુવાદ આપણા સિદ્ધહસ્ત કવિ સુંદરમને હાથે થયો છે. એથી કરીને મૂળનો ભાવ સાદ્યન્ત જળવાઇ રહી અનુવાદ જીવંત અને રસવંત બન્યો છે.

રંગભૂમિ ઉપર રજૂ કરવાના ધ્યેયને અનુલક્ષીને એનું સમુચિત સંયોજન કરાયું છે, અને મૂળના દશ અંકને સાત અંકમાં સમાવ્યા છે; એટલું જ નહિ, પણ વસ્તુવિધાનના ખૂટતા અંકોડા સુંદર રીતે મેળવી લેવાયા છે. એમ કરતાં તેમાં અનેક વધારાઘટાડા કરવા પડયા છે, મૂળના શ્લોકો છોડી દેવા પડયા છે, વસ્તુને પોષક નહિ એવા પ્રસંગો કાઢી નાખવા પડયા છે, કોઇક વાર આખો પ્રવેશ ( અંક ૩ : દસ્ય ચોથું ) ગાંઠનો ઉમેરવો પડયો છે, ચારુદત્તની પત્ની ધૂતાના પાત્રને માત્ર સૂચિત રાખ્યું છે, છતાં એ બધા ફેરફારો ઔચિત્ય અને સામંજસ્ય ભર્યા છે, અને સુંદરમની નાટયકલાદૃષ્ટિની સુભગ પ્રતીતિ કરાવે છે.

આ સર્વ ફેરફારોને લીધે મૂળ કૃતિ તેના અક્ષુણ્ણ મૌલિક સ્વરૂપે રજૂ નથી થતી, અને મૃચ્છકટિકના એક સંપૂર્ણ સમશ્લોકી અનુવાદની જરૂર ઊભી રહે છે એ ખરૂં, છતાં રંગભૂમિ માટે સુગઠિત, સુશ્લિષ્ટ અને સાતત્યવાળી કૃતિ આપણને મળે છે એ લાભ જેવો તેવો નથી. અમદાવાદ એલિસબ્રિજ આરોગ્ય સમિતિએ આ નાટક સફળતાપૂર્વક ભજવ્યું છે, અને ઇતર સાહિત્યમંડળો કે કલામંડળોને પણ એ સરસ સામગ્રી પૂરી પાડશે. નાટકમાં પાંચેક ગીતો આપ્યાં છે તે પણ પ્રસંગોચિત, મધુર અને ભાવવાહી છે જેકેટ પરના શ્રી. કનુ દેસાઇના આકર્ષક ચિત્રથી અલંકૃત, મનોહર ગેટ-અપ અને છપાઇવાળું આ પદ્મપ્રકાશન પદ્મ જેવું સોહામણું છે, જો કે મૂલ્ય કંઇક વધારે પડતું ગણાય.

૨ પ્રેમધનુષ્ય—લેખકઃ શ્રી. કોલક, પ્રકાશકઃ કવિતા કાર્યાલય, વિલેપારલે પૃ.૧૦૪+૮, મૂલ્યઃ દોઢ રૂપિયો.

ગુજરાતીમાં જે ગણ્યાંગાઠયાં સળંગ લાંબાં કાવ્યો છે તેમાં સાડીસત્તરસો પંક્તિના આ ભાવવાહી અને પ્રવાહી પ્રણયકાવ્યનો કિંમતી ઉમેરો કરવા માટે કવિ કોલકને અભિનન્દન ઘટે છે. પ્રેમધનુષ્ય એ મુગ્ધ પ્રેમનું સળંગ કરુણાંત કાવ્ય છે, અને મેઘધનુષ્યના સાત રંગોની જેમ સાત ખંડમાં વહેંચાયલું છે. એમાં નાયક પોતાના પ્રણયજીવનની કથા પોતે જ કહે છે, અને પોતાના વિવિધ અનુભવો અને મનોભાવોને યથાર્થ વ્યક્ત કરે છે.

નાયિકાના આગમને નાયકના પ્રણયજીવનની ઉષા ઉઘડે છે, અને નાયિકાને સત્કારતાં એની ઉરઊર્મિઓ હેલે ચડે છે. જીવનયાત્રા સંગાથે કરવાના સંકલ્પે ઉભય અંતરમાં સંજીવન છંટાય છે, પણ નાયિકા એને પિયેર હોવાથી નાયક વિરહની વેદના અનુભવે છે અને વિરહી બપૈયાની જેમ ઝૂરે છે. ત્યાં તો કમભાગ્યે વિરહ સદાના વિયોગમાં પરિણમે છે. નાયકનો ત્યાગ કરી નાયિકા અન્યના પ્રેમમાં પડે છે, અને એથી નાયકને અસહ્ય આઘાત લાગે છે. પરંતુ જીવનના રંગો અનેરા છે, અને જે નાયિકાએ દ્વાર છોડયું હતું તે જ ફરી નાયકને આંગણે આવે છે ! નાયિકાનું પુનરાગમન નાયકના ઉરને પુનઃ પ્રફુલ્લિત કરે છે. પણ એ મીઠું સુખ ક્ષણિક નીવડે છે. નાયિકાનું અવસાન થાય છે અને નાયકનું હૈયું ભાગી જાય છે. અંતે નાયક પ્રિયાની કબરની પૂજા કરે છે, અને મૃત્યુનું ચિંતન કરતાં એને એમાં સ્વર્ગની માધુરી દેખાય છે.

પ્રણયજીવનની આ સાદી કથાને લલિત અને મધુર શબ્દાવલીમાં રજૂ કરવામાં કવિએ સારી સફળતા મેળવી છે. ભાષા અને છંદ ઉપરનું એમનું પ્રભુત્વ અનેરું છે, એટલે કાવ્ય સરલ, વિશદ અને પ્રવાહી બન્યું છે. પરંતુ લાંબા કાવ્યમાં ઘણી વાર બને છે તેમ અહીં પણ ઊર્મિની ઊણપ જણાઇ આવે છે, એટલે ચોટ લાગતી નથી અને કાવ્ય નિર્જીવ અને ફીસું પડી જાય છે. પહેલા જ ખંડમાં પ્રિયાના આગમનથી જ્યારે કવિની "પ્રિયદર્શનની ઉષા ઊગી", ત્યારે અંતરની જે ઉત્કટ ઊર્મિ પૂરની પેઠે ઉભરાવી જોઇએ તે ખબરદારી શૈલી અને વૃત્તના શાન્ત સુધીર પ્રવાહમાં પરખાતી નથી. ભાઇશ્રી કૌલક ઉપર કવિશ્રી ખબરદારની છાયા ઘણી-ગાઢ પડેલી છે, અને વિરહના ત્રીજા ખંડમાં તો એ-એટલી બધી ઉત્કટ દેખાય છે કે વૃત્તમાં અને વૃત્તાન્તમાં પદે પદે કલિકાના પડઘા પડે છે.

છતાં કૌલકનો આ પ્રયોગ પરમ પ્રશંસનીય છે, અને ક્રમે ક્રમે એમની પ્રતિભા વધુ ને વધુ ઉન્નત બની આપણને અવનવા પ્રદેશોનાં સુભગ દર્શન કરાવશે એવી અપેક્ષા રહે છે.

પ્રો. ચ. શં. પટેલ

૩. **સંગ્રામ**—લેખકઃ 'યદુનંદન,' પ્રકાશકઃ સુભદ્ર પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧-લી આવૃત્તિ, સં. ૨૦૦૦; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૨૦૨; પૂઠું, કાર્ડબોર્ડ પદીતું; કિં. ૨॥.

સમાજસુધારાનો આદર્શ વ્યવહારમાં ઉતારવાનું કામ અતિશય કપરું છે, છતાં દિલની કોમળ લાગણીઓને બરાબર-કાબુમાં રાખીને એ આદર્શને અડગપણે વળગી રહી ઝઝૂમનારાં યુવક—યુવતીઓના એકધારા સંગઠિત પ્રયાસથી રૂઢિચુસ્તોનાં-દિલ પર પણ-વખત જતાં ધારી અસર નિપજાવવાનું શક્ય બને છે, એ આ વાર્તાનું વસ્તુ હોઈ સમાજસુધારાને ચાહનારા વાચકોએ ખાસ વાંચવા જેવું પુસ્તક છે. ભાસ્કર નામનો બ્રાહ્મણ યુવક કૉલેજનો અભ્યાસ પૂરો કરી પોતાની કૉલેજમિત્ર પુષ્પા નામની વણિક યુવતીને નિર્બંધ લગ્નના અખતરા માટે વગરપરણ્યે પોતાની સાથે લઇને ઘેર પાછો ફરે છે. તે પરથી ગામનાં સમાજમાં, મહોલ્લાઓમાં તેમ જ ઘરમોખરે પ્રગટી નીકળતા વિવિધ સંગ્રામો પરથી પુસ્તકનું નામકરણ થયેલું છે. પ્રમાણિક નિશ્ચયબળથી અને વિનયભર્યા અવિરોધી વર્તાવથી માબાપ ને સગાંસંબંધીઓનાં દિલ પીગળે છે અને વાર્તાનો સુખદ અંત આવે છે. વસ્તુ એકંદરે બોધક ને પ્રેરક હોઇ વાર્તારસિક વાચકોએ એક વાર વાંચી જવા જેવું છે.



### પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા તરફનાં પુસ્તકો

૧ **અમારી ઇન્દુનું શિક્ષણ**—મૂળ મરાઠીમાં લેખકઃ શ્રી. ના. મ. પટવર્ધન; અનુવાદકઃ શ્રી. ગણેશરાવ રામરાવ ભોકરી; મૂલ્ય રૂ. ૨–૦–૦

૨ **ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ**—સંપાદકઃ શ્રી. બબલભાઇ મહેતા, મૂલ્ય રૂ. દોઢ.

### નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ તરફથી

૩ **સ્ત્રીપુરુષમર્યાદા**—લેખકઃ શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા; મૂલ્ય ૦–૧૨–૦

### મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિ૦–મુંબઇ તરફથી

૪ **ભોજ અને કાલિદાસ**—સંપાદકઃ શ્રી. લક્ષ્મીનારાયણ મોતીલાલ પંડ્યા; મૂલ્ય રૂ. ૪–૮–૦

૫ **દૂધગંગા**—લેખકઃ શ્રી. અવિનાશ વ્યાસ, મૂલ્ય રૂ. ૨–૮–૦

૬ **છબછબિયાં**—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૮–૦

### ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ તરફથી

૭ **આથમતે અજવાળે**—લેખકઃ શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા; મૂલ્ય રૂ. ૫–૮–૦

### એન. એમ. ઠક્કરની કું. મુંબઇ તરફથી

૮ **હિંદુ ધર્મ**—મૂળલેખકઃ સર રાધાકૃષ્ણન્; અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; મૂલ્ય રૂ. ૪–૪–૦

### અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૯ **સ્વામી રાવ**—( સરદાર પૃથ્વીસિંહની જીવનકથા ) લેખિકાઃ શ્રી. સુભદ્રા ગાંધી, મુખ્ય વિક્રેતાઃ લોકપ્રકાશનગૃહ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ–૪. મૂલ્ય રૂ. ૪–૦–૦

---




"આપણા તેજસ્વી ભૂતકાળની આ બધી માહમાવાન સામગ્રી આગળ આપણા હાલના પ્રયાસો કેવા નજીવા લાગે છે એનો વિચાર કરો !

" ૩૫ વર્ષની આપણી પુસ્તકાલય પ્રવૃત્તિને હવે આપણે વધારે ભવ્ય બનાવો I એને વધારે ઉન્નત અને ફળદાયી કરવા માટે આજના શુભ દિવસથી આપણે ઠરાવ કરો. પુસ્તકાલયો, એ હવે, આપણી સંસ્કૃતિનાં સાચાં કેન્દ્રો બનવાં જોઈએ.

" હરેક ગામે, જીવનના અને દેશના મહાન પ્રશ્નો સમજી શકે એવા જ્ઞાનીઓ લાયબ્રેરીઓમાંથી ઉત્પન્ન થાય એવી તજવીજ આપણે કરો I માત્ર નવલકથાઓ જ મ્હોટે ભાગે હાલ વંચાય છે, તેને બદલે ઇતિહાસ, જીવનચરિત્રો, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, બુદ્ધિને સ્વતંત્ર કરે એવો ધર્મ, સમાજને સુધારી શકે એવાં સંસારસુધારાનાં પુસ્તકો, હાલની રાજકીય પરાધીનતા સમજાવે એવાં રાજકીય સાહિત્ય જાણનારાઓ, એમ જુદા જુદા વિષયના અભ્યાસીઓ, આ લાયબ્રેરીઓ દ્વારા, એકેએક ગામે ઉત્પન્ન થવા જોઈએ.

" એ બધાં દરરોજ દિવસોમાં એક વખત ભેગાં થાય અને પોત-પોતાના ગામના પ્રશ્નો નક્કી કરે. પુસ્તકાલયો સંસ્કૃતિનાં કેન્દ્ર બને એટલું જ નહિ, પણ દેશ સમસ્તનાં રચનાત્મક કાર્યો પણ ત્યાંથી જ શરૂ થાય એ જોવાની હવે આપણે મહત્ત્વાકાંક્ષા રાખવી જોઈએ. "

## વડોદરા પ્રાંત પાંચમી પુ. પરિષદનો આદેશ

વડોદરા પ્રાંત પુ. પરિષદનું પાંચમું અધિવેશન દરાપુરા મુકામે તા. ૨૧/૨૨-૧-૪૫ ના રોજ મળી ગયું. એના પ્રમુખ ડૉ. શ્રી. હરિપ્રસાદ દેસાઈએ ઉપર ટાંકેલું ઉદ્બોધન આપણને આપ્યું છે.

પુસ્તકાલયપ્રવૃત્તિના ક્ષેત્રમાં કામ કરનારાઓ માટે એમણે આ એક ઉત્તમ આદેશ આપ્યો છે. પુસ્તકાલયોની માત્ર સ્થાપના કરવાનો સમય હવે પૂરો થઈ ગયો છે. એ પ્રવૃત્તિના ઉપલા સોપાન પર આપણે આવી ઊભા છીએ. અને ત્યાંથી આગળ પ્રગતિ સાધવાનો સમય આવી ગયો છે.

પુસ્તકાલયો સ્થાપવામાં લોકમદદ, સરકાર-પંચાયત મદદ, અત્યાર પર્યંત આપણી સંસ્થાઓને મળતી રહી છે. અને શ્રી. સરકારની પ્રજાવિકાસની સર્વલક્ષી વિવિધ યોજનાઓના એક મહત્ત્વના અંગભૂત એવી આ પ્રવૃત્તિને તેની મદદ તો મળતી જ રહેશે. પરંતુ માત્ર આર્થિક મદદ મેળવી, નવાં નવાં પુસ્તકાલયો સ્થાપીને જ આપણે હવે ઇતિકર્તવ્યતા ન માની લેવી

જોઇએ. તે પછીનું પગલું, એમાં વસાવાયેલા શિષ્ટ સંસ્કારી ગ્રંથો પ્રજાના એકેએક થર સુધી પહોંચી જાય તેવી વ્યવસ્થા કરવી જોઇએ.

આપણાં પુસ્તકાલયોમાં આવતો વાચકસમુદાય હવે માત્ર નવલકથાઓનાં જ પુસ્તકોમાં રાચતો રહે તેટલું જ બસ નથી. જ્ઞાનની વિધવિધ શાખાઓમાં એ એની જિજ્ઞાસાવૃત્તિ પરોવતો થાય તેવાં સક્રિય પગલાં આપણા ગ્રંથપાલોએ લેવાં જોઇએ.

હજીએ આપણે ત્યાં નિરક્ષરતાનિવારણનો અને પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન તો ઊભો જ છે. કેટલાક પ્રૌઢશિક્ષણના વર્ગોને પ્રતાપે નવા પ્રૌઢો વાંચતા થયા હશે તેઓ તેમના વાચનમાં વધુ પ્રગતિ સાધી શકે તેવાં પુસ્તકો તેમની સમક્ષ સાદર કરાવાં જોઇએ, નિશાળેથી ઊઠી ગયેલા વિદ્યાર્થીઓને તેઓ ભણેલું ભૂલી ન જાય તે માટે તેમનો વાચનરસ અખંડિત રહે તેવા પ્રયત્નો થવા જોઇએ અને એ રીતે ગામનો વાચનપ્રચાર વધુ ને વધુ વધતો ચાલે તેવા પ્રયત્નો થવા જોઇએ.

આપણા પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચારકોએ પણ માત્ર પુસ્તકાલયોની તપાસણીથી જ સંતોષ પામીને બેસી રહ્યે હવે કેમ ચાલશે ? તેમણે પણ હવે ગ્રામજનોનો સંપર્ક સાધી પ્રજામાં વાચનરસ વધુ કેળવાય તેવા પ્રયત્નો ગતિમાન કરવા જોઇએ.

પુ૦ પ્રચારકો ગામડે ફેરણીમાં જાય ત્યારે પુસ્તકાલયોની તપાસણી જરૂર કરે, પરંતુ સાથે સાથે તે જે ગામમાં રહે તેટલા દિવસ રાત્રિ લોકસંપર્ક સાધવા પ્રયત્ન કરે, પ્રજામાં વાચનરસ ફેલાય તે માટેના પ્રયત્નો ગતિમાન કરવા એમની સાથે વાર્તાલાપો ગોઠવે; અને જનતાના સંસ્કારઘડતર માટે ગામના શિષ્ટ શિક્ષિત જુવાનોનો આ પ્રવૃત્તિના વિશેષ વિકાસમાં સાથ મેળવવા પ્રયત્ન કરે.

---

**સા. પુ. ડેસરના ગ્રંથપાલઃ**—શ્રી. અમૃતલાલ કાળીદાસ તા. ૨૭–૧–૪૫ ના રોજ અવસાન પામ્યા છે. સદ્૦ છેલ્લાં દશ વર્ષ થયાં સદર પુસ્તકાલયનું કામ સંભાળતા હતા. તેઓશ્રીની એ કામગીરી દરમિયાન પુસ્તકાલયની પ્રગતિ સાધવામાં તેમણે ખૂબ મહેનત ઉઠાવી હતી. પ્રભુ સદ્ગતના આત્માને શાંતિ અર્પો એ અભ્યર્થના.

---

## વ. રા. પુ. મંડળ

**પ્રમાણપત્રની પરીક્ષાઃ**—અગાઉ જાહેર થયા પ્રમાણે આ પરીક્ષા ફેબ્રુઆરી માસની ૨૫ મી ૨૬ મી તારીખોએ લેવાવાની હતી. પરંતુ કેટલાંક અનિવાર્ય કારણોસર પ્રસ્તુત પરીક્ષા માર્ચ માસની ૧૦–૧૧ તારીખોએ લેવાનું ઠરાવાયું છે તેની લાગતા-વળગતાઓએ નોંધ લેવી ઘટે. પરીક્ષા માટેના ઉમેદવારોને વ્યક્તિગત મોકલાયલા પરિપત્રનો ચોક્કસ જવાબ ઝટ આપી દેવાની ઉમેદવાર ભાઇઓને ખાસ વિજ્ઞપ્તિ.

સમસ્ત ગુજરાત અને મુ . ખત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર



પુસ્તક ૨૦ મું | માર્ચ-૧૯૪૫ | અંક ૩ જો

## સાહિત્યસૃષ્ટિનું નવનવું

★યુદ્ધના સંદેશા પર સેન્સરની કાતર કેવી ચાલે છે તેનો એક દાખલો તાજેતરમાં જાણવામાં આવ્યો છે. અમેરિકાની એક આગેવાન ન્યુસ એજન્સીએ ૫૦૦ શબ્દોનો સંદેશો મોકલ્યો હતો. તેમાંથી અમેરિકન સેન્સરે ૩૮૮ શબ્દો કાઢી નાખ્યા. ચાઇનીઝ સેન્સરે ૧૦૪ શબ્દો કાઢી નાખ્યા. બાકી રહ્યા ફક્ત આઠ જ શબ્દો !

★એક વખત બહુ ગવાઇ ગયેલ સાઇમન રિપોર્ટ સંબંધી એક હકીકત જાણીતા બ્રિટિશ કટારલેખક હેનર રવેફરે બહાર પાડી છે. તે કહે છે કે સર જોન સાઇમનને તેના રિપોર્ટની રીતસર પહોંચ પણ મળી નહોતી.

તેણે મહિનાઓ સુધી મુસાફરી કરીને ખૂબ મહેનત લઇ એનો રિપોર્ટ તૈયાર કર્યો હતો. તેટલા સમયમાં તો તે કોર્ટમાં સહેલાઇથી ૨૦,૦૦૦ પૌંડ કમાઇ શકત.

આ રિપોર્ટ જનતાના ખર્ચે છાપવામાં આવ્યો હતો. પરંતુ પ્રધાનમંડળના એક પણ સભ્યે આ સંબંધી તેની સાથે કંઇ પણ વાત કરી નહોતી. સ્વીકાર પૂરતી ત્રણ લીટી પણ કોઇએ લખી નહિ. રિપોર્ટને અભરાઇ પર ચડાવી દેવામાં આવ્યો.

★મેકોલેએ લખેલ મૂળ મિનિટોની ૧૦ કરતાં વધારે પ્રતો શાહી નોંધણીખાતામાંથી ગૂમ થતી લાગે છે. બંડલોમાંથી મળી આવતી સ્લીપો પરથી જણાય છે કે, આ પ્રતો છાપવા માટે ૧૮૯૪ માં સીમલા મંગાવવામાં આવી હતી; પરંતુ ત્યાર પછી તેનું શું થયું તે સંબંધી કશી માહિતી મળી શકતી નથી.

★ઇંગ્લેંડના વડા પ્રધાન મિ. ચર્ચિલે હજુ તો 'યુદ્ધની કથા' પૂરી લખી નથી ત્યાં તો તે પુસ્તકના વેચાણહક્ક માટે માગણીઓ આવવા લાગી છે.

અમેરિકાના 'ટાઇમ' સામયિકવાળા હેનરી લ્યુસે મોટામાં મોટી માગણી, ૨૫૦,૦૦૦ પૌંડની કર્યાનું સંભળાય છે.

★જહોન ડેની ન્યુયૉર્ક પ્રકાશન સંસ્થાએ " એશિયા પ્રેસ "ની સ્થાપના કર્યાની જાહેરાત કરી છે. " એશિયા પ્રેસ " એશિયાના વિષયો પર એશિયાના લેખકોએ લખેલાં પુસ્તકો જ ફક્ત પ્રગટ કરશે. અત્યારે તો જહોન ડેને મળતા કાગળના કવોટા પૂરતાં જ આ પુસ્તકો છપાશે. સલાહકાર ડિરેક્ટર તરીકે પર્લ બક પુસ્તકોની પસંદગી કરશે.

એશિયા પ્રેસ ૧૯૪૫માં હિંદ સંબંધી ત્રણ પુસ્તકો પ્રગટ કરશે. હિલ્ડા વેર્નહેરનું

'એટકોમ ઇન ઇન્ડિયા', કૃષ્ણા નહેરુનું 'વિથ નો રિગ્રેટસ' તથા શ્રી. વિજયાલક્ષ્મી પંડિતનું 'સનલાઇટ એન્ડ શેડો'.

★એક અમેરિકન પ્રેસ એજન્સીના જણાવવા મુજબ, કબજા હેઠળના જર્મન પ્રદેશમાં પહેલું વર્તમાનપત્ર આખેનથી પ્રગટ થયું છે.

ચાર પાનાંના આ પત્રમાં દરેક પાનામાં ચાર મોટી કોલમ જર્મન ભાષામાં છે. પત્રનું નામ 'આખેન ન્યુઝ' છે. મિત્રરાજ્યોની દેખરેખ હેઠળ તેનું સંચાલન જર્મન સ્ટાફ કરે છે. અત્યારે તો તે દર અઠવાડિયે બહાર પડશે અને તેની કિંમત ૨૦ ફેનિંગ્સ—લગભગ એક આનો રહેશે.

પહેલા પાનામાં રશિયન આગેકૂચ, અમેરિકનોએ સેંટવિથ કેવી રીતે લીધું તે તથા અમેરિકન હવા વાદળોએ વૉન રન્ડસ્ટેન્ડની પાછેહઠ વખતનાં સાધનોનો કેવી રીતે નાશ કર્યો તેની હકીકત છે. બે કોલમના ચિત્રમાં જનરલ આઇઝન હોવર તથા ફિલ્ડ માર્શલ ગોમરીને વાત કરતા બતાવવામાં આવ્યા છે. ફિલિપાઇન્સમાં અમેરિકાની આગેકૂચ તથા જર્મનીના અગત્યનાં ઉત્પાદનકેન્દ્રો પર મિત્રરાજ્યોના હવાઇ હુમલાની હકીકત પણ તેમાં આપવામાં આવી છે.

★યુનાઇટેડ સ્ટેટસમાં એક આંતરરાષ્ટ્રીય પુસ્તક મંડળ છે. આ સંસ્થા પ્રકાશકોની છે અને તેમાં નફાનો હેતુ નથી. અમેરિકન પુસ્તકોની આંતરરાષ્ટ્રીય વહેંચણી માટે આ સંસ્થા સ્થપાયેલી છે.

મંડળનો હેતુ, જાહેર નિવેદનમાં જણાવવા મુજબ "યુનાઇટેડ સ્ટેટસનાં પુસ્તકો છૂટથી તથા કરકસરથી જગતભરમાં મળી શકે તે જોવાનો તથા અમારા કેળવણી, સંસ્કૃતિ રમત-ગમત વગેરેનાં શ્રેષ્ઠ પુસ્તકોની પ્રસિદ્ધિ થાય અને પરદેશમાં સહેલાઇથી મળી શકે તે જોવાનો છે."

આ મંડળ પુસ્તકો લખાવશે અગર પ્રગટ કરશે નહિ, પરંતુ આ ધંધામાં પડેલ એજન્સીઓ મારફત કામ કરશે.

★આ માસિકના આગળના અંકમાં નિર્દિષ્ટ "મહાન અંગ્રેજી-હિંદી શબ્દકોશ"નો પહેલો ભાગ સંપૂર્ણ થતાં ૨૪ મી ડિસેંબરે મુંબઇના ના. ગવર્નરના પ્રમુખપદ હેઠળ તેનો મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. ડૉ. રઘુવીર તેના સંપાદક છે. આ મહોત્સવમાં ઘણા વિદ્વાનોએ આ મહાન સાહસની પ્રશંસા કરી હતી. ગ્વાલીઅરના પ્રધાન રાજરાજેન્દ્ર એમ. એન. શિતોલેએ આ પુસ્તકનો ઇતિહાસ વર્ણવતાં કહ્યું કે આ કાર્યને પૂરું થતાં ઓછામાં ઓછાં દશ વર્ષ લાગશે અને તેમાં ૧૫ થી ૨૦ લાખ રૂપિયાની જરૂર પડશે.

★બાળકોને કયાં પુસ્તકો વાંચવાં ગમે છે? સેંટ લુઇ (અમેરિકા)ના જાહેર પુસ્તકાલયમાં એક દિવસની પ્રવૃત્તિથી તેની કંઇક ઝાંખી થઇ હતી. એક વર્ષથી વધારે સમય પહેલાં ૧૯૪૩ના નવેંબરની ૧ લી તારીખે ૨,૪૦૭ બાળકોએ ૪,૪૮૭ પુસ્તકો લીધાં. આ પૈકી ૧,૬૦૯ ચિત્રપોથીઓ હતી, ૧,૭૬૭ વાર્તાનાં તથા ૧,૧૧૧ વાર્તા વિનાનાં પુસ્તકો હતાં. છેલ્લી સંખ્યા પૈકી ૧૨૨ જીવનચરિત્રો, ૧૦૮ પ્રવાસ તથા ભૂગોળ, ૯૩ ઇતિહાસ, ૨૦૧ વિજ્ઞાન, ૧૦૪ સાહિત્ય, ૯૨ બીજું વિશ્વયુદ્ધ, ૨૪ ઉડ્ડયન, ૩૧ રમતગમત, ૫૩ ઉત્પાદનની

વસ્તુઓ સંબંધી, ૧૭ સંગીત, ૭ આત્મકથાઓ, ૪૪ સમૂહજીવન તથા ૧૦ આકર-ગ્રંથો હતા.

★બંગાળી ભાષામાં પ્રગટ થતા બાલમાસિક ' રંગ મોશાલે ' ' સુકુમાર રૅાય ' અંક પ્રગટ કરીને લાયકને લાયક માન આપ્યું છે. અંગ્રેજી બાલસાહિત્યમાં જે સ્થાન ગ્રીમ, હેન્સ એન્ડર્સન, તથા લુઈ કૅરોલનાં પુસ્તકોનું છે તે જ સ્થાન બંગાળી બાળસાહિત્યમાં સુકુમાર રૅાયનાં પુસ્તકોનું છે.

★ગાંધીજીના જીવન અને કાર્ય સંબંધી પુસ્તક લખવા માટે દક્ષિણહિંદના ગાંધી સંઘે એક હરિફાઇ ગોઠવી હતી. તેમાં પહેલું ઇનામ પંડિતા ક્ષમારાવને તેના પુસ્તક ' ઉત્તર સત્યાગ્રહ ગીતા ' માટે મળ્યું છે. આ પુસ્તકમાં ૧૯૩૬ સુધી મહાત્માજીના જીવનની હકીકત આપવામાં આવી છે ૧૯૩૨ સુધી ગાંધીજીના જીવન વિષેનો તેમનો ગ્રંથ ' સત્યાગ્રહ ગીતા ' તે જ વર્ષમાં પારિસમાં પ્રગટ થયો હતો.

ગઇ તા. ૧૭ ડિસેંબરે મદ્રાસમાં એક સભા ભરીને આ માન તેમને આપવામાં આવ્યું હતું. ડૅા. રાઘવન જેવા સંસ્કૃતના વિદ્વાને તેમને અંજલિ આપી હતી. " ઇ. સ. પૂર્વે ૫૦૦ ના વેદ સમયમાં હિંદી આર્યોની સંસ્કૃતિ " વિષે ' સંસ્કૃત એકેડેમી ' સમક્ષ તેમણે વાંચેલા નિબંધની પણ પ્રશંસા કરવામાં આવી હતી. આ ઇનામી કાવ્યને અદ્યતન બનાવ્યા પછી અંગ્રેજી તથા તામિલ ભાષાંતર સાથે સંઘ તે પ્રગટ કરશે.

તિરુપેન ગોડેના સંસ્કૃત પંડિત શ્રી. કે. એસ. રામસ્વામી શાસ્ત્રીઆરને ગાંધીજીના તત્ત્વજ્ઞાન વિષેના તેમના કાવ્ય ' મહાત્મા વિજયમ્ 'ને માટે પારિતોષિક આપવામાં આવ્યું તથા તેમનું બહુમાન કરવામાં આવ્યું હતું.

★બ્રિટનમાં એક સો વર્ષ જુની ' બૂક કલબ 'માં ફકત બાર જ સભ્યો છે. જ્યારે જૂના સભ્યનું મૃત્યુ થાય ત્યારે જ નવા સભ્યને ચૂંટવામાં આવે છે. બધા જ સભ્યો પુરુષો છે તથા ડૅાકટરો છે.

છોટાલાલ માનસિંગ કામદાર

## લાખોના લેખે ખપતાં અખબારો

| દૈનિક | ફેલાવો | દૈનિક | ફેલાવો |
|---|---|---|---|
| ધી ટાઇમ્સ | ૨,૧૦,૦૦૦ | ન્યુયોર્ક ડેલી ન્યુઝ (અમેરિકા) | ૧૭,૧૮,૦૦૦ |
| ડેલી ટેલીગ્રાફ એન્ડ મોર્નિંગ પોસ્ટ | ૮,૩૫,૦૦૦ | ઓસાકા મૈનીચી | ૧૬,૫૦,૦૦૦ |
| ડેલી મેઇલ | ૧૫,૨૫,૦૦૦ | સીમ્બુન (જાપાન) | |
| ડેલી એક્ષપ્રેસ | ૨૫,૪૩,૦૦૦ | લવેટીટ પેરીસીન (ફ્રાન્સ) | ૧૬,૫૦,૦૦૦ |
| ન્યુઝ ક્રોનિકલ | ૧,૩૫,૦૦૦ | ઇઝવેસ્ટીઆ (રશિયા) | ૧૬,૦૦,૦૦૦ |
| ડેલી હેરલ્ડ | ૨,૦૦,૦૦૦ | | |
| ડેલી મિરર | ૧૬,૮૫,૦૦૦ | **સાપ્તાહિક** | |
| ડેલી વર્કર | ૭૦,૦૦૦ | | |
| પ્રવદા (રશિયા) | ૧૯,૫૦,૦૦૦ | પીપલ | ૩૦,૦૦,૦૦૦ |
| પેરીસ-સાગર (ફ્રાન્સ) | ૧૮,૦૦,૦૦૦ | ન્યુઝ ઓફ ધી વર્લ્ડ | ૪૦,૦૦,૦૦૦ |

# આઝાદ અમેરિકાનાં અખબારો

અમેરિકન લોકો વર્તમાનપત્રોના ખૂબ રસિયા છે. તેઓ દરરોજ વર્તમાનપત્રોની ૪૪,૦૦૦,૦૦૦ નકલો ખરીદ કરે છે, એટલે કે ૧૩૮,૦૦૦,૦૦૦ની વસ્તીમાં દર ત્રણ જણે એક જણ સવાર, બપોર કે સાંજનું પત્ર ખરીદ કરે છે. બપોરનાં પત્રોનો ફેલાવો સવારનાં પત્રો કરતાં વધારે છે. સવારનાં પત્રોનો ફેલાવો ૧૭,૦૦૦,૦૦૦ નો છે, જ્યારે બપોરનાં પત્રોનો ફેલાવો ૨૭,૦૦૦,૦૦૦ છે. એટલે કે વધારે ખરીદી બપોરનાં પત્રોની થાય છે. આ પત્રો ઘેર લઈ જવામાં આવે છે અને માત્ર ખરીદનાર જ નહિ પરંતુ ઘરના એકાદ બે બીજા માણસો પણ તે વાંચે છે. એટલે કે વાંચી શકે તેવી ઉંમરના લોકોની અર્ધી સંખ્યા હંમેશાં વર્તમાનપત્ર વાંચે છે તેમ કહેવામાં વાંધો નથી.

એક સૈકા પહેલાં યુનાઇટેડ સ્ટેટસમાં માત્ર ૨૫૦ દૈનિકો હતાં. અને તેમનો સંયુક્ત ફેલાવો લગભગ ૭૦૦,૦૦૦ નકલોનો હતો. આ આંકડો આજે દેશના ઘણાખરા દૈનિકના ફેલાવા કરતાં પણ ઓછો છે. ઇ. સ. ૧૯૦૦માં પત્રોની સંખ્યા ૨,૦૦૦ કરતાં વધી ગઈ અને તેમના દૈનિક ફેલાવાનો આંકડો કૂદીને ૧૫,૦૦૦,૦૦૦ સુધી પહોંચ્યો હતો.

ત્યાર પછી પત્રોની કુલ સંખ્યાનો આંકડો ઘટયો છે, પણ તેમનો સંયુક્ત ફેલાવો કૂદકે અને ભૂસકે વધ્યો છે. ઈ. સ. ૧૯૪૨માં અમેરિકાને યુદ્ધમાં ભાગ લીધાને એક વર્ષ પૂરું થયું ત્યારે દૈનિક ફેલાવો ૪૩,૩૭૪,૦૦૦ નકલો પર પહોંચ્યો હતો.

અમેરિકન વર્તમાનપત્રના ઉદ્યોગ પર પ્રમાણભૂત ગણાતા માસિક 'એડિટર એન્ડ પબ્લિશર'ના જણાવ્યા મુજબ તે વર્ષમાં અમેરિકામાં ૧,૭૮૭ દૈનિકો હતાં. તેમાં ૩૪૫ સવારનાં તથા ૧,૪૪૨ સાંજનાં દૈનિકો હતાં. આ ઉપરાંત ૪૭૪ રવિવારનાં પત્રો હતાં. તેનો કુલ ફેલાવો ૩૫,૨૯૩,૦૦૦ નકલોનો હતો.

રવિવારનાં પત્રોનો મોટો ફેલાવો હોવાનું કારણ એ છે કે આ પત્રો વાંચકોને વિધવિધ પ્રકારની માહિતી તથા રમુજ પૂરી પાડે છે. મોટા પ્રમાણના 'ખબર વિભાગો' ઉપરાંત રવિવારનાં ઘણાં પત્રોમાં રંગભૂમિ અને બીજાં આનંદનાં સાધનો વિષે, બૅકિંગ વિષે, રમતગમતના ખબરો વિષે કે રંગીન હાસ્યટૂચકા વિષે બાર કે વધારે પાનાનો જુદો વિભાગ હોય છે. ઉપરાંત, પહેલા પાના પર મોટા અક્ષરોએ પત્રનું નામ છાપીને 'માસિક વિભાગ' પણ આપેલ હોય છે.

૧૯૪૩માં અમેરિકન પત્રોને પણ યુદ્ધની તંગી નડી અને વર્તમાનપત્રોના પ્રકાશનનો આંકડો ફરીથી ઘટી ગયો. પરંતુ આ ઘટ આગલાં બે વર્ષો જેટલી ગંભીર નહોતી; છતાં ૧,૭૫૪ નો આંકડો રહ્યો. તે આંકડાએ દૈનિક ફેલાવામાં ૧,૦૦૦,૦૦૦ નકલોનો વધારો બતાવ્યો. આ વધારો, અમેરિકનો પર થયેલ યુદ્ધની અસરને અંગે તથા દરરોજ બનતા બનાવોમાં તેથા યુદ્ધસમરાંગણમાં શું બની રહ્યું છે તે જાણવાની તેમની આતુરતાને આભારી છે.

સવારનાં પત્રોનો ફેલાવો લગભગ હતો તે જ રહ્યો; કેમકે યુદ્ધને અંગે કામની પરિસ્થિતિને લઈને સવારનાં પત્રો વાંચવાનો સમય ઓછો રહેતો હતો. દરમિયાન બપોરનાં તથા રવિવારનાં પત્રોના ફેલાવામાં વધારો થયો. અમેરિકનોને સાંજના તથા રવિવારે આરામ મળે છે તે વાતની આ સાબિતી છે.

પરંતુ અમેરિકામાં દૈનિક પત્રોનો વધારો થતાં સાપ્તાહિકોનો પ્રભાવ ઘટી ગયો. પહેલાં તો આ પત્રો નાની પ્રજાઓને ખબર આપવાના પ્રબળ સાધનરૂપ હતાં—આ પરિસ્થિતિનાં ઘણાં કારણો છે. અવરજવરનાં સાધનોની વધારે સગવડ—ઝડપી આગગાડીઓ, મોટર ટ્રંકો તથા એરોપ્લેનો—ને લઇને મોટાં શહેરનાં દૈનિક પત્રો છાપવાના સ્થળથી દૂર દૂર આવેલાં સ્થળોએ પણ જલદીથી પહોંચાડાય છે. તેમાં સામાન્ય જ્ઞાનની બાબતોનું પ્રમાણ વધવા લાગ્યું. સાપ્તાહિક પત્રોના વાચકોની તાજા તથા નવા ખબરો મેળવવાની ઇચ્છા તેમ જ દૈનિક પત્રોની ત્વરિત વહેંચણી—આ બન્ને કારણોને લઇને યુનાઇટેડ સ્ટેટસનાં સાપ્તાહિક પત્રોની સંખ્યા ૧૯૧૯ થી ૪,૦૦૦ની ઘટી ગઇ.

આમ છતાં આજે આખા દેશભરમાં શહેરો તથા ગામડાંઓમાં મળીને લગભગ ૯,૦૦૦ સાપ્તાહિકો પ્રગટ થાય છે. આથી નાના કસ્બાઓમાં વસતા લાખો મનુષ્યોને સ્થાનિક ખબરો મળે છે. તેમનો સંયુક્ત ફેલાવો દર અઠવાડિયે ૧૩,૦૦૦,૦૦૦ નકલોનો છે. પરંતુ મર્યાદિત પ્રદેશોના ખબરને લઇને તેમનો ફેલાવો અમુક વિસ્તારમાં જ થાય છે.

ઘણે ભાગે આખા જગતના બીજા કોઇ દેશમાં યુનાઇટેડ સ્ટેટસ જેટલાં પરદેશની ભાષાનાં પત્રો નથી. આખા દેશમાં ૧,૩૦૦ થી વધારે પરદેશી ભાષાના પત્રો પ્રગટ થાય છે. તેમાંનાં ઘણાં ખરાં સાપ્તાહિકો છે, પણ પ્રમાણમાં તેમનો ફેલાવો વધારે છે. દેશના દક્ષિણ પશ્ચિમ વિભાગમાં મોટે ભાગે પ્રગટ થતા સ્પેનિશ ભાષાનાં પત્રોની સંખ્યા આ યાદીમાં મોખરે આવે છે, તે સંખ્યા ૨૮૦ની છે. ત્યાર પછી ફ્રેંચ ભાષાનાં પત્રો ૨૦૦, જર્મન ભાષાનાં ૧૭૫ તથા ઇટાલિયન ભાષાનાં ૧૩૦ આવે છે.

યુનાઇટેડ સ્ટેટસનાં અંગ્રેજી તથા બીજી ભાષામાં પ્રગટ થતાં ઘણાં ખરાં પત્રો વ્યક્તિગત માલિકીનાં છે, છતાં ચાલુ સદીની છેલ્લી પચીસીમાં વર્તમાનપત્રોનું જૂથ ઊભું થવા પામ્યું છે. આ જૂથો પૈકી સ્ક્રિપ્સ, હાવર્ડ તથા હર્સ્ટ જૂથ ખૂબ જાણીતાં છે. સ્ક્રિપ્સ–હાવર્ડ જૂથમાં ૧૯૪૩ માં ૧૮ શહેરોનાં ૨૧ દૈનિકોનો, તથા હર્સ્ટ જૂથમાં ૧૪ શહેરોના ૧૬ દૈનિકોનો સમાવેશ થતો હતો. નાનાં શહેરોમાં બેથી માંડીને ડઝન પત્રો પ્રગટ કરનાર બીજાં જૂથો—ફ્રેન્ક. ઇ. ગેન્નેટ જૂથ, ધી પૅાલ બ્લોક ઍસોસિયેટ જૂથ અને ધી બ્રશ–મોર, સેન્ટ્રલ અને લી સિન્ડીકેટો છે. એકંદરે દેશમાં લગભગ ૫૦ જૂથો છે.

યુનાઇટેડ સ્ટેટસમાં વર્તમાનપત્રોના ઉદ્યોગમાં ચાલતી સખત હરિફાઇમાં, અમેરિકાનાં દૈનિકો ખબર આપવા ઉપરાંત બીજું પણ ઘણું કાર્ય કરે છે. અલબત્ત, તેના વાચકોને તે સ્થાનિક, રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય બાબતો પર, પોતાની ખબર સંસ્થા મારફત તથા એસોસિયેટેડ પ્રેસ, યુનાટેડ પ્રેસ, અને ઇન્ટરનેશનલ ન્યુઝ સર્વિસ જેવી જગતને સાંકળતી સમાચારસંસ્થાની સગવડ મારફત મળેલી છેલ્લામાં છેલ્લી ખબર આપે છે.

પરંતુ તે તેના વાચકોને આનંદ પમાડે છે, રમુજ ઉપજાવે છે તથા કેળવણી પણ આપે છે: રાજકારણથી માંડીને કૂતરાની હરિફાઈ સુધીના હજારો વિષયો પૈકી ગમે તેના પર તંત્રીના વિચારો, તથા ખબરો આપવા ઉપરાંત, અમેરિકન દૈનિક જગ્યાનો મોટો ભાગ ચિત્રો, કાર્ટુન, રમુજી ટૂચકા, વાચકોના પત્રો, રેડિયોનો કાર્યક્રમ, પુસ્તકોની સમાલોચના,

તેમ જ રંગભૂમિ સંબંધી નોંધ તથા ટીકા, ચલચિત્રો, બજારના રિપોર્ટો, રાંધણકળા અને સ્ત્રીઓ તથા ગૃહિણીને ઉપયોગી ખબરોમાં રોકે છે.

અમેરિકન વર્તમાનપત્રનું સર્વસામાન્ય કદ લગભગ ૧૭×૨૩ ઇંચનું હોય છે, અને બે ઇંચ પહોળા તેના આઠ કોલમમાં સામાન્યતઃ તેના વિભાગો હોય છે, પરંતુ બધાં પત્રોમાં કોલમોની સંખ્યા સરખી હોતી નથી. સ્ટાન્ડર્ડ કદથી જુદું પડતું 'ટેબ્લોઇડ' કદ છે. તે કદનાં પત્રોનું માપ ફક્ત ૧૨×૧૬ ઇંચ હોય છે અને તેનાં ફક્ત પાંચ કોલમ પાડવામાં આવે છે. આમ ગમે તે જાતનાં પત્રોમાં કોલમની પહોળાઇ બધે સરખી હોતી નથી. ઘણાં પત્રોમાં તંત્રીની નોંધવાળા પાનામાં ફક્ત ૫ થી ૬ કોલમ જ હોય છે. આ કોલમો તે જ પત્રના ખબર વિભાગની કોલમો કરતાં વધારે પહોળી હોય છે.

લંડન 'ટાઇમ્સ' અને 'માન્ચેસ્ટર ગાર્ડિયન' જેવાં અંગ્રેજી પત્રોથી ઊલટું અમેરિકન વર્તમાનપત્રો પહેલા પાના પર જાહેર ખબર છાપતાં નથી. સામાન્યતઃ આ પાનામાં દિવસના અતિ ઉપયોગી ખબરો—અત્યારે તો ત્વરિત બદલાતી યુદ્ધપરિસ્થિતિ આપવામાં આવે છે. આખા પત્રમાં જાહેરખબર, ઘણે ભાગે તંત્રીની નોંધના પાનાને બાદ કરીને, બીજા પાના પર મૂકવામાં આવે છે.

અમેરિકાના અગ્રણી સવારના દૈનિક 'ન્યુયૉર્ક ટાઇમ્સ'ની તાજેતરની આવૃત્તિમાં ૩૪ પાનાં હતાં. સગવડ ખાતર તેને બે વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યાં હતાં. આગલા પાનામાં આઠ કોલમમાં ૧૧ ખબરોના લેખ હતા. આખા પાના પર મોટા અક્ષરોમાં શીર્ષક કરેલ હતું આ શીર્ષકમાં યુદ્ધમોખરાના અતિ અગત્યના બનાવોનું મથાળું હતું. તેની વિગતો નીચેની કોલમોમાં તથા ત્યારપછીના પાનામાં આપવામાં આવી હતી. ત્રણ કોલમ ફોટોગ્રાફ તથા યુદ્ધના ખબરોની તારવણીથી તે પાનું પૂરું થતું હતું.

બાકીના ૩૩ પાનામાં યુદ્ધમોરચાના નકશા અથવા લડાયક વિભાગના અથવા નામાંકિત વ્યક્તિ અથવા સભાના ફોટોગ્રાફો, તેમ જ ખબર વિષેના લેખો હતા. ફક્ત જાહેર ખબરના પાના પર, આર્થિક વિભાગના પાના પર તથા તંત્રીનોંધના પાના પર જ ફોટા અથવા નકશા છાપવામાં આવ્યા નહોતા.

ન્યુયૉર્ક ટાઇમ્સની દૈનિક આવૃત્તિમાં બહુ થોડા વિભાગો હોય છે અને તેમાં હાસ્યનો વિભાગ તો હોતો જ નથી. સાચી રીતે ખબરો આપનારા યુનાઇટેડ સ્ટેટ્સના થોડા પત્રો પૈકીનું તે એક પત્ર છે. બીજાં પત્રો તો જેટલું સ્થાન ખબરને અપાય છે તેટલું જ સ્થાન વિશિષ્ટ લેખો, ફોટોગ્રાફો, રમુજી ટૂચકા તથા બીજા વિષયોને આપે છે. કેટલાંક પત્રોની વિશિષ્ટતા વ્યક્તિ તથા બનાવોના ફોટોગ્રાફ આપવાની હોય છે ત્યારે કેટલાક પત્રો વાચકોનો રસ જાળવી રાખવા માટે ખાસ કોલમો, ખબરો તથા સાહિત્ય અને સંગીત જેવા વિશિષ્ટ વિભાગો રાખે છે.

ખબર સિવાયના બીજા લેખો પૈકી કેટલાક તો 'સિન્ડીકેટ' દ્વારા મેળવેલા હોય છે. વિશિષ્ટ ક્ષેત્રોમાં લખનારાઓ પાસેથી આ લેખો મેળવાય છે. રાજકારણ, હાસ્ય, ગપ્પા, અથવા ગૃહવિજ્ઞાન વિષે લેખો લખનારાના લેખો આ સિન્ડીકેટ ઠરાવેલ દરથી વર્તમાન-પત્રોને પૂરા પાડે છે.

• યુનાઈટેડ સ્ટેટ્સનાં બધાં દૈનિકો અત્યારે તો પત્રના મોટા ભાગમાં યુદ્ધના તથા દેશના યુદ્ધપ્રયત્નો સંબંધી ખબર આપે છે અને મોટાં શહેરોનાં પત્રો પોતાના ક્ષેત્રના સ્થાનિક તથા રાજકીય ખબરો મોટા ભાગમાં છાપે છે. આ પત્રોમાં ન્યુયૉર્ક ટાઇમ્સ તથા બોસ્ટનમાં પ્રગટ થતું ' ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર ' વધુ રાષ્ટ્રીય ભાવનાવાળાં છે.

પરંતુ અત્યારે તો લગભગ બધાં દૈનિક પત્રોમાં યુદ્ધના ખબરો બીજા ખબરોને સાગલા વાતાવરણથી દૂર કરે છે. દાખલા તરીકે કલીવલેન્ડ ( ઓહિયો )માં પ્રગટ થતા રવિવારના દૈનિક 'પ્લેઇન ડીલર'ની તાજેતરની આવૃત્તિમાં, સ્ટેટના ગવર્નર જૉન ડબલ્યુ. બ્રીકરની પ્રમુખપદ માટેની ઉમેદવારી વિશે એક લેખના અપવાદ સિવાય, પહેલા આખા પાના પર યુદ્ધના ખબરો તથા ફોટોગ્રાફો હતા. સામાન્યતઃ આ પત્ર સ્થાનિક તથા રાજ્યના ખબરો વિગતથી પ્રગટ કરતું. તે ખબરો ટુંકાવીને અંદરના પાના પર છાપવામાં આવ્યા હતા.

બીજી બાજુ સાપ્તાહિકોમાં યુદ્ધના અથવા રાષ્ટ્રીય બનાવોના ટુંકા જ ખબર આવે છે. તેમાં મુખ્યત્વે સ્થાનિક ખબરો તથા નજીકમાં રહેતા માણસોને રસ પડે તેવી જાહેરખબરો આવે છે. યુદ્ધક્ષેત્રની રોજગરોજ ખબરો તથા રાષ્ટ્રીય બનાવોના ખબર દૈનિકો માટે રાખવામાં આવે છે.

ન્યુયૉર્કના દૈનિક 'પી. એમ.'ના અપવાદ સિવાય યુનાઈટેડ સ્ટેટસનાં બધાં દૈનિકો જાહેરખબરો છાપે છે અને તેને અંગે તે પત્રોને મોટી આવક થાય છે. ઘણાં ખરાં પત્રો પાંચ સેન્ટ (અઢી આના)ની કિંમતે વેચાય છે. હમેશાં ૫૦૦,૦૦૦ નકલો ખપે તો પણ વેચાણની આવક, આટલી નકલોનું સંચાલન કરી છાપી અને વેચવાના ખર્ચના પ્રમાણમાં બહુ જ ઓછી થાય. જાહેરખબરની જગ્યાના વેચાણની આવક—કોલમ દીઠ થોડા સેન્ટ—અમેરિકન દૈનિકની આર્થિક સફળતા કે નિષ્ફળતાનો નિર્ણય કરે છે.

અમેરિકન પત્રકારિત્વની વૃદ્ધિ સરકારની મદદ અથવા સરકારના કહેવા પ્રમાણે વર્તવા અથવા અંકુશ સિવાય થઇ છે. સરકારનું નિયમન ચોક્કસતા, રસવૃત્તિ વગેરે સંબંધે હોય છે.

જે પત્ર ઇરાદાપૂર્વક તેના વાચકોને આડે રસ્તે દોરી જાય અથવા જે પત્ર દિનપ્રતિદિન બનતા બનાવોના ખબરો સાચા તથા સંપૂર્ણ આપવામાં નિષ્ફળ જાય તે પત્ર તરત જ તિરસ્કારપાત્ર બને છે.

અમેરિકન વૃત્તવાચકો મરજી પડે તે પત્ર પસંદ કરી શકે છે. પછી ભલે તે કૉન્ઝર્વેટીવ પક્ષનું ન્યુયૉર્ક ' ટાઇમ્સ ' હોય અથવા ગરમાગરમ ભજિયાં પીરસતું પત્ર હોય. એક પત્રમાં આવેલ ખબરને તેઓ બીજા પત્રમાં આવેલ ખબર સાથે મેળવે છે અને છાપેલ ખબરોની સત્યતા વિષે તેઓની મરજી મુજબ નિર્ણયો બાંધે છે.

તંત્રીની નીતિ અથવા ખબરો આપવાની રીત માટે વર્તમાનપત્રોને તથા વર્તમાનપત્ર ખરીદવા સંબંધી વાચકોને જે પસંદગીની સ્વતંત્રતા પ્રાપ્ત થઇ છે તેને અંગે અમેરિકન પત્રઉદ્યોગ અમેરિકન સ્વાતંત્ર્યના પાયારૂપ થઇ પડ્યો છે.

યુનાઈટેડ સ્ટેટસનાં પત્રોએ યુદ્ધસમરાંગણના ખબરો વિષે જનતાને અભિજ્ઞ રાખવામાં તથા સાથે સાથે ઘરઆંગણે યુદ્ધપ્રવૃત્તિમાં મહત્ત્વનો ફાળો આપીને પોતાની ફરજ બજાવી છે.

આ કાર્ય વર્તમાનપત્રોએ સીધી રીતે ખબર આપીને બજાવ્યું છે. તેથી મહત્ત્વમાં સહેજ ઓછું યુદ્ધનાં પગલાં પર જાહેર જનતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું છે. વૉર બૉન્ડના વેચાણના પ્રચાર માટે આ પત્રોએ લાખો ડૉલરની કિંમતની જાહેરખબરની જગ્યા ફાજલ પાડી છે. મોટરો ચલાવવાને આવશ્યક રબર ટાયરો તથા પેટ્રોલિયમના ઉપયોગમાં કરકસર કરવા માટે અરજ કરવામાં આ પત્રોએ આગેવાની લીધી હતી. સશસ્ત્ર સૈનિકોની ભરતી કરવા માટે, ભાવબંધીના અંકુશો સ્થાપવામાં, ચરબી તથા તેલો બનાવવામાં, અમેરિકન રેડક્રૉસ લોહીની બૅંકોની જાહેરાતમાં તથા બીજાં તાત્કાલિક પગલાંમાં તેઓએ સ્વેચ્છાએ તેમની સેવા અર્પણ કરી છે.

સંયુક્ત રાષ્ટ્રોને સત્વર વિજય પ્રાપ્ત થાય તે માટે તેમનો યત્ન ખાસ તરી આવે તેવો છે. તેઓએ કંઇ પણ ગંભીર ફરિયાદ કર્યા સિવાય માણસો તથા સાધનોની તંગીથી ચલાવી લીધું છે. દુશ્મનને ઉપયોગી થઇ પડે તેવી કોઇ પણ ખબર ન છાપવાના સ્વેચ્છાએ માથે વહોરી લીધેલ સીધા સાદા કાયદાને તેઓ ચીવટથી વળગી રહ્યા છે. યુદ્ધકાળમાં પણ તંત્રીઓ તથા ટીકાકારોને જાહેર આંકડા તથા બનાવોની ટીકા કરવાની છૂટ છે, છતાં જ્યાં સીધા ખબરોને લાગેવળગે છે ત્યાં દરેક તંત્રી પોતે પોતાનો ' સેન્સર ' બની જાય છે.

આ મુશ્કેલીને દૂર કરવા વર્તમાનપત્રો તથા ખબરસંસ્થાએ એક સંયુક્ત મંડળની સ્થાપના કરી. તેમાં બધા ખબર લેખો, રિપોર્ટો તથા ફોટોગ્રાફો મોકલવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટસનાં પત્રો તથા ખબરસંસ્થાઓ આ મંડળમાંથી ખબર મેળવે છે. પરિણામે દરેક પત્રને બધા ખબરો તથા સમગ્ર મોખરા પર ભેગા થયેલ ફોટોગ્રાફો મળે છે. અલબત્ત, આ બધા પર તેના ઉદ્ભવસ્થાને, યુદ્ધ સેન્સર હોય છે.

આ રીતે દેશના નાનામાં નાના દૈનિકને પણ અમેરિકાના મોટામાં મોટા દૈનિક જેટલા ખબરો તથા ફોટોગ્રાફો મળી શકે છે. આ યોજના પહેલાં એક ખબરસંસ્થા તરફથી તેને યુદ્ધખબરો તથા ફોટોગ્રાફો-સામાન્યતઃ મળતાં હોય છે.

અમેરિકન પત્રોના પરદેશમાં કામ કરતા ૩૫૦ થી વધારે પ્રતિષ્ઠિત ખબરપત્રીઓ છે. તેઓએ આર્ટિકથી માંડીને ઉષ્ણ કટિબંધ સુધી, દરેક મોરચા પર ચાલતું યુદ્ધ જોયું હોય છે અને બીજી પ્રજાઓનાં તેમ જ પોતાનાં લશ્કરો સાથે ગયા હોય છે.

ખબરોના બહુ થોડા જ ટકા પર સેન્સર હોય છે. યુનાઇટેડ સ્ટેટસમાં પહોંચતાં પહેલાં પરદેશના ખબરો ' સેન્સર ' થાય છે. યુદ્ધવિષયક રાષ્ટ્રીય ખબરોની વહેંચણી થયા પહેલાં તે તપાસવામાં આવે છે. પરંતુ નિયમ તરીકે, યુદ્ધવિષયક પરિસ્થિતિ તથા સાદી સમજ પર રચાયેલ સ્વૈચ્છિક સેન્સરશિપની અંદર અમેરિકન પત્રો અમર્યાદ સ્વતંત્રતા ભોગવે છે.

આ સ્વૈચ્છિક સેન્સરશિપના કાયદાના પાલનથી, દુશ્મનને ઉપયોગી થઇ પડે તેવી કોઇપણ હકીકતનું પ્રકાશન અટક્યું છે. વર્તમાનપત્રોના વાંચકોના હિત માટે યુદ્ધસમાચાર તથા ફોટો એકત્ર કરીને આપવામાં આવે છે. ધરી સત્તાઓના વહેલા પરાજય માટેના કાર્યક્રમને આગળ ધપાવવામાં અમેરિકન પત્રોના ફાળાનો આ વિશિષ્ટ દાખલો છે.

રોજબરોજનું આંતરરાષ્ટ્રીય ચિત્ર દોરવામાં, અમેરિકાના દરેક કુટુંબને યુદ્ધના ખબરો આપવામાં તથા યુદ્ધ માટેના ઘર આંગણે થતા યત્નોના પૂરેપુરા ખબર આપવામાં, અમેરિકાનું સ્વતંત્ર મુક્ત પત્રકારિત્વ વિજયની લડતમાં મોટો ફાળો આપી રહ્યું છે.

અમેરિકન પત્રો સ્ટાફમાં, પોતાની વાર્તાઓ તથા તંત્રીઓની નોંધ લખવામાં, લવાજમ તથા જાહેર ખબર લેના તથા જરૂર પડયે બીબાં ગોઠવવામાં મદદ કરતા. નાના ગામનો પત્રના તંત્રીથી માંડીને મોટા શહેરના પત્રમાં કામ કરતાં સેંકડો માણસોનો સમાવેશ થાય છે. ત્યાં કાર્યવિભાગ એવા કડક હોય છે કે એક માણસનું કામ ફક્ત નૃત્ય સંબંધી નોંધ લખવાનું જ હોય; જો કે સામાન્ય રીતે રિપોર્ટરો બહુશ્રુત હોય છે, ઘણાખરા પત્રકારો એ નીચી પાયરીથી જીવન શરુ કરેલું હોઇ તેઓ બધાં કામોમાં નિષ્ણાત થયેલા હોય છે. નહિવત્ કેળવાયલા જના વખતના છાપાંવાળાઓને બદલે તાજેતરનાં વર્ષોમાં કોલેજની કેળવણી લીધેલ માણસો તેમના સ્થાને આવે છે. આ લોકો પણ ' નકલ કરનાર છોકરા 'થી શરુઆત કરીને રિપોર્ટરના જીવનનું અનુકરણ કરે છે. અમેરિકન જીવનમાં ટાઇપરાઇટર એટલું સામાન્ય થઇ પડેલ છે કે જે પત્રકાર પોતાની વાર્તાઓ અગર તંત્રીનોંધ ટાઇપ ન કરી શકે તે અદ્દ્ભુત મનુષ્ય ગણાય છે !

મોટા પત્રમાં પત્રકારો તથા તંત્રીઓની સંખ્યા, પત્ર તૈયાર કરવામાં તથા પત્રની ધંધાદારી બાજુમાં રાખવામાં આવતા માણસોની સંખ્યા કરતાં ઓછી હોય છે.

૧૯૩૦ માં ખાસ કરીને મોટાં શહેરોમાં અમેરિકન પત્રકારોની મોટી સંખ્યા સંઘમાં જોડાઇ, વ્યવસાયી પત્રકારોનો સ્વતંત્ર સંઘ ' ધી અમેરિકન ન્યુસપેપર ગીલ્ડ 'ની સ્થાપના થઇ. પાછળથી આ સંઘ ' ઔદ્યોગિક સંસ્થાની કોંગ્રેસ ' સાથે જોડાયો. માલિકો સાથે કંટ્રાકટની શરતો નક્કી કરવી, જ્યારે માગણીઓનો સ્વીકાર કરવામાં ન આવે ત્યારે હડતાલ પાડવી વગેરે રીતોથી ગીલ્ડ, પગારવધારો કરાવવામાં, કામના કલાકો ઓછા કરાવવામાં, તથા સભ્યો માટે વિશિષ્ટ પ્રકારના લાભો મેળવામાં સફળ થયું. કરકસર ખાતર અથવા તેવા બીજા કોઇ કારણસર નોકરને રજા આપવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે તેની નોકરીનો સમય ધ્યાનમાં લઇને ગીલ્ડ તેને અમુક મુદતનો પગાર અપાવી શક્યું. ગીલ્ડના સભાસદ સ્વૈચ્છિક છે; પરન્તુ કેટલાંક સ્થળોએ અમુક સમયમાં સભ્ય થવાની ગીલ્ડે ફરજ પાડી છે. ગીલ્ડના સિદ્ધાંત પ્રમાણે ચાલતી વર્તમાનપત્રની ઑફિસમાં યુદ્ધ પહેલાં ચાળીસ કલાકનું અઠવાડિયું હતું. આ સમયને આઠ કલાકના પાંચ દિવસમાં વહેંચી નાખવામાં આવ્યું હતું. જો અમુક દિવસે નોકર પાસેથી વધારે કામ લેવાની જરૂર પડે તો તે જ અઠવાડિયામાં તેને તેટલા કલાક મજરે મળે અથવા તો અઠવાડિયાની આખરે તેને વધારે પગાર મળે. લાંબા અનુભવવાળો અથવા વિશિષ્ટ પ્રકારની શકિતવાળો મનુષ્ય, નક્કી કરેલ ઓછામાં ઓછા પગારથી ઘણી વખત વધારે કમાતો હતો.

આવા આર્થિક લાભના બદલામાં સંઘે પત્રકારત્વના ધોરણને ઊંચું બનાવવા પ્રયત્ન કર્યો છે, સભ્યોની સભા નિયમિત ભરવામાં આવે છે, સભ્યો માટે સંઘ પોતાનું રાષ્ટ્રીય પત્ર પ્રગટ કરે છે અને જેને શ્રેષ્ઠ ઠરાવવામાં આવે તેને વાર્ષિક પારિતોષિકો આપે છે. શરૂઆતમાં બધા મજૂરસંઘોમાં થાય છે તેમ, ગીલ્ડને પણ તંત્રીઓ પ્રકાશકો અને ઘણા છાપખાનાના કામદારો તરફથી વિરોધ સહન કરવો પડયો હતો. કામદારોને એમ લાગ્યું કે સંઘની સ્થાપનાથી અમારાં વ્યક્તિત્વ પર કાપ પડે છે. ગીલ્ડમાં વ્યવસાયી પત્રકારોની બહુમતિ નથી, કેમકે વર્તમાનપત્રો છુટાં છવાયાં વિખરાયેલાં છે. પરંતુ વિરોધ મોટે ભાગે

શમી ગયો છે; કેમકે ગીલ્ડ હવે પુખ્ત વિચારનું થયું છે. તેમાં ઉદ્દામવાદીઓની સત્તા હોવાનો આરોપ તેણે ભૂંસી નાખ્યો છે.

અમેરિકન પત્રકારત્વનું સ્થાન ઊંચે લાવવામાં, પત્રકારિત્વ પર ધંધા તરીકે ધ્યાન અપાયું છે. ઘણી કોલેજો તથા યુનિવર્સિટીમાં પત્રકારિત્વનો અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો છે અને ત્યાં સ્નાતકની પદવી અપાય છે. કોલંબિયા યુનિવર્સીટીએ તો અનુસ્નાતક અભ્યાસક્રમ દાખલ કરી, તેની ડિગ્રી આપવાની ગોઠવણ કરી છે. કોલંબિયા યુનિવર્સિટી તરફથી કળા અને સાહિત્ય માટે અપાતા પ્રખ્યાત પુલિટ્ઝર પારિતોષિકમાં, અગ્રગણ્ય રિપોર્ટરો તથા તંત્રીઓનો સમાવેશ કરવામાં આવ્યો છે આ પારિતોષિક યુનાઇટેડ સ્ટેટસમાં, આંતરરાષ્ટ્રીય નોબેલ પારિતોષકો જેટલાં જ માનાર્હ ગણાય છે. તંત્રીઓની બીજી કલબો તથા એસોસીએશનો પણ આ પારિતોષકો આપે છે. હાર્વર્ડ વિશ્વવિદ્યાલય આખા દેશમાંથી દર વર્ષે બાર અમેરિકન પત્રકારોની પસંદગી કરી તેમને પસંદ પડે તે ક્ષેત્રમાં એક વર્ષ સુધી અભ્યાસ કરવા દે છે. મિડ વેસ્ટર્નના એક પ્રકાશકની વિધવાએ આપેલા વીસ લાખ ડૉલરના ફંડમાંથી તેમને તેમનો આગલો પગાર આપવામાં આવે છે ' નીમેન ફેલોશિપ ' વ્યવસાયી પત્રકારને તેમની આગલી તાલીમમાં પડેલી ખાંચનો, પુસ્તકો લખવાનો તથા તેમની સમક્ષ ભાષણ આપવા માટે બોલાવવામાં આવેલા પ્રખ્યાત વિદ્વાનો તથા જાહેર કાર્યકર્તાઓને મળવાનો સમય આપે છે અને સામાન્યતઃ તેમનું પેટિયું કમાવામાં નવ મહિનાનો આવકારદાયક વિરામ આપે છે.

પત્રકારિત્વની સુધારણાનો બીજો રસ્તો, બીનામાં તથા બાહ્ય દેખાવમાં શ્રેષ્ઠ ગણાતા પત્રોને વાર્ષિક એયર પારિતોષિક આપવાનો છે. જેવી રીતે પુસ્તકોના પ્રકાશકો પોતાનાં પુસ્તકોનો બાહ્ય દેખાવ કળામય દેખાડવાનો યત્ન કરે છે, તેમ વર્તમાનપત્રની આંતરિક બાબતો તથા બાહ્ય દેખાવ માટે ખૂબ ધ્યાન આપવામાં આવે છે.

જો કે હોલીવૂડ તો પત્રકારને દારૂના પીઠામાં સઘળો સમય ગાળતો, હલકા માણસોના સંબંધમાં રહેતો અને દરેક વ્યકિત પ્રત્યે તોછડાઇભર્યું વર્તન દાખવતો ચીતરે છે, છતાં ખરો પત્રકાર તો ગંભીર અને ઉદ્યમી છે. પત્રકારિત્વ હજુ પણ, રાજનીતિ, પ્રકાશન અથવા સાહિત્ય જેવાં બીજાં ક્ષેત્રોની સફળતાના રસ્તારૂપે ચાલુ છે. જેઓ પત્રકારનું ક્ષેત્ર છોડી ગયા છે અને તેથી વધારે સંખ્યામાં જેઓ ત્યાં રહ્યા છે તેમના માટે, પોતાનું નાનુના પત્રનું તંત્ર ચલાવનાર અને પ્રમુખો તથા રાજાઓની ટીકા કરવાની હિંમત કરનાર સ્વ. વિલિયમ એલન વ્હાઇટ, વીર પુરુષ તરીકે છે. ( U. S. O W. I. )

છોટાલાલ માનસિંગ કામદાર.

---

## ભારતને આંગણે

નોબેલ ઇનામની જીતનારી અને દેડે હિંદનું હિત ધરનારી શ્રીમતી પર્લ બેંક એક નવું નાટક લખે છે. એ નાટકનું નામ છે ' ભારતને આંગણે '–At Home in India. આ નાટકનું વસ્તુ શ્રીમતી દિલ્હા વર્નદરની લખેલી ટૂંકી વાર્તાઓના પુસ્તકને આધારે ગોઠવ્યું છે અને એ પુસ્તકનું નામ છે " હિંદી કુટુંબની વચ્ચે મારી પુત્રીઓ. " પ્રસ્તુત પુસ્તકની વાર્તાઓ અમેરિકામાંથી પ્રગટ થતા 'એશિયા' માસિકમાં છપાઇ બહાર પડેલી હતી. આ નાટક થોડા જ માસમાં રંગભૂમિ પર રજૂ કરવામાં આવનાર છે અને તેમાં વિખ્યાત નટી એલાઇન મેકમેહોન નાયિકાનો પાઠ ભજવશે.

# ગુજરાતના મહાકવિની સાહિત્યસેવા

[ જાન્યુઆરી '૪૫ અંકના પૃષ્ઠ ૧૬થી સંપૂર્ણ ]

સાંભળીને આશ્ચર્ય તો નહિ થાયને કે આપણી ડોલનશૈલીના સર્જનહારનો પ્રથમ વર્ષનો ઘણોખરો કાવ્યફાલ કાવ્યચિત્ર પ્રબંધોનો હતો. ' જતાં ગુલાબી ગુજરાત ઝાંખી ' એક કાળે ગાયકવાડ સયાજીરાવ મહારાજના રાજકવિ લેખે જેમની વરણી થઇ હતી ને જેમને મસ્તકે હાથિણીએ કાવ્યકળશ ઢોળવાની પળો ગણાતી હતી એમના કાવ્યકૌસ્તુભમાંથી નાગશિશુબંધનું અનુચિત્રકાવ્ય એ મારી પ્રથમ કાવ્યપાપગલી. એની કો નકલ આજે ઉપલબ્ધ નથી એટલે

**यही चान, चौहान ! राम रावन उत्थप्यो**

અને

**दिन पलट्यो, पलटी घडी, पलटी हथ्थकमान**

ચન્દ બિરદાઈની એ બિન્દાવલિસોહન્તા પૃથુરાજ ચૌહાણના તારાગઢની ગિરિછાયામાંની એક અગાસીમાં લખાયેલું કાવ્ય ' જન્મે ઘણા, પણ જીવે એ શ્રેષ્ઠ ' એ ન્યાયે, મારું પ્રથમ કાવ્ય છે. એ કવિતા કાવ્યમૂલ્યે અલ્પમૂલી છે, પણ ૧૬૬૨ના ૨૫૦ માછીમારોના મમ્માદેવીના ગામડાની છબિ આજની ૨૫-૩૦ લાખની મુંબઇ નગરીને કોઇ ભેટ ધરે એટલી ઇતિહાસમૂલી-છે.

પછી એ જ સાલના ડિસેમ્બરમાં પ્રવીણસાગરનો મહાગ્રન્થ હાથ આવ્યે એમાંના ઘણાખરા પ્રબન્ધોનાં સાચાં-ખોટાં પ્રબન્ધઅનુકરણો ચીતર્યાં. પાંખો ફૂટતા બાલપંખીને થાય કે આભ ઓળંગું એમ મનમાં થતું કે જલદી જલદી બીજો દલપતરામ થઇ જાઉં. મારો કાવ્યાનુભવ કહે છે કે Desciplino પાળી જાણે, એ સ્વતંત્રતા માણી જાણે. શિક્ષણનો કે જીવનનો Desciplino આદિ છે, અન્ત તો મુક્તિ છે.

'૯૩નું વર્ષ મારા જીવનપલટાનું વર્ષ છે. ગુરુ મળ્યા ને જીવનપલટો કીધો. દીવાળીના કાતરા જેવો વીંઝાતો, તે બાપોરિયા જેવો થયો; વેરવિખેર મસ્તીખોર મટી એકલક્ષ્ય ને એકબ્હેણુ થયો. સોળ વર્ષના નવજોબન ગૂલન્તાને અપચો થાય એટએટલું આપણું નવસાહિત્ય એ વર્ષમાં વાંચ્યું. મેં પણ ' અર્થઘન કવિતા ' લખી છે. કાવ્યયાત્રાના એ મારા બીજા વર્ષમાં, કાવ્યહથોટી નહોતી બેઠી ત્યારે, સ્નેહમુદ્રાની અર્થઘનતાની છાયામાં ૧૮૯૩માં એવું અર્થઘન લખ્યું છે-એવું અર્થઘન લખ્યું છે કે એ વાંચતાં આજે મને યે કાવ્યજાલમાં અર્થ ઘૂંચવાઇ ગયેલો ને ખોવાઇ ગયેલો ભાસે છે, જડતો નથી. મારાં એ કાવ્યોનો અર્થ આજે મને ઉકલતો નથી. અત્તર ફૂલોમાંથી નીકળે છે કે શિલાઓમાંથી ? હૈયામાંથી કે હાડકામાંથી ? કવિતા એ જીવનનું અત્તર છે.

'૯૪માં નર્મદ વાંચ્યો; પ્રેમભક્તિનું કાવ્યનામ લીધું; મહાકાવ્યની પ્રેરણા પીધી; મહાછન્દની શોધમાં નીકળ્યો. એ જ સાલમાં દલપતમિત્ર મહર્ષિ દાદાભાઇનાં મુંબઇમાં દર્શન કીધાં, ને સંસ્કૃતમાં શાકુન્તલ ભજવાતું જોયું-કાલિદાસને નાટકતખ્તે દીઠો.

'૯૬માં જળતરંગસૂરીલા એક સાહિત્યમિત્રે કાન્તનો વસન્તવિજય ગાઇને સંસ્કૃત વૃત્તોની

મધુરપ દાખવી. '૯૭માં ગદ્યપદ્ય છપાવા માંડયાં. અને '૯૮માં વિશ્વમાં વસન્તચન્દ્રની વહતી હતી ત્યારે, દલપતમૃત્યુપૂર્વે ત્રણેક અઠવાડિયે, પિંગળાચાર્ય સામેનો ડોલનશૈલીનો બળવો બાવીસસો વર્ષે એક એકવીસ વર્ષના જુવાનડાને હાથે દલપતઘરમાંથી જ ભભૂકી ઊઠયો. વસંતમાં ઇન્દુકુમાર પ્રગટયો, પણ અધૂરો રહ્યો. વર્ષોમાં પૂનામાં દખ્ખણ કૉલેજના ટેકરી-મિનારમાં વસંતોત્સવ લખાયો. ડોલનશૈલીમાં પ્રથમ જન્મેલું કાવ્ય એ ઇન્દુકુમાર; પ્રથમ છપાયેલું કાવ્ય એ વસંતોત્સવ. અમારા પાડોશી સહૃદય મિત્રને વસંતોત્સવનો હસ્તલેખ '૯૮ની દીવાળીમાં વાંચી સંભળાવતો હતો ત્યારે એ બોલી ઉઠયા કે અલ્યા! તારે તે કરવું છે શું ? જગતને જીતવું છે ? મેં કહ્યું: ભલભલા સિકંદરોથી તો જગત જીત્યું ગયું નથી; પણ જગતની હારમાં તો બેસવું છે. બેસતી વસંતના મોર જેવા ત્યારે કોડ હતા ને કાવ્યલક્ષ્ય હતો જગતમેઘનો.

'૯૯માં શેક્ષપિયર ભણ્યો, પણ ન ગમ્યો. પછી ગોઇથેની યુરોપવિખ્યાત નવલકથા ' સોરોઝ ઑફ વર્થર ' વાંચી, યુરોપી સાહિત્યમાં ડોકિયું કીધું: જાણે નવો સૈકો બેઠો. ભાષાંતર કરવા મન થયું, વારી રાખ્યું. ટેનિસન મિલ્ટન ને શેક્ષપિયર, બર્ક માર્ટિનો ને મેઇન ભણવાના હતા. પછી ૧૯૦૧ માં થયાં ગીતદર્શન. આદિમાં જ વિરાટદર્શન વાંચ્યું—જાણે આભ ઉઘડયાં ! ભાષાંતરમોહ ઝાલ્યો ન રહ્યો: દસે વર્ષે—૧૯૧૦ માં મારૂં સમશ્લોકી ગીતાભાષાંતર છપાયું. ૧૯૦૨ થી કાન્તપરિચય વધ્યો હતો; ૧૯૦૩ માં ઇન્દુ-કુમારનું પ્રથમ સંસ્કરણ સંપૂર્ણ થયું હતું. પ્રેમભક્તિ—ગ્રંથમાળાનું યે ગ્રંથપ્રકાશન ત્યારે મંડાયું. '૦૫ માં ઇન્દુનું બીજું સંસ્કરણ થયું ને વસંતોત્સવ ગ્રંથાકારે છપાયો. એ પૂર્વે ૧૯૦૨ માં ને ૧૯૦૫ માં મારી રાજમંત્રોની કાવ્યત્રિપુટી Trilogy માંના પ્રથમ બે કાવ્યમંત્રો ઉચ્ચારાયા હતા. એ જ સાલની પ્રથમ સાહિત્યપરિષદમાં સૌમાં આશ્ચર્ય વચ્ચે કાન્તે ભવિષ્યવાણી ભાખી જેને આજે ઉજવો છો.

પછી ઇન્દુકુમારનું ત્રીજું સંસ્કરણ થયું ને ૧૯૦૯ મ પ્રથમ અંક ગ્રન્થાકારે છપાયો. ત્યારે એક મિત્રે મને લખ્યું કે ગુર્જર ગિરામાં અનુપમ છે. ઉત્તર વાળ્યો: એટલાને વિજય માનતો નથી. ઈંગ્રેજી કે સંસ્કૃત—જગત્સાહિત્યમાં ઇન્દુકુમારનું સ્થાન શું ? આજે ચોથે દાયકે પણ એમનો પ્રત્યુત્તર હજી આવવાનો છે.

એ જ સાલમાં મારો રાસસંગ્રહ છપાયો. એણે નવગુજરાતને રાસરસિયું કીધું. '૧૧ માં મારી Political Trilogyનું ત્રીજું કાવ્ય ' રાજરાજેન્દ્રને ' છપાયું. એ ત્રણે હતાં હિંદ બ્રિટનનાં ઇતિહાસમંથનો. એ પછી પૃથ્વીમંથનનાં રાજમંત્રોનો મારો ગ્ર થ વીસેક વર્ષે લખાયો ને પચ્ચીસેક વર્ષે છપાયો: સારથી.

'૧૨ ના ગ્રેમાં તાપીને ઓવારે જયા—જયન્ત લખાયું; ને '૧૪ની શરદમાં કાશ્મીરની કુંજોમાં, દિલ સરોવરને કાંઠડે, જહાંગીરના ચશ્મેશાહી ને નૂરજહાંનના પરીમહેલની પાડોશમાં, ઉષા લખાઈ. બાણકાદમ્બરીમાંનું અચ્છોદ સરોવર ત્યાંથી બહુ આઘે નથી. વળી પાછો કાલિદાસ સાંભર્યો; અને '૧૭ માં સૌરાષ્ટ્રની ચારુ વાટિકા—ચોરવાડના વડોવનની અને નાગરવેલીઓની વનઘેરી છાયાઓમાં મેઘદૂતને ગુર્જરપરિધાન ધરવ્યાં. અને પછી '૨૫ માં જગત્નાટકોની મહારાણી શકુન્તલાની ગુર્જરસાહિત્યે પધરામણી કીધી.

એવામાં સ્વ. હાજી મહમ્મદ અલારખિયા શિવજીએ વીસમી સદીનું પ્રથમ સચિત્ર માસિક નહાડ્યું હતું. એમના ઘરની છઠ્ઠા માળની બંગલીમાં ત્યારે હિંદુ, મુસલમાન, પારસી અંગ્રેજ સાહિત્યકારો ને ચિત્રકારોનું મંડળ જામતું. એ ઉદારભાવી મુસ્લિમને બે ઇસ્લામી શોખ હતાઃ એક ઉમ્મર ખય્યામનો ને બીજો મુગલાઇ બાદશાહતનો. હાજીએ ખય્યામરંગોથી મને રંગ્યો નહિ, પણ મુગલપરસ્ત તો કીધો. એટલે ૧૯૨૩ માં કુમ્મસની દરિયાકાંઠાની આમ્રકુંજોમાં જહાંગીર-નૂરજહાન નાટકનો બાદશાહનામાનો એક મણકો લખાયો. અકબર-છેલ્લું પુનરાવર્તન ૧૯૩૦ માં માથેરાનશિખરે થયું હતું. જહાંગીર-નૂરજહાન છપાતું હતું ત્યારે એ ગ્રંથનો કોપીરાઇટ ખરીદવાને એકે દસ હજાર આપવા કહ્યું; મેં સાભાર ના પાડી હતી.

પણ માથેરાનની શિખરઝાડીઓમાં મારો પ્રથમ જન્મેલો ગ્રંથ તે તો વિશ્વગીતા. આઠેક વર્ષ પ્રવેશકારે જ પડી રહ્યા પછી '૨૬ મા એ જ માથેરાનશિખરે વિશ્વગીતાએ ગ્રંથરૂપ લીધું. માથેરાને મને બક્ષેલી છેલ્લી સાહિત્યપ્રસાદી તે તો સારથીઃ ૧૯૩૨ માં. પછી હૃદયરોગને કારણે દાક્તરી મનાઈથી ગિરિયાત્રાઓ ત્યાગી ને જુહૂકાંઠાની સાગર-યાત્રાઓ આદરી.

* * *

## ૭. જગત્‌કવિતામાં ગુજરાતી કવિતા

ગુજરાતી કવિતા નર્મદા ને સાબરનાં નીર સમી મીઠી છે, પ્રભાતના ને દ્વારિકાના સાગર સમી ઉછળે છે. સૂરત, વડોદરા, ચાંદોદ, ડભોઇ, ડાકોરજી, સિંહુજ, નડિયાદ, મહુધા, ચાતલ, મૂળી, ગઢડા, અમદાવાદ, પાટણ, જૂનાગઢ, દ્વારકાની નગરીઓ ગુર્જર કવિતાથી ગાજે છે; ગુજરાતીઓ અને ગુજરાતણો ગાય છે. એટએટલી કવિતા અમેરિકનો કે અમેરિકણો ગાય છે ખરાં ? ગુજરાતની આમ્રકુંજે કવિતામય કુંજે છે.

જગત્‌કવિતામાં ગુજરાતી કવિતાઃ મારો આ શબ્દોચ્ચાર આજ કાંઇ પહેલવારકો નથી. પા સદી પૂર્વે એ વિષય ઉપર ભાવનગરમાં જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. પ્રમુખશ્રીના તો કાનના કીડા ત્યારે ખરી પડેલા કે ' જગતકવિતા ને ગુજરાતી કવિતા '-એ શબ્દોચ્ચાર સંધાયે થાય જ કેમ ? ન્હાનાલાલની આ તો Psuedo 'patriotism' બોલે છે ' ભારતનું કે ગુજરાતનું-દેશનું કાંઇ સારું બોલાય તો ભડકી ઉઠનારો, ઇન્દુકુમારમાંની પ્રમદા જેવો, એક માનવી વર્ગ છે; જે જીવો પોતાની આંખે પેખતા નથી, પરઆંખે પેખે છે. સલામો ઝીલવી ને ભરવી પ્રધાનતઃ એને ટેવાયેલી કીકીઓ, અને પરિણામે નિશ્ચેતન-મૂર્છામાં પડેલો આત્મવિશ્વાસઃ એની કારણમાળાનું ઘડેલું હતું એ માનસઘડતર, વિશાળ સારસમન્વયની એ દૃષ્ટિ ન હતી.

પછી તો ગુજરાતી કવિતા કોલેજોમાં ભણાવાતી થઇ; ફારસી, અંગ્રેજી, સંસ્કૃતની સરખામણીએ ગુજરાતની કવિતાની International value છણાતી થઇ. સાહિત્ય-વિષયો પરવશતાનાં લોકપડળો ધીરેધીરે ઊતરવા લાગ્યાં. આપણા કવિવરોના સુવર્ણમહોત્સવો મણિમહોત્સવો ઉજવાવા માંડ્યા. સુશિક્ષિત જનતા સ્વયંપારખુ થઇ. ગુજરાતનાં યુવકયુવતિ-

એએ કહ્યું કે અમે ભાવનાશાળી છીએ, અમારો દેશ ભાવનાશાળી છે, અમારી કવિતા યે ભાવનાશાળી છે.

૧૮૯૭માં વસન્તોત્સવનો હસ્તલેખ મિત્રને વાંચી સંભળાતાં જગતવેધનો મનોરથ બાબ્યો હતો એ ભાવ દશ વર્ષો પછી ૧૯૦૮માં ગ્રંથસ્થ થયો. કેટલાંક કાવ્યો, ભાગ બીજાની પ્રસ્તાવના બોલે છે કેઃ ' જેમ જેમ જગતનાં સર્વોત્તમ કાવ્યોની હારમાં ઉભવું છે એ લક્ષ્યમાં લાવી પયગમ્બરોની પેઠે આપણા કવિઓ સ્વર્ગના સંદેશ જેવાં ઉત્સાહી, પ્રેરણાભર્યાં, પરમ શ્રેય દાખવતાં કલ્યાણસ્તોત્રો ગાવા માંડશે વિ. પછી '૦૯ માં મુંબઇની શ્રી માંગરોળ સભામાં વ્યાખ્યાન આપ્યું હતુંઃ મહાગુજરાતની ભાવનાનું; જે ભાવના પછી '૧૭ માં ' ગુજરાતઃ એક ઐતિહાસિક કાવ્ય 'માં કાવ્યસ્થ થઇ. ઇન્દુકુમારનો પ્રથમ અંક '૦૯ માં છપાયો ત્યારે પણ પ્રશંસક મિત્રને એ જ કહ્યું હતું કે ' ગુજરાતીમાં અદ્વિતીય ' એને પ્રશંસાબોલ માનતો નથી; અંગ્રેજી કે સંસ્કૃત સાહિત્યમાં ઇન્દુનું સ્થાન શું એ કહો. ' એક દાયકે, ૧૯૨૦ માં ભાવનગરમાં જાતે જ વ્યાખ્યાન આપ્યું કે ' જગતકવિતામાં ગુજરાતની કવિતાનું સ્થાન, ' અને એમ જગતવેધની મારી ભાવના વિકાસ પામતી ગઇ. છેલ્લે છેલ્લે હમણાં ૧૯૪૪ ની રામનવમીના હિંદુ યૌવનસંઘના સમારંભમાં પ્રમુખપદેથી શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજીભાઇએ એ મુજ જગત મનોરથને સંભાર્યો હતો, અને સાક્ષી પૂરી હતી.

એમ વર્ષો વીતતાં ગયાં. ૧૯૩૪ ની બેસતી તિથિઓમાં મુંબઇમાં સરસ્વતીચન્દ્રનો સારસ્વત સપ્તાહ ઉજવાયો, ને જગતકાદંબરીઓમાં સરસ્વતીચન્દ્રનું સ્થાન નિશ્ચિત કરાયું. ગુજરાત World valuationને બોલતું ને દેવાતું થયું. પછી ૧૯૩૭માં નર્મદાતીરે દયારામનગરી ચન્દ્રપુરીમાંથી મંત્રોચ્ચાર કીધો કે જગતના વાજીંત્રમંડળે વાંસળીનું સ્થાન છે એ જગતકવિતામાં ગુજરાતી કવિતાનું સ્થાન છે. આવાં છે કંઇક મારા મનોરથમંદિરનાં ઇતિહાસપગથિયાં.

ત્યારે નર્મદા શંખનાદ છૂટક છૂટક થઇ ગયા હતા. કુરુક્ષેત્ર ( Epicના ડંકો ગાજતા આવતા હતા. ને પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી પેલી અતિશયોક્તિ ઉચ્ચારતા થયા હતા કે ' કુરુક્ષેત્રમાંનું વિરાટદર્શન ગીતામાંના વિરાટદર્શન કરતાં યે વિરાટમૂર્તિ છે. ' કુરુક્ષેત્રમાંના કુન્તાસંદેશનો ભેરી નાદ ક્યાંકથી સર પ્રભાશંકર પટ્ટણીને કાને પડ્યો ને ૧૯૨૯થી ગુજરાતના એ Epicને પાંચસેનું વર્ષાસન ભાવનગર સંસ્થાન આપે છે. એ Epic ત્યારે અડધેરૂં કે માંડ લખાયું હતું, એકાદ બે નવાં ઉપનિષદો પણ ત્યારે આલેખાયેલાં હતાં. ભાગવત સમા વિરાટકાવ્યનું સ્વપ્નું યે ત્યારે પડ્યું ન હતું.

મહાકવિ પ્રેમાનન્દનાં ચાર કાવ્યો મને ખૂબ-ખૂબાખૂબ ગમે છેઃ સુદામાચરિત્ર, મામેરું, દશમ ભાષાન્તર, ને નળાખ્યાન. ગુજરાતનાં નગરનગરે એ કાવ્યો ગાતાં મને ગમતાં. ભાવનગરમાં મામેરું વાંચ્યું ત્યારે સ્વ. દિવાન વિઠ્ઠલભાઇ સાહેબ પ્રમુખપદે હતા ને પોતે આંખોને અશ્રુથી ભીંજવી હતી. પ્રથમ પ્રજાપરિષદ ભાવનગરમાં મળી ત્યારે શામળદાસ કૉલેજમાં દશમભાષાન્તરમાંથી વીણેલાં કડવાં વાંચ્યાં હતાં. સુદામાચરિત્રનાં જાહેરવાંચનો તો રાજકોટ, ભાવનગર, પોરબંદરમાં સુદામામંદિર સન્મુખે, અમદાવાદ, ડાકોરજી, મુંબઇમાં કીધાં છે.

પાંચેક વર્ષો પૂર્વે કલાપીનગરીમાંની કલાપીજયંતીમાં કલાપીવિરહમાંથી ગઝલો ને પદો ગાયાં હતાં. ક્યારેક ક્યારેક કૃષ્ણતીર્થોમાં મારાં કાવ્યોની પણ કથા કરી છે. સં. '૯૮ના ફૂલડોલપર્વે દ્વારિકામાં ને બેટમાંના જગમોહન ચોકમાં હરિદર્શન ને વેણુવિહારની કથાઓ કીધી હતી; સં. '૯૯ના કૃષ્ણજન્મપર્વે ડાકોરજીના હરિમંદિરમાં હરિસંહિતાના પ્રથમ મંડળની પખવાડિયાભર કથા કરી હતી; સં. ૨૦૦૦ના કૃષ્ણજન્મપર્વે ત્યાં હરિસંહિતાના દ્વાદશમંડળની હરિકથા કીધી હતી. હૈયામંદિરે ને કાવ્યમંદિરે હરિના ભાવ હોય તો હરિકથા સૌથી યે થાય.

ઇસવી '૪૨ ના એપ્રિલથી હમણાં હરિસંહિતા શ્રી હરિ લખાવે છે. ભાગવતવર્ણ્યું હરિસંહિતા બાર મંડળનું વિરાટકાવ્ય છે. મનોરથ તો છે બેંતાળીશ-પિસ્તાળીશ હજાર ચરણાવલિઓનો. પાંચેક મંડળો, સત્તાએક અધ્યાયો ને અઢારેક હજાર ચરણો લખાયાં છે. હરિસંહિતાનું વિરાટકાવ્ય, ભારત રામાયણ ભાગવતની પેરે, ૯૫ વસા અનુષ્ટુપ વૃત્તમાં છે; અને વચ્ચે વચ્ચે વેરાયેલાં આપણાં ઢાળ ગરબી ગીતોની છાંટ એને ગુજરાતી રૂપ આપે છે. બાળસ્વરૂપ, ગીતાસ્વરૂપ, દ્વારિકાપ્રલયસ્વરૂપ, ને યોગેશ્વરસ્વરૂપ; એ ચાર મહાસ્વરૂપોમાંથી કૃષ્ણચન્દ્રનું યોગેશ્વરસ્વરૂપ હરિસંહિતાના કાવ્યમંદિરે મધ્યવર્તી મહામૂર્તિ છે. મહાભારત-અંતર્ગત જેમ શ્રીમદ્ ભગવદ્ગીતા છે, તેમ હરિસંહિતાઅંતર્ગત અભિનવ અગમ્યવાદનાં એકાદશ ઉપનિષદો છે.

કવીશ્વરનું અધૂરું મૂક્યું પૂરું કરવા એમ મથ્યો છું, પણ કોઇથી કોઇનાં યે પૂરાં કરાયાં છે ?

એમ Epic ની ઘાટીઓમાં ગુજરાતી કવિતા વિરાટકાવ્યના કાવ્યખંડમાં વહતી થઇ છે. ૨૦મી સદીમાં દુનિયાભરમાં કાળદુંદુભિઓ વાગે છે; ને ગુજરાત કાંઇ દુનિયાપાર નથી, કાન હોય તો સૌ સાંભળે. એ કાળદુંદુભિઓની જગતઘોષણા પ્રેરે છે ગુજરાતી કવિતાનું જગતકવિતામાં સ્થાન.

ત્યારે કોક પ્રાથમિક પ્રશ્ન પૂછશે કે જગતકવિતા એટલે શું ? વિહંગપાંખે જરા જગતકવિતામાં ઘુમી વળીએ. હું ભૂલતો હઇશ, પણ મારું જગત્સાહિત્યદર્શન આવું છે.

યુરોપમાં હોમર છે, વર્જીલ છે, ડાન્ટે છે; ને એ વર્ગમાં છે મિલ્ટન ને ગેઇથે. યુરોપ સ્વયં હોમરને સર્વશ્રેષ્ઠ માને છે. પણ ઇલિયડમાં નથી ગીતા કે નથી શાંતિપર્વ.

નાટકકારોમાં ગ્રીક નાટકો છે, શેક્ષપિયર છે, રેસીની છે, હ્યુગો છે, વેગ્નર છે. ઇંગ્લાંડમાં શેક્ષપિયર શ્રેષ્ઠ મનાય છે. વર્ષો પૂર્વે મેં કહેલું છે કે નાટકોની મહારાણી છે શકુંતલા. શેક્ષપિયર ને વેગ્નર વણાઈ જાય તો કાલિદાસ થાય.

કાદંબરી શી હ્યુગો છે, ગેઇથે છે, ટોલસ્ટોય છે, ટેગેનિફ છે, સ્કોટ છે; અને પ્રાચીનમાં પ્રાચીન બાણ છે, બાણ ગ્રંથે તો એ વર્ગને નામ અર્પ્યું છે.

Lyricsમાં સેફો છે, સીઅદી-હાફીઝ છે, ઇંગ્લાંડની ગોલ્ડન ટ્રેઝરી છે, અમેરિકાનું રેવન છે. અને આપણે ત્યાંનાં મેઘદૂત ને ગીતગોવિંદ.

ડાન્ટેની ડિવાઇન કોમેડી, રૂમીની મનસ્વી, વ્હીટમેનના ગ્રાસ લીવ્ઝ: એમના કાવ્યપરિમળો ન્યારા ન્યારા છે.

સીતા ને હેલનમાં ફેર છે; રામ ને ગેનેસસમાં ફેર છે; પાર્થ ને એકિલીઝમાં ફેર છે: એવો ભારતસાહિત્ય અને જગતસાહિત્યમાં ફેર છે.

કુરાને શરીફ, નવા–જૂના ખ્રિસ્તી કરાર, અશો ઝરથુસ્તના મન્ત્રોચ્ચાર, બુદ્ધનાં બોધીસત્વો, આપણાં ઉપનિષદોઃ ધર્મથી નિરાળી એમની કવિતાને મૂલવનારાં તુલાપલ્લાં તો કો મન્ત્રદ્રષ્ટાની મેધામાં હોય તો ભલે.

અને હવે ગુજરાતનું સાહિત્ય પડછે જરા નિહાળિયે.

ગોદથી હથરો ને બાણુની દારે સરસ્વતીચન્દ્ર સિંહાસને બેસે એ તો મારો વર્ષોજૂનો સાહિત્યોચ્ચાર છે.

અને દયારામની ગરબીઓ. લોકગીતોના રાસ ને રાસડા, નરસિંહમીરાંનાં વૈષ્ણવી હરિકીર્તનો Lyricsની દુનિયામાં એમનાં સ્થાન શાં ?

દલપતની Puritanism મિલ્ટનવર્ડ્ઝવર્થ કને ન શરમાય: નર્મદના શંખનાદ Charge of the Light Brigade સમીપે ન ઝંખવાય.

Poetic pathosમાં ઇનોક આર્ડન ચડે ? કે સુદામાચરિત્ર ? કે મામેરું ? મેં તો એ કાવ્યત્રયી વારંવાર ભાવથી વાંચેલી છે; ને એ સાહિત્યકોયડો હજી મારે તો અણઉકેલ છે.

એમાં પછી ઉમેરો આપણી સંસ્કૃત કાવ્યત્રયીઃ પાટણનું દ્વયાશ્રય, શ્રીમાળનું માઘકાવ્ય (૧૫૮૮ સુધી શ્રીમાળ ગુજરાતમાં હતું ): અને દ્વારિકાધીશે ગાયેલી શ્રીમદ્ ભગવદ્ગીતા. એ સહુ અવલોકયે જગતકવિતામાં ગુર્જરકવિતાએ વગાડેલ જયડંકો બહેરાને પણ સંભળાશે.

હું વીસરતો નથી કે બહુરત્ના વસુન્ધરા એ પૃથ્વીનું મહાસત્ય છે ને મારાથી એ પણ વિસરાતું નથી કે કાલિદાસભાખ્યો ‘ ધરતીનો માનદંડ દેવાત્મા ’ હિમાલય ભારતવર્ષમાં છે એ પણ પૃથ્વીનું નિત્યસત્ય છે.

## ૮. ઉપસંહાર

એક ઇંગ્રેજી શબ્દ છે Gentleman. Gentleman એટલે Man of Gentility–વિવેકસાગર સજ્જન. ઇન મેમોરિયમ કાવ્યના એક ચરણમાં ટેનિસને એ શબ્દનો મહિમા ગાયો છે કે

The grand old name of Gentleman

Gentleman શબ્દનો મહિમા બ્રિટનનો મહામન્ત્રી ગ્લાડસ્ટન પ્રીછતો, અર્લ માર્ક્વીસ ડયૂકને એ સર્જતો પણ પોતે આજીવન મિ. ગ્લાડસ્ટન રહ્યો હતો.

મહર્ષિ દયાનન્દે Gentlemanને કહ્યો છે મહાશયઃ મહાઆશયવન્તો સત્પુરુષ. આર્ય શબ્દનો મહિમા ગાયો છે વાલ્મીકજીએ; આર્યા શબ્દનો મહિમા ગાયો છે જૈન સંઘે–નિજ સંન્યાસિનીઓને આરજા–આર્યા નામાભિધાને સંબોધીને.

આપણા સૌ સાહિત્યકારોને મહારાજીઓને પદ્યપ્રભુઓને ગદ્યકવિઓને અપતાગદ્યઆનંદીઓને સૌ ગુર્જર સાહિત્યોપાસકોને મારી તો એક જ–વિનતિ કહું ? કે આશિષ કહું ? કે મહાશય થાવ, મહાઆશયમાં આનંદો. તમને, તમારા સાહિત્યને, તમારા દેશને, તમારી મહાપ્રજાને મહાઆશય મહિમાવંતાં કરશો.

આપણું એક લોકગીત છેઃ

> સાંજ પડયે માળીડો આવે, ને ફૂલડાં લાવે, વ્હાલમિયા !
> મૂલવનારા મોંઘા, ને ફૂલડાં સોંઘાં, વ્હાલમિયા !

સુંદરીઓ સાચું ગાય છે; આજે તો ફૂલ સોંઘાં છે, ને મૂલવનારા મોંઘા છે. જગતે આપણા બે મહાગ્રંથો છે. સરસ્વતીચંદ્ર ને રાસમાળા. સરસ્વતીચંદ્રનો છ દાયકે ને રાસમાળાનો નવ દાયકે મલ્લીનાથ કોણ પાક્યો ?

પણ હું તો દલપતમંત્રનો ગુણાનુરાગી છું કે ' કવિતા ને કસ્તૂરી તે સાક્ષી વિના સિદ્ધ થાય.' રાસમાળા ને સરસ્વતીચંદ્રના કસ્તૂરીસુગંધો છાબડે ઢાંકયા રહ્યા ? કયારેક -મૂલ કોણે નથી પાઘી ? પ્રધાનતઃ ગુજરાત સોનાપારખ છે, મોતીપારખ છે, માનવપારખ છે.

અર્ધી સદીઅધિકી કાવ્યોપાસનાને પરિણામે એમ મારી કાવ્યછાબ ભરાઇ-ઊભરાઇ; અને તદ્દ્વારા વિરાટને વધાવી વિરાટપૂજન કીધું. એ અર્ધશતાબ્દીઅધિકી મુજ કાવ્યોપાસનીનાં હજી યે કોક પૂછશે કે લક્ષ્ય શાં હતા ? બે નવવસંતની ટહેલ અને જગતવેલ. બે દાયકાભરની સરસ્વતીચંદ્રની સાહિત્યોપાસનાથી ગોવર્ધનભાઇએ આપણા ગદ્યમેઘને જગતસાહિત્યને મંદિરઝરૂખે સ્થાપ્યા. મારી કાવ્યોપાસનાના મહાશય હતા વસંતમહિમાને ગાવો ને ગુર્જર કાવ્યપુષ્પોએ જગત્કાવ્યદેવીને વધાવવી. ગોવર્ધનભાઇએ ગદ્યદેશે કીધું, એ કાવ્યદેશે કરવું એ હતાં મારાં ધ્યેય ને ઉદ્દેશ. હું જીત્યો છું કે હાર્યો છું એ ગુજરાત કહે છે, ને કાળ સાક્ષી પૂરશે.

ને હવે શોધું છું મુજ વિશ્રામઘાટ; પણ જડતો નથી હજી. એ તો પેલાવાળી વાત છે કે માળીનો મળીડો જીવે ત્યાં સુધી વાવે, વીણે ને સમર્પે.

સારી-નરસી, અધૂરી-પૂરી, એવી છે મારી ફૂલછાબ. વિશ્વ વીણ્યું છે, ને છાબ ભરી છે.

> કોઇ ફૂલ લ્યો,૧ મુજ ફૂલ હો !
> એના પરિમલ કરશે પ્રફુલ્લ હો !
> કોઇ ફૂલ લ્યો, મુજ ફૂલ હો !
>
> રસરસિકો ઓ સુજાણ ! રસના સારસ-સારસી !
> એ ફૂલફૂલને પ્રાણ છે પરબ્રહ્મની પ્રેરણા.
> વિશ્વરાસ રસલોલ રચીને રામેશ્વર રમે;
> એ-એ હરિવરને હિન્ડોલ ડોલે પાખડી-પાંખડી.
> એના પાયના પડછન્દા, ઝીલે સૂરજ ને ચંદા;
> ઝીલે ડોલનફોરી મ્હોરી મોરી ફૂલડાં કટોરી,
> પછી પમરે આનંદકંદ વૃંદકવિતા બ્રહ્માનંદ.
> કોઇ ફૂલ લ્યો, મુજ ફૂલ હો !
> એના પરિમલ કરશે પ્રફુલ્લ હો !
> કોઇ ફૂલ લ્યો, મુજ ફૂલ હો !*

( સંપૂર્ણ )

—ન્હાનાલાલ દલપતરામ કવિ

* ગુર્જર મહાકવિ દલપતરામની અખંડ કાવ્યોપાસનામહોત્સવ પ્રસંગે મહાકવિશ્રી. ન્હાનાલાલે આપેલું વ્યાખ્યાન.

# લોકોપયોગી પ્રકાશનપ્રવૃત્તિ : એના વિકાસની રૂપરેખા

[ " પુસ્તકાલય "ના જાન્યુઆરી '૪૫ના અંકમાં અમે પુ. સ. સ. મંડળ લિમિટેડે હાથ ધરવા ધારેલ પુસ્તકપ્રકાશન અંગે એ પ્રવૃત્તિમાં રસ લેનારાઓ તરફથી સૂચનો આમંત્ર્યાં હતાં. એના જવાબરૂપે આ નીચેનો લેખ અમને પ્રાપ્ત થયો છે. પુસ્તકપ્રકાશનના વ્યવસાયમાં રસ લેતા અન્ય સજ્જનોને પોતાના વિચારો મોકલી આપવા અમારું હાર્દિક નિમંત્રણ છે.—તંત્રી. ]

પુસ્તકપ્રકાશન એ બીજા ઉદ્યોગો જેવો જ મહાન અને લોકોપકારક ઉદ્યોગ છે. આપણા દેશમાં અને ખાસ કરીને ગુજરાત પ્રાંતમાં એ હજી બાલ્યાવસ્થામાં છે. તેથી બીજા ઉદ્યોગોની માફક યુદ્ધોત્તર સમયમાં એના વિકાસ અર્થે ચોક્કસ યોજનાઓ થાય એ રાષ્ટ્રોન્નતિ માટે થતી વિવિધ યોજનાઓની ત્વરિત સફળતા માટે જરૂરનું છે. આ દૃષ્ટિએ ' પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૰ 'ની ઉપરોક્ત જાહેરાત આવકારપાત્ર છે.

આ જાહેરાત " લોકભોગ્ય શિષ્ટ પ્રકાશનને લગતી " યોજનાઓ માગે છે. પરંતુ લોકજીવનની સમગ્ર ઉન્નતિનો વિચાર કરીએ તો માત્ર કહેવાતા લોકભોગ્ય શિષ્ટ સાહિત્ય ઉપરાંત શિષ્ટ તેમજ વિશિષ્ટ સર્વ પ્રકારના સાહિત્યના પ્રકાશનને વેગ આપવાની જરૂર છે. ( આપણે ત્યાં ) અન્નવસ્ત્રની માફક પુસ્તક આપણા જીવનની એક અનિવાર્ય જરૂર હજી નથી બન્યું, કારણ કે આપણી પ્રજાનો ઘણો મોટો ભાગ નિરક્ષર છે અને જે પુસ્તકનો ઉપયોગ કરી શકે તેમ છે તેને તેની ટેવ પડી નથી. આ વસ્તુસ્થિતિ આપણી પ્રગતિને કેટલી બધી બાધક છે તે તો અનુભવી જ સમજી શકે છે. એનો ઉપાય શિક્ષણનો અને પુસ્તકોનો સાર્વત્રિક પ્રચાર કરવો એ જ છે.

આ દૃષ્ટિએ જોતાં આપણે લોકોની જરૂરિયાતો લક્ષમાં લઇ, જીવનવ્યવહારને સરળ, કાર્યસાધક અને સંસ્કારી બનાવે તેવાં સર્વ પ્રકારનાં પુસ્તકો રચી, રચાવી તેનો ફેલાવો કરવાનું કર્તવ્ય સ્વીકારવું જોઇએ. જે જે શિષ્ટ અને વિશિષ્ટ ગનાય છે તે સર્વ લોકભોગ્ય શબ્દનો અર્થ આ રીતે વ્યાપક કરવો જોઇએ.

પ્રકાશનપ્રવૃત્તિને વેગ આપવા માટે એક બીજા મુદ્દા તરફ લક્ષ દોરવાની જરૂર છે. એકંદરે જોતાં પુસ્તક સર્જનાર વર્ગ આપણામાં અતિ અલ્પ સંખ્યામાં છે. પરંતુ જે થોડાં સ્ત્રીપુરુષો આ પવિત્ર કાર્ય કરી શકે છે અને તે કરવાની હોંશ ધરાવે છે તેમની શક્તિઓ ઉત્તેજનને અભાવે નિરર્થક વેડફાઇ જાય છે. તેથી પુસ્તકપ્રકાશનને લોકહિતનું એક પવિત્ર કર્તવ્ય સમજનારે પુસ્તકના સર્જનને ઉત્તેજન આપવાની અને લાયક સાબિત થતા કોઇ પણ સર્જનને પ્રકાશનનો લાભ આપવાની પોતાની ફરજ સમજવી જોઇએ.

* * *

ઉપરની દૃષ્ટિએ કેવાં પ્રકાશનોની આપણને જરૂર છે તે ટૂંકમાં જ વર્ણવીશું. કાવ્ય, નાટક, વાર્તા, વિવેચન વગેરે જે શિષ્ટ સાહિત્ય ગણાય છે, તે કોઇ પણ જીવંત પ્રજામાં

સતત સર્જાયે જાય છે અને તેથી તેના પ્રકાશન માટે હમેશ અવકાશ રહે છે. માત્ર એ સાહિત્યને પારખનાર અને એના પ્રકાશનને ઉત્તેજન આપવાની વૃત્તિવાળા પ્રકાશકોની જ આવશ્યકતા રહે છે. એટલે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. પોતાની પ્રવૃત્તિની યોજનામાં કાયમને માટે આ પ્રકારના સાહિત્યપ્રકાશનને સ્થાન આપી શકે છે.

શિક્ષણના પ્રચાર સાથે દરેક ધંધાને અને જીવનના દરેક અંગને ઉપયોગી વિશિષ્ટ સાહિત્ય ખીલે છે. એવા સાહિત્યના પ્રકાશન માટે ખર્ચ ઘણું કરવું પડે અને એની ખપત મર્યાદિત હોય, છતાં સાધનવાળી, જામેલી અને પ્રતિષ્ઠિત પ્રકાશનસંસ્થા જો ઉપર આલેખેલી દૃષ્ટિ અને વૃત્તિ ધરાવતી હોય તો પોતાના કાર્યક્ષેત્રમાં આ પ્રકારને પણ સ્થાન આપી શકે. અને તે માટે વિશિષ્ટ ધારાધોરણો રાખી વ્યવહારુ યોજનાઓ કરી શકે.

ઉપર કહ્યું તેમ શિષ્ટ તેમ જ વિશિષ્ટ સાહિત્યપ્રકારોને લોકભોગ્ય બનાવી શકાય અને બનાવવા જોઇએ. તે માટે લોકોની જરૂરિયાતોનો ખાસ અભ્યાસ થવો જોઇએ. બીજા કારીગરો પોતાનો માલ ખપાવવા માટે જે જાતનો પ્રચાર કરે છે, તે જ જાતનો પ્રચાર પુસ્તક વાપરવાની ટેવ પાડવા માટે કરવો જોઇએ. શિષ્ટ અને વિશિષ્ટ ગણાતું સાહિત્ય ટુંકાવીને, સસ્તી આવૃત્તિઓ કાઢીને, સંગ્રહો કરીને વગેરે સ્વરૂપે પ્રકટ કરવાની નીતિ અખત્યાર કરવાથી આ દિશામાં પ્રકાશનપ્રવૃત્તિને વેગ આપી શકાય.

વિશિષ્ટ સાહિત્યનો એક પ્રકાર આકરગ્રંથો ( Reference Books ) છે. ગુજરાતની લોકસંસ્કૃતિની તાત્કાલિક અને પ્રાથમિક જરૂરિયાત એક અતિસરલો લોકોપયોગી શબ્દકોષ અને એક જ્ઞાનકોષ પ્રકટ કરવાની છે. આ બંને પ્રકારના આકરગ્રંથો અંગ્રેજીમાં કેટલા બધા વિવિધ પ્રકારના મળી શકે છે તેનો વિચાર કરીશું તો આપણી પ્રજાની સાંસ્કારિક કંગાલિયતનું માપ એકદમ સમજાશે અને તે દૂર કરવા માટે પ્રકાશનપ્રવૃત્તિને વેગ આપવાની જરૂરનો પણ ખ્યાલ આવશે.

લોકો ભણેલું ભૂલી ન જાય, એટલું જ નહિ પણ શાળા–પાઠશાળામાં ન ભણી શકાયું હોય તે જાતે ભણી શકે અને સતત પોતાના જ્ઞાનમાં વધારો કરતા રહે તે માટે વિવિધ રીતે રોચક અને આકર્ષક પુસ્તકો સતત પ્રકટ થતાં રહેવાં જોઇએ. આ દૃષ્ટિએ શાળા–કોલેજોમાં શીખવાતા વિષયમાત્રને લગતાં પુસ્તકો–ટૂંકામાં, સચિત્ર, સ્વપ્રયત્ને સમજી શકાય તે રીતે પ્રમાણભૂત માહિતી રજૂ કરીને પ્રકટ કરવાં જોઇએ. મુંબઇની પદ્મ પ્રકાશન સંસ્થાએ આ પ્રકારનાં પુસ્તકો અંગ્રેજીમાં પ્રકટ કરવા માંડયાં છે. શ્રી. મીનુ મસાણીકૃત ' Our India ' અને હમણાં પ્રકટ થયેલ ' Your Food ' જેવા નમૂનાઓ ગુજરાતીમાં સર્જાય એ આજની તાત્કાલિક જરૂરિયાત છે.

આ ઉપરાંત લગ્ન, મરણ, તહેવારો, ઉત્સવો, મેળાઓ વગેરે સામાજિક પ્રસંગોએ વપરાતાં ગીતો, વાર્તાઓ, વિધિઓ, આખ્યાનો, ભજનો, ભીંતપત્રો, ટૂંકી પત્રિકાઓ, પંચાંગો, નોંધપોથીઓ વગેરે પ્રકારનાં સંસ્કારસાધનો શિષ્ટ અને આધારભૂત માહિતી સાથે સરતામાં સસ્તે ભાવે મળી શકે તેવાં પ્રકાશનો થવાં જોઇએ.

લોકસાહિત્યનો બીજો પ્રકાર બાળસાહિત્ય અને પાઠ્યપુસ્તકો છે. આ પ્રકારનું સાહિત્ય ઉત્તમ અને સસ્તામાં સસ્તું પ્રજાને મળી શકે તે માટે ઉપર આલેખેલી દૃષ્ટિ અને વૃત્તિવાળી પ્રકાશનસંસ્થાની ખાસ જરૂર છે. અને પુસ્તકાલય સ. સ. મં. લિ૦ ની પ્રકાશનપ્રવૃત્તિ માટે એ એક વિશાળ ક્ષેત્ર છે.

પુસ્તકપ્રકાશન સાથે જ તેને ઉપકારક થઈ પડે તેવો બીજો પ્રકાર સામયિક પ્રકાશનોનો છે. આ પ્રકારનું પ્રકાશન આપણા પ્રાન્તમાં મૂડીને અભાવે મહામુશીબતે થાય છે. હાલનાં ચાલુ સામયિકોમાંથી જે ઉત્તેજનપાત્ર લાગે તેમને શિષ્ટ અને લોકોપકારક બનાવી શકાય તે માટે કાં તો અપનાવી લેવાય, તેમને સદ્ધર બનાવવા ગ્રાન્ટ આપવાની પ્રથા શરૂ કરવામાં આવે, અથવા તેવાં સામયિકો સ્વતંત્ર રીતે યોજવામાં આવે, તો પ્રકાશન-પ્રવૃત્તિને માટે આ પણ વિશાળ ક્ષેત્ર છે.

* * *

પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦ ની પ્રકાશનપ્રવૃત્તિને માટે આ રીતે વિશાળ કાર્યક્ષેત્ર છે. તેને પહોંચી વળવા એ મંડળ શું કરી શકે તે વિચારવું હવે રહે છે.

એ મંડળનું બંધારણ પુસ્તકાલયપ્રવૃત્તિને સહાય કરવા પૂરતું અને વડોદરા રાજ્યની પ્રજાની જરૂરિયાતોને પહોંચી વળવા પૂરતું મર્યાદિત છે. એ મર્યાદાઓ વિકસાવવામાં આવે તો જ પ્રકાશનપ્રવૃત્તિ ખીલી શકે તેમ છે, તે માટે તાત્કાલિક વ્યવહાર્ય તેવી એક નાનકડી યોજના પસાર કરી તેનો અમલ શરૂ કરી દેવો જોઈએ. તે માટે એક પ્રકાશન ખાતું અલગ પાડી તેને માટે એક મંત્રી, અને જરૂર જણાય તો એક પ્રૂફરીડર નીમી તેના ખર્ચની જવાબદારી મંડળે ઉપાડવી જોઈએ. અને લાયક ગૃહસ્થોનું સલાહકારક મંડળ નીમી તેની દોરવણીથી પ્રકાશનપ્રવૃત્તિનું હાલ થઈ શકે તે કાર્ય હાથ ધરવું જોઈએ. જો કુશળતાથી કાર્ય કરવામાં આવે તો આ પ્રવૃત્તિ થોડા સમયમાં સ્વાશ્રયી થઈ શકે.

ઉપર આલેખેલી સર્વ પ્રકારની પ્રકાશનપ્રવૃત્તિ ખીલવવી હોય તો તે માટે વિદ્વાનો, લેખકો, કલાકારો, વેપારીઓ, પુસ્તકાલયો અને છાપખાનાના કારીગરોના સહકારવાળું એક અલગ મંડળ સ્થાપવું જોઈએ. અને પ્રકાશનને જરૂરી એવાં સાધનો છાપખાનું, બ્લૉક્સ બનાવવાની સગવડ, ટાઈપ ફાઉન્ડ્રી અને એક પુસ્તકાલય એણે પ્રાપ્ત કરવાં જોઈએ.

પુસ્તકાલય સ. સ. મંડળના સ્થાપકે એક વખત આવી સંસ્થાની યોજના ઘડી હતી * ને વખતે તેને માટે સમય અનુકૂળ નહોતો. તેથી તે અસ્તિત્વમાં આવતી રહી ગયેલી. આજે એને માટે અનુકૂળ સંજોગો આવી રહ્યા છે. પુસ્તકાલય સ. સ. મંડળ એના સ્થાપકની છઠ્ઠી સંવત્સરીના પુણ્ય સ્મરણમાં આ દિશામાં એક પગલું ભરવાનો સંકલ્પ કરશે તો એના સ્થાપકની ભાવનાનું તેમ જ એની પોતાની સ્થાપનાનું ઉત્તમ સાર્થક્ય થશે અને ઈશ્વરકૃપા હશે તો એના રજત મહોત્સવને પ્રસંગે ઉપર કલ્પેલા મંડળરૂપે તે નવજીવન પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થશે ! તથાસ્તુ. તા. ૨૯–૧–૪૫.

—પુરુષોત્તમ છ. શાહ.
( એમ. એ. બી. ટી. )

---

* જુઓ: " મોતીભાઈ અમીન : જીવન અને કાર્ય ", પૃ. ૨૩૦.

# પાદરા તાલુકાની ઐતિહાસિક માહિતી

ઇતિહાસ એટલે પ્રકાશ સૂર્ય જગતને ફક્ત દિવસે જ પ્રકાશ આપે છે, જ્યારે ઇતિહાસ તો રાત્રિ અને દિવસ બંને ટાણે પ્રકાશ આપે છે. જે પ્રદેશમાં આપણે રહીએ, જે પ્રદેશમાં આપણે સંચરીએ અને જે પ્રદેશને આપણે આપણું કાર્યક્ષેત્ર બનાવીએ તે તમામ પ્રદેશનો ઇતિહાસ જાણવો જ જોઇએ. ઇતિહાસના મુખ્ય બે પ્રકારો છેઃ (૧) પ્રાચીન (૨) અર્વાચીન. વળી ઇતિહાસ એ એક સાહિત્યનો વિભાગ પણ છે. તેને પ્રાપ્ત કરવા માટે–તામ્રપત્રો, તાડપત્રો, જૂના લેખો, શિલાલેખો, પાળીઆઓ, કીર્તિસ્થંભો, જૂનાં ખંડેરો અને તેના અવશેષો, સિક્કાઓ, વહીવંચાના ચોપડાઓ, દંતકથાઓ, જૂનાં મંદિરો વાવો વગેરે અનેક સાધનો હોય છે.

પાદરા તાલુકો કાનમ, વાકળ, અને ચારુતરઃ ગુજરાતના આ ત્રણે પ્રદેશોનું જોડાણ કરતો પ્રદેશ છે. પાદરાનો પૂર્વભાગ વાકળ પ્રદેશ છે, ઉત્તર ભાગે ચારુતર લાગેલું છે, દક્ષિણ પ્રદેશ કાનમનો અને પશ્ચિમ પ્રદેશ ભાલનો ભાગ છે. એટલે તે વહેપાર માટે ઉત્તમમાં ઉત્તમ કેન્દ્ર છે. આજુબાજુનાં શહેરો જેવાં કે જંબુસર, બોરસદ, ભાદરણ, આમોદ, કરજણ ને વડોદરા આ તમામ કરતાં પાદરાનો વહેપાર વધારે છે, એ તેની સાબિતી છે. ખેતીવાડીની બાબતમાં પણ પાદરા તાલુકામાં દરેક પ્રકારની જમીન હોવાથી કપાસ, તમાકુ, દરેક જાતનાં અનાજ, તેલી બીયાં, કઠોળ તથા બાગાયત ખેતી ઓછાવત્તા પ્રમાણમાં થાય છે. એટલે પાદરા તાલુકો વહેપાર અને ખેતીની બાબતોમાં ઉચ્ચ કોટીનો અને સમૃદ્ધ છે.

પાદરા એ તાલુકાનું મુખ્ય સ્થળ છે. ઇ. સ. ૧૨૫૭ પહેલાં આ સ્થળે ટંકણપુર નામે ગામ હતું. હાલમાં બળીઆ કાકાના દહેરામાં ઇ. સ. ૧૨૫૭ નો લેખ મળી આવે છે. વળી એ જ દહેરામાં બ્રહ્માજીની મૂર્તિ પણ છે. ટંકણપુર પછીથી તેનું નામ પદ્મપુર પડ્યું છે. પદ્મપુર એ નામ પદ્માવતી દેવી ( પધરાઇ દેવી ) ઉપરથી પડેલું છે. પદ્મપુરનું વસીઆણ હાલના પાદરાથી દક્ષિણ દિશાના ભાગમાં હતું. હાલનું પાદરા તે ટંકણપુર ને પદ્મપુરના પાદરે વસેલું છે. હાલના પાદરાને વસાવનાર દલા પટેલ છે. તેઓ મૂળ આશાપુરી ( પેટલાદ પાસેનું પીપલાવ ) ગામના વતની હતા. હાલના સમય જેવાં રેલવેનાં સાધનો પ્રથમ ન હતાં ત્યારે વણઝારા લોકો અનાજ એક સ્થળેથી બીજે સ્થળે પોઠો પર લઇને લઇ જતા હતા. તેવો એક લાખો નામનો વણઝારો માળવામાંથી અનાજની પોઠ લઇને પીપલાવ પાસે થઇને જતો હતો. તે વખતે પીપલાવના વાઘજીભાઇ પટેલનો દલાભાઇ નામનો દીકરો પોઠમાં ચાલી નીકળ્યો. ફરતાં ફરતાં પોઠે, હાલના પાદરાના ઝંડા બજારનો ભાગ છે તે સ્થળે મુકામ કર્યો. રાત્રિના મધ્યભાગે શિયાળો બોલવા લાગી. લાખા વણઝારાએ પોતાની સાથેના શકુનીને પૂછ્યું કે " શિયાળ શું બોલી ? " શકુનીએ જણાવ્યું કે " શિયાળ બોલી કે આ વખતે જો કોઇ ગામ વસાવવાનું ખાતમુહૂર્ત કરે તો ત્યાં મોટું ગામ વસે અને તેનું નામ અમર થાય. " વણઝારાએ ' ઠીક ' કહી પોતાનો હુકો ગગડાવ્યે રાખ્યો. વિચક્ષણ બાળક દલાભાઇએ તુર્ત એક ગાડાનું ધુસર કાઢી તેને રોપી ગામ વસાવવા માટેનું ખાત-

મૂહુર્ત કર્યું. બીજે દિવસે પોઠ તો પોતાને માર્ગે ચાલી ગઇ. પણ દલાભાઇએ તો પોતાનો મુકામ અહીં જ જમાવ્યો. દિનપ્રતિદિન તેમની પ્રગતિ થઇ અને પોતે ગામના જાગીરદાર દેસાઇ બન્યા.

આ વખતે વડોદરામાં બાબીઓનો અમલ હતો. શેરખાનં બાબી તે વખતે અધિકાર ઉપર હતો અને ગુજરાતનો સુબો અભેસિંહ હતો. દલાભાઇ તે સમયે સારા ધનવાન લેખાતા. તેમને માટે કહેવત હતી કે "ઉપર અલ્લા ને નીચે દલા." પોતાના પૈસાને બળે તેમણે રાજ્યકારોબારમાં ઘણી સારી લાગવગ જમાવી અને વડોદરા પ્રગણાના મોટા કારભારી થઇ પડયા. આ વસ્તુ અભેસિંહને ખટકતી હતી. તેમાં ઇ. સ. ૧૭૨૬ માં ડભોઇથી પાછા ફરતાં વડોદરા આવી કપટથી દલાભાઇને કેદ કરવા માટે યોજના કરી અને વડોદરામાં દલાભાઇને ઘેરવા માટે બાજી રચાઇ. તેમને વડોદરા બોલાવવામાં આવ્યા. વડોદરા આવતાં દલાભાઇને શક પડયો એટલે પોતાની પવનવેગી ઘોડી ઉપર સ્વાર થઇ ત્યાંથી તે નાસી છૂટયા. આ કપટનો બદલો વાળવા દલાભાઇ તક શોધતા હતા

પિલાજીરાવ મહારાજના ભાઇ મહેમાજી ( મહાદજી ) આ વખતે જંબુસરનો કબજો કરીને બેઠા હતા. તેમને વડોદરાનો કબજો લેવા માટે દલાભાઇ સમજાવી લાવ્યા. પોતે તથા મુજપુરના ડાંગભા બંને જણાએ પૂરતી મદદ કરી. વળી સોનગઢથી દામાજીરાવે પણ મદદ મોકલી. બાબી શેરખાન આ વખતે પોતાના વતન વાડાશિનોર ગયેલો, તેનો પૂરતો લાભ ઉઠાવ્યો અને વડોદરાનો કબજો કાયમને માટે ગાયકવાડ સરકારને અપાવ્યો આ રીતે વડોદરા રાજ્યની સ્થાપનાના ઇતિહાસમાં દલાભાઇનો અને પાદરાનો કાળો મોટામાં મોટો છે.

આજે પણ વડોદરાની દલા પટેલની પોળ, પાદરાની દલા તલાવડી એ બંને સ્થળો દલાભાઇના નામનાં અમર સ્મારકો છે. પાછળના વખતમાં દલાભાઇ દલા પટેલને બદલે પાદરાના દેસાઇ દલાભાઇ તરીકે ઓળખાતા. દલાભાઇને પ્રજા ન હતી. હાલમાં પાદરાના અને સેજાકુવાના અમીન કહેવડાવતાં કુટુંબો પોતાને દલાભાઇના વંશજો તરીકે ઓળખાવે છે.

પાદરાની હાલની ગુજરાતી શાળા છે તે અસલમાં દલાભાઇની કચેરી હતી. અને તેના સામે હાલ સુથારના ખાંચાના નામે ઓળખાતા મહોલ્લામાં જૂની પોસ્ટ ઓફિસના નામે ઓળખાતું મકાન તે દલાભાઇનું મકાન હતું. દલાભાઇ ક્યારે ગુજરી ગયા તેનું કોઈ પ્રમાણ મળતું નથી. પાદરાના નીલકંઠ મહાદેવના દહેરાનો લેખ ઇ. સ. ૧૭૩૦ નો છે અને લોટેશ્વર મહાદેવનો લેખ ઇ. સ. ૧૭૦૦ નો છે, તે ઉપરથી જણાય છે કે આ બંને દેવાલયો દલાભાઇના સમયમાં બંધાયેલાં હશે.

આજથી લગભગ દોઢસો વર્ષ ઉપર પાદરા ઉપર ધાડપાડુઓના એક ટોળાએ આક્રમણ કર્યું. પાદરાના વણિક બાપુલાલ અને ભૂદેવ શિવરામભાઇએ આગેવાની લઇ આખાયે ધાડપાડુએના ટોળાને હઠાવી પાદરાની હદબહાર હાંકી કાઢયા. જે સ્થળ સુધી તેમને હઠાવી નાકાબંધી કરી તે સ્થળ આજે પણ ધાડીઆ કુવાના નામે ઓળખાય છે. અને બંને ય વીર નરોના વંશજો ધાડીઆના નામે ઓળખાય છે. ધાડીઓ કુવો વિશ્વામિત્રિ તરફ રેલવેના સિગ્નલથી થોડેક દૂર છે.

તે જ સમયમાં સેવકલાલ વૈદ થઇ ગયા કે જેમની આયુર્વેદ પાઠશાળામાં ૭૫–૧૦૦ સુધી વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરતા. ત્યારપછી જ્યોતિષી ધનેશ્વર શિવરામ થયા. તેઓ પ્રખર કવિ અને મહાન જ્યોતિષી હતા. તેમણે ઘણાં આખ્યાનો રચ્યાં છે. ગોરજી પ્રતાપવિજયજી પણ તે સમયે મહાન જ્યોતિષી હતા. લલ્લુભાઇ રાયજીભાઇ તેમના સમયના મહાન ઝવેરી હતા અને પરદેશ સાથે મોટો વહેપાર ખેડતા. અહીંના કાળીદાસ સાધીઆ ગુજરાતભરમાં પ્રથમ ગુજરાતી હરદાસ કથાકાર હતા. ઉપરાંત સારામાં સારા સંગીતકાર પણ હતા અને ઠેઠ મદ્રાસ ને કલકત્તા સુધી કથા કરવા જતા. વળી તેઓ અચ્છા કવિ પણ હતા. તેમના પુત્ર હિંમતલાલ સાધીઆ એ પણ એક સંગીતશાસ્ત્રી હતા, અને કોઇ પણ વાજીંત્રને તેઓ વગાડી શકતા. ભટ્ટ હરગોવિંદ નાનાભાઇ જેઓ ગત વર્ષે જ ગુજરી ગયા તેઓ પ્રો. ગજ્જરના શિષ્ય હતા અને સારા રસાયણશાસ્ત્રી હતા. તેમને હાથે તૈયાર થયેલી પેટલાદની બંને રંગશાળાઓ એ તેમની અમર નામના છે. પાદરાના સાહિત્યકારોમાં સ્વ. મોહનલાલ હિમચંદ મોખરે છે. તેમણે લગભગ સો ઉપરાંત પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. બીજા સ્વ. લલ્લુભાઇ કાળીદાસ પંડયા હતા. તેમણે શિવપદ સંગ્રહ અને તીર્થયાત્રા દિગ્દર્શન એમ બે પુસ્તકો બહાર પાડયાં છે. ત્રીજા પાઠક હરિશંકર કરૂણાશંકર કે જેમણે ' ઇગ્લીશ ટુ ગુજરાતી ' નામની ગુજરાતમાં પ્રથમ ડિક્ષનરી તૈયાર કરી હતી.

× × ×

## તાલુકાનાં કેટલાંક ઐતિહાસિક ગામો

મુજપુર—પાદરા તાલુકાનું મુજપુર પણ પુરાતની ગામ છે. મુંજ રાજાના નામ ઉપરથી તેનું નામ મુજપુર પડયું હશે. મુંજકુવાના નામે ઓળખાતો કુવો જૂનો ને પુરાતની છે, અને આજે તેની સાખ દે છે. ઇ. સ. ૧૮ મા સૈકામાં આ ગામે ડાંગભા નામે એક શૂરવીર જમીનદાર થઇ ગયો. તેને ડાંગભા સરકારના નામથી સહુ કોઇ ઓળખતા. તે પોતાને ત્યાં હાથી અને કોળી લોકોનું મોટું લશ્કર રાખતો. વળી તેણે પોતાના નામના સિક્કાઓ પણ પડાવેલા. પોતાના ગામની મહેસુલ તેણે ગુજરાતના સુબાઓને આપવી બંધ કરી. ઇ. સ. ૧૭૦૯ માં હૈદર કુલીનખાને તેની ઉપર ચઢાઇ કરી. લશ્કરને મોખરે કાઝમ બેગખાન નામે વડોદરા પ્રગણાનો નાયબ ફોજદાર હતો. ડાંગભા પોતાનું કોળીઓનું લશ્કર લઇ તેની સામે થયો. લડાઇ ઘણા દિવસ લંબાઇ, તેમાં કાઝી બેગખાન કપાળમાં ગોળી વાગવાથી મરાયો. તેના ભાઇ રઝાકુલીને ભાઇની જગ્યા પૂરી લડાઇ ચાલુ રાખી. આ લડાઇમાં હજારો માણસો મરાયા. છેવટે એક રાત્રે ડાંગભાને લાગ્યું કે હવે ટકાશે નહિ એટલે માલમિલ્કત વાસનાં કુંડાંઓમાં (ગુણીઓમાં) ભરી સામા કિનારે મોકલી પોતે નાસી છૂટયો. રઝાકુલીને ડાંગભાના મકાનને આગ લગાડી અને ગામ લૂંટી લીધું. આનો બદલો એણે પાદરાના દલાભાઇ સાથે મળી જઇ સને ૧૭૨૬ માં દામાજીરાવને વડોદરાનો કબજો અપાવવામાં મદદ કરીને વાળ્યો. આ વખતે બાલાશિનોરથી શેરખાનને વડોદરા આવવા માટે મહીસાગર ઊતરવી પડે તે ડાંગભાએ પોતાના કોળી લશ્કરથી મહી કિનારો રોકી શેરખાનને મહીપાર ઊતરવા ન દીધો ને સલામત રીતે વડોદરાનો કબજો મરાઠા સરદારોને અપાવી પોતાના વેરની વસુલાત લીધી. ડાંગભાએ

ઉત્તરની જિંદગી નિવૃત્તિમાં ગાળી. તેને છેલ્લી અવસ્થામાં પાકું નીકળ્યું હતું. તેથી મહી નદીના કિનારે એક ઝૂંપડી બંધાવી ત્યાં જ બાકીની જિંદગી તેણે પ્રભુભકિતમાં પૂરી કરી. મુજપુરનું ડાંગા ટેકરું ને ડાંગિયું ખેતર વીર ડાંગભાની યાદ આપતાં આજે ય મોજૂદ છે.

**માસર**—મહાસર–મોટું સરોવર. માસરનું તળાવ મોટા સરોવર જેવું છે અને તેના ઉપરથી ગામનું નામ માસર પડયું જણાય છે: ગુજરાતી ભાષામાં રામાયણને ગુજરાતી કાવ્યકૃતિમાં ઉતારનાર કવિ ગિરધર આ માસરમાં જન્મેલા હતા. ગિરધરકૃત રામાયણ કવિ ગિરધરની અમર નામના છે.

**દુધવાડા**—આ ગામ જૂનું પુરાતની છે. ગામ બહાર એક મહાદેવનું મંદિર છે અને નજીકના ખેતરમાં જૂના સમયનો કુવો છે બંને જોતાં નિદાન ૭૦૦ વર્ષ પૂર્વેનાં હોય એમ જણાય છે. મંદિર પાસે એક પથ્થરનો પાળિયો છે, તેની ઉપર " સુત વિજયસિંહ " આટલા શબ્દો વંચાય છે. બાકીના અક્ષરોની જગ્યાએ મૂર્ખ લોકોએ હથિયારો ઘસી તેનો નાશ કર્યો છે. અનુમાન પ્રમાણે કોઇ મોટા શહેરનો આ નેસડો હોય અને તે ઉપરથી જ ' દુધ–વાડા ' નામ પડયું હોય એમ લાગે છે.

**રણુ**—અહીં તુળજા માતાનું સ્થાનક છે. દક્ષિણમાંથી તુળજા માતાને એક ગોસાંઇ લાવેલા કહે છે. વળી પૂજ્યપાદ સહજાનંદ સ્વામીની ( સ્વામીનારાયણ ભગવાન ) એક ગોદડી પણ તુળજા માતામાં છે. દંતકથા એમ કહે છે કે તુળજા માતાના પૂજારીના મનની વાત સહજાનંદ સ્વામીએ જાણી લીધી. તે વાત એ હતી કે " સહજાનંદ સ્વામીએ ગોસાંઇને ગોદડી ઓઢાડવી " અને તે ઉપરથી સહજાનંદ સ્વામીએ ગોદડી ઓઢાડી દીધી. ત્યારથી તેને ગોસાંઇ રણું પોતાના સ્થાને લાવ્યા ને હજુ પણ તે મોજૂદ છે.

**મહમદપુરા ને સુલતાનપુરા**—આ બંને ગામો આજે બિલકુલ નાનાં છે, છતાં ઐતિહાસિક દૃષ્ટિએ તેમનું મહત્ત્વ વિશેષ છે. ગુજરાતના સૂબાઓ ખંભાતના અખાતને, રસ્તેથી આ ઠેકાણે થઇને ઊતરતા. તે સમયે પાવડા ગામ મોટું બંદર હતું અને મહીસાગરનું વહેણ હાલ વાલવોડ તરફ ખેંચાઇ ગયું છે તે આ તરફ હતું. જ્યારે જ્યારે સુલતાન મહમદ આ જગ્યાએથી વહાણો દ્વારા ઊતરતો, ત્યારે ત્યારે પોતાનો મુકામ મહેમદપુરાની ટેકરી ઉપર કરતો અને તેનો સઘળો સરંજામ સુલતાનપુરાની ટેકરી ઉપર ઊતરતો. ખરેખર, બંને સ્થળોનાં હવાપાણી આજે પણ એટલાં ઉત્તમ છે કે ઉનાળામાં ત્યાં જઇને રહેનાર સિમલાને પણ ભૂલી જાય. પાછળથી આ બંને જગ્યાએ ગામો વસેલાં છેઃ મહમદ પોતે ઊતરતો તે ટેકરી ઉપર મહમદપુર અને બીજી ટેકરી ઉપર સુલતાનપુર એ પ્રમાણેનાં ગામો વસેલાં છે.

**ડભાસા**—મહી નદીના કિનારા ઉપર આવેલું આ ગામ છે. ગામ જૂના વખતનું છે. પ્રથમ તે ઉમેટા દરબારને તાબે હતું. હજુ પણ ઉમેટા દરબારને તે પેટે તોડો મળે છે. અહીં મોટું શિકારખાનું છે. શ્રીમંત ગાયકવાડ સરકારનો મહેલ અને કેમ્પ બંગલો એમ બે મુખ્ય મકાનો છે. જ્યારે જ્યારે શિકાર માટે વડોદરાથી શ્રીમંત સ્વારી અહીં પધારે છે ત્યારે ત્યારે આ બંગલો અને મહેલમાં મુકામ કરે છે. *

—વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા

* વડોદરા પ્રાંત પુસ્તકાલય પરિષદના દરાપુરા અધિવેશન પ્રસંગે વંચાયેલો નિબંધ.

# મહેસાણા મહાલ પુસ્તકાલય પરિષદ ( ચતુર્થ અધિવેશન )

ઉપર્યુક્ત અધિવેશન મહેસાણા મહાલના બલોલ મુકામે મહાલ વહીવટદાર શ્રી. શં. દ. અગાશેના સા. ના પ્રમુખપદે તા. ૪–૨–૪૫ ને રવિવારના રોજ મળ્યું હતું, જે પ્રસંગે મહાલનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદ. વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ, તેમ જ વ. રા. પ્રચારક શ્રી. વલ્લવભાઇ વગેરેએ હાજરી આપી હતી.

સવારના નવ વાગે કાર્યનો આરંભ થતાં પ્રથમ પ્રાર્થનાગીતો અવાઇ બાળકોના સંવાદ–ગરબાનો કાર્યક્રમ થઇ સ્વાગતપ્રમુખ શ્રી. ત્રિભોવનદાસ જીવણલાલ પટેલે મહેમાનોનું સ્વાગત કરતાં, બલોલ ગામનો પ્રાચીન ઐતિહાસિક પરિચય આપી સ્થાનિક પુસ્તકાલયની માહિતી પૂરી પાડી પોતાની મહેચ્છા વ્યક્ત કરતાં જણાવ્યું હતું કે, " સંસ્કારવાંચ્છુ ઊગતી પ્રજામાં જ્ઞાનભૂખ જાગે અને પુસ્તકાલયો વડે તેઓનામાં સંસ્કારિતાનું સિંચન થઇ તેઓ ચારિત્ર્યવાન નાગરિકો થાય. "

ત્યાર બાદ શ્રી. સાંકળચંદભાઇએ શ્રી. અગાશે સા. ની લોકલાગણી અને પુસ્તકાલય-પ્રવૃત્તિ પ્રત્યેનો તેઓના આદરભાવનો પરિચય આપી પ્રમુખપદ માટે તેઓશ્રીની વરણી કરવા દરખાસ્ત મૂકી હતી, જેને શ્રી. શિવુભાઇએ અનુમોદન આપતાં શ્રી. અગાશે સાહેબે પ્રમુખપદ સ્વીકારી તેઓશ્રીએ પોતાનું છાપેલું વ્યાખ્યાન વાંચી બતાવ્યું હતું.

## પ્રમુખશ્રીનું ભાષણ

તેઓશ્રીએ જણાવ્યું કે, હિન્દના નેતાઓ હિન્દના સ્વાતંત્ર્ય માટે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે, પરંતુ તેઓને સંપૂર્ણ યશસ્વી થવા માટે પ્રત્યેક વ્યક્તિ જ્ઞાની, વિચારશીલ હોવો જોઇએ તે પોતાના મત આપવાનાં અધિકાર ( franchise )નો ઉપયોગ સમજીને કરે એ ઇષ્ટ છે. તે હેતુ સાધ્ય કરવા માટે પુસ્તકાલયનો ફાળો અમિત છે.

આજની કેળવણી ઉપર ખૂબખૂબ ટીકાઓ ચાલે છે. આજની શાળાઓ પાઠય પુસ્તકો ઉપર જ નિર્ભર રહે છે. અને તેથી કુમળાં બાળકોનો સંપૂર્ણ વિકાસ થતો નથી. પુસ્તકાલય એ ઉણપ દૂર કરે છે. પહેલાના વખતમાં વિદ્વાન પુરુષ ' બહુશ્રુત ' કહેવાતો; કારણ કે એ જમાનામાં ગુરૂમુખે શ્રવણ કરીને જ જ્ઞાન સંપાદન કરવામાં આવતું. આજે મુદ્રણકળાએ એ દિશામાં મોટું સ્થિત્યન્તર કર્યું છે, અને તેથી બહુશ્રુતતા સંપાદન કરવા માટે પુસ્તકોની સામગ્રી અત્યંત સુલભ થઇ પડી છે.

એક જ ધ્યેયની ઘણી સંસ્થાઓ વચ્ચે હંમેશાં મતભેદ જોવામાં આવે છે અને તેથી અંતઃકલહને લીધે દેશને કલ્યાણકારક થવાને બદલે તે સંસ્થા ઘાતક નીવડે છે; પરંતુ પુસ્તકાલય એ એવી एकम् एव अद्वितोयम् પ્રવૃત્તિ છે કે જેનાં મંદિરો વચ્ચે જાતિભેદ નથી, મતભેદ નથી, કોઇપણ જાતનો વિરોધ નથી. આવી સર્વપ્રિય અને સર્વમાન્ય સંસ્થાનો વિકાસ કરવામાં પોતાનો યથાશક્તિ ફાળો–આર્થિક, શારીરિક–આપવો તે પ્રત્યેક નાગરિકની પરમ પવિત્ર ફરજ છે. કારણ કે न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते. (गोता)

પુસ્તકાલય એ એક વહેતી નદી છે. ઘણાં જ કામમાં હોઇએ તો પણ આપણા નિત્યના વ્યવહારો આપણે કરવા ભાગ્યે જ ચૂકીએ છીએ. તેવી જ રીતે વહેતી આ નદીમાં દરરોજ નાહી લેવાનું આપણે ચૂકવું જોઇએ નહિ. શારીરિક શુદ્ધિની માફક માનસિક શુદ્ધિની જરૂર તો છે જ. આ જ્ઞાનગંગામાં નાહવાની જરૂરિયાત હરકોઇને છે—પછી તે બાળક હોય, સ્ત્રી હોય, જુવાન હોય કે વૃદ્ધ હોય અને એ દૃષ્ટિએ વિચાર કરતાં

## પુસ્તકોની પસંદગી એ બહુ મહત્ત્વની વાત છે.

બાળકોનાં કુમળાં મન એ કુમળા છોડ જેવાં છે. તેને જેમ વાળવું હોય તેમ વાળી શકાય—અર્થાત્ બાલસાહિત્યની પસંદગી આદર્શ ચારિત્ર્ય ઘડવાની દૃષ્ટિએ તેમજ પ્રત્યેક વ્યક્તિની સહજાત પ્રવૃત્તિઓનો સંપૂર્ણ વિકાસ થાય તે તરફ બહુ જ સાવચેતી રાખીને કરવાની છે. બાલમંદિરોના સંચાલકોના, બાલ સાહિત્યના લેખકોના અને બાળકોના પોતાના અભિપ્રાય આ બાબતમાં મદદરૂપ થશે. બાળકો એ ભવિષ્યના રાષ્ટ્રના સ્તંભ છે અને તેઓ આવતી કાલના નાગરિકો છે. તેઓ ઉત્તમ નાગરિકો નીવડે એ આપણું લક્ષ્યબિન્દુ હોવું જોઇએ. બાલ્ય તેમ જ૰ કિશોર અવસ્થામાં બાળકનો વધારે સહવાસ માતા સાથે જ હોય છે. માતા એ જ એમની પ્રથમ શિક્ષિકા છે. એ દૃષ્ટિએ સ્ત્રીવિભાગનાં પુસ્તકોની પણ પસંદગી થવી જોઇએ.

આજના જીવનકલહની સાંસ્કૃતિક અનિષ્ટ અસરથી બચવા માટે પ્રત્યેકે થોડીક ફુરસદ મેળવવી જોઇએ. આપણો નિત્યવ્યવસાય આપણને કંટાળાભરેલી અમુક ઘરેડમાં ઘસડી જાય છે; ત્યારે ફુરસદ આપણને તેમાંથી બહાર કાઢીને તાઝગી બક્ષે છે. જીવન-કલહમાંથી આવશ્યક ફાજલ પડતી પળો હિતકર શિષ્ટ પુસ્તકોના વાચનમાં રોકવી એ પ્રત્યેક પ્રૌઢ નાગરિકની ફરજ છે. ગ્રંથપાલ, વાચક અને જનતા એ

## પુસ્તકાલયપ્રવૃત્તિનો ત્રિકોણ

કહેવાય. ત્રણેના સહકાર વિના આ પ્રવૃત્તિ વેગવાન થઇ શકે નહિ. ગ્રંથપાલ એ પુસ્તકાલયનો પ્રાણ છે. પુસ્તકાલયને લગતી પ્રત્યેક બાબતમાં અને વિધિમાં તે નિષ્ણાત હોવો જોઇએ. તેને વાચનનો અભિરુચિ હોય તો જ વિવિધ ક્ષેત્રમાં ઉત્સાહથી કાર્ય કરી શકે. પુસ્તકો એ ઉપયોગની વસ્તુ છે, સંગ્રહી રાખવાની નથી, એ તેણે ધ્યાનમાં રાખવું જોઇએ. વપરાયલાં પુસ્તકોની સંખ્યા જેમ મોટી તેમ તેની કાર્યક્ષમતાની કક્ષા ઊંચી છે એમ કહેવાય. પુસ્તકોની લેવડદેવડ ઉપરાંત પ્રચારકાર્ય કરવાની પણ ખોસ જરૂર હોય છે.

વાચકના સહકાર વિના પણ ચાલી શકે નહિ. ગ્રંથાલયના નિયમોનું પાલન કરવામાં તેણે તત્પર રહેવું જોઇએ. પુસ્તકો વખતસર ન પહોંચાડવાથી તેમનો જેટલો ઉપયોગ થવો જોઇએ તેટલો થતો નથી. ગંજીમાંના કૂતરાની વૃત્તિ સદૈવ હાનિકારક છે. ગ્રંથપાલને ખોટી શરમમાં નાખી બીજા વાચકોને અંતરાયરૂપ થવું ગર્હણીય છે. સુજ્ઞ વાચક પુસ્તકાલયમાંનાં પુસ્તકો પોતાનાં હોય તેમ વાપરે છે, અને પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ કરવામાં મદદરૂપ થાય છે.

## આનુષંગિક પ્રવૃત્તિઓ

ગ્રંથપાલ અને વાચક ઉપર જેટલી જવાબદારી માનીએ તેથીએ વધુ ઈતર નાગરિકોની પણ છે. सर्वारंभ्याः तन्दुलाः प्रस्थमूलाः પુસ્તકાલયપ્રવૃત્તિને પણ પૈસાની જરૂર તો ખરી જ. પ્રત્યેક માંગલિક પ્રસંગે પુસ્તકાલયને મદદ કરવાનો ધારો પાડવામાં આવે તો પુસ્તકાલય માટે સારૂં ભંડોળ થાય. પુસ્તકાલયના આશ્રય નીચે કેટલીક આનુષંગિક પ્રવૃત્તિઓ હિતાવહ હોય છે.-દા. ત. સ્થાનિક પુસ્તકાલય દ્વારા એક હસ્તલિખિત માસિકનું પ્રકાશન થાય તો ઉગતા કવિઓ તથા લેખકોની સર્જનશક્તિ ખીલવામાં તે મદદરૂપ થઇ શકે. આ હસ્તલિખિત માસિકમાં પુસ્તકાલયમાં આવતાં માસિકોમાં કે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયેલા લેખોના અનુવાદ કે સારને સ્થાન અપાય તો સામાન્ય વાચકોનું વાચન પણ પધ્ધતિસર થઇ શકે. આ માસિકની પ્રવૃત્તિથી સાહિત્યપ્રેમી બાળકો, સ્ત્રીઓ અને ઈતર જનતા એકબીજાના નિકટ-સહવાસમાં આવીને વિચાર-વિનિમય કરી શકે અને યુરોપ જેવા દેશોમાં જે અભ્યાસકોનાં (STUDY-CIRCLES) સ્થપાય છે, તેવાં નાનાં સાહિત્યમંડળો નિર્માણ થશે અને સ્થાનિક પુસ્તકાલયમાં સ્વાર્થત્યાગની ભાવનાથી કાર્ય કરનારા કાર્યકર્તાઓ નિર્માણ થશે. સામાન્ય જ્ઞાનની વાર્ષિક હરિફાઇ રાખવામાં આવે તો વાચકોની સંખ્યા ઝપાટાબંધ વધે. આવી હરિફાઇમાં ઇનામ માટે તેમ જ અન્ય પુસ્તકાલયની પ્રવૃત્તિ યોજનાઓ માટે ઉપર જણાવેલ ભંડોળનો ઉપયોગ થઇ શકે.

## વિદ્યાર્થીઓનો સહકાર

બીજું, ચતુર ગ્રંથપાલ પોતાના કાર્યમાં વિદ્યાર્થીઓની મદદથી આ પ્રવૃત્તિનું કામ સારી રીતે કરી શકે. દા. ત. જુદી જુદી દૃષ્ટિએ પુસ્તકોનું વર્ગીકરણ કરવામાં, અનુક્રમ અંક પ્રમાણે પુસ્તકો ગોઠવવામાં, પુસ્તકાલયનો ઓરડો પુસ્તકાલયપ્રવૃત્તિને પોષક સુભાષિતોથી શણગારવામાં, કેટલીક જવાબદારી તેમના ઉપર નાખે તો તે પ્રવૃત્તિમાં વિદ્યાર્થીઓ જરૂર અદ્ભુત કામ કરી શકશે. માત્ર તે કામ યુક્તિથી કરાવી લેનાર ગ્રંથપાલ હોવો જોઇએ. योजकस्तत्र दुर्लभः એટલું જ નહિ. પણ પુસ્તકો બંધાવવાનું કામ ફુરસદના વખતમાં વિદ્યાર્થીઓ કરી શકે તેમ હોય છે. આ અખતરો કરવા જેવો છે. પુસ્તકાલયને આર્થિક ફાયદો થાય, વિદ્યાર્થીઓને પણ મહેનતાણું મળે અને વિદ્યાર્થીઓ સ્વાશ્રયી બની શકે. આ પ્રમાણે કેટલાક વિદ્યાર્થીઓ તૈયાર થાય તો ગ્રંથપાલની ગેરહાજરીમાં પણ પુસ્તકાલયનું કાર્ય સરળ રીતે ચાલી શકે અને વાચકોની જિજ્ઞાસા અને જ્ઞાનપિપાસા કદી પણ કુણ્ઠિત થાય નહિ. એટલે એવા રસિક વિદ્યાર્થીઓને કાર્યકારી મંડળમાં દાખલ કરી લેવા જોઇએ. એમ થાય તો ગ્રન્થપાલને રાહત મળવાથી પુસ્તકાલયનાં વિવિધ ક્ષેત્રોમાંની પ્રવૃત્તિ ઉપર પૂરતું ધ્યાન આપી શકાય.

એ દેખીતું છે કે રાજ્ય એકલાની મદદ કરતાં રાજા પ્રજા ઉભયના સહકારથી એ પ્રવૃત્તિ જોઇએ તેવી રીતે આગળ ધપાવી શકાય. આવી આપણી મહાલ પરિષદથી આપણે જાણી શકીએ કે ક્યાં પુસ્તકાલયમાં કેટલા પ્રમાણમાં કામ થયું છે અને હજી થઇ

શકે તેમ છે. પરિષદથી એ પણ જાણી શકીએ કે આપણા મહાલમાં કોણ કોણ વ્યક્તિ કામ ઉપાડી શકે તેમ છે. એ બધું આ પરિષદોથી જાણી વિચારી વ્યવહારૂ યોજનાઓ ઘડી શકીએ છીએ.

આવા જ્ઞાનમઠસ્થાપન કરવાની પહેલ આપણા પ્રાતઃસ્મરણીય વિદ્યાવિલાસી સ્વ. સયાજીરાવ મહારાજાએ સને ૧૯૧૦ માં કરી. ત્યારથી આજ ૩૫ વરસ જેટલા ટૂંક સમયમાં વડોદરા રાજ્યની પ્રવૃત્તિ વડોદરા રાજ્ય જેટલા વિસ્તાર અને વસ્તીવાળા દુનિયા ઉપરના કોઇપણ રાજ્યમાં થયેલી નથી. તેથીજ કે. સયાજીરાવ મહારાજા સાહેબને "હિંદની પુસ્તકાલયપ્રવૃત્તિના પિતા" એ યશસ્વી બિરૂદ આપવામાં આવે છે. આ યોજના દીર્ઘ દષ્ટિએ દાખલ કરી તેઓશ્રીએ રાજ્યની તમામ પ્રજા માટે એક અમૂલ્ય વારસો મૂક્યો છે.

× × ×

આ કાર્ય માટે આપણે બધા અહોરાત્ર મથીશું તો જ એક વખતે જે હિંદુસ્તાને વૈભવની ટોચે પહોંચી ગયું હતું તે સ્થિતિ પ્રાપ્ત કરવા આપણે સમર્થ થઇશું. એટલે "**सहवीर्यं करवावहै, सहनाववतु, सहनौ भुनक्तु**" એ સૂત્રની મશાલથી આપણો ધ્યેયબિન્દુ સાધવાનો નિશ્ચય થશે તો મારા આ અલ્પ પ્રયત્નને સફળ થયેલો માનીશ.

પ્રમુખશ્રીનું વ્યાખ્યાન થઇ રહેતાં મહેસાણા પ્રાંત પુ. મંડળના મંત્રી રાં નાનજીભાઇએ પરિષદને સફળતા ઇચ્છતા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા, જેમાં સાક્ષર શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી. ચુનીલાલ પુ. શાહ, વ. રા. પુ. મંડળના મંત્રી શ્રી. રામભાઇ પટેલ, સહમંત્રી શ્રી. ચોકસી, શ્રી. ભરતરામ મહેતા, અને શ્રી. ખેતશી ગઢવીના મુખ્ય હતા.

બાદ મહાલ મંડળના મંત્રી શ્રી. શિવુભાઇએ મંડળનું નિવેદન રજૂ કર્યું હતું. નિવેદન વંચાઇ રહ્યા બાદ પુસ્તકાલય ખાતાના મદદ. વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇએ જણાવ્યું કે, મહેસાણા પ્રાંતમાં પુસ્તકાલય પ્રવૃત્તિ છેલ્લાં ૧૦ વર્ષથી ઝડપથી આગળ વધી છે તેનો યશ શિક્ષકોને જ છે.

આજે આ પરિષદને મળી આવેલા પ્રમુખ સોનામાં સુગંધ મળવા જેવું છે. તેમનું વ્યાખ્યાન જોતાં, તેમના જ્ઞાન માટે સૌને માન ઉપજે તેમ છે—આવા જ્ઞાનસત્રના કાર્યમાં તેઓ સાહેબ હાલના તેમના ઘણા કામમાંથી મુક્ત થઇને આવે છે એ ખૂબ ખુશ થવા જેવું છે. જ્ઞાનભૂખ તો લોકોમાં જાગ્રત થઇ જ છે, પણ તે ભૂખને સંતોષવામાં ગ્રંથપાલોએ ખૂબ ચતુરાઈ દાખવવાની છે. ગુજરાતી સાહિત્યનો જે ઉત્કર્ષ થઇ રહ્યો છે અને દિશા બદલાઈ રહી છે તેનો સદુપયોગ કરાવતાં શીખો. પુસ્તકાલય વડે લોકોનું જીવન વધુ ઉચ્ચતર અને સંગઠિત બને એ ભાવના દાખલ કરવાની પ્રમુખ સાહેબની સૂચના ખાસ આદરણીય જણાય છે. આવું સુંદર વ્યાખ્યાન આપી નૂતન કાર્યપ્રદેશનું સૂચન કરવા બદલ પ્રમુખ સાહેબનો ખૂબ આભાર માનવા જેવો છે.

ઉપર પ્રમાણે કાર્યક્રમ પૂરો થઈ રહ્યા બાદ વિષયવિચારિણી સભા મળી હતી. બાદ

ત્રણ વાગે સભાનું કામ શરૂ થતાં બાળકોના ગરબા-સંવાદ થઇ ઠરાવોનું કામ હાથ ધરવામાં આવ્યું હતું.

## પસાર થયેલા ઠરાવો

ઠરાવ ૧—શ્રીમંત મહારાજા સા. નું દીર્ઘાયુ ઇચ્છતો પ્રમુખસ્થાનેથી રજૂ થઇ સર્વાનુમતે પસાર થયો હતો.

ઠરાવ ૨—મહેસાણા પ્રાંતની પુસ્તકાલયપ્રવૃત્તિના એક અગ્રગણ્ય સેવક અને સાહિત્યના ઉપાસક શ્રી. મહાસુખભાઇ શેઠ તથા આ મહાલની પુસ્તકાલયપ્રવૃત્તિના એક વખતના કાર્યકર શ્રી. અલીભાઇ પુંજાભાઇ અજમેરીના અવસાન બદલ આ પરિષદ શોક દર્શાવે છે અને તેમના આત્માને શાન્તિ ઇચ્છે છે. —પ્રમુખસ્થાનેથી

ઠરાવ ૩—મહાલમાં જે જે સ્થળોએ ટપાલની દરરોજની ડિલિવરી છે ત્યાં ત્યાંના કેટલાંક સ્થળોનાં પુસ્તકાલયોમા આવતાં દૈનિક પેપરો અનિયમિત મળે છે, જેથી તે પ્રમાણે ન થતાં નિયમિતપણે મળે તેવી તજવીજ કરવા આ પરિષદ પોસ્ટ ખાતાને વિનંતિ કરે છે.

દ. મૂ. જીવણલાલ બાપુલાલ-પાંચોટ અ. આ. મોહનલાલ નાનચંદ-છઠીઆરડા.

ઠરાવ ૪—શ્રીમંત સરકાર તરફથી રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને પોષવા માટે પુસ્તકાલય ખાતાને હાલ જે મદદ મળે છે તે ઘણી ઓછી છે અને તેથી ઘણાં પુસ્તકાલયો મદદથી વંચિત રહી જાય છે, જેથી હાલની મદદમાં વધારો કરાવવા તથા જે તે પુસ્તકાલયની માગણી પ્રમાણે બજેટ મંજૂર કરવા પુસ્તકાલય ખાતાને આ પરિષદ ભલામણ કરે છે.

દ મૂ. હિરાલાલ દલસુખભાઇ શાહ-બલોલ અ આ. શિવાજી સાલુજી વાઘેલા-સામેત્રા

ઠરાવ ૫—ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પુસ્તકો ઉચ્ચ કક્ષનાં આવે છે, જેથી સાધારણ ભણેલી આમજનતામાં તેનો જોઇએ તેટલો ઉપયોગ થતો નથી. તેથી આ પુસ્તકો લોકોપયોગી અને તેવાં પ્રસિદ્ધ કરવા ગુ. વ. સોસાયટીને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. શિવુજી સાલુજી-સામેત્રા. અ. આ હિરાલાલ અંબાલાલ-જગુદન.

ઠરાવ ૬—મહાલની જે ગ્રામ પંચાયતો, પુસ્તકાલયોને મદદ આપતી શરૂ થઇ ગઇ છે તે ગ્રામ પંચાયતોનો આ પરિષદ આભાર માને છે અને જે ગ્રામ પંચાયતો પોતાના બજેટમાં રકમ મંજૂર કરવા છતાં વેળાસર ન આપતી હોય તેવી ગ્રામ પંચાયતોને વેળાસર મદદ આપવા આ પરિષદ વિનંતિ કરે છે.

દ મૂ. મણિલાલ મોહનલાલ-બલોલ. અ. આ. ભગવાનદાસ વિઠલદાસ-વડસ્મા.

ઠરાવ ૭—ગ્રામજનતા પુસ્તકાલયપ્રવૃત્તિમાં હજુ જોઇએ તેટલો રસ લેતી થઇ નથી, જેથી આ પરિષદ મહાલનાં જે તે પુસ્તકાલયોના કાર્યકરોને, પુસ્તકાલયપર્વણીદિન ઉજવવા, રા. પુ મં. ની યોજના પ્રમાણે વાચક મંડળો ઊભાં કરવા તથા શિષ્ટ વાચનની પરીક્ષાઓનો પ્રચાર કરવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

દ. મૂ શ્રી. રઘુનાથ મહાદેવ ભીમાકર અ. આ. શ્રી. નાનજીભાઇ જેઠીદાસ પટેલ

ઠરાવ ૮—આજની આ પરિષદના પ્રમુખશ્રી અગારો સાહેબે, પ્રમુખપદ સ્વીકારી પરિષદની કાર્યવાહીને ફતેહમંદ બનાવી છે તે બદલે આ પરિષદ તેઓનો આભાર માને છે.

દ. મૂ. અંબાલાલ બી. પટેલ અ. આ. નાનજીભાઇ

ઠરાવ ૯—ચોથી મહાલ પુ. પરિષદને પોતાને આંગણે નોતરી બલોલવાસીઓએ આ પરિષદને સફળ બનાવવા માટે જે ખંત અને ઉત્સાહ દર્શાવ્યાં છે તથા શ્રમ લીધો છે તે બદલ આ પરિષદ બલોલવાસીઓનો આભાર માને છે.

ઠરાવ નં. ૪ ચર્ચાસ્પદ બનતાં બલોલના ભાઇ જોઇતારામે જણાવ્યું હતું કે બજેટની કાપકૂપ બિલકુલ નભાવી લેવા જેવી નથી. તેને માટે મજબૂત આંદોલનો વડે વધુ રકમ શ્રીમંત સરકાર પાસેથી મંજૂર કરાવવાની જરૂર છે. તેને માટે એક દિન ઉજવી તે દિવસે રાજ્યભરમાંથી તે બાબતની માગણી જવાની જરૂર છે. મે. ઉમેદભાઇ સાહેબે તેનો ખુલાસો આપતાં જણાવ્યું કે, શ્રીમંત સરકાર બનતી ઉદારતાથી આ પ્રવૃત્તિમાં મદદ કરી રહી છે. પુસ્તકાલયોએ પગભર થવું જોઇએ. ઉપરાંત, પુસ્તકાલયની સાચી ઉપયોગિતા સિદ્ધ કરી બતાવવી જોઇએ. તો શ્રીમંત સરકાર તમારી માગણી જરૂર સ્વીકારે. પરિષદમાં જે ઉત્સાહ બતાવાય છે તે ઉત્સાહ ગામની સંસ્થાના ઉત્કર્ષમાં ૧૨ માસ ટકાવી રાખો તો તમે જરૂર સફળ થશો. ઠરાવ નં. ૭ વિષે બોલતાં શ્રી. નાનજીભાઇએ જણાવ્યું કે, પુસ્તકાલયપર્વણી અને વાચકમંડળ દ્વારા ગામડાનાં પુસ્તકાલયો વધુ સક્રિય બનાવો. સરકારી મદદ વધુ મળે ત્યારે તેનો સાચો ઉપયોગ કરી બતાવવા સારૂ પણ પુસ્તકાલયપ્રવૃત્તિ તરફ આદરભાવથી જુઓ અને તે કામ વેઠિયું નહિ પણ સાચી લાગણીથી કરતા થાઓ.

પ્રમુખશ્રીએ ઉપસંહારમાં જણાવ્યું કે, પુસ્તકાલયનો બેનો લાભ લેતી નથી તેથી ગામડામાં પણ બાળકો તેમ જ સ્ત્રીઓ માટે અઠવાડિયામાં એક ખાસ દિવસ રાખવા સૂચવ્યું હતું.

---

## ‘ ગ્રંથ ’ની ઉત્પત્તિ

‘ ગ્રંથ ’ શબ્દ શા પરથી આવ્યો તે જાણો છો ? જૂના જમાનામાં કાગળની શોધ થઇ નહોતી ત્યારે લોકો કાગળની જગાએ તાડપત્ર કે ભોજપત્ર વાપરતા. તેના પર લખ્યા પછી છૂટાં પાનાં રખડી ન જાય તે માટે તેમને એક ખૂણે કાણું પાડી તેમાં દોરો પરોવી ગાંઠ વાળવામાં આવતી. આ ગાંઠને સંસ્કૃતમાં ‘ ગ્રંથિ ’ કહે છે. એ ‘ ગ્રંથિ ’ પરથી ‘ ગ્રંથ ’ ( પુસ્તક ) શબ્દ બન્યો. ( "ગાંડીવ" )

# પુસ્તકાલયપર્વણી

**કલ્યાણકારી** પુસ્તકાલયપ્રવૃત્તિનો સંદેશ ઘેર ઘેર પહોંચતો કરી ભણેલી જનતાનો વાચનરસ જાગ્રત કરવાના તથા પુસ્તકાલયપ્રવૃત્તિની ઉપયોગિતા જનહૃદયમાં ઠસાવી સ્થાનિક પુસ્તકાલયસંસ્થાને પોષવાની ફરજનું ભાન આમજનતાના દિલમાં પ્રગટાવવાના શુભાશયથી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે, દરસાલ **વસંતપંચમીને દિવસે, પુસ્તકાલય પર્વણી** ઉજવવાનો શિરસ્તો પાડ્યો છે. તદનુસાર રાજ્યનાં અનેક પુસ્તકાલયો એ દિન પુસ્તકાલયોની સાફસૂફી ને શણગાર, પ્રભાતફેરી વા સરઘસો, પુસ્તકપ્રદર્શન, વાચનશ્રવણના વર્ગો, વાર્તાકથન, ભજનમંડળીઓ, જાહેરસભા, ગરબા–સંવાદ ને ઇતર મનરંજનના કાર્યક્રમો, રોશની વગેરે પૈકી સવડ પડતા વિધવિધ કાર્યક્રમોથી ઉત્સાહભેર ઊજવે છે.

ચાલુ સાલે પણ એ પર્વણીદિન તા. ૧૮-૧-૪૫ ને ગુરુવારે રાજ્યનાં અનેક પુસ્તકાલયોએ ઊજવ્યો હતો. પૈકી જેમના અહેવાલ અમારા તરફ આવ્યા છે, તેમની જરૂર જોગી નોંધ આ નીચે પ્રગટ કરીએ છીએ. ઇચ્છા તો બધાં જ એવી રાખે કે અમારા અહેવાલને સંપૂર્ણ સ્થાન અપાય. પરંતુ સ્થળસંકોચને કારણે અને કાર્યક્રમોમાં લગભગ સરખાપણું રહેતું હોવાને લીધે ગામનું નામ તેમ જ સભાના પ્રમુખના નામનિર્દેશ ઉપરાંત વિશિષ્ટ કાર્યક્રમ અને મળેલી આર્થિક મદદનો ઉલ્લેખ માત્ર કરી સંતોષ માનવો રહે છે.

૧. **વસો** બાલ પુ. :—સાલાનુવાદ મુજબ પુ. પર્વણી સાથે બાલદિન ઉજવાયો હતો. ગામની બધી શાળાઓમાં ભણતાં તેમ જ શાળા બહારનાં બીજાં બાળકોનો મેળાવડો દરબારબાગમાં રાખવામાં આવ્યો હતો અને એ વખતે ગરબા, બાલસંવાદો તથા સ્વચ્છતાની દરિદ્રાઇના કાર્યક્રમો રખાયા હતા. મેળાવડાનું પ્રમુખસ્થાન વસો વિભાગના શાળાધિકારી સાહેબને એનાયત થયું હોઇ તેઓશ્રીના હસ્તે ઇનામ વહેંચાયાં હતાં તેમ જ મિઠાઇ પણ વહેંચાઇ હતી.

૨ **કંડારી** તા. કરજણ:—સ્વચ્છતા ને સાફસૂફી: પુસ્તકાલયોનાં પુસ્તક ગામનાં આબાલ વૃદ્ધજનતાને ઘેર બેઠાં દરેક લત્તામાં પહોંચાડવાની વ્યવસ્થા થઇ અને તે કામ વિદ્યાર્થીઓ–વિદ્યાર્થિનીઓ દ્વારા લેવામાં આવ્યું. સ્તુત્ય !

૩. **કારવણ** તા. ડભોઇ:—સાફસૂફી ને ધજાપતાકાનો શણગાર; સવારમાં બાળકોને સ્ટીરીઓસ્કોપનાં ચિત્રો બતાવ્યાં. બપોરે સરઘસ અને રાત્રે ભજનકીર્તનના કાર્યક્રમો રખાયા.

૪. **મંડાળા** તા. ડભોઇ:—સાફસુફી–શણગાર. બપોરે સરઘસ અને સભા ઇશ્વિરસ્તુતિ, બાલસંવાદ તથા ગરબાના કાર્યક્રમ ઉજવાયા તથા મુ. શિક્ષકે પ્રાસંગિક પ્રવચન કર્યું.

૫. **કરનાળી** તા. તિલકવાડા:—સાફસફી ને શણગાર, શ્રીમંતના તથા સરસ્વતીના ફોટાઓનું પૂજન, સભામાં પુસ્તકાલયનું નિવેદન–હિસાબ રજૂ કરાયાં, ઇશસ્તુતિ, શ્રીમંત-પ્રશંસા તથા રાજગીત ને પ્રાસંગિક પ્રવચનો થયાં. રાત્રે ભજનકીર્તન થયાં.

૬. **વેજપુર તા. સાવલી**:—સાફસૂફી ને ધજાપતાકાના શણગાર. વાચનશ્રવણ બાદ પ્રસાદ. રાત્રે રોશની.

૭. **મેવડ તા. મહેસાણા**:—સાફસૂફી શણગાર સાંજરે જાહેર સભા જેમાં મંત્રીએ નિવેદન રજૂ કર્યું અને પ્રમુખશ્રીએ પ્રાસંગિક પ્રવચન કર્યું. મંત્રી વ મુખ્ય શિક્ષક શ્રી. મોજીદાન ગઢવીએ "દેશહિતનું દાન" નામનું

'સુજ્ઞ સેવક તું સારદાના રે, ધરજે ઉરે ધ્યાન;
ગેબી કોઇ જ્ઞાનના દાની રે, ભલેરૂં રાખે ભાન.'

એ ટેકવાળું સ્વરચિત કાવ્ય ગાઇ સંભળાવ્યું. મિઠાઇ વહેંચાઇ.

૮. **ચંદ્રુમાણા તા. પાટણ**:—સાફસૂફી ને શણગાર. બાળકોનું સરઘસ અને રમતગમતની હરિફાઇ થઇ શ્રી. માણેકલાલ હરિશંકર વ્યાસના પ્રમુખસ્થાને જાહેરસભા ભરાઇ જેમાં પ્રભુપ્રાર્થના, ગરબા અને પ્રાસગિક વિવેચનો બાદ ઇનામવહેંચણી થઇ ગોળની પ્રસાદી વહેંચાઇ.

૯. **વાલમ તા. વિસનગર**:—સાફસૂફી અને ધજાપતાકાનો શણગાર સવારના દશ વાગે શેઠ શ્રી. લલ્લુભાઇ નારાયણદાસના પ્રમુખપદે સભા ભરાઈ. જેમાં ગામનાં આબાલવૃદ્ધની સારી હાજરી હતી. ઇશસ્તવન અને શ્રીમંત પ્રશંસા બાદ રાજધ્વજનું પૂજન થઇ મંત્રીએ સંસ્થાનું નિવેદન રજૂ કર્યા બાદ પ્રાસંગિક વિવેચનો બાદ પ્રસાદ વહેંચાઇ શ્રીમંતના જયનાદ સાથે વિસર્જન.

૧૦. **ઉનાઉ તા. કલોલ**:—સ્વચ્છતા ને શણગાર, પુસ્તકોનું પ્રદર્શન અને મનગમતું પુસ્તક વાંચવાની છૂટ મૂકી ઘેર વાંચવા પણ અપાશે, વાચન કેમ કરવું તેનો ખ્યાલ અપાયો. વિષયવારી પત્રક પૂરૂં કરી દેવામાં આવ્યું. પર્વણીનું મહત્ત્વ સમજાવ્યું.

૧૧. **ભોયણરાઠોડ તા. કલોલ**:—ગામમાં સરઘસ ફેરવ્યું. બાળકોને સ્ટીરીઓસ્કોપનાં ચિત્રો બતાવાયાં. શેઠ મફતલાલના પ્રમુખપદે જાહેરસભા ભરાઇ.

૧૨. **બ્રાહ્મણવાડા તા. ચાણસ્મા**:—સાફસૂફી-શણગાર, સવારે સ્કાઉટો સંગે બાળકોનું સરઘસ, સાંજરે સાડાપાંચે મેળાવડો થયો, જેમાં બાલસંવાદ, ગરબા તથા મુખ્ય શિક્ષક અને સ્ટેશન માસ્તરના પુસ્તકાલયોના લાભાલાભ સંબંધી પ્રવચનો બાદ સાકરનો પ્રસાદ વહેંચાઇ વિસર્જન.

૧૩. **ઊંઝા તા. સિદ્ધપુર**:—રાત્રે બ્રાહ્મણવાડાના ચોગાનમાં પાટણના આરોગ્ય ધામના સંચાલક શ્રી. પુનમચંદ શાહ, શ્રી. બુધાલાલ શેઠ, વાસુદેવ ડૉકટર, બેંક એજન્ટ શ્રી. દીધે, પોસ્ટ માસ્તર વગેરે ગૃહસ્થોના સહકારથી જાહેર સભા ને મનોરંજનનો સુંદર કાર્યક્રમ રખાયો હતો. જયંત પંડિતનું ભજન, કુ. ઝવેરનાં નૃત્ય ગીત, તથા પુનમચંદ શાહનાં લોકગીતે શ્રોતૃવર્ગનાં દિલ ડોલાવ્યાં હતાં. પ્રમુખસ્થાનેથી પ્રવચન કરતાં શ્રી. છોટુભાઇ પંડિતે જણાવ્યું હતું કે "પુસ્તકાલયરૂપી જ્ઞાનગંગાનું સૌએ છૂટથી પાન કરવું જોઇએ. સામાજિક સંકોચ અને ખોટી શરમો છોડી બહેનોએ બહાર આવવું જોઇએ. લગ્નમાં મોટે

ધારે ગાતાં કે મરણ પાછળ છાતિમાં કૂટતાં જે બહેનો શરમાતી નથી તેઓ આવા નિર્દોષ - આનંદના કાર્યક્રમોમાં ભાગ લેતાં શાને શરમાય છે ? કુ. ઝવેરના જેવો જ કાર્યક્રમ ઊંઝાની બાળાઓ અને મહિલાઓ કાં ન બતાવી શકે ? સ્વ. કસ્તુરબા ગાંધી ફંડમાંથી બહેનોના વિકાસ માટે યોજાતી યોજનાઓનો લાભ ઊંઝાની બહેનો જરૂર ઉઠાવે. "

શ્રી. નગીનભાઈએ પણ પ્રાસંગિક પ્રવચનને અંતે જણાવ્યું હતું કે " આ જાતના કાર્યક્રમો ખાલી તમાશાની રીતે નહિ પણ જીવનવિકાસનાં સાચાં સાધનો તરીકે યોજનાં અને યોજાવાં જોઈએ. "

૧૪. સિદ્ધપુરઃ—સૌ. કાન્તાબેન સા. મહિલા પુ. તરફથી પર્વણીઉત્સવ તા. ૧૮ થી ૨૧ સુધી ઉજવાયો. પુસ્તકાલયની આંતરબાહ્ય સાફસૂફી અને શણગાર, તા. ૧૮ મી પ્રાર્થના, શ્રીમંત પ્રશંસા, ગરબા અને કન્યાસંમેલન યોજાયાં હતાં. તા. ૨૧ મીએ સ્ત્રીસમાજ ભરી તેમાં સંભાષણો, ગરબા વગેરેનો રંજન કાર્યક્રમ ગંગાવાડીના વિશાળ મેડા પર રખાયો હતો. સદ્‌ગત શેઠ શ્રી. ચિમનલાલ વિઠ્ઠલદાસનાં ધર્મપત્ની શ્રી. લક્ષ્મીબેન તરફથી તેમનાં દીકરી શ્રી. નિર્મળાબેને બાળાઓને ઇનામની લહાણી કરી હતી. વહોરાકોમની બેનોએ પણ ભાગ લીધો હતો.

૧૫. કામરેજઃ—અંદર બહારની સર્વાંગી સફાઈ ને શણગાર. સવારે શ્રીમંતના તેમ જ સ્વ. શ્રી. મોતીભાઈ અમીનના ફોટાઓને પુષ્પહાર પહેરાવી ધૂપદીપ કરી સરઘસ ગામમાં ઘૂમી વળ્યું. બપોરે પુસ્તકો, સામયિકો, ચિત્રપોથીઓ, રમતગમતનાં સાધનો વગેરેનું પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું અને દૃશ્યચિત્રોનો લાભ નાનાંમોટાં સર્વ કોઈને આપવામાં આવ્યો. બાદ જાહેર સભામાં પ્રાસંગિક વિવેચનો અને બહુકવીરોના વ્યાયામના પ્રયોગો થયા. રાત્રે ભજન મંડળીનો કાર્યક્રમ હતો.

૧૬. શાખપુર તા. દામનગરઃ—સાફસૂફી ને શણગાર. બાળકોને પૂર ઉત્સાહપૂર્વક છૂટથી પુસ્તકો વંચાવ્યાં. શાખપુર નાયબ વૈદકીય અમલદારનાં પત્ની અ. સૌ. કુસુમબેનના પ્રમુખપદે જાહેર મેળાવડો યોજાયો જેમાં સંવાદ, કાવ્યો વગેરેનો કાર્યક્રમ બાળાઓએ રજૂ કર્યો. મંત્રીએ સંસ્થાનું નિવેદન વાંચી સંભળાવ્યું.

૧૭. બેટઃ—આંતરબાહ્ય સ્વચ્છતા ને શણગાર, બહારની ગેલેરીમાં પુસ્તકપ્રદર્શન, બપોરે ૧૧ વાગે શ્રી સરસ્વતી માતા તથા શ્રીમંતની છબીઓ સાથેનું સરઘસ જેમાં બાળકો ઉપરાંત નાગરિકો તથા સ્થાનિક અમલદારો પણ જોડાયા હતા. પુસ્તકાલયના પ્રમુખ શેઠશ્રી ગોકળદાસ હરજીવન તરફથી બટુક—બાળાઓને મિઠાઈ વહેંચાઈ. બપોરે મહિલા સંમેલન મહાલકરીઓનાં ધર્મપત્ની સૌ. સુમતીબેનના પ્રમુખપદે ભરાયું, જેમાં કન્યાઓના ગરબા, મહિલા પુ. ના નિવેદનની રજુઆત અને પ્રાસંગિક પ્રવચનો થયાં. સાંજરે હિંદુ—મુસ્લીમ પ્રજાજનોનો જાહેર મેળાવડો મહાલકરી શ્રી. નાથાલાલ ભટ્ટ સાહેબના પ્રમુખપદે યોજાયો જેમાં ગાયન—સંભાષણ મંત્રીનું નિવેદન અને બોધક વિવેચનો થયાં.

—ના નં. ચોકસી

# પુસ્તક પરિચય



**૧. શ્રીગિરધરકૃત રામાયણ**—( આવૃત્તિ બીજી ) પ્રકાશક: સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ડેમી આઠ પેજી કદનાં પૃષ્ઠ ૭૪૪+૧૬, બોર્ડનું સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૪–૮–૦.

યુક્તપ્રાંત અને ઉત્તરહિંદમાં તેમ જ આજના ગુજરાતમાં જે સ્થાન તુલસીકૃત રામાયણનું છે તે સ્થાન આપણાં ગામડાંમાં આ ગિરધરકૃત રામાયણે પ્રાપ્ત કરેલું છે.

આપણા ગામડે નિવૃત્તિના દિવસોમાં અથવા અવારનવાર રાત્રે સૂતા પહેલાં ઘરનાં અને પડોશનાં ભણેલાં–અભણ નાનાં મોટાં ભેગાં મળી આ ગિરધરકૃત રામાયણનું વાચન–શ્રવણ કરતાં. ત્યારે આ પુસ્તક કડીએ કડી છૂટી પાડીને છપાયેલું એવું અપ્રાપ્ય હતું. તેને એવા સ્વરૂપમાં સ્વ. સ્વામીશ્રી અખંડાનંદજીએ બહાર પાડતાં એ સારો લોકાદર પામ્યું હતું. અને તે વખતે, સદ્‌૦ સ્વામીજીએ આવા વાચન–શ્રવણનો મહિમા આ પુસ્તકની પ્રસ્તાવનામાં આપ્યો હતો તેની યથાર્થતા આજે આપણને સમજાય છે, અને આપણી પુસ્તકાલય પરિષદો આવા વાચન–શ્રવણને ઉત્તેજન આપવાને લગતા ઠરાવો કરવાની પ્રેરણા પામે છે.

રામરામણીમાં રચાયેલી આવી પદ્યકથાઓ સારા કથાકીર્તનકારોના મુખે લોકસમૂહમાં ગવાય અને તેના દ્વારા આપણાં જ્ઞાનચારિત્ર્યનો વિકાસ થાય તેમ થવાની જરૂર છે.

વર્ષો થયાં અપ્રાપ્ય રહેલું રામાયણકથાનું લોકભોગ્ય શૈલીએ રચાયેલું આ પુસ્તક નાનાં મોટાં દરેક પુસ્તકાલયો અચૂક વસાવી લે.

**૨. મીરાં અને નરસિંહ**—સંપાદક : ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ વ. દિવેટીઆ, પ્રકાશક ઉપર પ્રમાણે. ડેમી કદનાં પૃષ્ઠ ૯૬+૮, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦. ૧૯૪૪.

પુસ્તકનું ઉપરનું નામ વાંચી રખે કોઇ માની લે કે એ બન્ને ભક્ત વિભૂતિઓનાં ચરિત્રો કે તેમનાં કાવ્યવિવેચનનું આ પુસ્તક હશે. આ બન્ને ભક્તાત્માઓએ તાદાત્મ્યસિદ્ધિ પામતાં અને તેમના જીવનપ્રસંગોમાં અનુભવેલા અનુભવ–જ્ઞાનબોલની વાણી આ પુસ્તકમાં સંગ્રહેલી છે. આજે બન્ને ભક્તકવિઓનાં વિવિધ સર્જનો જુદા જુદારૂપે પ્રકટ થયેલાં મળે છે. પરંતુ તેને નીરક્ષીરવિવેકે પ્રકટ કરવાના પ્રયત્નો ઓછા થયા છે. એવો કંઇક પ્રયત્ન, આ પુસ્તકના સંપાદકે કર્યો જણાય છે.

એ સર્જકોની સમકાલીન ભાષા કેવી હતી અને તે એ જ જૂની ભાષામાં એના જુદા જુદા સંશોધકોએ આપણને આપેલ છે. છતાં આપણી આમજનતાને સમજવી સુગમ પડે તેવી રીતે તૈયાર કરેલાં આ ભજનો–પદો–વગેરે આપણા લોકસમૂહમાં અવશ્ય આદર પામશે.

પુસ્તકના પ્રવેશકમાં એના સંપાદકે, બન્નેનાં સર્જનોનું વિવેચનનિરૂપણ કર્યું હોઇને કેટલેક અંશે પ્રમાણભૂત જીવનચરિત પણ આપવા પ્રયત્ન કર્યો છે.

૩. **વિવેકાનંદસાર**—સંપાદકઃ શ્રી. મનુ સૂબેદાર; પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૬૮+૪, બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂા. બે. ૧૯૪૪.

આ પ્રકાશનસંસ્થા તરફથી આજસુધીમાં સ્વામી વિવેકાનંદના સદુપદેશોનાં તેર ભાગો પ્રસિદ્ધ થયા હતા. તેમાંના વિશિષ્ટ ઉપયોગી અને વાચન—મનન—પાત્ર સામગ્રી આ પુસ્તકમાં સંગ્રહવામાં આવી છે. એમાં સ્વામીજીએ અમેરિકામાં આપેલાં ધર્મવિષયક પાંચ વ્યાખ્યાનો તેમ જ કર્મયોગ, ભક્તિયોગ, વ્યાવહારિક અધ્યાત્મયોગ, વેદાંત અને ઈતર વ્યાખ્યાનો આપેલાં છે. ઉપરાંત, તેઓ સાથેની મુલાકાત અને પ્રશ્નોત્તરીમાંથી તરી આવતો બોધ પણ એમાં સંગ્રહ્યો છે.

સ્વામી વિવેકાનંદના સદુપદેશોના સઘળા ભાગો વસાવી—વાંચી ન શકે તેવાઓ માટે આ પુસ્તક આશીર્વાદરૂપ નીવડશે. નાનાં મોટાં સઘળાં પુસ્તકાલયો વસાવી લે.

૪. **અમારી ઇન્દુનું શિક્ષણ**—મૂળ મરાઠીમાં લેખકઃ શ્રી. ના. મ. પટવર્ધન; અનુવાદકઃ શ્રી. ગણેશરાવ રામરાવ ભોકરી; પ્રકાશકઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. પો. બો. ૧૦, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦૪+૧૬, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨). ૧૯૪૫:

સ્વ. મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાના ત્રીજા પુષ્પ તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. લેખકે, સરળ શૈલીએ આજનાં માબાપોને મૂંઝવતા શિક્ષણના પ્રશ્નની સુંદર છણાવટ કરી છે.

ખરી રીતે તો બાળકના બાલ્યકાળથી જ એક યા બીજા પ્રકારે તેના શિક્ષણની શરૂઆત થાય છે અને તે પછી તે સમજણું થઈ સારાનરસાનો ખ્યાલ કરતું થાય ત્યાંસુધીની તેની જીવનસરણીને તેનાં માબાપોએ અવલોકી તેને યોગ્ય માર્ગે દોરવાની રહે છે. એવા ક્રમિક વયે પોતાના સંતાનની કેળવણી કયા પ્રકારે ઉચ્ચતર બનાવવી તેનું લેખકે પોતાની રસભરી અને કેટલેક સ્થળે માર્મિક શૈલીએ આમાં દર્શન કરાવ્યું છે.

શિક્ષણશાસ્ત્રમાં રસ લેનાર સૌએ અને તેમાં પણ, અધ્યાપનક્ષેત્રને પોતાના પવિત્ર વ્યવસાય તરીકે સ્વીકારનાર સૌને માટે આ પુસ્તક એક યા બીજા રૂપે ઉપયોગી નીવડે તેવું છે. એમાં સ્થળે સ્થળે નજરે પડતાં બાળકનાં માનસદર્શનનો આપણને અચ્છો ખ્યાલ મળે છે. સૌ શિક્ષણરસિકો આ પુસ્તક વસાવી લે.

૫. **ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ**—સંપાદકઃ શ્રી. બબલભાઇ મહેતા; પ્રકાશકઃ ઉપર પ્રમાણે, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૮૮+૨૪, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ. ૧૯૪૫.

સ્વ. ભાઇલાલ વ્યાસ સ્મારક ગ્રંથમાળાના પ્રથમ પુસ્તક તરીકે આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે. એમાં આપણા ગ્રામસેવાના ભેખધારી અને "મારું ગામડું" સરખા લોકભોગ્ય સર્જનના લેખક શ્રી. બબલભાઇએ ગ્રામજનોના નિત્યજીવનને સ્પર્શતા પ્રશ્નો ગ્રામજનતા સમજી શકે તેવા સ્વરૂપમાં ગામના જાહેર સ્થળે દરરોજ ભીંત પર

લખવાનું ધોરણ રાખેલું. તેના ઉતારાના સંગ્રહરૂપ આ પુસ્તક છે. એમાં, લેખકે ગ્રામજીવનને સ્પર્શતી ઝીણામાં ઝીણી વિગતો ત્યાં વસનારાઓના જીવનમાં કેવો ભાગ ભજવે છે તે હૂબહૂ રીતે બતાવ્યું છે. અને એ રીતે જે ગામને પોતાના કાર્યક્ષેત્રરૂપે સ્વીકારેલું તેની નોક તેમણે કેવી ફેરવી નાખેલી તેનો અચ્છો ખ્યાલ આપેલ છે.

આ પુસ્તકમાં અપાયેલાં સૂત્રો અને સદ્બોધનો ગામડેગામડે ખૂબખૂબ પ્રચાર થાય તો આપણાં આજનાં કલુષિત જણાતાં ગામડાં અવશ્ય સુખી નીવડે.

દરેક પુસ્તકાલય આ પુસ્તક પોતાને ત્યાં વસાવી લઇ એનો ઘેર ઘેર પ્રચાર થાય તેવો પ્રયત્ન અવશ્ય કરે.

૬. **આથમતે અજવાળે**—લેખકઃ શ્રી. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, પ્રકાશકઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૬૦+૮, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૫–૮–૦.

આ પુસ્તક ક્રમે ક્રમે "નવચેતન"માં છપાતું હતું ત્યારે શ્રી. ધનસુખલાલભાઇના પ્રશંસકો એને હોંશે હોંશે વાંચતા–વધાવતા હતા. આજે એ પુસ્તકાકારે પ્રકટ થયું છે.

આપણા સાહિત્યજગતમાં વખતોવખત ચમકી જઇ માર્મિક હાસ્યરસ પીરસતા જાણીતા હાસ્યરસિક લેખક શ્રી. ધનસુખલાલે પોતે લખેલી આ આત્મકથા છે. એ મમોળા લેખકના ભરતીઓટભર્યા વિવિધ જીવનપ્રસંગો જાણવા માટે અને એ હાસ્યધારા વહાવનાર સર્જકની સર્જનકળા અને જીવનપરિચય પામવા ઇચ્છનાર માટે એ પુસ્તક ઉપયોગી નીવડશે. આપણા ગણ્યમાન્ય સાક્ષરોની આત્મકથા લખવાની આ પરિપાટીને ગુર્જર વાચકસમુદાયે ઉત્તેજન આપવા પાત્ર છે.

૭. **સ્વામી રાવ**—( સરદાર પૃથ્વીસિંહની જીવનકથા.) લેખિકાઃ શ્રી સુભદ્રા ગાંધી, પ્રકાશકઃ કૃષ્ણલાલ મણિલાલ ઠક્કર, દેરી રોડ, કૃષ્ણનગર, ભાવનગર. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૭૨+૪, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ચાર. ૧૯૪૫.

કાઠિયાવાડના જુવાનોમાં એક કાળે "સ્વામી રાવ"નું નામ ખૂબ જ પ્રિય થઇ પડયું હતું. કારણ, એણે એ જુવાનોને વ્યાયામનાં પ્રેરણાનીર પાયાં હતાં. ઉત્તરહિંદુસ્તાનના આ 'ભૈયાજી'નું મૂળ નામ પૃથ્વીસિંહ. એના બાળપણની અભણતા, પર્યટનપ્રિયતા, દેશદાઝ, ક્રાન્તિની ધખધખ અને તેને માટે છેક મોતના પંજા સુધી પહોંચી જવાની તૈયારીવાળા આ વીરનરની જીવનઝરમર આપણી ઊગતી પેઢીમાં હિંમત અને આશાનો સંચાર કરે તેવી છે. અદ્ભુત રસનો અનુભવ કરાવે તેવા આ રોમાંચક જીવન જીવનાર વીરને માટે 'ધન્યવાદ'ના એ શબ્દો સહેજે વાચકનાં મુખેથી નીસરી પડે.

આપણા યુવાનો આવાં જીવનચરિત્રો વાંચી તેમાંથી વીરતા, ધીરજ, હિંમત અને ખંતની પ્રેરણા મેળવે.

૮. **હિંદની આર્થિક દુર્દશા**—લેખકઃ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશકઃ સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ. ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૭૨+૮, સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦

"સંદેશ" પ્રકાશન મંદિર તરફથી શરૂ થયેલ આર્થિક ગ્રંથમાળાનું આ પ્રથમ પુસ્તક છે. એમાં, આપણા જાણીતા અર્થશાસ્ત્રનિષ્ણાત લેખક શ્રી. ડુંગરશીભાઈએ, આપણા દેશની આર્થિક દુર્દશા શાથી થઈ અને તેમાં પરદેશી રાજતંત્ર હેઠળ પ્રજા કરવેરાના બોજાથી કેટલી કચડાયેલી છે તેનું આંકડાસહ નિદર્શન કરાવ્યું છે. અર્થશાસ્ત્ર જેવા અભ્યસનીય વિષયમાં રસ ધરાવનાર માટે આ માહિતીભર્યું પુસ્તક ઠીક ઉપયોગી સામગ્રી પૂરી પાડશે.

સંદેશ આર્થિક ગ્રંથમાળાના સંપાદક શ્રી. જયંતિલાલ મહેતાના સંપાદન દ્વારા ગુજરાતને અર્થશાસ્ત્રની ઓળખ આપતાં પુસ્તકોની આપણે ત્યાં વૃદ્ધિ થાય એવી ભાવના-સહિત અમે આ પુસ્તિકાને આવકારીએ છીએ.

**૯. બાલવાચનમાળાનાં ૬ પુસ્તકો**—શબ્દપોથી ૧–૨, બાલપાઠો, સુંદરપાઠો, જોડાક્ષરપોથી, નાનામોટા પાઠો,–દરેકના લેખકઃ—શ્રી. સોમાભાઈ કિશાભાઈ પટેલ; મૂલ્ય અનુક્રમે ૧, ૨ ૩, નું ૦–૩–૦, ૪ અને ૬ ના ૦–૫–૦ તથા ૫ ના ૦–૪–૦

ઉપર્યુક્ત વાચનમાળા આપણાં પ્રાથમિક શાળામાં પ્રવેશતાં બાળકોના વાચનની શરૂઆત માટે તેમ જ તેમને ક્રમિક વાચન શીખવવામાં ઉપયોગી નીવડે તેવાં હોઈને આ વાચનમાળા પ્રાથમિક શાળાઓ માટે પાઠ્યપુસ્તક રૂપે ચલાવાય તો બાળકોનું વાચન ક્રમેક્રમે વિકસાવવામાં મદદરૂપ થઈ પડે તેવી છે પાઠ્યપુસ્તક તરીકે ન સ્વીકારી શકે તેવી પ્રાથમિક શાળાઓમાં આ બાલવાચનમાળા વાચનોત્સુક બાળકોના ઇતર વાચનના વિકાસમાં સારી મદદરૂપ થઈ પડે તેવી છે. એટલે પ્રાથમિક શાળાઓમાં ઇતર વાચન માટે તેમ જ સાર્વજનિક પુસ્તકાલયમાં આવતાં વાંચતાં શીખેલાં, શીખતાં કે શીખવવાને ઉત્સુક એવાં બાળકો માટે આ વાચનમાળા અવશ્ય વસાવી લેવા જેવી છે. ૬ પુસ્તિકાઓની માત્ર ૧–૮–૦ કિંમત અજના કાગળની કપરી તંગીના વખતમાં સસ્તી જ કહેવાય.

નાનાં મોટાં સૌ પુસ્તકાલયો પોતાને ત્યાં વસાવવા પ્રયત્ન કરે.

**૧૦. છબછબિયાં** - લેખકઃ શ્રી. અવિનાશ વ્યાસ, પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન ૧૬નાં પૃ. ૩૨, સાદું પૂઠું, મૂલ્ય ૦–૮–૦.

શ્રી. અવિનાશ વ્યાસ આપણા ગીતકારોમાં અગત્યનું સ્થાન ધરાવે છે. એમણે બાળકો માટે એવાં બાલગીતો પણ લખ્યાં છે. અને આ પુસ્તકની વિશિષ્ટતા તો એ છે કે, એ ગીતો સાથે આપેલાં ચિત્રો બાલચિત્રકારનાં દોરેલાં છે. એમાંનાં શ્રાવણનાં છબછબિયાં, છુક છુક ગાડી, સાત તાળી, દિવાળી વગેરે બાલગમ્યગીતો બાળકોને ગમી જાય તેવાં છે.

પુસ્તકાલયમાં આવતાં બાળકો માટે સુખે વસાવાય.

**મણિલાલ પ્ર. વ્યાસ**

**૧૧. ભારત–બાહુબલિ રાસ**—સંપાદક–અનુવાદકઃ પં. લાલચંદ ભગવાનદાસ ગાંધી, પ્રકાશકઃ અભયચંદ ભગવાનદાસ ગાંધી, ભાવનગર. પૃષ્ઠ ૮૯+૬૩=૧૫૨: કિંમત ૧–૪–૦.

ઉપર્યુક્ત રાસ પ્રાચીન ગુજરાતી ભાષામાં સં. ૧૨૪૧ માં કવીશ્વર શાલિભદ્રસૂરિએ લખેલો છે. એટલે ભાષાની દષ્ટિએ અત્યંત પ્રાચીન છે. પ્રાચીન ગુજરાતી ભાષામાં સૌથી પ્રાચીન કૃતિ આ એક મળી આવેલ છે. ઇતિહાસમાં આજસુધી આથી વધુ પ્રાચીન કૃતિ બીજી મળી જાણમાં નથી.

આ રાસ કવિત્વમય છે. તેમાં યમક અને અનુપ્રાસ આહ્‌લાદક છે. વાંચતાં ચિત્ત આકર્ષે છે. વીરરસપ્રધાન આ કાવ્ય મનમોહક પણ છે.

તે વખતમાં ગુજરાતી ભાષાનું આવું છટાબદ્ધ કાવ્ય લખાયું છે તે પરથી એમ પ્રતીત થાય છે કે ગુજરાતી ભાષા તે પહેલાં પણ ઘણા સમયથી શરૂ થઇ ગઈ હતી અને રાસ લખાયાના સમયે તો તે ખૂબ પરિષ્કૃત બની ચૂકી હતી.

આ રાસે ગુજરાતી ભાષામાં એક નવીન પ્રકાશ પાડયો છે.

એનું સંપાદન તથા કાવ્યને અનુરૂપ છાટાપૂર્ણ અનુવાદ પણ પં. લાલચંદ ગાંધીએ કર્યો છે. ઉપરાંત ભાષાનો ઊંડો ઇતિહાસભર્યો વેધક પ્રકાશ પાડયો છે. બલ્કે ગુજરાતી ભાષા માટે આ દિશામાં આજ સુધી જે કાર્ય કોઇએ નથી કર્યું તે પંડિતજીએ કર્યું છે. ગુજરાતી કાવ્યની પ્રસાદી જનસુલભ કરવા માટે આજે બોલાતી પ્રચલિત ગુજરાતી જૂની કવિતામાં અનુવાદ કરીને ગુજરાતી વાચકજનતા ઉપર પણ ઉપકાર કર્યો છે.

આમ છતાં પંડિતજીનું ગુજરાતી ભાષા સંબંધી મહત્ત્વનું અને ચિરસ્મરણીય બને એવું કાર્ય તો છે એમની આ રાસની પ્રસ્તાવના.

ગુજરાતી ભાષાના સંશોધનમાં ૧૯૭૧ થી એ રસ લઇ રહ્યા છે. એમની આ પ્રસ્તાવનામાં અત્યંત ખંત, એકધારો પરિશ્રમ, પ્રમાણો અને વિદ્વત્તાનો પરિચય મળી આવે છે.

તેમાં ગૂર્જરરાષ્ટ્ર અને ગુજરાતી ભાષાનો પ્રમાણપૂર્વક સવિસ્તર ઇતિહાસ છે. અઢાર દેશી ભાષા સંબંધી પણ પાંચમી સદીથી આજ સુધીની સવિસ્તર છણાવટ છે. દેશી સાથે પરદેશી ભાષાઓના સંબંધો વિષે ઝીણવટ ભર્યો ઊહાપોહ છે. અને પ્રાચીન ગ્રંથોના આધારોનો તો ગંજ ખડકયો છે. એ એમનું ઉંડુ અવગાહન બતાવે છે.

પ્રસ્તાવના વાંચતાં લાગે છે કે પંડિતજી ગુજરાતી ભાષાવિજ્ઞાન માટે એન્સાઇકલોપીડીઆ સરખા છે. ગુજરાતી સાક્ષરો માટે આ પ્રસ્તાવના મહત્ત્વનું અંગ બની જાય છે.

સાથે સાથે ભરત બાહુબલિ માટે કઇ કઇ સદીમાં કયાં, કોણે, શું અને કેટલું લખ્યું છે તે પણ ગ્રંથોના નામનિર્દેશપૂર્વક સવિસ્તર બતાવ્યું છે.

ભરત બાહુબલિના શિલ્પ–સ્થાપત્ય ચિત્રો વગેરેનાં સ્મારકો પણ કયાં કયાં ઉપલબ્ધ થાય છે તે પણ જણાવ્યું છે.

ગુજરાતી ભાષા માટે આજસુધી આટલી છણાવટ અને ઝીણવટભરી આલોચના કોઇએ કરી નથી. યુનિવર્સિટીમાં પરીક્ષાઓ આપનાર B. A., M. A ના વિદ્યાર્થીઓ તેમ જ પ્રોફેસરો માટે આ પ્રસ્તાવના અત્યંત ઉપયોગી નીવડે તેવી છે.

પ્રસ્તાવના વાંચતાં આપણને એવી આશા બંધાય છે કે જો એનો અંગ્રેજીમાં અનુવાદ કરવામાં આવે અને થોડા ગુજરાતી ભાષાના નિયમો, શબ્દો વગેરેનું સ્પષ્ટીકરણ કરવામાં આવે અને થોડાં પરિશિષ્ટો વધારવામાં આવે તો હિંદ અને યુરોપની યુનિવર્સિટીઓમાં આદર્શ પાઠયપુસ્તક બની શકે એવી બધી યોગ્યતા આ પુસ્તકમાં છે.

ગુજરાતી ભાષાના અભ્યાસનો જે દાવો કરે છે, અને જેને ગુજરાતી ભાષા માટે રસ અને પ્રેમ છે તેણે દરેકે આ પુસ્તક વસાવી લેવું જોઇએ.

કૃત્તિહચંદ (ન્યાય–વ્યાકરણ તીર્થ)



## અસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૧ ગિરધરકૃત રામાયણ—( બીજી આવૃત્તિ ) મૂલ્ય રૂા. ૪–૮–૦
૨ મીરાં અને નરસિંહ—સંપાદક: ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઇ વ. દિવેટીઆ; મૂલ્ય ૦–૧૨–૦
૩ વિવેકાનંદ સાર ( સંકલિત )—મૂલ્ય રૂા. ૨–૦–૦
૪ પ્રકાશનાં પગલાં—લેખક: શ્રી કરસનદાસ માણેક; મૂલ્ય ૦–૧૦–૦
૫ રાખની ઢગલી—લેખક: શ્રી. " સૌજન્ય " મૂલ્ય ૦–૧૦–૦
૬ હાસ્યતરંગ—લેખક: શ્રી. જ્યોતીન્દ્ર દવે; મૂલ્ય ૦–૧૦–૦
૭ જીવનની કલા—લેખક: શ્રી. રવિશંકર મહેતા; મૂલ્ય ૦–૧૦–૦

## નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૮ ચૂપ નહિ રહેવાય—( મૂળ લેખક: ટૉલ્સ્ટૉય ) અનુ. શ્રી. ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ; મૂલ્ય રૂા. ૨–૦–૦
૯ ખાદીવિદ્યા-પ્રવેશિકા—સંપાદક: શ્રી મગનભાઇ પ્ર. દેસાઇ; મૂલ્ય રૂા. ૧–૮–૦
૧૦ સંકલિત ભગવદ્ગીતા - સં. શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર; મૂલ્ય રૂા. ૧–૪–૦
૧૧ સ્રીપુરુષ મર્યાદા—લેખક: શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા; મૂલ્ય ૦–૧૨–૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૧૨ શબ્દપોથી–૧–૨—દરેકનું મૂલ્ય ૦–૩–૦; બાલપાઠો–મૂલ્ય ૦–૩–૦, સુંદર પાઠો–મૂલ્ય ૦–૫–૦, જોડાક્ષરપોથી–મૂલ્ય ૦–૪–૦, નાના મોટા પાઠો–મૂલ્ય ૦–૫–૦ દરેકના લેખક: શ્રી. સોમાભાઇ કિશાભાઇ પટેલ.
૧૩ અજિતા—( નવી આવૃત્તિ ) લેખક: શ્રી. ધૂમકેતુ, મૂલ્ય રૂા. ૪–૮–૦;
૧૪ તણખા-મંડળ બીજું—(નવી આવૃત્તિ) લેખક ઉપર પ્રમાણે; મૂલ્ય રૂા. ૩–૦–૦.
૧૫ રાણો પ્રતાપ—મૂળ લેખક: શ્રી. દ્વિજેન્દ્રલાલ રૉય, અનુ. શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૮–૦.
૧૬ કંઠાવટી—( મંડળ બીજું ) સંપાદક: શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૧–૮–૦
૧૭ બ્રહ્મચર્યાશ્રમ—લેખક: શ્રી. કનૈયાલાલ મા. મુનશી; મૂલ્ય રૂા. ૧–૪–૦.
૧૮ ગુજરાતણોની શરીરસંપત્તિ—લેખક: શ્રી. રણજિત મ. પટેલ; મૂલ્ય રૂા. ૧–૮–૦

## જીવન સાહિત્ય મંદિર-મુંબઈનાં પુસ્તકો

૧૯ ગોમતીચક્ર અને બીજાં નાટકો—લેખકઃ શ્રી. ઇન્દુલાલ ગાંધી; મૂલ્ય રૂા. ૨–૪–૦
૨૦ પ્રણયસૃષ્ટિનાં પંત્રો—લેખકઃ શ્રી. ભોગીલાલ ગાંધી; મૂલ્ય રૂા. ૩–૦–૦
૨૧ પ્રેમપત્રો—મૂળ લેખકઃ શ્રી. 'ઉગ્ર'; અનુવાદકઃ શ્રી. ચન્દ્રકાન્ત શાહ; મૂલ્ય રૂા. ૧–૦–૦
૨૨ જીજી—મૂળ લેખક ઉપર પ્રમાણે. અનુવાદકઃ શ્રી. મુરલી ઠાકુરઃ મૂલ્ય રૂા. ૧–૮–૦
૨૩ વનવગડાની વાતો—લેખકઃ શ્રી. ગોવિંદભાઈ ઠાકર; મૂલ્ય ૦–૧૦–૦
૨૪ પંદર દિવસનો પ્રવાસ—લેખકઃ શ્રી. લાજુબહેન મહેતા; મૂલ્ય ૦–૧૦–૦
૨૫ પ્રેમમૂર્તિ કસ્તુરબા—લેખકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૬–૦.
૨૬ ભગવાનની ભેટ લેખકઃ શ્રી. જીવરામ જોષી; મૂલ્ય ૦–૧૦–૦.
૨૭ પલ્લવી – લેખકઃ શ્રી. કુમુદ શેઠ; મૂલ્ય ૦–૯–૦.

## મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિ૦–મુંબઇનાં પુસ્તકો

૨૮ ભોજ અને કાલિદાસ—સંપાદકઃ શ્રી. લક્ષ્મીનારાયણ મોહનલાલ પંડ્યા; મૂલ્ય રૂા. ૪–૮–૦.
૨૯ દૂધગંગા—લેખકઃ શ્રી. અવિનાશ વ્યાસ; મૂલ્ય રૂા. ૨–૮–૦.
૩૦ છબછબિયાં—લેખકઃ ઉપર પ્રમાણે; મૂલ્ય રૂા. ૦–૮–૦.

## એન. એમ. ઠક્કરની કું. મુંબઇ તરફથી

૩૧ હિંદુ ધર્મ—મૂળલેખકઃ સર રાધાકૃષ્ણન્; અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રા. શુક્લ મૂલ્ય રૂા. ૪–૪–૦.
૩૨ વેદની વિચારધારા—મૂળલેખક અને અનુવાદક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૨–૪–૦

## સંદેશ પ્રકાશન મંદિર–અમદાવાદ તરફથી

૩૩ હિંદની આર્થિક દુર્દશા – લેખકઃ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ; મૂલ્ય ૦–૧૨–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૩૪ ભક્ત નરસિંહ—લેખક–મંગળજી ઉદ્ધવજી શાસ્ત્રી; પ્રકાશકઃ ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપોસ રોડ, અમદાવાદ; મૂલ્ય ૧–૪–૦
૩૫ સર્પયજ્ઞ—લેખકઃ શ્રી. ' મધુર '; પ્રકાશકઃ સરસ્વતી પ્રકાશન મંદિર; દાણાપીઠ ભાવનગર. મૂલ્ય ૦–૧૨–૦
૩૬ કાવ્યપરિચય—લેખકઃ શ્રી. સુરેન્દ્રનાથ દાસગુપ્તા; અનુવાદકઃ શ્રી. નગીનદાસ પારેખ; પ્રકાશકઃ ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી ભારતીય વિદ્યાભવન; મુંબઇ. મૂલ્ય રૂા. ૪–૦–૦.
૩૭ આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારકગ્રંથ—સંપાદકોઃ શ્રી. રસિકલાલ છો. પરીખ, શ્રી. રતિલાલ મો. ત્રિવેદી, શ્રી. ઉમાશંકર જે. જોષી; પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૮–૦–૦.





# પુસ્તકાલય નોંધ

## વડોદરાને આંગણે અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ

અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ, એ સમગ્ર હિંદની પુસ્તકાલયપ્રવૃત્તિના વિકાસ-વિસ્તાર અર્થે સ્થપાયેલી સંસ્થા છે. એ સંસ્થા વખતોવખત અધિવેશનો ભરી અખિલ હિંદની પુસ્તકાલય પ્રવૃત્તિના વિસ્તાર અર્થે પ્રયત્નો કરતી રહે છે; અને પુસ્તકાલય-વિજ્ઞાનને લગતું સાહિત્ય તેમ જ તેને લગતા પુસ્તકોના વર્ગીકરણ તેમ જ ઇતર વિષયને લગતી મંત્રણાઓ-ચર્ચાઓ કરે છે.

ગયાના આગલા વર્ષે એનું અધિવેશન મુંબઇ યુનિવર્સિટીના કોન્વોકેશન હોલમાં મળ્યું હતું અને તે પછી ગયા વર્ષે જયપુર રાજ્યના આમંત્રણથી જયપુર મુકામે મળ્યું હતું.

એ અધિવેશનમાં આપણા પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે હાજરી આપી હતી અને તે પછીનું અધિવેશન વડોદરામાં મળે તે ઇચ્છનીય હોવાનું તેઓશ્રીએ શ્રી. સરકાર સમક્ષ પોતાનું નિવેદન સાદર કર્યું હતું. એ નિવેદન લક્ષમાં લઇને શ્રીમંત સરકારે સદર અધિવેશનના ખર્ચ માટે રૂ. ત્રણ હજારનો ફાળો આપવાની ઉદાર દેણગી જાહેર કરી છે. સમગ્ર અધિવેશનનો ખર્ચ રૂ. ૭ હજારનો અંદાજવામાં આવ્યો હોઇને બાકીના ત્રણ હજાર રૂપિયા પ્રજા દ્વારા એકત્ર થાય એ ઇષ્ટ ગણાયું છે

વડોદરા રાજ્ય શિક્ષણ અને સંસ્કાર-પ્રચારના કાર્યને હમેશાં વેગ આપતું આવ્યું હોઇને આગલાં વર્ષોમાં પ્રાચ્ય વિદ્યા પરિષદ, વિજ્ઞાનપરિષદ વગેરેનાં અધિવેશનોને આમંત્રવામાં સારી સહાય આપી હતી. અરે, ગયે.વર્ષે જ વડોદરાને આંગણે ગુજરાતી સાહિત્ય પરિષદનું ૭૪મું અધિવેશન મળી ગયું. અને ચાલુ વર્ષે નાતાલના દિવસોમાં અખિલ હિંદ પુસ્તકાલય પરિષદને આમંત્રણ આપવાની તૈયારીઓ ચાલુ થઈ હોવાના સમાચાર મળે છે.

એ અધિવેશનમાં અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના કાર્યવાહકો-પ્રતિનિધિઓને વડોદરા રાજ્યની અનુભવયુક્ત પુસ્તકાલયપ્રવૃત્તિમાંથી ઘણું જાણવાનું મળશે અને તે જ પ્રમાણે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યકરોને અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ દ્વારા થતા કાર્યનો પરિચય મેળવવાની આ સોનેરી તક સાંપડશે-પરસ્પરના અનુભવો અને જ્ઞાનનો લાભ લો આપશે-લેશે.

અખિલ હિંદ પુસ્તકાલય પરિષદને અહીં નોતરવાના અતિમાન થયેલા પ્રયત્નોને અમે હાર્દિક આવકારીએ છીએ અને આપણે ત્યાંના આ પ્રવૃત્તિના કાર્યકર્તાઓને અત્યારથી એ દિશામાં કાર્યપ્રવૃત્ત થવા વિનંતિ કરીએ છીએ.

## મુંબઈની પીપલ્સ ફ્રિ રિડિંગ રૂમ અને લાયબ્રેરી

ઉપર્યુક્ત પુસ્તકાલયનો મકાનનો, મુંબઈ સરકારના નાગરિક પૂરવઠા ખાતા માટે કબજો લેવાનો, મુંબઈના કલેકટરે તેના સંચાલકો પર પત્ર પાઠવ્યો હતો. મુંબઈ સરખા મહાનગરમાં જ્યાં સંખ્યાબંધ આલીશાન મકાનો છે, સરકાર પોતાને માટે ધારે ત્યારે વ્યક્તિગત મકાનો કલમના એક જ સપાટે તે મેળવવા શક્તિમાન છે તેને આવાં સંસ્કારપ્રચારક મકાનનો કબજો લેવાની બુદ્ધિ સૂઝી ! સરકારે લોકશિક્ષણ માટે આવાં નવાં મકાનો બાંધવાનું તો ક્યાંય રહ્યું, પરંતુ માત્ર ગણ્યાંગાંઠ્યાં છે તેને પણ આમ લઈ લેવા તરફ પોતાની નજર દોડાવી તે અનચ્છનીય જ હતું. પરિણામે એ વિષે સ્થળે સ્થળેથી વિરોધના અવાજો ઉઠાવાયા, વર્તમાનપત્રોએ એ બાબત સરકારને ઉધડી લીધી, ઠેઠ મધ્યસ્થ ધારાસભામાં પણ શ્રી. મનુ સૂબેદાર જેવાએ એની સામે સખ્ત પુકાર કર્યો ત્યારે આખરે, મુંબઈના કલેકટરે એ મકાન કબજે લેવાનો વિચાર પડતો મૂક્યો.

આમ આખરે, આમજનતાનું આ સંસ્કારધામ-સરકારના કબજે જતું હાલ બંધ થયું છે અને વાચનપ્રિય જનતાનો વિજય થયો છે.

આ સાર્વજનિક કાર્યમાં એક યા બીજી રીતે આ વિરોધમાં સાથ આપનારાઓને અમે ધન્યવાદ આપીએ છીએ.

* * *

**દહેગામ મહાલ પુ. પરિષદ**—તા. ૮-૪-૪૫ ના રોજ દહેગામ મહાલ પુસ્તકાલય મંડળનું બીજું અધિવેશન સોનારડા મુકામે, મે. રા. રા. કલોલ વિભાગ શાળાધિકારી. શ્રી. દામોદર ગો માલશે સા. ના પ્રમુખપદે મળનાર છે.

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. મોરડ ( તા. પેટલાદ )ને મકાન ફંડ માટે નીચેના ગૃહસ્થોએ ઉદાર દેણગી આપી છે તે માટે ધન્યવાદ.

૫૦૧) ચુનીલાલ બોધાભાઈ-સદેસર, ૧૫૫) નાથાભાઈ ગોપાળભાઈ–મોરડ, ૧૫૧) રણછોડભાઈ બોધાભાઈ–સંદેસર, ૧૩૦) દાઉભાઈ દેસાઈભાઈ–મોરડ, ૧૨૫) અંબાલાલ પ્રભુદાસ–કરમસદ, ૧૧૫) નાથાભાઈ છબાભાઈ–મોરડ, ૧૦૧) કાશીભાઈ ખુશાલભાઈ–કરમસદ, ૧૦૧) મોતીભાઈ નાથાભાઈ–મોરડ, ૧૦૧) ડાહ્યાભાઈ શંકરભાઈ–કરમસદ, ૫૫) નાથાભાઈ ગોકળભાઈ–મોરડ, ૫૧) કાશીભાઈ ત્રીકમભાઈ–મોરડ, ૫૧) કાશીભાઈ વહેરીભાઈ–મોરડ, ૫૧) રણછોડ નારણ સુથાર–મોરડ, ૫૧) કાભાઈ બાપુજી–મોરડ, ૫૧) મણિલાલ નરોત્તમદાસ–મોરડ, ૫૧) મણિલાલ શંકરલાલ–મોરડ, ૫૧) ભાઈજીભાઈ લક્ષ્મીદાસ–મોરડ, ૪૧) રણછોડભાઈ દેસાઈભાઈ–બાંધણી, ૨૫) ચતુરભાઈ ઝવેરભાઈ–મોરડ, ૨૫) મણિલાલ વલ્લવભાઈ–મોરડ, ૨૫) મણીભાઈ સોમાભાઈ–મોરડ, ૨૫) ચતુરભાઈ ડાહ્યાભાઈ–ધુરેલી, ૨૦) બુધેચરભાઈ શામળભાઈ–મોરડ, ૧૬) મંગળભાઈ વંહેરીભાઈ–મોરડ, ૧૫) વાઘજીભાઈ લલ્લુભાઈ–મોરડ, ૧૫) મોતીભાઈ ભાઈજીભાઈ–મોરડ, ૧૫) રેવન્દાસ બાપુજી–મોરડ, ૧૫) ફુલાભાઈ મનોરભાઈ–મોરડ, ૧૫) ગિરધરભાઈ મૂળજીભાઈ-ધુરેલી, ૧૧) મંગળભાઈ મરઘાભાઈ–મોરડ, ૧૧) ડાહ્યાભાઈ ચતુરભાઈ–કરમસદ, ૧૧) રણછોડભાઈ જોઠાભાઈ–કરમસદ, ૧૧) છોટાભાઈ

[ સાંધણ સામેના પૃષ્ઠને છેડે ]

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકે નીચેનાં સ્થળોની મુલાકાત લઈ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ, વાચનપ્રચાર વધારવા સંબંધી કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છેઃ—

૧. **મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક શ. ભાઇશંકર ટી. ઠાકર—માહે ડિસેંબર ૧૯૪૪ માં-ચાણસ્મા મહાલનાં** (૧) રણેલા, (૨) જેતપુર, (૩) બહુચરાજી, (૪) અરિયક; **મહેસાણા મહાલનાં** (૫) ઓરિયાળી, (૬) મેવડ, (૭) લાખવડ, (૮) પોલીસ હેડ ક્વા. પુ. મહેસાણા, (૯) પાલાવાસણા, (૧૦) ભાસરીઆ, (૧૧) સોભાસણ, (૧૨) નાગલપુર, (૧૩) દેદીઆસણ, (૧૪) તાવડીઆ. કા. દિ. ૧૯.

**—માહે જાન્યુઆરી '૪૫ માં-મહેસાણા મહાલનાં** (૧) દેલા, (૨) બલોલ-પરિષદ અંગે (૩) મોટી દાઉ; **સિદ્ધપુર મહાલનાં** (૪) ઉનાવા, (૫) ઊંઝા મહિલા સા. પુ.; **વિસનગર મહાલનાં** (૬) ભાંડુ; કા. દિ. ૨૩.

૨. **કલોલ મહાલ માનદ પ્રચારક રા. ડાહ્યાલાલ અં. બ્રહ્મભટ્ટ—માહે ઑગસ્ટથી ડિસેંબર ૧૯૪૪ સુધીમા** (૧) ટીંટોડા, (૨) તારાપુર, (૩) શેરથા, (૪) સૈજ.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રીભાઇઓને ભલામણ છે.

**ના. નં. ચોકસી**

સહમંત્રી. વ. રા. પુ. મંડળ

---

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

શિવાભાઈ-કરમસદ, ૧૧) ડાહ્યાભાઇ ભાઇલાલ-કરમસદ, ૧૧) શનાભાઈ બાબરભાઈ-સંદેશર, ૧૧) મગનભાઈ હાથીભાઈ-ધુંદેલી, ૧૧) નરસીભાઈ રેવાભાઈ-કરમસદ, ૧૦) મગનભાઈ

**સા. પુ. નાના કરાળા** ( તા. શિનોર ) ને રૂ ૧૦૦) સમડા તલાવના, પા. મોતીભાઈ લલ્લુભાઈ તરફથી.

**સા. પુ. રણાપુર** ( તા. કરજણ )ને રૂ. ૭૫) ચોરંદાના પટેલ ઈશ્વરભાઈ ભગવાન તરફથી, રૂ. ૭૫) છંછવાના પટેલ પરસોતમભાઈ ગોવિંદભાઇ.

**સા. પુ ધમાસણા** ( તા. કલોલ )ને રૂ૧) ઇસંડના જોષી. દલસુખરામ રણછોડ ભગત, ૫) રાંચડાના પટેલ મૂળજીભાઇ નાથાભાઇ તરફથી.

---

—" સ્ત્રીશક્તિ "ના વ્યવસ્થાપક જણાવે છે કે, " તાજેતરમાં જીવન સાહિત્ય, મુંબઇ તરફથી પ્રકટ થયેલ પુસ્તક " પાણીના સાથિયા " તે સને ૧૯૩૩-૩૪ માં " કોને પરણું ? " નામથી જે પુસ્તક સ્ત્રીશક્તિ તરફથી છપાયું છે તે જ છે. એક જ મૂળ પુસ્તકના બન્ને અનુવાદ છે, ને " કોને પરણું ? "માં મૂળ લેખકનો ઉલ્લેખ પણ છે. "

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૧ / ૪૪–૪૫

### વિષય: મહાલ અને પ્રાંત મંડળને મળનારી ફાળવણી બાબત

'પુસ્તકાલય' માસિકના મે સન ૧૯૩૮ ના અંકમાં પૃષ્ઠ ૩૧૪ ઉપર, પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨ પ્રમાણે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલ અને પ્રાંત પુ મંડળને ચાલુ સાલે મળનારી ફાળવણીની રકમ, જે તે પ્રાંતનાં મંડળો તરફ માર્ચ '૪૪ આખર સુધીમાં મોકલી આપવામાં આવશે. મહાલ મંડળોએ પોતાની ફાળવણી મેળવવા સારુ, પોતે પોતાના પ્રાંત મંડળો તરફ, ગત વર્ષના અહેવાલ હિસાબ ન મોકલ્યા હોય તો તે મોકલી તેની સાથે ફાળવણીની માગણી કરવી, અને તે પછી પ્રાંત મંડળોએ જે તે મહાલમંડળોને, તેમની ફાળવણી, એપ્રિલ '૪૪ આખર સુધીમાં મોકલાવી આપવા તજવીજ કરવી.

જે તે મહાલનાં પુસ્તકાલયો તરફથી લવાજમની આવેલી રકમ અને તે ઉપરથી મંડળના બંધારણ પ્રમાણે પ્રાંત અને મહાલ મંડળોને મળનારી ફાળવણીની રકમ નીચે પ્રમાણે છેઃ—

### વડોદરા પ્રાંત

| મહાલનું નામ | લવાજમની આવેલી કુલ રકમ | ફાળવણીની મળવાની રકમ | મહાલનું નામ | લવાજમની આવેલી કુલ રકમ | ફાળવણીની મળવાની રકમ |
|---|---|---|---|---|---|
| ૧ કરજણ | ૮૪–૦–૦ | ૪૭–૪–૦ | ૭ વડોદરા | ૮૭–૦–૦ | ૪૮-૧૫-૦ |
| ૨ ડભોઇ | ૫૧–૦–૦ | ૨૮-૧૧-૦ | ૮ વાઘોડીઆ | ૩૨–૦–૦ | ૧૮–૦–૦ |
| ૩ તિલકવાડા | ૯–૦–૦ | ૫–૧–૦ | ૯ સિનોર | ૫૬–૦–૦ | ૩૧–૮–૦ |
| ૪ પાદરા | ૭૯–૦–૦ | ૪૪–૭–૦ | ૧૦ સંખેડા | ૫૮–૦–૦ | ૩૨-૧૦-૦ |
| ૫ પેટલાદ | ૧૪૫–૦–૦ | ૮૧–૯–૦ | ૧૧ સાવલી | ૪૭–૦–૦ | ૨૬–૭–૦ |
| ૬ ભાદરણ | ૫૨–૦–૦ | ૨૯–૪–૦ | | ૭૦૦–૦–૦ | ૩૯૩-૧૨-૦ |

### મહેસાણા પ્રાંત

| મહાલનું નામ | લવાજમની આવેલી કુલ રકમ | ફાળવણીની મળવાની રકમ | મહાલનું નામ | લવાજમની આવેલી કુલ રકમ | ફાળવણીની મળવાની રકમ |
|---|---|---|---|---|---|
| ૧ આતરસુંબા | ૨૩–૦–૦ | ૧૨-૧૫-૦ | ૮ મહેસાણા | ૭૬–૦–૦ | ૪૨-૧૨-૦ |
| ૨ કડી | ૫૮–૦–૦ | ૩૨-૧૩-૦ | ૯ વિજાપુર | ૯૪–૦–૦ | ૫૨-૧૪-૦ |
| ૩ કલોલ | ૬૨–૦–૦ | ૩૪-૧૪-૦ | ૧૦ વિસનગર | ૬૪–૦–૦ | ૩૬–૦–૦ |
| ૪ ખેરાળુ | ૬૧–૦–૦ | ૩૪–૫–૦ | ૧૧ સિદ્ધપુર | ૬૯–૦–૦ | ૩૮-૧૩-૦ |
| ૫ ચાણસ્મા | ૬૭–૦–૦ | ૩૭-૧૧-૦ | ૧૨ હારીજ | ૮–૦–૦ | ૪–૮–૦ |
| ૬ દહેગામ | ૩૮–૦–૦ | ૨૧–૦–૦ | | ૬૮૦–૦–૦ | ૩૮૨–૮–૦ |
| ૭ પાટણ | ૬૦–૦–૦ | ૩૩-૧૨-૦ | | | |

### નવસારી પ્રાંત

| મહાલનું નામ | લવાજમની આવેલી કુલ રકમ | ફાળવણીની મળવાની રકમ | મહાલનું નામ | લવાજમની આવેલી કુલ રકમ | ફાળવણીની મળવાની રકમ |
|---|---|---|---|---|---|
| ૧ કામરેજ | ૫૨–૦–૦ | ૨૯–૪–૦ | ૬ માંગરોળ | ૨૫–૦–૦ | ૧૪–૧–૦ |
| ૨ ગણદેવી | ૪૩–૦–૦ | ૨૪–૩–૦ | ૭ વ્યારા | ૨૧–૦–૦ | ૧૧-૧૩-૦ |
| ૩ નવસારી | ૬૮–૦–૦ | ૩૮–૪–૦ | ૮ સોનગઢ | ૬–૦–૦ | ૩–૬–૦ |
| ૪ પલસાણા | ૩૭–૦–૦ | ૨૦-૧૩-૦ | | | |
| ૫ મહુવા | ૨૮–૦–૦ | ૧૫-૧૨-૦ | | ૨૮૦–૦–૦ | ૧૫૭–૮–૦ |

### અમરેલી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ અમરેલી | ૭૬—૦—૦ | ૪૧-૧૨-૦ | ૫ ધારી | ૩૧—૦—૦ | ૧૭—૭—૦ |
| ૨ કોડીનાર | ૧૬—૦—૦ | ૧૪-૧૦-૦ | ૬ ભીમકટા | ૧—૦—૦ | ૦—૯—૦ |
| ૩ ખાંભા | ૮—૦—૦ | ૪—૮—૦ | ૭ રતનપુર | ૬—૦—૦ | ૩—૬—૦ |
| ૪ દામનગર | ૨૭—૦—૦ | ૧૫—૩—૦ | | ૧૭૫—૦—૦ | ૯૮—૭—૦ |

### ઓખામંડળ મહાલ

| | | |
|---|---|---|
| ઓખામંડળ | ૨૮—૦—૦ | ૧૧-૧૨-૦ |
| | ૨૮—૦—૦ | ૧૧-૧૨-૦ |

### કુલ પાંચે પ્રાંતોનું

| પ્રાંતનું નામ | લવાજમની કુલ રકમ | રા. પુ. મં. ના ફાળે જતી રકમ | પ્રાંત મંડળના ફાળે જતી રકમ | મહાલ મં. ના ફાળે જતી રકમ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | ૭૦૦—૦—૦ | ૧૭૫—૦—૦ | ૧૩૧—૪—૦ | ૩૯૩-૧૨-૦ |
| ૨ મહેસાણા પ્રાંત | ૬૮૦—૦—૦ | ૧૭૦—૦—૦ | ૧૨૭—૮—૦ | ૩૮૨—૮—૦ |
| ૩ નવસારી પ્રાંત | ૨૮૦—૦—૦ | ૭૦—૦—૦ | ૫૨—૮—૦ | ૧૫૭—૮—૦ |
| ૪ અમરેલી પ્રાંત | ૧૭૫—૦—૦ | ૪૩-૧૨-૦ | ૩૨-૧૩-૦ | ૯૮—૭—૦ |
| ૫ ઓખામંડળ પ્રાંત | ૨૮—૦—૦ | ૭—૦—૦ | ૫—૪—૦ | ૧૫-૧૨-૦ |
| | ૧૮૬૩—૦—૦ | ૪૬૫-૧૨-૦ | ૩૪૯—૫—૦ | ૧૦૪૭-૧૫-૦ |

વડોદરા,
તા. ૨૧—૨—'૪૫

રામભાઇ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુ. મંડળ

---

## પટહુકમ અંક ૧ સને ૧૯૪૪—૪૫

## વિષય

### મદદ ઉત્તરોત્તર ઘટાડવા બાબત

સાર્વજનિક પુસ્તકાલયના નિયમની કલમ ૨૭ અન્વયે રાજ્યનાં પ્રાંત તથા કસ્બા પુસ્તકાલયોના વ્યવસ્થાપકોને આથી જણાવવામાં આવે છે કે ગ્રામ પુસ્તકાલયોની દર વર્ષે વધતી જતી મદદની માગણીઓને પહોંચી વળવા ખાતર રાજ્યનાં પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોને અપાતી સરકાર પંચાયત મદદ ઘટાડવાનું શ્રીમંત સરકાર હુકમથી મંજૂર થયું છે અને તે ધોરણે અંદાજપત્રો મંજૂર કરવામાં આવે છે અને આથી તેની મંત્રીઓએ નોંધ લેવી.

વડોદરા,
તા. ૨૮—૨—'૪૫

હ. ન. ૭૫૬

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## વટહુકમ અંક ૨ સને ૧૯૪૪–૪૫

### વિષય

**સને ૧૯૪૫–૪૬ થી પુસ્તકાલયોને મદદ આપવા માટે અમલમાં રહેનારાં ધોરણો**

રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોએ મદદ મેળવતા પહેલાં નીચે પ્રમાણે તજવીજ કરી હશે તો જ તેમને સને ૧૯૪૫–૪૬ થી મદદ મળશે.

૧. સરકારમદદ મેળવવા માટે જેટલી રકમની માગણી કરી હશે તેટલી જ રકમ પુસ્તકાલય-કાયમનિધિમાં મૂકવી પડશે.

૨. કાયમનિધિનું ઉત્પન્ન એ લોકમદદ તરીકે ગણી શકાશે નહિ; પરંતુ તે પુસ્તકાલય-નિભાવણીમાં ખર્ચી શકાશે માટે ખર્ચ કરવો હોય તો તે ઉત્પન્ન જુદાહિદા બતાવવું જોઇએ

૩. પસ્તી વેચાણ કે પુસ્તકાલયની કોઇ પણ જાતની હરરાજ થયેલી મિલ્કતનું ઉત્પન્ન પણ લોકમદદ તરીકે ગણી શકાશે નહિ.

૪. વટહુકમ અંક ૮ તા. ૨૮–૬–૪૩ પ્રમાણે પુસ્તકાલયોને નિર્દેશ કરેલી ટકાવારીના ધોરણે તેમણે ખર્ચનું અંદાજપત્ર બનાવવું જોઇએ.

૫. પુસ્તકાલયનું દફતર ઠરાવેલા ધોરણે ચોક્કસ હોવું જોઇએ અને દર વર્ષે પુસ્તકોની મેળવણી કરેલી હોવી જોઇએ.

૬. બહેનો અને બાળકોમાં વાચનપ્રચારની ચોક્કસ યોજનાનો અમલ થતો હોવો જોઇએ.

૭. વર્ષમાં નિદાન ત્રણ વખત ગ્રામ પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળની સભા થઇ હોવી જોઇએ, અને કસ્બાઓએ પોતાના વ્યવસ્થાપક મંડળની સભા દરમાસે બોલાવેલી હોવી જોઇએ

ઉપરનો વટહુકમ કાઢવાનું કારણ એ છે કે પુસ્તકાલયો પોતે કાયમનિધિના ઉત્પન્ન ઉપર અગર તેના વ્યાજને લોકમદદ ગણી તેમાંથી ઉપાડ કરી અંદાજપત્ર બનાવવાની કોશીશ કરે છે અને કાયમનિધિમાં પૂરતી રકમ મૂકતા નથી. આમ થવાના કારણે લોકો પાસેથી સ્વેચ્છાપૂર્વક જે ફાળવણી ઊભી થવી જોઇએ તે ઊભી થતી નથી અને પુસ્તકાલય પ્રગતિમાન બની શકતું નથી. આમ છતાં તેઓ સરકાર પંચાયત મદદ મેળવી શકે છે, જેથી પ્રગતિમાન પુસ્તકાલયોને પૂરતી મદદ મળતી નથી અને કેટલાંક મદદ વિના રહી જાય છે.

વડોદરા,
તા. ૨૮–૨–૪૫

હ. ન. ભટ્ટ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના અંક ૯ ૧૯૪૪–૪૫

### વિષય

**મુદત બહારનાં અંદાજપત્રો નામંજુર કરવા બાબત**

રાજ્યનાં તમામ મદદ મેળવતાં સાર્વજનિક પુસ્તકાલયોને આથી જણાવવામાં આવે છે કે, સને ૧૯૪૫–૪૬ થી જેમનાં અંદાજપત્ર માહે ડિસેમ્બરની તા. ૩૧ મી પછી આવશે તે સ્વીકારવામાં આવશે નહિ અને તે ઉપર સરકારપંચાયત મદદ પણ અપાશે નહિ.

વડોદરા,
તા. ૨૮–૨–૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

સૂચના નં. ૧૦

# વિષય

## નવીન પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની ભલામણની વિષયવાર યાદી

### (क) તત્વજ્ઞાન અને (ह) ધર્મ

| | | | |
|---|---|---|---|
| રામાયણ અંક ભા. ૧-૨ | પ્રકા. પટેલ ગો. લા. | કાશી | ૫-૦-૦ |
| રામકૃષ્ણ કથામૃત | સ. સા. વ. કા. | અમદાવાદ | ૫-૦-૦ |
| જીવનમુક્તિ વિવેક | ” | ” | ૧-૦-૦ |
| અષ્ટાવક્ર ગીતા | ” | ” | ૧-૦-૦ |
| સુબોધિનીજી તામસ પ્રકરણ | અનુ. ગૌ. હ. ભટ્ટ | | ૪-૦-૦ |
| ધર્મોનું મિલન | અનુ. શુકલ ચં. પ્રા. | | ૫-૦-૦ |
| વેદની વિચારધારા | ” | | ૨-૪-૦ |
| હિંદુધર્મ | | વોરા અને કં. મુંબઈ | ૪-૪-૦ |
| શ્રીરામચરિત માનસ | સુંદર કાણ્ડ પ્રકા. રામાયણ પ્રચાર સમિતિ | અમદાવાદ | ૦-૯-૦ |

### (च) વિજ્ઞાન

| | | | |
|---|---|---|---|
| ગગનને ગોખે | વર્મા નિરંજન અને પરમાર ભા. | સા. સંઘ અમદાવાદ | ૩-૮-૦ |
| વિજ્ઞાનની પરિભાષા | | નવજીવન કો. અમદાવાદ | ૦-૮-૦ |

### (ट) સમાજશાસ્ત્ર (ठ) રાજનીતિ (ण) અર્થશાસ્ત્ર

| | | | |
|---|---|---|---|
| પાકીસ્તાન | એ. અઝીઝ | એ. પ્ર. કં. મુંબઈ | ૦-૧૨-૦ |
| ગાંધીજીની સ્વરાજસાધના | | શ્રી. શાન્તિલાલની કં. | ૩-૮-૦ |
| ગાંધીજી સાથે અઠવાડિયું | ( લુઇ ફીશર ) અનુ. શુકલ ચં. પ્રા. | વોરા અને કં. | ૨-૦-૦ |
| દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ | જોશી પ્રા. સો. | ભા. સા. સંઘ અમદાવાદ | ૩-૮-૦ |
| કાપડ નિયમન | દલાલ ર. જ. | વોરા ચં. ચી. અમદાવાદ | ૪-૦-૦ |
| કમાણીની કળા | ઓઝા ર. ક. | એન. એમ. ઠક્કર | ૩-૦-૦ |
| રાજ્યબંધારણ (હિંદ અને બ્રિટનનું) | | શાહ એમ. એચ. | ૦-૧૪-૦ |

### (ढ) શિક્ષણ

| | | | |
|---|---|---|---|
| ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ | મહેતા બમલભાઇ | પુ. સ. સ. મં. વડોદરા | ૧-૮-૦ |

### (त)

| | | | |
|---|---|---|---|
| સંગીતકલા | દવે એ. એસ. | પ્રકા. કર્તા ધંધુકા | ૨-૮-૦ |

### (म) કાવ્ય

| | | | |
|---|---|---|---|
| ઈંધણા | ગાંધી ઇન્દુલાલ | કરાંચી | ૨-૦-૦ |
| ઉર્વશી અને યાત્રી | શુકલ ડુ. ગુ. | વઢવાણ | ૨-૦-૦ |
| વરદાન | ગાંધી સુરેશ | કરાંચી | ૨-૦-૦ |
| રવિંદ્ર વીણા | મેઘાણી જ. કા. | ભારતી સાહિત્ય સંઘ | ૨-૮-૦ |
| રાસપદ્મ | સ્વામી હરગોવિંદ | પાટણ | ૦-૪-૦ |

### (य) નવલકથાઓ

| | | | |
|---|---|---|---|
| બંદીવાન-યુજેન ચીરીકોવ કૃત ('પ્રીઝનર'નો અનુવાદ) | સૌ. શારદાદેવી | | ૨-૮-૦ |
| દરિયાવાટ | આચાર્ય, ગુ. પો. | આર. આર. શેઠ મુંબઇ | ૪-૦-૦ |
| ટંકાર | ધનંજય | ન. પુ. પુ. ભં. રાજકોટ | ૩-૦-૦ |

| | | | |
|---|---|---|---|
| રાજઘાટ | રાયચુરા ગો. દા. | | ૨-૦-૦ |
| ધરતીને મથાળે | ભટ્ટ, મૂ. મો. | સા. મં. ભાવનગર | ૩-૦-૦ |
| સેતુબંધ | (અનુ.) ચોકસી, ના. નં. | ગાં. સા. મં. સુરત | ૨-૮-૦ |
| ઋણાનુબંધ | શર્મા, સીતારામ | એન. એમ. ઠક્કર મુંબઈ | ૨-૮-૦ |
| હસ્તમેળાપ | દેસાઈ, મં. સા. | 'સંદેશ' લિ. અમદાવાદ | ૪-૦-૦ |
| પટેલપટલાણી અને બીજી વાતો | સોની, ર. પી. | | ૩-૦-૦ |
| ખંડિત કલેવરો | વર્મા, નિરંજન અને પરમાર | ફૂલછાબ કા. રાણપુર | ૩-૮-૦ |
| દીપનિર્વાણ | દર્શક | ભા. સા. સંઘ | ૩-૦-૦ |
| લખચોરાશી | પટેલ, પન્નાલાલ | | ૩-૦-૦ |
| બીલીપત્ર | પરમાર મકનજી | | ૩-૦-૦ |
| નીલકંઠનું બાણ | શાહ મુ. વ. | ગાં. સા. મંદિર | ૩-૮-૦ |
| ડિટેક્ટિવ પ્રભાત | કણિક, મા. ભા. | હરિહર પુ. સુરત | ૩-૦-૦ |
| ખંડિત માળખાં | વડેરા, બા. મા. | શારદામંદિર, મુંબઈ | |
| વૈશાખી પૂનમ | મધુર | સરસ્વતી પ્ર. મંદિર | ૮-૪-૦ |
| જળછબિમાં | વ્યાસ, અવિનાશ | ત્રિપાઠી લિ., મુંબઈ | ૦-૮-૦ |
| ઉભી વાટે | ઠાકર, ગુલાબદાસ | આર. આર. શેઠ મુંબઈ | ૩-૮-૦ |
| બરફનું રણ | (અનુ.) સુરેન્દ્ર પટેલ | | ૨-૦-૦ |
| રેવાનો વર | ગાંધી ભોગીલાલ | | ૧-૪-૦ |
| સુવર્ણ મૃગ | પાઠક, રા. ના. | ભા. સા. સંઘ અમદાવાદ | ૩-૮-૦ |
| પદમણી અને બીજી વાતો | સોમૈયા હરજીવન | ,, | ૨-૮-૦ |
| ભરદરિયે | ,, | ,, | ૧-૦-૦ |
| પ્રાચીન શીલકથાઓ | પટેલ, ગો. જી. | પ્રકા. ગુજરાત વિદ્યાપીઠ | ૦-૬-૦ |
| પ્રેમને નામે | ભટ્ટ મોહનલાલ | પ્રકા. શ્રી પ્ર. મં. અમદાવાદ | ૦-૮-૦ |

(ટ) હાસ્યકથાઓ વગેરે

| | | | |
|---|---|---|---|
| સંઘોદર શર્મા | વ્યાસ, હરિપ્રસાદ | ગાં. સા. મંદિર સુરત | ૨-૪-૦ |
| બુદ્ધિવિલાસ | ભટ્ટ, આનંદકુમાર | ઠક્કર એન. એમ. મુંબઈ | ૫-૦-૦ |
| મસ્તફકીરનાં હાસ્યરત્નો | મસ્તફકીર | ,, | ૩-૦-૦ |
| કમંડલુ | પંડ્યા, મૂ. કે. | અરુણ કાર્યાલય મોડાસા | ૨-૦-૦ |
| સાહિત્ય અને સંસ્કાર | ગાંધી ભોગીલાલ અને વ્યાસ બનુભાઈ | ભા. સા. સં. અમદાવાદ | ૩-૦-૦ |
| સાંબેલાના સૂર | શાણો | ,, | ૨-૮-૦ |
| રંગ છે બારોટ | ,, | ,, | ૨-૮-૦ |

(ઠ) જીવનચરિત્ર

| | | | |
|---|---|---|---|
| જવાહર કળા | મહેતા, કા. રા. | ઠક્કર, એન. એમ મુંબઈ | ૩-૦-૦ |
| હિંદના ધર્માચાર્યો | રો. હ. મ. દેસાઈ | સ. સા. વ. કા. અમદાવાદ | ૪-૦-૦ |
| મીરાં અને નરસિંહ | ક. વ. દ્વિવેદીઆ | ,, | ૦-૧૨-૦ |

(ઠ) જીવનચરિત્ર,

| | | | |
|---|---|---|---|
| ગાંધીજી તેમનું જીવન અને કાર્ય | ઇ. બ. કાલેર | પ્રજાબંધુ પ્રેસ, અમદાવાદ. | ૧૨-૮-૦ |
| પુણ્યશ્લોક ગાંધીજી | શુક્લ, ચં. પ્રા. | વોરા, એન્ડ કું. મુંબઈ | ૪-૦-૦ |
| સ્વામીરાવ ( સરદાર પૃથ્વીસિંહની જીવનકથા) | ગાંધી, સુભદ્રા | ઠક્કર, ક. મ. ભાવનગર | ૪-૦-૦ |
| ઈશ્વરની શોધમાં | સ્વામી રામદાસ | ગુ. મં. ર. કા. અમદાવાદ | ૧-૮-૦ |
| શંકરાચાર્ય | સોમૈયા, હરજીવન | ભા. સા. સંઘ અમદાવાદ | ૦-૮-૦ |

વડોદરા,
તા. ૧૦-૨-'૪૫

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

સમસ્તગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર



પુસ્તક ૨૦ મું　　એપ્રિલ–૧૯૪૫　　અંક ૪ થો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

★ ' લંડન ટાઇમ્સે ' તા. ૨૫ નવેંબરે પોતાનો પચાસ હજારમો અંક પ્રગટ કર્યો છે. ૧૭૮૫ ના જાન્યુઆરીની પહેલી તારીખે તે શરૂ થયું ત્યારથી તેનો એકે પણ અંક બંધ રહ્યો નથી. જ્યારે નાનો પિટ્ટ વડો પ્રધાન હતો ત્યારે આ પ્રસિદ્ધ દૈનિક એક નાના પાનામાં પ્રકટ થતું હતું. ત્યારે એનું નામ ' ડેઇલી ટાઇમ્સ ' રાખવામાં આવ્યું. છેક ૧૮૨૯ માં તેની તંત્રીનોંધને અંગે તેને ' થંડરર ' ( ગર્જના કરનાર )નું ઉપનામ મળ્યું. તે રવિવારે પ્રગટ થતું નથી.

★ ન્યુયોર્કના વકીલ લુઇ નીઝરે લખેલ પુસ્તક ' જર્મનીનું શું કરવું ? ' ( What to do with Germany ? )ની દશ નકલો પ્રમુખ રૂઝવેલ્ટે મિ. ચર્ચિલ તથા તેના સાથીઓ માટે મોકલી છે.

★ વર્ધાના સત્યસમાજ સત્યાશ્રમના સ્થાપક સ્વામી સત્યભક્તે એક લિપિની શોધ કરી છે. તે પાંચ જ મિનિટમાં શીખી શકાય છે અને આખા હિંદભરમાં તેનો ઉપયોગ થઇ શકે તેમ છે. સ્વામીજીએ તેનું નામ ' ભારતલિપિ ' રાખ્યું છે.

' ભારતની લિપિ ' દેવનાગરી ભાષા માટે છે. તેનાં બીબાં સહેલાઇથી ગોઠવી શકાય તેવાં છે અને છાપકામમાં તેનો સહેલાઇથી ઉપયોગ થઇ શકે છે.

★ શ્રી. બુદ્ધદેવ બોઝના તંત્રીપણા હેઠળ પ્રગટ થતા ત્રિમાસિક ' કવિતા 'નો આખો અંક બંગાળાના મહાન જીવંત કવિ કાઝી નઝરૂલ ઇસ્લામ સંબંધેનો છે. શરૂઆતમાં તંત્રીએ કવિનાં સ્મરણો આપ્યાં છે. શ્રી. નલિનીકાંત સરકારે એ મહાન કવિના જેલજીવનની ઝાંખી કરાવી છે. અંકને અંતે કવિનાં લગભગ પચાસ પ્રકાશનો–મુખ્યત્વે કાવ્યસંગ્રહો તથા બહુ જ થોડાં નાટકો–ની યાદી આપી છે.

★ મુંબઇના પી. ઇ. એન. મંડળે પ્રગટ કરેલ ' બંગાળી સાહિત્ય 'માંથી ' આધુનિક બંગાળી સાહિત્ય 'ના વિભાગનું શાંતિનિકેતનના ચીની ભવનવાળા મિ. અને મિસિસ વુએ ચીની ભાષામાં ભાષાંતર કર્યું છે.

★ મુંબઇના કર્ણાટક સંઘે કર્ણાટક સંબંધી એક અદ્યતન અને પ્રમાણભૂત પુસ્તક તૈયાર કરવાનું માથે લીધું છે. તેમાં દરેક દૃષ્ટિબિંદુથી કર્ણાટકનું જીવન, ભૂતકાલીન ઇતિહાસ, અત્યારની હલત, ભાવિ આશાઓ તથા મુંબઇમાં રહેતા કર્ણાટકવાસીઓની ટૂંકી ચરિતાવલિ આવશે. સંઘ પુસ્તકનો પહેલો ભાગ તો થોડા વખતમાં પ્રગટ કરવા ધારે છે.

★મહાન પર્શિયન કવિ ફિરદોસીના સ્મારક પૂતળાનો પાયો થોડા સમય પહેલાં તેહરાનમાં નાખવામાં આવ્યો હતો. હિંદમાં રહેતા પારસીઓના ફાળામાંથી આ પૂતળું તૈયાર કરવામાં આવ્યું છે.

★સંસ્કૃત પરિષદની ત્રીજી બેઠક મિઝાપુરમાં ૨૬–૨૭ ડિસેંબરે માંગલોરના પંડિત અનંતાચાર્યના પ્રમુખપદ હેઠળ ભરવામાં આવી હતી. મુંબઇ હાઇકોર્ટના જજ મિ. જસ્ટિસ એન. એસ. લોકુરે તેની ઉદ્‌ઘાટનક્રિયા કરી હતી. પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં પંડિત અનંતાચાર્યે પ્રાચીન હિંદમાં સંસ્કૃત ભાષા વિચારનું વાહન હોવાનું જણાવ્યું હતું. સંસ્કૃત ભાષાના ઉત્કર્ષ માટે ઠરાવો કરવામાં આવ્યાં હતા.

★ધર્મ વિષે અઠ્ઠાવીસ નિબંધો લખનાર આસામી લેખક પીતાંબર સિદ્ધાંત બાગીશ વિષે બહુ જ થોડું જણાયેલ છે. તે સોળમી સદીના છેલ્લા ભાગમાં તથા સત્તરમી સદીની શરૂઆતમાં થઇ ગયા. કામરૂપના કોચ રાજાના તે સભાપંડિત હતા. તેના ફક્ત પાંચ જ નિબંધો પ્રગટ થયા છે. પણ તેમાં ઊંડો અભ્યાસ તથા સંસ્કૃતપરનું પ્રભુત્વ દેખાઇ આવે છે.

★જુદી જુદી ભાષાઓનાં વર્તમાનપત્રો તથા સામયિકોનાં પ્રદર્શનોની વધતી જતી સંખ્યા આપણા માટે આનંદનો વિષય છે. તાજેતરમાં દેશના જુદા જુદા ભાગોમાં–ઝાંસી, સંયુક્ત પ્રાંત તથા બેંગલોરમાં–આવાં પ્રદર્શનો, પરિષદની સાથે અથવા સ્વતંત્રપણે ભરવામાં આવ્યાં હતાં.

★પૂનાના ભાંડારકર ઓરીએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટયુટે મહાભારતની સંશોધિત આવૃત્તિના પ્રકાશનમાં મદદ કરવા માટે યોગ્ય ગ્રાન્ટ આપવા કલકત્તા યુનિવર્સિટી પાસે માગણી કરી છે. સંસ્થાએ આ કાર્ય ૨૩ વર્ષથી ઉપાડયું છે.

ચાર લાખ રૂપિયાથી વધારે ખર્ચે પહેલાં ૭ પર્વ તૈયાર થઇ ચૂકયાં છે. આવતા પંદર વર્ષ સુધીમાં એ કામ પૂરું થતાં લગભગ ૫ થી ૭ લાખ રૂપિયાની જરૂર પડશે. મુંબઈ યુનિવર્સિટી છેલ્લાં ૨૫ વર્ષથી વાર્ષિક ૩,૦૦૦ રૂ. ગ્રાન્ટ આપે છે. ત્રાવણકોર રાજ્ય ૧૯૪૧ થી દર વર્ષે ૫૦૦ રૂ. આપે છે. આ કાર્યને બ્રિટિશ એકેડેમીની સંમતિની મહોર મળી છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

## વિખ્યાત વિવેચક નવલરામનું સ્મારક

નીચેનું પ્રસિદ્ધિ અર્થે મળ્યું છે:—

સુરતના ગુજરાતી સાહિત્ય મંડળે સ્વ. સાક્ષર અને વિવેચક નવલરામ પંડયાનું યોગ્ય સ્મારક કરવા માટે ગુજરાતના વગદાર સાહિત્યકારોની એક સમિતિ નીમી છે અને તેમની સાથે સંપર્ક સાધી ઉપર્યુક્ત ધ્યેયને લક્ષીને કામકાજ શરૂ કરવા માટે શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા, નટવરલાલ શાસ્ત્રી, શ્રી. હસમુખ પંડિત, શ્રી. મુરારસિંહ ચાવડા તથા શ્રી. નટવરલાલ દેસાઇની એક સમિતિ વધુ સભ્યો કો. ઓપ્ટ કરવાની સત્તા સાથે નીમી છે. આથી સ્વ. નવલરામ પ્રત્યે ભક્તિભાવ તથા સન્માનની લાગણી ધરાવનાર સર્વે સાહિત્યપ્રેમી સજ્જનોને વિનંતિ છે કે તેઓ ઉપર્યુક્ત સમિતિમાં શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા, ( ઠે. નવચોક, કેળાપીઠ, સુરત )ની સાથે એ સંબંધમાં પત્રવ્યવહાર કરે તથા પોતાના તરફથી બનતો ફંડ ફાળો મોકલી આપે.

# સ્વતંત્ર ચર્ચાનું પ્રતીક : અમેરિકાનું આઝાદ પત્રકારિત્વ

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં ૧,૭૫૪ દૈનિક વર્તમાનપત્રો છે. જરા પણ મજાક વિના આપણે કહી શકીએ કે તેથી ૧,૭૫૪ જુદાં જુદાં દષ્ટિબિંદુઓ છે. એમાં ૯,૭૬૩ સાપ્તાહિકોનો તથા ઓછાવત્તા અંતરે પ્રસિદ્ધ થતાં બીજાં સંખ્યાબંધ પત્રોનો ઉમેરો કરતાં વિરોધ મારેની સંભવિતતા વધારે પ્રમાણમાં છે.

સમાજવિજ્ઞાનના અભ્યાસીઓને, અમેરિકાનાં પત્રોની સંખ્યાવૃદ્ધિને લીધે, અમેરિકાના પ્રજાતંત્રવાદનું તે જીવન થઇ પડ્યાં છે તેને અંગે તથા સ્વતંત્ર ચર્ચાના પ્રતીકને અંગે અમેરિકાનાં સ્વતંત્ર પત્રો સમાજવિજ્ઞાનના અભ્યાસીઓને અભ્યાસનો વિશિષ્ટ વિષય થઇ પડેલ છે.

આ ૧,૭૫૪ દૈનિક પત્રોમાં કેટલાંક સવારે પ્રગટ થાય છે અને ટ્રેનમાં, ટ્રામમાં, બસોમાં તથા ભૂગર્ભ રેલવેમાં રસપૂર્વક વંચાય છે. સાંજે કામ પરથી ઘેર આવતા લોકો બીજાં છાપાં ખરીદે છે. અમેરિકન ગૃહસ્થ પાસે છાપાનો ફેરિયો સવારમાં જ છાપું નાખી જતો હોય એ હંમેશનું પરિચિત દશ્ય છે.

યુનાઇટેડ સ્ટેટસનાં પત્રો ખાનગી માલિકીનાં છે અને નફો કમાવા માટે તે પ્રગટ કરવામાં આવે છે. પ્રકાશકોએ પોતાની આવકના જથ્થા માટે જાહેરખબર પર આધાર રાખવાનો હોય છે. સારો ફેલાવો હોય તેવાં પત્રોને જાહેરખબર મળે છે. પત્રની અંદરની વિગતો વાચકોને કેવી આકર્ષી શકે છે તેના પર ફેલાવાનો આધાર રહે છે. એટલે દરેક પ્રકાશકે અદ્યતન ખબરો મેળવીને એવી રીતે રજુ કરવા પડે છે કે જેથી વાંચકોની મોટી સંખ્યા તે પત્ર વાંચવાને આકર્ષાય.

જાહેર પ્રશ્નો માટે ઘણાંખરાં અમેરિકન પત્રોની વિશિષ્ટ નીતિ તથા દષ્ટિબિંદુ હોય છે. આ નીતિ તેમની તંત્રીનોંધમાં અને ઘણી વાર ખબરને અપાતા મહત્ત્વમાં દેખાય છે. એક અમેરિકન વર્તમાનપત્રના ફેલાવાથી તેની નીતિની લોકપ્રિયતાનું માપ અનિવાર્યપણે નીકળી શકે નહિ. ઘણા વાચકો અમુક જ પત્ર તેના રમતગમત વિભાગ માટે, અથવા તો બજાર વિભાગ માટે અથવા તો રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય ખબરો આપવાની રીત માટે ખરીદ કરે છે. સ્ત્રીઓ પોતાને પસંદ પડતા વિષયો—ગૃહશિક્ષણ, ફેશન કે એવા બીજા ખબર માટે—અમુક પત્રની પસંદગી કરે છે. ઘણી વાર બાળકને જે વિષયમાં રસ પડતો હોય તેવું પત્ર કુટુંબમાં ખરીદ કરવામાં આવે છે.

અમેરિકાના ઘણાખરા વાચકો ભિન્નભિન્ન તંત્રીનીતિ માટે એકથી વધારે દૈનિક પત્રની ખરીદી કરે છે. વાચકો જે પત્ર હમેશાં વાંચતા હોય તેની નીતિને અનુસરે છે.

ઘરના તથા આંતરરાષ્ટ્રીય બનાવો વિષે અનેક જાતના મત હોય છે. ચૂંટણીના આ વર્ષમાં કેટલાંક પત્રો રૂઝવેલ્ટને ફરી ચૂંટવાની તરફેણમાં હતાં તો કેટલાંક ટૉમસ ઇ. ડયુઇની તરફેણમાં હતાં. ઘણાં પત્રો યુદ્ધ પશ્ચાદ્ જગતમાં સમસ્ત આંતરરાષ્ટ્રીય સહકારના મતનાં છે તો કેટલાંક મર્યાદિત સહકારના મતનાં છે. કેટલાંક અલગપણાની નીતિમાં માનનારાં પણ છે.

અમેરિકાનાં અતિ પ્રસિદ્ધ વર્તમાનપત્રોનાં નામ તથા ફેલાવો વગેરે હકીકત આ પ્રમાણે છેઃ-

ન્યુયૉર્ક ટાઇમ્સ–ફેલાવો ૪૨૦,૦૦૦ સ્થાનિક કરતાં વધારે રાષ્ટ્રીય છે. બીજું યુદ્ધ અટકાવવાને આ પત્ર આંતરરાષ્ટ્રીય સહકારની તરફેણમાં છે.

ન્યુયૉર્ક હેરલ્ડ ટ્રિબ્યુન–ફેલાવો ૩,૩૯,૦૦૦. યુનાઇટેડ સ્ટેટસનાં પૂર્વનાં રાજ્યોમાં ' રિપબ્લિકન ' ( ગણતંત્રીય ) પક્ષનું અગ્રગણ્ય પત્ર મણાય છે. રાજકીય રીતે રૂઝવેલ્ટના વહીવટની વિરુદ્ધ છે, પણ આંતરરાષ્ટ્રીય સહકારના ક્ષેત્રમાં સંખ્યાબંધ વહીવટી કાર્યોને ટેકો આપ્યો છે.

ન્યુયૉર્ક સન–ફેલાવો ૨,૭૭,૦૦૦. એક વખત રૂઝવેલ્ટના રાજવહીવટને ટેકો આપતું હતું. ચુસ્ત અસમતાવાદી છે.

ન્યુયૉર્ક વર્લ્ડ ટેલિગ્રામ–ફેલાવો ૩,૯૦,૦૦૦. સ્ક્રિપ્સ–હાવર્ડ મંડળ ૧૯ શહેરોમાં ૨૧ દૈનિકો પ્રગટ કરે છે તે પૈકી ન્યુયૉર્કનું પત્ર.

ન્યુયૉર્ક પોસ્ટ–ફેલાવો ૧૮૨,૦૦૦ ઉદારમતવાદી. લગભગ બધા મોટા મુદ્દાઓમાં રૂઝવેલ્ટના વહીવટને ટેકો આપે છે. જગતના બનાવોમાં યુનાઇટેડ સ્ટેટસના સહકારને ટેકો આપે છે.

ન્યુયૉર્ક જર્નલ–અમેરિકન–ફેલાવો ૬૪૧,૦૦૦ ચુસ્ત પૃથક્તાવાદી; રાજવહીવટની લગભગ બધી નીતિનું વિરોધી. ૧૪ શહેરોમાં ૧૬ દૈનિકો પ્રગટ કરતા હર્સ્ટ માલિકીનું પત્ર. સ્ક્રિપ્સ–હાવર્ડ પત્રોની માફક, હર્સ્ટ પત્રોની નીતિ પણ મધ્યસ્થ વ્યવસ્થા મંડળ નક્કી કરે છે.

પી. એમ.–ફેલાવો ૧૪૪,૦૦૦. ઉદારમતવાદી, લોકશાસનવાદી. રૂઝવેલ્ટના વહીવટને સંપૂર્ણ ટેકો આપે છે. જાહેરખબર ન છાપતું હોય તેવું યુનાઇટેડ સ્ટેટસનું આ એક જ દૈનિક છે. એના પ્રકાશક માર્શલ ફીલ્ડ. ચિકાગો સન પણ પ્રગટ કરે છે.

ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર–ફેલાવો ૧૪૬,૦૦૦. બોસ્ટનમાંથી પ્રગટ થાય છે. પ્રમુખપદ માટેના એકેય ઉમેદવારને ટેકો આપતું નથી, પરંતુ ગણતંત્રીય પક્ષની તરફેણમાં કેટલાક તંત્રીલેખો લખ્યા છે.

વૉશિંગ્ટન ( ડી. સી. ) સ્ટાર—ફેલાવો ૧૮૫,૦૦૦ રૂઢિચુસ્ત પક્ષનું છે. અત્યારના વહીવટની ઘણીખરી ગૃહનીતિમાં વિરુદ્ધ છે, પણ આ આંતરરાષ્ટ્રીય બાબતો માટે વધારે વિશાળ દૃષ્ટિથી જુએ છે.

વૉશિંગ્ટન પોસ્ટ—ફેલાવો ૧૬૧,૦૦૦. પહેલાં રાજવહીવટને મોટો ટેકો આપનાર હતું. સરકારી બાબતો સંબંધી તેની ખબર પ્રમાણભૂત મણાવામાં આવે છે. પ્રમુખપદ માટેના કોઈ પણ ઉમેદવારને હજુ ટેકો આપ્યો નથી.

વૉશિંગ્ટન ટાઇમ્સ–હેરલ્ડ—ફેલાવો ૨,૧૮,૦૦૦ સ્વતંત્ર મતવાદી. પરંતુ રૂઝવેલ્ટના વહીવટનું કડક ટીકાકાર અને ડયુઇને ખાસ ટેકો આપનાર.

હાર્ટફોર્ડ ( કનેક્ટીકટ ) કુરન્ટ—ફેલાવો ૪૮,૦૦૦. મહાન ઔદ્યોગિક પ્રદેશમાં પ્રગટ

થાય છે. યુદ્ધ પહેલાં પૃથકતાવાદ તરફ વલણ હોવા છતાં હવે શાંતિ માટે વિશ્વસંસ્થાની હિમાયત કરે છે.

ફિલાડેલ્ફિયા રેકર્ડ—ફેલાવો ૨૪૦,૦૦૦. આંતરરાષ્ટ્રીય પ્રશ્નોની સારી પકડ છે. શાંતિ માટે વિશ્વસંસ્થાની તરફેણમાં છે. ડ્યુઇને ટેકો આપવાનું જાહેર કર્યું હતું.

ચિકાગો ( ઇલિનાઈ ) ટ્રિબ્યુન—ચિકાગોના ઔદ્યોગિક ક્ષેત્રનું સૌથી મોટું પત્ર. ન્યુયૉર્ક ડેઈલી ન્યુસ તથા ટ્રિબ્યુનની માફક ચુસ્ત પૃથકતાવાદી છે અને અત્યારના રાજ્યવહીવટનું વિરોધી છે. આંતરરાષ્ટ્રીય બાબતોમાં ભાગ લેતાં પહેલાં યુનાઇટેડ સ્ટેટ્સે ખૂબ સાવચેતી રાખવાનું જણાવેલ છે.

ચિકાગો સન—ફેલાવો ૨૯૧,૦૦૦. ન્યુયૉર્કના ' પી. એમ. 'ની માફક ઉદાર મતવાદી; રૂઝવેલ્ટના રાજ્યવહીવટને ટેકો આપે છે.

ચિકાગો ડેઈલી ન્યુસ—ફેલાવો ૪૧૨,૦૦૦. ઉદાર મતવાદી, ગણતંત્રીય પક્ષનું છે. આંતરરાષ્ટ્રી તથા જગતની બાબતોમાં મર્યાદિત ભાગ લેવાનું હિમાયતી—તેના આગલા પ્રકાશક કર્નલ ફ્રેંકના કેસ રૂઝવેલ્ટના વહીવટ મંડળમાં હતો; છતાં આ પત્રે ડ્યુઇને ટેકો આપવાની જાહેરાત કરી હતી.

કલીવલેન્ડ ( ઓહિયો ) પ્લેઇન ડીલર—ફેલાવો ૨૧૮,૦૦૦. ૧૦૪ વર્ષમાં બીજી વખત ગણતંત્રીય પક્ષના પ્રમુખપદ માટેના ઉમેદવાર માટે ટેકો આપ્યો છે. ૧૯૪૦ માં પહેલી વખત વિલ્કીને ટેકો આપ્યો હતો.

કલીવલેન્ડ પ્રેસ—ફેલાવો ૨૫૪ ૦૦૦. સ્ક્રિપ્સ હાવર્ડનું પત્ર પરંતુ તે આખા સમૂહમાં અત્યંત ઉદારમતવાદી પત્ર ગણાય છે. મજૂરો-તરફ સહાનુભૂતિ ધરાવે છે.

સેંટલુઈ ( મિસુરી ) ગ્લોબ-ડેમોક્રેટ—ફેલાવો ૨૫૭,૦૦૦. પહેલાં રૂઝવેલ્ટને ટેકો આપતું હતું. તાજેતરમાં ડ્યુઇને ટેકો આપતું થયું છે. જગતના બનાવોમાં યુનાઇટેડ સ્ટેટ્સ ભાગ લે તેનું હિમાયતી.

કન્સાસ સીટી ( મીસુરી ) સ્ટાર એન્ડ ટાઇમ્સ—સવાર તથા સાંજનો ફેલાવો ૬૬૬,૦૦૦ તેના ક્ષેત્રમાં બીનહરીફ છે. ગણતંત્રીય પક્ષનું ગણાતા છતાં તે પક્ષની પરદેશ-નીતિની ટીકા કરે છે. આંતરરાષ્ટ્રીય સહકારને પસંદ કરે છે.

મિનિઆપોલીસ ( મિનેસોટા ) સ્ટાર-જર્નલ ફેલાવો ૨૪૮,૦૦૦ પ્રગતિવાદી ગણતંત્રીય પક્ષનું પત્ર. ડ્યુઇને ટેકો આપે છે. પણ પરદેશ સંબંધી રૂઝવેલ્ટવહીવટની નીતિને ટેકો આપેલ છે.

લુઇવિલે ( કેન્ટકી ) કુરીઅર જર્નલ-સવાર તથા સાંજની આવૃત્તિનો ફેલાવો ૨૮૭,૦૦૦. રાજ્યવહીવટને ઘણીખરી બાબતોમાં ટેકો આપે છે. સંપૂર્ણ આંતરરાષ્ટ્રીય સહકારની તરફેણમાં છે. રૂઝવેલ્ટની ફરી થનારી ચૂંટણીને ટેકો આપ્યો હતો.

ડીટ્રોઇટ ( મિશિગન ) ફ્રી પ્રેસ—ફેલાવો ૩૬૯,૦૦૦. મોટર બનાવવાના કેંદ્રમાં પ્રગટ થતું કોઈ મજૂરો પ્રત્યે ઉદાર મતવાદી છે. પ્રમુખપદ માટેના કોઈપણ ઉમેદવારને ટેકો જાહેર કર્યો નથી, પણ ડ્યુઇ પ્રત્યે વલણ લાગે છે.

ડીટ્રોઇટ ન્યુઝ—ફેલાવો ૩૮૭,૦૦૦. સ્થિતિચુસ્ત પક્ષનું છે. ડ્યુઇને ટેકો આપે છે.

ક મોઇન (આયોવા) રજીસ્ટર એન્ડ ટ્રિબ્યુન—ફેલાવો ૩૧૨,૦૦૦. આંતરપ્રદેશના ખેતીપ્રધાન પ્રદેશમાં પ્રગટ થતું હોઇ તે પ્રદેશના સ્થિતિચુસ્ત વિચારોનું પ્રતિબિંબ પાડે છે પરંતુ વિશ્વશાંતિ તથા પ્રગતિ માટે આંતરરાષ્ટ્રીય સહકારની તરફેણમાં છે.

આટલાંટા (જ્યોર્જિયા) કોન્સ્ટિટ્યુશન—ફેલાવો ૧૫૩,૦૦૦. રૂઝવેલ્ટને ટેકો આપે છે. દક્ષિણના સામાજિક પ્રશ્નો પરત્વે ઉદાર વલણ ધરાવે છે.

ડલાસ (ટેક્સાસ) ન્યુઝ—ફેલાવો ૧૨૮,૦૦૦. દક્ષિણ પશ્ચિમના ખેતીપ્રધાન, તેલ-ઉત્પાદક રાજ્યનું અગત્યનું પત્ર. સ્થિતિચુસ્ત પરંતુ ઘણાખરા પ્રશ્નોમાં રાજ્યવહીવટને ટેકો આપે છે. વેપારના પ્રતિબંધો દૂર કરવાનું હિમાયતી છે.

ન્યુ ઓરલીન્સ (લુસીઆના) ટાઇમ્સ-પિકેન—ફેલાવો ૧૪૫,૦૦૦ રૂઝવેલ્ટના વહીવટને ટેકો આપે છે. પરંતુ સામાજિક તથા આર્થિક બાબતોમાં સ્થિતિચુસ્ત છે.

મેમ્ફિસ (ટેનેસી) કમર્શિયલ અપીલ—ફેલાવો ૧૪૫,૦૦૦. દક્ષિણનાં જૂનાં તથા પ્રભાવશાળી પત્રો માંહેનું એક રાજકીય બાબતોમાં સ્વતંત્ર મતવાદી છે.

સાનફ્રાન્સિસ્કો (કેલિફોર્નિયા) ક્રોનિકલ – ફેલાવો ૧૨૨,૦૦૯. સ્થિતિચુસ્ત, રાજકીય બાબતોમાં સ્વતંત્ર મતવાદી, પરંતુ ડ્યુઇને ટેકો આપવાનું જાહેર કર્યું છે. અત્યારના રાજ્યવહીવટની પરદેશી રાજનીતિ તથા શાંતિ માટે વિશ્વસંસ્થાની તરફેણ કરે છે.

સેક્રામેન્ટો (કેલિફોર્નિયા) બી—ફેલાવો ૭૮,૦૦૦ યુનાઇટેડ સ્ટેટ્સના પશ્ચિમકાંઠાનાં પ્રભાવશાળી પત્રોમાંનું એક. આંતરરાષ્ટ્રીય બાબતોમાં યુનાઇટેડ સ્ટેટ્સ ભાગ લે તેની હિમાયત કરે છે. રૂઝવેલ્ટની ફરી ચૂંટણીને ટેકો આપ્યો હતો

લોસ એન્જીલિસ (કેલિફોર્નિયા) ટાઇમ્સ—ફેલાવો ૨૬૨,૦૦૦. સ્વતંત્ર પ્રજાસત્તાકવાદી પત્ર. તે મતના ઉમેદવાર તથા મુદ્દાઓને એકસરખો ટેકો આપે છે.

પોર્ટલેન્ડ (ઓરેગોન) જર્નલ—ફેલાવો ૧૬૩,૦૦૦. રાજકીય રીતે સ્વતંત્ર ૧૯૪૦ માં વીલ્કીને ટેકો આપ્યો હતો પરંતુ હવે રૂઝવેલ્ટને ટેકો આપે છે.

પોર્ટલેન્ડ (ઓરેગોન) ઓરેગોનિયન—ફેલાવો ૧૬૪,૦૦૦. દેશની તથા પરદેશની નીતિમાં સ્થિતિચુસ્ત. શાંતિ માટે વિશ્વસંસ્થાને ટેકો આપે છે. આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં રચનાત્મક વલણ ધરાવે છે. ડ્યુઇને ટેકો આપે છે.

ડેન્વર (કોલોરાડો) પોસ્ટ—ફેલાવો ૧૯૯,૦૦૦. રોકી પર્વત પ્રદેશનું અતિ અગત્યનું પત્ર. દેશની તથા પરદેશ તરફની અત્યારના વહીવટની નીતિનું કડક ટીકાકાર.

સીએટલ (વાશિંગ્ટન) પોસ્ટ-ઇન્ટેલીજન્સર—ફેલાવો ૧૧૯,૦૦૦. હર્સ્ટ પત્રોમાં સભ્ય પરંતુ દરેક બાબતમાં તેની નીતિ પ્રમાણે ચાલતું નથી. મજૂરો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે. તંત્રીનોંધમાં પ્રગતિશીલ છે. ડ્યુઇને ટેકો આપે છે.

—હીરાલાલ માનસિંગ કામદાર

# અર્વાચીન સાહિત્યનાં વહેણ

**પા**શ્ચાત્ય દેશોના સંસર્ગમાં આવ્યા પછી ભારતની સંસ્કૃતિ, આચારવિચાર અને ભાવનામાં સ્થિત્યન્તર થયું છે; સૌથી વધુ સ્થિત્યન્તર તો ભારતીય સાહિત્યમાં થયું છે અને એ અસર ગુજરાતી સાહિત્યમાં પણ થવા પામી છે.—પ્રાચીન ગુજરાતી સાહિત્ય અને અર્વાચીન ગૂજરાતી સાહિત્યમાં ખૂબ પરિવર્તન થયું છે. તેમાંયે છેલ્લા બે-ત્રણ દાયકાના સાહિત્યમાં તો પાશ્ચાત્ય સાહિત્યનું અર્થાત્ અંગ્રેજી સાહિત્યનું અનુકરણ થવા માંડયું છે. અર્વાચીન સાહિત્યનો મુખ્ય ભાગ એ અસર તળે લખાઈ રહ્યો છે; થોડાક અપવાદ સિવાય હાલના સિદ્ધહસ્ત લેખકોને હાથે એવું સાહિત્ય ઘડાતું હોઈ ઊગતા લેખકો પણ એ જ માર્ગે વળે છે અને અર્વાચીન સાહિત્ય એવી એક જ ઘરેડમાં લખાઈ સર્વાંગી વિકાસથી વિમુખ બને છે.

એ અસર તળે પ્રગટ થયેલ સાહિત્યમાં મુખ્ય ભાગ નવલકથાઓ અને નવલિકાઓના સાહિત્યનો છે. હમણાં હમણાં એ પ્રકારનું સાહિત્ય પૂરપાટ લખાયે જાય છે. ઘણીખરી નવલકથાઓમાં થોડાક રૂપાન્તર સાથે-પ્રણયલીલાનું ચિત્રણ હોય છે. નવલકથાઓનો વાચક મુખ્યત્વે યુવાનવર્ગ હોય છે; આ યુગની કેળવણી, ફેશનેબલ-કૃત્રિમ જીવન અને એવી પ્રણયી નવલકથાઓનું વાચન એ યુવાનવર્ગને કુમાર્ગે દોરી જાય છે. એ વાચકવર્ગની બુદ્ધિ પરિપક્વ કે કેળવાયેલ હોતી નથી; તેથી તેના હૃદયમાં પડેલી વાચનની એ છાપ ભુંસાતી નથી; એને પોતાનું નિત્યજીવન રસિક લાગતું નથી અને એવી નવલકથાઓના વાચનની મદદથી ઘડાયેલું કાલ્પનિક જીવન એને બંધબેસતું આવતું નથી. આ રીતે એ વર્ગને પણ નવલકથાઓનું વાચન ઘાતક નીવડે છે. વળી એ વર્ગ એવા સાહિત્યમાંથી ઉચ્ચ તત્ત્વ ગ્રહણ કરી શકતો નથી—કારણ, ઉચ્ચ તત્ત્વ ગ્રહણ કરવાની શક્તિ ઘણા ઓછામાં હોય છે: એવા સાહિત્યના વાચનથી એ વર્ગ અધોતત્ત્વ ગ્રહણ કરી અવનતિને પ્રાપ્ત કરે છે. એ વર્ગને નવલકથાઓનું વાચન યુવાનીના સ્વાભાવિક ગુણે કરી આકર્ષે છે; બાકી સમજપૂર્વકનું વાચન ઘણા ઓછાનું હોય છે—નવલકથાઓનું સાહિત્ય લોકભોગ્ય નથી બન્યું: કારણ કે પ્રૌઢો તેને પ્રેમલા-પ્રેમલીની વાત તરીકે ગણી તેનાથી દૂર ભાગે છે. અમુક વાચકવર્ગને બાદ કરીને જોઈશું તો નવલકથાઓનું વાચન અલ્પાંશી જણાઈ આવે છે; છતાં અર્વાચીન સાહિત્યમાં એનું પ્રકાશન સૌથી આગળપડતું છે અર્વાચીન લેખકમંડળ પ્રધાનતઃ એ સાહિત્યસર્જનમાં રોકાયું હોઈ સાહિત્યનાં બીજાં અંગોનો વિકાસ યોગ્ય રીતે થતો નથી, એ નિર્વિવાદ છે. આથી એમ માનવાનું નથી કે, તેના પ્રકાશનની અગત્ય નથી. મૌલિક નવલકથાઓના પ્રકાશનની અગત્ય છે, પણ તે મર્યાદિત અંશે જ ઉપયોગી છે. એવા એક જ ઘરેડના સાહિત્યના પ્રકાશનની અગત્ય ઓછી છે. એવા એકાંગી સાહિત્યના વધારેપડતા પ્રકાશનથી પ્રજાને અજીર્ણ થવા સંભવ છે; અને પ્રજાને પોષક સર્વાંગી સાહિત્ય ન મળવાથી પ્રજા દુર્બલ બનવાની શક્યતા છે.

અર્વાચીન કાવ્યસાહિત્યમાં મુખ્યત્વે આત્મલક્ષી કાવ્યો, ઊર્મિગીતો Lyric અને સોનેટોનો છે. આત્મલક્ષી કાવ્યોનો પ્રજાના ઘડતર સાથે સંબધ ઓછો છે એટલે એ સાહિત્ય કવિઓને રાચવા જેવું છે! કેટલાક કાવ્યરસિક વાચકો સિવાય પ્રજા એવા સાહિત્યને વાંચવા ઓછી તસ્દી લે છે. ઘણાંખરાં અર્વાચીન કાવ્યોને સમજવા અશક્ત છે. અને એ સાહિત્ય

તો વિદ્દ્ભોગ્ય છે ને ! ગણ્યાંગાંઠ્યા વિદ્વાનો નવરાશે તેનો ઉપયોગ સમય વીતાવવા કરે છે; જો કે કવિશ્રી ન્હાનાલાલ અને શ્રી. બોટાદકરના રાસ લોકભોગ્ય બન્યા છે.

આમ છતાં અર્વાચીન સાહિત્યમાં કેટલુંક મૌલિક સાહિત્ય પણ પ્રગટ થયું છે. એ ભૂલવા જેવું નથી. સરસ્વતીચંદ્ર સરખી મૌલિક નવલકથાઓ ઘડાઈ છે; એ ગુજરાતી નવલકથાના સાહિત્યની પ્રગતિ સૂચવે છે. એ કૃતિ પ્રજાના ઘડતરમાં ઠીકઠીક મદદ આપે તેમ છે. શ્રી. મુનશીની ઐતિહાસિક નવલકથાઓ પણ પ્રજાના ઘડતરમાં યોગ્ય ભાગ ભજવે તેમ છે. અન્ય લેખકોની પણ કેટલીક નવલકથા–કૃતિઓ મૌલિક છે. શ્રી ધૂમકેતુની નવલિકાઓ, અને અન્ય અર્વાચીન નવલિકાકારોની કેટલીક નવલિકાઓ પણ ઉચ્ચ કોટીની છે.

અર્વાચીન કાવ્યસાહિત્યનાં કેટલાંક કાવ્યો અલ્પાયુષી છે; પણ રાષ્ટ્રભક્તિનાં ગીતો ખરેખર આ યુગના કાવ્યસાહિત્યની જ પ્રસાદી છે. શ્રી. ખબરદારનો ભારતનો ટંકાર અને શ્રી. મેઘાણીરચિત રાષ્ટ્રભક્તિનાં ગીતો અમર કૃતિઓ જેવાં છે. અન્ય કવિઓનાં પણ કેટલાંક કાવ્યો અમર કૃતિઓ તરીકે દેખા દે છે. આ યુગનાં પીડિતલોકોનાં ગીતો પ્રશંસાપાત્ર છે. શ્રી. મેઘાણી અને શ્રી. રાયચુરા તરફથી મળેલું લોકસાહિત્ય ખરેખર ધન્યવાદને પાત્ર છે. વિજ્ઞાન, હાસ્યરસ અને વિવેચનનું સાહિત્ય પણ ઠીક છે. છતાં નવલકથાઓના-નવલિકાઓના સાહિત્યની સરખામણીમાં આવા સાહિત્યનું પ્રમાણ–અલ્પ છે, એ નિર્વિવાદ છે.

ગુજરાતી સાહિત્યનો સર્વાંગી વિકાસ અદ્યાપિ પર્યંત યોગ્ય રીતે થયો નથી, એમ કહીએ તો પણ ચાલે. પ્રજાના ઘડતરમાં સાથ આપે એવા સાહિત્યની હજુય ખોટ છે. ઉચ્ચ જીવન ચરિત્રો, ઔદ્યોગિક સાહિત્ય, આધ્યાત્મિક સાહિત્ય, શારીરિક સુધારણાનું સાહિત્ય, મહાકાવ્યો, ઐતિહાસિક સાહિત્ય, નાટ્યસાહિત્ય વૈજ્ઞાનિક સાહિત્ય અને પ્રજાને ઊર્ધ્વગામી બનાવે એવા નૈતિક સાહિત્યની શું ખોટ નથી ? સાહિત્યની ઉન્નતિ–અવનતિ સાથે પ્રજાની ઉન્નતિ–અવનતિ અવલંબે છે. એટલે પ્રજાનું ઉચ્ચ ઘડતર કરે, પ્રજાને ઉન્નત બનાવે એવા સાહિત્યની આવશ્યકતા છે અને એ દિશામાં અર્વાચીન સાહિત્યનાં વહેણ વાળવાની આવશ્યકતા છે.

—માધવ મો. ચોધરી

---

—વિશ્વવિખ્યાત સાહિત્યકારોમાં બર્નાડ શોએ હમણાં ૮૮ વર્ષ પૂરાં કર્યાં, ત્યારે એચ. જી. વેલ્સે ૭૮ વર્ષની જિંદગીની મજલ પૂરી કરી છે. આ મહાન લેખક પ્રતિવર્ષ બે-ચાર પુસ્તકો લખ્યે જ જાય છે. એ સિવાય પણ આ શ્રીમાન નવરા બેસતા જ નથી ! 'ડૉક્ટર ઑફ સાયન્સ' અને 'ડૉક્ટર ઑફ લિટરેચર'ની માનદ ઉપાધિઓ તે ધરાવે છે, પણ હમણાં તેણે એ જ ઉપાધિઓ માટેના થિસિસ "મહાનિબંધો" લંડન વિદ્યાપીઠને મોકલી આપ્યા છે.

૭૮ વર્ષની વય દરમ્યાન તેણે ૭૭ ગ્રંથો લખ્યા છે, અને કદાચ બે વર્ષ દરમ્યાન તેનાં સર્જનોની સંખ્યા તેની વયનાં વર્ષોની સંખ્યા કરતાં આગળ નિકળી જાય તો નવાઈ નહિ ! આ શ્રીમાને લખેલી પત્રિકાઓનો સમાવેશ થતો નથી. યુરોપ-અમેરિકાના અનેક લબ્ધપ્રતિષ્ટ સાહિત્યકારોમાં કોઈ તેની આ પ્રકારની લેખનપ્રવૃત્તિની બરાબરી કરી શકે તેમ નથી. આ અવસ્થાએ તેને મહાનિબંધો તૈયાર કરવામાં રસ પડયો એ બતાવે છે કે તે કેટલી હદે અભ્યાસમગ્ન છે. [ ૨-૪-૪૫ ના "પ્રવાસી"માંથી ]

# ઇંગ્લેંડની ફિલ્મ-લાયબ્રેરી

જૂની થઇ ગએલી ફિલ્મોનું શું કરવું એ બાબત તરફ આપણે હજુ કશું લક્ષ જ નથી ખેંચાયું, પરંતુ ઇંગ્લેંડમાં તો ત્યાંની જૂની અને બિનચલણી ફિલ્મોમાંથી 'રાષ્ટ્રીય ફિલ્મ-લાયબ્રેરી' ઊભી કરવામાં આવી છે. બ્રિટિશ ફિલ્મ ઇન્સ્ટીટ્યૂટ તરફથી એ સંસ્થાનું આયોજન થએલું છે અને એના તરફથી નિમાએલી વરણીસમિતિના ચુનંદા ફિલ્મ-નિષ્ણાતો દર મહિને નિર્ણય કરવા બેસે છે કે ચાલુ માસની ફિલ્મમાંથી કઇ ફિલ્મ ભવિષ્યની પ્રજાને માટે જાળવી રાખવા યોગ્ય છે. લંડનની મોટી મોટી ફિલ્મકંપનીઓ ત્યાંની વોર્ડર સ્ટ્રીટમાં આવેલી છે અને એથી થોડે જ દૂર ઉપર્યુક્ત ફિલ્મ-લાયબ્રેરી આવેલી છે. ફિલ્મોની ઐતિહાસિક અથવા ઉદ્યોગ-વિશિષ્ટ મૂલ્યવત્તા મુજબ તેમની પસંદગી કરવામાં આવે છે. કોઇ વાર વળી ફિલ્મમાં કઇ વસ્તુઓ નિષિદ્ધ ગણાય તેનાં ખુદ ફિલ્મોમાંથી જ મળી આવતાં ઉદાહરણો પણ જાળવી રાખવામાં આવે છે.

ઇ. સ. ૧૯૩૬-થી આ ફિલ્મ-લાયબ્રેરી ઊભી કરવામાં આવી છે અને ઇ. સ. ૧૮૯૭ ની રાણી વિક્ટોરિયાની ડાયમંડ જ્યુબિલીથી માંડીને છેલ્લામાં છેલ્લી 'સોંગ ઑફ બર્નાડેટ' સુધીની લગભગ ત્રણ હજાર ફિલ્મો આજ સુધીમાં ત્યાં સંઘરાવા પામી છે. એના ઉત્સાહી ક્યૂરેટર અર્નેસ્ટ લિન્ડગ્રેનના સંચાલન હેઠળ એ સંસ્થા ખરેખર ઉપયોગી કાર્ય બજાવી રહી છે. તેની ફિલ્મોની પસંદગીની રીત આ મુજબની છે:

કોઇ પણ ફિલ્મને જાળવી રાખવાનું નક્કી થયા પછી વરણીસમિતિ એ માટે ફિલ્મ-કંપનીને અથવા તો તેનો હક્ક ધરાવનારને લખી જણાવે છે. એ પસંદગીના ક્ષેત્રમાં પૂરી લંબાઇની ફિલ્મથી માંડીને નાનકડું ન્યૂસરીલ સુદ્ધાં આવી જાય છે. ફિલ્મ કંપનીઓ મોટે ભાગે પોતાની વપરાઇને જૂની થઈ ચૂકેલી ફિલ્મો વિનામૂલ્યે આપી દે છે, પરંતુ ધંધાદારી હકક ધરાવનારાઓ ક્વચિત તે વેચાતી પણ આપે છે. 'સ્ટોરેજ વૉલ્ટ'માં એવી ફિલ્મને લઈ જવામાં આવે છે અને તેની કુલ લંબાઇ નોંધી લઇને પાએક ઇંચના કેટલાક ટુકડા તેમાંથી કોરી કાઢવામાં આવે છે. આવા ટુકડાઓને ટેસ્ટટ્યૂબોમાં નાખી, તેમને ગરમી આપીને બે કલાક સુધી તેમની પરીક્ષા થાય છે કે તે લાંબો સમય રહી શકે તેમ છે કે નહિ. જો રહી શકે તેવી ન જણાય તો તરત તેની 'ડુપ્લીકેટ નેગેટિવ' લઇ લેવામાં આવે છે. ફિલ્મને લગતી શકય એટલી એકેએક વિગત એક કાર્ડ પર નોંધી રાખવામાં આવે છે. તેનાં ડાયરેક્ટર, પ્રોડ્યુસર, અભિનેતાઓ તથા કથાનક સુદ્ધાંની નોંધ રાખવામાં આવે છે, અને એ નોંધ સંપૂર્ણ થયા પછી જ તેને વૉલ્ટમાં સંઘરવામાં આવે છે. આગ લાગે અને બધા વૉલ્ટમાં એકી સાથે ન વ્યાપી જાય એટલા માટે દરેક વૉલ્ટમાં આગ સામે અલગ અલગ સાવચેતી રાખવામાં આવેલ છે.

બ્રિટિશ ફિલ્મ ઇન્સ્ટીટ્યૂટના ભંડોળમાંથી ચાલતી આ સંસ્થા પાછળ વરસ દિવસે ૭૦૦૦ પૌંડ ખરચાય છે. બ્રિટનમાં તો આવી એક જ સંસ્થા છે, પરંતુ અમેરિકામાં તો એવી ત્રણ સંસ્થાઓ છે; અને એમાંની 'મ્યુઝિયમ ઑફ મૉડર્ન આર્ટ' નામક ન્યૂયોર્કની એક જ સંસ્થાની ફિલ્મ-લાયબ્રેરી ઉપર્યુક્ત બ્રિટિશ ફિલ્મ-લાયબ્રેરીના કરતાં ત્રણગણી વિપુલ છે. આવી સંસ્થાઓથી થનારો લાભ એ હોય છે કે તે શિક્ષણથી માંડીને ફિલ્મ-ટેકનીશિયનો કેળવવા સુધીનાં અનેક ક્ષેત્રોમાં સહાયક નીવડે છે. ("પ્રજાબંધુ")

શ્રી. સૌ. શાન્તાદેવી મહિલા અને બાલપુસ્તકાલય નવસારીના મકાન–શ્રી. દિનબાઇ દાબુ ભવન–ની ઉદ્‌ઘાટનક્રિયા તા. ૧૬–૩–૪૫ ને ગુરુવારના રોજ શ્રીમંત મહારાણી શાન્તાદેવી સાહેબના વરદ હસ્તે કરવામાં આવી હતી.

શ્રી. સૌ. માતુશ્રી મહારાણી શાંતાદેવી સાહેબ તા. ૧૬મીએ નવસારી પધારતાં, સ્ટેશન પર સુબા સાહેબ શ્રી. લાલસિંહરાવ ગાયકવાડ વગેરેએ ભાવભીનો સત્કાર કર્યો હતો. ત્યાંથી ધડાકા બંગલે પધારી બાદ શહેરમાં નીકળતાં ઠેર ઠેર શ્રી. મહારાણી સાહેબનો જનતાએ ફૂલહારથી સત્કાર કર્યો હતો.

શહેરમાં રસ્તાઓ, મકાનો, મહોલ્લાઓને સારી રીતે શણગારવામાં આવ્યાં હતાં ને જ્યાં હારતોરા કરવામાં આવ્યા ત્યાં ત્યાં પણ સુંદર શણગાર સજાવવામાં આવ્યો હતો.

### શ્રી દીનબાઇ દાબુ ભવનનું શ્રી. સૌ. મહારાણી સા. ના હસ્તે ઉદ્‌ઘાટન

સાંજે શ્રી. મહારાણી શાંતાદેવી મહિલા ને બાલ પુસ્તકાલય માટેના શ્રી દીનબાઇ દાબુ ભવનની ઉદ્‌ઘાટનવિધિ મહારાણી સાહેબે કરી હતી.

આ સમારંભ–ઉદ્‌ઘાટન વિધિના સમારંભ માટે ભવ્ય શામિયાનો ઊભો કરી તેને સુંદર રીતે શણગાર્યો હતો. શ્રીમંત માતુશ્રી પધારતાં શેઠ કૈકોબાદ દાબુ, શ્રીમતી બાયમાય દાબુ, શ્રીમતી નંદસુખગૌરી મજમુંદાર વિ. એ આવકાર આપ્યો હતો.

કાર્યક્રમ શરૂ થતાં ઈશ્વરસ્તુતિ ને સત્કાર બાદ સંવાદ થઇ સંસ્થાના પ્રમુખ શ્રીમતી નંદસુખગૌરીએ સત્કારનું ભાષણ કર્યું હતું. બાદ નૃત્યસંવાદ હિન્દી ને ગરબાનો મનોરંજક કાર્યક્રમ હતો.

કાર્યક્રમ આગળ ચાલતાં સંવાદ વાદ્યવાદન થયા બાદ શ્રીમંત મહારાણી સાહેબને ઉદ્‌ઘાટન માટે વિનંતિ કરતાં શ્રી. બાયમાય દાબુએ જણાવ્યું કે,

આપ નામદારનાં પવિત્ર દર્શનનો લહાવો લેવા નવસારીની પ્રજા ખાસ કરી અમો મહિલાઓ, ઉત્સુક બની રહી હતી, તે મીઠી મુરાદ, આ શુભ પ્રસંગને લઇને, આજે ફળીભૂત થાય છે. એ પ્રસંગ તે આ " બાઇ દીનબાઇ રતનજી ફરામજી દાબુ બિલ્ડિંગ "ને આપ નામદારના કરકમલોથી ખુલ્લું મૂકી, એમાં " શ્રી. મહારાણી શાન્તાદેવી સાર્વજનિક મહિલા અને બાલ પુસ્તકાલય "ને કાયમનું સ્થાપન કરી, આપના શુભાશિષ આપવાનો સુપ્રસંગ છે. એ પ્રસંગને મારા અદના જીવનનો અને પુસ્તકાલયના જીવનનો એક ભવ્ય પ્રસંગ માનું છું.

### પુસ્તકાલયનો ઇતિહાસ

આગળ ચાલતાં મકાનને લગતી હકીકત દર્શાવતાં તેમણે જણાવ્યું કે:—

પ્રગતિમાન વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ, ભારતભરમાં, અનેરી અને અનુકરણીય છે. વડોદરા રાજ્યની વિશિષ્ટતાઓ માંહેલી એ એક વિશિષ્ટતા છે. કૈલાસવાસી મહાપ્રતાપી શ્રીમંત મહારાજા સયાજીરાવ, પોતાના અમેરિકાના પ્રવાસ દરમ્યાન, ત્યાંની પ્રગતિઓનાં,

# પુસ્તકાલયના મકાનનો ઉદ્‌ઘાટન સમારંભ: : : :

નવનવીન બીજો ભેગાં પુસ્તકાલયરૂપી બીજો પણ લાવ્યા. કયુરેટર સાહેબો, સ્વર્ગસ્થ મોતીભાઇ અમીન અને મિ. બોરડન જેવા કુશલ માલીઓએ એ જ્ઞાનબીજોને ઉછેરી સુંદર બગીચો, ૧૯૧૦ ની સાલથી ખીલવી, શહેરે શહેર અને ગામડે ગામડે જ્યાં શાળા ત્યાં પુસ્તકાલયો સ્થાપ્યાં. આજે તો એ જ્ઞાનવાટિકા ફાલીફૂલી સર્વત્ર સુવાસ પ્રસરી રહી છે.

૧૯૩૧–૩૨ નો સાલમાં સ્વર્ગસ્થ મોતીભાઇ સાહેબે, મહિલા પુસ્તકાલયસંબંધી અસરકારક વાટાઘાટ અમારી સાથે કરી, અને પરિણામે, શ્રી. સરકાર મદદ, સ્થાનિક સુધરાઇ, પ્રાંત પંચાયત અને લોકમદદ સાથે ચાલતા, બીજા પુસ્તકાલયો મુજબનું, સેન્ટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેન્ટનાં ધારાધોરણ હેતુ અને નિયમને અનુસરીને, સ્વતંત્ર મહિલા પુસ્તકાલય સ્થાપવામાં આવ્યું. મહિલા વિશ્રામનાં ટ્રસ્ટી સાહેબોએ મરહુમ ફેખશરૂ બામજીનું નામ જોડવાની તથા વગરભાડે પોતાના મકાનમાં થોડી જગ્યા પુસ્તકાલય બેસવા આપવાની શરતે વાર્ષિક રૂ. ૨૦૦) આપ્યા. વખત જતાં, જગ્યાની તંગીને કારણે, સયાજી વૈભવ લાયબ્રેરીનો પણ આશરો લેવો પડયો. ૭ વર્ષ બાદ, માનવંત ટ્રસ્ટી સાહેબો અને અમારી કમિટિ વચ્ચે, સિદ્ધાંતને લઇને મતફેર પડ્યો, અને રૂ. ૨૦૦) મળતા અટકયા. સાલ ૧૯૩૯ ના સપ્ટેમ્બર માસમાં, તે વેળાના માનવંત સુબા સાહેબ તે મજકુર ટ્રસ્ટી સાહેબોના પ્રમુખ શ્રી કસાલકર સાહેબે, અપક્ષપાત લવાદ બની મતફેરીનો માનભર્યો નિવેડો લાવી, પુસ્તકાલયને શુભ આશીર્વાદો સહિત સ્વતંત્ર ઈલાયદી જગ્યામાં લઇ જવા ફરમાવ્યું. ત્યારથી આજસુધી, ભાડાના મકાનમાં સંસ્થાનું કામ, આગળ વધતું ચાલ્યું જાય છે. મહેરબાન શ્રી. કસાલકર સાહેબની આપેલી પ્રેરણા અને આશીર્વાદ મુજબ શ્રીમંત નામદાર મહારાજા સાહેબને, આપ રાજમાતુશ્રીના મુબારક નામ સાથે, સંસ્થાને જોડી " શ્રી મહારાણી શાન્તાદેવી સાર્વજનિક મહિલા અને બાલ પુસ્તકાલય " નામ વાપરવા દેવાની પરવાનગી બક્ષવાનો અરજપત્ર અમે મોકલ્યો. ૧૯૪૦માં સેન્ટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેન્ટના માનવંત ક્યુરેટર સાહેબો મિ. વાકનીસ, અને મિ. પટેલ, પુસ્તકાલયની બારીકબીન તપાસ માટે આવ્યા. તે વેળાના માનવંત સુબા સાહેબ રાજરત્ન પીલાજીરાવ ગાયકવાડ, કયુરેટર સાહેબો અને શેઠજી કેકોબાદ રતનજી દાણુએ વાટાઘાટ કરી, અને સુબા સાહેબની સલાહને સ્વીકારી શેઠજી કેકોબાદે રૂ. ૧૦૦૦) દર સાલ સંસ્થાને મદદ આપવાનું ચાલુ કર્યું.

૧૯૪૦ ના એપ્રિલ માસનો મુબારક તે દિન ! કે જે દિવસે નામદાર મહારાજા સાહેબ તરફથી, સંસ્થાને " શ્રી મહારાણી શાન્તાદેવી સાર્વજનિક મહિલા અને બાલ પુસ્તકાલય " નામની નવાજેશ કર્યાનો શાહી પરવાનો અમોને મળ્યો.

યુદ્ધ સબબે, જમીન અને સામગ્રીઓનાં ભાવ આકાશે ચડયા. એટલામાં પરમકૃપાળુ દાદારની દયાથી ઘર બેઠાં લક્ષ્મીજી પધાર્યાં. નવસારીના સદ્‌ગ્રહસ્થ, શેઠજી નરીમાન માણેકજી પોહવાલાએ સંસ્થાનાં કામો અને જરૂરીઆતોની માહિતી લઇ, પોતાની આ " પાલનબાગ " નામે ઓળખાતી જમીન, બક્ષિસ આપવાની તીવ્ર ઇચ્છા દર્શાવી. આ બાબતનું સર્વ સમાધાન લાવવા શેઠજી પોહવાલાને, દાણુ શેઠ સાથે મેળવી આપ્યા. પરિ-

સાધન ગણાય અને તેમાં સાધનસામગ્રી પણ એવાં જ રહેવાં જોઇએ. કેવળ મનરંજન કરતું સાહિત્ય ફલદાયી નથી, એ યાદ દેવાની જરૂર નથી. હું ઇચ્છું છું કે જ્યારે આપે પ્રેરક થઇ પડે એવી પ્રવૃત્તિ કરી છે તો તે સર્વાંગે ઊંચો ઉદ્દેશ બર આવે એવી યોજના રખાવશો જ.

## પુસ્તકસહવાસ એ સાચો સંતસમાગમ છે.

પુસ્તકાલય એ પુસ્તકસહવાસનું સ્થાન છે અને વિદ્વાન વિચારક લખે છે તેમ, ' પુસ્તકસહવાસ ' એ સાચો સંતસમાગમ છે. તેના દ્વારા ભૂતકાળમાં થઇ ગયેલાં અમર-સંતો, મહાત્માઓ, ફિલસૂફો, ઇતિહાસકારો વિજ્ઞાનીઓ સાથે આપણે મુલાકાત કરી શકીએ છીએ. તેમના આનંદમાં આનંદ લઇ શકીએ છીએ. તેમનાં અશ્રુઓમાં અશ્રુ મેળવી શકીએ અને તેમની સાથે સાથે ઊંચે ને ઊંચે જઇ શકીએ.

## ઉદાર સજ્જનોને વિનંતિ

હું સમજી શકું છું કે ' સ્ત્રીસમાજ ' નવસારીની ખરી સેવા કરવા ઉદ્યુક્ત છે અને આવા ઉમદા કાર્યમાં સર્વાંગે હજી આપને વધારે સહાય મળે, એવી શુભ વાંચ્છના દર્શાવવાની તક લઉં છું. આપની પ્રવૃત્તિમાં સહાય કરનાર ઉદાર સજ્જનોને મારાં અભિનંદન છે.

## માતૃ-પ્રેમનો સ્મારકસ્થંભ

આ સુંદર મકાન જે ' બાઇ દીનબાઇ રતનજી દાણુ બિલ્ડિંગ 'ના નામે ભવિષ્યના જમાનાએ ઓળખશે અને જે માતૃ-પ્રેમના સ્મારક સ્થંભ તરીકે અમર થઈ, ખરી દેશ-સેવાની તમન્ના જગવશે, તેનો લાભ અનેક સ્ત્રીઓ બાળકો લેતાં રહો, એ શુભ વાંચ્છના સાથે આજે ખુલ્લું મુકાયલું જાહેર કરૂં છું. ( તાળીઓ. )

શ્રીમંતે મકાનને ખુલ્લુ મૂકેલું જાહેર કરી ભવનમાં જઇ ફરી પૂછપરછ કરી હતી.

## આભારદર્શન

બાદ શ્રીમતી બાયમાય દાણુએ શ્રીમંતનો તસ્દી લઇ પધારવા માટે ને ઉદ્દઘાટનવિધિ કરવા માટે આભાર માન્યો હતો.

પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે પુસ્તકાલય ખાતા તરફથી ટૂંક વિવેચન સહ આભાર માનતાં જણાવ્યું હતું કે,

વડોદરા રાજ્યના સ્ત્રીસમાજમાં જેમ શ્રીમંત મહારાણી સા. નું સ્થાન અગ્રસ્થાને છે તેમ આ પુસ્તકાલયનું સ્થાન રાજ્યનાં મહિલા પુસ્તકાલયોમાં અગ્રસ્થાને રહો એવી મહેચ્છા વ્યક્ત કરું છું.

આગળ ચાલતાં તેઓશ્રીએ પુસ્તકાલયોના મહિલાકરણ સંબંધે બોલતાં જણાવ્યું કે,

પુસ્તકાલયોનો હેતુ બર લાવવા માટે પુરૂષો કરતાં સ્ત્રીઓ જ વધારે યશસ્વી થશે. કારણ, ગ્રંથપાલ માટે જે ગુણોની આવશ્યકતા હોય છે તે ગુણો પુરુષો કરતાં સ્ત્રીઓમાં સ્વાભાવિકપણે વધારે સારી રીતે ખીલેલા હોય છે. સ્વચ્છતા, નિયમિતતા, ટાપટીપ,

[ સાંધણ પૃ. ૧૬૨ ઉપર ]

# શ્રીમંત મહારાજા સા. ની કલાભાવના

**મું**બાઇમાં તા. ૨૯-૩-૪૫ ના રોજ ઇન્ડિયન આર્ટ એકઝીબીટર્સ સમક્ષ શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું:

બાનુઓ અને ગૃહસ્થો,

આજે સાંજે આપણી સમક્ષ હાજર થતાં મને ઘણો આનંદ થાય છે, અને હિંદી કલા પ્રદર્શકોના સંસ્થાપકોએ તેમણે કરેલા પ્રશંસનીય કાર્યની કદર કરીને તેને ઉત્તેજન આપવાની તક મને આપ્યા બદલ હું તેમનો આભાર માનું છું.



આપણી આસપાસના ચેતનહીનતા અને કંગાલિયતપણાની વચમાં માનવીના જીવનને મીઠાશ આપીને આપણા ફુરસદના સમયને વિશુદ્ધ આનંદથી ભરી દેવાની શક્તિ માત્ર કલામાં જ છે. કલા અને તેની સિદ્ધિઓ રાષ્ટ્રના સાંસ્કારિક વારસાના ઉત્તમ ખજાનાઓમાંનો એક છે. અને કોઇ પણ રાષ્ટ્ર પોતાના આત્માની શ્રેષ્ઠ અને ઉમદામાં ઉમદા સિદ્ધિઓનો નાશ નોતર્યા વગર તેની અવગણના ન જ કરી શકે. પોતાની સ્વતંત્ર અસ્મિતાનું ભાન જેને થવા માંડેલું હોય તેવું પ્રત્યેક રાષ્ટ્ર, હાલના રાક્ષસી મહાયુદ્ધને લીધે થતા બધા વિનાશ છતાં પણ, પોતાના કલાના ખજાનાઓના સંરક્ષણ અર્થે અત્યંત પ્રયત્નશીલ રહે છે.

હિંદનો કલા અને સંસ્કારનો વારસો કોઇ પણ રાષ્ટ્રને માટે મગરૂરીનો વિષય થઇ પડે તેવા પ્રકારનો છે. આપણે કલાની ઉત્તમતાની ઊંચી કક્ષા પ્રાપ્ત કરી હતી, અને જો કે છેલ્લાં ૩૦૦ વર્ષ દરમ્યાન આપણે ભાગે એવો સમય સહન કરવાનું આવ્યું છે કે, જેમાં તેની અધોગતિ નહિ તો પણ પડતર દશા આપણે ભોગવવી પડી છે, તો પણ ફરીથી રાષ્ટ્ર-જાગૃતિના એક મહાન સમયમાં આપણે અત્યારે વિચરી રહેલા છીએ. આપણી કલાનો પુનર્જન્મ પોતાની બધી જીવતશક્તિ સમેત પાક્કો વ્યક્ત થઇ રહેલો હોવાનાં જે અનેક ચિહ્નો દેખાઇ રહેલાં છે તેમાંનું એક તમારૂં પ્રદર્શન છે.

હિંદના દરેક ભાષાભાષી વિસ્તારને પોતાના આગલા સંસ્કાર અને કલાવિષયક સિદ્ધિ છે. ઉત્તરપૂર્વના મણિપુરી નૃત્યથી માંડીને દક્ષિણના કથાકળી નૃત્યોની પરિસીમામાં આપણી પાસે જે વૈવિધ્ય અને વિપુલતા છે, તે દુનિયાના થોડા જ દેશોને ઉપલબ્ધ છે.

છતાં આ બધા પૃથક્ પૃથક્ કલાવિકાસો હિંદના જુદા જુદા સાંસ્કારિક પ્રદેશોને એકતામાં ગૂંથનાર સમગ્ર હિંદના સર્વસામાન્ય આત્મામાંથી ઉદ્ભવેલા છે. વસ્તુતઃ કલાને કશી પણ ભૌગોલિક સીમાઓ નથી. માનવના આત્માની એષણાઓ એવી પ્રબળ હોય છે કે આનંદની શોધમાં એ એને ધરતીના છેડાઓ સુધી પણ લઇ જાય. આવી રીતે કલા સમગ્ર માનવજાતિનું સર્વસામાન્ય સૂત્ર છે.

માનવપ્રગતિનાં બધાં પાસાં સંબંધે હિંદમાં આગેવાની લેવાની મુંબાઇની પરંપરા છે. લલિત કળાઓના સંબંધમાં પણ તેની આગેવાની હિંદની પ્રતિભાનાં શ્રેષ્ઠ તત્ત્વોને આગળ લાવશે એ બાબતમાં કશી શંકા નથી. આ બાબતમાં તમારૂં પ્રદર્શન એક ઉમદા હેતુને સિદ્ધ કરશે. મને આશા છે કે હિંદના આ પ્રથમ નગરના આગેવાન નાગરિકો માનવજીવનની આ ઉત્તમોત્તમ બાજુને પોતાના ઉત્તેજનથી એકાગ્રપણે પોષણ આપશે એમ ધારવું વધારે પડતું નથી.

લડાઇનો છેડો જલદી આવશે, અને યુદ્ધજર્જરિત રાષ્ટ્રો કાયમની શાંતિ તથા આબાદીની ઇમારત ધીરજથી ચણવાના કામમાં લાગી જશે, અને મને ખાતરી છે કે, જુદા જુદા દેશોની એકબીજાની કલાની કદર કરવાની ભાવના કાયમી શાંતિના પાયાને વધારે મજબૂત બનાવશે.

આ ઉત્સવને ખુલ્લો જાહેર કરતાં તેના સ્થાપકોને પૂરેપુરી સફળતા ઇચ્છું છું.

---

[ પૃ. ૧૫૪નું ચાલુ ]

મિલનસાર સ્વભાવ, જાણવા–જણાવવાની ઇચ્છા અને સેવાભાવ એવા એવા ગુણો સ્ત્રીઓ સ્વભાવતઃ જ ધારણ કરે છે. પાશ્ચાત્ય દેશોમાં પુસ્તકાલયોનું મહેકમ નેવું ટકા જેટલું સ્ત્રીઓથી બનેલું હોય છે; તેનું પણ એ જ કારણ હોઇ શકે. એવી પરિસ્થિતિમાં બનાવ એવો પણ બનવાને સંભવ છે કે વડોદરા રાજ્યનાં મહિલા પુસ્તકાલયોનું સંગીન કાર્ય જોઇ રા. રા. કનૈયાલાલ મજમુંદાર જેવા ધારાશાસ્ત્રીઓ ધારાસભામાં,એવો ઠરાવ લાવે કે શ્રીમંત સરકાર પુસ્તકાલયોનું મહિલાકરણ કરવાની નીતિ જેમ બને તેમ જલદી અખત્યાર કરે.

આગળ ચાલતાં શ્રી. વાકનીસ સાહેબે વધુમાં જણાવ્યું કે સ્ત્રીઓના ઉપરના ગુણોથી જ પુસ્તકાલયોનું કાર્ય આગળ વધશે એમ નહિ, પણ તેમના કહેવાતા દોષોથી પણ પુસ્તકાલયો ફળદ્રુપ થશે. એમ કહેવાય છે કે સ્ત્રીઓ બહુ બોલે છે. દરરોજ, પુરુષોને એક Curtain-lecture એટલે પડદા આડની ઝાટકણી સાંભળવી જ પડે છે. પણ તેથી જ તો બિચારા પુરુષો દિનપ્રતિદિન બહુશ્રુત થતા જાય છે ! સ્ત્રીઓને ટાપટીપ કરવા તેમ જ વેષભૂષા કરવાં બહુ વખત લાગે છે, એવો પણ એક આક્ષેપ લેવાય છે. તેથી તેમની સાથે જનાર પુરુષને ઘણીવાર રાહ જોતાં બેસી રહેવું પડે છે. એવા રાહ જોવાના વખતે પુરુષો જો ગજવામાપની ( Pocket-size ) ચોપડી સાથે રાખે અને મહાભારત જેવા મોટા ગ્રંથ વાંચવાનું શરૂ કરે તો ત્રણેક માસની અંદર તેઓ ભારતાચાર્ય જેટલું જ્ઞાન સહેજે મેળવી શકે.

છેલ્લે વક્તાએ શ્રી. સૌ. મહારાણી સા૦નો પુસ્તકાલયનું મકાન ખુલ્લું મૂકવા માટે આભાર માની પુસ્તકાલયને મકાનનું દાન કરનાર દાતાને અભિનંદન અર્પણ કરી પોતાનું વક્તવ્ય સમાપ્ત કર્યું હતું.




**૧. ખાદીવિદ્યાપ્રવેશિકા**—સં૦ ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલી, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. આવૃત્તિ બીજી. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૯૨, સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૮–૦

ખાદી કાર્યકર્તાઓના અનુભવે તૈયાર થયેલું આ ખાદી વિષેનું પુસ્તક છે. આપણા ગ્રામઉદ્યોગો,–ધંધા હજુ સુધી શાસ્ત્રીય ઢબે રચાયલા નથી. દા. તરીકે જોઈએ તો ખેતી.

પુસ્તકમાં કપાસથી માંડી કાંતણના સાધન વગેરેની પૂર્ણ માહિતી આપી છે. ગ્રામશાળાઓમાં ગણિતના દાખલા શિખવાડવા પુસ્તકમાંનું ખાદી ગણિત ઉપયોગી થઇ પડે એવું છે. ખાદીની જેમ અન્ય ગ્રામઉદ્યોગ–ધંધાનાં પુસ્તકો ગૂજરાત વિદ્યાપીઠ તૈયાર કરાવે તો આશીર્વાદરૂપ થઇ પડે. અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘ, વર્ધાએ કેટલાક ઉદ્યોગોનાં પુસ્તકો બહાર પાડ્યાં છે.

ખાદીપ્રવેશિકાની સાથે સાથે હવે વધુ જરૂર આગળનાં પુસ્તક વણાટપ્રવેશિકાની છે. આ યુદ્ધના સમયમાં સૌએ પોતપોતાનાં પહેરવાનાં કપડાં તૈયાર કરવામાં માર્ગદર્શન આપે તેવું આ પુસ્તક છે. —**વિપ્રસાદ**

**૨. ગાંધીજીની સ્વરાજ્યસાધના**—લેખકોઃ શ્રી. શાંતિ શાહ અને મહેન્દ્ર સિંહા; પ્રકાશકઃ સી. શાન્તિલાલની કું.; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૧૨+૧૨, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩–૮–૦

ગાંધીજીના હાથે થયેલા દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહથી માંડી ૧૯૪૨ સુધીના સત્યાગ્રહોનાં વર્ણનો આમાં આવી જાય છે. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહો–ચંપારણ્યનો સત્યાગ્રહ, મિલમજૂર સત્યાગ્રહ, ખેડા સત્યાગ્રહ, અસહકાર, બોરસદ, નાગપુર, બારડોલી, ૩૦ ને ૩૨ ના સત્યાગ્રહો અને છેવટ ૧૯૪૨ ની લડત એ બધું આ પુસ્તકમાં સરળ ભાષામાં આલેખાયાં છે. આ બધા સત્યાગ્રહોથી છેલ્લાં કેટલાંયે વર્ષોથી હિંદુસ્તાનની સ્વરાજની લડતનું ભાન આપણને થાય છે. ૧૯૪૨ ની લડતના સંબંધમાં લેખક વધારે વ્યગ્ર થયેલા–આવેશમાં આવી ગયેલા લાગે છે. અને પોતાના વિચારો વાચક પર ઠસાવવા પ્રયત્ન કરતા જણાય છે. ૧૯૪૨ ની લડત પરત્વેનો આખરી નિર્ણય જાહેર કરવાને હજુ થોડી વાર છે. આ પુસ્તક ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી હોઇને ગુજરાતી ભાષાના રાજકીય સાહિત્યમાં રેફરન્સ તરીકે કામ લાગે એવું છે. નાગપુર અને બોરસદનો ઇતિહાસ જરાં વધારે વિસ્તૃત આપવા જેવો હતો. પુસ્તકમાં આપેલા બન્ને નકશા પણ એ લડતો સમજવામાં મદદગાર થાય તેમ છે. —**ચુ. પુ. શાહ**

**૩. ક્રૌંચવધ**—મૂળલેખકઃ શ્રી. વિ. સ. ખાંડેકર; અનુવાદક : શ્રી. ગોપાળરાવ ગ. વિદ્વાંસ; પ્રકાશક : શ્રી. હરિલાલ ર. શેઠ. પ્રતાપગંજ, વડોદરા; સન ૧૯૪૪; ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૪૧૨+૩૬; સચિત્ર કવરપેજ સહિત બૉર્ડ પૂઠું; મૂલ્ય રૂ. ૫–૮–૦.

મહારાષ્ટ્રના જાણીતા લેખક શ્રી. વિ. સ. ખાંડેકરની રાષ્ટ્રીય ભાવનાયુક્ત નવલકથાનો આ અનુવાદ છે. ચાર જ પાત્રોની આસપાસ ગુંથાયેલી અને ચાર ખંડમાં વહેંચાયેલી આ કથાના પહેલા ખંડમાં પ્રોફેસર દાદાસાહેબ, બીજા ખંડમાં પ્રોફેસરનાં પુત્રી સુલોચના (સુલુ), ત્રીજા ખંડમાં પ્રોફેસરને ત્યાં અભ્યાસાર્થે રહેલ દિનકર અને ચોથા ખંડમાં પ્રોફેસરના જમાઇ–સુલુના પતિ–ડૉ. ભગવંતરાવ શહાણેની જીવનકથા આવે છે. પ્રોફેસરને ત્યાં અભ્યાસાર્થે રહેતા દિનકર સાથે સુલોચનાનો ગાઢ સ્નેહ જામે છે. પણ એ સ્નેહ લગ્નમાં પરિણમે તે પહેલાં, પુરાણમાં 'ક્રૌંચવધ'ની આવતી વાર્તાની માફક સમાજમાં અત્યારે નિર્દોષો પ્રત્યે ચાલી રહેલો જુલમ અને અન્યાય દિનકરને અસહ્ય લાગતો હોઇ, એ અભ્યાસ છોડી દઇ દેશસેવામાં ઝંપલાવે છે. દિનકર આમ અચાનક પોતાને ત્યાંથી ચાલ્યો જતાં અને કેટલાય વખત સુધી પાછો ન દેખાતાં, પિતાની ઇચ્છાથી એક નાના સ્ટેટના દરબારી સર્જન ભગવંતરાવ શહાણે સાથે સુલુ પરણી જાય છે. સુલુ સાસરે આવ્યા પછી, દરબારી માનસ સેવતા ડૉ. ભગવંત અને દેશસેવક બનેલ દિનકરના જીવનમાં આભજમીનનું અંતર જુએ છે અને દિનકરના સહવાસમાં આવી તેના સ્વાતંત્ર્યપ્રિય અને દેશસેવાની ભાવનાઓમાં રમી રહેલી સુલુને, ડૉકટરની સાથેનું દાંમ્પત્યજીવન ખારૂં ખારૂં લાગે છે. એમાં એક પ્રસંગ એવો બની જાય છે કે. ડૉકટર પોતાની ગેરહાજરીમાં દિનકરને પોતાને ઘેર જુએ છે. અને ત્યાંથી જ ડૉકટર શંકાશીલ બને છે. દિનકરને રાષ્ટ્રસેવા અંગે ફાંસીની શિક્ષાનો પ્રસંગ આવે છે. સુલુ એ સમાચાર સાંભળે છે. અને એના હૃદયમાં જબરજસ્ત આત્મમંથન ચાલે છે. એ સાસરૂં છોડી પિયર આવે છે. ત્યાંથી પણ પિતાને કહ્યા વગર ક્યાંય ચાલી જાય છે. પ્રોફેસર સાહેબ સુલુની લખેલી આત્મકથા જુએ છે. અને તેમા તેનો ગભરાટ જોઇ, પ્રોફેસર સાહેબ સુલુની તપાસ માટે ડૉકટર પાસે જાય છે. અહીં ડૉકટર પણ સુલુના ચાલ્યા જવાથી ચિંતાગ્રસ્ત થયેલા જણાય છે. પ્રોફેસર સાહેબ સુલુની આત્મકથા ડૉકટરને વાંચવા આપે છે; ડૉકટરે તે પહેલાં ફાંસીને માંચડે ચઢતા પહેલાં જેલમાંથી જ દિનકરે પોતાની લખી મોકલેલી આત્મકથા વાંચી છે. છેવટમાં આમ બંનેની કથાઓ વાચતાં અને સુલુ તથા દિનકરના જીવનનો નિર્દોષ પ્રેમ અને સ્નેહની ખાતરી થતાં ડૉકટર પણ પોતાના પશ્ચાત્તાપરૂપે પોતાની કથા પ્રોફેસર સાહેબને કહી તરત જ જેલમાં જઇ ફાંસીને માંચડેથી દિનકરને છોડાવી ઘેર આવે છે. સુલુ પણ ઘેર આવી જગઇ છે. છેવટે સર્વ એકઠાં થાય છે અને આનંદ આનંદ થઇ રહે છે.

શ્રી. ખાંડેકરની આ વાર્તા વાચકોને ખરેખર કોઇ અનેરો જ રસ પીરસે છે. રાષ્ટ્રની મુક્તિ કાજે, રાષ્ટ્રના યુવાનોને, રાષ્ટ્રસેવામાં ઝંપલાવવાને, આ કથા દ્વારા લેખક સુંદર હાકલ કરે છે. વાર્તાની શૈલી પણ અનોખી અને આકર્ષક છે. લેખકે મનનપૂર્વકનાં કેટલાંક ચિન્તનો વાર્તામાં રજૂ કરી, વાર્તાને ઉચ્ચ કોટીની બનાવવા સુંદર પ્રયત્ન કર્યો છે, લેખકનું ૩૬ પાનનું શરૂઆતનું નિવેદન પણ દરેકે ખાસ વાંચવા જેવું છે. —'અ–દ્રષ્ટા'

૪. **પ્રકાશનાં પગલાં**—લેખક: શ્રી કરસનદાસ માણેક; પ્રકાશક: સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૬, સચિત્ર–સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૦–૦

આ પુસ્તકથી સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય સંસ્થા પોતાની પ્રગતિનાં સોપાનોમાં એક સોપાન આગળ વધે છે અને એને દોરી લઇ જનાર છે આપણા સાહિત્યસર્જકોમાંના એક

શ્રી. ' સોપાન. ' એ સંસ્થા તરફથી સર્વોપયોગી સાહિત્યશ્રેણી નામક એક નવી જ શ્રેણી શરૂ કરવામાં આવી હોઇને તેના દ્વારા ગામડાના ઓછું ભણેલા લોકો પણ સમજી શકે તેવાઓને " નવા પ્રકાર "નું સાહિત્ય આપવાના ઉદ્દેશથી આ શ્રેણી શરૂ કરવામાં આવી છે. એ શ્રેણીનું આ પ્રથમ પુસ્તક છે. એમાં લેખકે દેશ-વિદેશની ૧૪ ધર્મકથાઓ કથાશ્રવણ શૈલીએ રજૂ કરી છે.

ઓછું ભણેલા વાચકો એ વાંચવા જરૂર પ્રેરાશે; કેમકે એમાં આપણાં પુરાણોના કથાપ્રસંગો આપ્યા છે; ઉપરાંત, ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મકથાના પ્રસંગો પણ ઉપર્યુક્ત શૈલીએ રજૂ કર્યા છે. છતાં, એ ઓછું ભણેલા વાંચવા પ્રેરાનારને વાંચવામાં, વચ્ચે વચ્ચે આવતા સંસ્કૃત શબ્દો સ્થળે સ્થળે અર્થસમજૂત માટે થોભાવશે, એ પણ ચોક્કસ જ છે. એવે સ્થળે એ ઓછું ભણેલાઓને લક્ષ્ય સામે રાખી સરળ લોકભોગ્ય શબ્દોનો ઉપયોગ લેખકે કર્યો હોત તો આ કથાશ્રવણ શૈલીને બદલે કથાવાચનપ્રેરક શૈલી જરૂર નીવડી શકત.

પુસ્તકમાંનું વસ્તુ જોતાં એ " ઓછું ભણેલો વર્ગ " વાંચવા જરૂર પ્રેરાશે, અને નહિ સમજી શકે તેવું આવશે ત્યાં તેનુ શ્રવણ કરવા પ્રેરાશે તો પણ સંસ્થાની આ યોજના જરૂર બર આવશે.

**૫. રાખની ઢગલી**—લેખક : શ્રી. "સૌજન્ય"; પૃષ્ઠ ૧૪૮; પ્રકાશક, કદ, પૂઠાં, મૂલ્ય વગેરે ઉપર પ્રમાણે. સચિત્ર.

શ્રી. સૌજન્ય આપણા સાહિત્યના એક સિદ્ધહસ્ત નવલલેખક છે. એમણે આપેલું 'રસિયો જીવ' આપણે ત્યાં સારો લોકાદર પામ્યું છે. એ જ લેખકની આ કૃતિ, એટલો જ લોકાદર પામે તેવી છે. એમાં અપાયેલી પાંચ સમાજકથાઓ, આપણા ગ્રામજીવનને સ્પર્શતી હોઇને ત્યાંના નિત્યજીવનમાં વાચકને એવા પ્રસંગો સ્થળે સ્થળે જોવા મળે છે. એવા જ પ્રસંગોને લેખકે, પોતાની વિશિષ્ટ લોકભોગ્ય શૈલીએ તળપદા રૂઢ ભાષાપ્રયોગોથી સમૃદ્ધ કરી હોવાથી એ એકધારો વાચનરસ વહી લાવે છે. શ્રી. 'સૌજન્ય'ને લેખનની આ વિશિષ્ટ કલા વરેલી છે; અને તેનો અહીં વાચકને પ્રત્યક્ષ પરિચય થાય છે.

આપણા સમાજમાં જોવા મળતાં ભિન્ન ભિન્ન દસ્યોમાંથી પાંચ પ્રસંગદસ્યો અહીં લેખકે આપ્યાં છે. વાર્તા વાંચતાં, લેખક વાચકની સમક્ષ અરસપરસ વાતાવરણ રજૂ કરી દઇ વાચકને તન્મય બનાવી દે છે, એ આ લેખનની વિશિષ્ટતા છે.

આ પાંચેય રસભરી વાર્તાઓ આપણા ગ્રામવાચકોને જરૂર આકર્ષશે. ગ્રામપુસ્તકાલયો અવશ્ય વસાવે.

**૬. હાસ્યતરંગ**—લેખકઃ શ્રી. જ્યોતીન્દ્ર દવે; પ્રકાશક, કદ, પૂઠાં, મૂલ્ય ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૫૨, ૧૯૪૫.

ઉપર્યુક્ત શ્રેણીનું આ ત્રીજું પુસ્તક છે. એના લેખક શ્રી. જ્યોતીન્દ્ર દવેનો, હવે ગુજરાતી વાચકજનતાને ભાગ્યે જ પરિચય આપવાનો રહે છે. એમણે આપેલા રંગતરંગના પાંચ ભાગોથી આપણું હાસ્યસાહિત્ય ઠીક સમૃદ્ધિને વર્યું છે. એ સાહિત્યમાંથી વીણી-પસંદ કરીને ૧૩ હાસ્યપ્રસંગોને અહીં લોકભોગ્ય ભાષામાં રજૂ કર્યા છે. રંગતરંગના પાંચેય

ભાગે વાંચવા વસાવી શકે તેમ ન હોય તેમને માટે આ પસંદગી પામેલા પ્રસંગો તો આટલી અલ્પ કિંમતે અપાય છે તે સાચે જ ઉપકારક લેખાશે. પુસ્તકમાં આપેલાં કટાક્ષચિત્રો એને વધુ આકર્ષક બનાવે છે. હરકોઇ વ્યકિત કે સંસ્થા આ પુસ્તક ઘડીભર મગજને તંદુરસ્તી આપવા માટે અવશ્ય વસાવી લે.

૭. **જીવનની કલા**—લેખકઃ શ્રી. રવિશંકર મહેતા; પ્રકાશક, કદ, પૂઠાં, મૂલ્ય ઉપર પ્રમાણે. ૧૯૪૫.

ઉપર્યુકત શ્રેણીનું આ ચોથું પુસ્તક છે. એમાં લેખકે, નિત્યજીવન જીવવામાં—હળવા-મળવામાં અને કાર્યો કરવામાં શું શું કરવાથી સફળતા મળે તે સરળ ભાષામાં સમજાવ્યું છે. એનાં સત્તર પ્રકરણો નિબંધરૂપે લખાયાં હોઇ ઉપદેશાત્મક વાચન પૂરું પાડે છે. એમાં અપાયેલી શિખામણો સર્વજનને કેટલે દરજ્જે આકર્ષશે તે તો એ વાચકને એ ઉપદેશ કેટલે અંશે રુચિપ્રદ નીવડે છે તે પર રહે છે. પુસ્તક પર, લેખક કહે છે તેમ, " હાઉ ટુ મેક ફ્રેન્ડઝ "ની છાયા જણાઇ આવે છે. આ અંગ્રેજી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર " જિંદગી જીવવાની જડીબુટ્ટી " નામથી પ્રસિદ્ધ થયેલું છે.

૮. **ભક્ત નરસિંહ**—લેખકઃ પં. ઉદ્ધવજી મંગલજી શાસ્ત્રી; પ્રકાશકઃ ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬૦+૮, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૪–૦.

ભક્તિમાર્ગ કાર્યાલય તરફથી કેટલાંક ભક્તિધર્મપ્રચારક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે તેમાં આથી એક વધુ ઉમેરો થાય છે. નરસિંહ મહેતાનું જીવન આજે ધર્મપ્રાણ એવા ભાગ્યે જ કોઈ ગુજરાતીથી અજાણ હશે. લેખકે આ પુસ્તક પ્રથમ હિંદીમાં લખેલું અને હિંદી "સંજય" માસિકમાં પ્રકટ થયેલું તેને ગોરખપુરના ગીતા પ્રેસે પ્રસિદ્ધ કરેલું. આજે એ જ ચરિત્ર ગુજરાતીમાં પ્રસિદ્ધ થાય છે. ભક્તિભાવ ધરાવતાં વાચકોને આ જીવનચરિત્ર ગમશે. અને બુદ્ધિની કસોટીએ વાંચનાર એમાંના ચમત્કારોને સાચા માનવા કદાચ ન પણ પ્રેરાય. આમ-જનતાને એ ગમશે. પુસ્તકાલયો વસાવે.

૯. **બ્રહ્મચર્યાશ્રમ**—લેખકઃ શ્રી. કનૈયાલાલ મુનશી; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૦+૮, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૪–૦

શ્રી. મુનશી જેમ એક અચ્છા નવલનવેશ છે, તેમ એક પ્રહસનલેખક પણ છે. એમણે એમના યરોડાના કારાવાસ દરમિયાન લખેલ આ પ્રહસ ૧૯૩૧ માં પ્રસિદ્ધ થયું ત્યારે, એને જેલજીવન ગાળનારા કેટલાકોના માનસનું પ્રતિબિંબ દર્શાવનાર આરસીરૂપે કેટલાકોએ ઓળખાવ્યું હતું. એમાં એમણે એમના સાથીદારો, ગાંધીજી અને ખુદ પોતાની પણ ગમ્મત-ટેકડી કરી છે, એમ એઓ પોતે જ કહે છે.

આજ સુધી અપ્રાપ્ય રહેલું એ પુસ્તક આજે લાંબા ગાળે ફરી પ્રસિદ્ધ થયું છે. હાસ્યસાહિત્યરસિકો આજે આ પુસ્તક ઉપલબ્ધ થતાં હવે વસાવી લે.

૧૦. **કેટલાંક વિવેચનો**—( આવૃત્તિ બીજી ) લેખકઃ સ્વ. નવલરામ ત્રિવેદી; પ્રકાશક કદ ઉપર પ્રમાણે. પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩–૮–૦.

સ્વ. નવલરામ ત્રિવેદી આપણા અર્વાચીન વિવેચકોમાં અગ્રસ્થાનને હતા. તેમણે અવારનવાર માસિકોમાં આપેલાં વિવિધ સર્જનાનાં વિવેચનોનો આ સંગ્રહ આ અગાઉ ૧૯૩૪ માં પ્રસિદ્ધ થયો હતો. આજે એની નવી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે. એમાં સ્વ. સાક્ષર શ્રી. મણિલાલ નભુભાઇથી લઇને સ્વ. ગોવર્ધનરામ, સ્વ. રણજિતરામ, શ્રી. મુનશી, શ્રી. રમણલાલ દેસાઇ, તેમ જ કવિ બોટાદકર અને મહાકવિ ન્હાનાલાલ તથા શ્રી. ખબરદાર અને કવિ લલિતજીનાં સર્જનોનાં વિવેચનો આપ્યાં છે. પુસ્તકાલયોએ આવા વિવેચનગ્રંથો અવસ્ય વસાવી લેવા જોઇએ. અને તેના પરથી કયાં સર્જનો કઇ કક્ષાનાં છે તે જાણી લેવા પ્રયત્ન કરવો જોઇએ.

**૧૧. તણખા મંડળ બીજું** ( ચોથી આવૃત્તિ )—લેખકઃ શ્રી. ધૂમકેતુ; પ્રકાશક કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૪૪+૧૬, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ.

શ્રી. ધૂમકેતુના તણખા આપણા વાચકવર્ગમાં એટલા લોકપ્રિય થઇ પડયા છે કે એની એક પછી એક આવૃત્તિઓ વખતોવખત પ્રસિદ્ધ થયે જાય છે. 'તણખા'ના બીજા મંડળની ચોથી આવૃત્તિ એના લોકાદરનો તાદશ પુરાવો છે. જે પુસ્તકાલયોમાં એ જીર્ણ થઇ ગયેલ હોય તેમને આ પુસ્તક ફરીવાર પ્રસિદ્ધ થતાં એ વસાવી લેવા ભલામણ છે.

**૧૨. આલોચના**—લેખકઃ શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, પો. બો. ૯૭૮, મુંબઇ. ૧. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૫૮+૮, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩–૮–૦. ૧૯૪૫

ઉપરના "કેટલાંક વિવેચનો"ની જેમ આ પુસ્તક પણ આપણા સાહિત્યવ્યાપારનું વિવેચનાત્મક અવલોકન કરાવે છે. તેમાં પણ શ્રી. પાઠકનું સૂક્ષ્મ નિરીક્ષણ જે તે વિષયનો તલસ્પર્શી અભ્યાસ આપી જાય છે. એમણે વખતોવખત લખેલાં પુસ્તકોનાં વિવેચનો તેમ જ "પૂર્વાલાપ"ને લગતો લેખ અને 'વસંતવિજય'ને લગતો લેખ આપેલ છે. ઉપરાંત તેમણે સાહિત્ય અને પુસ્તકાલય પ્રવૃત્તિ વિશે પરત્વે આપેલ વ્યાખ્યાનોને પણ અહીં સંગ્રહી લેવાયાં છે.

ગુજરાતી સર્જનોના નિરીક્ષણપ્રેમીઓને આ 'આલોચના', એ પુસ્તકો સમજવામાં ઠીક માર્ગદર્શક નીવડશે. ઉપરાંત, સાહિત્યના અભ્યાસીને પણ એમાંથી કંઇ ને કંઇ જાણવાનું મળી આવશે.

**૧૩. કંકાવટી**—મંડળ બીજું ( આવૃત્તિ બીજી ) સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. સાદું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

શ્રી. મેઘાણીએ આપણા સાહિત્યમાં લોકસાહિત્યની જે વિપુલ સમૃદ્ધિ આપી છે– અને આપ્યે જાય છે–તેનું ઋણ આંકીએ તેટલું ઓછું છે. એમણે આપણા પટંતરોમાં છુપાયેલા એ ભંડારો ઉઘાડી તેને બહાર લાવવાની જે અને જેટલી પ્રવૃત્તિ કરી છે તે ન થઇ હોત તો આપણા એ અમૂલ વારસાથી આપણે વંચિત હોત.

' કંકાવટી ' પણ એવું જ આપણા એ લોકધનમાંનું અમૂલ રત્ન છે. એમાંનાં વ્રત-ઉખાણાં આજે પણ ગામડાંમાં સ્ત્રીઓ–બાળાઓ ગાય છે–સાંભળે છે. લોકજીભે ગવાયેલું અને અહીં ગ્રંથસ્થ થયેલું એ સાહિત્ય આપણી જનતામાં ઠીક આદરપાત્ર નીવડયું છે. એ કંકાવટીના બીજા મંડળની આ બીજી આવૃત્તિ દરેક પુસ્તકાલય અને સંસ્કારી ગૃહમાં અવસ્ય હોવી ઘટે.

મ. પ્ર. વ્યાસ



## નવલકથા–નવલિકા–નાટક

૧ વેવિશાળ—સમાજજીવનના પ્રશ્નોને સ્પર્શતી શ્રી. મેઘાણીની અગાઉ પ્ર
થયેલ નવલકથાની નવી આવૃત્તિ; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, રૂા ૩-૮

૨ જનમટીપ—શ્રી. ઈશ્વર પેટલીકરે ગામડાની ધરતીની ધૂળમાંથી કથારસ
ઉપાડી ગ્રામજીવનના ' યૌવનધનનાં પાત્રો વડે ગૂંથેલી ગ્રામજીવનની વિવિધતા દર્શાવતી ન
લકથા. પ્રકાશક: લોકપ્રકાશન લિ. અમદાવાદ. મૂલ્ય રૂા. અઢી.

૩ શકારિ—સમ્રાટ વિક્રમાદિત્યના જીવનકાળને લગતા પ્રસંગોને ગૂંથી ક
બંગાળી નવલકથાનો ગુજરાતી અનુવાદ. અનુવાદક: શ્રી. ભીમભાઇ દેસાઇ; પ્રકાશક: ગાંડ
સાહિત્ય મંદિર, સુરત. મૂલ્ય રૂા. ૨–૧૨–૦

૪ ક્રાંતિનાદ—ભા. ૧–૨, જાણીતા નવલલેખક શ્રી. દિવ્યાનંદ રચિત નવલક
૨ ખંડમાં. પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂા. ત્રણ

૫ પશમી અને બીજી વાતો—લેખક: સ્વ. હરજીવન સોમૈયા; પ્રકાશક: ભાર
સાહિત્ય સંઘ–મુંબઇ. ૧૨ ટૂંકી વાર્તાઓનો સંગ્રહ; મૂલ્ય રૂા. ૨–૮–૦

૬ અફલાતૂન ભેજાં—વિનોદ–રમૂજ અને હળવા હાસ્યયુક્ત પ્રસંગકથાઓ
સંગ્રહ. લેખક: શ્રી. નઝીર; પ્રકાશક: કિતાબઘર–રાજકોટ; મૂલ્ય રૂા. ૨–૮–૦

૭ વૈશાખી પૂનમ—શ્રી. ' મધુર ' ઉપનામથી લખતા જાણીતા વાર્તાકાર શ
મગનલાલ શ્યામજી ત્રિવેદીએ લખેલી ભૂતકથાઓનો આ સંગ્રહ છે. પ્રકાશક: સરસ્વ
પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય રૂા. ૨–૧૨–૦

૮ આવતી કાલ—મૂળ મરાઠીમાં પ્રકટ થયેલ પ્રિન્સિપાલ પ્રલ્હાદ કેશવ અ
રચિત " उघांचा संसार " નાટ્યકૃતિનો ગુજરાતી અનુવાદ. અનુવાદક: શ્રી. અંજુ
વદી; પ્રકાશક: ત્રિશક્તિ કાર્યાલય, સુરત. મૂલ્ય રૂા. ત્રણ.

## વ્યાપાર–હુન્નર–ઉદ્યોગ

૯ વ્યાપારી સર્વજ્ઞાનસંગ્રહ—અર્થશાસ્ત્ર વિષયના જાણીતા લેખક શ્રી. કુંવરજી
સંઘરે લખેલ વ્યાપારવિષયક માહિતીઓ અને અન્ય બાબતોના વિપુલ સંગ્રહયુક્ત ગ્રંથ
પ્રકાશક: સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૧૦–૪–૦

[ અધિક પૃ. ૧૧૧ને છેડે ]




## સાભાર-સ્વીકાર

પુસ્તકાલય સ. સ. મંડળ લિ. અને વડોદરા રાજ્ય પુ. મંડળ દ્વારા અવારનવાર પુસ્તકાલયોને માર્ગદર્શક થઈ પડે તેવાં પુસ્તકો-સાહિત્ય વખતોવખત પ્રસિદ્ધ કરવામાં આવે છે. તદનુસાર આજ સુધીમાં વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય, બાલસાહિત્ય સર્વસંગ્રહના બે ભાગો તેમ જ પુસ્તકાલય પ્રવૃત્તિ-ભાષણો અને લેખો તથા ૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ વગેરે પુસ્તકાલયપ્રવૃત્તિને પ્રેરક અને માર્ગદર્શક પુસ્તકાલયવિજ્ઞાનને લગતાં પુસ્તકો પ્રસિદ્ધ કરેલ છે.

આજે તો ગલ્લો તર કરે તેવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા આડે એવાં વૈજ્ઞાનિક અને ઓછી ખપતવાળાં ગણાય તેવાં છતાં ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરવા તરફ કોઇ પ્રકાશક આગળ આવતું નથી; એવે વખતે આ બન્ને મંડળોએ એ દિશામાં પોતાની પ્રવૃત્તિ ચાલુ જ રાખી છે.

આ શુભ પ્રવૃત્તિને પ્રોત્સાહન આપવા માટે મુંબઇના શ્રી. માધવભાઇ કાલિદાસ પટેલ તરફથી પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને પુસ્તકોનો પરિચય લખાવવાના કામમાં વાપરવા માટે રૂ. ૨૫૧) મોકલવામાં આવ્યા છે તેનો મંડળની વ્યવસ્થાપક સભાએ સાભાર સ્વીકાર કર્યો છે અને પ્રકાશનપ્રવૃત્તિ આડેનો કાગળનિયમનધારો ઊઠી જતાં એ પ્રકાશનનું કાર્ય હાથ ધરવાનો નિર્ણય કર્યો છે.

## પુસ્તકાલયોને મદદ

**સા. પુ. મેથી** ( તા. કરજણ )ને ૫૧) ચાણસદ ( તા. પાદરા )ના પટેલ પરાગભાઇ મંગળભાઇ, ૨૫) કુરાલી ( તા. કરજણ )ના પા. છોટાભાઇ ઈશ્વરભાઇ, ૧૦) શાહપુરા ( તા. ભરૂચ )ના પા. પુરુષોત્તમ છીતાભાઇ તરફથી.

**સા. પુ. સાઢલી** ( તા. શિનોર )ને ૫૧) ગણપતપુરાના પટેલ કેશુરભાઇ રાયજી-ભાઇ તરફથી.

**સા. પુ. પાનસર** ( તા. કલોલ )ને ૧૧૩-૮-૦ શેઠ મહીપતરાય જાદવજી તરફથી પુસ્તકોના તથા ૪૦) "વંદેમાતરમ્"ના વાર્ષિક લવાજમના.

**સા. પુ. ઘંડીઆ** ( તા. આતરસુંબા )ને ૧૧) શેઠ સાંકળચંદ છગનલાલ, ૧૧) શાહ સોમચંદ શિવલાલ, ૧૧) પટેલ નાથાભાઇ કલ્યાણદાસ, ૧૧) પટેલ નરસિંહભાઇ શિવાભાઇ, ૭) શા. કેશવલાલ અમરચંદ, ૭) પા. વેલાભાઇ કાળીદાસ તરફથી.

**સા. પુ. ડીંગુચા** ( તા. કલોલ )ને ૧૦) પા. જોઇતાદાસ પ્રભુદાસ, ૧૦) પા. ખોડીદાસ રઘદાસ.

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

★વડોદરા–પ્રેમાનંદ સાહિત્ય સભા તરફથી દર ત્રણ માસે એક વિવેચનવિભાગ " પુસ્તકાલય " માસિકમાં પ્રસિદ્ધિ અર્થે આપવાનું ઠરાવ્યું છે. અને તેનું પ્રથમ પ્રકાશન જુન માસના અંકમાં પ્રસિદ્ધ થશે. વડોદરાના જાણીતા વધુ સાક્ષરોની વિવેચનકળાનો " પુસ્તકાલય "નાં વાચકોને પરિચય મળશે.

★અ. હિં. મહિલા પરિષદની વડોદરા શાખા તરફથી વડોદરા રાજ્ય પ્રથમ ઉપરિષદ વડોદરાના ન્યાયમંદિર હોલમાં મળી હતી. એનું ઉદ્‌ઘાટન શ્રી. સૌ. મા. મહારાણી શાન્તાદેવી સાહેબે કર્યું હતું.

★ઇન્ડીઅન આર્ટ એક્ઝીબીટર્સ સમક્ષ ગુર્જરનરેશ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ સાહેબે ગઇ તા. ૨૯મીના રોજ કલાભાવનાને પ્રેરક એવું ભાવનાયુક્ત ભાષણ આપ્યું હતું.

★ગુજરાત પ્રાથમિક કેળવણી સંમેલનનું પ્રથમ અધિવેશન શ્રી. હંસાબહેન મહેતાના પ્રમુખપદે ગઇ તા. ૩૧મીના રોજ અમદાવાદમાં મળ્યું હતું; જેમાં કેળવણીની પુનર્ઘટના અને શિક્ષકોના દરજ્જાને લગતા પ્રશ્નોની છણાવટ કરવામાં આવી હતી.

★ગુજરાત મધ્યસ્થ ગ્રીસ સ્થા તરફથી સામાજિક કાર્ય કરતી સંસ્થાઓની એક ડિરેક્ટરી તૈયાર કરવાની યોજના ઘડાઇ છે.

★પંડિત જવાહરલાલે જેલના વસવાટ દરમિયાન ૧૧૦૦ અને રાષ્ટ્રપતિ મૌલાના આઝાદે ૮૦૦ પુસ્તકોનો સંગ્રહ કર્યાની વાત બહાર આવી છે.

★હિંદની યુદ્ધોત્તર કેળવણી વિષેની સાર્જંટ યોજનાના આધારે પ્રાંતીય ભાષાઓમાં પણ તેવાં પુસ્તકો પ્રસિદ્ધ થાય તે માટે સરકાર તરફથી યોગ્ય પ્રોત્સાહન મળતું હોઇને ગુ. વ. સો. તરફથી એવું એક પુસ્તક પ્રસિદ્ધ કરવાનું વિચારાયું છે. ડેમી આઠ પેજી કદનાં ૨૦૦ પૃષ્ઠના એ પુસ્તકની કિંમત રૂ. એક રહેશે. કહે છે કે, તે જુલાઇની શરૂઆતમાં પ્રસિદ્ધ થશે.

★પાયાની કેળવણીના પ્રખર પ્રવર્તક શ્રી. ઝાકીરહુસેન ભોપાલ રાજ્યના શિક્ષણ સલાહકાર નિમાયા છે.

★એક પરદેશીનું હિન્દને દાન—ગાંધીજીના એક અંગ્રેજ મિત્ર સદ્‌ગત કેલનબેકનું વસીઅતનામું પ્રકટ થયું છે. એને આધારે હિન્દની સંસ્થાઓમાં વહેંચણી માટે એક હજાર સ્ટર્લિંગ એટલે કે લગભગ પંદર હજાર રૂપીઆ ને નાતાલના 'ફિનીક્સ સેટલમેન્ટ ટ્રસ્ટ માટે ત્રણસો સ્ટર્લિંગ એટલે ૪૫૦૦ રૂપીઆનું દાન તેમણે મુકરર કરી ગયા છે. આ પાછલું દાન મહાત્મા ગાંધીજીના જીવન અને કાર્ય અંગેનાં પુસ્તકો અને ગાંધીજીકૃત પુસ્તકોની ખરીદી અર્થે વાપરવાનું સૂચવાયું છે.

★ભાષાશાસ્ત્રની પ્રગતિ માટે પૂનામાં એક સંસ્થા સ્થપાઇ છે. એનું નામ 'ધ ઇન્ડીઅન

ફાઈલોલોજિકલ એસોસિયેશન ' રાખવામાં આવ્યું છે. આ સંસ્થા ભાષાઓના અભ્યાસ અને તેમના સંશોધનને, ઇતિહાસ અને સંસ્કૃતિને ઉત્તેજન આપશે. એ માટે ચર્ચાઓ અને ભાષણો ગોઠવશે; સામયિક પત્રો, વાર્ષિક નિવેદનો, વગેરે બહાર પાડશે તથા ભાષાશાસ્ત્રના વિષયને ઉપયોગી એક પુસ્તકાલય ઊભું કરશે.

★**હિન્દી સાહિત્ય સમ્મેલનના અધિવેશન** પ્રસંગે રૂપિયા ૫૦૦ નું ' સેકસરિયા મહિલા પારિતોષિક ' સ્ત્રીલેખિકાની ઉત્તમ હિન્દી કૃતિ બદલ આપવાનું ચાલુ કરવાનું છે. એ બાબતની નિયમાવલિ પ્રયાગના સમ્મેલન કાર્યાલયના પ્રધાન મંત્રી પં. મૌલિચંદ્ર શર્માને લખવાથી મળશે.

★**રશિયાનું જાણીતું અખબાર " વૉર એન્ડ વર્કિંગ ક્લાસ "** પં. જવાહરલાલને જેલમાં હવેથી મળે તેવી યોજના કરવામાં આવી છે.

★**રશિયન વિદ્યાપીઠમાં હિંદી તત્ત્વજ્ઞાન** વિષે વ્યાખ્યાનો આપવા માટે બૌદ્ધ પંડિત રાહુલ સાંકૃત્યાયનની રશિયન સરકારે નિમણૂક કરી છે. ત્યાં તેઓ લેનિનગ્રેડ વિદ્યાપીઠનો સનાતન આર્ય સંસ્કૃતિનો વિભાગ સંભાળશે. સદર વિદ્યાપીઠે " મહાભારત "નું રશિયન ભાષાન્તર તૈયાર કરવાનું કાર્ય હાથ ધર્યું હોઇને બીજા મહાગ્રંથોનાં ભાષાંતરો પણ કરાવશે.

★**તક્ષશીલાનું ખોદકામ** કરતાં ત્યાંથી ઈ. સ પૂર્વે ૩૧૭ સાલ જેટલા જૂના-પ્રાચીન સિક્કાઓ અને રૂપાના કકડા તથા આમળાના આકારના મણકા હાથ લાગ્યા છે. કહે છે કે, તક્ષશીલાના તત્કાલીન હિંદી રાજવીએ આ સિક્કાઓ સિકંદરને ભેટ આપેલા તે છે.

★**કસ્તુરબા સ્મારકનિધિ દ્વારા સંચાલિત સ્ત્રીકાર્યકર્તા તાલીમવર્ગનું** ઉદ્ઘાટન ગઇ તા. ૫ મીના રોજ મુંબઇ નજીક બોરીવલી મુકામે મુંબઇ ઇલાકાના માજી વડા પ્રધાન શ્રી. ખેરના હસ્તે થયું હતું.

★**હિંદમાં હિંદી સમાચાર સંસ્થાનો** આજ સુધી અભાવ હતો. હવે ઇન્ડીઅન લેંગ્વેજીસ ન્યુસપેપર્સ એસોસીએશનના પ્રયત્નથી એક એવી સંસ્થાનો ઉદ્ભવ થયો છે.

★**હિંદી સરકારે રાષ્ટ્રીય યુદ્ધમોરચા પ્રવૃત્તિને** સમેટી લેવાની જાહેરાત વડી ધારાસભામાં કરી છે. તેને બદલે એક પ્રચારસંસ્થા ઊભી કરવાનું વિચારાતું હોવાનું કહેવાય છે.

---

## કવિવર રવીન્દ્રનાથની વિચાર-કણિકાઓ

—મારાં વાદળ અંધકારને લીધે દુઃખ અનુભવી રહ્યાં છે; પણ તેઓ ભૂલી જાય છે કે એમણે પોતે જ સૂરજને ઢાંકી દીધો છે.

—તારું સ્મરણ મારા વિરહરૂપી એકાંત દીવાને ઝગમગાવી જાય છે.

—ચિત્ર એટલે છાયાએ સાચવી રાખેલું પ્રકાશનું સ્મરણ.

—પ્રેમ વ્યક્ત થતો હોવા છતાંય ગુપ્ત રહે છે, કારણ કે પોતાને કોઇ ચાહે છે એનું સાચું જ્ઞાન એકલા પ્રેમીને જ હોય છે.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૨ / ૧૯૪૪-૪૫

## વિષય: પ્રાંત પ્રચારકો સાથેની લેતીદેતીની વિગતો મંગાવવા બાબત

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની સુવ્યવસ્થા અને સંગીનતા માટે પ્રાંત પુસ્તકાલય પ્રચારકોની સેવા કામે લગાડવામાં આવી છે. આ પ્રચારકો પોતાની ફેરણી દરમ્યાન સંસ્થાઓ માટે જરૂરી લોકમદદ ઊભી કરાવવાની તેમ ઊભી થઈ હોય તે મોકલાવી આપવાની તેમ જ પુસ્તકાલયોનાં દફતર માટે ફોર્મો પૂરાં પાડવાની કામગીરી પણ બજાવે છે. આ સંબંધમાં ફોર્મો પ્રત્યક્ષ તૈયાર ન હોય તેને માટે પણ પૈસા અપાતા લેવાતા હોવાનો પ્રકાર બનતો ધ્યાન પર આવ્યો છે, તો તે પ્રથા સદંતર બંધ પાડવાનું લાગતા-વળગતા સર્વ કોઈને સૂચવવામાં આવે છે.

જે સંસ્થાઓના સંબંધમાં એવો પ્રકાર બન્યો હોય યાને પૈસા અગાઉથી અપાયા હોય અને ફોર્મો પૂરાં પડાયાં ન હોય તેમણે, તેમ જ મદદ મંડળો કે બીજી કોઈ સંસ્થાઓની બીજી કોઈ પણ પ્રકારની લહેણી રકમો પ્રાંત પ્રચારકો પાસે નીકળતી હોય તેમણે રકમનું પ્રમાણ, બાબત તથા આપ્યાની તારીખ સાથે, વહેલામાં વહેલી તકે આ તરફ જણાવવું, કે જેથી આજ સુધીની એવી લેતીદેતીનો નિકાલ કરી નંખાય.

રામભાઈ કા. પટેલ
મંત્રી, રા. પુ. મંડળ

---

[ પૃ. ૧૯૨નું ચાલુ ]

### કવિતા

૧૦ પ્રાચીના—કવિ શ્રી. ઉમાશંકર રચિત ૭ સળંગ કાવ્યોનો ટિપ્પણ સહિતનો સંગ્રહ. પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ, ભીમરાજ બિલ્ડિંગ, કાલબાદેવી, મુંબઈ. મૂલ્ય રૂ. ૨॥

### વિવેચન

૧૧ આલોચના—સાક્ષરશ્રી રામનારાયણ વિ. પાઠકે લખેલા વિવેચનલેખો અને વ્યાખ્યાનોનો સંગ્રહ. પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૩॥

૧૨ કેટલાંક વિવેચનો—સ્વ. વિવેચક શ્રી. નવલરામ ત્રિવેદીલિખિત ગુજરાતના અગ્રગણ્ય દસ સાક્ષરોનાં સર્જનોનો જે વિવેચનસંગ્રહ ૧૯૩૪ માં ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે પ્રસિદ્ધ કર્યો હતો તેની નવી આવૃત્તિ તેમના અવસાન બાદ પ્રસિદ્ધ થઈ છે.

૧૩ જગતના ઇતિહાસનું રેખાદર્શન—પંડિત જવાહરલાલ નહેરુએ જગતના ઇતિહાસનું રેખાદર્શન Glympsis of World History કારાવાસ દરમિયાન લખેલું તેના ગુજરાતી અનુવાદનો પ્રથમ ખંડ. પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. પાંચ.

# " ગુનેગાર–ગ્રંથપાલ "

સાર્વજનિક પુસ્તકાલયોમાં અનેક પ્રકારના લોકો આવે છે. તેમાં કોઈ કંઈ સ્વભાવના તો કોઈ કંઈ સ્વભાવના. એ બધાયની સાથે ગ્રંથપાલને કામ પાડવાનું હોય છે. તેના પરિણામે તેની સામે મંત્રી સમક્ષ ફરિયાદો પણ થાય છે. તેનો કંઈક ખ્યાલ આપતું કાવ્ય આ નીચે આપ્યું છે.—તંત્રી.

જનઃ—

'સુણો તમે ફરિયાદ મંત્રીજી' બોલ્યા મહાજન લોક રે
'ગ્રંથપાલે અમને દુભીઆ, મંત્રીજી રે' એમ મહાજન કે'છે!

મંત્રીઃ—

ઉરનાં તાળાં ખોલ ગ્રંથપાલ વિતક વાતો બોલ રે
મહાજન દિલ શે' દુભિયાં? ગ્રંથપાલક રે એમ મંત્રી કે' છે!

ગ્રંથપાલઃ—

આવે મહાજન લોક મંત્રીજી આવે વડેરા લોક રે
નવરાશે ગ્રંથ–ધામમાં; મંત્રીજી રે એમ ગ્રંથપાલ કે' છે!
દૈનિક ધરવા હાથ મંત્રીજી કરતાં ખેંચાતાણ રે
ચરરર છાપાં ચીરતા; મંત્રીજી રે એમ ગ્રંથપાલ કે' છે!
પકડી પત્તાં હાથ મંત્રીજી ટેબલ ચડાવે પાય રે
ખુરસીના ટેકણે ઝૂલતા; મંત્રીજી રે એમ ગ્રંથપાલ કે' છે!
સોના, ચાંદીના ભાવ મંત્રીજી અળસી, રૂના દાવ રે
વાયદાની ચરચા વેરતા; મંત્રીજી રે એમ ગ્રંથપાલ કે' છે!
આપ્યા મેલ્યાના કૉલ મંત્રીજી લીધા દીધાના બોલ રે
પુસ્તકધામે ગુંજતા; મંત્રીજી રે એમ ગ્રંથપાલ કે' છે!
વાચનરસિયાં લોક મંત્રીજી પુસ્તકપ્રેમી લોક રે
દંગલ ન્યાળી ઘર વળે; મંત્રીજી રે એમ ગ્રંથપાલ કે' છે!
કહ્યું જોડીને હાથ મંત્રીજી ફરજ બજાવા કાજ રે
"હૉલ નહિ, ગ્રંથ–ધામ આ;" મંત્રીજી રે એમ ગ્રંથપાલ કે' છે!
ક્રોધ કરી તત્કાળ મંત્રીજી ઉચર્યાં મા'જન લોક રે
"અલ્યા ખોરવાઈ જાશે ચાકરી," મંત્રીજી રે એમ ગ્રંથપાલ કે' છે!

મંત્રીઃ—

ફરજ બજાવ્યા કાજ ગ્રંથપાલ દઉં તને ધન્યવાદ રે
તારી ચાકરીનો પાયો નહિ ડગે ગ્રંથપાલક રે એમ મંત્રીજી કે'છે!

" ધૂળધોયો "

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળે પ્રસિદ્ધ કરેલાં

# હાલ મળતાં પ્રકાશનો

| | |
|---|---|
| ૧ ૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ | ૮-૦-૦ |
| ૨ વડોદરારાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ | ૩- ૮-૦ |
| કુમારનાં ચીરત્નો આ. ૩ જી હાથી | ૧- ૪-૦ |
| ૩ શ્રેષ્ઠ સલાહકાર ભા. ૨ જો | ૦- ૬-૦ |
| ૪ મધુમક્ષિકા અને ભ્રમર | ૦-૧૧-૦ |
| ૫ ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૦-૧૪-૦ |
| ૬ કસરત અને આરોગ્ય | ૦-૧૪-૦ |
| ૭ કેટલાક રોગો-ભા. ૨જો | ૦-૧૩-૦ |
| ૮ પ્રગતિને પંથે | ૧- ૧-૦ |
| ૯ ભૂરચના | ૦-૧૧-૦ |
| ૧૦ માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકલા | ૦-૧૪-૦ |
| ૧૧ રોગ અને આરોગ્ય | ૧- ૫-૦ |
| ૧૨ માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦-૧૩-૦ |
| ૧૩ વિદ્યાશાળા | ૧- ૧-૦ |
| ૧૪ શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦-૧૧-૦ |
| ૧૫ સિંધ | ૦- ૬-૦ |
| ૧૬ હિંદના ઇતિહાસની વાતો | ૦-૧૨-૦ |
| ૧૮ આહારશાસ્ત્ર | ૦-૧૪-૦ |
| ૧૮ બાળકેળવણી | ૦-૧૩-૦ |
| ૧૯ વૈયાસિક ન્યાયમાળા | ૧- ૮-૦ |
| ૨૦ મોન્ટેસોરી પદ્ધતિનો આત્મા | ૧- ૨-૦ |
| ૨૧ તારાશાસ્ત્ર | ૦-૧૨-૦ |
| ૨૨ રામાયણરહસ્ય | ૦-૬-૦ |
| ૨૩ હાડપિંજર | ૦-૮-૦ |
| ૨૪ વીર ગાર્ફીલ્ડઃ ૨ જી આવૃત્તિ | ૧- ૮-૦ |
| ૨૫ આર્યોની ઓળખાણ | ૦- ૫-૦ |
| ૨૬ વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભા. ૨ જો | ૦- ૮-૦ |
| ૨૭ પરિમલ | ૦- ૫-૦ |
| ૨૮ બાલવિજ્ઞાન-ભા. ૩ જો | ૧- ૮-૦ |
| ૨૯ અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૨- ૦-૦ |
| ૩૦ ૪૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ | ૫- ૦-૦ |
| ૩૧ પુ. પ્રવૃત્તિ ભાષણો અને લેખો ભા. ૧ લો | ૧- ૮-૦ |
| ૩૨ બુકર ટી. વૉશિંગ્ટન | ૧-૧૨-૦ |
| ૩૩ બાલકુંજના પાઠો | ૦- ૪-૦ |
| ૩૪ સારી રીતભાત | ૦- ૪-૦ |

લખોઃ—

## પુસ્તકાલય સહાયક સહકારી મં. લિ.

પો. બો નં. ૧૦; રાવપુરા—વડોદરા.

# સામયિક ચિંતન

## જીવનભરનું રાષ્ટ્રીય શિક્ષણ

આજ સુધી આપણી કેળવણી જો કે નવી એટલે કે પાયાની કેળવણી હતી તોપણ આપણે એક રીતે આપણું વહાણ અખાતમાં હંકારી રહ્યા હતા. ખુલ્લા દરિયાંથી ઉપસાગર વધારે સુરક્ષિત હોય છે. તેમાં કેટલુંક રક્ષણ આપોઆપ મળે છે. આપણો કાર્યક્રમ મર્યાદિત હતો. હવે આપણે ઉપસાગરમાંથી નીકળીને ભરદરિયામાં ધકેલાઈ રહ્યા છીએ. ત્યાં ધ્રુવતારા વિના બીજો કોઈ તારક આપણે માટે નથી. એ ધ્રુવતારો તે હાથે કરવાનો ગ્રામોદ્યોગ છે. હવે આપણું ક્ષેત્ર ૭ થી ૧૪ વરસનું બાળક નથી પણ માતાના પેટમાં બાળક પેદા થાય છે ત્યારથી માંડીને તે મરણ પામે છે ત્યાં સુધીનું આપણું, એટલે કે નવી કેળવણીનું ક્ષેત્ર છે. તેથી આપણું કામ ઘણું વધ્યું છે, પણ કામ કરનારાઓ તો એ ને એ જ છે.

આની ચિંતા આપણે કરવાની નથી. આપણો સાચો સાથી સત્યસ્વરૂપ ઈશ્વર છે. તે આપણને કદી દગો દેશે નહિ. અને જો આપણે બીજા કશાની ચિંતા કર્યા વિના એ જ સત્યને નિષ્ઠાપૂર્વક વળગી રહીશું તો જ તે સત્ય આપણું સાથી બની શકશે. આમાં નથી આડંબરને સ્થાન, નથી અહંકારને, કે નથી કામક્રોધને. આપણે બધા ગ્રામવાસીઓના શિક્ષક બનવા જાગીએ છીએ. એટલે કે ગ્રામવાસીઓના સાચા સેવક બનીએ છીએ. આમાં ઈનામ **અકરામ હોય તો તે આપણા અંતરનું સમાધાન હશે,** બહારનું કશું નહિ હોય. સત્યની ખોળમાં આપણને સાથી મળે તો ય ઠીક છે, ન મળે તો ય ઠીક છે.

આ નવી કેળવણીનો આધાર પૈસા પર નથી રહેવાનો. નવી કેળવણીનું ખર્ચ નવી કેળવણીમાંથી જ કાઢવાનું છે. ભલે તેની ટીકાઓ ભલે થાય, હું જાણું છું કે સાચી કેળવણી સ્વાશ્રયી જ હોય. તેમાં શરમાવા જેવું કશું નથી; પણ તેમાં નવીનતા જરૂર છે. જો આપણે એમ બતાવી શકીશું કે આવી ઢબ જ ચતુર, એટલે કે બુદ્ધિનો સ્વાશ્રય વિકાસ થાય છે, તો આજે જેઓ આપણને હસી કાઢે છે તેઓ જ નવી કેળવણીની તારીફ કરતા થશે અને નવી કેળવણી સર્વવ્યાપક બનશે. અને આજે આપણાં સાત લાખ ગામડાં જે બધી જાતની દરિદ્રતા બતાવે છે તે જ ગામડાંઓ સમૃદ્ધિશાળી થશે. એ સમૃદ્ધિ બહારથી નહિ આવે, પણ અંદરથી આવશે. આપણા દરેક ગ્રામવાસીનાં શુદ્ધ ઉદ્યોગમાંથી તે આવશે. આ સ્વપ્નું હોય કે કેવળ રમત હોય, નવી કેળવણીનું આ ધ્યેય છે. એથી ઊતરતું કશું તેનું ધ્યેય નથી. આ ધ્યેય પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં સત્યસ્વરૂપ પરમેશ્વર આપણને સહાય આપો.

ભાષાની દૃષ્ટિથી ભાષા સ્વતંત્રપણે નવી કેળવણીનો વિષય નથી, તો પણ આજની સ્થિતિમાં માધ્યમ તો માતૃભાષા જ હોય. આ વાત પર ભાર મૂકવો જ પડશે. એ જ રીતે રાષ્ટ્રભાષાનું. પણ અંગ્રેજી કદી પણ આપણી રાષ્ટ્રભાષા ન બની શકે.

અંગ્રેજી રાજ્યભાષા છે, વેપારી ભાષા છે, પણ રાષ્ટ્રભાષા તો હિંદી–હિંદુસ્તાની જ છે.

## હિંદની પંદર ટકા જેટલી સાક્ષરતા

આપણા દેશમાં તો જ્યાં પંદર ટકા જેટલી પણ સાક્ષરતા નથી, ત્યાં કેળવણીની પુનઃરચના કરવી એમ કહેવા કરતાં કેળવણીની રચના કરવાની છે એમ કહેવું વિશેષ યોગ્ય છે. ઉદ્યોગપતિઓની યોજનામાં તો આજનું શિક્ષણ જે પ્રમાણે અપાય છે તેને ફરજિયાત કરવું અને એને અંગે કેટલો ખર્ચ થાય તેના આંકડા સિવાય વિશેષ કંઇ આપ્યું નથી; જ્યારે સાર્જન્ટયોજનામાં આજની પદ્ધતિ અને ક્રમમાં ખૂબ ફેરફારો સૂચવ્યા છે, અને શિક્ષણ રાષ્ટ્રીય હોવું જોઇએ, એ પર ખાસ ભાર મૂકયો છે. રાષ્ટ્રીયની વ્યાખ્યા એ રીતે આપી છે કે રાષ્ટ્રની જરૂરિયાતો અને સંજોગો ધ્યાનમાં લઇને જે શિક્ષણ અપાય તે રાષ્ટ્રીય શિક્ષણ ગણાય.

## ઉદ્યોગપતિઓની યોજનામાં શિક્ષણનું સ્થાન

ઉદ્યોગપતિઓની યોજના પંદર વર્ષની છે. એ પંદર વર્ષમાં પ્રાથમિક-શિક્ષણ સારા દેશમાં ફરજિયાત થાય એ રીતે યોજના ઘડાઇ છે. સાર્જન્ટ યોજનાએ ચાળીસ વર્ષ જેટલી લાંબી મુદત રાખી છે, એ તે યોજનાની મોટામાં મોટી ખામી છે. પરંતુ પંદર વર્ષની યોજનામાં પ્રાથમિક શિક્ષણનો પાંચ વર્ષનો અભ્યાસક્રમ ગણ્યો છે અને એ ફરજિયાત કરવાની ભલામણ છે, જ્યારે સાર્જન્ટ યોજનામાં આઠ વર્ષનો અભ્યાસક્રમ ફરજિયાત કરવાની ભલામણ છે. આઠ વર્ષના અભ્યાસક્રમને પાયાની કેળવણી Basic Education—નામ આપ્યું છે અને એના સાર્જન્ટ યોજનાએ બે વિભાગ પાડયા છે; એક પ્રાથમિક શિક્ષણનો—Upper Basic વર્ધા યોજનામાં પાયાની કેળવણીનો સાતથી ચૌદ એટલે સાત વર્ષનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે, અને એ કેળવણી ફરજિયાત કરવાની આવશ્યકતા દર્શાવી છે. અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે પ્રાથમિક શિક્ષણ એટલે શું ? અને એને માટે કેટલા વર્ષનો અભ્યાસક્રમ આવશ્યક ગણાય ?

## સારા શિક્ષકની વધુ જરૂર છે.

યુનિવર્સિટીમાં માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય તો પ્રાથમિક શાળા માટે શિક્ષકનો પ્રશ્ન પણ સરળ થશે, એવી મારી માન્યતા છે. પ્રાથમિક શિક્ષણને અંગે શિક્ષકનો પ્રશ્ન બહુ મહત્ત્વનો છે. શિક્ષકો સારા હશે તો જ બાળકને શિક્ષણ સારું આપી શકશે. ગમે તેવા સારા અભ્યાસક્રમને એક ખરાબ શિક્ષક બગાડી શકશે. જ્યારે એક સારા શિક્ષકના હાથમાં ગમે તેવો અભ્યાસક્રમ પણ સારું જ પરિણામ લાવશે. એટલે અભ્યાસક્રમના કરતાં પણ શિક્ષકને હું વધારે મહત્ત્વ આપું છું. અને એ જ કારણથી શિક્ષકની પસંદગી એ એક ગંભીર પ્રશ્ન છે, એમ માનું છું. આજે શિક્ષકોની ભરતીમાં સરકાર તરફથી જે કોમી ધોરણ દાખલ કરવામાં આવ્યું છે તે શિક્ષણની દૃષ્ટિએ તદ્દન અનુચિત છે. યોગ્યતા એ જ ધોરણ હોઇ શકે; અમુક કોમમાં જન્મ એ તો નહિ જ. શિક્ષકના સંબંધમાં ત્રણ મુખ્ય પ્રશ્નો ગણી શકાય. શિક્ષકોનું ઉત્પાદન, શિક્ષણ અને વેતન.

## શિક્ષણ ફરજિયાત થશે તો—

આજે પ્રાથમિક શિક્ષકોની સંખ્યા આખા જ મુંબાઇ ઇલાકામાં મોટાં શહેરો બાદ

કરતાં આશરે ત્રીસ હજારની હશે. પરંતુ શિક્ષણ ફરજિયાત કરવામાં આવે તો બાળકોની સંખ્યા વધશે; એટલે શિક્ષકોની સંખ્યા પણ બેવડી કે ચોવડી વધારવી પડશે. તે ઉપરાંત, અભ્યાસક્રમ જો સાત વર્ષનો રાખવામાં આવે તો આજે જે એક શિક્ષકની શાળાથી ચલાવાય છે, તે નહિ ચાલી શકે. ગામડાંમાં તો લગભગ પચાસ ટકાથી વધારે શાળાઓ એક-શિક્ષકશાળાઓ છે. આ એક-શિક્ષકશાળાઓ તો જવી જોઇએ. પરંતુ એ સાથે બીજી દિશામાં કરકસર કર્યા સિવાય છૂટકો નથી. એટલે પ્રાથમિક શાળામાં સહશિક્ષણ અથવા તો ચારપાંચ ગામડાં વચ્ચે એક શાળા એવી કોઇ યોજના ઘડવામાં નહિ આવે તો આ આખો પ્રશ્ન આર્થિક દૃષ્ટિએ બહુ વિકટ થશે, એ તરફ શિક્ષણના વહીવટમાં રસ લેનારનું ધ્યાન ખેંચું છું.

શિક્ષકની તાલીમ માટે આજે છે તેના કરતાં શિક્ષણસંસ્થાઓ વધારવી પડશે. આજની ગણતરીએ દર વર્ષે આશરે બેએક હજાર શિક્ષકો તૈયાર થતા હશે. શિક્ષકોની સંખ્યા હજારોમાં જોઇશે ત્યાં આ સંખ્યા કેટલી નજીવી છે એનો ખ્યાલ આવશે. પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવામાં આવે તો કેટલા શિક્ષકો જોઇએ ? હવે આંકડો નક્કી કરવા, માટે એક શિક્ષકદીઠ કેટલાં બાળકો હોવાં જોઇએ એ ધોરણ નક્કી કરવાની જરૂર છે. સાર્જંટ યોજનામાં લોઅર બેઝીક-પ્રાથમિક માટે ત્રીસ બાળકે એક શિક્ષકની. આ આખો પ્રશ્ન શિક્ષણની સાથે આર્થિક દૃષ્ટિએ પણ વિચારવો પડશે.

## શિક્ષકના વેતનનો અતિ મહત્ત્વનો પ્રશ્ન

શિક્ષકના ઉત્પાદન કરતાંયે શિક્ષકના વેતનનો પ્રશ્ન વિશેષ મહત્ત્વનો છે. એને અંગે આજે ખૂબ જ અસંતોષ જાગ્યો છે. વગર તાલીમ પામેલા શિક્ષકનો પગાર આપણા ઇલાકામાં પંદર રૂપિયા મનાય છે. બીજા પ્રાંતોમાં તો એથીયે ઓછો છે. તાલીમ પામેલા શિક્ષકને વધારે પગાર આપવો પડે એ ખાતર કયાં સરકારે અમુક ટકાથી વધારે, તાલીમબદ્ધ શિક્ષકો રાખવાની લગભગ મનાઇ જ કરી હતી. શિક્ષકના પગાર સંબંધેનો આખો વહીવટ અતિશય ગૂંચવાડા ભરેલો છે; કારણ કે શિક્ષકોની કક્ષા હજી જુદી જુદી છે. કેવળ સાત ધોરણમાં ઉત્તીર્ણ થયેલાની ગ્રેડ જુદી છે. ઉપરાંત પ્રાથમિક શિક્ષણનો ૧૯૨૩ ની સાલનો કાયદો અમલમાં આવ્યો તે પહેલાં અને તે પછીના શિક્ષકોની જુદી ગ્રેડ વગેરે આંટીઘૂંટીઓ છે. આ પ્રશ્નના સંતોષકારક ઉકેલ માટે અનેક સમિતિઓ અત્યાર સમયમાં નિમાઇ છે. અને છતાંયે એનો નિવેડો હજી સુધી આવ્યો નથી. તેમાં આજથી મોંઘવારીને લીધે આ પ્રશ્ન ખૂબ જ વિકટ બન્યો છે. એક નિરક્ષર મજૂરને આજે પગાર અને બોનસ મળી પચાસ રૂપિયા કરતાં વિશેષ માસિક આવક હશે, ત્યારે શિક્ષકને જેનું જીવનધોરણ ઊંચું ગણાય તેને પૂરા પચાસે મળતા નહિ હોય ! એક સામાન્ય પટાવાળા કરતાં યે શિક્ષકની હાલત આજે તો અતિશય ભૂરી છે.*

—શ્રી. હંસા મહેતા

* અમદાવાદ મુકામે તાજેતરમાં મળી ગયેલા પ્રાથમિક શિક્ષણ પરિષદના પ્રમુખપદેથી આપેલું વ્યાખ્યાન.

છે, તેઓએ જે વિચારો ઘડયા છે એનાથી હજુય આપણો દેશ અપરિચિત છે. આપણે અમેરિકાને હોલીવુડની ફિલ્મોથી ઓળખવાને ટેવાએલા છીએ, જબ્બરમાં જબ્બર રજુઆત માટેની તેમની ધગશથી આપણે અમેરિકાને ઓળખતા રહીએ છીએ. તેમનાં સ્કાઈ સ્ક્રેપર્સ, વાદળ સાથે વાત કરતી તેમની ઇમારતોથી આપણે અમેરિકાનું મુખ નિહાળીએ છીએ. રાક્ષસી કદ એ તેમનો ખાસ શોખ હોય છે, એ કબૂલ. અમેરિકાની આ વલણ નીચેના ટૂચકાથી બરાબર સમજાશે:—એક આંતરાષ્ટ્રીય સંસ્થામાં જુદી જુદી પ્રજાના વિદ્યાર્થીઓને હાથી ઉપર નિબંધ લખવાનું કહેવામાં આવ્યું. અંગ્રેજ વિદ્યાર્થીએ હાથીના શિકારની વાત લખી. ફ્રેંચ વિદ્યાર્થીએ હાથીના પ્રણયની વાત લખી. જર્મન વિદ્યાર્થીએ હાથીના અભ્યાસ માટેના છ ગ્રંથો જેટલી પ્રસ્તાવના લખી. પોલાંડના વિદ્યાર્થીએ હાથી અને પોલાંડના પ્રશ્ન વિષે લખ્યું; પણ અમેરિકન વિદ્યાર્થીએ તો મોટા, વધુ મોટા, સારા વધુ સારા હાથીની માગણી જ લખી નાખી. યંત્રોના ઉત્પાદનમાં અને યંત્રોના કારભારની બાબતમાં અમેરિકાએ મહત્ કામ કર્યું છે, પણ સાહિત્ય, કલા, સમાજવાદી અભ્યાસના ક્ષેત્રમાં પણ અમેરિકાએ ખૂબ વહેલાં બીજ નાખ્યાં છે.

અમેરિકન બોલી એ એક જીવતી જાગતી સીધી દંભ વિનાની નવા શબ્દોવાળી પ્રયંગો આપનારી બોલી છે.

અમેરિકાનાં લોકો બધાં ક્ષેત્રમાં અખતરાઓ કરવામાં માને છે. નકામી ચીજોને ફેંકી દેતાં તેઓ જરાય અચકાતા નથી. સાહસ અને પરાક્રમનો જુસ્સો એમને પસંદ છે, એનો એમને વારસો મળ્યો છે.

અમેરિકાના લોકો માણસભૂખ્યા છે, પરોણાગત કરવામાં મોજ લ્યે તેવા છે, શિષ્ટાચાર તેમને સતાવતો નથી.

વેપારધંધામાં પણ તેઓ તેમનાં પાનાં તમારી સામે ખુલ્લાં કરી આપે છે અને તમને જેવી અને જેટલી જોઇતી હોય તેટલી વેપાર માટેની માહિતી આપે છે.

## એનો ચોતરો

અમેરિકાની સ્ત્રીઓ જવાબદારીભરેલી જગ્યાઓ રોકી રહેલી છે અને કામની કુશળતામાં પુરુષોથી જરાય ઊતરતી નથી.

જમાલભાઇનો જુદો ચોતરો એવી અલગતાની વલણ અમેરિકાનાં દિલમાં ઊંડે ઊંડે વસતી હોય છે. એ એમ માનતો હોય છે કે અમેરિકા નહિ હોય ત્યાંથી બધી વસ્તુ ઊભી કરી દેશે.

જુદી જુદી પ્રજાઓના આવશ્યક અંકોડાનો એને હજુ બરાબર ખ્યાલ પણ આવ્યો નથી.*

પ્રો. ગગનવિહારી લ. મહેતા.

* ઑલ ઇન્ડિયા રેડિયોના કલકત્તા મથકેથી આપેલો વાર્તાલાપ; ઑલ ઇન્ડિયા રેડિયોના આભારસહ ઉધૃત.

# સુઘડતાની ખામી

સુઘડતા એ સંસ્કારિતાનું મુખ્ય અંગ છે. ઘણા માણસો પૈસાદાર હોય છે, તેમ છતાં તે સુઘડ હોતા નથી તથા તેમનાં ઘર પણ સુઘડ હોતાં નથી. કેટલાક ઘણું ભણેલા લોકો પણ સુઘડ હોતા નથી તેમ જ તેમનું કુટુંબ પણ સુઘડ હોતું નથી. આવા લોકો સુઘડતાને અભાવે જોઇએ તેટલા સંસ્કારી કહી શકાય નહિ.

સુઘડતા એટલે સ્વચ્છતા, ગોઠવણ, કળા. આ સુઘડતા શરીર, કપડાં, ઘર, મહેલ્લો, આમ એ બધે જ જરૂરી છે.

આપણાં ઘણાં ભાઇબહેનો તથા બાળકો દાતણ બરાબર કરતાં નથી. આનું મુખ્ય કારણ સારાં દાતણ જ આપણાં ઘરમાં હોતાં નથી એ છે. બાવળ, કણજી, વડની મૂળી એવાં, સારો કૂચો થાય તેવાં, દાતણ લાવવાની કાળજી ઘણા થોડાને હોય છે. ગ્રામજનો ખેતરમાં જાય છે, છતાં દાતણ લાવવાની કાળજી ઓછી રાખે છે. કેટલાક તો સવારમાં દિશાએ જઇને આવતાં બરાબર હાથપગ સાફ કર્યા સિવાયને હાથે વરખડાની સોટી દાતણ માટે લેતા આવે છે; આ વરખડાના દાતણનો કૂચો બિલકુલ થતો નથી તથા તેની ચીરી પણ કંઇ બરાબર થતી નથી.

મહેમાનને આપણે આડે દહાડે કે લગ્નપ્રસંગે કંસાર-ચૂરમાં જમાડીએ છીએ; છતાં તેમને માટે પણ આપણે સારા દાતણની તજવીજ કરતા નથી.

દાતણ કરીને ઊલવાળી ચીરીઓ આપણે ગમે ત્યાં ફેંકીએ છીએ. આ ચીરીઓથી જતાં આવતાં આપણા તથા આપણા પાડોશીઓના પગ બગડે છે, અને તે પગે આપણે સૌ ઘરમાં જઇએ છીએ. આ ચીરીઓ લઇ આપણાં નાનાં છોકરાં ઘણી વાર રમવા મંડી જાય છે. આમ ન બને તે માટે આપણે ચીરીઓને ધોઇ નાખીને એક જગાએ એકઠી કરી તેનો યોગ્ય નિકાલ કરવો જોઇએ.

આપણે દાતણ સંબંધી જેમ બેદરકાર છીએ તેમ નાહવા સંબંધી પણ બેદરકાર છીએ. આપણે દરરોજ નાહીએ છીએ તો ખરા; પણ બરાબર જોઇએ તેવું નાહતા નથી. આપણા કોઇ કોઇ ઘરમાં નાહવાની ચોકડી જ હોતી નથી. આથી ગમે ત્યાં બેસી બે લોટા પાણી રેડીને નાહવાનું પતાવી દેવું પડે છે. નાહવાની ચોકડી હોય છે તો પણ તે નાની હોય છે તથા ઘણાં ખરાં ઘરમાં તે દાદરા નીચે પાણિયારા સાથે જ હોય છે. આથી ત્યાં આગળ અવરજવર રહે છે અને પીવાનાં પાણીનાં વાસણને છાંટા ઊડે તેમ હોય છે. એથી ડિલના બધા ભાગ ચોળીને તથા પૂરતું પાણી રેડીને તેમ જ બરાબર કોગળા કરીને નાહી શકાતું નથી.

નાહ્યા પછી ડિલ સાફ કરવા ટુવાલ વાપરવાનો રિવાજ હજી આપણે ત્યાં નહિ જેવો છે. આથી આખો દિવસ તથા રાત વપરાયેલું ધોતિયું જ નીચોવીને તે વડે ડિલ જેવું તેવું કોરું કરવામાં આવે છે.

નાહવામાં કે ધોવામાં સાબુ વાપરવો એને આપણા ઘણાખરા લોક હજી શોખ ગણે છે; આથી આપણે બરાબર નાહીધોઇ શકતાં નથી. આને પરિણામે દાદર, ખસ, ખરજવું એવા રોગો આપણે ત્યાં જોવામાં આવે છે.

પાટીદારો મોટાં મોટાં મકાન બાંધવા લાગ્યા છે. એમાં તેઓ વિશાળ દિવાનખાનું પણ રાખે છે. દિવાનખાનામાં હિંચકો, કાચનાં બારીબારણાંવાળાં કબાટ, ખુરશીઓ, ટીપાય, વગેરે પણ જોવામાં આવે છે. આમ છતાં એમાંનાં ઘણાંખરાં મકાનોમાં બાથરૂમ (નાહવાની ઓરડી) હોતી નથી. આથી નહાવાની સવડ સારી સચવાતી નથી. સ્ત્રીઓને તો તેથી ઘણી તકલીફ પડે છે.

આવાં આલેશાન મકાનોને અંગે જાજરૂની પણ કોઇ કોઇ જગાએ સવડ હોતી નથી. આથી ઘરમાં કોઇ માંદું કે વૃદ્ધ હોય તેને ઘણી અગવડ પડે છે. વહેલા મોડા દિશાએ જવું હોય તેને પણ મુશ્કેલી વેઠવી પડે છે. વહેલામોડા દિશાએ જવું હોય તો બાળકો તથા સ્ત્રીઓને ઘણી મુશ્કેલી પડે છે. ચોમાસામાં તો હરકતનો પાર નહિઃ ખેતરોમાં અવરજવર બંધ થઇ જાય તથા બીજે પાણી ભરાઇ જાય. જાજરૂને અભાવે મહેમાનોની સવડ પણ બરાબર સચવાતી નથી.

આપણાં મકાનો તથા મહેલ્લાઓમાં મોટામાં મોટી અડચણ પેશાબ કરવાને લગતી હોય છે. આપણાં ઘરોમાં પેશાબની ચોકડી હોય છે તો તે ઉઘાડી હોય છે તથા અવરજવરવાળી જગાએ હોય છે. આથી તેનો ઉપયોગ થઇ શકતો નથી. મહેમાનો આવે એમને ઘણી વાર ખબર પણ હોતી નથી કે ઘરમાં પેશાબની ચોકડી છે કે કેમ ? અથવા હોય તો ક્યાં છે ? આ બાબતમાં મહેમાન ઘણી વાર મુંઝાય છે. આપણી એ ફરજ છે કે મહેમાનને આ બાબતમાં મુંઝાવું પડે નહિ તે માટે આપણે યોગ્ય તે કરવું જોઇએ.

આપણી પેશાબની ચોકડીમાં પૂરતું પાણી રેડવાની તજવીજ આપણે કરતા નથી. તેથી ઘણી વાર તો તે ગંધાય છે.

કેટલાંક વિશાળ ભપકાદાર ઘરોમાં જાજરૂ ઘણાં નાનાં, અંધારાવાળાં તથા ગંદાં હોય છે. આ આપણી વિવેકશક્તિની ખામી બતાવે છે. જાજરૂ જવાના લોટા નાના, કાણા, કાના વગરના, કાળામેંશ પણ કોઇકોઇ જગાએ જોવામાં આવે છે. કોઇકોઇ જગાએ કાટ ચડેલાં, ડાઘાડુઘીવાળાં, ચૂનાં ડબલાં રાખેલાં હોય છે. કેટલાંક જાજરૂનાં બારણાં મોટી ફાટવાળાં, બરાબર વસાય નહિ તેવાં તથા નીકળી ગએલી સાંકળવાળાં હોય છે.

દિશાએ જઇ આવ્યા પછી હાથ ધોવા માટે ચોખ્ખી માટી કે ચોખ્ખા ફ્રતી પણ કેટલાક સવડ રાખતા નથી.

આપણે ત્યાં પેશાબની ચોકડી હોતી નથી, તેથી કોઈની બેંસ આગળ કે ખડકીનાં કમાડ પાછળ કે કોઇના ઘરની ભીંત આગળ ચોરીછૂપીથી પેશાબ કરવા લોકો બેસી જાય છે. સ્ત્રીઓને આ બાબત ઘણી અડચણ પડે છે. એકાએક કોઇનો અવરજવર થતાં તેમને અધૂરી હાજતે ઊભાં થઇ જવું પડે છે, તથા તેમને શરમાવા જેવી સ્થિતિમાં મુકાવું પડે છે.

પેશાબ કરવો, દિશાએ જવું, દાતણ કરવું, નહાવું, આવી જીવનની નિત્યની બાબતોમાં પણ આપણે હજી પ્રાથમિક સ્થિતિમાં છીએ. આ બાબતનો યોગ્ય નિકાલ આપણાં ઘરોમાં, આપણા મહેલ્લાઓમાં, આપણાં ગામોમાં થવો જોઇએ.

આપણે ત્યાં પાણિયારું તથા પાણિયારાનાં માટી તથા તાંબાપિત્તળનાં વાસણ કોઇ કોઇ જગાએ જોઇએ તેવાં સાફ હોતાં નથી.

ગોળામાંથી પાણી લેવાનું વાસણ જુદું અને પાણી પીવાના પ્યાલા જુદા, એમ ઘણી

જગાએ હોતું નથી. પાણી પીવાના જ પ્યાલા ગોળામાં બોળવામાં આવે છે. વળી પાણી પીવાના પ્યાલા માણસ દીઠ જુદા જુદા રાખવાનો રિવાજ તો ભાગ્યે જ કોઇ પાટીદારને ઘેર હશે.

મહેમાનો આવે તેમને એક જ પ્યાલે પાણી પાવામાં આવે છે તે તો ઠીક; પણ એકના પી રહ્યા પછી તે પ્યાલો વીછળ્યા વગર જ બીજાને, ત્રીજાને, ચોથાને એમ આપવામાં આવે છે. આરોગ્યની દૃષ્ટિએ આ નુકસાનકારક છે.

હુક્કો પીવામાં પણ આપણા લોકો આવા જ બેદરકાર હોય છે. એકની મોંમાં ઘાલેલી નેહ બીજો મોંમાં ઘાલે, ત્રીજો મોંમાં ઘાલે એમ ચાલ્યા જ કરે છે.

બીડી પીનારા પણ ઘણાખરા સુઘડ હોતા નથી. બીડી ન પીનાર તરફ પોતાની બીડીનો ધુમાડો ન જાય તેની તેઓ કાળજી રાખતા નથી. બીડી પીતાં પીતાં તેની રાખ તેઓ ગમે ત્યાં પડવા દે છે. પીધેલી બીડીનું ઠૂંઠું તેઓ ગમે ત્યાં ફેંકે છે. બીડી હોલવવા પણ તેઓ તેને ગમે ત્યાં ઘસે છે. આ બધી રીતભાત ગંદી છે. હુક્કાનાં ગલ નાખવા તથા બીડી હોલવવા તથા તેની રાખ તેમ જ ઠૂંઠાં નાખવા સુઘડ લોકોની માફક આપણે પણ 'ઍશ ટ્રે' ( રાખ નાખવાની રકાબી ) આપણી બેઠકમાં રાખવી જોઇએ.

આપણાં જમવાનાં વાસણ જમી રહ્યા પછી દર વખત ઊટકવાને બદલે કેટલાંક તેને ધોઇને જ મૂકી દે છે અને અઠવાડિયામાં એક વખત ઊટકે છે.

વાસણ ઊટકવા માટે ચોખ્ખી માટી દડ કે રાખ વાપરવાને બદલે કેટલાંક તેમને આંગણામાં કે મહોલ્લામાં પડેલી ગમે તેવી ધૂળથી ઊટકે છે. આથી આરોગ્યની દૃષ્ટિએ લાભ થવાને બદલે પુષ્કળ નુકસાન થાય છે.

મોટાં શહેરોમાં વસતા આપણા પાટીદારોમાંથી કોઇ કોઇ એમને ટેબલ ઉપર જમવાનું રાખે છે. ધોબીને ત્યાં ધોએલું કડકડતું કપડું પણ ટેબલ ઉપર તેઓ પાથરે છે. પાણી પીવા ત્યાં કાચના પ્યાલા હોય છે. ચમચા પણ ત્યાં આપવામાં આવે છે. આમ છતાં એમનું રસોડું, પાણિયારું, નહાવાની ઓરડી, રાંધવાનાં તથા ખાવાપીવાનાં વાસણ જોઇએ તો આપણને એમની સુઘડતા માટે બિલકુલ માન ઉત્પન્ન ન થાય એવું પણ ઘણી વાર હોય છે.

આપણે ત્યાં જમતી વખતે પાપડ ઘણી વાર ભોંય ઉપર મૂકવામાં આવે છે. આ પણ આરોગ્યની દૃષ્ટિએ તથા સુઘડતાની દૃષ્ટિએ બરાબર નથી. એને માટે થાળી મોટી રાખવી કે પાપડના કકડા કે પાપડ જુદા ઢાંકણામાં કે રકાબીમાં આપવો: આ એનો ઇલાજ છે.

કેટલાક લોકો કેળાનાં છોડાં, કેરીના ગોટલા, વધેલાં દાળભાત વગેરે જાહેર રસ્તામાં જ્યાં ત્યાં ફેંકી ગંદકી કરે છે. આ વસ્તુઓનો નિકાલ બીજી સારી તથા ઉપયોગી રીતે થઇ શકે.

આપણે ત્યાં મોટાં મકાનો બંધાવા માંડયાં છે. એમાં ફર્નિચર પણ વસાવવામાં આવે છે; પરંતુ એ ફર્નિચર જોઇએ તેવું સાફ રહેતું નથી. કેટલીક વાર તો મહેમાન આવ્યાની ખબર પડે ત્યારે જ તે ફર્નિચર ઉપર ચડેલા ધૂળના થરને ઝાપટવાનું શરૂ કરવામાં આવે છે. આથી જણાઇ આવે છે કે આપણે ફર્નિચરનો ઉપયોગ હંમેશ કરવાને બદલે બીજાને તે બતાવવા પૂરતો જ કરીએ છીએ.

આવાં મોટાં મકાનોમાં પણ રાત્રે જે ફાનસ સળગાવવામાં આવે છે તેમના ઉપર ધૂળ જામી હોય છે, તે ભડક ભડક થતાં હોય છે, તેમની બત્તી વાંકીચૂંકી હોય છે તથા તેમના ગોળા સાફ કરેલા હોતા નથી.

આવાં મકાનોમાં ગાદલાંગોદડાં હોય છે ખરાં, પણ ચાદરોની મારામારી હોય છે, અને તે હોય છે તો મેલી હોય છે.

આપણે ત્યાં મહેમાનને ચા પાવાનો ચાલ બહુ વધી પડયો છે. મહેમાનને ઉતાવળ હોય, ઉનાળાનો ધોમ ધખતો હોય તો પણ તેને ચા પીવા માટે આપણે આગ્રહ કરીએ છીએ. પછી આપણે એને ચા આપીએ છીએ ત્યારે તે મોટે ભાગે પિત્તળના હાથા વગરના પ્યાલા તથા રકાબીમાં ઊનો ઊનો છલકાતો રેડેલો હોય છે. આ ચા પીવી એ ભારે સજા જેવું છે. મહેમાનને ચા પાવો હોય તો તે દઝાય નહિ તથા તે ઝટ ઠંડો થાય તે માટે ચિનાઇ માટીનાં પ્યાલારકાબીમાં તે આપવો જોઇએ. 'ચિનાઇ માટીનાં પ્યાલારકાબી વારે વારે તૂટી જાય છે' તેમ કહેવું એ આપણું તથા આપણા ઘરનાં માણસોનું અણઘડપણું સૂચવે છે.

આપણાં લગ્ન વખતે જાનૈયાઓને ધર્મશાળાઓમાં ઉતારો આપવામાં આવે છે. ત્યાં ગોદડાં પાથરવામાં આવે છે તથા પાણીનાં માટલાં મૂકવામાં આવે છે. આ ગોદડાં બગડે નહિ તેની કાળજી બિલકુલ લેવાતી નથી. એના ઉપર ગમે તેવા ધૂળવાળા પગે ચાલવામાં આવે છે, પાન બનાવીને કાથાવાળા હાથ તેના પર ઘસવામાં આવે છે, કેટલાક તો બીડી હોલવવા પણ એને એના ઉપર જ ઘસે છે, અને કોઇ કોઇ વાર તો હુકો પીનારના હુકકામાંથી તણખા પણ એમાં પડે છે.

પાણી પીવાના માટલા ઉપર માટીનું લોટું મૂકેલું હોય તેનાથી જ ઘણા પાણી પીએ છે તથા ત્યાં આગળ ઘણું પાણી ઢોળે છે. પાણી પીવા કે દિશાએ જવા કામમાં આવે તે માટે સાથે પોતાનો લોટો લાવવાનું હવે ઘણું ઓછું થઇ ગયું છે. આવા બેદરકાર તથા ડોળી લોકો પોતે ઘણી મુશ્કેલીમાં મુકાય છે, તે ઉપરાંત બીજાઓને પણ મુશ્કેલીમાં મૂકે છે. તેઓ બીજાઓના લોટા ઝડપી લે છે તેથી બીજાઓને એના ઉપયોગ માટેની મુશ્કેલી ઊભી થાય છે. વળી જમતી વખતે તેઓ બીજાઓના લોટા વડે પાણી પીએ છે, તેથી તેમને તથા લોટાવાળાઓને સ્વચ્છ અને સુઘડ રીતે પાણી પીવાનું મળતું નથી. આને બદલે જો બધા જ જાનૈયા પોતપોતાના લોટા લેતા આવે તો કેટલી સગવડ, સ્વચ્છતા, તથા સભ્યતા સચવાય

આપણે ત્યાં ઘણી વાર જાનમાં જમતા પહેલાં હાથપગ તથા મોં ધોવાની અગવડ હોય છે. જાનૈયા આવીને પાટલા ઉપર બેસે કે કેટલીક વારે પતરાળાં મૂકવામાં આવે છે. વાળંદ લોટા આપે તથા પાણી આપે ત્યારપછી હાથપગ ધોવાનું બને. વળી ઘણી જગાએ તો બે સામસામી હારો વચ્ચે જગા ઘણી થોડી હોય છે અથવા જમવાની જગા ઢાળવાળી હોય છે તેથી હાથપગ ધોવાનું પાણી કયાં જાય તેની મુશ્કેલી હોય છે.

આપણાં જમણ ઘણાં ખર્ચાળ હોય છે, પણ જમતી વખતે બેસવાનું ઘણી વાર ધૂળવાળી જગાએ હોય છે. એક પંગત જમી ગઇ હોય તેનું એંઠું પડયું હોય તેની જગામાં પણ જમવા બેસવાનું હોય છે. વળી ઘણી વાર પુષ્કળ બફારો થતો હોય છે અને જમવાની જગાની આજુબાજુ માંડવો બાંધી એને બધિયાર કરી દીધેલી હોય છે. જમણવાર આપણે આપણા વાંકાચૂંકાં, સાંકડા, ધૂળવાળા, છાણમૂતરથી ગંધાતા મહોલ્લાઓમાં કરવાને બદલે ગામ બહાર વિશાળ ધર્મશાળાઓમાં કે ખેતરોમાં કરીએ તો ઘણી સગવડ સચવાય. પણ એમ કરવું હોય તો પીરસણ આપવાની કડાકૂટ કાઢી નાખવી જોઇએ.

આપણે ત્યાં લગ્નમાં ગુજરડાં ગોરમટી લેવા માટે સ્ત્રીઓ બપોર ખરી જરા તાપમાં જાય છે. તે વખતે તેઓ પુષ્કળ ઘરેણાં અને કિનખાબની તથા તેવી કીમતી સાડીઓ પહેરે છે. આ સ્ત્રીઓમાંથી કોઇ કોઇના પગમાં સપાટ કે ચંપલ હોતાં નથી તેથી તે દઝાય છે. એ સ્થિતિ બહુ વિચિત્ર લાગે છે. વળી આવાં પુષ્કળ કીમતી ઘરેણાં તથા કપડાં પહેરનાર સ્ત્રીઓ હરહંમેશ મેલાદાટ તથા ફાટેલાતૂટેલા સાલ્લા પહેરે છે ત્યારે આપણને આપણી ખરી સુઘડતાની ખબર પડી જાય છે.

આમ આ લેખમાં આપણામાં સુઘડતાની બાબતમાં જે ખામીઓ મને લાગી છે તે મેં બતાવી છે. આ ખામીઓ આપણે બને તેટલી સુધારીએ તો આપણે વધુ સુખી તથા સંસ્કારી બનીએ એમ મને લાગે છે. *　　—શંકરભાઈ સો. પટેલ.

---

# એક દેશસેવકનું આત્મચરિત્ર

" હરેક જણ નાના–મોટા, પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ, વિદ્વાન, સમાજના કોઈપણ થરનાં કોઈપણ ધંધાવાળાં સ્ત્રીપુરુષ વગેરેએ આત્મચરિત્ર લખવું જોઇએ, એમ મને કેટલાંક વરસોથી લાગેલું હતું. કુટુંબનો ઇતિહાસ જો હોવો જોઇએ તો વ્યક્તિનો શા માટે ન જોઇએ ? ' માવલંકર સરદેસાઈ ' કુટુંબનો ઇતિહાસ ત્રણ ભાગમાં પ્રસિદ્ધ થયેલો છે. પણ તેનો હેતુ અને ફેલાવો બન્ને જુદાં છે. આત્મનિરીક્ષણ માટે અને જીવનના ભૂતકાળનું સરવૈયું ગણીને ભવિષ્યમાં દિશાસૂચક બને એ રીતે આત્મચરિત્ર લખનાર વ્યક્તિને અને કુટુંબની ભાવિ પેઢીને તે ઉપયોગી નીવડે એમાં મને શંકા નથી અને મુખ્યત્વે કરીને આ જ દૃષ્ટિએ, પરંતુ અંશતઃ ' સામાન્ય ઇતિહાસ 'ની દૃષ્ટિએ પણ તે જરૂરી છે. "

ઇતિહાસ અને આત્મચરિત્ર વિષે મારા ઉપર પ્રમાણેના વિચારો હોવાથી મારા મનમાં પણ આત્મચરિત્ર લખવું ( ટાંચણ કરવું–કારણ હું સાહિત્યકોમાં ગણાઉં એવો લેખક નથી ) એમ ઘણાં વરસોથી થોળાયા કરતું હતું. વકીલાતનો ધંધો અને તેની સાથે સાર્વજનિક કામ કરવાનું તેથી કેટલાંક વરસો–૧૯૧૪ થી ૧૯૩૯ સુધી દિવસના ચૌદ કલાક શ્રમ કરીને પણ બધો વખત ગૂંચવણભર્યા વાંચનમાં જ ગાળવો પડ્યો.

વકીલાતના કાગળો વાંચવા કે મ્યુનિસિપાલિટીનાં એસેમ્બ્લીનાં પ્રકરણો વાંચવાં પણ એમાં સાહિત્ય, કાવ્ય, તત્ત્વજ્ઞાન વગેરે ક્યાંથી લાવવાનાં ?

બાકી એક દૃષ્ટિથી જોઇએ તો તેમાં જ એ સર્વ કાંઈ છે. તે વખતે પુસ્તકોનું વાચન ગમતું હોવા છતાં પણ પુસ્તકો–ઘણાંખરાં મરાઠી–ખરીદવા કરતાં વધુ પ્રગતિ થઈ નહિ !

વ્યક્તિગત સત્યાગ્રહ વખતે ( ૨૭–૧૧–૪૦ થી ૧૮–૧૧–૪૧ ) ઇશ્વરકૃપાએ સરકારના મહેમાન બનવાનો જોગ સાંપડ્યો અને આત્મચરિત્રનાં ટાંચણ શરૂ કર્યાં. તે જેમ યાદ આવે તેમ બંધારણપૂર્વક લખ્યાં. જેમ લાગે કે લાગ્યું હોય તેમ સ્પષ્ટ લખવું; પોતાની ભૂલો, બીજાની જે જણાઇ હોય તે ભૂલો ખુલ્લા દિલે લખવી એમ ઠરાવ્યું. કારણ કે આ ટાંચણો પ્રસિદ્ધિને માટે ન હતાં, આત્મસંતોષ માટે–કુટુંબને માટે હતાં. અને મને લખવાની ટેવ નહિ હોવાને કારણે ( ગયાં ૨૨ વર્ષમાં લઘુલેખ ઉપર જ આધાર રાખવાની ટેવ

---

* " પાટીદાર " માસિકના એક અંકમાંથી.

હોવાથી ) લખવાનું બહુ બની શકતું નહિ. પહેલી વારની મહેમાનગીરી વખતે સને ૧૯૧૮ સુધી આવ્યો અને હજી બહુ જ થોડી પ્રગતિ કરેલી છે. ૧૯૨૨ ની સાલ પૂરી કરી અને ત્યાં જ કામ અટકી રહ્યું છે. પણ તે હાથમાં લેવું અને પૂરું કરવું એવો વિચાર માત્ર કાયમ છે.

વચમાં આ કામને બીજા પણ એક વિચારની પુષ્ટિ મળી. સરદાર વલ્લભભાઈનો અને મારો નિકટ પરિચય અને સાર્વજનિક કાર્યમાં સહચારિતા સને ૧૯૧૫ ની સાલથી છે. એક દિવસે અમારી ચર્ચામાં એવું ઠર્યું કે, ગુજરાતી પ્રજાજીવનનો ગયા ૨૫ વર્ષનો ( સને ૧૯૧૫ થી ૧૯૪૦ ) ઇતિહાસ તૈયાર કરવો. આ ઇતિહાસ એટલે ગુજરાતમાંના ગાંધીયુગનો ઇતિહાસ–સામાજિક, આર્થિક, શિક્ષણવિષયક, રાજકીય, સાહિત્યવિષયક વગેરે સર્વ પ્રકારનો. આનાં સાધનો એટલે ગાંધીજી ગુજરાતમાં આવ્યા તે વખતે જે જુદાં જુદાં ક્ષેત્રમાં કામ કરનારા સેવકો ગુજરાતભરમાં હતા અને જેમણે પાછળથી ગાંધીજીની સાથે સેવા ચાલુ રાખી, તેમનાં અને બીજાં સાર્વજનિક કાર્યકર્તાઓનાં જીવનચરિત્રો. ત્યારે તો પ્રથમ સરદાર વલ્લભભાઈથી જ શરૂઆત કરવી એટલે ' યેરવડા ' મંદિરમાં (સને ૧૯૪૧) તેમની સાથે હતો ત્યારે તેમના જીવનચરિત્રમાંના મુદ્દાઓનાં સંપૂર્ણ ટાંચણ કર્યાં. તે ખૂબ જ સંક્ષિપ્ત છે. સને ૧૯૧૫ થી ૧૯૨૯ સુધી તેમનું મુખ્ય ક્ષેત્ર મ્યુનિસિપાલિટી અને કેટલાંક બીજાં કાર્યો કે જ્યારે તેમની સાથે હું હતો જ ( સને ૧૯૨૮ ની બારડોલી લડત સિવાય કે જ્યારે હું ઇંગ્લંડમાં હતો. ) તેથી કરીને આવા સંક્ષિપ્ત ટાંચણથી ઉકેલ્યું અને પછીથી તે સવિસ્તર લખાય એ પાયાથી તેમના જીવનનાં મુખ્ય મુખ્ય કાર્યોની મેચ ઠેઠ ૧૯૪૧ સુધી કરી.

આ રીતે મારા ય મનમાં આત્મચરિત્ર લખવાની જરૂરીઆત એક જુદી રીતે જણાઈ અને કામને આગળ ચાલુ રાખ્યું.

મારા પિતા મહાડ અને રાજાપુરીમાં મુન્સફ હતા. મહાડમાં ૧૮૯૬–૯૭ સાલમાં કે જ્યાં મારું મરાઠી પહેલું ને બીજું ધોરણ થયું. પછીથી તે દેવરૂખ (સંગમેશ્વર કોર્ટ)માં સુમારે ચાર વર્ષ હતા. ત્યાં મારું મરાઠી પાંચમું ધોરણું અને અંગ્રેજી પહેલું, બીજું, ત્રીજું ધોરણ થયું. પછીથી ૧૯૦૧ થી ૧૯૦૪ સુધી કે જે વર્ષમાં તેઓનું અવસાન થયું ત્યાંસુધી તેઓ રાજાપુરીમાં હતા. અંગ્રેજી ચોથું ને પાંચમું ધોરણ મેં રાજાપુરીમાં ૧૯૦૧ અને ૧૯૦૨ માં કર્યાં. તેથી કરીને કોંકણમાંનાં એ સ્થાનો અને સ્વાભાવિક રીતે જ પ્રિય લાગે છે. 'જીવનકથા' વાંચતાં અને અત્યારે એ લખતાં તે સમયની અનેક મધુરી સ્મૃતિઓ આંખ આગળ ખડી થાય છે અને જાણે કે હું કંઇ રાજાપુરીની જ શાળામાં છું એમ તન્મયતા અનુભવાય છે. જીવનકથાનો બીજો ઉપયોગ નથી એમ જો ક્ષણભર માનીએ તો પણ તે આનંદ આપનારી, ગતકાલને પાછો લાવનારી, યૌવનદાયક (સ્મૃતિથી જ હોય તો પણ ) નથી એમ કોણ કહેશે ? આ એક જ અનુભવને ખાતર પણ ' ગઈ વાત ' લખવી જ.

કે. વે. શા. સં. દત્તશાસ્ત્રી નિગુડકર અમારે ત્યાં 'ભાગવત' વાંચવાને રોજ રાત્રે નિયમિત રીતે આવતા હતા, તે પણ આંખ આગળ આવીને ખડું થયું. શ્રી. રઘુનાથરાવ કૃષ્ણ પાટણકર એ મારા કરતાં મોટા, પણ તેમના ભત્રીજા બંડૂનાના એ મારા સમવયસ્ક ( મારી પાછળ એક વર્ષ ) અને મિત્ર એરંડોલના પુસાળકર વકીલ ( હાલમાં દાદરમાં છે ) તેમનો સહુથી નાનો ભાઇ ( ૧૯૦૫ માં જ ગુજરી ગયો ) વામન એ પણ મારી આગળ એક વર્ષ પણ સમવયસ્ક અને મિત્ર. મરાઠી વાંચનનો તેને ખૂબ જ નાદ અને તેણે અમને પણ તે નાદ લગાડયો. જાતે કવિ–આદર્શ ઉચ્ચ. તેણે મને ૧૯૦૫ ની સાલમાં મારા પ્રથમ

વિવાહપ્રસંગે એક ' બાલબોધિની ' ટીકાવાળી ' શ્રીમદ્દભગવદ્દગીતા 'ની (પાઠકશાસ્ત્રીવાળી) નકલ મોકલી. તેની ઉપર પોતાનો જ રચેલો નીચેનો સંસ્કૃત શ્લોક તેણે લખેલો હતો:—

गीता मया तुभ्यमिदं समर्पि । धर्मस्य सात्यन्त निकृष्टकाले ॥
तस्यं समालोक्य कुरुष्व कार्यम् । मा त्वं सखे विस्मर वामनं माम् ॥

તે પ્રેમળ વામનની યાદદાસ્ત થતાં તે આજ હતે તો મારે વિષે શું કહેત ? હું એને ભૂલી ગયો નહિ, પણ તેણે કહ્યા પ્રમાણે " कुरुष्व कार्यम् " કયાં સુધી બન્યું ! વગેરે વગેરે સંસ્મરણો, તરંગ, " રાજાપુર " પ્રકરણની હકીકત વાંચતાં મનમાં આવતાં હતાં. હું ફરીથી હાઇસ્કૂલનો. તદ્દન બેજવાબદાર એવો, પિતાના માયાળુ છત્રવાળો અને સ્વચ્છંદથી ભમનાર વિદ્યાર્થી બન્યો એમ મનોરાજ્યમાં રહ્યું છે.

મહાત્મા ગાંધીજીનું તત્ત્વજ્ઞાન અને તેની યોગ્યતા, એની ' જીવનકથા 'માં માર્મિક અને યથાતથ્ય ઉતારેલી છે. આ સત્પુરુષના નિકટ સાન્નિધ્યમાં આવવાનું ઇશ્વરે મારા નસીબે લખેલું એ મારું, સર્વથી મહાન એવું સદ્દભાગ્ય હું સમજતો આવ્યો છું. શ્રીસમર્થ, તુકારામ, શિવાજી મહારાજ વગેરે મહાન વિભૂતિઓ વિષે વાંચતાં જેમ લાગે છે કે તેમના પ્રત્યક્ષ પરિચયમાં આવીને તેમના કાર્યમાં તદ્દન નહિ જેવો પણ ભાગ લેવાનું જેમના નસીબે આવ્યું તે કેટલા ધન્ય ? તે જ પ્રમાણે આવતી પેઢીને પણ મારા સરખાને વિષે લાગશે એ વિચાર જ ખૂબ સુખદાયક લાગે છે.

લોકમાં શીલ હોય એ વિચાર તદ્દન બરોબર છે. સાર્વજનિક કાર્યમાં હું ૧૯૧૩ થી છું. સાર્વજનિક કાર્યકર્તાઓ ' Power Politics 'માં પડેલા છે અને પરિણામ મેળવવાની દૃષ્ટિએ " येन केन प्रकारेण "—' End justifies the means '—વર્તે છે, એનું મને દુઃખ થાય છે. આ બાબતમાં મ્યુનિસિપાલિટી, કાયદામંડળ વગેરેનો કંઇક અનુભવ મેં લીધેલો છે, જે કડવો છે.

સંશોધનાત્મક લેખ કેવળ મરાઠીમાં જ (માતૃભાષામાં) લખાય અને પછીથી લોકો તે ન જુએ તો પણ હરકત નહિ, આ તત્ત્વ સાથે મારો થોડો મતભેદ છે. આપણું સર્વ લખાણ માતૃભાષામાં અને આપણા લોકોને માટે જ હોવું જોઇએ, એ મને સો ટકા માન્ય છે. પણ સંશોધનાત્મક લેખોને માટે અપવાદ જોઇએ એમ મને લાગે છે. તે મરાઠીમાં તો લખાય જ, પણ અંગ્રેજીમાં ય હોવા જોઇએ. સત્યાન્વેષણ માટે આ જરૂરી છે. પરપ્રાંતીય અને પરરાષ્ટ્રીય વિદ્વાનોનો વિચારવિનિમય થઇને સત્ય શું એ સમજવાને માટે આ જરૂરી છે, એમ મારા નમ્ર મતને લાગે છે. સંશોધનકાર્યમાં એકાંગીપણું ના આવે, નિષ્કર્ષ ભૂલભરેલો ના રહે, જગતના વિદ્વાનોનો વિચારવિનિમય થાય એ માટે એ જરૂરી છે. અર્થાત્ જે જે બાબત વિષે સર્વ વિદ્વાનોનો એકમત થયો હોય તે વિષય માતૃભાષામાં લખાય એ માન્ય છે—ઇષ્ટ નહિ પણ જરૂરી છે. માતૃભાષામાં પુસ્તકો લખાયા સિવાય લોકોમાં જ્ઞાનની વૃદ્ધિ થનાર નથી.

......મને પણ પ્રવાસ ખેડવાનું ખૂબ ગમે છે. મારા વિલાયતના પ્રવાસની રોજનિશી ( તા. ૫ મી મે થી સપ્ટેમ્બર ૧૯૨૮ ) મેં ઘરનાં માણસો માટે જરા લંબાણપૂર્વક અને વર્ણનાત્મક લખેલી હતી. ( રોજનિશી ૧૯૨૭ થી લખતો. ) તેમાંના ઉતારા રાજાપુર શાળાના " रत्नदीप " ત્રૈમાસિક માટે ત્યાંના શિક્ષક ભાઇઓએ લીધા હતા. તે જ જુદા છાપીને બંધાવેલા હતા. -

પ્રવાસ અને જેલમાં વિચાર-પ્રદર્શનને માટે મર્યાદા છે તેથી વધારે લખતો નથી.*

---

* તા. ૪-૨-'૪૫ના " પ્રબંધુ "માંથી.

# આવતા માસની કાર્યદિશા

૧ વેકેશનમાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓની સહાયથી પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોનાં પુસ્તકોની મેળવણી કરી વ્યવસ્થિત ગોઠવી કમી કરાવવા જેવાં પુસ્તકોની યાદી તૈયાર કરી કમી કરાવવા તજવીજ કરવી.

૨ પ્રૌઢ શિક્ષણ દ્વારા તૈયાર થયેલા શિક્ષિતો તેમ જ શાળામાંથી ભણી ઊઠી ગયેલાં બાળકોમાં વાચનપ્રચાર કરવા ઘટતા ઇલાજો તમામ સાર્વજનિક પુસ્તકાલયોએ લઈ, તેમને જામીનગીરી સિવાય બાળોપયોગી પુસ્તકો આપવા તજવીજ કરે; જેથી ભણેલું ભૂલી ન જાય.

૩ ત્રિમાસિક નિવેદનો તા. ૫ મી મે સુધીમાં જૂથ મંડળોએ એકત્રિત કરી મહાલ મંડળમાં મોકલવાં અને મહાલ મંડળોએ એ હકીકત ખાતા તરફ તા. ૧૫ મી પહેલાં મોકલવી. આ બાબતમાં અરસપરસ સહકારથી કામ કરવાનો મહાલ મંડળો નિર્ણય કરે. જો મહાલ મંડળનું કામ શિથિલ હોય તો પરભાર્યાં નિવેદનો મોકલો.

વડોદરા,
તા. ૧૦–૪–'૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૧૧ સને ૧૯૪૪–૪૫

### વિષય

નાણાં નહિ મોકલવા બાબત.

ચાલુ સાલે હવે સરકાર મદદની સવડ નહિ હોવાથી પુસ્તકાલયોની રકમ સ્વીકારવામાં આવશે નહિ અને જેમની રકમ અત્રે આવી છે તેમને સવડ પ્રમાણે મોકલવામાં આવશે. હવેથી રકમનો મનીઓર્ડર અત્રે મોકલવો નહિ. મોકલશો તો પરત મોકલવામાં આવશે. નાણાં મોકલવાં હોય તો પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવાં.

વડોદરા,
તા. ૫–૪–'૪૫

મ. દ. દીક્ષિત

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# ગામડાંમાં જતા વિદ્યાર્થીઓને

આજકાલ રચનાત્મક કાર્યક્રમ માટે એક વાતાવરણ તૈયાર થયું છે. વિદ્યાર્થીઓ પણ એ કાર્યમાં હાથ બિડાવવા ઇચ્છે છે. એ અંગે અનેક યોજનાઓ ઘડાય છે, એમાં એક વિચાર રજાઓમાં ગામડામાં જઇને કાંઇક કરવું એવો પણ છે. આ એક શુભ ચિહ્ન છે.

ગામડાંમાં જતાં પહેલાં એના પ્રશ્નોનું કાંઇક જ્ઞાન મેળવી લેવું ઘટે. આ જ્ઞાન મેળવી લેવાનાં સહેલાં સાધનો બે ગણાય: ગામડાના અનુભવી અને અભ્યાસી પાસેથી સાંભળવું અને ગામડાં અંગે બહાર પડેલું સાહિત્ય જોઇ જવું.

પહેલા સાધનને માટે ગામડે જતાં પહેલાં ૫–૭ દિવસ માટે, આ અંગેની સારી તૈયારી થઇ રહે એવો, એક તાલીમવર્ગ કાઢવો એ ઠીક પડે. એ વર્ગ દ્વારા અનુભવીઓ અને અભ્યાસીઓનો લાભ તો લેવો જ; પણ ગામડાના ખડતલ જીવનમાં નભી શકાય, ત્યાંના જીવનમાં આપણી મારફત કોઇ વધારાની બદી ન ફેલાવા પામે એ અંગે સાવધતા કેળવાય અને ત્યાં વસતાં લોકોને કાંઇક ઉપયોગી થઇ પડાય એવું સ્વાવલંબી, સાદું અને શ્રમવાળું જીવન જીવવાનો પણ પ્રયત્ન કરવો.

મદદગાર કેટલાંક પુસ્તકોની યાદી નીચે પ્રમાણે છેઃ—

(૧) ગામડાની વહારે, (૨) લોકજીવન, (૩) મારું ગામડું, (૪) દીઠું મેં ગામડું જ્યાં, (૫) ગ્રામચિત્રો, (૬) ગ્રામગોષ્ઠી, (૭) ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ, (૮) આપણી ગરીબાઇ, (૯) આબાદ હિંદુસ્તાન, (૧૦) એહૂતનો શિકારી, (૧૧) મધુકર, (૧૨) રચનાત્મક કાર્યક્રમ, (૧૩) સૉક્રેટીસની સફર, (૧૪) માતર તાલુકાની આર્થિક તપાસ, (૧૫) આપણું હિંદુસ્તાન.

હવે આપણે ગામડામાં જવાના પ્રકારો વિષે વાત કરીએ. ગામડામાં એકલા પણ જવાય, બે ત્રણની ટુકડીમાં પણ જવાય, અને ૨૫–૩૦ ના સમૂહમાં પણ જવાય. એક દિવસ માટે પણ જવાય અને પાંચ પંદર દિવસ માટે પણ જવાય. એક જ ગામડામાં પણ રહેવાય અને ઘણાં ગામડાંમાં પણ ફરાય.

મને લાગે છે કે, વિદ્યાર્થીઓને એકલાં કરતાં બે ત્રણની ટુકડીમાં અગર સમૂહમાં જવાનું વધારે પસંદ પડે. મોટા સમૂહમાં જવું હોય તો એક ગામમાં એક દિવસથી વધારે ન રોકાવું એ જ ઇષ્ટ ગણાય. જો આખો કાફલો એકથી બીજે અને બીજેથી ત્રીજે ગામ એમ આગળ વધવાનો હોય તો તેમ પણ થઇ શકે. અને એક દિવસ એક ગામડે જઇને પાછા આવવું, ફરી એક દિવસ ઘેર રોકાઇ ત્રીજે દિવસે નજીકના જ બીજા ગામમાં જવું: એ રીતે નજીક નજીકનાં પાંચ સાત ગામોમાં પણ જઇ આવી શકાય.

પણ આમ સમૂહમાં જનારે ગામડા ઉપર ભારરૂપ ન થઇ પડાય એની ખાસ કાળજી લેવી જોઇએ. એ માટેનો સહેલો રસ્તો તો એ જ થઇ પડે કે, જ્યાં જઇએ ત્યાં ખીચડી શાક કે ભાખરી રોટલા જેવી સાદી રસોઇ આપણે જાતે પકાવી લેવી. જો એક જ દિવસ ગામડામાં રોકાવાનું રાખ્યું હોય તો ઘેરથી ઢેબરાં ગોળ જેવું કાંઇક લઇને પણ જવાય. છાશ ગામડામાંથી મેળવી શકાય.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર




પુસ્તક ૨૦ મું | મે-૧૯૪૫ | અંક ૫ મો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★મુક્ત થયેલ દેશોમાં છિન્નભિન્ન થઇ ગયેલાં પુસ્તકાલયોને પુસ્તકો પૂરાં પાડવા માટે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં એક સંસ્થા સ્થાપવામાં આવી છે. જર્મનોએ અમૂલ્ય ગ્રંથોનો નાશ કર્યો છે, પણ સદ્દભાગ્યે ઘણાની નકલો અસ્તિત્વ ધરાવે છે. આવાં પુસ્તકો જેમ બને તેમ જલદીથી પૂરા પાડવા માટે હરેક પ્રયત્ન કરવામાં આવેલ છે.

આમ જ્યારે યુનાઇટેડ સ્ટેટસમાં કેળવણીવિષયક સંસ્થાઓ, પુસ્તકાલયો અને સંસ્કૃતિ કેન્દ્રો, મુક્ત થયેલ પ્રદેશોને પુસ્તકો પૂરાં પાડવા માટે એક થયા છે, ત્યારે બીજા મિત્રરાજ્યોના દેશોમાં નહિવત કરવામાં આવ્યું છે. એવી સૂચના કરવામાં આવી છે કે, છિન્નભિન્ન થઇ ગયેલાં પુસ્તકાલયો માટે અને જે પ્રદેશોમાં પૂરાં પુસ્તકો ન હોય ત્યાં પુસ્તકો પૂરાં પાડવા માટે તેવા જ પ્રકારના યત્નો કરવા જોઇએ.

વસ્તુતઃ આજે એક જ વસ્તુની જરૂર છે તે એ કે જુદા જુદા રાષ્ટ્રોએ પોતાની સંસ્કૃતિનાં પ્રતીકરૂપ પુસ્તકોનો વિનિમય કરવો. આને અંગે આંતરરાષ્ટ્રીય સમજણનો રસ્તો થશે.

★વર્તમાનપત્રો વિષે નીચેની વાતો નોંધપાત્ર છેઃ—

" હિંદમાં મોગલશાસન પહેલાં પણ વર્તમાનપત્રો અસ્તિત્વ ધરાવતાં હતાં. સરકાર તરફથી નિયમિત સાપ્તાહિક ગેઝેટ 'વાકિયા' પ્રગટ થતું હતું.

" જગતનું પહેલું છાપેલ વર્તમાનપત્ર 'એસિવા રીલેશન ઓડર ઝીટુંગ' ( Asiva Relation Oder Zeitung ) ( સ્થાપના ૧૬૦૯ ) છે; ઇંગ્લંડનું પહેલું છાપેલું વર્તમાનપત્ર 'પબ્લિક ઇન્ટેલીજન્સર' ( Public Intelligencer ( ૧૬૪૩ ) છે, અમેરિકાનું 'પબ્લીક અકરન્સીઝ' (૧૬૯૦) છે અને હિંદનું 'કલકત્તા ગેઝેટ' (૧૭૮૦) છે.

" ઇંગ્લંડના પ્રખ્યાત વડા પ્રધાન રોબર્ટ વોલ્પોલે છાપખાનાના ભાડામાં દશ વર્ષમાં ૫૦,૦૦૦ પૌંડથી વધારે ખર્ચ કર્યું હતું.

" કેનેડાના દરેક શહેરમાં એક દૈનિક છે.

" અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસનું પુલિટ્ઝર પારિતોષિક મેળવનાર એક જ હિંદી- મિ. ગોવિંદ બિહારીલાલ માથુર છે. આ પારિતોષિક પત્રકારિત્વ માટે અપાય છે,

"જનતાનો પક્ષ લેવા માટે ચીનના પત્ર 'પેકીન ગેઝેટ 'ના સત્તર તંત્રીઓને દેહાંત દંડ આપ્યો છે.

"હિંદ પર જાપાનના આક્રમણના પહેલા ખબર આપનાર રૂટરના હિંદી પ્રતિનિધિ મિ. માન્કેકર છે.

★આસામ સાહિત્ય પરિષદની વાર્ષિક બેઠક ગયા સપ્ટેમ્બરમાં શિબસાગર ખાતે શ્રી નીલમણિ ફૂકનના પ્રમુખપદ હેઠળ મળી મળી હતી. આ બેઠકની વિશિષ્ટતા એ હતી કે તેમાં નવાં તથા જૂનાં હસ્તપ્રતોનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું.

★શ્રી. રવીન્દ્રનાથ ટાગોરનાં લખાણોના અભ્યાસને ઉત્તેજન આપવા, જુદીજુદી ભાષાઓ દ્વારા તેના વિચારોને ફેલાવવા તથા બીજી અનેક રીતે સંસ્કૃતિમાં તેમના ફાળાના અભ્યાસને આગળ ધપાવવા; બંગાળી ભાષાના જે વિષયમાં કવિશ્રીને રસ હતો તેમાં મૌલિક શોધખોળ કરવા તથા હિંદની કોઇપણ ભાષામાં અપ્રતિમ પુસ્તક માટે યોગ્ય પારિતોષિક આપવા કવિનું નામ જોડીને એક મકાન બાંધવા અથવા મેળવવા અને તેમાં વ્યાખ્યાન હૉલ પુસ્તકાલય, સંગ્રહસ્થાન, આર્ટ ગેલેરી માટે સગવડ રાખવા અને વિશ્વભારતી જેવી સંસ્થા જેમાં કવિને ખાસ રસ હતો તેવી કોઇ સંસ્થાને મદદ કરવા માટે ગયે વર્ષે રવીન્દ્રનાથ સમિતિની સ્થાપના કરવામાં આવી હતી. આ સમિતિના પ્રમુખ શ્રી. નલિનીરંજન સરકાર છે.

★જાન્યુઆરીની ૧૬ મી તારીખે કેરાલા પુસ્તકાલય મંડળે બીજાં મંડળોના સહકાર સાથે સ્વ. કવિ એન. કુમારન આસનના સ્મરણાર્થે 'આસનદિન' ઉજવ્યો હતો. કવિનું ૧૯૨૪માં મછવાના અકસ્માત અંગે મૃત્યુ થયું હતું. જુદાં જુદાં સ્થળોએ યોગ્ય સ્મારક કરવા માટે ઝડપભેર તૈયારીઓ થઇ રહી છે.

★ધી ડક્કન વર્નાક્યુલર ટ્રાન્સલેશન સોસાયટી, પૂનાનો રજતમહોત્સવ ૨૦મી ફેબ્રુઆરીએ ઉજવવામાં આવ્યો હતો. મરાઠી સાહિત્યની પ્રગતિ માટે ૧૮૯૪ના ઑક્ટોબરની ૨૯મી તારીખે સ્વ. જસ્ટિસ એમ. જી. રાનડેએ તેની સ્થાપના કરી હતી. સોસાયટીએ પોતાના જીવનકાળનાં પચાસ વર્ષો દરમિયાન ૧૯૨૭ પુસ્તકોને પારિતોષક આપ્યાં છે. ૨૦મી ફેબ્રુઆરીએ ઉજવવામાં આવેલ ઉત્સવ વખતે ફલટનના રાજા શ્રીમંત સેર માલોજી રાજે પ્રમુખપદે હતા.

★મહારાષ્ટ્રમાં 'કિરાત' તરીકે પ્રસિદ્ધિ પામેલ એક અગ્રગણ્ય નાટકકાર તથા કવિ, શ્રી. કૃષ્ણાજી લક્ષ્મણ સોમનનું બેલગામ ખાતે ૮૧ વર્ષની ઉંમરે મૃત્યુ થયું છે. જીવનના છેલ્લા દશ વર્ષથી તે આંધળા હતા. તેમણે ઐતિહાસિક તથા પૌરાણિક મળીને ૨૫ નાટકો લખ્યાં છે. તેમાંનાં કેટલાંક બહુ જાણીતાં છે; પણ તેમાંનાં બહુ થોડાં જ ભજવાયાં છે. આખા મહાભારતને નાટકનું સ્વરૂપ આપવાની તેમની મહત્ત્વાકાંક્ષા હતી. તેણે ભાસનાં બધાં નાટકોનું મહાન ભાષાંતર કર્યું છે. તેમના મૃત્યુથી મરાઠી સાહિત્યને મોટી ખોટ ગઇ છે.

★કિર્લોસ્કરવાડીવાળા શ્રી એસ. વી. કિર્લોસ્કરે માનસશાસ્ત્ર પર શ્રેષ્ઠ મરાઠી પુસ્તક લખવા માટે રૂ. ૫૦૦)ના પારિતોષકની જાહેરાત કરી છે. આ પારિતોષક દક્ષિણ મહારાષ્ટ્ર સાહિત્ય પુરસ્કારસમિતિ, સાંગલી તરફથી આપવામાં આવશે.

★સરકારી પ્રકાશનો—જેને બ્લ્યુબૂક્સ તરીકે ઓળખાવવામાં આવે છે તેમાં પ્રગટ થયેલ બિવરીજ યોજના જેટલી ખપત કોઇ પણ પ્રકાશનની થઇ નથી. તેના સંપૂર્ણ વૃત્તાંતની અઢી લાખ

નકલો તથા સંક્ષિપ્ત આવૃત્તિની સાડાત્રણ લાખ નકલો અને અમેરિકન આવૃત્તિની બેતાલીસ હજાર નકલો તે પ્રસિદ્ધ થયા પછી થોડા અઠવાડિયામાં જ વેચાઇ ગઇ હતી. આ વેચાણ આગલા કોઇ પણ વેચાણને ટપી ગયું છે.

★ન્યુયોર્કના એક શહેરી મિ. વિલિયમ બેટિને ' આબાદી (વસ્તી) નિબંધ હરીફાઇ ' ગોઠવી છે. હિંદની વિશ્વવિદ્યાલયોના માનસહિત પસાર થયેલા ગ્રેજ્યુએટો તથા એમ. એ. માટે આ હરીફાઇ ખુલ્લી છે. હાલ તુરત તો કલકત્તા, ઢાકા તથા પટણા યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો જ આમાં ભાગ લઇ શકશે.

હિંદની વસ્તી સંબંધીના કોઇ પણ પ્રશ્ન પર આ નિબંધ લખવાનો છે, અને માટે રૂા. ૪૦૦) નું ઇનામ છે, અને તે ઇનામ દર વર્ષે ઑકટોબરની બીજી તારીખે આપવામાં આવશે.

★યુનાઇટેડ સ્ટેટસની ૫૬૦૦૦ સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા Bnai Britg ની સ્ત્રીઓની સુપ્રીમ કાઉન્સિલે વાર્ષિક સભામાં જાહેરાત કરી છે કે, ફ્રેંકલિન ડેલાનો રૂઝવેલ્ટના સ્મારકરૂપે ' ચાર સ્વાતંત્ર્ય 'નું પુસ્તકાલય ઊભું કરવું.

ઉર્બાના ( ઇલિનોઇ પરગણા )માં ઇલિનોઇ વિશ્વવિદ્યાલયના મકાનના હૉલમાં આ પુસ્તકાલય સ્થાપવામાં આવશે. તેમાં ચાર સ્વાતંત્ર્યને લગતાં બધાં ખતપત્રોની મૂળ નકલો તથા બીજાં સાધનો સદાને માટે રાખવામાં આવશે. ઉપરાંત, તેમાં મનુષ્યની સ્વતંત્રતા તથા આંતરરાષ્ટ્રીય સાંસ્કૃતિક ઐક્યને લગતાં પુસ્તકો, પુસ્તિકાઓ, હસ્તપત્રો, કળામય વસ્તુઓ તથા સંબંધ ધરાવતાં બીજાં સાધનો પણ રાખવામાં આવશે.

—છોટાલાલ માનસિંગ કામદાર

# જીવન અને સાહિત્ય

**સા**હિત્ય એ માનવજીવનનું પ્રતીક છેઃ કોઇપણ પ્રજાના સાહિત્યના અવલોકન ઉપરથી તે પ્રજાના જીવનનો ખ્યાલ આવે છે. અને એ નિયમે સાહિત્ય એ પ્રજાજીવનને પરખવાની રગ છે; એમ માનવું યથાર્થ છે. ભૂતકાળમાં વિલીન થયેલી પ્રજાઓનું જીવન તેનું રહ્યું સહ્યું સાહિત્ય જ દર્શાવે છે. અત્યારે પણ રામાયણ આપણને કર્તવ્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ પ્રજાજીવનનું અનુમાન કરાવે છે. મહાભારત ઉચ્ચ જીવનાદર્શ રજૂ કરી સમયના સંસ્કારઅંકિત આર્ય જીવનનું દર્શન કરાવે છે. આર્યાવર્તના સુવર્ણયુગ—અશો અને વિક્રમાદિત્ય યુગ પણ એ યુગના સાહિત્ય વડે જ સાબિત થયા છે. આ તો આપણ દેશની—આર્યાવર્તની વાત થઇ, પરંતુ સામાન્યતઃ કોઇ પણ દેશમાં એ દેશનું સાહિત્ય એ દેશના પ્રજાજીવનનું દર્પણ છે એ પણ એટલે અંશે યથાર્થ છે.

સંસ્કારયુક્ત આદર્શ માનવજીવન એ સાહિત્યોત્થાનનું પ્રધાન અંગ છે સાહિત્યકાર પોતાની પ્રભા વડે માનવજીવનમાંથી સર્જન તત્ત્વ ચૂસે છે, અને તે પ્રતિભાઅંકિત રસયુક્ત મધપુડારૂપે પ્રજાના હસ્તમાં સાદર રજૂ કરે છે. તેમાં સાહિત્યકારનું જીવન તો અવસ્ય આદર્શ હોવું જોઇએ. આદર્શ જીવન સિવાય પ્રતિભા સંપન્ન થવું અશક્ય છે. એક ક્રૌંચ પક્ષીના વધના કરુણાર્દ્ર પ્રસંગથી રામાયણ આપનાર વાલ્મીકિ મુનિની પ્રજ્ઞા આદર્શ જીવન સિવાય સંભવે ખરી ? અને એ યુગનું પ્રજાજીવન જો સંસ્કારી વૈવિધ્યપૂર્ણ, કર્તવ્યનિષ્ઠ અને ધર્મનિષ્ઠ ન હોત તો રામાયણ જેવી અમર કૃતિનાં દર્શન થાત ખરાં ? કદાચ બહુ બહુ તો એકાદ ઊર્મિગીત કે ખંડકાવ્ય જ જગતને સાંપડયું હોત. રાજશેખર કવિઓના ત્રણ વર્ગ પાડે છે. તે આપણે કવિ-સાહિત્યકાર—લેખકને માટે માન્ય રાખીએ તો પહેલા વર્ગનો સારસ્વત સાહિત્યકાર સરસ્વતીની કૃપા સિવાય અસંભવિત છે. પરંતુ બીજા વર્ગનો આભ્યાસિક સાહિત્યકાર સ્વશિક્ષણ, સાંસ્કારિક જીવન અને પ્રજાજીવનના અભ્યાસ વડે સંભવિત છે, અને બીજા વર્ગનો સાહિત્યકાર પહેલા વર્ગના સાહિત્યકાર કરતાં કનિષ્ઠ છે એમ નથી; કોઇ કોઇ બીજા વર્ગનો સાહિત્યકાર પહેલા વર્ગના સાહિત્યકારના સમોવડ અથવા શ્રેષ્ઠ પણ થાય છે. ત્રીજા વર્ગના ઔપદેશિક સાહિત્યકારનું ખાસ મહત્ત્વ નથી, સારસ્વત સાહિત્યકારને પણ સ્વશિક્ષણ, સાંસ્કારિક જીવન અને પ્રજાજીવનના અભ્યાસની અગત્ય છે; અને એ સુવર્ણમાં સુગંધ ભળ્યા જેવો જ મહાયોગ છે. કોઇ પણ સાહિત્યકાર ઓછાવત્તા અંશે પ્રજાજીવનમાંથી—વાતાવરણમાંથી પ્રેરણા મેળવે છે એ નિર્વિવાદ છે.

પ્રજાજીવનની છાપ સાહિત્ય પર અને સાહિત્યની છાપ પ્રજાજીવન પર અનાયાસે પડે છે. જીવન અને સાહિત્યનો વિકાસ પરસ્પરની મદદ વડે જ થાય છે એ નક્કી છે. કોઇપણ પ્રજાએ મહાન થવા પહેલાં તેણે પોતાનું સાહિત્ય પ્રાણવાન બનાવવાની અગત્ય છે. પ્રાણવાન સાહિત્ય એ—કેઃ જેમાંથી વર્તમાન પ્રજાને પ્રેરણા મળે, જીવનમાર્ગ મળે, જે અધોગતિ અટકાવે, પ્રજાનું ઘડતર કરે અને ભાવિ પ્રજાનો પ્રાણ બને એ પ્રાણવાન સાહિત્ય છે. અને એવા સાહિત્યની દરેક પ્રજાને જરૂર છે.

માધવ મો. ચોધરી

# પશ્ચિમના સાહિત્ય પર ભારતીય સાહિત્યની અસર

આપણે અમેરિકનો માનીએ છીએ કે આપણને આપણા સંસ્કારનો વારસો ઇંગ્લંડ, મધ્યયુગના યુરોપ, પ્રાચીન ગ્રીસ અને રોમ તરફથી મળ્યો છે. આટલે સુધી આપણું ઋણ સ્પષ્ટ છે, પરંતુ આ તો અડધી જ વાત થઇ. પૂર્વના દેશોનું આપણું ઋણ આ વાર્તાનો બાકીનો અડધો ભાગ છે અને અત્યાર સુધી તે બંધ જ રહેવા પામ્યો છે. પૂર્વના દેશોમાં પશ્ચીમ તેમ જ પૂર્વમાં પોતાની સંસ્કૃતિની છાપ પાડનાર દેશ તરીકે હિંદ અગત્યનું સ્થાન ધરાવે છે.

પેઢી દર પેઢી અમેરિકન નિશાળિયાઓ ફ્રેંચ લેખક જીન ડ લા ફોન્ટેને જેને પ્રખ્યાતિ મેળવી આપી છે તે માથાં પર દૂધ લઇ જતી છોકરીની વાત આનંદ અને લાભ સાથે વાંચે છે. હવાઇ કિલ્લા રચતાંરચતાં તેણીએ પોતાનું દૂધ ઢોળ્યું અને નફો ગુમાવી બેઠી. આ બાળકોમાંનું ભાગ્યે જ કોઇ જાણતું હશે કે આ વાર્તાનું મૂળ પંચતંત્રના પાંચમા પુસ્તકમાં છે. તેમાં એવી વાત આપવામાં આવી છે કે એક બ્રાહ્મણે શેખચલ્લીના વિચારો કરતાં કરતાં અનાજથી ભરેલું બિક્ષાપાત્ર ડંડુકાથી ભાંગી નાખ્યું અને તે સાથે પોતાના નફાના સ્વપ્નાનો ભુક્કો કરી નાખ્યો.

અમેરિકનોને ગમતી સેંકડો વાતો જે લાંબા વખત પર હિંદમાંથી યુરોપ માર્ગે આવી છે તેમાંની આ તો એક વાત છે.

ઇ. સ. પૂ. ૬૦૦ વર્ષ પહેલાંની ઇસપની ઘણીખરી વાર્તાઓનું મૂળ હિંદમાં મળી આવ્યું છે. ઇ. સ. ૬૦૦ માં પંચતંત્રનો પેહલવીમાં તરજુમો કરવામાં આવ્યો. આમાંથી અરબી ભાષામાં તરજુમો થયો, અને અરબીમાંથી જર્મન તરજુમો ૧૪૮૩ માં થયો. જર્મન સાહિત્ય પર તેની ઊંડી અસર થઇ એટલું જ નહિ, પરંતુ ડચ, ડેનીશ અને આઇસલેંડીક ભાષામાં તેનો તરજુમો કરવામાં આવ્યો હતો. ઇટાલિયન તરજુમાનો ઉપયોગ કરી, સર થોમસ નોર્થે એલીઝાબેથના જમાનાના ઇંગ્લંડમાં આ વાર્તાઓની પીછાણ કરાવી. ૧૬૭૮ માં લા ફોન્ટેને પોતાની વાર્તાઓ બીદપાઇ–વિદ્યાપતિને નામે પ્રગટ કરી.

## આદર્શોની અસર

આદર્શોની અસર તો આથી પણ વધારે થઇ છે. હોમરની મરણ અને તેના જેવા બીજા સવાલોને લગતી સાદી ફિલસૂફીને બાજુએ રાખીએ તો, વહેલામાં વહેલી ગ્રીક ફિલસૂફી એશિયા માઇનોરના ગ્રીકો થેલ્સ, ઝીનોફેન્સ, હાર્મોનાઇડઝ, ઝેનો અને પાઇથેગોરાસથી શરૂ થઇ હતી. ( ઇ. સ. પૂ. ૬૦૦ ). આ ફિલસૂફોએ એક જ પરમ સત્યની શોધ ચાલુ રાખી હતી અને તેમાં આખરે બધું સમાઇ જાય છે, એ જાતની જે ફિલસૂફી વેદોમાં અને તે પહેલાનાં ઉપનિષદોમાં ( ઇ. સ. પૂ. ૧૦૦૦ થી ૭૦૦ ) માલૂમ પડે છે તેનો ફેલાવો કર્યો હતો. ગ્રીક અને હિંદી ફિલસૂફીઓ વચ્ચે બીજું પણ ઘણું મળતાપણું છે. હેસ્રી ઝમે બુદ્ધ ફિલસૂફીમાંથી પ્રેરણા મેળવી હતી. આ ફિલસૂફી નીઓપ્લેટોનીઝમના રૂપમાં પશ્ચિમની વિચારસરણીમાં ઉંચામાં ઉંચી કક્ષાએ પહોંચી હતી.

બુદ્ધધર્મમાંની વાતો તથા બાઇબલમાંની વાર્તો એ વચ્ચે પણ બહુ નોંધવા લાયક સૌમ્ય છે.

હિંદના આદર્શો યુરોપમાં કેવી રીતે ફેલાયા છે તેનું સુંદર વર્ણન ' પશ્ચિમની વિચારસરણી પણ હિંદની વિચારસરણી 'ની અસર એ નામના સ્વામી અશોકાનંદના પુસ્તકમાં મળી આવે છે. આ પુસ્તક ૧૯૩૧ માં માયાવતી, આલ્મોરા ખાતેના અદ્વૈત આશ્રમે પ્રગટ કર્યું છે.

અમેરિકામાં ઇમરસન, વ્હીટમેન વગેરેની વિચારશ્રેણી પર ઉપનિષદ અને ભગવદ્‌ગીતા જેના તરજુમાથી તેઓ સારી રીતે વાકેફ હતા તેની વિચારસરણીએ ઉંડી અસર કરી છે. દાખલા તરીકે ઇમર્સને પોતાની કવિતા ' બ્રહ્મ 'માં નીચેની કડીઓમાં

" If the red slayer thinks he slays
Or if the slain thinks he is slain,
They know not well the subtle ways
I keep, and pass, and turn again. "

એ ગીતાજીના શ્લોકનો પડઘો પાડે છે.

એને ( એટલે શરીરમાં રહેનાર આત્માને ) જે કોઇ એમ માને છે કે તે મારનાર છે અને જે કોઇ એમ માને છે કે તેને મારી નાખ્યો છે તે બંને અજ્ઞાન છે, કારણ કે તે મારતો નથી તેમ મરતો નથી.

કેટલાંક વર્ષો પર હું અમેરિકાની એક મોટી લીબરલ આર્ટસ કોલેજમાં ભાષણ કરવા ગયો હતો. ત્યાં ન્હાપાણી લેવાતાં હતાં તે વખતે અંગ્રેજી સાહિત્યના એક પ્રોફેસરે જણાવ્યું હતું કે, ' હિંદ વિષે ઇશારો કરવા માટે પુષ્કળ શોધખોળ કર્યા વગર હું અંગ્રેજી સાહિત્ય પર ભાષણ આપી શકું નહિ, હું તો ખરા જીગરથી ઇચ્છું છું કે " અંગ્રેજી અને યુરોપીયન સાહિત્યમાં હિંદનો ફાળો " એ વિષે એક પુસ્તક લખાય. ' આ વિષય એટલો વિશાળ છે કે તે વિષે અત્રે માત્ર ઇશારો જ થઇ શકે.

' અરેબીઅન નાઇટસ "ના અંગ્રેજી તરજુમાઓ અને બોકેસીયોમાં હિંદમાંની ઘણી વાતો સમાઇ જાય છે. ત્રણ કારકેટો અને એક રતલ માંસની જ માગણીની વાતો શેકસપિયરે અગાઉ જણાવેલા સર થોમસ નોર્થ પાસેથી મેળવી હતી. પુરાણા કાળમાં મુસાફરી કરનારાઓ હિંદમાંથી ઘણી વાતો અને સ્થાનિક વિગતો લઇ આવ્યા હતા. હિંદી વિષય વિષેનું પહેલું હિંદી નાટક ડ્રાઇડનનું ' ઔરંગઝેબ ' (૧૬૭૫) હતું. મિલ્ટન હિંદ વિષે આક્ષેપો કરતાં કંટાળતો જ નહિ.

આપણા પોતાના જમાનામાં આપણે એંગ્લો-ઇન્ડીઅન સાહિત્યનો મોટો ફાલ જોઇએ છીએ. કીપલીંગ, રેટસ, એ. ઇ. રસેલ, સર એડવીન આર્નોલ્ડ, ઇ. એમ. ફોર્સ્ટર અને એફ. ડબલ્યુ. બેને તેમાં મુખ્ય ભાગ ભજવ્યો છે.

' હિંદનો વારસો '-તંત્રી જી. ટી. ગેરેટ, ' આધુનિક હિંદ અને પશ્ચિમની દુનિયા '-તંત્રી એલ. એસ. એસ. ઓ. મેલીમાં અને રોબર્ટ સેન્કોર્ટના ' અંગ્રેજી સાહિત્યમાં હિંદ ' અને ભૂપાલસિંહના એંગ્લો-ઇન્ડીઅન ' વાર્તાનું અવલોકન 'માં આ સવાલ બહુ સંભાળપૂર્વક છણવામાં આવ્યો છે.

[ સાંધણ સામેના પૃષ્ઠને છેડે ]

# દહેગામ મહાલ પુ. પરિષદ : બીજું અધિવેશન

દહેગામ મહાલ પુસ્તકાલય પરિષદનું બીજું, અધિવેશન સોનારડા મુકામે તા. ૬-૫-૪૫ ના રોજ કલોલ વિભાગ શાળાધિકારી શ્રી. દા. ગો. માલશે સાહેબના પ્રમુખપદે ભરાવાનું અગાઉથી જાહેર થયું હતું. અધિવેશનને સફળ બનાવવા સ્થાનિક શિક્ષક શ્રી. રવિશંકર ઠાકર અને સ્વાગત મંડળે પૂર્વતૈયારીઓપૂર્વક સારી વ્યવસ્થા કરી હતી. અને અધિવેશનમાં બહારગામથી આવનાર મહેમાનો પ્રતિનિધિઓ તેમ જ સ્થાનિક પ્રેક્ષકો માટે પણ યોગ્ય વ્યવસ્થા સાચવી હતી. સભાસ્થાન ઘાટી વૃક્ષઘટા હેઠળ સ્વચ્છ અને મનોહર વાતાવરણમાં રચાયા ઉપરાંત સામેના ઓસારામાં સામયિકોનાં પ્રદર્શનથી અધિવેશનની અનુરૂપતા ખાસ તરી આવતી હતી. આ અધિવેશનમાં ભાગ લેવા માટે મહાલનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત, વ. રા. પુસ્તકાલય મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી, વ. રા. પુસ્તકાલય પ્રચારક શ્રી. વલ્લભભાઈ પટેલ, " પુસ્તકાલય "માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસ તેમ જ પુસ્તકાલય ખાતાના અધ્યક્ષ શ્રી. એકનાથ પટેલ વગેરે પણ વડોદરાથી ખાસ આવ્યા હતા.

અધિવેશનના વરાયેલા પ્રમુખ શ્રી. માલશે સાહેબ અનિવાર્ય કારણવશાત્ હાજર રહી શકયા નહોતા, પરંતુ તેમનો પ્રેરક સંદેશો તો અધિવેશનમાં આવનાર પ્રતિનિધિઓને પ્રાપ્ત થયો હતો.

પ્રારંભમાં ઈશ્વરસ્તુતિ અને સ્વાગતગીત ગવાઈ રહેતાં, દહેગામના બાલ મંદિરની એક નાની બાલિકાએ પુષ્પોસહ સુંદર અભિનયગીત રજૂ કર્યું હતું. ત્યારબાદ, સભાના કામકાજની શરૂઆત થતાં સ્વાગતપ્રમુખ શ્રી. અંબાલાલ વકીલે અધિવેશનમાં પધારેલા સૌ કોઈનું સ્વાગત કરતાં જણાવ્યું કે,

## સ્વાગતપ્રમુખનું ભાષણ

સજ્જનો અને સન્નારીઓ,

આપ સર્વે આટલી મોટી તકલીફ તેમ જ તસ્દી લઈ દૂર દૂરના ગામોમાંથી પધારી પુસ્તકાલયપ્રવૃત્તિ તરફ જે રસ વ્યક્ત કર્યો છે તે જોઈ હું ઘણોજ ખુશ થયો છું. આપ સર્વને આવકારતાં મને અનહદ આનંદનો અનુભવ થાય છે.

---

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

બેશક, આધુનિક જમાનામાં હિંદે પશ્ચિમના સાહિત્યમાંથી પ્રેરણા મેળવી છે. છેલ્લા બે દાયકામાં સ્વતંત્ર સાહિત્યની રચનામાં જોર વધ્યું ત્યાં સુધી બુદ્ધિશાળી હિંદ પર પશ્ચિમના સાહિત્યની ભારે અસર ચાલુ રહી હતી.

' અરેબીઅન નાઈટસ ' અને ઇસપની વાર્તાઓ, જેનું મૂળ હિંદમાં હતું તે આખરે ૧૯ મી સદીના પહેલા અડધા ભાગમાં યુરોપમાંથી પાછી ફરી અને તેના તરજુમા આધુનિક હિંદીમાં થયા. હોથોર્નપો, બ્રેટહાર્ટ, ઓ હેરી, શેકસપિયર, ફ્રે, માલ્સવર્ધી વગેરે અંગ્રેજ અને અમેરિકન લેખકોના તરજુમા પણ થયા છે. ( U. S. O. W. I. )

—હોરેસ આઇ. પોલમેન

( લાયબ્રેરી ઑફ કોંગ્રેસ-વૉશિંગ્ટનના હિંદી વિભાગના વડા. )

ધીમે ધીમે પણ મક્કમ પગલે પુસ્તકાલયો પ્રત્યેનો જનતાનો પ્રેમ વધુ ને વધુ ગાઢ થતો જાય છે, એમ આજની હાજરીની સંખ્યા જોતાં ઉઘાડ જણાઈ આવે છે. હવે એવો જમાનો આવ્યો છે કે પુસ્તકાલયોમાં રસ લીધા સિવાય આપણો છૂટકો જ નથી; કારણ, દિન-પ્રતિદિન વિશ્વના બીજા દેશો એટલી પ્રગતિ કરી રહ્યા છે કે તેના હિસાબે આપણી પ્રગતિનું માપ કાઢવા બેસીએ તો પાશેરામાં પહેલી પૂણી જેટલી જ આપણી પ્રગતિ છે.

## પ્રગતિનું મૂળકારણ

પશ્ચિમના દેશો તેમ જ જગતમાં સમૃદ્ધમાં સમૃદ્ધ ગણાતો દેશ-યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં જે પ્રગતિ થયેલી આપણે જોઇએ છીએ તેનું મૂળકારણ જ્ઞાનના ફેલાવામાં જ રહેલું છે. જ્ઞાનના પ્રચાર માટે પુસ્તકાલય જેવું એકે ઉત્તમ સાધન નથી.

આજે અમેરિકન ખેડુતો ખેતી સંબંધી પુસ્તકો વાંચી ઘણી જ ઝીણવટથી શાસ્ત્રીય પદ્ધતિથી ખેતી કરી આપણા કરતાં લગભગ ચારથી પાંચગણું ખેતીનું ઉત્પન્ન લે છે. ત્યાં દરેક ખેડુતને ખેતીવિષયક જ્ઞાન પુસ્તકાલયોમાંથી તેમ જ બીજી સંસ્થાઓ મારફતે સહેજે મળી રહે છે. તેવી જ રીતે ઉદ્યોગો સંબંધી, વેપાર સંબંધી ઇતિહાસ, વૈદકનું વિ. તમામ જાતના વિષયોનું જ્ઞાન સૌ સૌની રુચિ અને જરૂરીઆત પ્રમાણે પુસ્તકાલય આપી શકે છે.

## મોટે ભાગે નવલકથાઓ

આજે આપણાં પુસ્તકાલયોમાં ઘણેખરે ભાગે જે પુસ્તકો જોઇએ છીએ તે પૈકી ઘણી ખરી નવલકથાઓ જ મોટે ભાગે માલમ પડશે. અને વાચકનો મોટો ભાગ તે જ જાતનાં પુસ્તકો વાંચે છે, એમ મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું. ઘણાં ખરાં પુસ્તકાલયોમાં જુદા જુદા વિષયો ઉપર જોઇએ તેવાં પુસ્તકો હોતાં નથી, તેમ તેટલાં વસાવવા ફંડ પણ હોતું નથી. ઉપરાંત, લોકરુચિને જાગ્રત કરી ઉત્તમ પુસ્તકો વાંચવા માટે જનસમૂહને પ્રેરે એવા ગ્રંથપાલો તથા પ્રચારકો પણ આપણી પાસે ઘણા ઓછા છે. આ બધાં કારણોને લઇને તથા હાલના કટોકટીના સંજોગોમાં કે જ્યારે આપણને અન્ન અને વસ્ત્ર મેળવવા મુશ્કેલીઓ નડે છે તેવા સંજોગોમાં પુસ્તકાલયપ્રવૃત્તિને અપનાવવી—જો કે મુશ્કેલ તો છે જ, તેમ છતાં જો આપણે આપણા તાલુકાનું, આપણા બાળકો અને આપણા દેશનું ગૌરવ વધારવા માગતા હોઇએ, જો આપણે જગતના દેશોની સમક્ષ તેમની હરોળમાં ઊભા રહેવા માગતા હોઇએ તો આપણે આવી પ્રવૃત્તિને સંપૂર્ણ ટેકો આપવો જ પડશે. જે બીજા દેશોએ કરી બતાવ્યું છે, જેવી રીતે બીજા દેશોની પ્રજાઓએ ઉન્નતિ સાધી તેવી જ રીતે આપણે પણ ચોક્કસ ઉન્નતિના શિખરે પહોંચવું હોય તો આજથી જ શરૂઆત કરવી જોઇશે. આ પુસ્તકાલયપ્રચાર જેવી ઉત્તમ પ્રવૃત્તિ હાથ ધરવા દરેકને મારી નમ્ર વિનંતિ છે. આજે આપણું સેવાનું કાર્યક્ષેત્ર આપણો તાલુકો છે. આપણા તાલુકામાં ગામેગામ સુંદર પુસ્તકાલયો સ્થાપી તેમાં ઉત્તમ પુસ્તકો વસાવવાં જોઇએ. જો કે ગામેગામ પુસ્તકાલય સ્થાપવાની પ્રવૃત્તિ તો લગભગ પૂર્ણ થવા આવી છે. પરંતુ બીજી જરૂરીઆત કે જે અતિ મહત્ત્વની છે તે ઉત્તમ પુસ્તકો વસાવવાની છે તે તરફ પૂરતું લક્ષ દોરાવવાનું છે.

દરેક વ્યક્તિને ઉત્તમ સાહિત્ય સંબંધી તેમ જ બીજી જાતનાં પુસ્તકો મળે તેવો પ્રબંધ કરવો જોઇએ. આપણા તાલુકામાં એક પણ વ્યક્તિ નિરક્ષર ન હોવી જોઇએ—આ

પ્રમાણેની ભાવના કેળવી જો આપણે સાચા દિલથી પ્રયત્ન કરીશું તો આવતા વર્ષ સુધીમાં આપણે ઘણી જ પ્રગતિ કરી શકીશું.

આ મહાલમાં મકાનવાળાં પુસ્તકાલયો તથા મકાન વગરનાં પુસ્તકાલયો છે તથા આજે ગ્રામ તેમ જ કસ્બા પુસ્તકાલયો જો કે કેટલેક સ્થળે સારી રીતે કામ કરી રહ્યાં છે છતાં ઘણેખરે ઠેકાણે જોઇએ તો ફંડના અભાવે સારાં પુસ્તકો ખરીદી શકાતાં નથી. પુસ્તકાલયનું અંદાજપત્ર કંગાલ હોય છે. તે અંદાજમાંથી ગ્રંથપાલનો પગાર અદા કરવાનો હોય છે અને બાકી જે જૂજ રકમ વધે તેમાંથી પુસ્તકો ખરીદ કરવાં પડે છે. એટલે આપણે ફંડના અભાવે તેમ જ સાચા દિલના સેવાભાવી કાર્યકરોના અભાવે પુસ્તકાલયનો લાભ તથા પ્રચાર જોઇતા પ્રમાણમાં આપી શકતા નથી. હવે દરેક ગામે પોતપોતાનું ફંડ ઊભું કરી પોતાના પુસ્તકાલયને સારા પાયા ઉપર મૂકવું પડશે. તેમાં જ ગામનું અને ગામના બાળકો તથા યુવાનોનું હિત છે. તેથી જેટલી રકમ ખર્ચીશું તેનો બદલો હજારગણો જરૂર મળી રહેશે. સેવાભાવી કાર્યકરો ઉપર આધાર રાખવાનો જમાનો હવે માનશો નહિ. આ યુદ્ધકાળમાં ઘણાખરા વેપારીઓ તથા ખેડૂતો સારી રીતે કમાયા છે. ટુંકા પગારના શિક્ષકભાઇઓ કે પ્રચારકો પાસેથી આપણે વધુપડતી આશા રાખીએ છીએ, પરંતુ તેમને શી શી અડચણો છે, તેમની આર્થિક સ્થિતિ કેવી છે, તેમને ખરેખર પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ છે કે કેમ, તે સંબંધી ઘણો જ થોડો વિચાર થાય છે. આવી સ્થિતિમાં આપણે પ્રગતિની કેટલી આશા રાખી શકીએ ?

> ### શિક્ષકની લાયકાત
>
> શિક્ષક પોતે જો શીખવાને હંમેશાં તૈયાર ન હોય તો એ કદી વિદ્યાર્થીઓને સાચું શિક્ષણ આપી શકે નહિ. એક દીવો પોતે જો જલતો ન રહે તો બીજા દીવાને પ્રગટાવી ન શકે. જે શિક્ષક પોતાના વિષયને છેડે આવી ઊભો હોય, જે પોતાના જ્ઞાન સાથે જીવંત સંપર્ક વ્યવહાર રાખતો નથી પણ કેવળ વિદ્યાર્થીઓના મગજ પર બોજો જ લાદ્યા કરશે એ એમના મગજને સ્પંદિત નહિ કરી શકે, જીવંત નહિ બનાવી શકે. સત્ય દ્વારા કેવળ જ્ઞાન નહિ પણ પ્રેરણા પણ મળવી જોઇએ. પ્રેરણા મરી જાય ને કેવળ માહિતીના ઢગલા જ ખડકાયા કરે, તો સત્યની અનંતતા ગુમાઇ જાય છે. આપણી શાળાઓમાંનું ઘણુંખરું ભણતર નકામું બને છે, કારણ કે આપણા ઘણાખરા શિક્ષકોને માટે એમના જ્ઞાનના વિષયો જાણે કોઇ એકવારની જીવંત વસ્તુઓના મરેલા નમુના જેવા બની રહે છે, જેમની સાથે એમની વિદ્વત્તાભરી ઓળખાણ હોય છે પણ જેમની સાથે જીવન અને પ્રેમનો સંબંધ હોતો નથી.
>
> —કવિવર ટાગોર.

હવે વિશ્વયુદ્ધના ઓળા ધીમે ધીમે વિલીન થતા જાય છે. યુદ્ધોત્તર યોજનાઓ ઘડવા માટે વિશ્વના દરેક દેશો પૂર્ણ ધગશથી તન્મય થઇ રહ્યા છે. યુદ્ધ બાદ આપણે હવાઇ કિલ્લાઓમાં આકાશમાં વિચરીશું, ઊડતી મોટરોમાં મુસાફરીની સહેલ માણીશું, અને કાશીની યાત્રાએ કરી આવવામાં જેટલો વખત જાય છે તેટલા વખતમાં આપણે દુનિયાની મુસાફરી કરી શકીશું–આવા આવતા જમાનામાં આપણે જીવન જીવવાનું થશે. હવે ગાડાને બદલે વિમાન બેસવા મળશે તે માટે આપણે તૈયાર થવું જોઇએ–બીજા દેશોએ જે કર્યું છે, જેવી રીતે કરી બતાવ્યું છે તે જ્ઞાન આપણને પુસ્તકાલય ઘેરબેઠાં આપે છે. ઉત્તમ પુસ્તકો

પશુને મનુષ્ય અને મનુષ્યને દેવ બનાવે છે. આવી પુનિત પ્રવૃત્તિ માટે આપણે તન, મન અને ધન અર્પીએ તો પણ ઓછું છે."

અધિવેશનના વરાયેલા પ્રમુખશ્રીની અનિવાર્ય કારણસરની ગેરહાજરીને કારણે તેઓશ્રીનું સ્થાન, દહેગામ મુનસફ કોર્ટના વકીલ અને દહેગામના આગેવાન નાગરિક તેમ જ ત્યાંના પુસ્તકાલયના પ્રમુખ શ્રી. વકીલ મણિલાલ ચતુરભાઇ અમીન માટેની દરખાસ્ત રજૂ કરાતાં અને તેને દહેગામ મહાલ શાળાધિકારી શ્રી. ચિમનલાલ ગાંધીએ અનુમોદન આપતાં તેઓશ્રીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

પ્રમુખશ્રીએ તેઓશ્રીના વ્યાખ્યાનમાં જણાવ્યું કે, આ અધિવેશનના પ્રમુખપદ માટે શ્રી. માલજી સા. ની વરણી થઇ હતી તેઓ નહિ આવી શકવાને કારણે આ સ્થાને આપે મારી પસંદગી કરી છે તે માટે આપનો આભારી છું. આગળ ચાલતાં તેઓશ્રીએ જણાવ્યું કે, પુસ્તકાલય-પ્રવૃત્તિ એ તો કેળવણીનો એક ભાગ છે. આપણા રાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિનો પ્રચાર કરનાર સ્વ. શ્રી. મોતીભાઇ અમીન પુસ્તકાલયપ્રવૃત્તિના પિતા હતા એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તેઓશ્રીએ સ્થળે સ્થળે પુસ્તકાલયો સ્થાપવામાં પ્રત્યક્ષ સહકાર આપ્યો હતો. તે જ પ્રમાણે આપણે સહકાર કરી ગામડે ગામડે પુસ્તકાલયનો બોધ પાઠવવો જોઇએ. એમણે ચરોતરમાં, ગોખલેની ડેક્કન એન્યુકેશન સોસાઇટિ જેવી ચરોતર એજ્યુકેશન સોસાઇટિ સ્થાપી હતી. તે ઉપરાંત, સ્થિતિ વગરના છતાં ઉચ્ચ અભ્યાસના મહદ્ અભિલાષ ધરાવતા વિદ્યાર્થીઓને લોન આપવાની સગવડ કરી પરદેશ અભ્યાસ કરવા જવામાં પણ મદદ કરી હતી. એમણે સ્થાપેલી એ સંસ્થાઓ દ્વારા સીવીલીઅનો, એમ. ડી. ડૉકટરો, અને અન્ય ઉચ્ચ પદવીધરો પાકયા છે.

## પ્રગતિનું ખાતુ

પુસ્તકાલયપ્રવૃત્તિ એ પ્રગતિનાં ખાતાંઓમાંનું એક છે. એની સાથે વડોદરાનું પુસ્તકાલય સહાયક સહકારી મંડળ સહકારપૂર્વક સારું કામ બજાવે છે. એનાથી પુસ્તકાલય-પ્રવૃત્તિને અનેક ફાયદા થયા છે. કેટલાકો હજી પણ આ સંસ્થાથી અજાણ હશે. એ મંડળ મારફતે વર્તમાનપત્રોનાં લવાજમો ભરવાથી તેમ જ તેના દ્વારા પુસ્તકો મંગાવવાથી આપણને સારો જેવો ફાયદો થાય છે.

અહીં વકતાએ દહેગામ કસ્બા પુસ્તકાલયનો દાખલો ટાંકી જણાવ્યું કે, અમારા પુસ્તકાલયના પ્રથપાલે મંડળ મારફતે અમુક નહિ મંગાવવાથી પુસ્તકાલયને થોડુંક ખર્ચ વધારે આવ્યું અને તેથી મારે તેને ઠપકો દેવો પડેલો કારણ કે મંડળના સહકારનો લાભ તેણે લીધો નહિ. એટલે આ મંડળના લાભો લેવાય તો આપણા કામમાં આપણને સરળતા અને ફાયદો પણ થાય.

દરેક શાળાવાળા ગામે પુસ્તકાલય જરૂર હોવું જોઇએ. શિક્ષકો શાળામાં બાળકોને ભણાવવા ઉપરાંત બીજાં પણ કામો કરવાનાં હોય છે. એટલે એ કેટલેક પહોંચી વળી શકે ? એટલે ગામની જનતા જો એને સાથ આપે તો તેનું કામ દીપી ઊઠે.

આમ પુસ્તકાલયોને પોષવા માટે સરકારે કસ્બા પુસ્તકાલયોની મદદ ઓછી કરી છે. તેનો લાભ ગ્રામ પુસ્તકાલયોએ ઉઠાવવો જોઇએ. વળી આ પ્રવૃત્તિને સ્થાનિક સંસ્થાઓ,

તરફથી પણ મદદ અપાય એમ ઠરેલું છે. એ; સ્થા. સંસ્થાઓમાં જાહેર પ્રવૃત્તિને મદદ કરવાનાં બે ધોરણો છેઃ ફરજિયાત મદદ અને મરજિયાત મદદ આપણી આ પ્રવૃત્તિને મરજિયાત મદદ આપવા ઠરાવાયેલું છે તે ફરજિયાત થાય એ ઇષ્ટ છે.

એટલે લોકમદદ તેમ જ સરકાર પંચાયતમદદ મેળવી શિક્ષક ભાઇઓ તેમનાં બજેટ બનાવશે, તેઓ એમાં સારું કામ કરી તેને દીપાવશે.

## પુસ્તકોની પસંદગી

નિરક્ષરતાનિવારણનું કામ એ પુસ્તકાલયનું જ એક કામ છે, એટલે જે નિરક્ષરો વાંચતાં લખતાં શીખ્યા હોય તેમને વાંચવાં સુગમ પડે તેવાં પુસ્તકો પુસ્તકાલયમાં વસાવવાં જોઇએ. પુસ્તકોની પસંદગી બાબત પણ કાળજીની જરૂર છે. ગ્રામ પુસ્તકાલયમાં જ્યાં અંગ્રેજી વાચકો જવલ્લે હોય ત્યાં મોટાં મોટાં અંગ્રેજી પુસ્તકોને સ્થાન ન હોઇ શકે. ત્યાં તો ગ્રામજીવનના પ્રશ્નોવાળાં, ગ્રામોન્નતિને લગતાં તેમ જ ગ્રામવિકાસ વગેરેને લગતાં પુસ્તકો હોવાં ઘટે.

આવાં ગ્રામ પુસ્તકાલયના ગામમાં રહેતા બધાએ સભ્ય થવું જોઇએ. એથી તે સભાસદને વખતોવખત પુસ્તકો ઘેર વાંચવા લઇ જવાનો લાભ પણ મળે છે.

અંતમાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે, આવાં અધિવેશનો ગામડે ગામડે ભરવાં જોઇએ. એથી પુસ્તકાલયના પ્રચારકાર્યને સારો વેગ મળે છે.

બાદ, દહેગામ કસ્બા પુસ્તકાલયને બૃહદ્ પુસ્તકાલય બનાવવાને લગતી વાત રજૂ કરી તેઓશ્રીએ તેમનું વક્તવ્ય સમાપ્ત કર્યું હતું.

ત્યારબાદ મહાલ પુ. મંડળના મંત્રીનું નિવેદન રજૂ થઇ સોનારડા ગ્રા. પુસ્તકાલયનું નિવેદન પણ રજૂ કરવામાં આવ્યું હતું. નિવેદનો થઇ રહેતાં શ્રી. પૂંજાલાલ કે. શાહ, શ્રી. પૂંજાલાલ પ્રે. શાહ, તેમ જ શ્રી. રાવજીભાઇ અને શ્રી. કેશવલાલ ચતુરભાઇ તથા નટવરલાલ શાહે પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં.

બાદ, ઠરાવોનું કામ હાથ ધરવામાં આવતાં નીચે પ્રમાણેનો ઠરાવો રજૂ થઇ પસાર થયા હતા.

## પસાર થયેલા ઠરાવો

ઠરાવ ૧ લો—સાર્વજનિક પુસ્તકાલયોને પોષવા બદલ શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજ સાહેબનો આ પરિષદ આભાર માને છે. અને તેઓશ્રીને દીર્ઘાયુ ઇચ્છે છે.

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ ૨ જો—રાજ્યનાં પુસ્તકાલયો તરફથી પુસ્તકાલય ખાતામાં મોકલતાં બજેટમાં માગણી પ્રમાણેની સરકાર-પંચાયત મદદ મંજુર ન થતાં કાપકુપ કરી મંજુર કરવામાં આવે છે. તે પ્રત્યે આ પરિષદ પોતાની નાપસંદગી દર્શાવે છે અને માગણી પ્રમાણે બજેટ મંજુર કરવા અને તે માટે શ્રીમંત સરકાર પાસેથી ગ્રાન્ટની વધુ રકમ મેળવવાની તજવીજ કરવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને વિનંતિ કરે છે.

દ. મૂ. અંબાલાલ લાભાઇ બારોટ-દહેગામ. અનુ. શિવાજી કુબાજી ઠાકોર-નિકોલી

ઠરાવ ૩ જો—નિરક્ષર પ્રજાજનોને અક્ષરજ્ઞાન આપવા માટે જ્યાં રાત્ર [illegible]

ત્યાં પ્રૌઢશિક્ષણ વર્ગો ખોલવા મહાલના જે તે શિક્ષક ભાઇઓને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**દ. મૂ. રવિશંકર મ. ઠાકર–સોનારડા. અનુ૦ ચીમનલાલ નહાનાલાલ શાહ–દહેગામ.**

**ઠરાવ ૪ થો**—બોધક તેમ જ હિતકર વાચનના પ્રચાર માટે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ગ્રામ વાચક મંડળની યોજનાને આ પરિષદ આવકારે છે અને આપણા મહાલના સોનારડા ગામે એ યોજના અમલમાં મૂકી સોનારડાની ગ્રામ જનતાને જે લાભ આપ્યો છે તેવો જ લાભ મહાલના દરેક ગામને મળે તે માટે જે તે ગામે ગ્રામ વાચક-મંડળ સ્થાપવા મહાલનાં તમામ પુસ્તકાલયના મંત્રીઓને આ પરિષદ ખાસ ભલામણ કરે છે.

**દ. મૂ. પ્રતાપભાઇ રસૂલભાઇ મીર–મહુદરા. અનુ. ભાઇશંકર છ. જોશી–પીપળજ**
**વિ. અ. રવિશંકર મ. ઠાકર–સોનારડા.**

**ઠરાવ ૫ મો**—ગ્રામ જનતામાં પુસ્તકાલયપ્રવૃત્તિનું મહત્ત્વ સમજાવવા તથા તેના પ્રત્યે લોકોનો રસ કેળવવા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી વસંત પંચમીના દિને પુસ્તકાલયપર્વણી દિન ઉજવવાની જે યોજના રખાઇ છે, તે યોજના મુજબ, આ પરિષદ મહાલનાં તમામ પુસ્તકાલયોને, પર્વણીદિન ઉજવવાની ખાસ ભલામણ કરે છે. **—પ્રમુખસ્થાનેથી.**

**ઠરાવ ૬ ઠ્ઠો**—દહેગામ મહાલનાં જે ગ્રામ પુસ્તકાલયોને ગ્રામ પંચાયત મદદ મળતી ન હોય તેને ગ્રામ પંચાયત મદદ મળે તેવી તજવીજ કરવા આ પરિષદ મહાલના મે. વહીવટદાર સાહેબને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

**દ. મૂ. મનસુખલાલ શંકરલાલ ભટ્ટ–મગોડી. અનુ૦ પ્રતાપભાઇ ર. મીર–મહુદરા.**

**ઠરાવ ૭ મો**—ગુ. વ. સો. માં જે પુસ્તકાલયો નંધાયાં છે તે પુસ્તકાલયોને સોસાયટી તરફથી જે પુસ્તકો મળે છે તે ઉચ્ચ કક્ષાનાં હોઇ ગ્રામ જનતા તેનો નહિ જ જેવો લાભ લે છે, જેથી આ પરિષદ સોસાયટીના કારોબારી મંડળને, લોકભોગ્ય પુસ્તકોના પ્રકાશનને સ્થાન આપવાની નીતિ સ્વીકારવા વિનંતી કરે છે.

**દ. મૂ. ઇશ્વરલાલ મયારામ વ્યાસ–છાલા. અનુ૦ મણિલાલ વાડીલાલ શાહ**
**એડવોકેટ–દહેગામ.**

**ઠરાવ ૮ મો**—રા. પુ. મંડળની યોજના અનુસાર દહેગામ મહાલ પુ. મંડળ, વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની જે પરીક્ષા લે છે, તેનો વિદ્યાર્થીઓ પાસે બહોળા લાભ લેવરાવવા આ પરિષદ મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને તથા તે તે શિક્ષક ભાઇઓને ખાસ વિનંતિ કરે છે. **—પ્રમુખસ્થાનેથી.**

**ઠરાવ ૯ મો**—આ પરિષદ સર્વાનુમતે ઠરાવે છે કે દહેગામ મહાલ માટે દહેગામ કસ્બામાં એક દહેગામ મહાલ બૃહદ્ પુસ્તકાલયની સ્થાપના કરવી અને હાલના દહેગામ સાર્વજનિક પુસ્તકાલયને આ દરજ્જો આપવો. જે પ્રવૃત્તિ માટે દહેગામ સાર્વજનિક પુસ્તકાલયનું મકાન વિશાળ બનાવી શકાય તેટલા દરજ્જે સદર પુસ્તકાલયને આધુનિક આદર્શ પુસ્તકાલયના રૂપમાં ફેરવી નાખવું અને આના માટે શરતો તથા નિયમો તૈયાર કરી પ્રચાર કરવા તથા ફંડ એકઠું કરવા નીચે પ્રમાણે આઠ સદ્ગૃહસ્થોની સમિતિ નીમવામાં આવે છે–

**૧ મણિભાઇ ચતુરભાઇ વકીલ–દહેગામ. ૫ ભાઇશંકર છગનલાલ જોશી–પીપળજ**
**૨ અંબાલાલ કેશવલાલ વકીલ–દહેગામ. ૬ નાથાભાઇ લલ્લુભાઇ પટેલ–બહુદલ્ડ.**
**૩ ગોરધનભાઇ મરઘાભાઇ અમીન–દહેગામ. ૭ કાલીદાસ જેઠાભાઇ પટેલ–માંતીજ**
**૪ ચિમનભાઇ નહાલચંદ શાહ–દહેગામ. ૮ મણિલાલ વાડીલાલ શાહ–દહેગામ.**

**દ મૂ અંબાલાલ ઘાભાઇ બારોટ, અ. આ. અંબાલાલ કેવવલાલ શાહ–દહેગામ.**
મંત્રી મહાલ–દહેગામ. **નાથાભાઇ લલ્લુભાઇ પટેલ–બહુદલ્ડ.**
**મણિલાલ વાડીલાલ શાહ–દહેગામ.**

[ સાંધણ સામેના પૃષ્ઠને છેડે ]




૧. **પંડિત માલવીયજી સાથે ત્રીસ દિવસ**—લેખકઃ પં. રામનરેશ ત્રિપાઠી. અનુવાદકઃ શ્રી. નટવરલાલ દવે, પ્રકાશકઃ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, નવગુજરાત કાર્યાલય, રાવપુરા, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૬૦+૧૪, કાચું પૂઠું, કિંમત રૂપિયા ત્રણ.

ભારતભૂષણ પંડિત માલવીયજી સાથે નિકટના સંસર્ગ અને સાથમાં રહી પં. રામનરેશ ત્રિપાઠીએ '**तीस दिन मालवीयजीके साथ**'–પંડિત મદનમોહન માલવીયજીનું જીવનચરિત્ર હિંદીમાં લખ્યું છે તેનો ગુજરાતી અનુવાદ આણંદના જાણીતા કોંગ્રેસ કાર્યકર શ્રી. નટવરલાલ દવેએ કર્યો છે. પંડિત માલવીયજીનું આ જીવનચરિત્ર ક્રમબદ્ધ નથી, પરંતુ લેખકે એમની સાથે રહી વાર્તાલાપ અને અન્ય માહિતી દ્વારા તૈયાર કરેલું આ જીવનચરિત્ર એક વિશિષ્ટ પ્રકારનું જીવનચરિત્ર છે. નિકટ 'સંસર્ગ'ના કારણે લેખક પંડિત મદનમોહન માલવીયજીના સદ્‌ગુણો, સ્વભાવ, ચરિત્રનું સુંદર અને સ્વાભાવિક દર્શન કરાવી શકયા છે. લેખકે પંડિત માલવીયજીના જીવનવિકાસ, અને હિંદુ ધર્મ અને દેશોદ્ધાર માટે ભારતભૂષણે કરેલા સતત પ્રયાસોનું વર્ણન આપ્યું છે. તેમાં માલવીયજીના વ્યક્તિત્વ અને નીડરપણે કાર્યની સફળતા માટેની ચિંતા સ્પષ્ટપણે જણાઇ આવે છે. બનારસ હિંદુ યુનિવર્સિટી એ પંડિત મદનમોહન માલવીયજીનું 'પ્રિયસંતાન' છે. હિંદુધર્મનો ઉદ્ધાર, અસ્પૃશ્યતા નિવારણ, સામાજિક સુધારા અને રાજકીય ક્ષેત્રમાં તેમણે એકાગ્રચિત્તે કરેલી સેવાઓ અને પ્રયત્નો પ્રેરણાદાયક છે.

આ જીવનચરિત્ર પંડિત માલવીયજીના સર્વોત્તમ જીવન ઉપર વેધક પ્રકાશ પાડતું હોઇને સાથે સાથે તેમના સમયથી ચાલતી આવેલી હિંદની સામાજિક, આર્થિક અને રાજકીય પરિસ્થિતિનો પણ ખ્યાલ આપી જાય છે. મહાન પુરુષોનાં જીવન પ્રેરણાદાયી હોય

---


[ સામેના પૃષ્ઠનું ચાલુ ]


**ઠરાવ ૧૦ મો**—ગ્રામ પુસ્તકાલયોને બજેટ પ્રમાણે પુસ્તકો અને વર્તમાનપત્રો પોતાની પસંદગી પ્રમાણે મંગાવવાનો હક છે અને તે પ્રમાણે મંગાવવામાં આવે છે. છતાં ખાતા તરફથી પોતાની મરજી પ્રમાણે ફેરફાર કરવામાં આવે છે. અને તેથી કેટલાક નકામાં નકામાં પુસ્તકો અને પેપરો આવતાં હોવાથી ગામ મદદ આપનાર મદદ આપતા અટકી જાય છે, જેથી તે પ્રમાણે ન થતાં ગ્રામ્ય પુસ્તકાલયની માગણી પ્રમાણે પુસ્તકો અને વર્તમાનપત્રો મળે તે પ્રમાણે પ્રબંધ કરવા આ સભા ઠરાવે છે.

દ. ગુ. ચિમનલાલ ન. શાહ. અ. આ. અંબાલાલ ધાભાઈ-બારોટ.

છેવટે પ્રમુખશ્રીનું ઉપસંહારનું વક્તવ્ય થઇ રહેતાં આભારદર્શન થઇ અધિવેશનનું કાર્ય સમાપ્ત થયું હતું.

છે; પંડિત માલવીયજીનું જીવન દેશોદ્ધાર અને સમાજસેવામાં રસ લેતી ઉગતી પ્રજાને માર્ગદર્શક છે. પંડિત માલવીયજીના જીવનચરિત્રની રજુઆતો એટલી સુંદર રીતે થઇ છે કે તે વાંચતાં કંટાળો ન આવતાં રસપૂર્વક આગળ ને આગળ વાંચવાનું મન થાય છે, અને આવી સરળ રીતે આ મહાન વ્યક્તિનું જીવનચરિત્ર રજુ કરવા માટે લેખક અભિનંદનપાત્ર છે

સામાન્ય રીતે વર્તમાનપત્રો ભેટપુસ્તકોમાં નાટકો, નવલિકાઓ કે નવલકથાઓ તેના ગ્રાહકોને ભેટ આપે છે. "નવગુજરાત"—વડોદરાના આ જાણીતા રાષ્ટ્રીય સાપ્તાહિક પત્રે ચાલ્યો આવતો ચીલો બદલી પ્રજામાં સમાજ અને દેશસેવાની તમન્ના જાગે અને પ્રજા રાષ્ટ્રીય કાર્યોમાં રસ લેતી થાય એ હેતુથી આવાં રાષ્ટ્રીય પુસ્તકો તેના ગ્રાહકોને ભેટ આપવાની શરૂઆત કરી છે, એ પ્રયાસને અમે આવકારીએ છીએ. વાર્ષિક ત્રણ રૂપિયાના નજીવા લવાજમમાં ૫ સારા કાગળો ઉપર લગભગ ૨૮૦ પાનાનું સચિત્ર પુસ્તક તેના ગ્રાહકોને ભેટ આપવાના આ સાહસિક પ્રયત્ન માટે અમે "નવગુજરાત"ના સંચાલકોને અભિનંદન આપીએ છીએ. આ રીતે તો ગ્રાહકોને "નવગુજરાત" વિના મૂલ્યે જ મળ્યું કહેવાય તેમાં સંકોચ નથી. અમે સર્વ પુસ્તકાલયોને ભારતભૂષણ પંડિત માલવીયજીનું આ જીવનચરિત્ર વસાવવા ખાસ આગ્રહ કરીએ છીએ. "અજ્ઞાત"

**૨. વિદ્યાર્થીવાચનમાળા**—(શ્રેણી બીજી ૧–૨૦ પુસ્તકો) (૧) આદિકવિ વાલ્મીકિ, (૨) મહામુનિ અગસ્ત્ય, (૩) શકુન્તલા, (૪) દાનેશ્વરી કર્ણ, (૫) મહારથી અર્જુન, (૬) વીર અભિમન્યુ, (૭) સત્યવાદી હરિશ્ચંદ્ર, (૮) ભક્ત પ્રહ્લાદ, (૯) પિતૃભક્ત શ્રવણ, (૧૦) ચેલૈયો, (૧૧) મહાત્મા તુલસીદાસજી, (૧૨) રાજયોગી ગોપીચંદ, (૧૩) સતી પદ્મિની, (૧૪) સ્વામી રામકૃષ્ણ પરમહંસ, (૧૫) સ્વામી વિવેકાનંદ, (૧૬) સ્વામી રામતીર્થ, (૧૭) શ્રીમદ્ રાજચંદ્ર, (૧૮) પં. મદનમોહન માલવીયાજી, (૧૯) સરદાર વલ્લભભાઇ, (૨૦) શ્રીમતી સરોજિની નાયડુ. નં. ૧, ૨, ૪, ૫, ૬, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮, ના લેખકઃ શ્રી. ધીરજલાલ ટોકરશી શાહ; ૩ તથા ૮ નાં લેખિકાઃ શ્રીમતી બાલા મજમુદાર, ૭ તથા ૧૩ ના લેખકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, નં. ૧૨ ના લેખકઃ શ્રી. ચુનીલાલ વ. શાહ, તેમ જ ૧૯ તથા ૨૦ ના લેખકઃ શ્રી. રમણલાલ પી. સોની. પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો અમદાવાદ. આખી શ્રેણીનું મૂલ્ય રૂ. ૪–૪–૦.

શ્રી. ધીરજલાલ ટોકરશી શાહ તરફથી અગાઉ શરૂ થયેલી વિદ્યાર્થી વાચનમાળાની આ શ્રેણીઓ હવે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થાય છે.

આ શ્રેણીઓમાં કિશોરયોગ્ય જીવનચરિત્રો આપવામાં આવેલાં છે. આ બીજી શ્રેણીમાં ઉપર જણાવેલ હિંદની મહાન વ્યક્તિઓનાં ચરિત્રો આપેલ હોઇને તે કિશોરોમાં બહોળા પ્રમાણમાં પ્રચાર કરવા યોગ્ય છે. જીવન ચરિત્રોનો મહિમા હવે ગાવો પડે તેમ નથી. મોટા માણસોનાં જીવનચરિત્રો વાંચી તેમના ગુણાવગુણો જાણી પોતે અવશ્ય કરવા યોગ્ય જીવનની વિવિધ ખાસિયતો ગ્રહણ કરવાની કે ત્યાજ્ય બાબતો તજવાની તેમાંથી વાચકને પ્રેરણા મળે છે. તદનુસાર, આ બાલ-કિશોરયોગ્ય શૈલીએ લખાયેલાં જીવનચરિત્રો એ બાળકો કિશોરોને વંચાવી તેમના જીવનઘડતરનું કાર્ય ઠીક પ્રમાણ કરે એ ઇચ્છનીય છે. આશા રાખીએ

દરેક માબાપ જીવનચરિત્રોની આરસી સમાં આ પુસ્તકો પોતાના ઘરમાં વસાવી પોતાનાં સંતાનોને સુસંસ્કાર આપવા પ્રયત્ન કરે. પુસ્તકાલયો તો પોતાને ત્યાં હજુ એ વસાવાય ન હોય તો સત્વર વસાવી લે અને જીર્ણ થઇ ગયાં હોય તો નવેસર મંગાવી લે. ચાર રૂપિયામાં આ વીસ પુસ્તકો સસ્તાં જ લેખાય.

કોઇ કોઇ સ્થળે છાપભૂલો રહી જવા પામી છે તે સુધારીને એ વાચકોના હાથમાં મુકાય એ ઇષ્ટ છે.

૩: લંબોદર શર્મા—લેખકઃ શ્રી. હરિપ્રસાદ વ્યાસ, પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૩૮, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨-૪-૦.

ગાંડીવ સાહિત્ય મંદિરના સંચાલક અને જાણીતા હાસ્યલેખક શ્રી. હરિપ્રસાદ વ્યાસના સહકારથી આપણા બાલસાહિત્યને હાસ્યરસનો જેટલો લાભ મળ્યો છે તેટલો અન્ય કોઇ તરફથી ભાગ્યે જ મળ્યો હશે. આ અગાઉ પ્રસિદ્ધ થઇ ગયેલા બકોર પટેલના ભાગો અને ગાંડીવ બાળકોમાં ખૂબ વંચાય છે અને એમને આનંદવિનોદમાં તરબોળ બનાવી દે છે. એવા જ બાલભોગ્ય ભલે ઓછો છતાં લેખકે આ પુસ્તકમાં સર્વભોગ્ય હાસ્યરસ આપ્યો છે. વિનોદની પ્રફુલ્લતા પામવા માટે આ પુસ્તક હરકોઇ વસાવી લે. પુસ્તકાલયોમાં પણ આવાં નિર્દોષ હાસ્યનાં પુસ્તકો હોવાં ઘટે. ઇચ્છીએ લંબોદર શર્મા સુકલકડી માણસોને તાજામજા બનાવી તેમના વાચકોને પણ તેમના જેવા ગણેશસ્વરૂપ બનાવે.

૪. વેદાન્ત અને યોગ—લેખકઃ સ્વામીશ્રી. માધવતીર્થ, પ્રકાશકઃ સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૪૬+૩૨, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૫-૦-૦.

" સંદેશ " પ્રકાશન મંદિર તરફથી હમણાં હમણાં ઠીક પ્રમાણમાં વિવિધ સાહિત્ય પ્રસિદ્ધ કરવામાં આવે છે. એની સંદેશ ગ્રંથમાળા અને આર્થિક ગ્રંથમાળા દિન પર દિન ઠીક લોકાદર પામતી જતી હોઇને હવે એ પ્રકાશનસંસ્થા તરફથી વેદાંત ગ્રંથમાળા પણ શરૂ કરવામાં આવી છે. તેનું આ પ્રથમ પુસ્તક છે.

સ્વામી માધવતીર્થે આ દિશામાં ' હું કોણ ', ' તું કોણ ', ' તે કોણ ' વગેરે આધ્યાત્મિક ગ્રંથો આપણને આપ્યાં છે. તે પછી વેદાંતને લગતું—જ્ઞાન અને યોગનો સમન્વય-તુલના કરતું આ પુસ્તક એમણે આપણને આપ્યું છે.

એમાં લેખકે અરવિંદ ઘોષના પૂર્ણયોગ અને શ્રીમત્ શંકરાચાર્યના જ્ઞાનયોગની બૌદ્ધિક તુલના, સંવાદાત્મક શૈલીએ આપી છે. અધ્યાત્મ જિજ્ઞાસુઓને એમાં અવશ્ય રસ પડશે અને તુલનાત્મક દૃષ્ટિ પ્રાપ્ત થશે. પુસ્તકાલયો, પોતાને ત્યાં આવતા અધ્યાત્મ-જિજ્ઞાસુઓના વાચનાર્થે સુખે વસાવે.

૫. વ્યાપારી સર્વજ્ઞાનસંગ્રહ—( બિઝનેસ એન્સાઇક્લોપીડિયા )—લેખકઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ; પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન આઠ પેજી કદનાં પૃષ્ઠ ૭૭૨ + ૮, કવર આચ્છાદન સહિત પાકું છીંટનું પૂઠું, મૂલ્ય રૂ. ૧૦-૪-૦; ૧૯૪૫.

શ્રી. ડુંગરસી સંપટ પોતે જ આપણા ગુજરાતમાં એક સર્વજ્ઞાનસંગ્રહ સરખા જ છે, એમની પાસે દરેક વિષયને લગતું એટલું તલસ્પર્શી જ્ઞાન છે કે તેમના એ જ્ઞાનનો

જેટલો પણ લાભ ગુજરાત લે તેટલો ઓછો છે. દરેક વિષયમાં એમણે આપણને કંઈ ને કંઈ સામયિકો દ્વારા તેમ જ પુસ્તકરૂપે સારું જ્ઞાન આપ્યું છે.

એવા એમના વૈવિધ્યભર્યા જ્ઞાનના સંદર્ભરૂપ આ પુસ્તક છે. એમાં લેખકે વ્યાપારવિષયને લગતી મોટામાં મોટી અને ઝીણામાં ઝીણી વિગતો સભર ભરી દીધી છે. વ્યાપારને લગતી કંઇ પણ માહિતી એમાંથી સહેજે મળી શકે તેમ છે. એટલે, શ્રી. મનુ સૂબેદાર આ પુસ્તકના આમુખમાં જણાવે છે તેમ, " પોતાનું જ્ઞાન વિશાળ કરવા માગતા, દૃષ્ટિબિન્દુ વિસ્તૃત બનાવવા ઇચ્છતા અને અણીશુદ્ધ વિચારશક્તિ ખીલવવા ઝંખતા વેપારીઓ, ધંધાદારીઓ અને બીજાઓ માટે આ પુસ્તકનો સતત ઉપયોગ આવશ્યક છે. " સંગીન જ્ઞાનની ભૂમિકા ધરાવતું આ પુસ્તક દરેક કસ્બા પુસ્તકાલયમાં આકરગ્રંથ તરીકે અવશ્ય હોવું ઘટે. અને વ્યાપારી–ધંધાદારીને માટે તો એ એક ચાવીઓના ઝૂડાની ગરજ સારે તેમ છે. એટલે દરેક વેપારી પાસે તો આ અમૂલ ગ્રંથ હોવો જરૂરી જ છે.

કસ્બા પુસ્તકાલયો અવશ્ય વસાવી છે.

૬. **શ્રી સાઇબાબા**—લેખકઃ શ્રી. વામનરાવ પ્રા. પટેલ; પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૪૪૦+૧૦, બોર્ડ પટીનું પાકું પૂઠું, રૂા. ત્રણ.

અહમદનગર જિલ્લાના શિરડી ગામે થઇ ગયેલા આ સંત અને એમના ભક્તમંડળમાં ઇશ્વરતુલ્ય લેખાતા મહાત્મા શ્રી સાઇબાબાનું જીવનચરિત્ર આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. લેખકના મતાનુસાર, આ મહાત્મા સ્વયંભૂ હતા અને તેથી તેમનાં જન્મ, કુળ વગેરે અજ્ઞાત કહે છે. એ ગમે તે હો, પરંતુ એ સંતના સમાગમ દ્વારા લેખકે પોતાને મળેલો જ્ઞાનલાભ આ પુસ્તકમાં, એ મહાત્માના ચરિત્ર સાથે સંકલિત કરેલો છે. એટલે અધ્યાત્મવિદ્યાવાંચ્છુઓને એમાંથી કંઇક પણ તેમની જિજ્ઞાસાતૃપ્તિ પૂરતું મળી રહેશે. આ સંત મહાત્માનું અદ્ભુત ઘટનાઓ દાખવતું ચરિત્ર વસાવી લઇ એ મહાત્માના જીવનપરિચય અને સત્સંગનો લાભ સુખે મેળવી શકાય.

૭. *જગતમાં જાણવા જેવું*—લેખકઃ શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર બી. એ. પ્રકાશકઃ કદ ઉપર પ્રમાણે. સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૧૦–૦

શ્રી. ડુંગરસી સંપટની જેમ શ્રી. કામદાર પણ આપણા સાહિત્યના એક અચ્છા અભ્યાસી લેખક છે. એમના વિશાળ વાચનનો નિતાર ગુજરાતી સાહિત્યના વાચકોને દર મહિને એક યા બીજા સામયિકમાંથી અવશ્ય મળે છે. એ જેવા તલસ્પર્શી વાચક છે તેવા જ અન્ય વાચકોને એમના વાચનનો લાભ આપનાર પણ છે.

" પુસ્તકાલય " માસિકના વાચકોને એમના એ બહુવાચનનો લાભ દર માસે નિયમિત મળતો જ રહે છે. એ જ પ્રમાણે એમણે, આ પુસ્તકમાં પણ જગતમાંની અનેક જાણવા જેવી બાબતોમાંની કેટલીક અગત્યની ગણી શકાય તેવી આ પુસ્તકમાં લોકભાષામાં રજૂ કરી છે. મોટી મોટી વૈજ્ઞાનિક હકીકતો જે આપણો આમવર્ગ પુસ્તકોમાં વાંચીને સમજી શકતો નથી તેવી કેટલીક બાબતો એમણે આ પુસ્તકમાં સૌ કોઇ સમજી શકે તેવી શૈલીએ રજૂ

કરી છે. જગતમાં આજે નિત્ય નવું જાણવા જેવું બન્યે જાય છે તેવે તબક્કે આવું આવું લેખક આપણને આપતા રહે એમ ઇચ્છીએ.

૮. **શ્રી મોક્ષમાળા**—લેખકઃ શ્રીમદ્ રાજચંદ્ર, પ્રકાશક કદ ઉપર પ્રમાણેઃ પૃષ્ઠ ૧૭૦+૨૦, સાદું પૂઠું, મૂલ્ય ૧–૪–૦.

શ્રીમદ્ રાજચંદ્ર જૈન સાહિત્યના એક પ્રખર તત્ત્વચિંતક, વિચારક અને શિક્ષક હતા. તેમના વિચારોની છાપ ગાંધીજી પર પણ પડેલી, એમ ગાંધીજીએ પોતે પણ અનેક સ્થળે કહ્યું છે. શ્રીમદ્ રાજચંદ્રજીએ આ પુસ્તક તેઓની '૧૬ વરસ અને પાંચ માસ'ની ઉંમરે લખેલું. એટલી ઊછરતી વયે આવું આધ્યાત્મિક પુસ્તક લખવાનું કોઈ પૂર્વના યોગીને જ સૂઝે: અને સાચે જ, શ્રીમદ્ રાજચંદ્ર પૂર્વના કોઈ યોગી જ હતા. તેમણે આ પુસ્તક વાંચનારને ભલામણ કરતાં કહ્યું છે તેમ 'ભાષાજ્ઞાનનાં પુસ્તકોની પેઠે આ પુસ્તક પઠન કરવાનું નથી, પણ મનન કરવાનું છે.' આ અધ્યાત્મચિંતનયુક્ત આ પુસ્તકમાંથી મુમુક્ષુજનોને જૈન શાસ્ત્રનાં વચનો મનન–નિદિધ્યાસન માટે મળી આવશે.

મહાત્માજીએ લખેલું આ પુસ્તકમાં આપેલું શ્રીમદ્ રાજચંદ્રજીનું જીવન પણ વાંચવા અનુસરવા જેવું છે.

૯. **લોકભાગવત**—લેખકઃ શ્રી. નાનાભાઇ ભટ્ટ; પ્રકાશકઃ આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૮૦, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૫–૮–૦.

શ્રી. નાનાભાઇ એક લોકસેવક હોઇને એઓ લોકમાનસના અચ્છા જાણકાર પણ છે. એમણે આપણો આમવર્ગ વાંચી–સમજી શકે તેવી લોકભાષામાં રામાયણ અને મહાભારતનાં પાત્રો આપણને આપ્યાં છે. હવે, આ પુસ્તકમા તેઓશ્રીએ ગુજરાતના વૈષ્ણવ સંપ્રદાયમાં ઘેર ઘેર વંચાતા શ્રીમદ્ ભાગવતને લોકભાષામાં રજૂ કર્યું છે. એમની એ લખાવટ લોકભોગ્ય હોઇને હરકોઇ ઓછું ભણેલા લોકો પણ સહેલાઇથી વાંચી–સમજી શકે તેવી હોય છે. અને આવા ધાર્મિક ગ્રંથને એમણે આ રૂપે તૈયાર કરી જનતા સમક્ષ રજૂ કરવા માટે ગુજરાતની આમજનતા જરૂર તેમની ઋણી રહેશે. દરેક ગ્રામ પુસ્તકાલયમાં આ પુસ્તક અવશ્ય વસાવી લેવાય.

શ્રી. નાનાભાઇનાં આવાં લોકભોગ્ય પુસ્તકો જેમ બને તેમ અલ્પ મૂલ્યે પ્રકટ થાય તો આ પુસ્તક જે કિંમતે હાલ પ્રકટ થયું છે તેના કરતાં વધુ પ્રચાર થાય એ નિર્વિવાદ છે. આવું લોકભોગ્ય અને ગામડે ગામડે વંચાવવા જેવું સાહિત્ય જનતાને ઓછામાં ઓછા મૂલ્યે મળવું જોઇએ.

મ. પ્ર વ્યાસ.

૧૦. **મરઘાં ઉછેર**—લેખક અને પ્રકાશકઃ જમશેદ જહાંગીરજી સાગર, એમ. આર. એ. એચ. એસ. અનાવલ પૃ. ૨૨૪, પૂઠું કાચું, પ્રથમ આવૃત્તિ (સચિત્ર), (૧૯૪૩) કિંમતઃ ૧–૮–૦ પોસ્ટેજ ૦–૩–૦.

'મરઘાંઉછેર' આ પુસ્તક મરઘાં ઉછેરનાર હરકોઈ વ્યક્તિને ઉપયોગી થઇ પડે એમ છે. હિન્દનાં ગામડાંમાં મોટે ભાગે ગરીબાઇ વિશેષ છે. ગરીબ લોકો પેટપોષણ અને

ખોરાક તરીકે નાના ઉદ્યોગો શોધે છે. પોતાના જોડિયા ધંધા તરીકે આ ધંધો વિકસાવવામાં આવે તો સાંજે સહેજે રૂપિયો રોડો કમાઇ શકે.

આ પુસ્તકને ' મરઘાં મહિમા ' કહીએ તો ખોટું નથી. વિધવિધ દેશનાં મરઘાં, દેશી મરઘાં, દરેક જાતનાં મરઘાંના રોગો અને તેની માવજત-ઉપાયો વગેરે માહિતી આમાં છે.

પ્રકરણ ૧૨ માં તો " મરઘાં ઉછેરમાં, કરવાના કામનું માસિક વખત પત્રક " પણ આપવામાં આવ્યું છે. આ ધંધો કરવા માગતા પ્રત્યેક જણે આ પુસ્તક વસાવવા જેવું તો ખરું.

' મરઘાં 'ને લગતું આ વૈજ્ઞાનિક પુસ્તક પહેલવહેલું ગુજરાતી ભાષામાં ઉતરે છે.

મરઘાં ઉછેરનારે એ જરૂર જોઇ જવું ઘટે, અમે ભાઇ ' સાગર 'ને આવાં બીજાં પુસ્તકો લખવા પ્રેરીએ છીએ. ' દક્ષ '

## સામયિકો

૧. ગીતાધર્મ ( અધ્યાત્મ રામાયણાંક ભા. ૨ )—સંપાદકઃ ગીતાધર્મ કાર્યાલય, સાક્ષી વિનાયક, કાશી. રોયલ સોળપેજી કદનાં પૃષ્ઠ ૪૨૮, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૫-૦-૦.

સ્વામી શ્રી વિદ્યાનંદજીના જ્ઞાનોપદેશ પીરસતું અને અન્ય ધાર્મિક તત્ત્વજ્ઞાનવિષયક સાહિત્યનો રસાસ્વાદ પણ આપતું " ગીતાધર્મ " માસિક છેલ્લાં દશ વર્ષથી પ્રકટ થાય છે. એ દરવર્ષે ખાસ વિશિષ્ટ અંક પણ પ્રસિદ્ધ કરે છે. આગલા વર્ષે એના દ્વારા અધ્યાત્મ-રામાયણનો પ્રથમ ભાગ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો અને ચાલુ વર્ષના જાન્યુઆરી માસનો અંક એના બીજા ભાગરૂપે દળદાર ગ્રંથમાં ચિત્રો સહિત પ્રકટ કરવામાં આવ્યો છે.

અધ્યાત્મ રામાયણ એ હિંદુ શાસ્ત્રોના તત્ત્વજ્ઞાનના સાગર સરખું છે. એનું આ સંસ્કરણ એના મુમુક્ષુઓને મનન-નિદિધ્યાસન કરવા માટે ઠીક ઉપયોગી થઇ પડે તેવું છે. " ગીતાધર્મ " માસિકના ગ્રાહકોને એ વિનામૂલ્યે અપાયું છે.

કાગળ-છપાઇ-સફાઇ જરા ઊતરતા પ્રકારનાં છે.

૨. વિશ્વમંગલ ( ભક્તાંક )—સંપાદકઃ શ્રી. ઉદ્ધવજી મંગલજી શાસ્ત્રી; પ્રકાશકઃ ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ રોડ, અમદાવાદ.

" ભક્તિમાર્ગ " માસિક શરૂ થયું ત્યારે એના વાચકોને સહજે ખ્યાલ મળેલો કે એ હિંદી ' કલ્યાણ 'ની કક્ષાનું માસિક થશે. અને ત્યાર પછી તો એનું રૂપાંતર " વિશ્વમંગલ "માં થયું. એ " વિશ્વમંગલ "નો આ ખાસ અંક છે. ભક્ત, ભક્તિનો મહિમા અને અન્ય તત્ત્વજ્ઞાનયુક્ત ચિંતન સામગ્રીથી આ અંક સભર ભરેલો હોઇને ભક્તિપ્રેમી માનવોને એમાં આપેલું સાહિત્ય વાંચવું ગમશે. લગભગ બધા જ લેખો સરળ ભાષામાં લખાયા હોઇને ઓછું ભણેલા વાચકોને પણ એમાંથી એમને મનગમતું જ્ઞાનમાર્ગ-પ્રેરક વાચન મળી આવશે.

ચિત્રસંખ્યા પણ સારા પ્રમાણમાં છે. આવો દળદાર અંક પ્રસિદ્ધ કરવા માટે ભક્તિમાર્ગ કાર્યાલયના સંચાલકોને અભિનંદન. મ. મૂ. વ્યાસ



## જીવનચરિત્રો

૧ વિદ્યાર્થી વાચનમાળા—શ્રેણી બીજી:—સંપાદક: અને પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ, મૂલ્ય આખી શ્રેણીનું રૂા. ૪–૦–૦.

૨ માલવીયજી સાથે ત્રીસ દિવસ—મૂળ હિંદીમાં લેખક: શ્રી. રામનરેશજી ત્રિપાઠી; અનુવાદક: શ્રી. નટવરલાલ દવે; પ્રકાશક: નવગુજરાત પ્રિં. પ્રેસ, વડોદરા. મૂલ્ય રૂા. ૩–૦–૦.

૩ શ્રી સાઇ બાબા—લેખક: શ્રી. વામનરાવ પ્રા. પટેલ; પ્રકાશક: સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૩–૦–૦.

## ધાર્મિક-તત્ત્વજ્ઞાન

૪ મોક્ષમાળા—લેખક: શ્રીમદ્ રાજચંદ્રજી, પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય ૧–૦–૦.

૫ જીવન પગલે—લેખક: શ્રી નંદલાલ ભોગીલાલ શાહ; પ્રકાશક: ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૧૦–૦.

૬ વિચારસૂર્યોદય—લેખક: શ્રી. સ્વામી માધવતીર્થજી; પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૩–૦.

૭ મનને—સંપાદક: શ્રી. હેમંતકુમાર ગુણભાઇ નીલકંઠ; પ્રકાશક: ઉપર પ્રમાણે મૂલ્ય ૦–૩–૦.

૮ ગીતાસંકલ—સં. રમણ મહર્ષિ; પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૩–૦.

૯ વેદાન્ત અને યોગ—લેખક: શ્રી. સ્વામી માધવતીર્થ; પ્રકાશક: સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ. મૂલ્ય ૫–૦–૦.

## અર્થશાસ્ત્ર

૧૦ રૂપિયાનું ભાવિ—લેખ: શ્રી. સી. એન. વકીલ; પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા. ૧–૪–૦.

૧૧ ગાંધીવાદી આર્થિક યોજના—મૂળ અંગ્રેજીમાં લેખક: શ્રી. પ્રિન્સિપાલ અગ્રવાલ; અનુવાદક: શ્રી. ચંદ્રશંકર પ્રા. શુકલ; પ્રકાશક: એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

## નવલકથા-નવલિકા

૧૨ પશમી અને બીજી વાતો—લેખક: સ્વ. હરજીવન સોમૈયા; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ; ભીમરાજ બિલ્ડિંગ, કાલબાદેવી, મુંબઇ ૨. મૂલ્ય રૂા. ૨–૮–૦.

[ સાંધણ પૃષ્ઠ ૨૧૧ને છેડે ]

દહેગામ મહાલ પુ: પરિષદના

# વરાયેલા પ્રમુખશ્રીનું ભાષણ

ભાઇઓ અને બેનો,

દહેગામ મહાલ પુસ્તકાલય પરિષદના પ્રમુખ તરીકે વરણી કરી આપે મને નિમંત્રણ આપ્યું છે તે માટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ મહાલની પ્રથમ પરિષદ તા. ૨૦-૪-૩૮.ના રોજ દહેગામ મુકામે માજી કડીપ્રાંત કેળવણી વિભાગ શાળાધિકારી સ્વ. ચુનીભાઇ દેસાઇ સાહેબના પ્રમુખપદે ભરાઇ હતી. એ વાતને આજે સાત વર્ષનાં વહાણાં વીતી ગયાં છે. આજે સોનારડાએ બીજી પરિષદ પોતાને આંગણે ભરી પુસ્તકાલય પરિષદને સજીવ કર્યા બદલ ગ્રામજનોને ધન્યવાદ ઘટે છે. ગામના નામનો સુવર્ણનો અંશ આ પરિષદ દ્વારા ઉતરે એમ ઇચ્છું તો તે અસ્થાને થશે નહિ.

દહેગામ મહાલમાં કુલ ૯૬ ગામો હોઇ, તેમાં શાળાવાળાં ૫૧ છે. દરેક શાળાવાળા ગામે પુસ્તકાલય યા વાંચનાલય છે. એકંદરે આખા મહાલમાં ૬ મકાનવાળાં અને ૨૮ મકાન વિનાનાં પુસ્તકાલયો અને ૭ વાંચનાલયો છે. આ ઉપરથી જોતાં હજુ ઘણાં ગામો પુસ્તકાલયના લાભ વિનાનાં રહ્યાનું જણાય છે. આપણા વિભાગમાં શાળાવાળું એક પણ ગામ પુસ્તકાલય કે વાચનાલય સિવાય બાકી નથી, તેમ જ દર વર્ષે નિયમિત પુસ્તકાલયપરિષદ ભરી પ્રવૃત્તિને વેગ આપવામાં આવે છે. દહેગામ મહાલને લગોલગ સંયોજિત થયેલા ગામનો વધારો થયેલો હોઇ દહેગામ મહાલના આ પ્રવૃત્તિના પ્રચારકોએ તે ગામોએ પણ રસ ઉત્પન્ન કરી પુસ્તકાલયો કે વાંચનાલયો ખોલવા તજવીજ કરવાની છે.

આજે જ્યાં જુઓ ત્યાં અજ્ઞાનતાનાં પડળેપડળ છવાઇ ગયાં છે, અજ્ઞાનતાનું મૂળ નિરક્ષરતા છે. નિરક્ષરતાનું ઓસડ અભણને શિક્ષણ આપનારી સંસ્થાઓ છે. શિક્ષણની સંસ્થાઓ ચલાવવા લોકસેવકોની જરૂર છે. એટલે આજે નિરક્ષરતા દૂર કરવા તમારા જેવા ખાસ શિક્ષક બંધુઓ કે જેઓ લોકસેવક તરીકે સારૂં કામ કરી શકે, તેમની છે. એટલે સમાજ શિક્ષકવર્ગનો ઋણી હોઇ, શિક્ષક બંધુઓએ પણ પોતાની ફરજ અદા કરવાની છે. નિરક્ષતા દૂર કરવા માટે પ્રૌઢશિક્ષણ પ્રવૃત્તિ આપણા રાજ્યમાં દાખલ કરવામાં આવેલી છે. અને તે પ્રવૃત્તિને વેગ આપવા શિક્ષક બંધુઓ તરફથી સહકારની આશા રાખી, શાળા-શિક્ષકોને જ મધ્યબિંદુ સમજવામાં આવ્યા છે. એટલે પુસ્તકાલય પ્રવૃત્તિ આગળ ધપાવવા માટે પ્રથમ પગથીઉં નિરક્ષરતા દૂર કરવાનું છે, અને તે કાર્ય પ્રૌઢશિક્ષણ વર્ગ મારફત થઇ શકે તેમ છે. એટલે વધુ પ્રમાણમાં પ્રૌઢશિક્ષણના કાર્યને વેગ આપવાની દરેક નાગરિકની ફરજ છે.

તમારે માથે અનેક ભારણો છે. અનેક પ્રવૃત્તિઓનો બોજો તમારે માથે લદાએલો છે. આ બધું સાચું. પરંતુ તમારે દરેક પ્રવૃત્તિ રસપૂર્વક કરી, રસ ઉત્પન્ન કરવાનો છે. હાલ શિક્ષણ ઉપરાંત બીજી ઘણી પ્રવૃત્તિઓ શિક્ષકે કરવાની છે. તેમાંની એક પુસ્તકાલયપ્રવૃત્તિ છે.

આ પ્રવૃત્તિને તમે જેટલી ફળપ્રદ બનાવશો તેટલી તે સબળ ફાલશે. લોકોએ પણ આમાં સાથ આપવાની જરૂર છે. દિનપ્રતિદિન વાચકોની સંખ્યા વધે તેમ થવાની ખાસ જરૂર છે. પુસ્તકાલયનું બજેટ બનાવવામાં પણ ઘણાં પુસ્તકાલયોને મહાન આફત જેવું લાગે છે. ગામમાંથી પૂરતી રકમ મળતી નથી અને બજેટ નહિ જેવું થાય છે. એટલે નાગરિકોએ આ બદલ સારો સહકાર આપી વધુ પ્રમાણમાં સભાસદો બની સારા પ્રમાણમાં રકમ ભેગી કરી બજેટ બનાવી સારાં સારાં પુસ્તકો મળે તેવો પ્રબંધ કરવાની ખાસ જરૂર છે. એટલે બજેટની રકમ સારા પ્રમાણમાં થાય, વધુ સભાસદો બને, વાંચનાલયમાં સારાં સારાં દૈનિક પત્રો, અઠવાડિકો આવે, ગામને દરરોજ દુનિયાના બનાવો જાણવા મળે તેવી તજવીજ કરવાની ખાસ જરૂર છે. પુસ્તકો વાંચનારા વધે, અને તેનો સદુપયોગ થાય તે જોવાની ગ્રંથપાલની ખાસ ફરજ છે.

પુસ્તક લેનાર વ્યક્તિના માનસને પિછાણી તેને યોગ્ય પુસ્તક વાંચવા આપો અને રસ પેદા કરો. શરૂઆતમાં નક્કર વાંચનારા ઘણા થોડા હશે પરંતુ પછીનાં વર્ષોમાં પ્રવૃત્તિ પૂરજોશમાં ચાલશે અને જે પુસ્તકાલય પ્રવૃત્તિનું ધ્યેય છે તે પહોંચી શકાશે.

આપણે ત્યાં મહિલા માટે વાંચનની બંધી જેવી સ્થિતિ જણાય છે. સમાજનો મોટો ભાગ એમ જ માને છે કે સ્ત્રીઓએ મહિલા પુસ્તકાલયમાં જવું શું અને પુસ્તકો વાંચવાં કેવાં ? પરંતુ હાલના જમાનામાં સ્ત્રીઓને પણ દુનિયાના સંસર્ગથી અજ્ઞાન રાખવાનું પાલવે તેમ નથી. તેમના દ્વારા જ નાના બાળકોને સંસ્કાર પાડવાના હોવાથી સ્ત્રીઓને માટેનાં યોગ્ય પુસ્તકો પુસ્તકાલયમાં રાખી તેમને પણ વાંચન પૂરૂં પાડવાની ખાસ જરૂર છે.

નિશાળમાં ભણતાં બાળકો ફરજિયાત પૂરું થાય છે એટલે ઘણાં ખરાં પોતપોતાને ધંધે વળગી જાય છે. અને ભણેલું ભૂલી જાય છે. એઓ તેમના જ્ઞાનને તાજું રાખવાના ખાતર અને દુનિયામાં શું ચાલી રહ્યું છે તે બદલ સંસર્ગમાં રાખવા સારાં સારાં પુસ્તકો પૂરાં પાડી તેમણે તેમનું ચારિત્ર, તેમની શક્તિ વગેરે કેળવવાની ખાસ જરૂર છે.

પુસ્તકાલયોમાં ખેતીને લગતાં, હુન્નર ઉદ્યોગને લગતાં, ધર્મને લગતાં, ઐતિહાસિક વગેરે પુસ્તકોનું વાચન મળી શકે છે. એટલે દરેક માણસને જેને જેવી રુચિ હોય તેવું વાચન પૂરું પાડી શકાય છે. યુરોપ વગેરે બીજા દેશોમાં તમે જોશો તો થોડામાં થોડું કામ કરનાર માણસ પણ સાંજ પડે એકાદ ચોપાનીઉં ખરીદી સમાચારથી દુનિયાના સંસર્ગમાં રહેશે. ત્યારે આપણે ત્યાં હજુ પણ સમાજનો મોટો ભાગ એવો છે કે જેણે કદી ચોપાનીઉં પુસ્તકાલયમાં જઇને કે બીજે કદી હાથમાં લીધું જ ન હોય.

છેવટે આપણા શિક્ષક ભાઇઓમાંથી, દરેક ગામને, એકેક ગિજુભાઇ અને મોતીભાઈ મળી રહે, અને કોઇપણ ગામ પુસ્તકાલય કે વાંચનાલય વિના બાકી ન જ રહે તે પ્રમાણે પ્રવૃત્તિ આગળ ધપે એવી આશા સાથે વિરમું છું.

ડા. ગો. માલસ
પ્રમુખ
દહેગામ મહાલ બીજી પુસ્તકાલય-પરિષદ



## પુસ્તકાલયોની પરાધીનતા

થોડાક વખત પર, મુંબઈના વર્સોવાના પુસ્તકાલય–ધી પીપલ્સ ફ્રી રિડિંગ રૂમ ઍન્ડ લાયબ્રેરીના મકાનનો કબજો લેવાની સરકારની ખાહેશ સંબંધે નોંધ અમે લખી હતી. એ સંબંધે જાહેર પ્રજામાંથી અને વર્તમાનપત્રો દ્વારા ભારે ઉહાપોહ થતાં સરકારે એ પુસ્તકાલયના મકાનનો કબજો લેવાનું માંડી વાળ્યું હતું.

હમણાં વર્તમાનપત્રો પરથી જાણવા મળે છે કે, અમદાવાદ ખાતેનાં ત્યાંની સુધરાઈ દ્વારા-ચલાવાતાં પુસ્તકાલયોમાં અમુક પ્રકારનું સાહિત્ય મંગાવવા સંબંધે એ સુધરાઈના સત્તાવાળાઓ તરફથી સદર સુધરાઈની મદદ મેળવતી સંસ્થાઓને ફરમાન કરવામાં આવ્યું હતું અને તે નહિ મંગાવવામાં આવે તો તેને અપાતી મદદ બંધ કરવાને લગતી ધમકી અપાયાનું કહેવાય છે.

પ્રજાજીવનના ઉત્કર્ષ અર્થે અને તેના માનસિક વિશુદ્ધિ અને વિકાસની સાધના અર્થે આવાં પુસ્તકાલયો ચલાવવામાં આવે છે. એ પુસ્તકાલયોનું સંચાલન જેઓના હાથમાં હોય છે તે વ્યવસ્થાપક મંડળો પોતાના પુસ્તકાલયમાં આવતા વાચકોની રુચિ અને સારાસારતાનો વિચાર કરીને જ વખતોવખત જે તે સાહિત્ય મંગાવતા હોય છે. તેને માટે, અમુક તો વસાવવું જ એ આગ્રહ શામાટે આ મદદ આપનારે ભારપૂર્વક ઠોકી બેસાડવો જોઈએ ?

પુસ્તકાલયો એ કોઈપણ રાજદ્વારી કે સામાજિક વાતાવરણથી પર રહેતી જ્ઞાનપ્રચારનું કામ કરતી સંસ્થાઓ છે. તેમાં કોઈપણ પ્રકારના વાદને ભાગ્યે જ સ્થાન હોય છે, છતાં અમુક જ પ્રકારનું સાહિત્ય કેમ વસાવવામાં નથી આવતું એવા પ્રકારનું દબાણ એના સંચાલકો પર લાવવું, એ હરગીજ ઇચ્છવા યોગ્ય નથી.

એ મદદના દાતાઓ ભલે એવું પોતે વસાવવા યોગ્ય લાગતું સાહિત્ય પુસ્તકાલયમાં વસાવવા માટે એના વ્યવસ્થાપક મંડળને ભલામણ કરે, પરંતુ એના પર દબાણ લાવવાનું કામ તો એ સંસ્થાના આત્માને ગૂંગળાવવા સરખું છે.

મદદ આપનાર સંસ્થા વા સરકાર પોતે દાન કર્યોથી તેના પર પોતાનો આવી રીતે હક્ક ઠોકી બેસાડવા સરખું વલણ દાખવે એ કોઈ પ્રકારે ઇષ્ટ નથી.

આપણે આશા રાખીએ કે સત્તાવાળાઓ પોતાનું એ વલણ હળવું કરી પુસ્તકાલયોના વ્યવસ્થાપકોને, તેમના વાચકોને રુચિકર અને પથ્ય સાહિત્ય વસાવવા દેવાના હકની આડે આવશે નહિ.

—મંત્રી

# પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ

પુસ્તકાલય પ્રવૃત્તિના કામ અને વ્યવસ્થાની આવડતનું પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા સને ૧૯૪૫ ના માર્ચ માસમાં લેવાઈ ગઈ. તદંગે (૧) પુ. પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો, (૨) બજેટ-નિવેદન, (૩) નિયમો-વટહુકમો, તથા (૪) પુસ્તક-વિધિ અને વર્ગીકરણ—એમ ૪ પ્રશ્નપત્રો વડોદરા રાજ્યનું પુસ્તકાલય ખાતું તથા રાજ્ય પુસ્તકાલય મંડળના સહકારથી નક્કી કરવામાં આવ્યા હતા. પરીક્ષા માટે જેણે ઉમેદવારી નોંધાવી હોય તે દરેકને રાજ્ય પુ. મંડળ તરફથી પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણની યોજના અંગે તૈયાર થયેલા આવશ્યક પાઠો મોકલી આપવામાં આવ્યા હતા, અને તેમાં શાસ્ત્રીય વર્ગીકરણના પાઠો પરત્વે ખાસ દોરવણી આપવામાં આવી હતી. નોંધાયેલા ૨૪ ઉમેદવારો પૈકી ૧૯ જણે પરીક્ષામાં બેસવાની તૈયારી બતાવ્યાથી તેમને માટે નક્કી થયેલા નિરીક્ષકો તરફ પ્રશ્નપત્રો મોકલી આપવામાં આવ્યા હતા. પરંતુ અત્રે માત્ર ૧૪ જણની ઉત્તરવહીઓ આવેલી હોવાથી ૧૪ જણે જ આ પરીક્ષાનો લાભ લીધો ગણાય.

બેઠેલા ઉમેદવારોનું પરિણામ નીચે પ્રમાણે હોઈ ચિહ્નવાળા ઉમેદવારો પ્રમાણપત્ર મેળવવાને પાત્ર ઠર્યા છે. બધા જ ભાઈઓને શાસ્ત્રીય વર્ગીકરણ એ વિષયનો મહાવરો રાખવાની અને જણાયલી કે જણાતી ગૂંચોનો ઉકેલ મેળવી લેવાની સલાહ આપીએ છીએ.

## પરિણામ

| નં. | નામ | ગામ | પુ. પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો ગુણ ૬૦ | બજેટ-નિવેદન ગુણ ૧૦૦ | નિયમો-વટહુકમો ગુણ ૬૦ | પુસ્તકવિધિ અને વર્ગી- કરણ ગુણ ૧૦૦ | કુલ ગુણ |
|---|---|---|---|---|---|---|---|
| *૧ | પ્રભાશંકર રણછોડ જાની | માલસરમ તા. કોડીનાર | ૩૩ | ૭૦ | ૩૧ | ૮૫ | ૨૧૯ |
| *૨ | અંબાલાલ વીરદાસ પટેલ | કણજરી તા. કડી | ૨૪ | ૭૫ | ૩૨ | ૭૦ | ૨૦૧ |
| *૩ | હરજીવનદાસ મોહનલાલ સોની | વિસલવાસણા તા. પાટણ | ૨૨ | ૬૩ | ૩૯ | ૫૫ | ૧૭૯ |
| *૪ | ચંદુલાલ કેશવલાલ દવે | રંગપુરડા તા. કડી | ૩૨ | ૫૪ | ૩૨ | ૫૬ | ૧૭૪ |
| *૫ | અંબાલાલ ગોવિંદભાઈ પટેલ | રોપા તા. કરજણ | ૨૧ | ૬૧ | ૨૫ | ૬૦ | ૧૬૭ |
| *૬ | જોઈતારામ અમથારામ પંડ્યા | મોખાસણ તા. કલોલ | ૨૫ | ૫૭ | ૨૨ | ૬૦ | ૧૬૪ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| *૭ | રવિશંકર મગનલાલ ઠાકર | સોનારડા તા. દહેગામ | ૨૫ | ૬૭ | ૩૦ | ૪૫ | ૧૬૨ |
| *૮ | દવે હરગોવિંદ મહાદેવરામ | બોરતવાડા તા. હારીજ | ૨૮ | ૫૭ | ૩૪ | ૪૨ | ૧૬૧ |
| ૯ | વહાલજીભાઇ મોહનલાલ પટેલ | કમાણા તા. વિસનગર | ૧૬ | ૨૫ | ૨૪ | ૩૬ | ૧૦૧ |
| ૧૦ | મોતીભાઇ ભાઇજીભાઇ પટેલ | કારવણ તા. ડભોઇ | ૧૫ | ૩૪ | ૨૦ | ૨૫ | ૯૪ |
| ૧૧ | કંસારા સોમાલાલ ચુનીલાલ | વિસનગર | ૧૯ | ૧૮ | ૧૮ | ૩૨ | ૮૭ |
| ૧૨ | પા. શંકરલાલ મગનલાલ | પરાંતિયા તા. દહેગામ | ૧૫ | ૨૪ | ૧૫ | ૧૪ | ૬૮ |
| ૧૩ | અંબાલાલ બાપુલાલ ભટ્ટ | કોયલી તા. વડોદરા | ૧૧ | ૨૫ | ૧૦ | ૧૯ | ૬૫ |
| ૧૪ | મગનલાલ અંબાલાલ બારોટ | બલોલ તા મહેસાણા | ૫ | ૮ | ૯ | ૪ | ૨૬ |

પ્રમાણપત્રો તૈયાર થયે જે તે ઉમેદવાર ભાઇ તરફ મોકલી આપવામાં આવશે.
તા. ૮-૫-૧૯૪૫.

**રા. કા. પટેલ**
મંત્રી,
વ. રા. પુ. મંડળ

**ઉ. મો. પટેલ**
મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતું

[ પૃષ્ઠ ૨૧૧નું સાંધણ ]

**૧૩ ઉપમા**—લેખક: શ્રી. બાબુભાઇ પ્રા. વૈદ્ય; પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૨-૮-૦.

**૧૪ યૌવન**—ભા. ૧-૨ લેખક: શ્રી. પન્નાલાલ પટેલ; પ્રકાશક: આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. મૂલ્ય રૂ. ૩-૮-૦ દરેકના.

**૧૫ જીવનપરિવર્તન**—લેખક: શ્રી. સોપાન; પ્રકાશક: સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૧૦-૦.

**૧૬ મનોજીવ**—લેખક: શ્રી. સીતારામ શર્મા, પ્રાપ્તિસ્થાન: એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. મૂલ્ય રૂ. ૩-૦-૦.

**૧૭ હીરાની ખાણ**—લેખક: શ્રી. ચંદુલાલ પટેલ, પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૩-૦-૦.

**૧૮ પંડિતજીની હાસ્યપ્રભા**—લેખક: શ્રી. નાગરદાસ પટેલ; પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૨-૮-૦.

**૧૯ આસ્થા**—લેખક: શ્રી. બાલકૃષ્ણ જોષી, પ્રકાશક: ત્રિશક્તિ કાર્યાલય, સુરત. મૂલ્ય ૦-૮-૦.

## સાહિત્ય

**૨૦ સાહિત્ય અને પ્રગતિ**—ગ્રંથ ૨ જો; ૬ લેખકો; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ; ભીમરાજ બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. મૂલ્ય રૂ. ૩-૮-૦.

# આશ્રમિક હોઈન

## સમૂહપ્રાર્થનાનું મહત્ત્વ

બહારના ઘોંઘાટ અને ધાંધલ વચ્ચે પણ અંતરનાદ સાંભળવાની ટેવ પાડવાનો મેં ઘણો પ્રયત્ન કર્યો છે અને એમાં ઠીકઠીક સફળતા પણ મેળવી છે.

પણ આખરે હું તો અપૂર્ણ વ્યક્તિ રહ્યો. એમાં હું પૂરેપુરો સફળ નથી થઈ શક્યો. દરેક વસ્તુને માટે ઉચિત સમય અને સ્થાનની મર્યાદા હોય છે.

હું બધું છોડી શકું છું. ખોરાક વગર દિવસો સુધી હું ચલાવી શકું, પણ પ્રાર્થના વગર એક પણ દિવસ ચલાવી શકતો નથી.

પ્રાર્થના આત્માનો ખોરાક છે. શરીરને આહારની જેટલી જરૂર છે, તેના કરતાંયે વધારે આ આધ્યાત્મિક ખોરાકની માનવીને જરૂર છે.

હું દક્ષિણ આફ્રિકામાં હતો ત્યારથી સામુહિક પ્રાર્થના ચલાવતો આવ્યો છું, ત્યાં મારા હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી એમ અનેક સાથીઓ હતા. તેમાંના કેટલાક ઘણા ધર્મચુસ્ત પણ હતા છતાં પ્રાર્થનામાં તેઓ બધા ભળતા.

તેમાંના કોઈને કોઈ દિવસ એમ લાગ્યું નહોતું કે ઈશ્વરનું નામ લેવામાં આવી રીતે ભાગ લઈને તેઓએ કશું ગુમાવ્યું હોય, ઉલટું મેળવ્યું હતું એમ લાગતું.

હિંદુસ્તાનમાં હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં હજારો સ્ત્રીઓ અને પુરુષો જાહેર પ્રાર્થનામાં આવે છે. એમ મને કહેવામાં આવ્યું છે કે તેઓ કંઈ પ્રાર્થના ખાતર નથી આવતા, પણ મારા "દર્શન" માટે આવે છે.

પણ એમ હોય તો પણ હું તો એનો એ જ અર્થ કરું કે તેમના કરતાં કંઈક વધારે ઈશ્વરમય પુરુષ તરીકે તેઓ મને જુએ છે તેથી મારી તરફ તેઓ આકર્ષાઈને આવે છે, એટલે પ્રાર્થનામાં ભાગ લીધો ગણાય.

હું જાણું છું કે સંપૂર્ણ સત્ય અને અહિંસાથી હું હજુ દૂર છું. જો સંપૂર્ણ સત્ય અને અહિંસા મેં મેળવ્યાં હોત, તો વાણીથી કશું બોલવાની જરૂર ન રહેત. સત્ય અને અહિંસા મારા ચહેરા પરથી બધા જોઈ શકત, આંતરિક અનુભવ દ્વારા તેને ઓળખી શકત.

મેં તો એટલે સુધી કહ્યું છે કે એક પૂર્ણ પુરુષના સત્ય અને અહિંસા આખા જગતને સારૂ બસ છે. શરીરધારીઓ સંપૂર્ણતાને પહોંચવું અશક્ય છે.

મારે તો તમને એટલું જ કહેવું છે કે સત્ય અને અહિંસાની સિદ્ધિમાં મેં જેટલી સફળતા મેળવી છે, તે પ્રાર્થનાના પ્રતાપે જ છે.

મનુષ્ય એક સામાજિક પ્રાણી છે. આપણે હિમાલયની ટોચ પર નથી રહેતા; સમા-

જમાં રહીએ છીએ. આપણે એકઠા રહીએ છીએ, એકઠા જમીએ છીએ, એકઠા રમતગમત કરીએ છીએ; તો પછી એકલી પ્રાર્થના જ છાનામાના કે વ્યક્તિગત રીતે શા માટે કરવી?

માત્ર શરીર અને તેની ક્રિયાની દૃષ્ટિએ તો માણસ અને પશુ સરખાં છે. પોતાના સર્જનહારને ઓળખવામાં જ મનુષ્યની વિશેષતા રહી છે.

પ્રાર્થના કોઇને કદીએ વેઠરૂપ લાગવી ન જોઇએ. તેમાં રસ હોવો જોઇએ. ઈશ્વર મનુષ્યમાત્રની સ્તુતિ કે પ્રાર્થનાનો ભૂખ્યો નથી.

તે સમદ્રષ્ટા છે. તે પાપીમાં પાપીને પણ સહન કરે છે. કારણ કે તે પ્રેમસ્વરૂપ છે. પણ જો આપણને એમ લાગે કે પ્રભુ જ સર્વેનો કર્તા હરતા અને પોષણહાર છે તો આપણું ઋણી હૃદય પોતાની મેળે જ તેની સ્તુતિનું ગાન કરશે.

પછી કોઇ શું કહે છે, કે ખુશ થાય છે કે નાખુશ, તેની આપણને દરકાર જ નહિ રહે. ઈશ્વરનું નામ લેવું એ કંઇ પાપ નથી, કે જેથી મોટેથી કે જાહેરમાં એનું નામ લેતાં આપણને શરમ આવે; તેમ જ કોઇની બીકથી તો તેનો ત્યાગ કરાય જ કેમ?

પેગંબર દાનિયલનો કિસ્સો તમે જાણતા હશો. તે હંમેશ ઘરમાં તો ઈશ્વરપ્રાર્થના કરતા જ હતા. તે યહુદી હતા. તેથી ઈશ્વરને તે જુહોવાને નામે ઓળખતા.

પણ જ્યારે દેશના રાજા નેબુચાડનઝરે હુકમ કાઢ્યો કે કોઇ જુહોવાનું નામ નહિ લઇ શકે ત્યારે પેગંબર દાનિયલે મોટેથી અને જાહેરમાં પ્રાર્થના કરવાનું શરૂ કર્યું.

એટલે હું તો તમારી પાસે એવી આશા રાખીશ કે જાહેર પ્રાર્થના માટે તમને કો બંદર પણ કાઢી મૂકે તો તમે હસતે મોઢે અને પ્રસન્નચિત્તે તેને સહન કરશો. તમે એકલ ન કદી હશો જ નહિ, કેમકે ઈશ્વર તમારી સાથે રહ્યો છે. —ગાંધીજી

## આધુનિકતા અને પ્રગતિ

હું તો એમ સમજ્યો છું કે સામાજિક બંધનો તમને કચડી નાખે અથવા તમારી અધોગતિનાં કારણભૂત થાય એ બધાં બંધનો તોડવાં એ તમને પ્રથમ પાઠ તરીકે અહીંઆં શીખવવામાં આવે છે.

પણ હું તમને સૂચવવા ઇચ્છું છું કે **બંધનોથી મુક્ત થવું એટલે સ્વચ્છંદી થવું એમ નથી.**

આજે આધુનિકતા અને પ્રગતિને નામે અનેક અનાચારો સમાજમાં પ્રસરતા જાય છે. જેઓ કાયદા દ્વારા એકપત્નીવ્રત દાખલ કરાવવાની મોટી મોટી વાતો કરે છે, તે પોતે જ એ નિયમનું પાલન કરતા નથી.

અને હવે કોઈ સ્ત્રીઓ પણ એ જ પંથ પર ચડી છે. ભણેલી, સુશિક્ષિત સ્ત્રીઓના એવા કેટલાક દાખલા મારી પાસે છે કે જે પત્ની હયાત છતાં પોતે તેના પતિને પરણતાં આંચકો ખાતી નથી.

આને હું પ્રગતિ નહિ, પણ સ્ત્રીઓની અધોગતિ ગણું છું. વહેમી ચાલ તથા સામાજિક સડાને નાબુદ કરવાને નામે આવી વિચારપ્રણાલીનો બચાવ ન થઈ શકે.

સ્ત્રીસ્વાતંત્ર્યનો અર્થ એમ તો ન જ કરાય કે પુરુષોના અનાચારોનું અનુકરણ કરવાની સ્ત્રીઓને છૂટ હોય ? આ માર્ગે ચાલીને હિંદુસ્તાનને કોઈ દિવસ સ્વરાજ મળવાનું નથી. જે સ્વરાજને માટે હું ઝંખી રહ્યો છું તે તો નહિ જ.

સામાજિક બંધનો તોડવાનો અધિકાર હરકોઈને પ્રાપ્ત નથી થતો. હૃદયની **પવિત્રતા એની પહેલી શરત છે.**

માત્ર પવિત્ર હૃદયવાળા જ અંતર્નાદને સાંભળી શકે છે. એટલે હરકોઈ આંતર્પ્રેરણાને નામે સ્વચ્છંદી આચરણ કરવા લાગે તો એનું પરિણામ સ્ત્રીસ્વાતંત્ર્ય નહિ પણ નૈતિક અરાજકતા જ થાય.
—**ગાંધીજી**

( બોરીવલી ખાતે ઉઘાડવામાં આવેલા સ્ત્રીકાર્યકર્તા તાલીમ વર્ગને સંબોધીને આપેલું ઉદ્બોધન )

# મહીસાગરના તીરે તીરે

' દરિયા ! ઓ, દરિયા ! '

' શું છે મહી ? '

' મારી જોડે પરણ. '

' નહિ, પરણું. '

' કેમ નહિ ? '

' તું કાળી છે તેથી. '

' જોઈ લેજે ત્યારે. '

એમ કહીને મહી પાછી વળી, ને પછી મંડી પથરા તાણવા. તાણી લાવીને મંડી દરિયો પૂરવા. દરિયો તોબા પોકારી ગયો. રખે આ કાળવી મને આખોય પૂરી વાળશે ! કહે કે ચાલ બાપુ ! તને પરણું. પરણ્યાં. મહી-સાગરનાં એ લગ્નની ચૉરી તરીકે વાસણા પાસે એક ઓટો બતાવાય છે.

***

આવી ડરકામણી મહીને મેં દીઠી-ચાંપોલ અને બદલપુર નામનાં બે ગામોની પાસે. દીઠી તે સાથે જ ખાતરી થઈ કે દરિયાને ગળે પડીને જ પરણી છે આ ચંડી. ને આ મહી-સાગરનું લગ્ન તો કાળા કોપનું નીવડ્યું લાગે છે. હું જ્યારે મહીની વત્સલા જનેતા તરીકેની કલ્પનામાં મગ્ન હતો ત્યારે મારગમાં જ મહારાજ વારંવાર બોલતા આવતા હતા કે ' આ મહી નથી પીવાના ખપની, નથી ખેતીના ખપની, નથી નહાવાના ખપનીઃ છે ફક્ત સોગંદ ખાવા પૂરતી જ કામની ' ત્યારે મને સાચો ખ્યાલ આવતો નહોતો. પણ તારીખ ૨૦-૩-૪૫ ની સાંજરે બદલપુરના ઊંચા ટીંબાથી પોણાએક ગાઉની છિન્નભિન્ન પૃથ્વી

વટાવ્યા પછી જ્યારે અમે મહીના પટમાં ઊતર્યા ત્યારે મહી વિકરાળ, કાવતરાખોર; કદરૂપી કુભારજા લાગી. પુરુષભાઈ તરીકે દરિયાની મને દયા આવી.

***

બદલપુરથી લઈને અમારી મુસાફરી પાંચ સાત ગાઉ સુધી કાંઠે કાંઠે જ ચાલી. મહીસાગરનાં તટવાસી ગામોની અને મહીની વચ્ચે માઈલ દોઢ દોઢ માઈલ સુધીની ધરતી ખોદાઈ ગઈ છે. પૃથ્વીની સપાટીથી પાંચ છ મથોડાં પેટાળમાં ત્યાં ગાડામારગો ચાલે છે. દશ વીસ વર્ષ પર આ મહીકાંઠે અકબંધ ગામડાં ઊભાં હશે, તેને મહી તરફ ઢળતા ચોમાસુ જળપ્રવાહોએ ચૂંથી નાખ્યાં છે, ને આજે એ છૂટા પડેલા ગામટુકડા અકેકેક ઊંચે ટેકરે એવી રીતે ઊભા છે કે જાણે કદી આંખની ય ઓળખાણ નહોતી! ભાલાનો ટેકરો: હાલાનો ટેકરો: જુદા જુદા નિવાસીઓના નામના ટેકરા: વચ્ચે પાંચ–છ માથોડાં ઊંડાં ખોદાણો.

***

એ પાંચ માથોડાં ઊંડું પૃથ્વી–દળ તદ્દન માટીનું જ બનેલું છે. ત્રણ હાથ ઊંડે ખોદીએ ને 'ટ્રેપ'નો કાળમીંઢ આવી ઊભો રહે એવી મારી સોરઠી ધરતીથી ઊલટા જ પ્રકારની આ નર્યા કાંપની જ બનેલી રસાળ કંઠાળ પૃથ્વી છે. એ પૃથ્વીનું આ સેંકડો એકરોનું ખોદાણ એટલે કેટલો વિનાશ ? અકેકેક વીઘું જ્યાં પાંચ હજારના ભાવનું બોલાય છે, તે જ પ્રદેશમાં આવો ધરતી–વિનાશ ? શું એ વિનાશ કોઈ ઇજનેરી ઉપચારે ન રોકી શકાયો હોત ? મને કહેવામાં આવ્યું છે કે 'આવો ઉગાર તદ્દન શક્ય અને સરલ હતો– મહીમાં વહેવા જતાં વર્ષા–નીરને પૃથ્વીનું પેટ ખોદવું ન પડે તે રીતે મારગ આપી શકાયા હોત.

***

ને મહી વધુ ભયંકર લાગી. કારણ કે એને કાંઠે મેં હરિયાળી કલ્પી હતી, ઝળુંબતી વનરાજિનું માનચિત્ર આંકી મૂક્યું હતું. એથી ઊલટી જ આ કાંઠાની સ્થિતિ છે. મહીકાંઠો સુનકાર છે. ઊંડાં કોતરોમાં થઈને બહાર નીકળવાના માર્ગો બિહામણા છે. મહીકાંઠે પંખીડાં બોલતાં નથી. સામો કિનારો ( ભરૂચ જીલ્લાનો ) ત્રણેક ગાઉના ગમગીન પટની આરપાર નિસ્તેજ ઓળા જેવો દેખાય છે. કોઈ મર્માળાં 'રેખાળાં માનવી' મહીપાર ઊતરતાં નહોતાં. સોરઠી લોકકથા માયલી એ રાવલ નદી, કે જેને પ્રેમભગ્ન રબારી જુવાન રાણો એક વાર પોતાની આહિરાણી પ્રિયા વિશે પૂછતો હતો—

> પાતળ–પેટાં ને પીળરંગાં પશવને પારે;
> રાવલ! રેખાળાં માનવી ઊતર્યાં કયે આરે!

અર્થાત્ હે રાવલ નદી ! પેટે પાતળિયાં, પીળરંગાં, ને ઉદર પર પડતી ત્રિવલી વડે શોભતાં હરણ સરીખાં સુકુમાર મારાં માનવી–મારી કુંવર્ય–તારે કિયે આરે ઊતરી ? એવો કોઈ પિયુ આંહીં મહીને પ્રશ્ન પૂછે તેવું વાતાવરણ નહોતું.

***

રોજીંદા એક વાર ચડતા 'ઉધાન'નાં સાગર–નીરનો સમય આજે રાતના ૧૧-૧૨નો છે. અત્યારે પાણી સાથળ સમાણાં ને ક્યાંઈક ક્યાંઈક ઘૂંટણ સમાણાં છે. દૂર દૂર કું

પંક્તિબંધ માણસોને મહીજળ ઓળંગીને સામે પાર જતાં-જોઇ રહું છું. આ ગામગામના આરા સિવાય વચ્ચે તો મહી ઉતરાય તેમ છે નહિ. આરે હોડીઓ રહે છે. ને ઉધાન હોય ત્યારે એ પાર જવાના ખપમાં આવે છે.

મહીના શયનમંદિરમાં સાગર રોજ પ્રવેશે છે. એ દરિયાઇ ભરતીને ‘ ઘોડો ’ કહે છે. ઘોડાનું રૂપક જેને સૂઝ્યું હોય તેને ધન્ય છે. નદીમાં આવતો સાગરનો જુવાળ ઘોડાનો જ ઘાટ રજૂ કરે છે. કેશવાળીશી શ્વેત ફીણાળી તરંગ ટોચ, વિલાસમસ્તીના ઉછાળા મારતા નીર–ડદમો, અને હડૂડૂડૂ એવા હણહણાટ: ઘોડો આવવાનો થાય ત્યારે આરેઆરેથી માછીઓ પોતપોતાની નાવડીઓને ઘોડાની સામે એક માઇલ લઇ જાય, ને નાવનો અને ઘોડાનો જ્યાં સંપર્ક થાય ત્યાં ઘડીભર તો નાવડીને પોતાના પાછલા પડખામાં લપાવી દઇને પછી ઘોડો એને પોતાની માણેકલટને સ્થાને, અગર તો કાનસૂરી વચ્ચેના કોઇક ફૂમતાબંધ શણગારની અદાથી રમાડતો ઝુલાવતો હીંહોટા દેતો દેતો ધસ્યો આવે છે નદીની શયન–સોડમાં.

* * *

એ દેખાવ કલ્પનામાં છે ત્યાં સુધી સુંદર છે. પણ મહારાજે મને એવા એક મહી–ઉતરાણનો કિસ્સો કહ્યો હતો તેણે મનને ઉદાસીથી ભરી મૂક્યું છે. પોતે વડોદરેથી આવતા હતા. સાથે એક ભંગી ને એની દીકરી થયાં. બાઇના હાથમાં બાળક હતું. સાથે વાંસનો ભારો હતો. આરા પર આવ્યા કે તુરત એક માણસે બૂમ મારી, જલદી ઊતરો નહિતર ઘોડો આવે છે. મહારાજ તો બાજંદા તરૈયા, શરીરે પાવરધા, તે પાણીમાં ચાલ્યા. પછવાડે પેલો ભંગી ઊતર્યો, ને એ વાંસનો ભારો પાણીમાં ખેંચતો ચાલ્યો. મનમાં એમ કે બાઇ બાળકને લઇને પાછળપાછળ ચાલી આવે છે. પેલે કાંઠે બેઉ પહોંચી ગયા પછી પાછળ જુએ તો દૂર દૂર બાઇ પાણીની અંદર સજ્જડ બનીને ઊભી થઇ રહેલી, પાસે છે બાળક. બૂમ પાડી, ‘ અરે બાઇ, ઝટ ચાલી આવ ! ’ પણ બાઇના મોંમાં બોલ નથી, શરીરમાં સંચરાટ નથી. બૂમો પડે છે: ‘ ઘોડો આવે છે ! વાધુ આવે છે ! ’ જે માણસ બૂમો પાડતો આવ્યો તેને પેલા ભંગીએ કહ્યું: ‘ ભાઇ, મારી દીકરીને તું ઉતારી લાવ. ’ માછી કહે ‘ શું ધ્યાન છે ?’ ભંગી કહે ‘ મારી જો એ, આતા છે ને, આ થે..’ ‘ એટલે તો શાનો ઉતારું !’ એમ કહેતો એ તો હબકબતો ચાલ્યો ગયો, ને મહારાજ એ ભંગીને, અને પછી એની પાણીમાં દૂર થંભી રહેલી બાળકવંતી પુત્રીને જોઇ રહ્યા. બેમાંથી કોઇમાં જાણે ચેતન નથી. ને શિર ઉપર સદાની વિદાય તોળાઇને ઊભી છે. મહારાજ પાછા ગયા, બાઇ પાસે પહોંચ્યા, બાઇને કહે છે કે ‘ આંહીં આવ ! ’ બાઇ બોલતી જ નથી. એ તો જાણે કે જીવન–મૃત્યુ વચ્ચે ભેદ જ ત્યજી ઊભી છે. મહારાજે જઈ બાળકને હાથમાં લીધું, બાઇનો હાથ પકડી ચડતા પાણીમાં દોરી, બાઈ રસ્તે ફક્ત એટલું જ બોલી શકી: ‘ બાપજી ! મારું તો જે થવું હો તે થાવ, પણ મારી છોકરીને કંઈ થવા દેશો ના હોં કે ! ’ મુસીબતે બાઇને સામે કાંઠે પહોંચાડી ત્યારે બાઇનો બાપ બોલ્યો:

“ બાપજી ! તમારાં તો ઘી ગોળનાં હાડ ખરાં ને ’! એ તો ઘી ગોળનાં હાડવાળા તેથી જ તમે આને લઇ આવ્યા, અમે તો શું કરી શકીએ ! ’

તે દિવસે એ ભંગીના બોલ પર જેવા પોતે મરકયા હશે તેવા આજે પણ મંદમંદ મરકીને મહારાજ કહે છેઃ " ઘી ગોળનાં હાડકાં ! " વસ્તુતઃ તો એણે વર્ષોથી નરી ખીચડી સિવાય, કંગાલ ઘરના ખરાબ દાળ–ચોખાના એ મૂઠી બાફણાના એક ટંકના ભોજન સિવાય ઝાઝું કંઇ જોયું નથી.

***

ગમગીન અને નિર્જન મહી–આરા પર મળી ગયેલો એક ખારવો તડાકાબંધ વાતો કરતો કરતો બેએક માસ પર મહીસાગરમાં ઘસડાઇ આવેલા મચ્છની વાત કહી ગયો. ૫૦–૬૦ હાથ લાંબો, મોં ફાડે તો મહીં આપણે ઊભા ને ઊભા ચાલ્યા જઇએ તેવડા પેટવાળો એ મગરમચ્છ આંહી ચાંપોલ સુધી આવી ચડયો હતો. મોંમાંથી પાણી ઉછાળતો હતો. પછી ઓટ થયો. જળ છીંછરું બન્યું. મચ્છે બહુ બહુ બરાડા પાડયા, બહુ તડફડાટા નાખ્યા, છેવટે કમોતે મરી ગયો.

વાત સાંભળીને મને સોન–હલામણથી લોકકથામાંના બે દુહા સાંભર્યા—

મચ્છ માંજળ હોય, (આંઇ) કિયે અવગુણે આવિયો;<br>
લેવાણો લોઢે, કે સાયર સંઘર્યો નહિ !

દેશવટે ચાલી નીકળેલી સોનવિજોગી હલામણ સિંધ તરફ જતાં એક સોરઠી નદી ( ઢેબર કે વરતુ )ના સંગમમુખ પાસે મચ્છને જોઇ કહે છે કે ભાઇ ! તું મચ્છ તો મહાજળમાં હોય, તું અહીં નદીનાં છીછર નીરમાં, કયાંથી આવ્યો ? શું તું ભરતીના તરંગોમાં ઘસડાયો ? કે દરિયે તને સંઘરવા ના કહી ? શું તું યે મારા સરીખો દેશવટે કાઢેલ છો ?

મચ્છ એનો જવાબ આપે છે—

ગઇ વીળ વળે, નીળે જાળણું નહિ;<br>
સોનાની સંગાથે, હાલીતલ હળવું પડયું.

હે ભાઈ ! ભરતી (વીળ્ય)માં હું આંહી સુધી નાનકડા માછલાની સાથે સાથે ભૂલથી ચાલ્યો આવ્યો. આ વેળ્ય પાછી ઊતરી જશે એ જાણતો નહોતો, ઊતરતી વેળ્યમાં હું પાછો ન વળી શકયો. આમ હું મહાન, એક નાના–ક્ષુદ્ર–માછલાની સોબતમાં હાલવાથી હલકો પડયો. *

—ઝવેરચંદ મેઘાણી

* " ફૂલછાબ " તા. ૨૦–૪–'૪૫ માંથી સાભાર–ઉદ્ધૃત.

# મેનીનજાઈટીસ : (ગરદનતોડ બુખાર)

**આ રોગે લગભગ છેલ્લા દશકાથી ગુજરાતમાં ત્રાસ ફેલાવ્યો છે અને અનેક માનવોના ભોગ લીધા છે. એનો પરિચય અને ઉપચારોને લગતો આ લેખ જનહિતાર્થે લેખકે " સ્વદેશ "માં છપાવેલો તે એ જ આશયથી પ્રચાર ખાતર અહીં ઉતાર્યો છે.**

જનતાની જીભે અને ચિકિત્સકોના હાથે ચડેલા આ સેરિબ્રો સ્પાઇનલ મેનીનજાઇટીસ રોગનો ઠીક ઠીક પ્રમાણમાં ફેલાવો પામ્યાને હજી ગણ્યાં ગાંઠયાં વર્ષો જ વીત્યાં છે. તેનો પ્રથમ ઉદ્ભવ સને ૧૮૦૫ થી ૧૮૩૦ સુધીમાં યુરોપના દેશોમાં અને ત્યાંથી આગળ વધી અમેરિકામાં થઇને તે એક વખત શાંત થયો. ફરીથી સને ૧૮૩૭ થી ૧૮૫૦ સુધીમાં યુરોપના દેશોમાં ફેલાયો અને ૧૮૭૫ માં આફ્રિકા થઇને આ વ્યાધિ એશિયા ખંડમાં આવી પહોંચ્યો. સને ૧૯૦૭ માં એણે પ્રથમ હિન્દમાં દેખાવ દીધો અને સને **૧૯૧૪ માં તો એ** હિન્દના ઘણા ભાગોમાં દેખાયો. સને ૧૯૩૪ માં તો ગુજરાતના પાટનગર સમા અમદાવાદ શહેર અને એના આજુબાજુના વિસ્તારમાં એણે પોતાની ભયંકરતાનો પ્રત્યક્ષ પરચો આપીને મેનીનજાઇટીસના નામનો શોર મચાવી મૂક્યો.

હવે તો એ કાયમનો આ દેશનો જ રહેવાસી હોય એમ જુદા જુદા પ્રાન્તોમાં શરૂ થાય છે અને પ્રયત્નોને પરિણામે એનું શમન પણ થાય છે. કેટલાક ચિકિત્સકોનું માનવું છે કે ખાસ કરીને જેલખાનાં–શરણુસંસ્થાન, સિપાહીઓને રહેવાનાં સ્થળો અને ભેજવાળી જગ્યાએ આ વ્યાધિ ખાસ કરીને ફાટી નીકળે છે. આ રોગ થવાનું કારણ આંગ્લ વૈદક કહે છે કે મોતીઝરો–લાલ તાવ, ગરમી, શરદી અને ભેજથી જંતુ ઉત્પન્ન થઇ મેનીનજાઇટીસ શરૂ થાય છે.

ત્રિદોષ સિદ્ધાન્તને મુખ્ય માનનાર આયુર્વેદશાસ્ત્રનિષ્ણાતો માને છે કે વૃદ્ધ પિત્ત, વૃદ્ધ વાત અને હીન કફરૂપે ફેરવાઇ જઇને આ વ્યાધિ ઉત્પન્ન થાય છે. ખાસ કરીને અતિ ઠંડા તથા રૂક્ષ ( ફરસાણ–ચવાણાં વિ. ) ભોજન, શીતળ વાયુ, ધૂળીથી ભરપૂર અસ્વચ્છ અને ગંદુ હવામાન, ઋતુવિપર્યય, શરીર પર ચોટ લાગવી, મસ્તકમાં ફોડકા થવા, મોતીઝરા અને ઉપદંશના વ્યાધિવાળાને આ વ્યાધિ તત્કાળ પોતાના પંજામાં પકડી લે છે.

આ વ્યાધિની શરૂઆત થઇ ત્યારથી અમે જોતા આવ્યા છીએ કે ખાસ કરીને શિશિરઋતુને ઉતરવાનાં અને વસન્ત ઋતુને બેસવાનો સમય એ જ આ વ્યાધિની મોસમનો પણ સમય મોટે ભાગે હોય છે. અર્થાત્ બંને ઋતુના ગુણધર્મ જ્યારે સાથે ભોગવાતા હોય છે. ગરમી અને ઠંડી બંને ઋતુનાં સમન્વય વખતે આ વ્યાધિની શરૂઆત હોય છે. તેની સાથે ઋતુમાં પણ હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગ થાય છે ત્યારે ખાસ કરીને આ વ્યાધિ અને આવી જ જાતના બીજા સંક્રામક વ્યાધિ જરૂર પેદા થાય છે.

આ વખતે હુતાશણી ગઇ છતાં ઠંડી હતી અને અચાનક તા. ૨૮ મી ફેબ્રુઆરી

પછી સખ્ત ગરમી શરૂ થઇ ગઇ. બારેક દિવસ એ રીતે ગરમી પડી અને એકદમ અચાનક ઋતુનો હીનયોગ થયો, ત્યારે બીજી ઋતુએ મિથ્યાયોગ લીધો અને સખ્ત ઠંડી પડવા લાગી. વળી તા. ૨૫ મી માર્ચ પછી પાછી સખ્ત ગરમી શરૂ થઇ ગઇ. આ રીતે ઋતુના સંધિકાળ વખતે માનવીએ ખૂબ સંભાળથી રહેવું જોઇએ. પણ વૈદકશાસ્ત્રથી અજાણ મનુષ્યો ખૂબ બેદરકાર હોય છે. ઋતુઓના ફેરફાર તરફ એમની નજર નથી હોતી. તેની સાથે માનવીઓ અસહનશીલ સ્વભાવનાં પણ એટલાં જ થઇ ગયાં છે.

પૂરી–ગરમી–સંપૂર્ણ ઉષ્મા આવતાં પહેલાં તો શહેરીજીવન જીવતાં માનવીઓ જાણે ગરમીથી ત્રાસી જતાં હોય તેમ બરફનાં પીણાં, લેમન અને શરબત, પંખાની હવા, શિખંડ અને બરફ નાખેલી લસ્સીઓ તથા બરફમિશ્રિત પાણી પીવા લાગી જાય છે; અગાશીમાં તદ્દન ખુલ્લામાં સુવાનું શરૂ કરી દે છે; અને મધ્યરાત્રિ પછી ઠંડી પડવા છતાં, ઝાકળ વરસવા છતાંય સારી રાતભર એ હવાનાં મોં સાથે રમત રમવા માટે ખુલ્લામાં સૂઇ રહે છે અને એ જ રીતે દિવસનો બપોરનો તડકો ખાવો, બરફનાં કૃત્રિમ પીણાં અને રાતનું ખુલ્લી ઝાકળમાં પડી રહેવું અને ઉપરથી ઋતુનું મિશ્ર હવામાન ઝપાટા દઇ રહ્યું હોય, જ્યારે પેટમાં તો વર્ષો જૂનો મળસંચય થઇ રહેલો હોય ! પછી મેનીનજાઇટીસ આવી પહોંચે તો એમાં નવાઇ પણ શી ?

ગરમી ચાલુ થયા પછી જ્યારે ઠંડીનું મોજું આવી પહોંચ્યું–માર્ચની તા. પાંચમીની આસપાસ–ત્યારે અમારા નિકટના રહેનાર માનવીઓને અને દરદીઓને અમે ચેતવેલા કે: " સંભાળજો; ઋતુએ પલટો લીધો છે " અને સંભળાયું કે, મોરબી, જામનગર અને ધ્રાંગધ્રામાં મેનીનજાઇટીસ શરૂ થયો છે અને ત્યારપછી તો મુંબઇ, ભરૂચ અને ગુજરાતના ઘણા પ્રદેશમાં એની શરૂઆત થઇ ગઇ; એટલે અમારૂં તો ચોકકસ માનવું છે કે શીતકાળ અને ઉષ્ણકાળની સંધિ વખતે મેનીનજાઇટીસ ફાટી નીકળે છે.

ચરકોક્ત વાતજ્વરનાં લખાણોથી મેનીનજાઇટીસ ઠીક ઠીક મળતો હોવા છતાં કેટલાક ધુરંધરો મેનીનજાઇટીસ અને ' પાકલ સંન્નિપાત ', ' ભગ્નેત્રય સંન્નિપાત ', ' સંયોગિક જ્વર ', ' આક્ષેપક જ્વર ', ' મસ્તિષ્કાવરણ પ્રદાહ ' માન્યો છે.

પચીસમું નિખિલ ભારતવર્ષીય વૈદ્યસંમેલન અમદાવાદમાં ભરાએલું ત્યારે નૂતન વ્યાધિ વિચાર સંભાષા પરિષદના સભાપતિ માનનીય વૈદ્યવર પં. કનૈયાલાલજી આયુર્વેદ આચાર્ય ( જયપુર સ્ટેટ ) એમણે મેનીનજાઇટીસને સંન્નિપાતાન્તર્ગત અભિન્યાસ ત્રિદોષનાં લક્ષણો સાથે સરખાવેલાં.

એટલે જુદા જુદા મતો હોવાથી હજુ આયુર્વેદિક વૈદ્યરાજો મેનીનજાઇટીસ માટે કોઇ જાતના ચોક્કસ નિર્ણય ઉપર આવ્યા નથી, છતાં પ્રધાનપણે વાતાદિક દોષ કુપિત વાતજ્વર આ વ્યાધિને કહેવાં એ ચરક મતાનુસાર વધુ બંધબેસતું છે.

દરદની શરૂઆતમાં પ્રથમ દરદીને ગભરાટ જેવું જણાય છે અને ક્ષુધા મંદ પડી જાય છે: માથામાં ચક્કર આવતાં હોય એમ લાગે છે અને કાનની નીચેની નસો અને ગરદનની નસો ભારે જણાવા લાગે છે તથા દુખાવો શરૂ થાય છે; આ એનું પૂર્વસ્વરૂપ છે.

એકાદ દિવસ આ વાત જણાયા પછી મસ્તકપીડા વધવા લાગે છે અને એની સાથે તેની ગરદનમાં પણ પીડા શરૂ થાય છે. ગરદન પાછળથી જેમ ખેંચાતી હોય એવું જણાય છે. જેમ ધનુર્વાતનો દરદી કામઠું બને છે તેમ ગરદનનો ભાગ પાછળ ખેંચાએલો જણાવા લાગે છે. તેની સાથે દરદી માનસિક શક્તિ ખોઇ બેઠેલો તથા બેહોશ બની જાય છે. શુદ્ધિમાં આવતાં દુઃખાવાની બૂમો મારે છે, સાથે જ ઊલટી અને ખકારી શરૂ થાય છે. ત્રણ દિવસમાં કમ્મરમાં પણ દર્દ શરૂ થઇ જાય છે. તાવ ૧૦૨° અને વધારેમાં વધારે ૧૦૩° થી વધતો નથી. દરદીને અંધારામાં પડી રહેવું ગમે છે, ઊંઘમાં પડે છે તો પણ ઊલટી અને ઊબકા શરૂ જ હોય છે. ઝાડો–પેસાબ ઘણુંખરૂં બંધ જ હોય છે અને અસાધ્ય બનતા દરદીનાં મળ–મૂત્ર પથારીમાં જ થઇ જાય છે. કેટલાક દરદીને હોઠ ઉપર મોતીના જેવા દાણા જણાય છે અને શરીર ઉપર લાલ રંગના દાણા કેટલાક કેસોમાં જોવા મળે છે. બધાં લક્ષણોમાં દરદી પોતાની ડોક જે પાછળ ખેંચાએલી હોય તેને કોઇ પણ પ્રકારે સીધી રાખી શકતો નથી–કરી શકતો નથી. ગરદનનો ભાગ કઠણ થએલો અને સોજાવાળો જણાય છે, ધીરે ધીરે આખું શરીર અક્કડ થઇ ગએલું માલમ પડે છે, દરદી રડે છે, લવારી કરે છે, આંખો લાલ થયેલી માલમ પડે છે, કીકીનો ભાગ મોટો થએલો જણાય છે.

મેનીનજાઇટીસના દરદીનો એક પગ વાળવાનો આપણે પ્રયત્ન કરીશું તો બંને પગ સાથે જ વાળી શકાશે. એક પગ નહિ જ વળી શકે; કારણ કે આ રોગીની સ્નાયુપ્રણાલી વિશેષ ઉત્તેજિત થતી હોવાથી તેમાં જડતા આવી જાય છે. અને કેટલીક વખત દરદી બહેરો કે આંધળો થઇ જશે એમ જણાય છે. કારણ કે રોગની શરૂઆત પછી થોડા જ કલાક બાદ સ્નાયુશક્તિની ક્રિયા અક્ષેપ થતી જાય છે અને ઘણું કરીને સ્થાનિક રક્તસંચાલન ક્રિયા વધી પડે છે અને એથી જ દરદી પ્રલાપ કરતો જણાય છે. નાડીની ગતિ કોઇ વખતે તાપમાન સાથે વધતી જણાય છે તો કોઇ વખત તદ્દન મંદ પડી જાય છે. કેટલાક રોગીના પેસાબમાં " આલ્બ્યુમિન "નું પ્રમાણ વધેલું માલૂમ પડે છે.

મેનીનજાઇટીસના રોગીને ચાર પ્રકારમાં વહેંચી શકાયઃ—

(૧) રોગના આક્રમણની સાથે બેહોશી, સખત જ્વર અને અસહ્ય વેદનાવાળો દરદી બોતેર કલાકમાં જ ઉપડી જાય છે.

(૨) શરૂઆતમાં સખ્ત વેદના થાય છે અને તીવ્રતા પણ માલમ પડે છે, પરન્તુ ઉપચાર શરૂ કરતાં સદ્યલાભ થવા લાગે છે. આવો દરદી કેટલાંક સપ્તાહ પથારી સેવીને બેઠો થાય છે, પરન્તુ એના સ્નાયુને સંપૂર્ણ તંદુરસ્તી પાછી મેળવતાં કેટલાક મહિના લાગે છે.

(૩) બહુ જ સાધારણ લક્ષણો સાથે વ્યાધિની શરૂઆત થાય છે અને બહુ આગળ વધતો પણ નથી–તેમ થોડાક સમજપૂર્વકના ઉપચારોથી દરદી સારો પણ થઇ જાય છે.

(૪) તીવ્ર વેગનું શમન થયા પછી પણ રોગી અત્યંત નિર્બળ બની જાય છે અને મહિનાઓ સુધી દરદી પથારીવશ રહે છે, યા તો સુનકાર ક્રિયાવિહીન, ધ્યાનમનસ્ક, ચેતના–વિહીન, દેહમાંનું ચેતન કોઇએ હરી લીધું હોય તેવો, મરવાની આળસે જીવતો હોય છે, આવો દરદી કેટલાક મહિનાઓ સુધી આ દશા ભોગવે છે.

આ રીતે મેનીનજાઇટીસના વ્યાધિનો કોઇ એક જ પ્રકાર અને રૂપ કહી શકાય તેમ નથી, પરન્તુ આકરા હુમલાવાળો દરદી તો પ્રથમ સપ્તાહમાં જ ખતમ થઇ જાય છે. છેલ્લામાં છેલ્લી શોધનાં ઇન્જેકશનો અને પીચકારી વડે રસી ખેંચવાના ઉપાયો કામે લગાડવા છતાં સો કેસમાંથી માંડ ચાળીશ કેસો જ બચાવી શકાય છે, અને સાઠ કેસો તો પૂરતો ઉપચાર કરવા છતાં ય બચી શકતા નથી, એમ આંકડાઓના તારણ ઉપરથી કહી શકાય.

આ દરદને કેટલાક સંક્રામક ( ચેપી ) માનતા નથી અને કેટલાક માને પણ છે કે આ વ્યાધિ ફેલાવનારો જરૂર છે. તેના જંતુને " મેનીંગો કોકસ "નાં નામે ઓળખવામાં આવે છે.

આંગ્લ પદ્ધતિ પ્રમાણે ગરદન અને કમ્મરના કરોડરજ્જુ પાસેથી પિચકારી વડે રસી ખેંચવામાં આવે છે. અને એ વખતે દરદીના દુઃખનું બ્યાન આંખમાંથી આંસુ સરી પડે તેવું કરુણ છે. રસી ખેંચવી અને " એન્ટીમેનીંગો સિરમ "નું ઇન્જેકશન આપવું એ આ દર્દની મુખ્ય ઉપચારપદ્ધતિ છે. દરદની શરૂઆતમાં આ ઇન્જેક્શન આપવામાં આવે તો અમોઘ ઔષધ બની જાય એમ ડૉકટરો માને છે. દરદીને બચાવવા માટેનો આ સિવાય બીજો ઇલાજ એલોપથીમાં નથી, પછી અનુષંગિક ઉપચાર તરીકે બ્રોમાઇડ ઓફ સોડા, કલોરલ જેવી સ્નાયુ શૈથિલ્યકૃત દવાઓ, મોરફીઆનું સૂક્ષ્મ માત્રાનું ઇંજેકશન, દરદીની ઉત્તેજનાનું શમન કરવા આયોડિન અને બેન્ઝોઇની વરાળ આપવાના ઉપચારો બુદ્ધિપૂર્વક દરદીના પ્રારબ્ધ ઉપર હાથ મૂકી કરવામાં આવે છે.

રાણપુરનિવાસી ડૉ. વોરા કે જેઓ મારા મિત્ર છે એમનું ચોક્કસ માનવું છે કે દરદની શરૂઆતથી જ જો સમજી-વિચારી એમ. બી. ૬૯૩ ની ટીકડીની યોજના કરવામાં આવે તો દરદી ચોક્કસ બચી જાય છે. ગયા વર્ષમાં ત્રણેક દરદીને આ ટીકડી આપીને એમણે સારૂં પરિણામ મેળવેલું.

આટલે સુધી તો દરદની શરૂઆત, લક્ષણ સ્વરૂપ અને થઇ રહેલી ચિકિત્સા સંબંધમાં હકીકત આપી. દેશી વૈદકના ઉપચારોનો દરદી અને પરિચારકો બંને શ્રદ્ધાવાન હોય અને વૈદ્ય પણ પોતાની જવાબદારી બરાબર સમજીને સંપૂર્ણ કાળજીપૂર્વક ઉપચાર કરે તો સોએ એંશી ટકા કેસમાં વિજય મેળવી શકે.

છતાં એ કહ્યા વગર નથી ચાલતું કે સાધારણ મનુષ્યે મેનીનજાઇટીસ જેવા ગંભીર રોગમાં ઘરગથ્થુ ઉપચારના વિશ્વાસે રહીને દરદીને રીબાવા દેવો એના કરતાં તો કુશળ વૈદ્ય કે ડૉકટરની સારવાર નીચે લઇ જવો અથવા નજીકની સારી હૉસ્પિટલમાં ખસેડવો તે વધુ હિતાવહ છે એકાદ કેસ શહેર ગામડામાં કે મહોલ્લામાં થએલ સંભળાય કે તરત જ આમજનતા અને મ્યુનિસિપાલિટીએ સતેજ બની જઇ લોકકલ્યાણની ભાવનાવાળા અમલદારોએ ફરજીઆત સફાઇ, સ્વચ્છતા, અને ગંદકી દૂર કરવા તરફ પૂરતું ધ્યાન આપવું જોઇએ. જાહેર પ્રેમાગો, હોટલો, ખાણાં-પીણાંની દુકાનો, ભુસા અને મિઠાઇવાળાઓને દુકાને તાળાં મરાવી ફરજીઆત આરામ કરવા માટે સખત ફરમાન કરવું જોઇએ.

અઠવાડિયા પહેલા હું ભાવનગર ગયો ત્યારે મેં સાંભળ્યું કે મેનીનજાઇટીસના ચાર છ કેસ થયા અને મ્યુ. હેલ્થ ઓફિસર ચોંકી ઉઠયા. શહેરની બધી જ હોટલો, સિનેમા, નાટયગૃહો, મિઠાઇની દુકાનો, સપ્ત જાપ્તા સાથે ફરજીઆત બંધ કરાવી અને ગલીએ ગલીએ અને નાકે નાકે લીંમડો, ગુગળ અને લોબાનની લારીઓમાં ધૂણી બનાવી ફેરવવા માંડી અને મેનીનજાઇટીસ સામે સખ્ત હાથે કામ લઇને મજબૂત મોરચો રચ્યો તથા વ્યાધિની વ્યાપકતા વધે એ પહેલાં વિજય મેળવ્યો. જનતાની સુખાકારી માટે અઢાર અઢાર કલાક સાઇકલ ઉપર દોટ મૂકી શહેર પૂરતી તંદુરસ્તી જળવાય એ માટે સતત પહેરો ભરનાર ઓફિસરો આપણા શહેરે શહેરમાં હોય તો કેટલું સારૂં ?

## દેશી વૈદકના ઉપચારો

(૧) દરદીના ગળા અને કમ્મર ફરતું ગરમ કપડું વીંટાળવું.

(૨) ગરદન ઉપર નીચેનો લેપ કરવોઃ—

એરંડાનાં મીંજ તો. ૮, અડદનો લોટ તો. ૮, લસણુ તો. ૪, આહન તો. ૪, અફીણુ તો. ૧, કપૂર તો. ૧.

ઉપરની બધી ચીજોને જુદી જુદી ખાંડી પછી પાણીમાં ખદખદાવી નીચે ઉતારી તેની અંદર મહાનારાયણુ તેલ મેળવી કાનની નીચેથી ગરદનના બધા ભાગમાં જાડો લેપ કરી ઉપર ગરમ કપડું વીંટવું.

બાર કલાક લેપ રહેવા દઇને ત્યાર પછી કાઢી ગરમ પાણીથી ધોઇ દુખતા બધા ભાગ ઉપર વિષગર્ભ તેલ તથા નારાયણુ તેલ મેળવી ધીરા હાથે માલીશ કરવું. ( તેલ ચામડીમાં ઊતરી જાય એ રીતે. ) આ તેલોનો આખા શરીરે પણુ એક હાથ મારી દેવો.

### (૩) કવાથ

સાચું કુઠ, કચુરો, ભારંગી, ત્રાયમાણુ, ગળો, કાકડશીંગી, પુનર્નવા, એરંડમૂળ, દશમૂળ જવાસોઃ આ સર્વ વસ્તુને સરખા વજને લઈ બોરકૂટ ખાંડી તેમાંથી પાંચ તોલા ભૂકો લઇ બત્રીસ તોલા પાણીમાં નાખી ઉકાળવું અને દશ તોલા પાણી બાકી રહેતાં તેમાં તાજું ગૌમૂત્ર તોલા ૧૦ નાખી ફરી પકાવવું અને દશ તોલા બાકી રહેતાં કપડે ગાળી તેના ત્રણુ ભાગ કરી ચાર ચાર કલાકને અંતરે દરદીને આપવું.

### (૪) વાત સંજીવની મિશ્રણુ

બનંદવંત ચિંતામણિ રતી ૨, ચતુર્ભુજ રસ રતી ૨, કસ્તુરી ભૈરવ રતી ૨, ષોડપ ગુણુ ગંધક જારિત ચંદ્રોદય રતી ૨, સંજીવની વટી ગોળી ૨૦, હિરણ્યગર્ભ રતી ૧.

ઉપરની બધી ચીજો ખરલમાં ઘૂંટી તેના સરખા પ્રમાણુમાંનાં પડીકાં કરો, આદુ તુલસી અને નાગરવેલના પાનના રસમાં જરા મધ મેળવી એક પડીકું મિશ્ર કરી ૭-૭ કલાકને અંતરે દરદીને આપવું. ઉપરનો કવાથ અને આ ઔષધ બંને સાથે ચાલુ કરવાં, અથવા પ્રતાપલંકેશ્વર રસ રતી ૧, ગળોસત્વ રતી ૧, બૃહદ્‌ કસ્તુરી ભૈરવ રતી ૧ મેળવી મધ સાથે ચાર ચાર કલાકે આપવું અને તેના ઉપર બબ્બે ગોળી યોગરાજ ગુગળની આપવી.

કહેવાનું રહી જાય છે કે ઉપચારની શરૂઆત કરતાં પહેલાં દરદીના પેટમાં–આંતરડામાં જૂનો મળ હોય તો એનિમા અથવા સૂક્ષ્મ રેચન આપી કોષ્ઠશુદ્ધિ કરી લેવી બહુ જરૂરી છે. ઉકાળેલા ઠારેલા પાણી સિવાય દરદીને બીજું કશું જ ન આપવું. સંપૂર્ણ લંઘન એ પણ એટલું જ જરૂરી છે.

પુખ્ત મનોબળવાળા, સશક્ત અને હુંશિયાર પરિચારક સિવાય વધુ માનવીઓના સંસર્ગથી દરદીને ખાસ બચાવવો. ઘરમાં દરદી હોય તો ઘરમાં બીજાં માણસોએ જુદો વસવાટ કરવો અને સંસર્ગજન્ય ચેપ ન ફેલાય એની સંપૂર્ણ કાળજી રાખવી.

વિદ્વાન અને પ્રવીણ વૈદ્યરાજો ઉપરના ઉપચારો જાણતા જ હોય છે એટલે આ સેવક બીજું તો શું કહેવાનો હતો, પણ મેનીનજાઇટીસ જેવા વ્યાધિ ઉપર દેશી વૈદક-વિજય મેળવી કેસો સારા કરી શકે એ વૈદ્ય સમાજને વધુ ખુશી હાંસલ કરવા જેવું અને આયુર્વેદની કીર્તિને વધારવા સમાન છે.

જનસમાજ આક્રમણકારી આવા વ્યાધિ સામે સતેજ બને, જીવનરક્ષાના ખર્ચને સમજે, આહાર, વિહાર અને રૂઢિના ધર્મથી જાણકાર બને તો હિન્દનું મરણપ્રમાણ જરૂર ઘટાડી શકાય અને અવનવા વ્યાધિઓ ફાટી નીકળીને આજે દેશનું નિકંદન કાઢી રહેલ છે એનાથી બચી જવાય.

વૈદ્ય જાદવજી નરભેરામ પારડીવાળા

( "સંદેશ" માંથી )

---

## ૫૯ ભાષાનો જાણકાર શ્રી. કે. અમૃત રાવ !

હિન્દુસ્તાનનો કિનારો છોડ્યા વિના અને વિદ્યાપીઠોમાં રીતસરનો શાસ્ત્રીય અભ્યાસ કર્યા વિના એક–બે નહિ, પાંચ–પચીસ નહિ, પણ ઓછામાં ઓછી ઓગણસાઠ ભાષાનું જ્ઞાન ધરાવનાર હિન્દમાં એક વિદ્વાન છે. એમનું મુબારક નામ છે શ્રી. કે. અમૃત રાવ ને ઉમર હાલ છે પાંસઠ વર્ષ. " બેંગલોર ઇન્સ્ટીટ્યૂટ ઑફ સાયન્સ "ના એ આજસુધી માનનીય ગ્રન્થપાલ હતા ને સર સી. વી. રામન જેવા " નોબેલ પારિતોષિક " વિજેતાએ મુક્તકંઠે એમની પ્રશંસા કરતાં કહ્યું હતું કે તેના અનેકવિધ માણસોના વર્ષોના પરિચયમાં આવનારાઓમાં આવી અનન્ય શક્તિવાળો માણસ તેમના જોયા–જાણ્યામાં આવ્યો નથી. હાલની જીવનસંધ્યાએ પણ તેમણે પૂણાની વાડીઆ કૉલેજનું ભાષાશાસ્ત્રનું માનદ અધ્યાપક પદ સ્વીકાર્યું છે ને ત્યાં તેઓ લૅટિન, જર્મન અને ફ્રેન્ચ ભાષાઓ શીખવે છે. બીજી અનેક ભાષાઓમાં સંસ્કૃત, ચીની અને જાપાની સુદ્ધાં તે જાણે છે. આ ભાષાઓ પૈકી કોઇ પણ એકાદ પર પ્રભુત્વ પ્રાપ્ત કરવું એ એક મહાન સાફલ્ય છે, પણ અમૃત રાવે તો અનેક સાફલ્ય પ્રાપ્ત કરેલાં છે અને યુરોપની ભાષાસમૃદ્ધિના જ્ઞાનમાં હજુ ય તેઓ ઉત્તરોત્તર વૃદ્ધિ જ કરતા રહ્યા છે.

ભાષાજ્ઞાનપ્રાપ્તિની આવી આશ્ચર્યજનક શક્તિના મૂળમાં રહેલું રહસ્ય સમજાવતાં તેઓ કહે છે કે તે તો તદ્દન સાદું–સીધું છેઃ " બાળક શીખે તેમ ભાષા શીખો; શક્ય હોય તો તો બાળકને જ તમારો શિક્ષક બનાવી તેની પાસેથી ભાષા શીખો. "

આવો વિદ્વાન એ દેશનું ભૂષણ છે ને ઇલાકાનું નાક છે.

( "યુગાન્તર" માંથી )

# ભોળા લોકોને ધૂતતી સૌન્દર્યવર્ધક દવાઓનું ધતીંગ

**આપણા દેશના અભણ અને અજ્ઞાન લોકોને ધૂતવા માટે તરેહવાર આકર્ષક નામો હેઠળ નીકળતી દવાઓનો આજે ચારે તરફ રાફડો ફાટયો છે; પરંતુ આ દવા વેચનારાઓ ઉપર કોઈ જાતનો કાયદેસર અંકુશ કે તપાસ નથી. પરંતુ ઈંગ્લાંડ કે અમેરિકામાં તો આવી દવાઓ સરકારી સર્ટિફિકેટ સિવાય વેચી શકાતી નથી. અને ખોટી દવાઓ વેચનારાઓનો કાયદેસર કેવો ફેંજ થાય છે તેનો આ એક તાજો કિસ્સો અહીં ટાંકયો છે. આપણા દેશમાં પણ શક્તિવર્ધનને નામે ચાલતા ધતીંગો ઉપર કડક સરકારી નિયમનની કેટલી જરૂર છે તે છાપાં વાંચનાર દરેક સહેલાઇથી સમજી શકે તેમ છે.**

કોઇ પણ જાતનો ખોરાક કે બનાવટી સાધનોથી સ્ત્રીઓની છાતીનો વિકાસ થતો નથી એવી દાક્તરી તપાસ અને ખાતરી કર્યા બાદ અમેરિકામાં ચીકાગોની કોર્ટે ડૉ. જીનપોલ ફરનલેને " બ્રેસ્ટસ ઓફ યુથ " નામની નાની ટીકડીઓ વેચવા બદલ અને એ રીતે સ્ત્રીઓને છેતરવા માટે ગુન્હેગાર ઠરાવ્યો હતો.

ન્યુયોર્કના પત્રમાં નીચે મુજબની જાહેરાતથી આ. પ્રકરણની શરૂઆત થાય છે × × × સિવાયની આકૃતિ એ રંગ વિનાના ચિત્ર સમાન છે. પણ × × × × સ્ત્રોને યોગ્ય સ્થાને મૂકો.........અને તેનો પૂર્ણ વિકાસ થશે. ડૉ. જીન પોલ ફરનલનો ત્રણવાર ડૉક્ટર તરીકેનો પરવાનો ખૂંચવી લેવામાં આવ્યો હતો. ગયા માસમાં ખોરાક અને તપાસ ખાતાંએ ચીકાગોની ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં તેની સામે કેસ માંડયો.

" બ્રેસ્ટ ઓફ યુથ " નામની ટીકડીઓની જાહેરાત " બ્યુટી અને હેલ્થ " નામના ત્રિમાસિક પત્રમાંથી મળી આવી. × × × ×

યુ. એ. ડિસ્ટ્રીકટના વકીલ મંડળે જણાવ્યું કે એ બનાવટ નામ પ્રમાણે ગુણો ધરાવતી ન હતી અને એને જે નામ આપવામાં આવ્યું હતું તે બરાબર નહોતું. એમાં જણાવવામાં આવ્યું હતું કે વિકાસ થયો હોય, ઢીલી અને અસ્થિર છાતી માટે અસરકારક અને મજબૂત કે સારી વિકસિત યુવાનોની છાતીને વધારે વિકસાવનાર આ ટીકડીઓ છે.

મીસીસ–લુસાઇલ સુઠી નામની એક બાઇ જેણે ખાનગીમાં આનો ઉપયોગ કર્યો હતો. તેણે કોર્ટમાં આવીને હિંમતભેર સાક્ષી આપી, કે તેણી હંમેશાં પાતળી અને અણુવિકસિત હતી અને આ ટીકડીનું એક પેકેટ વાપરવા છતાં નોંધવા યોગ્ય પરિણામ આવ્યું ન હતું. અને એમ તેણીએ બીજુ પેકેટ વાપરવા માંડયું, પણ આમાં એને કંટાળો લાગ્યો અને ખોરાક અને દવાના ઇન્સ્પેક્ટર પાસે તેણી ગઇ.

કોર્ટને માલૂમ પડયું કે " બ્રેસ્ટ ઓફ યુથ "માં સામાન્ય મીઠું, મેગ્નીશિયમ અને અંડારાયને મળતા કોઇ અજ્ઞાત પદાર્થ આવેલા છે. બીજા એક વૈજ્ઞાનિક પ્રોફેસર ડૉ. વીલાર્ડ થોમ્સને તેની પરીક્ષા કરી ", માત્ર છાતી ઉપર કે તેના વિકાસ માટે કોઇપણ ખોરાક અસર કરે એવું મારી જાણમાં નથી. " ફર્નલની બીજી પાંચ જડીબુટ્ટીની વધારે તપાસ પછી કહ્યું કે જવાબદાર સાત કારણો માટે દોષિત છે અને ૫૦૦ ડોલરનો દંડ અને દરેક કારણ માટે એક વર્ષની સજા ફરમાવવામાં આવે છે.

( "યુગાંન્તર'

# ટૉનિક દવાઓ

**'ટોનિક' એ સાચે જ એક મોટો ભ્રમ છે, એ દલીલોનું આ લેખમાં વાસ્તવ રીતે સમર્થન કરવામાં આવ્યું છે. 'ટોનિક'ના ભ્રમમાં પડેલો માનવસમુદાય વ્યાયામ, સ્વચ્છ હવા, સાદો તત્ત્વવાળો ખોરાક અને પોષક તત્ત્વોનો ઉપયોગ કરી 'જીવન શક્તિ'ને જાળવી રાખવાનું કરે તો કેટલું સારૂં!**

વૈદકીય લોકોના જગતમાં રોગીઓના સંબંધમાં 'ટોનિક' (શક્તિવર્ધક વસ્તુ) તથા શક્તિવર્ધક ખોરાકને બહુ મોટી ચીજ ગણવામાં આવે છે. અને તેને બહુ જ મહત્ત્વ આપવામાં આવે છે. પરંતુ જો સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈએ તો તે એક બહુ મોટી ભૂલ છે.

માનવશરીર અગણિત તત્ત્વોથી બનેલું છે. આ તત્ત્વો પ્રતિદિન માનસિક અને શારીરિક કાર્ય કર્યે જાય છે. તેથી એ તત્ત્વો થોડી થોડી સંખ્યામાં નાશ પામતા જાય છે અને તેની જગા નવા તત્ત્વોથી ભરાતી જાય છે. તત્ત્વોની આ જોઈતી હેરફેર બનવું અને નાશ પામવું એનું જ નામ જીવન છે. શબોમાં તત્ત્વોનું બનવું અને આથમવું એ ક્રિયા અટકી જાય છે. *તત્ત્વ જેટલું ઉત્તમ કોટીનું હોય, બળવાન હોય તેટલી માનવશરીરની શક્તિ વધારે.*

અજ્ઞાન વૈદ ડોકટરો પોતાના દર્દીને ધાતુ પૌષ્ટિકની અને તાકાતની દવાઓ આપે છે. એ એમ માને છે કે આ દવાથી દર્દી તાકાતવાન બનશે. આવા વૈદ ડૉકટરો જાણતા નથી કે એ દવામાં તાકાત નથી હોતી. તાકાત તો હોય છે ઉત્તમ શક્તિથી મેળવેલા, શુદ્ધ લોહીથી બનેલા સુંદર, સ્વચ્છ તત્ત્વો જે શરીરમાં પેદા થાય છે તેમાં. ઘણા એવી માન્યતા સેવે છે કે અમુક પદાર્થ ખાવાથી કે અમુક દવાથી વધુ તાકાત મેળવાશે, પણ એ બરાબર નથી. નુકસાનકારક ખાનપાનના કારણે જ્યારે જીવનશક્તિ રુધિર અસ્વચ્છ–ઝેરી બની જાય છે અને આવા લોહીથી શરીરમાં જે તત્ત્વો જન્મે છે તે સારા નથી હોતા અને તેમાંથી રોગનો જન્મ થાય છે અને આથી જ માનવી રોગી અને બલહીન બને છે. શુદ્ધ લોહીથી બનેલા લોહીનાં રજકણો કે તત્ત્વો તંદુરસ્ત અને મજબૂત હોય છે. અને આવાં શુદ્ધ તત્ત્વો ધરાવનાર નીરોગી અને બળવાન હોય છે. જેવો શુદ્ધ–અશુદ્ધ ખોરાક પ્રમાણે શુદ્ધ–અશુદ્ધ લોહી બનશે તેવું જીવનબળ–તત્ત્વ શરીરમાં પેદા થશે અને પરિણામે મનુષ્યનું મન અને શરીર પણ આ જ પ્રકારે તંદુરસ્ત કે રોગી બનશે.

વિખ્યાત ડોકટર બ્રાન્ડ એન્ટનો એવો મત છે કે 'ડોકટરોમાં એવો ભ્રમ છે કે *ટોનિક–અથવા ઉત્તેજનાજનક દવાઓ દર્દીઓને તાકાત આપે છે અથવા તેમને તંદુરસ્તી* અને સ્ફૂર્તિ આપે છે. પરંતુ આ વિચારણાથી જનતાને લાભ કરતાં હાનિ વિશેષ થાય છે. ટોનિકનું પરિણામ ચાબુકના જેવું છે. ઘોડો ચાબુકના ફટકાથી જરાક વધુ તેજ ગતિ પકડે છે, પણ પાછળથી તેની શક્તિ પ્રથમ કરતાંય ઘટી જાય છે. એમ શક્તિની દવાઓનું પણ પરિણામે આવું જ બને છે.' ઘોડાને ચાબુકને બદલે સારું અનાજ કે ઘાસ નથી અપાતું કે જે તેની શક્તિ વધારનારું નીવડે. એવી જ રીતે ટોનિક દવાઓનું છે. ઉત્તેજિત પદાર્થો અથવા જે વસ્તુઓ સહજમાં પાચન ન થઈ શકે તેની વસ્તુનું સેવન શરીર માંહેના લોહીને અસ્વચ્છ, ગરમ અને ઝેરમિશ્રિત જેવું કરી મૂકે છે અને તેથી લોહી માંહેનાં તત્ત્વો નિર્બળ બની જાય છે. સાચું 'ટોનિક' તો તાજી હવા, શુદ્ધ પાણી, સાદો અને પૌષ્ટિક ખોરાક અને સ્વેચ્છીકરણી મારફત પ્રાપ્ત થઈ શકે છે કે ડૉકટરોની શીશીઓ દ્વારા નહિ. પ્રકૃતિની

શક્તિ મૌલિક છે; મનુષ્યોએ ઉપજાવેલી ' ટૉનિક ' તો નકલી વસ્તુ છે. પોષક તત્ત્વોવાળો ખોરાક, સૂર્યનો નિર્મળ સ્નિગ્ધ પ્રકાશ, સ્વચ્છ વાયુ, અમૃતતુલ્ય જળ તથા વ્યાયામ અને આરામને જ અસલી અને નિર્દોષ ' ટૉનિક ' સમજવું.

એક દાખલો લ્યો. કોઇ લોકોમોટિવ એન્જીનમાં જ્યારે આપણે જરૂરીઆત કરતાં અધિક કોલસા તથા પાણી કે તેલ નાખીએ તો તે પોતાની જરૂરીઆત અનુસાર તેમાંથી ઉત્પન્ન થયેલી ગરમી કે વીજળીથી કામ લેશે. વધુ ગરમી વીજળી નકામી વેડફાઇ જશે. કામથી વધુ પ્રમાણમાં કોલસા બળેલા અથવા અર્ધબળેલા બહાર ફેંકાઇ જશે. કદાચ કોઇ મૂર્ખ ડ્રાઇવર અજ્ઞાનતાથી એન્જીનમાં વધુ ને વધુ કોલસા, તેલ, પાણી, નાખતો જ જાય તો સ્ટીમનું પ્રમાણ હદ બહાર જતાં તેનો કોઇ ભાગ નકામો બની તૂટી જાય અથવા ફાટી જાય અથવા એન્જીન આખું નકામું બની જાય. એવી જ રીતે આપણે હદબહાર ખાઇએ અથવા વધુપડતા પ્રમાણમાં પૌષ્ટિક વસ્તુનું સેવન કરીને આપણી જીવનશક્તિનો નકામો વ્યય કરીએ અને તેના મારફત આપણા શરીરને વિના જરૂરે વિજાતીય દ્રવ્યનો ભંડાર બનાવીએ તો છેવટે એ બધું ભયંકર નીવડે છે.

પ્રકૃતિ હંમેશાં આપણી આ ભૂલને ઠેકાણે લાવવા પ્રયત્ન કરતી રહે છે. અથવા બીનજરૂરી ખાદ્યોને પોતાની જાગ્રત પ્રબળ પાચનશક્તિથી પચાવવાની કોશીશ કરે છે; પરંતુ જ્યાંસુધી શરીરનાં પાચનયંત્રો તંદુરસ્ત અને શારીરિક જીવનશક્તિ પ્રબળ હોય છે ત્યાંસુધી જ આ ક્રિયા ચાલી શકે છે. એટલે કે ગમે તેવો ખોરાક લઇએ તો પણ પાચનશક્તિ અને જીવનશક્તિ પ્રબળ હોય છે ત્યાંસુધી શરીરમાં કોઇ ગરબડ દેખાતી નથી; પરંતુ આપણે આપણી મૂર્ખતાથી આપણે આપણી પાચનશક્તિને વધુપડતા અનાવશ્યક ખાદ્ય પદાર્થોથી નબળી પાડીએ છીએ ત્યારે પાચનશક્તિ નષ્ટ થઇ જાય છે. અને પછી તે પોતાનું કાર્ય બરાબર નથી કરી શકતી: પરિણામે આપણે જે ખોરાક પેટમાં નાખીશું તે પાચન થયા વગર જ ગુદા માર્ગે બહાર આવશે. અને જીવનશક્તિ આ પ્રકારે અકારણ નષ્ટ થતી જશે.

પૌષ્ટિક ઔષધિઓ કે ટૉનિકથી આપણે બળવાન નથી થઇ શકતા, એ જેટલું સાચું છે તેથી વધુ કઠોર સત્ય એ છે કે, આહારમાત્રથી જીવનશક્તિ પ્રાપ્ત નથી થતી, ઉલટું એ તો આપણા શરીરમાં પહેલેથી જ હોય છે. શારીરિક જીવનશક્તિ આપણને ભોજન પીણું, પોષક ખાદ્યો અને પોષક ઔષધિઓથી પ્રાપ્ત થાય છે એ સમજણ ભૂલભરેલી છે.

## ભોજન અને જીવનશક્તિ

વિખ્યાત પ્રાકૃતિક ચિકીત્સક ડૉકટર લીન્ડલહરનું કથન એવું છે કે " રોગી અવસ્થામાં કંઇ ખાતા પીતા રહેવાના પોતાના દર્દીને સલાહ આપે એના જેવી ડૉકટરની બીજી ગંભીર ભૂલ કઇ ગણાય ? " બીજા એક ડૉ. શર્મા લખે છે:—

" વાસ્તવમાં આ કેટલી સમજ વગરની વાત છે કે એક બિમારને ભોજન ઝેર જેવું લાગે છે છતાં અમો તેને કંઇક ખાવા માટે દબાણ કરીએ છીએ, અને તે પણ તેની તાકાત કમી ન થઇ જાય તે કારણે. કારણ કે તાકાત કાંઇક ખાવામાં જ સમાઇ ગઇ છે. ભોજન તો શરીરમાં એટલું રકત એટલું જ કામ કરે છે, જેટલું એક મકાન બાંધણીમાં ચુનો, ઈંટ, સીમેન્ટ કરે છે. આથી શરીર માટે ભોજનનું બીજું મહત્ત્વનું કાર્ય નથી જ. જીવનશક્તિ એક જુદી જ વસ્તુ છે કે જેના વગર ન તો ભોજન પચી શકે છે ન તો શરીર ઊભું રહી શકે છે કે બીમાર પડયા બાદ ફરી સાજા થવાની આશા રાખી શકાય છે. ભોજન અને જીવનશક્તિનો એટલો જ સંબંધ છે કે ભોજન સામગ્રી છે અને જીવનશક્તિ એ સામગ્રીનો ઉપયોગ કરનારૂં તત્ત્વ છે. ( "યુગાન્તર"માંથી )

# આવતા માસની કાર્યદિશા

૧ તમો વર્ગીકરણ ન કર્યું હોય તો રજા દરમ્યાન તે કરી નાખવા તજવીજ કરશો. આ કામ માટે પુસ્તકાલય વર્ગમાં તાલીમ પામેલા શિક્ષક ભાઈઓ પોતાની આજુબાજુનાં ગામડાંના તાલીમ પામ્યા સિવાયના ગ્રંથપાલોને પણ મદદ કરશે એવી આશા છે.

૨ વર્ગીકરણ કરતી વખતે આ પ્રમાણે અવશ્ય કરજોઃ—

(૧) પુસ્તકની પીઠે નીચેથી બે આંગળ છોડી પટ્ટી ચોઢવી. (૨) પુસ્તકના પૂંઠાની અંદરની બાજુએ પુસ્તકાલયના નામ છાપેલાં પત્તાં ચોઢવાં. (૩) પુસ્તકના છેવટના પૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક આપ્યાની તારીખ જણાવતું પત્તં ચોઢવું. (૪) પુસ્તકના મુખપૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક ખરીદ્યાની તારીખ, માસ, સન નાખવો તથા કિંમત લખવી તેમ જ પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગીકરણનો અક્ષર અને સંજ્ઞા લખવી. (૫) પુસ્તકના ૧૧, ૧૧૧, ૨૧૧, ૩૧૧ એ પૃષ્ઠો પર સિક્કા મારી પુસ્તકનો રજિષ્ટર નંબર તથા વર્ગ લખવો વગેરે જે બાકી હોય તો તે પણ પૂર્ણ કરવું.

૩ જૂથ મંડળમાં ત્રિમાહી નિવેદનો મોકલવા ચૂકશો નહિ.

૪ જુલાઈ આખર સુધીમાં માગણી પ્રમાણેનાં મળી શકે તેટલાં બધાં પુસ્તકો મોકલવાની તજવીજ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ કરશે જ. માટે આ બાબતમાં પત્રવ્યવહાર કરી વિનાકારણ ખર્ચ કરશો નહિ.

૫ પુસ્તકાલયોએ ચાલુ વર્ષના અંદાજમાં મંજૂર કરાયેલી રકમની પુસ્તકોની યાદી બાકી હોય તેમણે અમારા તરફ તુર્ત મોકલવી. જુન સુધીમાં યાદીઓ આવશે નહિ તો અત્રેની પસંદગીનાં પુસ્તકો મોકલવામાં આવશે.

૬ પુસ્તકોની મેળવણી કરો અને કમી કરવા પાત્ર પુસ્તકોની યાદી અવશ્ય મોકલો.

વડોદરા,
તા. ૮–૫–'૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર



પુસ્તક ૨૦ મું | જુન–૧૯૪૫ | અંક ૬

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

★ફ્રેંચ સ્ત્રીપુરુષો પર જર્મનોએ તથા તેમના ફ્રેંચ સાથીઓએ જે જુલમ ગુજાર્યા છે તે સંબંધી નજરે જોનારાઓ પાસેથી સોગંદ પર નિવેદન લેવા માટે ફ્રાન્સભરમાં શોધકોનાં મંડળોને મોકલવામાં આવ્યાં હતાં. આ મંડળોએ જુલમોની વિગતનાં તેર પુસ્તકોનું એક પુસ્તકાલય તૈયાર કર્યું છે.

રૂટરના એક ખબરપત્રીને આ પુસ્તકો જોવાની તથા પૂરાં વાંચવાની તક પ્રાપ્ત થઇ હતી. તેમાં આપેલ ચિત્રોને તે વિસ્મિત નયને જોઇ રહ્યો હતો.

આ પુસ્તકમાં ક્રૂરતાના વિવિધ માર્ગોનું વર્ણન આપેલ છે.

★હિંદ સંબંધી શ્રેષ્ઠ પુસ્તક લખવા માટે યુનાઇટેડ સ્ટેટ્સમાં પારિતોષિક–હોનોલુલુ તથા લોસ એન્જીલિસના વાટુમલ ફાઉન્ડેશને હિંદ સંબંધી યુનાઇટેડ સ્ટેટ્સમાં પ્રગટ થયેલ શ્રેષ્ઠ પુસ્તક માટે દર ત્રણ વર્ષે પાંચસો ડોલરનું પારિતોષિક આપવાની જાહેરાત કરી છે. આ પારિતોષિક અમેરિકન ઐતિહાસિક મંડળની મારફત આપવામાં આવશે. ડૉ. ગાય સ્ટેન્ટન ફોર્ડ તેના કાર્યવાહક મંત્રી છે. પહેલવહેલું પારિતોષિક આ વર્ષે આપવામાં આવશે. ડૉ. તારકનાથ દાસ (પ્રમુખ) હેરી. જે. ગાર્મન તથા રૉબર્ટ એલ. શુલરની કમિટી, આ મંડળીની ડિસેંબરમાં ભરવામાં આવનાર વાર્ષિક સભામાં પોતાના નિર્ણયની જાહેરાત કરશે.

આ પારિતોષિક માટેનાં પુસ્તકો વૉશિંગ્ટનમાં કોંગ્રેસ લાઇબ્રેરી એનેક્સમાં આવેલ એસોસીએશનની ઑફિસમાં તાબડતોબ મોકલી આપવા જણાવવામાં આવ્યું છે. ૧૯૪૩ પહેલાં પ્રગટ થયેલ કોઇ પણ પુસ્તક પર ધ્યાન અપાશે નહિ.

★રશિયામાં શેક્સપીઅરનાં નાટકો કેવાં લોકપ્રિય છે તથા રશિયાના વિદ્વાનો તેનો કેવી ઝીણવટથી અભ્યાસ કરે છે તે 'ઇન્ટરનેશનલ લિટરેચર' (આંતરરાષ્ટ્રીય સાહિત્ય) ૧૯૪૪ના ચોથા અંકમાં માઇકેલ મોરોઝોવની ટૂંકી નોંધ પરથી જણાય છે. શેક્સપીઅરનાં કેટલાંક નાટકોનો તો રશિયાની ૨૪ ભાષાઓમાં અનુવાદ થયેલ છે. ખરેખર, **મહાન પુસ્તકો સંસ્કૃતિ વચ્ચેના શ્રેષ્ઠ એલચીઓ છે.**

★બંગાળાના 'વીરભૂમ' પરગણા સાથે ત્રણ મહાન કવિઓનાં નામ સંકળાયેલાં છે. 'વીરભૂમ'નો અર્થ 'વીરોની ભૂમિ' થાય છે. આ ત્રણ કવિઓ જયદેવ, ચંડીદાસ તથા રવીન્દ્રનાથ.

★સંસ્કૃત ભાષના કવિ જયદેવનો જન્મ 'કેંદુલી' ખાતે થયેલો મનાય છે. ત્યાં સૈકાઓ થયાં તેના નામથી દર જાન્યુઆરીમાં એક મેળો ભરવામાં આવે છે. આ મેળાની ગણતરી બંગાળાના સૌથી મોટા તથા પ્રાચીન મેળામાં થાય છે. આ વર્ષે યુદ્ધ પરિસ્થિતિને અંગે માણસોની સંખ્યા કંઇક ઓછી થઇ હતી. તેમ છતાં બાઉલો તથા વૈષ્ણવોની મોટી સંખ્યામાં હાજરી હતી. તેઓએ જ રોપેલા એક પ્રાચીન વટવૃક્ષ નીચે તેઓ દિવસે ભોજન તથા આરામ લે છે અને રાત્રે ગાય છે.

કવિવર રવીન્દ્રનાથે શાંતિનિકેતન ખાતે પોતાના મેળાની યોજના કરી હતી. દરવર્ષે ડિસેમ્બરમાં ત્યાં મેળો ભરાય છે. દેશની પરિસ્થિતિને અંગે વર્ષો સુધી બંધ રહ્યા પછી ચાલુ વર્ષે તે મેળામાં ભરાતા અતિથિઓની સંખ્યા 'રેકર્ડ' સમાન હતી.

કેંદુલીના મેળા કરતાં આ મેળો નાના પ્રમાણમાં હોવા છતાં ત્યાં આવેલ પ્રસિદ્ધ વ્યક્તિઓને અંગે તે ખૂબ પ્રખ્યાત થયો છે. આ વર્ષે શ્રીમતી સરોજિની નાયડુએ તેમાં હાજરી આપી સાહિત્યવિષયક ઘણી સભાઓનું પ્રમુખપદ લીધું હતું.

આ પ્રાંતમાં બીજા અસંખ્ય મેળાઓ ભરાતા હોવા છતાં ચંડીદાસ નામથી કોઇ મેળો ભરાતો નથી તે શોચનીય છે.

★ઓરછાના મહારાજાના આશ્રય હેઠળ શ્રી. લોકનાથ ત્રિવેદી સિલાકારીએ તુલસીદાસ પર એક મહાન ગ્રંથ પ્રકટ કરવાની યોજના કરી છે. આ ગ્રંથ સાત મોટાં પુસ્તકોમાં પ્રગટ થવાનો છે અને તેમાં હિંદી સંસ્કૃતિ, ધર્મ વગેરે પર જાણીતા વિદ્વાનોના લેખો આવશે.

★કર્ણાટક વિદ્યાવર્ધક સંઘનું મુખપત્ર 'વાગ્ભૂષણ' થોડા સમયમાં સાપ્તાહિક તરીકે દેખાવ દેશે. તેમાં માત્ર કાનડાની સાહિત્યવિષયક પ્રવૃત્તિઓ જ આવશે એમ નહિ, પરંતુ કર્ણાટકના આજના બૃહદ્ પ્રશ્નો વિષે પણ ચર્ચા આવશે.

★મદ્રાસની ટેક્સ્ટ બૂક અને લિટરેચર સોસાયટીએ તાજેતરમાં કાનડાના લેખકોને તેમનાં ૧૯૪૪ નાં પુસ્તકો માટે યોગ્ય પારિતોષિકો આપી તેમનું સન્માન કર્યું છે. બિજાપુરના સંસ્કૃત ભાષાના પ્રખર વિદ્વાન અને આયુર્વેદ પદ્ધતિ પર પ્રમાણભૂત ગણાતા આયુર્વેદ-તીર્થ શ્રી આદ્ય અનંતાચાર્યને તેમના પુસ્તક ચરકસંહિતા, ચિકિત્સાસ્થાન ભાગ ૧ માટે ૨૫૦ રૂ. નું પારિતોષિક આપ્યું છે. શ્રી. વી. કે. જાવલીના પુસ્તક 'હિંદી રમતો' માટે રૂ. ૧૫૦), શ્રી. એમ. ટિમ્માપ્પૈયાના 'સમસ્ત ભારત સાર' માટે રૂ. ૧૦૦), શ્રી. એમ. હરિદાસના પુસ્તક 'ઉક્તિના મનુષ્ય' માટે રૂ. ૭૫) તથા શ્રી. લક્ષ્મીનારાયણને 'મધમાખના ઉછેર સંબંધી પુસ્તક માટે રૂ. ૭૫) આપવામાં આવ્યા છે. સાહિત્યનાં વિવિધ અંગો માટે આ ઇનામો આપવામાં આવ્યાં છે તે સંતોષજનક છે.

★અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ સાથે આપણો સંબંધ વધતાં, અમેરિકન સાહિત્યનાં

ભાષાંતરોથી મરાઠી સાહિત્યને સમૃદ્ધ કરવાની ઇચ્છા થાય તે સ્વાભાવિક છે. અપ્ટન સિંક્લેરની બધી નવલકથાના ભાષાંતરના હક્કો શ્રી. વી. એસ. વકીલે મેળવીને મુંબઇના મરાઠી ગ્રંથસંગ્રહાલયને સોંપી દીધા છે. અત્યાર સુધી ફ્રેંચ, જર્મન, અંગ્રેજી તથા રશિયન સાહિત્યમાં અમેરિકન સાહિત્યનો ઉમેરો થયો છે. મુંબઇના શ્રી. બી. ડી. સતોસ્કરે પર્લ બકના 'મધર'નો અનુવાદ 'આઇ'ના નામથી કર્યો છે. મૂળ લેખકની મૌલિકતા તથા પ્રતિભાને આંચ આવ્યા વિના જો આવા અનુવાદો મર્યાદિત સંખ્યામાં કરવામાં આવે તો તે ઉત્તેજનને પાત્ર છે.

★પી. ઇ. એન.ના સક્રિય કેન્દ્ર બ્રાઝિલ ખાતે પુસ્તકોનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. આ બીજા પ્રદર્શનમાં આંતરરાષ્ટ્રીય સાહિત્યનાં ૪૦,૦૦૦ થી વધારે પુસ્તકો બતાવવામાં આવ્યાં હતાં." રિઓ દ જાનેરોના મધ્યભાગમાં, સરકારે આપેલી જમીન પર આકર્ષક પેવિલિયનો ઊભાં કરવામાં આવ્યાં હતાં. સરકારે બધા કર માફ કર્યા હતા. આ પેવિલિયનોમાં-એકાદ ડઝન પુસ્તકોના સ્ટૉલો હતા. તેમાં બતાવવા માટે અથવા વેચાણ માટેનાં પુસ્તકો મૂકવામાં આવ્યાં હતાં.

★પ્રાચીન કાળમાં પણ પુસ્તકાલયમાં અપ્રમાણિક વાચકો હતા. આથેન્સના ટ્રોજન પુસ્તકાલયમાં ' કોઇપણ માણસને પુસ્તકાલયની બહાર પુસ્તક ન આપવાનો ' હુકમ હતો.

★ફ્રેન્ક હોગન પુસ્તકાલયના જાહેર હરરાજીમાં ૧૧૮,૮૪૭ ડૉલર ઉપજ્યા છે. તેમાં એડગર એલન પોની ' ટેમર્લેઇન એન્ડ અધર પોએમ્સ 'ની પહેલી આવૃત્તિ હતી. તે એક જ પુસ્તકના ૧૫,૫૦૦ ડૉલર ઉપજ્યા હતા.

આ પુસ્તક ૧૮૨૭માં બોસ્ટન ખાતે છપાયું હતું. બે દિવસના વેચાણના છેલ્લા દિવસે ન્યુયૉર્ક તથા ફિલાડેલ્ફિયાની રોસેનબેક કંપનીએ તે ખરીદ કરી લીધું.

જાહેર હરરાજીમાં વેચાયેલ ૭૪૪ વસ્તુઓ પૈકી અમેરિકન લેખકોનાં પુસ્તકોની પહેલી આવૃત્તિઓ, સહીવાળા કાગળો તથા લખાણોની હાથપ્રતો હતી.

પોનાં બીજાં પુસ્તકોની પણ સારી કિંમત ઉપજી છે. 'ધી સ્પેકટેકલ્સ'ની હાથપ્રતના ૭,૦૦૦ ડૉલર; ' ટુ મિસ લુઇસા ઓલિવિયા હન્ટર 'ની હાથપ્રતના ૩,૯૦૦ ડૉલર તથા ' ધી ડૉમેઇન ઑફ આર્નહીમ 'ની હાથપ્રતના ૪,૨૦૦ ડૉલર ઉપજ્યા હતા. રોસેનબેકની પેઢીએ જ બધી માગણીઓ કરી હતી.

**છોટાલાલ માનસિંગ કામદાર**

---

જે માણસ અતિ ડાહ્યો નથી, અને ગાંડો પણ નથી, એ માણસ જ સમાજનું ઉપયોગી અંગ છે. બાંધછોડની નીતિ જેની પાસે નથી એનું શૂરાતન પ્રશંસા લાયક છે, પણ દુનિયાને દોરનારા શૂરવીરો કરતાં પણ વધારે તો, શૌર્યને સંયમમાં રાખનારા હોય છે.

—ધૂમકેતુ

# જગતભરનાં પુસ્તકોમાં કટોકટીભરી સ્થિતિ

જર્મનોએ ક્રીવનો કબજો રાખ્યો તે દરમિયાન તેઓએ એંશી લાખ પુસ્તકોનો નાશ કર્યો હતો, અને આ તો અધુરી વાત છે. છેલ્લાં પાંચ વર્ષ દરમિયાન હિટલરના જર્મનીએ મોટા પ્રમાણમાં પુસ્તકાલયોને લૂંટયાં છે અને પુસ્તકોનો બાળીને નાશ કર્યો છે.

ઇંગ્લંડની જ વાત લઇએ તો દુશ્મનના કાર્યને અંગે મોટાં શહેરોનાં મધ્યભાગમાં આવેલ ભંડારો તથા પુસ્તકાલયોનાં હજારો પુસ્તકોને બાળી નાખવામાં આવ્યાં છે અને વહાણવટાની મુસ્કેલીને અંગે કાગળની એવી તંગી પડી ગઇ કે પુસ્તકોની સામાન્ય માગણીને પણ પહોંચી વળાતું નહિ. યુદ્ધ પહેલાં કરતાં હાલનું ઉત્પાદન અર્ધું થઇ ગયું છે. સેંકડો શ્રેષ્ઠ ગ્રંથો અપ્રાપ્ય થઇ ગયા છે.

આનો અંત એવો તો નથી આવવાનો ને કે પુસ્તકોનો દુકાળ પડે અને પાછો અંધકારયુગ આવે ?

પુસ્તકોની માગ વધતી જાય છે અને તેમને લાગતો વધારો પણ વધે છે. નાગરિક રક્ષણના, બંબા ખાતાના, યુદ્ધના અને વેપારી કાફલાના પુરુષો તથા સ્ત્રીઓને પુસ્તકોની જરૂર છે. તેવી જ રીતે પોતાનો અભ્યાસ ચાલુ રાખતા યુવકોને પણ તેની જરૂર છે. સામાન્ય નાગરિકો પણ અગાઉ કરતાં હવે વધારે વાંચે છે.

આ દર્શાવવાને થોડા આંકડા અહીં આપ્યા છેઃ

પુસ્તકાલય મંડળ કહે છે કે વસ્તીના માથા દીઠ, કોઇ પણ વર્ષ કરતાં ગયે વર્ષે વધારે પુસ્તકો વાંચવા માટે આપવામાં આવ્યાં હતાં. કેટલાક કિસ્સામાં તો આ વધારો ૧૦૦ ટકા હતો.

દાખલા તરીકે, માંચેસ્ટરમાં ગયે વર્ષે ૭૧,૭૧,૯૨૧ પુસ્તકો વાંચવા માટે આપવામાં આવ્યાં હતાં. લીડ્ઝમાં ૧૯૪૦ માં ૩૩,૬૦,૧૩૨ પુસ્તકો વાંચવા આપવામાં આવ્યાં હતાં. તે આંકડો વધીને ગયે વર્ષે ૪૩,૦૦,૬૪૩ નો થયો હતો.

લંડનના વિશિષ્ટ પરગણા હેકનીએ ૧૯૪૩ ના ૩૧ મી માર્ચે ૧૧,૫૩,૫૭૪ પુસ્તકોનો આંકડો જાહેર કર્યો હતો. પુસ્તકાલયના અધિકારીઓ પૂરતી સંખ્યામાં પુસ્તકોનો ઉમેરો કરી શકતા નથી અને પુસ્તકો બહુ જલદી ફાટી જાય છે.

નાનાં સ્થળોએથી પણ એવી જ હકીકત પ્રાપ્ત થાય છે. યૉર્કશાયર પરગણાના બેવર્લીમાં ૧૫,૦૦૦ ની વસ્તીના ૩૭ ટકા પુસ્તકાલયમાં વાચકો તરીકે નોંધાયેલા છે. યોર્કશાયરમાં આવેલ બીજા ગામ હેકમન્ડ વાઇકની ૬૦૦૦ ની વસ્તીમાં ૩,૩૯૦ વાચકો છે.

દરમિયાન ઘણાં પુસ્તકાલયોનો પુસ્તકસંગ્રહ ઘટી ગયો છે. લંડનના મેલેટ પ્લેસના રાષ્ટ્રીય મધ્યસ્થ પુસ્તકાલયમાં ૮૧,૫૮૧ ગ્રંથો છે. દુશ્મનના આક્રમણ પહેલાં તે સંખ્યા ૧,૭૬,૭૭૭ ની હતી. લેમ્બેથ પેલેસ તથા માન્ચેસ્ટર લિટરરી એન્ડ ફિલોસોફિક સોસાયટીનાં પુસ્તકાલયોને પણ ખૂબ સહન કરવું પડયું છે.

પુસ્તકોને સારી સ્થિતિમાં રાખવાનાં તથા જગતભરના ખાનગી માલીકીનાં અર્ધવિસ્મૃત પુસ્તકોને તથા વપરાયા વિના પડી રહેલાં પુસ્તકોને ફરતાં કરવા માટે પગલાં લેવાઇ રહ્યાં છે.

પુસ્તકાલયનાં મકાનોમાં ગરમી તથા પ્રકાશ ઉત્પન્ન કરવાની રીતોમાં એવો સજ્જડ ફેરફાર કરવામાં આવેલ છે કે આગ લાગવાનો ભય ઓછામાં ઓછો હોય છે અને અપૂર્ણ સાધનો અથવા માણસોની બેદરકારીને અંગે આગ લાગવાનો સંભવ નથી. માંચેસ્ટર, લ્યુટન, લીડ્ઝ વગેરે સ્થળોએ વિશિષ્ટ આગસંરક્ષકદળની સેવાનો પુસ્તકાલયોને લાભ મળે છે. પાણીથી પુસ્તકોને અગ્નિ જેટલું જ નુકસાન થતું હોવાથી તથા તેમનો નાશ થતો હોવાથી ઘણાંખરાં પુસ્તકાલયોમાં રાસાયણિક અગ્નિ બુઝવનાર યંત્રો રાખવામાં આવ્યાં છે.

**પુસ્તકોનો સંગ્રહ**

પુસ્તકોના સંગ્રહ માટે ઘણી યોજનાઓ પૂરઝડપે ચાલી રહી છે.

યુદ્ધની શરૂઆતથી ' સર્વિસીઝ પુસ્તકાલયે ' તથા ' બૂક ફંડે ' લગભગ એંશીલાખ પુસ્તકો ભેગાં કર્યાં છે.

પૂરવઠા ખાતાના પ્રધાનમંડળે ' રાષ્ટ્રીય પુસ્તકપ્રાપ્તિ જેહાદ ' શરૂ કરી છે. તે આર્થિક યુદ્ધ પ્રધાનમંડળને જોઇતાં પુસ્તકોનો માવો થતો અટકાવે છે એટલું જ નહિ પરંતુ બીજા બધા પ્રકારના સાહિત્યને જાળવીને તેનું વર્ગીકરણ કરીને અમૂલ્ય કાર્ય કરી રહેલ છે.

પુસ્તકો મેળવવા માટે આ શિયાળામાં જુદા જુદા દેશોમાં પુસ્તકો માટેની જેહાદ શરૂ થઇ છે અને આખા દેશનાં પુસ્તકાલયો આમાં સહકાર આપી રહેલ છે. હસ્તપ્રતો તથા પુસ્તકોની પુનઃ પ્રાપ્તિનું પુસ્તકાલય એસોસીએશને આ પુસ્તકોની વિગતવાર વહેંચણી કરી છે. આ કમિટીમાં, બ્રિટિશ સંગ્રહસ્થાન, બ્રિટિશ કાઉન્સિલ, મધ્યસ્થ પુસ્તકાલય તથા બ્રિટિશ રેકર્ડ્ઝ એસોસીએશનનું પ્રતિનિધિત્વ છે.

લશ્કરો માટે યોજવામાં આવેલ યુદ્ધ પુસ્તક યોજનાનો તો આખો ઇતિહાસ લખી શકાય. સીટીરોડના તેના ડીપોમાં દર અઠવાડિયે હજારો પુસ્તકો આવે છે અને જાય છે.

રેડ ક્રોસ સોસાયટી પણ લશ્કરનાં માણસોને પુસ્તકો મોકલે છે. યુદ્ધકેદીઓને મોકલાતાં પુસ્તકો, આની અગત્યની શાખા છે.

દરીઆઇ પુસ્તકાલય એ બીજો અગત્યનો પ્રકાર છે. શાંતિના સમયમાં પણ તે ચાલુ છે.

છેવટે, નેશનલ બૂક કાઉન્સિલની મદદથી, ઘણાખરા મિત્રરાજ્યો યુદ્ધ પછી પોતાનાં પુસ્તકાલયોને ફરીથી ભરી દેવાનાં પગલાં લઇ રહેલ છે. આ કાર્યમાં બ્રિટને પોતાના દેશનું કાર્ય વ્યવસ્થિત કરવા ઉપરાંત મહાન ભાગ ભજવવો પડશે.

—છોટાલાલ માનસિંગ કામદાર

---

પ્રસ્તાવનાનો મોહ ઉગતા લેખકોને થાય છે; પ્રસ્તાવના લખવાનો મોહ પ્રતિષ્ઠિત લેખકોને થાય છે. બન્નેમાંથી કદાચ કોઇનામાં મોહ નહિ હોય; ને મોહ એ વધારે પડતો આકરો શબ્દ હશે, તો પણ, ગુજરાતી સાહિત્યમાં પ્રવેશેલી આ ઘેલછાએ હવે અટકવું જોઇએ. જે સારૂં છે તે વિવેચકો અને વાચકોને સારૂં લાગવાનું જ છે. જે નરસું છે તે પ્રસ્તાવનાથી સારૂં થવાનું નથી. જે કાચું છે તે કાચું રહેવાનું જ છે. તો આ ઘેલછા—જેને પ્રકાશકો હદ બહારનું મહત્ત્વ આપે છે—અટકવી જોઇએ. ના કહેવામાં અવિવેક છે એ ખરૂં; પણ હા કહેવામાં સત્ય છે !

—ધૂમકેતુ

# ૨૦૦ વર્ષ જૂની લંડનની પુસ્તકવિક્રેતા પેઢી

પ્રખ્યાત વૉશિંગ્ટન ઇર્વિંગનું ' વેસ્ટ મિન્સ્ટર એબીમાં સંભાષણ ' નામનું ટૂંકું લખાણ તમે કદી વાંચ્યું છે કે કેમ તેનું મને આશ્ચર્ય થાય છે. તે લખાણમાં તેણે એ બીના પુસ્તકાલયની અભરાઇ પરથી લીધેલા પુસ્તક અને પોતાની વચ્ચે જે કાલ્પનિક સંવાદ થયેલો તેની નોંધ લીધી છે.

ઇર્વિંગ લખે છે કે ' મેં અકસ્માત પકડ ઢીલી કરી. નાની પુસ્તિકાએ ભરઉંઘમાંથી ઉઠતી હોય તેમ બે ત્રણ બગાસાં ખાધાં અને આખરે બોલવાનું શરૂ કર્યું...મોટી દેખાવાનો ડોળ કરતી મહાભારત જેવડી પુસ્તિકાએ પોતાનાં પાનાંની કરચલી વાળતાં કહ્યું ' સાહેબ, હું આખા જગત માટે લખાયેલ હતી. એક હાથમાંથી બીજા હાથમાં હું ફરું તેવા ઇરાદાથી હું લખાઈ હતી, પરંતુ અહીં હું બે સૈકા થયાં સપડાઇ ગઇ છું અને મારો નાશ થઇ જાય તે પહેલાં થોડા છેલ્લા શબ્દો બોલવાની તમે મને તક ન આપી હોત તો મારા આંતરડા સાથે વૈરવૃત્તિથી રમત કરતાં આ જંતુઓનો હું મૂંગે મોઢે ભોગ થઇ પડી હોત."

## જૂની દુકાન

બ્રિટનમાં સોધેબી નામે લીલામ કરનારાઓની એક પ્રસિદ્ધ પેઢી છે. વૉશિંગ્ટન ઇર્વિંગે એબી (દેવળ)માં તે પુસ્તક માટે જે કર્યું તે જ જગતની અમૂલ્ય હસ્તલિખિત પ્રતો માટે આ પેઢી કરી રહી છે. તે સૈકાઓ થયાં જુના સંતાવાના સ્થાનોમાંથી તેમને બહાર લાવે છે જેથી કરીને જગતને તેના સૌંદર્યની કદર થાય અને તે લખનારાઓ વિષે તેઓ કંઇક સાચું શીખે.

વિરલ જૂની હસ્તપ્રતો ઉપરાંત સોધેબી બીજી ઘણી અમૂલ્ય વસ્તુઓ વેચે છે, તેમની વિશ્વભરની કીર્તિનું મંડાણ પણ તેમના પુસ્તકના વેચાણ પર છે. અત્યારે તે ૨૦૦ વર્ષ થયાં પુસ્તકો વેચી રહ્યા છે. વસ્તુતઃ તેમના પ્રકારના લીલામવાળાની જગતભરમાં તે જૂનામાં જૂની પેઢી છે. આ વર્ષની શરૂઆતમાં તેમનો બસોમા વર્ષનો મહોત્સવ ઉજવાયો ત્યારે સફળ અને ઉચ્ચ સિદ્ધાંતવાળા કામકાજની કારકિર્દીને તેઓ ગમગીનીથી નિહાળતા હતા.

લંડનના ફેશનેબલ વિભાગ બોન્ડ સ્ટ્રીટમાં સોધેબીનું મકાન આવેલું છે. આ લત્તામાં લલિત કળાના વિક્રેતાઓ, જગપ્રસિદ્ધ ઝવેરીઓ તથા કપડાં વેચનારાઓ બેસે છે. "બ્લેક હોર્સ"ના નામથી ઓળખાતા ઘોડાઓની માવજતના સ્થાનની પાસે એક વિચિત્ર દેખાતું જૂનું મકાન આવેલું છે. શાંતિના સમયમાં ત્યાં આખા જગતના કળામર્મજ્ઞો તથા પુસ્તક વેચનારાઓ જાય છે. આ વ્યક્તિઓનું ત્યાં આકર્ષણ થાય તેમાં જરા પણ નવાઇ નથી, કારણ કે પોતાના લાંબા કાળ દરમિયાન સોધેબીએ જગવિખ્યાત લેખકો તથા કળાકારોના ગ્રંથો વેચ્યા છે.

## વધારેમાં વધારે કિંમત

માત્ર સોધેબીની પેઢીએ જ શેકસપીઅરની અસલ સહીવાળું લખાણ વેચ્યું છે. સેંટ હેલેનામાંથી ખસેડવામાં આવેલ પડેલા નેપોલિયનનું પુસ્તકાલય પણ તેણે જ વેચ્યું હતું. તેના ફક્ત સાડાચારસો પાઉંડ ઉપજ્યા હતા. સોધેબીના લીલામમાં એક જ પુસ્તક માટે અપાયેલ કિંમતની સરખામણીમાં આ રકમ ઘણી નાની લાગે છે.

દાખલા તરીકે લુઇ કેરોલની જગવિખ્યાત કથા 'એલિસ ઇન વન્ડરલેન્ડ'ની સહીવાળી હસ્તલિખિત પ્રત લઇએ. મૂળ એલિસ, મિસિસ એ. પી. હાર્ગોવ્ઝે ૧૯૨૮ માં તે વેચી હતી. આ એક જ પ્રતના સોથેબીએ તેના પંદર હજાર પાઉંડ ઉપજાવી દીધા હતા. ત્યારપછી શેક્સપીઅરના ગ્રંથોની સ્વ. રોઝબરીના અર્લના કબજાની પહેલી હસ્તલિખિત પ્રત હતી. તે ૧૬૨૩ ની સાલની હતી. સોથેબીએ ૧૯૩૩ માં તે પ્રત સાડાચૌદહજાર પાઉંડમાં વેચી.

સોથેબી મારફત વેચાયેલ હસ્તપ્રતની વધારેમાં વધારે કિંમત, બેડફોર્ડના ડ્યુક જ્હૉનના પુસ્તક ' બુક ઑફ અવર્સ ' માટે ૧૯૨૯ માં તેત્રીસ હજાર પાઉંડ ઉપજી હતી. આ અમૂલ્ય પુસ્તક અત્યારે બ્રિટિશ સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યું છે.

સોથેબી મારફત વેચાયેલ એક પુસ્તકાલય એટલું મોટું હતું કે તેનાં પુસ્તકોની કિંમત ૭ લાખ પાઉંડ ઉપજી હતી અને એનું વેચાણ દશ વર્ષ સુધી ચાલ્યું હતું.

## બીજું જગત

જૂની બોન્ડ સ્ટ્રીટમાં ૩૪–૩૫ નંબરમાં આવેલ સોથેબીનો વેચાણવિભાગ, સાહિત્ય અથવા કળાનું કોઇ અપ્રતિમ પુસ્તક ત્યાં લેવા જનારાઓ ઉપરાંત, યુદ્ધ સમય દરમિયાન તે સામાન્ય જનતા માટે અગત્યનું સ્થાન થઇ પડેલ હતું. ગમે તે લીલામમાં કંઇક તો આકર્ષક હોવાનું. ખાસ કરીને લીલામ જ્યારે સોથેબી જેવી પેઢીના એકાંત વિભાગમાં થતું હોય અને જ્યારે વેચાતી ઘણી વસ્તુઓ અમૂલ્ય ખજાના જેવી હોય. આ વસ્તુઓને જગતના ચાર ખૂણાઓ-માંથી એકઠી કરવામાં આવી હોય છે અને કેટલીક વાર તો સદીઓ સુધી તેને સાચવી રાખવામાં આવી હોય છે.

યુદ્ધસમયના લંડનના મધ્યભાગમાં સોથેબીના મકાનની મુલાકાત લેવી તે બીજા જગતમાં જવા જેવું છે. મધ્યયુગમાં જે લોકો કામ કરતા અને જીવી ગયા તેમની વચ્ચે કલ્પનાવિહાર કરે છે. દાખલા તરીકે, હંગરીના રાજા માટે તૈયાર કરવામાં આવેલ એનેમલની કિનારીવાળા રૂપાના જીનના પાવડાની હરરાજી થતી હોય ત્યારે કેવાં કેવાં સ્મરણો જાગ્રત થાય છે !

ત્યારબાદ, સ્કૉટની મહારાણી મેરી–જેનો પાછળથી શિરચ્છેદ કરવામાં આવ્યો–ની તપાસ ચલાવવા માટે તાજના વકીલ સર જ્હૉન પોફામને એકસો પાઉંડ આપવાનો *રાણી એલિઝાબેથની કાઉન્સિલનો મૂળ હુકમ હતો. સોથેબીએ આ ઐતિહાસિક અમૂલ્ય વસ્તુ* ૨૪૦ પાઉંડમાં વેચી.

## આગળપડતું વેચાણ

તમને સોથેબીને ત્યાંથી બખ્તર અથવા ચીનની શેતરંજી, વિરલ પ્રાચીન રૂપાની ખાંડની ચાળણી અથવા ફ્રેંચ બનાવટના બુટ્ટાદાર પડદા મળશે. વસ્તુતઃ તાજેતરનાં વર્ષોમાં, ચિત્રો તથા છાપકામ સહિત કળાના ગ્રંથોનું વેચાણ હજારો પાઉંડથી વધીને પેઢીના કુલ વેપારનો મોટો ભાગ થઇ પડેલ છે. છતાં પુસ્તકોનું વેચાણ આ પેઢીના ધંધામાં આગળ પડતું રહ્યું છે. અને સોથેબીની પેઢી પુસ્તકપ્રેમીઓના ' મક્કા ' તરીકે સદાને માટે યાદ રહેશે.

મૂળ તો સેમ્યુઅલ બેકર નામના ગ્રંથવિક્રેતાએ ૧૭૪૪ માં આ પેઢીની સ્થાપના કરી હતી. શરૂઆતના દિવસોમાં તો તેણે પોતાના પુસ્તક વેચવાના મુખ્ય ધંધા ઉપરાંત,

ગૌણ ધંધા તરીકે અવારનવાર હરરાજીનું કાર્ય શરૂ કર્યું, પરંતુ દશ વર્ષ પછી તેણે કોવેન્ટ ગાર્ડનમાં, પુસ્તકહરરાજીના ખાસ હેતુ માટે એક ઘર લીધું. ૧૭૭૮ માં બેકર મૃત્યુ પામ્યો ત્યારે તેણે પોતાની માલમિલ્કત પોતાના ભાણેજ જ્હૉન સોધેબીને આપી અને એ રીતે આ જગવિખ્યાત નામની શરૂઆત થઈ.

સ્ટ્રેન્ડમાં વેલિંગ્ટન સ્ટ્રીટનાં ખૂણા ઉપર સો વર્ષ સુધી કામકાજ કરી, ગયા યુદ્ધના બરાબર અંત પહેલાં, આ પેઢી જુના બોંડ સ્ટ્રીટના પોતાના મકાનમાં આવી. મકાન ખસેડવાના છેલ્લા દિવસે મિલ્ટનના 'પેરેડાઇઝ લૉસ્ટ 'ની ૧૬૬૭ ની પહેલી આવૃત્તિની એક નકલ ૧૬૪ પાઉંડમાં વેચાઈ હતી.

## અપ્રતિમ કેટલોગ

આજે લંડનમાં સોધેબીની પેઢીનું નામ પ્રખ્યાત છે. ઇતિહાસપ્રસિદ્ધ, મહાન કળાકારો તથા લેખકોનાં પુસ્તકોને ફરતાં રાખીને તે માત્ર બ્રિટન માટે જ નહિ પરંતુ આખા જગત માટે પ્રશંસનીય કાર્ય કરી રહેલ છે. લીલામવાળાઓની થોડીઘણી મોટી પેઢીઓમાં તેનો સમાવેશ થાય છે. યુદ્ધ પહેલાં તે જગતભરના જાણીતા ગ્રાહકો પાસેથી તારથી મળેલ માગણીઓનો સ્વીકાર કરતી હતી.

પ્રસંગોપાત, સોધેબીના જે ખાતાએ આંતરરાષ્ટ્રીય કીર્તિ સંપાદન કરી છે તે પુસ્તકોની યાદી તૈયાર કરી તેના પર નોંધ કરનાર ખાતું છે. આ કાર્યમાં પેઢી સાહિત્યની સેવા બજાવી રહેલ છે. આવી રેકર્ડનું મહત્ત્વ પિછાનીને બ્રિટિશ સંગ્રહસ્થાનમાં સોધેબીનાં બધાં કેટલોગોની નકલ સાચવી રાખવામાં આવી છે.

આ કાર્યમાં સોધેબી કેટલી ચીવટ રાખે છે તેનો ખ્યાલ મેળવવા માટે પહેલી આવૃત્તિવાળું કેટલોગ જોવું. આ વિષે સોધેબીએ જણાવ્યું હતું કે, 'અમારી પાસેની નકલ સંપૂર્ણ સારી સ્થિતિમાં અને તદ્દન સ્વચ્છ છે. પણ બહુ ચોક્કસાઈ કરીએ તો અમારે જણાવવું જોઈએ કે છેલ્લા પાનાનું અધું અલ્પવિરામ બાંધણીમાં કપાઈ ગયું છે!"

—છોટાલાલ માનસિંગ કામદાર

---

વિદ્યાર્થીઓને તો ગુજરાતી વાંચતાં ન આવડે, પણ શિક્ષકોને પણ એ વાંચતાં નથી આવડતું એ જાણ્યા પછી તો આશ્ચર્ય થાય છે. ભાવના, લાગણી, ભાર, ઉચ્ચારણ ને અર્થશુદ્ધિ, અલંકાર ખુબી ખામી એ બધું જાણે અંગ્રેજી માટે હોય ને ગુજરાતીમાં તો કેવળ રગશિયું ગાડું જ હાંકવાનું હોય એવી રીતે નિશાળોમાં ગુજરાતીનો વિષય લેવાતો હોય તો કેવળ નિશાળોમાં કે કોલેજોમાં એ વિષય દાખલ કરવાથી ગુજરાતીનો ઉદ્ધાર થવાનો નથી. વિષયની મહત્તા એ ખરી રીતે તો વ્યક્તિની મહત્તા છે. ભાષાભિમાનથી પ્રેરાઈને ગુજરાતીને રજુ કરવાનો પ્રયત્ન જ્યાં સુધી નહિ થાય, ત્યાં સુધી ભાષાનો પૂરો વિકાસ પણ નહિ થાય. આવતી પેઢીને ભણવાના વિષયો એટલા વૈવિધ્યભર્યા હશે—કે આજથી જ ભાષા-ધડતર ઉપર ધ્યાન દેવું ઘટે છે.

—"ધૂમકેતુ"

# વાચન-વાનગી

" આપણા ઘરમાં જેમ આપણે લફંગા માણસને આવવા દેતા નથી, એને બહાર રાખીને ઘરની અંદરના વાતાવરણની શુદ્ધતા જાળવીએ છીએ, તેમ જ ચોપડીઓની બાબતમાં પણ હોવું જોઇએ. જે પુસ્તકો હીનતા તરફ દોરે છે, હીનતાને આકર્ષક કરી બતાવે છે એવી ચોપડીઓ આપણે ટાળવી જ જોઇએ. ઘરમાં કે પુસ્તકાલયમાં એમને સ્થાન ન હોય. લફંગો માણસ એની આંખથી ઓળખાય. કોક વખતે પોતાનો વિવેક છોડી હલકાઇ જાહેર કરે અને એ રીતે ઓળખાય. પણ હીન સાહિત્ય તો એ બધું પ્રયત્નપૂર્વક રૂપ કેળવે છે. એથી થતું નુકસાન ખરેખર ભયાનક હોય છે. "

" જીવનસંસ્કૃતિ "

***

" એક જ વિષય ઉપર બે પુસ્તક લખાયાં હોય તો એક વાર સસ્તાં દામમાં નમાલું પુસ્તક લીધા પછી વધારે કિંમત આપીને બીજું સારું પુસ્તક લેવા જેટલો ઉત્સાહ ગ્રાહકવર્ગમાં કયાંથી હોય ? આજે તો નથી જ. અને આ કારણથી સાહિત્યના ઉદ્યાનમાં એટલાં બધાં જાળાં ઝાંખરાં ઊગી નીકળ્યાં છે કે ફળ-ઝાડોને અને કાવ્યલતિકાઓને તો જીવવું પણ મુશ્કેલ થઇ પડયું છે. "

" જ્યારે પતિત સમાજ માણસજાતિ ઉપર આવતી બધી જ આપત્તિઓનું દુર્દૈવી સંગ્રહસ્થાન બન્યો હોય, કરોડો ભૂખે યા નિરાશાથી પીડાતા હોય, પુરુષાર્થની જ્યાં ત્યાં ઓટ જ દેખાતી હોય અને અજ્ઞાન, ચોમાસાની કાળી રાત જેવું ચોમેર ફેલાયું હોય, એવે વખતે તો હૃદયની દુર્બળતા વધારનાર, નઠારી વાસનાઓને રૂપાળી કરી બતાવનાર, અને અનેક હીન વૃત્તિઓનો બચાવ કરનાર હત્યારું સાહિત્ય પેદા ન જ કરીએ. ચડયા પહેલાં જ પડવાની તૈયારી કેવી ?

" સિંહાસન બત્રીસી અને મડાપચીસીના વાતાવરણમાંથી આપણે માંડ ઉગર્યા છીએ. તો એ જ વાતાવરણની સુધરેલી અને ઠાવકી આવૃત્તિઓ કાઢીને શું આપણે ચડી શકવાના હતા ? દુર્ગુણનું કલેવર રૂપાળું હોય, તેનો પોષાક પ્રતિષ્ઠિત હોય, એટલા પરથી તે ઓછો મારક નથી થતો, બલ્કે વધારે જોખમકારક થાય છે. "

" यथा भापकस्तथा भाषा. સાહિત્યની ઉન્નતિ કરવી હોય તો જીવનની ઉન્નતિ કરીએ. સાહિત્ય એ જીવનની છાયા છે, જીવનની સુગંધ છે. "

" જીવનભારતી "

—મગનલાલ નાગરજી મહેતા (સંગ્રાહક)

---

—મનને મુક્ત કરવા ઇચ્છનારે પોતાના મનમાં ઊગી નીકળતા વિચારોનો ઇતિહાસ તપાસવો જોઇએ.

—ધૂમકેતુ

કેટલાંક

: ૧ :

## વિદ્યાર્થી અવસ્થા

કહેવાય છે કે માણસના જીવનમાં નિર્દોષ, પવિત્ર અને નફકરી અવસ્થા એ વિદ્યાર્થી અવસ્થા છે; એમાં ઘણું સત્ય છે. વિદ્યાર્થી અવસ્થા એ ઉત્તમ અવસ્થા છે. એ વખતે માણુસ ઊગતી કળી જેવો હોય છે. એ વખતે એનામાં એક જાતનો તરવરાટ હોય છે. આકાશમાં ઊડીને વાદળ સાથે રમવાની, ચાંદો સુરજ અને તારાઓને પકડી પાડવાની કે કોઇ દુષ્ટને પકડીને નીચે પટકવાની એ વખતે એનામાં હોંશ હોય છે. પણ સાથે સાથે વિદ્યાર્થી અવસ્થા એ આખા જીવનનો પાયો છે. એ વખતે માણસે હસતાં રમતાં જે જે સદ્‌ગુણો, સારી ટેવો કે સદ્‌વિચારો હાંસલ કર્યો એ એની જીવનભરની મૂડી બને છે. ભવિષ્યના જવાહર, ગાંધી કે સરદારના સંસ્કારો અને તૈયારીઓ એની બાલ્યાવસ્થામાં જ થતાં હોય છે. જવાહરલાલ નાના હતા ત્યારથી એ બહારના વાચનના શોખીન હતા, અન્યાયના વિરોધી હતા અને દેશના પ્રેમી હતા. સરદાર નાના હતા ત્યારથી દૃઢ નિશ્ચયી હતા, ભારે મહેનતુ હતા, અને લીધું કામ પાર પાડયે જ જંપે એવા હતા. ગાંધીજી નાના હતા ત્યારથી સત્યના પૂજારી હતા અને સાદું, ખડતલ અને તેજસ્વી જીવન જીવવાવાળા હતા. માણુસ મોટો એકાએક નથી થઈ જતો. એણે ક્રમે ક્રમે વિકાસ કરવો પડે છે. મુશ્કેલી વચ્ચે પણ માથું મારીને એને રસ્તો કરવો પડે છે. નાનપણથી જ મહાન બનવાની એણે મહત્ત્વાકાંક્ષા સેવવી પડે છે. આપણે ત્યાંના વિદ્યાર્થી મિત્રો પણ એ જ રીતે જાગ્રત, પ્રયત્નશીલ અને ઉત્સાહી બનીને વિકાસ સાધતા જાય એ આશા શું વધારે પડતી છે?

લેખ :

: ૨ :

## આપણે ત્યાં એક ચિત્રકાર આવ્યા છે

બે દિવસથી આપણા ગામમાં કલાના ઊંડા અભ્યાસી એવા એક ચિત્રકાર આવ્યા છે. એમનું નામ શ્રી. જનુભાઈ શાહ છે. તેઓ પહેલાં શ્રી. જુગતરામભાઈ પાસે વેડછામાં કામ કરતા અને હાલમાં ભાવનગરની ઘરશાળામાં કામ કરે છે. ચિત્રકળાની છેલ્લી પરીક્ષાઓ આપ્યા પછી એમણે ઠેરઠેર ફરીને આપણા દેશનાં અનેક કલાધામોનો લાભ લીધો છે. એમની હોશિયારી અને કલા વિષેનો રસ તો છેલ્લા બે દિવસથી એમણે આપણા પુસ્તકાલયની પરસાળની દિવાલ ઉપર જે કળા બતાવવા માંડી છે એ ઉપરથી પણ તમે જોઈ ગયા હશો. ચિત્રકળા મારફત દેશસેવા કરવી એ એમની ઉમેદ છે. આપણે ત્યાં આવા કળાકાર આવે અને એમની કળાનો આટલી સહજ રીતે લાભ આપે એમાં હું તો આપણા ગામનું સદ્‌ભાગ્ય જ સમજું છું.

એમનાં ચિત્રો ઉપરથી આપણાં મકાનો ઉપર કેવાં ચિત્રો હોવાં જોઈએ એનો આપણને પાઠ મળ્યો. ગેરૂ, પીળી માટી, કોલસાની ભૂકી અને ખડી જેવી સાદી અને સસ્તી ચીજો વડે પણ આપણે આપણાં મકાનો શી રીતે શણગારી શકીએ એનો આપણને આબેહૂબ પદાર્થપાઠ મળ્યો.

હજુ એ બે દિવસ અહીં રહેવાના છે. એ દરમ્યાન આપણને એમની બીજી ઘણી કળાઓ જોવા મળશે. આવતી કાલે સાંજે પાંચ વાગ્યે શાળાના પ્રાર્થનામંદિરમાં તેઓ આપણા વિદ્યાર્થી ભાઈબહેનોને રંગોળી, સાથિયા, અલ્પના વગેરે કેટલી સહેલાઈથી થઈ શકે છે એ બતાવશે તથા શીખવશે. તો એ બાબતમાં ઉત્સાહ ધરાવતા દરેક ભાઈબહેન બરાબર પાંચને ટકોરે શાળામાં આવી રહે.

શ્રી. બબલભાઈ મહેતા.

: ૩ :

## ચાંગાનો વર્ગ

મે મહિનો આખો મેં વિદ્યાર્થી તાલીમવર્ગોમાં આવ્યો. આ વખતે ગુજરાતમાં ઘણા વર્ગો નીકળ્યા હતા. વિદ્યાર્થીઓમાં સારો ઉત્સાહ જાગ્યો છે. મારા પંદર દિવસો ચાંગાના વર્ગમાં ગયા અને પંદર દિવસો બીજા વર્ગોમાં ગયા.

ચાંગાના વર્ગમાં ૩૯ ગામોના ૮૯ ભાઈઓ તાલીમ લેવા આવ્યા હતા. એ વર્ગમાં આવેલા વિદ્યાર્થીઓ વર્ગ પૂરો થતાં ગયા ત્યારે એવી છાપ લેતા ગયા કે વર્ગમાં આવવાથી ઘણું જાણવાનું મળ્યું અને ન આવ્યા હોત તો પસ્તાવો થાત; એ એક આનંદની વાત છે.

આ વર્ગની ઉદ્ઘાટનક્રિયા શ્રી. માવલંકર દાદાના શુભ હસ્તે થઇ હતી અને પૂર્ણાહુતિનો ઉત્સવ શ્રી. મગનભાઇ દેસાઇના પ્રમુખપદે ઉજવાયો હતો.

ગામ ચાંગાના ભાઈઓએ આ વર્ગ ચલાવવામાં બહુ સુંદર સાથ આપ્યો કહેવાય. અમને કોઇ જાતની અગવડ પડવા નથી દીધી. એમનો વારંવાર આભાર માનવાનું મન થાય છે.

તા. ૨૭-૫-૪૫ ના રોજ લખેલા ત્યાંના એક વયોવૃદ્ધ આગેવાનનો મારા ઉપર એક પત્ર આવ્યો છે. એમાંની થોડી લીટીઓ આ સાથે આપું છું. એ વાંચવાથી તમને પણ ઉત્સાહ ચડશે. એ લખે છે કેઃ—

અહીં પંદર દિવસ સુધી અમોને જે જે આનંદ મળ્યો તે મારી જિંદગીમાં કોઇ વખત અત્યાર સુધી મળેલો નહોતો. આપની કામ કરવાની....અને હું ઇચ્છું છું કે આપના સહવાસમાં મારે હરહંમેશ રહેવાનું થાય તો મારી જિંદગીનો વધારો થઇ શકે. મને તો નાનપણથી કામજ વહાલું હતું અને હજુ પણ એ સિદ્ધાંત પ્રમાણે ચાલવાથી મારું શરીર નીરોગી રહે છે. અમારા ગામને આપ મીઠો સ્વાદ ચખાડી ગયા છો એ માટે હું આપનો અંતઃકરણપૂર્વક

આભાર માનું છું. આવા વર્ગો દર વર્ષે નીકળે તો ધીમે ધીમે વિદ્યાર્થીઓના જીવનમાં અને રહેણીકરણીમાં વિશેષ ફાયદો થતો રહે એ સ્વાભાવિક છે. પ્રભુ આપને આયુષ્ય લાંબુ આપે અને આપની પાસે આવાં સત્કાર્યો કરાવે એ જ મારી પ્રાર્થના છે.

બીજું, આપે અહીંના કાર્યની જે નોંધ લીધી હતી અને પૂર્ણાહુતિની સભામાં વાંચી સંભળાવી હતી તેની પુરસદે નકલ કરાવી અમારા ગામના દફતરે રહેવા મોકલી આપવા તસ્દી લેશોજી.

★

: ૪ :

## સમયનો સદુપયોગ કરો.

માણસ કેટલો આગળ વધ્યો છે એનું માપ કાઢવું હોય તો નવરાશને વખતે એ શું કરે છે એના ઉપરથી કળી શકાય. જેનો પૂરો વિકાસ નથી થયો. એ નવરાશને વખતે બીજાની નિંદા કરશે, વાતોના ગપાટા મારશે, ગંજીપો કે સોગઠાં કૂટશે, ચા બીડીની હોટેલોના ઓટલા ઘસશે કે કાંઇક બહાનું કાઢીને અંદર અંદર લડશે ઝગડશે.

જેનો વિકાસ થયો હશે એ દિવસનું સમયપત્રક નક્કી કરશે. વાંચવાને વખતે વાંચશે, રમવાને વખતે રમશે, ફરવાને વખતે ફરશે, કામ કરવાને વખતે, કામ કરશે. એનો વખત જતો નથી એવી ફરિયાદ પણ નહિ હોય અને 'વખત જતો રહ્યો; હવે શું કરીશ' એવી ફરિયાદ પણ નહિ હોય. એ તો પહેલેથી નકકી કર્યા પ્રમાણે પોતાનો કાર્યક્રમ પાર પાડશે.

વિદ્યાર્થી મિત્રો, તમે પણ આવતી બે મહિનાની રજાઓ માટેનો તમારો કાર્યક્રમ ઘડી કાઢયો છે ને ?

: ૫ :

## પાણીના હેરાની વ્યવસ્થા

તાપ ખૂબ પડવા લાગ્યો છે. હવે તો થોડા દિવસમાં વરસાદ પણ આવશે. આપણા તળાવમાં હવે પાણી સુકાઇ ગયું છે એથી આપણી બહેનોનું કામ ખૂબ વધી ગયું છે. પીવા માટે તથા ઘર-વપરાશ માટે જોઇતું પાણી તો બહેનો ઊંડા કુવામાંથી ખેંચી ખેંચીને કાઢે છે. પણ હવે એમાં ચાર પાંચ ઢોરને પાવાનું પાણી ખેંચવાનું આવ્યું એટલે હવે વધારેપડતું થાય છે.

હેરાના પાણી માટે સારી સારી રકમો જમા થઇ છે. એમ છતાં હજુ હેરો શરૂ કેમ નથી થતો? એમ તપાસ કરી ત્યારે જાણવા મળ્યું કે "કેટલાક ઢોરને પાણી પાઇ જનારા હેરાની રકમ નથી આપતા તેથી કોસ જોડનાર તૈયાર નથી થતા!" આ તો થઇ પખાલીને વાંકે પાડાને ડામ આપવા જેવી વાત. જે નિયમિત પૈસા આપતા હોય કે આપવા ઇચ્છતા હોય એનો શો ગુન્હો કે એને પણ આવી સજા! ગામમાં હેન્ડ-પંપ તો બે ચાર જણાના ઘરે હશે, પણ બીજા બધાનું શું?

એટલે ગામ આગેવાનોને મારી ભલામણ છે કે આવેલી મુશ્કેલીનો ઉકેલ કરીને વહેલી તકે એ કોસ ચાલુ કરાવે અને બહેનો તથા ઢોરો બન્નેની હાડમારી દૂર કરે.



: ૬ :

## આપણે ત્યાં થયેલાં નવાં ચિત્રો

ભાઇ જગુભાઇ આપણે ત્યાં આવ્યા અને ગયા. પણ એમનું મીઠું સંભારણું એ મૂકતા ગયા. એમણે આપણે ત્યાંની દિવાલો ઉપર ભીંતચિત્રો આલેખ્યાં છે એ અભ્યાસ કરવા જેવાં છે.

આપણા પુસ્તકાલયની ઓતરાતી પરસાળમાં એમણે બે ચિત્રો કાઢયાં છે. એમાં એક છે "જ્ઞાનદીપ"નું. જ્ઞાન મળે તો એ બધે

કેવો ઉજાસ ફેલાવે એના પ્રતિકરૂપ પુસ્તકાલયના પ્રવેશદ્વાર પાસે એ ચિત્ર બનાવવામાં આવ્યું છે. એની બાજુની દિવાલપર "બેકારીનો ઉપાય ઉદ્યોગો" નામનું મોટું ચિત્ર છે. ભણીગણીને અરજીઓ કરી કરી નિરાશ થયેલા જુવાનને ભારતમાતા આંગળી ચીંધીને હળ વતી જમીન ખેડતો ખેડૂત, રેંટિયો કાંતતી ડોશીમા, લોઢું ઘડતો લુહાર અને લાકડાં ચીરતો મજૂર બતાવે છે અને બેકારીનો ઇલાજ ઉદ્યોગો છે એનું ભાન કરાવે છે. અને સાથે સાથે શ્રમજીવનની પ્રતિષ્ઠા આંકે છે.

પુસ્તકાલયની ઉગમણી પરસાળમાં એક મોટું સુંદર અને ભાવભર્યું ચિત્ર ગૌતમ બુદ્ધનું છે. એની આજુબાજુ ક્રોસ ઉપર લટકતા ઇશુ ખ્રિસ્ત અને કૂચ કરતા ગાંધીજીનાં ચિત્રો છે. ત્રણે ય અહિંસાના પૂજારી અને ત્રણે ય માનવતા ખાતર કાયાને ઘસી નાખનારા સંતો છે. બે ભૂતકાળમાં થઈ ગયા. અને ત્રીજા આપણી વચ્ચે આજે પણ કર્મયોગ આચરી રહ્યા છે. ઉઘાડી આંખ હોય એને આજે પણ એ જીવનપંથ બતાવી રહ્યા છે. એની બાજુની દિવાલ પર એક મોટું ચિત્ર છે. ઘોરતા ભારતવાસીનું લૈલાતું ખેતર (હિંદ) " ખેતરના માળા પર ભારતવાસી સૂતો સૂતો ઘોરે છે એ વખતે અમેરિકારૂપી ઘોડો, જાપાનરૂપી ગધેડો, યૂરોપ રૂપી ગોઢો અને વિદેશી વેપારી રૂપી બકરો લીલા ખેતરનો પાક ભેલાડી રહ્યા છે. આપણી ચાલુ સ્થિતિનું એ આબેહૂબ ચિત્ર છે.

ધર્મશાળાના ઓટલા પરઃ—

" હળવા કર્મનો હું નરસૈયો વૈષ્ણવ તો મુજને વહાલા રે
હરિજનથી જે અંતર ગણશે તેના ફોગટ ફેરા ઠાલા રે "

એ ભજનની ટૂંક સાથેનું નરસિંહ મહેતાની ભજનમંડળીનું ભાવભર્યું ચિત્ર છે. આપણા સમાજમાં ચાલતા આભડછેટરૂપી કલંક તરફ નરસિંહ મહેતાનો શો ભાવ હતો એ આ ચિત્ર જોઇને કોઇ પણ માણસ સમજી શકે એમ છે.

આ ઉપરાંત રામજીમંદિરમાં એમણે રામ લક્ષ્મણ અને જાનકી વનમાં જાય છે એ ચિત્ર દોર્યું છે. આપણી શાળાના પ્રાર્થનામંદિરમાં તો બીજાં ઘણાં ચિત્રો છે, પણ એ બધાં તો તમે જાતે જઇને જોઇ આવજો.

આવાં ચિત્રો આપણા ગામનાં શણગાર ગણાય. સૌ કોઇ એને સાચવે.

# સાહિત્ય ને સંગીતનો ઉપાસક : ગ્રંથપાલ

વજુ લાયબ્રેરિયન એટલે જીવંત ખુશામત જોઈ લો. સાહેબોની ખુશામત કરનારા તો ઘણા હશેઃ વજુ તો સાહેબનાં છોકરાંઓની, સાહેબના પટાવાળાઓની, અરે ! સાહેબનાં કૂતરાંની પણ ખુશામત કરતો. નમતાં–ભજતાં રહેવામાં નવ ગુણ, એ હતી તેની જીવનફિલસૂફી.

સાહેબનો પટાવાળો છાપું લેવા આવ્યો હોય ત્યારે વાચકો પાસેથી છાપાનાં પાનાં ભેગાં કરતાં અને પટાવાળાને બે ઘડી ખોટી કર્યા બદલ દયામણું મોઢું કરી, સલામ સાથે છાપું સોંપતાં વજુ ઓછો ઓછો થઈ જતો હોય તેમ લાગતું. ' કસૂર તો નથી કરી, છતાં કરી હોય તો મોટું મન રાખી માફ કરજો '' એ જાતનો ભાવ વજુના મુખ પર તરવરી રહેતો. અને પટાવાળાને ઘડીભર લાગતું કે તેય કંઈ હોય તો હોય ! વજુના અંતરમાં ભીતિ હતી કે, સાહેબને કાને પટાવાળો પણ વાંકું બોલે તો, પડતો પોદળો ધૂળ ઉપાડે, એ ન્યાયે રોટલામાં ક્યાંક નુકસાન થઈ બેસે.

વજુ બુદ્ધિશાળી હતો. લાયબ્રેરીનાં બધાં છાપાં અને ઘણાંખરાં પુસ્તકો તે વાંચી જતોઃ વાંચીને વિચારતો. રશિયન સામ્યવાદની માનવતાભરી વિગતો વાંચતાં એ મુગ્ધતા અનુભવતો. પણ વાસ્તવિક દુનિયાના તેના અનુભવે તેને શીખવ્યું હતું કે, પોથીમાંની વાતો પોથીમાં જ રાખવામાં મજા હતી. સમાનતા અને ન્યાયનાં સૂત્રો વાતો પર જ સરસ લાગતાં હતાં. તેને નીચે ઉતારવામાં માલ ન હતો. એથી તો ઊલટાં તે રજોટાતાં. એક વખત સાહેબના દીકરાને ચોપડી આપવામાં થોડી ઢીલ થઈ હશે તેમાં તો તેને દર વર્ષે રૂ. ૧નો પગારવધારો ગુમાવવાનો પ્રસંગ આવી પડેલ. આવા પ્રસંગો ફરી ન આવે એ માટે તે બનતી તકેદારી રાખતાં શીખી ગયો હતો. પટાવાળા કે કૂતરાંને ય ખુશ કર્યે નુકસાન શું જવાનું હતું ? માણસ ઘડીભર હસે એટલું જ ને ! ભલે હસતાંઃ એથી કંઈ પગારવધારો ન અટકતો.

કોઈ કોઈ સાહેબને તેની વધુપડતી નમ્રતા નાટકી લાગતી. વજુને તેઓ કહેતા પણ ખરા કે આટલા બધા લળીલળીને સલામો ભરવાની કોઈ જરૂર નથી. પણ લળીને સલામો ભરવા માટે કોઈએ તેના પ્રત્યે પ્રતરાજી દર્શાવી ન હતીઃ સલામ ભરવામાં ભૂલ થઈ જવા બદલ સાહેબની વક્ર દૃષ્ટિ થયાના દાખલા તે જાણતો હતો. ' નમ્યું તે પ્રભુને ય ગમ્યું 'નો અનુભવ વજુ જીવનમાં હરપળે કરતો.

સલામો અને દૈન્ય વજુના સ્વભાવમાં વણાઈ ગયાં હતાં. અને એમાં તેનો દોષ પણ શું હતો ? તેને એ વારસો મળ્યો હતો. લખપતિના દીકરાઓ પોતાનો વારસો નથી છોડી દેતા તો વજુએ પિતાની પાસેથી મેળવેલ જીવનકલામાં સફળતાપૂર્વક ટકી રહેવાનો વારસો શા માટે છોડી દેવો જોઈએ !

તેના પિતા શિવરામ અદાના વખતમાં એક નાતીલો સાહેબ બન્યો હતો. અદા એ નાતીલાના મુરબ્બી હતા, છતાં સાહેબનાં ઘરનાં બધાં તેમને વિદૂષક માનતા. તેમની પાઘડી ઉડાડવી, તેમના મોઢામાં આખો લાડુ ભરી દેવો, તેમની મશ્કરીઓ કરવી એ બધું સાહેબ–કુટુંબને માટે વખતકાઢણીરૂપ હતું. સાહેબ–કુટુંબ એને નિર્દોષ મશ્કરી માનતું.

અદા અમસ્તા કોઇનો તુંકારો સહે તેવા ન હતા, ટંકણખાર જેવા હતા. પણ જમાનો બદલાઇ ગયો હતો. યજમાનવૃત્તિમાં મંદી આવી હતી. ગોરબાપાનાં માન ઘટયાં હતાં. રોટીની મૂંઝવણ ઊભી થઇ હતી. અદા પૂરી સાત ચોપડી ય ભણ્યા ન હતા, એટલે માસ્તર થવાની કોઇ શકયતા ન હતી: ભોળિયા અદા ઑફિસની કારકુનગીરીમાં કામ ન લાગે તેવો સાહેબનો અભિપ્રાય હતો.

આખરે અદા માટે લાયબ્રેરી ઉઘાડવામાં આવી. દરબારને સમજાવવામાં આવ્યું કે, ગોરા સાહેબ આવડા મોટા શહેરમાં લાયબ્રેરી ન હોવાથી નારાજ થયા છે. લાયબ્રેરી માટે વાર્ષિક રૂ. ૩૦૦ની રકમ મંજૂર થઇ. રૂ. ૧૫)ના પગારે અદા એ નૂતન-પુસ્તકાલયના લાયબ્રેરિયન બન્યા અને નોકરી અપાવનાર નાતીલાના જીવનભર ઓશિયાળા બન્યા. અદા પોતાની પાઘડી ઉડાડાય તેમાં પોતાને ઘણો આનંદ આવે છે તેવો દેખાવ કરવા લાગ્યા.

લાયબ્રેરિયન એટલે દરેક સાહેબને ઘેર નિયમિત છાપાં પહોંચાડનાર વ્યક્તિ, દરેક સાહેબના ઘરનું કામકાજ ચીવટથી કરનાર, દરબારી પગાર ખાતો અને છતાં ગુલામગીરી કરતો સગવડિયો નોકર એમ બધા માનતા. અદા પણ એમ જ માનતા અને તદનુસાર જ વર્તન રાખતા.

અદા જીવનભર આવી જ રીતે લાયબ્રેરીની નોકરી કરી, સાહેબોને રીઝવીને મૃત્યું વખતે રૂ. ૨૦ના પગાર સુધી પહોંચી ગયા હતા. અદાએ બજાવેલ વફાદાર નોકરીના બદલારૂપે વજુને અદાના મૃત્યુસમયના પગાર રૂ. ૨૦થી લાયબ્રેરીમાં રાખી લેવામાં આવ્યો હતો. મરતાં અદાને વજુ ઠેકાણે પડયાની ધરપત હતી, જીવનભર કરેલ ખુશામતનો બદલો મળતો હોય તેમ લાગ્યું હતું. સેવા નિષ્ફળ નહોતી ગઇ: ફળી હતી.

. . સાહેબોનાં કામ કરી નોકરી ટકાવી રાખવાનું અદા પાસેથી શિક્ષણ પામેલ વજુ યુવાન હોવાથી અદા કરતાં ય સાહેબોને વધુ વહાલો થઇ પડયો હતો. પેલા નાતીલા સાહેબ તો ગયા હતા: પણ સાહેબોને રીઝવવાની કળામાં વજુએ કદી ઉણપ જણાવા નહોતી દીધી. પાંચ વર્ષમાં તે રૂ. ૨૫નો પગારદાર બન્યો હતો. અદાને પાંચનો પગારવધારો મેળવતાં ભવ ગયો અને વજુએ તે પાંચ વર્ષમાં સિદ્ધ કરી બતાવ્યું. વજુનો તરવરાટ અનોખો હતો. સાહેબ અને તેનાં સગાંને ખુશ કરવાની એને અનેક તરકીબો મળી રહેતી.

વજુનાં સગાંઓએ કબૂલ્યું કે તે અદાથી દોરાવા ચડે તેમ હતો: કમ ન હતો.

વજુ સાહેબોને ગમે તેટલો વહાલો હોવા છતાં તેની લાયબ્રેરી સાહેબોને વહાલી ન હતી. જ્યારે ય લાયબ્રેરીના મકાનની કશા કામ માટે જરૂર પડે ત્યારે મકાન ખાલી કરાવાતું. ચાર કબાટ, સાત ખુરશી, એક બાંકડો અને બે ટેબલ લઇને વજુ.વળી બીજા મકાનમાં લાયબ્રેરી ઊભી કરતો.

. લાયબ્રેરી વસી ત્યારથી ચારનાં ચાર જ કબાટ હતાં. બધી ચોપડીઓને એ ચાર કબાટમાં જ સમાઇ જવું પડતું. એમાં સમાવાની આનાકાની કરતાં પુસ્તકોનું શું કરવું તે વજુ બરાબર સમજતો હતો. વધારાની ચોપડીઓ વજુને ફાલતુ આવક પૂરી પાડતી. કબાટ નવાં વસાવવાનો પ્રશ્ન ટાળી શકાતો. ચોપડીઓ ઘટતી હોવા છતાં વજુની સલામો અને ખુશામતથી તે સહીસલામત રહી શકતો.

વજુને લાયબ્રેરી ફેરવવાના પ્રસંગો વારંવાર ઉપસ્થિત થતા. તેને લીધે પણ ચોપડીએ આઘીપાછી કરવાનું ફાવતું. તેના પિતા શિવરામને નોકરીમાં દાખલ કર્યો એ વખતે લાયબ્રેરી માટે ખાસ નવું મકાન બંધાવવામાં આવ્યું હતું. પણ એ મકાનની બીજાં કામ માટે જરૂર પડતાં, ત્યાંથી ફેરવી લાયબ્રેરી રાજ્યના ગેસ્ટહાઉસમાં લઈ જવામાં આવેલ: ત્યાંથી પાછી સ્ટોરની એક નાની ઓરડીમાં; એમ ફરતી ફરતી એક કાળે લાયબ્રેરી ધર્મશાળાના મકાનમાં આવી પહોંચી. ધર્મશાળામાં રહેવા માટે નજીવું ભાડું આપવું પડતું, એટલે ગરીબગુરબાં તેના ચોગાનમાં ધામા નાખતાં અને તવાયફો વગેરે ઉપરની મેડીમાં ઊતરતાં. એ મેડીની બરાબર નીચેના ઓરડામાં લાયબ્રેરી આવી.

ધર્મશાળામાં લાયબ્રેરી આવ્યા પછી વાચકોનો વર્ગ ફરી ગયો. કેટલાક વાચકો લાયબ્રેરીમાં આવતા બંધ થયા હતા. કેટલાક રંગીલા જુવાન આવતા થયા, પણ એ લોકો છાપાં પરે ધ્યાન આપવાને બદલે ઉપરથી આવતા 'સારીમમ'ના સૂર પર વિશેષ ધ્યાન આપતા.

વજુને એટલી નિરાંત રહેતી. હવે કોઈ છાપું બે દિવસ સુધી કોઈ સાહેબને ત્યાંથી લાવવાનું રહી જતું તો વાંધો પાડનાર કોઈ ન હતું. રંગીલા જુવાનો દશ દિવસનું જૂનું છાપું વાંચે કે દશ મહિનાનું એ બધું તેમને મન સરખું હતું. ઉપરથી આવતો પ્રગલ્ભ સૂર બંધ થાય ત્યારે જ તેમને પોતાના હાથમાં છાપું હોવાનું ભાન થતું.

ધર્મશાળાના સંગીતમય વાતાવરણમાં વજુનો સંગીતકાર આત્મા પણ કોળી ઊઠયો. બચપણથી તેને ગાવાનો શોખ ખરો. સાહેબનાં છોકરાંઓ સાથે જે જે નાટકો તેણે મંત્તિયાં જોયાં હશે એ બધાંનાં કોઈ ને કોઈ ગીત તેણે હૈયે કરી લીધાં હતાં.

ધર્મશાળામાં ફેરવાયાં પહેલાં વજુ એક વખત લાયબ્રેરીમાં 'રાજ સખી સાંજના સીધાવજો રે, સામી સડક પર બંગલો !' ગાતો હશે તેની ટીકા દેશી રાજ્યોનો સડો સાફ કરવા બહાર પડેલ એક નીડર વર્તમાનપત્રમાં આવેલ કે 'યુવાન લાયબ્રેરિયન લાયબ્રેરીના સમયમાં શૃંગારનાં ગીતો ગાવાનું બંધ કરે તો સારું.' ત્યારથી તેણે લાયબ્રેરીમાં કદી ગણગણવું પણ નહિ તેવો સંકલ્પ કરી લીધો હતો. સાહેબોની કરડી નજરથી તે જેટલો ડરતો હતો તેના કરતાં અનેકગણો ડર તેને આ જમાનાનાં ભાંડ સમાં વર્તમાનપત્રોનો હતો. એને પાને નામ ચડે તો તો આવી જ બને એ હતી તેની ભીતિ.

ઘણાં વર્ષો સુધી વજુએ લાયબ્રેરીમાં ન ગાવાનો નિયમ કડક રીતે પાળ્યો. પણ લાયબ્રેરી ધર્મશાળામાં આવી, વાંચવા આવનાર શોખીનો ક્યારેક તો કોઈનું ધ્યાન ન હોય તો લાયબ્રેરીને બદલે સીધા મેડી પર પણ જતા રહેતા: ઘણાખરા વાચકો વાંચવાને બદલે ગાયનની કડીઓ ગણગણતા: ઉપરથી તો સતત સંગીતનો ઘોષ વહ્યા જ કરતો: એવા બધા સંજોગોમાં વજુનું હૈયું હાથ ન રહ્યું. તે ય નાટકનાં કોઈ ને કોઈ ગાયનની લીટી લહેરથી લલકારી લેતો.

'પ્રેમ તત્ત્વ કોઈ અજબ સનાતન વિરલ પ્રેમીજન જાણે' વજુ ગાતો અને તેના ગળાની હલકથી વાચકો ખુશ થતા. વજુને પ્રોત્સાહન મળતું અને તેનું મેજું ઓર ખીલતું. નાટકનાં ગીતોની તે આબાદ નકલ કરી બતાવતો અને લાયબ્રેરીના વાચકો મુગ્ધ બની જતા.

એક દિવસ વજુ 'પ્રેમતત્ત્વ' વાળી લીંટી ગાતો હતો, ત્યાં ઉપરની મેડી પરથી ઊતરતો એક જૈફ મુસ્લિમ તેને સાંભળવા ઊભો રહી ગયો. કંઇ વારે તેણે વજુને મિઠાશથી પૂછ્યું, 'બચ્ચાં, એ શું ગાય છે?'

'એક અબળા' નાટકનું એ ગીત છે.' વજુએ પોરસથી કહ્યું, 'આપને કેવું લાગ્યું?'

'શું?' મુસ્લિમે પૂછ્યું.

'ગીત.'

'ગીતમાં કંઇ દમ નથી. પણ—' કહી એ અટક્યો.

'પણ શું?' વજુએ ઉત્સુકતાથી પૂછ્યું.

'તારું ગળું અફલાતુન છે. તારે સંગીત શીખવું જોઇએ.'

'સંગીત?' વજુએ આશ્ચર્યપૂર્વક મોં ફાડી પૂછ્યું.

'કેમ? નવાઇ લાગે છે?'

'સંગીતનો તો હું જાણકાર છું,' વજુએ સહેજ ગર્વપૂર્વક કહ્યું, 'આપ કહો એ નાટકની તરજ ગાઇ બતાવું.'

'બચ્ચા, નાટકનાં ગીતોમાં જગતભરનું સંગીત નથી સમાઇ જતું. ખરું સંગીત તો એ દુનિયાની બહાર જ રહેલું છે. એ તો વિશાળ દરિયો છે.'

'એ વળી શું?' વજુએ પૂછ્યું.

પેલો જૈફ મુસ્લિમ ઉપર રહેતી તવાયફનો સંગીતનો ઉસ્તાદ હતો. વજુના ગળાની મધુરતાએ તેને આકર્ષ્યો હતો. વજુને પણ તેની વાત નવીન લાગી. ઉસ્તાદ પાસે શાસ્ત્રીય સંગીત શીખવાની તેણે તત્પરતા દર્શાવી, પણ ઉસ્તાદ આકરો નીકળ્યો. સૌથી પહેલો હુકમ તેણે વજુને નાટકી ગીતો કદી ન ગાવાનો કર્યો. પછી બાળકને બારાખડી શીખવે એ રીતે તેણે વજુને શાસ્ત્રીય સંગીતના મૂળભૂત સિદ્ધાંતો શીખવવા માંડ્યા. ક્યારેક રંગમાં આવી જતા ત્યારે ઉસ્તાદ વજુને એકાદ રાગનું સ્વરૂપ ખડું કરી દેખાડતો. એવે સમયે વજુ સંગીતની શક્તિ પર મુગ્ધ થઇ જતો. આવું ગાતાં આવડી જાય તો જીવન ધન્ય બની જાય એમ તેને લાગતું. સામાન્ય તવાયફનો મામુલી ઉસ્તાદ પણ જ્યારે પોતાને પ્રિય રાગ છેડી રહ્યો હોય ત્યારે જે મસ્તી અનુભવી રહેતો તે અજબ હતી! સાહેબોના મગતરાં સમા વજુને જીવનમાં આવી મસ્તી મેળવવા માટે મથવાની પ્રબળ ઇચ્છા થઇ આવતી.

વજુએ ઉસ્તાદ પાસેથી સંગીતનું જ્ઞાન મેળવી લેવાનો નિશ્ચય કરી લીધો. લાયબ્રેરી ઉઘાડીને તે સીધો ઉસ્તાદ પાસે પહોંચી જતો. દિવસનો ઘણોખરો ભાગ એ ઉસ્તાદ સાથે સંગીત-ચર્ચામાં ગાળતો. વજુ ઝડપભેર રાગરાગિણીઓ શીખી રહ્યો હતો. ભીમપલાસી તેના ગળામાં આબાદ બેસી ગયો હતો, પણ ઉસ્તાદના ગળામાં જે તાન હતી તે વજુના ગળામાં નહોતી આવતી. ઘણા પ્રયત્ન કરવા છતાં વજુ ગળું બરાબર ઘુંટાવી શકતો નહિ.

ગળું ઘુંટાવવા વજુએ નવો રસ્તો લીધો. શિયાળામાં વહેલી સવારે તે નદીને કાંઠે જઇ ગળા પર પાણી રેડીને ગાવાનું શરૂ કરતો. ઠંડીને અંગે ગળું ઘુંટાતું અને સંગીતમાં તાન આવતી. આ રીતે વજુ ગળાને કેળવી રહ્યો હતો, ત્યારે નદીકાંઠે રહેલાં લોકો કહેતાં:

' બાપડા વજુનું ચસકી ગયું લાગે છે. કડકડતી ઠંડીમાં નદીને કાંઠે બેસી રાગડા તાણે છે. ભગવાન એની બૈરી સામું જોઇને એને સાજો કરી દે તો સારું ! '

ઉસ્તાદ રહ્યા ત્યાં સુધીમાં વજુએ શાસ્ત્રીય સંગીત પર સારો કાબુ મેળવી લીધો. પણ શાસ્ત્રીય સંગીતના શોખે તેને એક નુકસાન કર્યું. સાહેબોનાં કુટુંબીઓ પહેલાં તેનાં નાટકી ગીતો સાંભળવા ટોળે મળતાં. ઉસ્તાદને વચન આપ્યા મુજબ વજુએ નાટકી તરજે ગાવાનું બંધ કર્યું, એટલે તેનું એક મોટું આકર્ષણ તૂટી પડયું. તેના શાસ્ત્રીય સંગીતના તાન–પલટામાં લોકોને રસ ન હતો; લોકોને ગમતું ન ગાવાની વજુએ પ્રતિજ્ઞા લીધી હતી. ધીમે ધીમે તે ગાવા બેસતી વખતે પેલા ઉસ્તાદના જેવી મસ્તી અનુભવતો થયો હતો. લાયબ્રેરિયન વજુની પામરતાને સ્થાને સંગીતકાર વજુમાં શકિતનું ભાન પ્રકટી રહ્યું હતું.

સાહેબ લોકોને નાખુશ ન કરવાની વજુની નીતિ હજી અટલ હતી. . પિતાનો વારસો તેણે લાયબ્રેરી પૂરતો જાળવ્યો હતો. પણ ગુરુનો વારસો જાળવવા પણ તે હવે એટલો જ ઉત્સુક હતો. સંગીતના જ્ઞાનમાં તેને કોઇ ખજાનો મળી ગયો હોય તેવું લાગતું હતું. એ ખજાનો હલકાં ગાયનો ગાઇને વેડફી નાખવા તે તૈયાર ન હતો. પહેલાં નવરાશને વખતે તે સાહેબોને ઘેર જઈ ટોળટપ્પાં લગાવતો અને ગાયનો ગાતો. એ તેણે બંધ કરી દીધું હતું. આથી તે સાહેબોની નજરમાં ન આવી શકતો એ ખરું, પણ બીજો ઉપાય શું હતો ? સાહેબોને ખુશ કરવા બીજું બધું કરી શકાય. છેક ભોંયે પડીને સલામો ભરવામાં પણ તેને વાંધો ન હતો: પણ વિદ્યાનો વ્યભિચાર ? એ કેમ થઇ શકે ? સંગીત તો આત્માના ઊંડાણની વાત હતી. એની મશ્કરી કેમ થવા દેવાય ? મોટા સાહેબ છતાં, સંગીત પૂરતા જે ગધેડા હતા તેમની સમક્ષ એ જ્ઞાન વ્યક્ત કરી સંગીતની હાંસી કેમ જ થવા દેવાય ? આવી હતી વજુની વિચારસરણી ! એક વજુમાં જાણે બે આત્માઓ આવીને વસ્યા હતા. એક હતો લાયબ્રેરિયન વજુ: સૌને નમતો ને ભજતો. અપમાનો સહેતો અને છતાંય ખુશ થવાનો ડોળ કરતો. બીજો હતો સંગીતકાર વજુ પોતાની ધૂનમાં મસ્ત અને મગ્ન. સંગીતની પ્રતિષ્ઠાનું સ્થાપન કરવા તે ગમે તે કરવા ઉત્સુક હતો. ગમે તેની સાથે ઝઘડવા તત્પર હતો. કોઇપણ રાગનું સ્વરૂપ ખડું કરતાં બે મદભર અને મસ્ત જણાતો: સંગીતનું આધિપત્ય સ્વીકારતો કોઇ સમર્થ અભ્યાસી જણાતો.

એક વખત કોઇ સાહેબની બદલી થતાં તેમના માનમાં મેળાવડો ગોઠવવામાં આવેલ. દરેક સાહેબને એવો કંઇક ખ્યાલ હતો કે, વજુ સારું ગાઇ જાણે છે. મેળાવડામાં તેને બોલાવ્યો હોય તો રંગ જામે. સાહેબો બોલાવે અને વજુ ના કહી શકે કે ? ભલેને એ સંગીતકાર થયો હોય: લાયબ્રેરિયન મટી નહોતો ગયો; અદાનો વારસો, ઉસ્તાદનો વારસો મળતાં સદંતર વિસરાઇ નહોતો ગયો.

વજુને સંગીતનો શોખ થયા પછી તેણે પોતાના સાજંદાને પણ તૈયાર કર્યો હતા. લાયબ્રેરીનો લળી પડતો, કાલાવાલા કરતો, સલામો ભરતો વજુ અને સંગીતની ધૂનમાં તબલચીને મૂંઝવતો, વાજીંત્રકારને ગોટવી દેતો, તાન–પલટાની રમતથી સંગીતના શોખીનોને મુગ્ધ કરી દેતો વજુ બે જુદી જ વ્યકિતઓ હોય એમ લાગતું. પણ સાહેબના નિમંત્રણને તે નકારી શકે તેમ ન હતો. સાહેબોની મીજબાનીમાં ગાવાનું નિમંત્રણ મળે, એટલે

મફત જ જવાનું હોય. હારમોનિયમ–તબલાં ઉઠાવી લાવવાની બે–ચાર આના મજૂરી પણ વજુને પદરની જ આપવાની હતી.

સાહેબો લહેરથી બિરાજ્યા હતા અને વજુએ સરસ્વતીની દુર્ગા રાગમાં પ્રાર્થના ઉપાડી.

' જય હો ! જય, દેવી માનસી ! આરાધ્યે અમ હૃદય શાંતિ છે.
ધન કીર્તિ ત્યજીને ય વાંચ્છી છે, જય હો ! જય દેવી માનસી ! '

આટલું ગાતાં તો વજુએ પચીસેક મિનિટ લીધી હશે. ઉસ્તાદના સંપર્કથી, સંગીતની જે સાચી સમજ વજુ પામ્યો હતો તેને એ વ્યક્ત કરી રહ્યો હતો. વચમાં તેણે ગમકની તાન પણ મારી, તબલચીથી પણ ' વાહ ! ' બોલાઇ ગયું.

પણ સાહેબોને તો કોઇ પ્રાણી બાંબરડાં નાખતું હોય તેવું લાગ્યું. વજુની સંગીત–ખૂબીઓ તેમને સ્પર્શ્યા વિના વહી જતી હોય તેમ લાગતું હતું. કોઇએ વજુને પ્રોત્સાહન આપવા ' વાહ ! ' ન કહ્યું. એકાદ બે જણે બગાસાં ખાધાં: બે–પાંચ–જણે સંગીત સાંભળવાને બદલે અંદરઅંદર વાતો કરવાનું શરૂ કર્યું. થોડી વાર સંગીતની મસ્તીમાંથી જાગ્રત થતાં વજુ પરિસ્થિતિ સમજ્યો અને તેણે દુર્ગાની સૂર–રેલ સમેટી લીધી.

વજુ ગાતો બંધ થયો કે તરત જ મેનેજર સાહેબે કહ્યું, " વજુ, તારા આ આ–આ–આ–ઇ–ઇ–ઇ માં કાંઇ મજા ન પડી; ' અય હકીમો ' થાવા દે. "

વજુ પર ધર્મસંકટ આવી પડયું. એક તરફ પિતાનો સાહેબોને નાખુશ ન કરવાનો હુકમ હતો; બીજી તરફ ઉસ્તાદનો નાટકી તરજથી દૂર રહેવાનો આદેશ હતો. એક તરફ ભાણામાં પાણો ફેંકવાની વાત હતી: બીજી તરફ પોતે જેને જીવનની પરમ પવિત્ર સાધના માની હતી તેનું ભયંકર અપમાન સહેવાનું હતું. વજુના અંતરમાં તુમુલ દ્વંદ્વ મચી રહ્યું.

' કાં, વજુ ! થાવા દે 'અય હકીમો' ! ' મેનેજર સાહેબે વજુને શાંત જોઇ ફરી વાર કહ્યું.

' સાહેબ, એ મને નથી આવડતું. ' વજુએ દરરોજ લળતો તેથી વિશેષ લળીને સલામ ભરતાં કહ્યું.

' ઢેઢનાં છોકરાંને ય આવડે એ ગાયન તને નથી આવડતું ? ' સાહેબે સહેજ કરડાકીથી કહ્યું.

વજુ ચૂપ રહ્યો.

' તારે એ નથી જ ગાવું એમ કહે ને ! ' સાહેબે વળી કંઇ વારે કહ્યું.

' જી ! મારો એ વિષય નહિ, મને એવાં ગીત ન આવડે ! ' વજુએ બને તેટલી નરમાશ રાખીને કહ્યું.

' ઠીક, તો હવે શીખી લેજે ! ' સાહેબે હુકમ કર્યો. બધાની હાજરીમાં તેમને વાત વાળી લેવાનું યોગ્ય લાગ્યું હશે.

વજુ શાંત રહ્યો.

વજુએ પોતાની ફરમાયશ મુજબ ન ગાયું તેનું મેનેજર સાહેબને દુઃખ તો થયું જ. પરિણામે એ રહ્યા ત્યાંસુધી વજુને કંઇ પગારવધારો ન મળ્યો. પણ ઉસ્તાદને આધારે વચન પાળ્યાનો વજુને સંતોષ હતો. સંગીતની મહત્તા અવિશુદ્ધ રાખ્યાનો આનંદ હતો.

ઇ. ન.

( "ઊર્મિ-નવરચના"માંથી )




૧. " રૂપિયાનું ભાવી "—મૂળ અંગ્રેજીમાં લેખકો: પ્રો. સી. એન. વકીલ અને પ્રો. જે. જે. અંજારિયા, "Future of the Rupee"ના અનુવાદક: શ્રી. શંકરલાલ હ. ભટ્ટ, એમ. એ. એલએલ. બી., પ્રકાશક: ધી સંદેશ લિમિટેડ, સારંગપુર અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૬, કાચું પૂઠું, મૂલ્ય દશ આના. ૧૯૪૫.

" સંદેશ આર્થિક ગ્રંથમાળા "ના બીજા પ્રકાશનરૂપે આ પુસ્તિકા પ્રસિદ્ધ થઇ છે. ગુજરાતી સાહિત્યમાં આર્થિક વિષયોને સ્પર્શતાં પુસ્તકો નહિ જેવાં છે. એવે સમયે "રૂપિયાનું ભાવી" નામની આ પુસ્તિકા સંદેશ કાર્યાલયે બહાર-પાડી ગુજરાતી વાચક જનતાની ભારે સેવા બજાવી છે. વિશ્વયુદ્ધને લીધે સરકારની ચલણનીતિથી રૂપિયાની આવતી કાલ કેવી હશે, હુંડિયામણના શા હાલહવાલ થવા વકી છે અને તેના પરિણામે આપણા દેશના વેપારઉદ્યોગનું ભાવિ કેવું હશે તે અને તેને લગતા બીજા અટપટા પ્રશ્નો તરફ આ પુસ્તિકામાં નિર્દેશ કરવામાં આવ્યો છે.

ગુજરાતી ઉદ્યોગપતિઓએ તેમ જ વેપારીઓએ આ પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે.

૨. **India's Sterling Balances**—(અંગ્રેજી પુસ્તક:) લેખક: પ્રો. વી. વાય. કોલ્હાટકર, પ્રિન્સિપાલ, પ્રતાપસિંહ કૉલેજ ઓફ કૉમર્સ, વડોદરા. પ્રકાશક: ઉપર મુજબ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૬, કાચું પૂઠું, મૂલ્ય સવા રૂપિયો. ૧૯૪૫.

ચાલુ વિશ્વયુદ્ધના પરિણામે આ દેશમાંથી મિત્રરાજ્યોએ જે અનહદ ખરીદી કરી છે અને તેના પરિણામે એક તરફ અત્રે ચલણનો ભારે ફુગાવો થયો છે અને બીજી તરફ હિન્દના નામે ઈંગ્લેન્ડમાં જે પુરાંત પૌંડના ચલણમાં જમા થયેલી છે તેને અનુલક્ષીને આ પુસ્તકના વિદ્વાન લેખક ઘણાં અનુમાનો તારવીને તેમ જ ચાલુ રાજકીય પરિસ્થિતિ લક્ષમાં લઇને દિશાસૂચન કરે છે કે પૌંડનો આ અનામત જથ્થો જો ફક્ત હિંદના હિતાર્થે જ ખર્ચવામાં આવે તો ઇંગ્લેન્ડના આંતરિક જીવનમાં મોટું ઘર્ષણ ઉત્પન્ન થાય તેમ છે; તેમ જ તેનો પરદેશ સાથેનો વેપાર વેરવિખેર થઇ જાય તેમ છે. વળી જો ઈંગ્લેન્ડનું જ હિત જોઇને આ પુરાંતનો નિકાલ કરવામાં આવે તો હિન્દની બહુ ગવાયેલી ગરીબીમાં જ વધારો થશે. હિન્દની ચાલુ રાજકીય પરિસ્થિતિમાં તેને માથે જો કોઇ નિર્ણય ઠોકી બેસાડવામાં આવશે તેમાં હિંદને જ નુકસાન છે.

અંગ્રેજી વાંચી શકતા ઉદ્યોગપતિઓએ તેમ જ વેપારીઓએ આ પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે.

વા. ના. અમીન

૩ **બીલીપત્ર**—લેખક-પ્રકાશક, મકનજી પરમાર, રાણપુર; આવૃત્તિ ૧લી. ૧૯૪૪; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૮+૨૧૬; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું; કિં. રૂ. ૩-૦-૦.

આ પુસ્તક વાર્તાસંગ્રહનું હોઈ તેમાં (૧) અધૂરી વેણી, (૨) મૃદુ-ચંદ્ર, અને (૩) ખંડિત કલેવર—નામની ત્રણ સામાજિક નવલિકાઓ સંચિત થયેલી છે.

'**અધૂરી વેણી**'માં શંકર નામનો એક અકિંચન ચિત્રકાર, સૌન્દર્ય હરીફાઈમાં ઇનામ જીતનાર 'અલકા' નામની ગર્ભશ્રીમંત અને અભિમાની કૉલિજીઅન બાળાનું ચિત્ર પ્રદર્શનમંડપમાં જ ચિતરી લે છે. પણ તેમાં એની કલામય ગૂંથણીવાળી વેણીનો ભાગ અધૂરો જ રહી જાય છે. કલારસિક ચિત્રકાર એ અધૂરો ભાગ પૂરો કરી લેવા ખાતર અલકાના બંગલા સામે જ એક મેડી ભાડે રાખી લઈ પોતાને જોઈતી તક મેળવવા ખાતર રોજ અમુક અમુક સમયે પોતાના કઠેરામાંથી રસ્તે જતી આવતી અલકા તરફ તાકી રહે છે. અલકાને એની ગંધ આવતાં તે વિનોદ નામના પોતાના એક કરોડપતિ પ્રેમી મારફત વગર પરવાનગીએ મોડેલ ઉતારવા બાબતનો કેસ માંડી શંકરને જેલજાત્રાએ મોકલી આપે છે. જેલમાંથી છૂટવા ટાણે શહેરમાં પ્લેગની મહામારી ચાલતી હોય છે અને અલકા તેમાં સપડાઈ ગઈ હોય છે. અલકાનાં માબાપ, સગાંવહાલાં, પ્રેમી, મિત્રો તમામ તેને એકલીને નોકર ચાકરને સોંપી આઘાં ખસી ગયાં હોય છે. એવે વખતે ધૂની કલાકાર શંકર જેલમાંથી છૂટીને પરબારો અલકાને બંગલે જ આવી પહોંચે છે. ત્યાં અલકાની ભયંકર માંદગીથી વાકેફ બનતાં તે તેની સેવામાં લાગી જાય છે અને ખંતભરી સુશ્રૂષાથી તેને મોતના મુખમાંથી ઉગારી લે છે. સાથે સાથે તેનું દિલ પણ જીતી લે છે. પોતાના પરિચય માટે આગ્રહ થતાં તે એક ચિઠ્ઠીમાં પરિચય આપી તે સ્થળ છોડી પોતાને વતન જતો રહે છે. અભિમાની અલકા તેને શોધતી ત્યાં જઈ ચઢે છે. તે વારે શંકર પોતે પ્લેગથી પટકાઈ પડયો હોય છે. અધૂરી વેણી પૂરી કરવા માટેના એના કોડ સંતોષવા અલકા શણગાર સજી આવે છે. પણ તે જ ટાંકણે શંકરનું પ્રાણપંખેરું ઊડી જાય છે અને અધૂરી વેણી અધૂરી જ રહી જાય છે.

**મૃદુ-ચંદ્ર**માં પણ મૃદુલા નામની તોરીલી અને ઉચ્છૃંખલ શ્રીમંત કૉલેજકન્યા ચંદ્ર નામના અકિંચન પણ આદર્શ સમાજસેવકના આદર્શ જીવનથી મુગ્ધ બની પ્રથમ તેના સેવાકાર્યની સહભાગિની અને છેવટે તેના જીવનની સહચરી બની જાય છે, અને એ રીતે ' પ્રેમ એ જ જીવનનો ઊગમ અને અંત છે ' એ ગાંધીવાક્ય પૂરવાર કરે છે.

' **ખંડિત કલેવર** 'માં કહેવાતા સમાજસેવકો વખત આવે, પોતે જેની સેવા કરવાનો દાવો કરતા હોય છે તે જ વર્ગની સામે કેવું નિષ્ઠુર વર્તન ચલાવે છે અને તેનું કેવું દુઃખદ પરિણામ આવે છે તેનો બોધક ચિતાર મળે છે.

વસ્તુ ત્રણે વાર્તાઓનું સુરોચક અને બોધક હોઈ વાર્તારસિકોને સરસ વાચન પૂરું પાડે છે.

મુદ્રણમાં પૃષ્ઠે પૃષ્ઠે દેખાતા જોડણી તથા અનુસ્વારના દોષો બીજી આવૃત્તિ વખતે સુધારી લેવાની ખાસ ભલામણ.

ના૦

૪. **આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ** ( ગુજરાતી વિભાગ )—સંપાદકો: શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ, રતિલાલ મોહનલાલ ત્રિવેદી, ઉમાશંકર જેઠાલાલ જોષી;

પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ. ક્રાઉન આઠ પેજી કદનાં પૃષ્ઠ ૪૪૯+૧૨, સાદું પૂઠું, આચાર્યશ્રીની છબિ અને અન્ય ચિત્રો સહિત; મૂલ્ય રૂ. ૮–૦–૦

સ્વ. આચાર્ય શ્રી. આનંદશંકરભાઇની ગુજરાત, બૃહદ્ ગુજરાત અને ઉત્તરહિંદની શિક્ષણવિષયક સેવાઓ આજે ભાગ્યેજ કોઇ ઉચ્ચ શિક્ષિત ગુજરાતીને અજાણ્યુ હશે. તેઓશ્રી ગુજરાતમાં રહ્યા ત્યાં સુધી શિક્ષણપ્રસાર અને સાહિત્યના ક્ષેત્રમાં તેમણે બજાવેલી સેવા ખાસ નોંધપાત્ર છે. તેમાં પણ ' વસંત ' માસિક દ્વારા એઓશ્રીએ ગુજરાતી સાહિત્યની ભારે સેવા બજાવી છે. અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટિના અધિકારપદે રહીને એ સોસાઇટિના સંચાલનમાં પણ તેઓશ્રીએ ઠીકઠીક ફાળો આપેલો.

તેઓશ્રીના અવસાન બાદ ગુ. વ. સોસાઇટિએ તેમના સ્મારકરૂપે એક સ્મારકગ્રંથ પ્રસિદ્ધ કરવા ઠરાવેલું તદનુસાર આ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે.

એમાં સંપાદકોએ, સ્વ. આચાર્યશ્રીના સંબંધે ગણ્યમાન વ્યક્તિઓએ લખેલા એઓશ્રીના પરિચયપ્રસંગો આપ્યા છે. તે ઉપરાંત, એમના સ્મારકને અનુરૂપ એવો બૃહદ્ લેખસંગ્રહ પણ આમાં સંગ્રહી છે. ખાસ કરીને, શ્રી. સારાભાઇ નવાબનો "ચંદનમલયાગિરિ ચોપાઇ" અને એને અંગેનાં જૂની ચિત્રકલા ખાસ ધ્યાન ખેંચે છે.

દરેક પુસ્તકાલયો સ્વર્ગસ્થના સ્મારકરૂપે પ્રસિદ્ધ થયેલ આ ઉચ્ચ સામગ્રીયુક્ત ગ્રંથ અવશ્ય વસાવે. અને પાકા પૂંઠામાં બંધાવી એને સુરક્ષિત બનાવે.

**૫ જગતના ઇતિહાસનું રેખાદર્શન**—ખંડ ૧ લો, મૂળલેખકઃ શ્રી પં. જવાહરલાલ નહેરુ, અનુવાદકઃ શ્રી. મણિભાઇ ભ. દેસાઇ, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ઉભી આઠ પેજી કદનાં પૃષ્ઠ ૬૭૬+૧૨, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રા. પાંચ.

પં. જવાહરલાલજીએ " ઇન્દિરાને પત્રો " લખી જગતની ઉત્ક્રાન્તિ–ઉત્પત્તિના ઇતિહાસની માહિતી એના અનેક વાચકોને આપી છે. અને આગળના ઇતિહાસરૂપે દુનિયાના ભિન્નભિન્ન દેશોના ઇતિહાસની રૂપરેખા દર્શાવતો આ ગ્રંથ એમણે એમના કારાવાસ દરમિયાન લખ્યો હતો. સમગ્ર મૂળ પુસ્તક મૂળ ૧૦ ભાગોમાં લખાયેલું. અને આ ગુજરાતી પુસ્તકમાં, યુરોપના નેપોલિયન કાળ સુધીની દેશદેશની ઐતિહાસિક માહિતી આપવામાં આવી છે. દુનિયાના ભિન્નભિન્ન દેશોની ઐતિહાસિક ઘટનાઓના અણમૂલ સાધનરૂપ જનમાન્ય નેતાને હાથે લખાયેલો આ ગુજરાતી ગ્રંથ દરેક પુસ્તકાલયમાં હોવો ઘટે. ઇતિહાસપ્રેમીઓને વાંચવાની એ પુસ્તકાલયોએ તક પૂરી પાડવાનું ભાગ્યે જ કહેવું પડે.

**૬. જીવનનો આનંદ**–ખંડ ૧લો—(બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ) લેખકઃ શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૪૪+૧૬, મૂલ્ય રૂ. ત્રણ.

કાકા કાલેલકરે આપણા સાહિત્યને જે નોંધપાત્ર ફાળો આપ્યો છે તે પૈકીનું એક વિશિષ્ટ આ પુસ્તક છે. કાકા સાહેબનું ઝીણુબટભર્યું દરેક વસ્તુનું નિરીક્ષણ એમાંથી કંઇક નવીનતા લઇ આવે છે. એમની એ સૂક્ષ્મ નિરીક્ષણની કલામાંથી—એમની એ દુરબીનોમાંથી જે રત્નો મળ્યાં તે તેમણે આપણને આપ્યાં છે. આ પુસ્તકમાં એવાં જ જીવનમાં એક યા બીજા પ્રકારે જીવનને જીવવામાં–માણવામાં આનંદ આવે તેના એમણે ઉપર્યુક્ત રીતે

સર્જેલા લેખોનો સંગ્રહ આપ્યો છે. ગુજરાત આ સાહિત્યકારનું જેટલું ઋણી ગણાય તેટલું ઓછું છે.

પાછલી આવૃત્તિ જે પુસ્તકાલયમાંથી જીર્ણ થઇ ગઇ હોય ત્યાં આ નવી આવૃત્તિ અવશ્ય વસાવી લેવાય. નવાં પુસ્તકાલયોએ હજી એ ન વસાવ્યું હોય તો અવશ્ય વસાવી લે.

**૭ સંકલિતા ભગવદ્ગીતા**—સં. ઉપર પ્રમાણે. ૪×૭ ના કદનાં પૃષ્ઠ ૨૭૦, બોર્ડપટીનું પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૪–૦.

શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૭૦૦ શ્લોકોના વિષયવાર વિવેચન માટે કાકા સાહેબે એનું આ સંકલન કર્યું છે. ગીતાના જુદા જુદા શ્લોકોનાં ચરણોને જ્યાં જ્યાં જે જે વિષયને અનુરૂપ ઘટાવી શકાય તેવે સ્થળે તેનું સંકલન કરી તેની ચરણસૂચિ આપી મૂળગીતાના શ્લોકો પણ આપ્યા છે.

ભગવદ્-ગીતાના મૂળ શ્લોકોનું આ સંકલનનું વિવેચન કાકાસાહેબ તરફથી મળશે ત્યારે એની યથાર્થ ખુબીનો ખ્યાલ આમવાચકને આવી શકશે. ત્યાં સુધી તો, સંસ્કૃત જ્ઞાતા વાચકોને એનો આનંદ આ સંકલનમાંથી મેળવવા ભાગ્યશાળી થશે.

**૮. રાષ્ટ્રભાષા વિષે વિચાર**—લેખકઃ શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી; પ્રકાશક, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૩૬+૮, સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦. ૧૯૪૫.

રાષ્ટ્રભાષાનો પ્રશ્ન છેલ્લા દાયકાથી આપણે ત્યાં એક અગત્યનો પ્રશ્ન થઇ પડયો છે. એની તરફેણમાં અને વિરોધમાં અનેક આગેવાનો તરફથી જુદા જુદા મુદ્દાઓ ઊભા થયા છે. ત્યારથી હિંદી, હિંદુસ્તાની, ઉર્દૂ વગેરેને લગતી ચર્ચા ઉગ્રપણે ઊભી થઇ હતી.

આ પ્રશ્નને ગાંધીજીએ હાથ પર લીધો ત્યારથી, તેઓશ્રીએ એને લગતાં જે વ્યાખ્યાનો, લખાણો જનતાને આપેલાં તેનો સંગ્રહ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. રાષ્ટ્રભાષા પ્રચારના રચનાકાર્યમાં ગુંથાયેલાઓ તેમ જ એના અભ્યાસીઓને મહાત્માજીનાં આ સૂચનો જરૂર ઉપયોગી નીવડશે.

**૯. આહાર અને પોષણ**—લેખકઃ શ્રી. ઝવેરભાઈ પટેલ, પ્રકાશક, કદ, પૂઠાં, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૬૪+૮, મૂલ્ય ૦–૮–૦.

ગુજરાત વિદ્યાપીઠના "ગ્રામસેવા દીક્ષિત" શ્રી. ઝવેરભાઇ પટેલે, લોકભોગ્ય ભાષામાં આપણા ખોરાકને લગતી માહિતી આ પુસ્તકમાં આપી છે. એની સંવાદાત્મક ગ્રામંજનો—ઓછું ભણેલાંઓ પણ સમજી શકે તેવી શૈલી વાચનાર હરેકને સરળતાથી સમજાય તેવી છે. ગામડાંનાં અનેક ભાઇબહેનો જેઓ આપણા આહાર અને પોષણના વિષયથી પૂરાં જાણકાર નથી તેમને એમાંથી ઠીક ઠીક જાણવાનું મળશે. નવાં વાંચતાં શીખેલાં પ્રૌઢોને એ ઠીક વાચન પૂરું પાડશે. પુસ્તકાલયો અવશ્ય વસાવે.

**૧૦. રચનાત્મક કાર્યક્રમ : તેનું રહસ્ય અને સ્થાન ( ત્રીજી આવૃત્તિ )**: લેખકઃ મોહનદાસ કરમચંદ ગાંધી; પ્રકાશક, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૨, મૂલ્ય ૦–૩–૦.

અગાઉ પ્રસિદ્ધ થયેલી બે આવૃત્તિઓ પછી હાલ એની આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે. આ આવૃત્તિમાં પૂરવણીરૂપે ગાંધીજીનાં બે મહત્ત્વનાં લખાણો ઉમેરવામાં આવ્યાં છે. એ મહત્ત્વનાં લખાણો માટે પણ આ નવી આવૃત્તિ વસાવી લેવી ઘટે.

**૧૧. ધરતીને મથાળે**—મૂળ લેખકઃ જૂલેવર્ન; ગુજરાતીમાં ઉતારનાર શ્રી.

મૂળશંકર મો. ભટ્ટ, પ્રકાશકઃ આઝાદ ભંડાર, ભાવનગર. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૧૦+૧૬, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૪

મૂળ જૂલેવર્નનું લખેલ પાતાળપ્રવેશ, બલૂનપ્રવાસ વગેરે પુસ્તકો આપણા કિશોર વાચકોમાં, સારો આદર પામ્યાં છે. એમાં આવતી સાહસકથાઓ આપણા જુવાન વાચકોને ઠીક ઠીક ગમી ગઇ છે. એવી સાહસકથા સરખી આ " ધરતીને મથાળે "ની વાતો પણ આપણા જુવાન સાહસપ્રિય વાચકોને આકર્ષશે. પુસ્તકની અનુવાદશૈલી સરળ હોઇને વાંચતાં પ્રેરણાદાયક બની રહે તેવી છે. જુવાનોમાં વંચાવવા માટે આ પુસ્તક પુસ્તકાલયોમાં સુખે વસાવાય.

મ. પ્ર. વ્યાસ

૧૨. ગુજરાતણોની શરીરસંપત્તિ—લેખકઃ શ્રી. રણજિત પટેલ, પ્રકાશકઃ ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય અમદાવાદ. મૂલ્ય રૂ. દોઢ.

આશરે દોઢસો પાનાના આ પુસ્તકમાં વિષય નવા જેવો છતાં ગુજરાતી પ્રજા માટે ઘણો જરૂરી છે. શ્રી. ડાહ્યાભાઇ જાનીએ આની પ્રસ્તાવના લખીને આ વિષય સમજાવવા સારો પ્રયત્ન કર્યો છે.

શરીરસંપત્તિ વગર પ્રજાનો વિકાસ થઇ શકે નહિ. સારૂં શરીર હોય ત્યાંજ સારૂં મગજ હોય. અને સંતાનના સારા શરીર માટે માતાનું શરીર સારૂ હોવું જરૂરી છે. માતાના રોગ અને માતાની આરોગ્યતા પોતાનાં બાળકો ઉપર અસર કર્યા વગર રહેતાં નથી. એ દષ્ટિએ અને ગુજરાતીઓ બીજી બધી બાબતમાં આગળ હોવાનો દાવો કરતા હોવા છતાં શરીરસ્વાસ્થ્યમાં ઊતરતી કક્ષાએ છે તે વાત આજે ગુજરાતને હવે સમજાઇ છે.

થોડા વખત ઉપર મુંબાઇમાં વસતા ગુજરાતીઓના શરીરસ્વાસ્થ્યની તપાસ કરવામાં આવી હતી અને તેણે કઇ જાતનો ખોરાક લેવો અને તેમાં શું સુધારો કરવો જોઇએ તે સમજાવ્યું હતું. આ પુસ્તકમાં પણ આર્થિક સામાજિક અને શરીરની અસંભાળપણા ઉપર ભાર મૂકી જુદી જુદી જાતના રોગો કેમ થાય છે એ બધું બહુ સારી રીતે સમજાવ્યું છે. એમણે પોતાનો કોયડો બહુ સરસ રીતે નીચે પ્રમાણે મૂકયો છેઃ

" અતિશ્રમ અપૂર્ણ ને અયોગ્ય આહાર તથા આરામની ન્યૂનતા આ કારણની ત્રિપુટી—ગુજરાતના મોટા ભાગની શ્રમજીવી બહેનોની શરીરસંપત્તિની વિઘાતક છે. બીજે પક્ષે મધ્યમ વર્ગ પણ જીવનસંગ્રામની કપરી કઠિનતા તથા પારાવાર અજ્ઞાનથી ખુવાર થઇ રહ્યો છે. જે વિલાસવૈભવે સાધનસંપન્ન વર્ગ છે તે શ્રમના અભાવ, અતિવિશ્રામ અને આહારના અતિયોગથી શરીરસંપત્તિના ક્ષેત્રમાં પાયમાલીને પંથે પળી રહ્યો છે. આમ સતેજ જઠરાગ્નિવાળા સમાજના મોટા વર્ગ પાસે મુદ્દલે ય રોટલો નથી ને રોટલાના વિપુલ જથ્થા પર સ્વસ્થ ચિત્તે બેઠેલા સમાજના નાના વર્ગ પાસે સતેજ જઠરાગ્નિ નથી. "

એટલે અમે આશા રાખીએ કે આ પુસ્તક વાંચી રોટલાના વિપુલ જથ્થાવાળા પોતાની ઓઓ અને બહેનોના આરોગ્યને સતેજ રાખવાનું જ્ઞાન મેળવે અને આખા સમાજને અજ્ઞાનનાં અને સામાજિક બંધનો જે એના આડમાં આવતાં હોય તે દૂર થાય અને સૌ બેનોને આ જાતનું જ્ઞાન મેળવી શરીરસંપત્તિ વધારે સારી થાય એવો અલ્પ પ્રયત્ન કરશે તો આ પુસ્તક પ્રસિદ્ધ કર્યાનો શ્રમ સફળ થશે.

અમે આ પુસ્તકને વાચકો પ્રેમપૂર્વક વાંચે એવો આગ્રહ કરીએ છીએ.

—ચુ. પુ. શાહ



## ૧ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદ તરફનાં પુસ્તકો

૧ રઢિયાળી રાત—ભા. ૨ જો—સંપાદક: ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૧–૮–૦.

૨ રાજા–રાણી—મૂળલેખક: કવિવર ટાગોર, અનુવાદક: શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૦–૦.

## ૨ એન. એમ. ઠક્કરની કું. મુંબઇ તરફથી

૩ યુવાનોની સંસ્કારસાધના—મૂળલેખક: સર રાધાકૃષ્ણન, અનુવાદક: શ્રી. ચંદ્રશંકર પ્રા. શુકલ, મૂલ્ય રૂા. ૧–૮–૦.

૪ બે નવલકથા—મૂળલેખક: ટોલ્સ્ટોય; અનુવાદક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૨–૮–૦.

૫ વ્યાપારી નામાનો ભોમિયો—લેખકો: શ્રી. રવિશંકર ઓ. મહેતા અને શ્રી. દલપતરામ કે. દવે; મૂલ્ય રૂા. ૪–૪–૦.

## ૩ સી. શાન્તિલાલની કું.–મુંબઇ તરફથી

૬ કેવડાના કાંટા—મૂળ લેખક: શ્રી. વી. સ. ખાંડેકર; મૂલ્ય રૂા. ૩–૦–૦

૭ દેશદેશની લોકકથાઓ—લેખકો: શ્રી નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર; મૂલ્ય રૂા. ૩–૮–૦.

## ૪ ભારતી સાહિત્ય સંઘ–મુંબઇનાં પુસ્તકો

૮ ગૌડ બંગાળની વાર્તાઓ ભા. ૧–૨,—લેખકો ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૨–૦–૦

૯ પાંખ વિનાનાં—લેખક: શ્રી. ઉમેદભાઇ મણિયાર, મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૦ અણખૂટ ધારા—મૂલ્ય ૩–૦–૦

## ૪ નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૧૧ આહાર અને પોષણ—લેખક: શ્રી. ઝવેરભાઇ પટેલ, મૂલ્ય ૦–૮–૦

૧૨ રાષ્ટ્રભાષા વિષે વિચાર—લેખક: મોહનદાસ કરમચંદ ગાંધી, મૂલ્ય ૦–૧૨–૦

૧૩ રચનાત્મક કાર્યક્રમ—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૩–૦

## ૫ સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૧૪ મેનાવતી અને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ—લેખક: સ્વર્ગસ્થ કલાપી. મૂલ્ય ૦–૩–૦

૧૫ જેસલ તોરલ—લેખક, મૂલ્ય ઉપર પ્રમાણે.

૧૬ આપણો ખોરાક—મૂળ અંગ્રેજીમાં લેખક શ્રી. એમ. આર. મસાણી; મૂલ્ય ૦–૧૨–૦

[ સાંધળ પૃ. ૨૧૫ને છેડે ]

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકે નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ, વાચનપ્રચાર વધારવા સંબંધી કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છેઃ—

૧. **વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પરેલ–માહે ફેબ્રુઆરીમાં–શિનોર મહાલનાં**—(૧) બાવરિયા, (૨) ટીંબરોદ, (૩) વરવા, (૪) અવાખલ, (૫) અચીસરા, (૬) તેરસા, (૭) સાઢલી, (૮) માંજરોલ, (૯) દામાપુરા, (૧૦) સુરાસામળ, (૧૧) માંડવા, (૧૨) કુકસ, (૧૩) મોટાં ફોફળીઆ, (૧૪) ઝાંઝડ, (૧૫) અંબાલી, (૧૬) કણજેઠ, (૧૭) માલપુર, (૧૮) ભેખડા, (૧૯) પુનિયાદઃ કા. દિ. ૨૧

**—માહે માર્ચમાં–શિનોર મહાલનાં** (૧) દીવેર, (૨) તેનતલાવ, (૩) વણિયાદ (૪) સેગવા, (૫) સીમળી; **કરજણ મહાલનાં** (૬) કોઠીયા, (૭) કાણા, (૮) ફતેપુર, (૯) દેરોલી, (૧૦) મેથી, (૧૧) કલા, (૧૨) લતીપુરા ટીંબી, (૧૩) બચાર, (૧૪) કંથારિયા; કા. દિ. ૧૯.

**—માહે મે માસમાં–વ્યારા મહાલનાં** (૧) કટાસવાણ, (૨) વાંસકુઇ, (૩) રૂપવાડા, (૪) ખાનપુર, (૫) કાંજણ, (૬) મગરકુઇ, (૭) કપુરા, (૮) ઘાટ, (૯) ખુટાડિયા (૧૦) આંબીઆ, (૧૧) ગડત, (૧૨) ડોળકુઇ, (૧૩) બેડચીત, (૧૪) વાંકલા, (૧૫) અંધારવાડી, (૧૬) પાટી, (૧૭) કાકડવા, (૧૮) ખંભાલીઆ, (૧૯) ઉમરવાવ દૂર, (૨૦) ડોલવાણ; **મહુવા મહાલનાં** (૨૧) કાન્હી, (૨૨) રાણત, (૨૩) અમરોલી; (૨૪) આમચક, (૨૫) કુરેલઃ કા. દિ. ૨૪.

૨. **મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર–માહે ફેબ્રુઆરીમાં–મહેસાણા મહાલનાં**—(૧) તળેટી, (૨) કુકસ, (૩) દેવરાસણ, (૪) પાલોદર, (૫) બલોલ. પરિષદ અંગેઃ **દહેગામ મહાલનાં** (૬) દહેગામ, (૭) નાંદોલ.

**—માહે માર્ચમાં–દહેગામ મહાલનાં**—(૧) ઉદણ, (૨) સલાટપુર, (૩) પાટણાકુવા, (૪) જલુંદ્રા નાના (વા.), (૫) ધણીઓલ, (૬) ધારીસણા, (૭) વડવાસા (વા), (૮) સાંપા, (૯) જાળિયાનો માઠ (વા.), (૧૦) ઇસનપુર મોટા, (૧૧) ડભોડા, (૧૨) શાહપુર, (૧૩) પાલજ, (૧૪) લવારપુર, (૧૫) પ્રાંતીયા, (૧૬) ચિસોડા, (૧૭) આલમપુર (વા.), (૧૮) લિહોલી મોટી, (૧૯) દરોલા (વા.), (૨૦) ધણપ, (૨૧) મગોડી.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રીભાઇઓને ભલામણ છે.

ના. નં. ચોકસી

સહમંત્રી, વ. રા. પુ. મંડળ




## કાગળ–કરકસર નિયમન હુકમ રદ કરવા શ્રી. સરકારને વિનંતિ

૧૯૪૪ ના જુન માસથી બ્રિટિશમાં કાગળ–કરકસર–નિયમન હુકમનો અમલ થયો અને તેની પાછળ તેના પગલે પગલે આપણે ત્યાં પણ એ હુકમ અમલમાં આવ્યો. અલબત્ત, એ હુકમ એક રીતે આશીર્વાદરૂપ થયો તો બીજી રીતે કંઇક નુકસાન પણ લેતો આવ્યો. એના પરિણામે, ગમે તેવાં ચોપડી–ચોપાનિયાં છપાતાં તેનો અંત આવ્યો, ત્યારે બીજી બાજુ, સારાં ઉપયોગી પ્રકાશનોને, એના પ્રકાશકોના મર્યાદિત કવોટાના કારણે, પ્રસિદ્ધિ પામતાં વિલંબ વેઠવો પડયો; અને આમ કેટલાંક સારાં પુસ્તકોની પ્રસિદ્ધિનું કામ અટકી પડયું.

એક તો, એની પ્રાથમિક ગણના માટે જે વર્ષ ઠરાવાયેલું, તે વર્ષમાં કાગળની મોંઘારત અને તંગીને કારણે, પ્રકાશનકાર્ય ઘણું જ ઓછું થયેલું હોય, અને એને પ્રાથમિક ભૂમિકાના વર્ષરૂપે નક્કી કરવાથી તેના ૩૦ ટકા જ કાગળ પોતાનાં પ્રકાશનો માટે ઉપયોગમાં લેવાનું જે તે પ્રકાશકોને ફરમાન થયું. પરિણામે, જૂની પ્રકાશનસંસ્થાઓને પણ, પોતાના પાછલા ઠરેલા વર્ષના કવોટાના અભાવે પોતાની પ્રકાશનપ્રવૃત્તિને આજે તો વેગળી મૂકવી પડી છે.

ત્યારપછી, બ્રિટિશ પ્રદેશમાં ઉત્તરોત્તર વધુ ટકા–ત્રીસથી વધીને ૪૦ અને ૪૦ થી વધીને ૬૦ ટકા કાગળ વાપરવાની છૂટ મૂકવામાં આવી, તેમ જ બીજી પણ કેટલીક વધુ છૂટછાટો મુકાઇ; છતાં હજી આપણે ત્યાં, એ છૂટછાટો નહિવત્ બહાર પડી છે. બ્રિટિશમાં અત્યારે પાછલા વપરાશના ૬૦ ટકા અને પાઠ્ય પુસ્તકોમાં ૯૦ ટકા સુધી વાપરવાની છૂટ અપાઇ છે ત્યારે હજી આપણે ત્યાં એ ધોરણ ૪૦–૫૦ ટકાથી આગળ પ્રગતિ કરી શકયું નથી, એ ખરેખર શોચનીય છે.

બ્રિટિશને ધોરણે આપણે ત્યાં નિબંધ-નિયમો વટહુકમો અમલમાં આવે તેની ભાગ્યે જ કોઇ ના પાડી શકે, પરંતુ તેની સાથોસાથ જ, તેમાં જે તે સુધારા બહાર પડે તે પણ તાત્કાલિક જ અમલમાં આવવા ઘટે, કે જેથી તેને લગતાં જે કંઇ પગલાં લેવાનાં હોય તે તુરત જ લેવાય.

વળી, બ્રિટિશમાં પંચાંગો છાપવાની, ડાયરીઓ પ્રસિદ્ધ કરવાની તેમ જ સૂચિપત્રો છાપવામાં દર માસે ૨૫ રતલ કાગળ વાપરવાની તેમ જ જાહેર સંસ્થાઓના હેવાલો પ્રસિદ્ધ કરવાની જે છૂટ અપાઇ છે તે સવલતોને લગતો હુકમ હજી પણ આપણે ત્યાં બહાર પડયો નથી, એ સાચે જ શોચનીય છે.

ખાતાવાર Through Proper Channel એ હુકમો આવતાં વખત લાગે એ

બનવા જોગ છે, પરંતુ એ વખતની પણ હદ હોવી ઘટે. એટલે હુકમના સુધારાને લગતો અમલ જાહેર કરવામાં આપણે ત્યાં જે વખત જાય છે તેનું પ્રમાણ ઘટે એ આજે અગત્યનું થઈ પડયું છે.

આપણે આશા રાખીએ, આપણી સરકાર, કાગળનિયમન હુકમમાં, હવે જેને બ્રિટિશ સરકારે ક્રમશઃ સંખ્યાબંધ છૂટછાટો આપવાની શરૂઆત કરી છે તેવી છૂટછાટો વિનાવિલંબે સત્વર જાહેર કરશે. અને હવે તો પરિસ્થિતિ એ પણ આવી રહી છે કે, કાગળની પુષ્કળ વિપુલતા થતી ચાલી છે. કાગળનાં કાળાં બજારો સદંતર નાબૂદ થયાં છે, એવે વખતે એ નિયમન અનાવશ્યક બન્યું છે. એ જોતાં પણ ઉપર્યુક્ત છૂટછાટો જાહેર કરી, એ હુકમને વેળાસર રૂખસદ આપવાનો સમય આવી પહોંચ્યો છે.

શિષ્ટ પુસ્તકોના પ્રકાશનમાં અગવડરૂપ લેખી શકાય તેવા આ હુકમને હવે સત્વર પાછો ખેંચી લેવા શ્રી સરકારને વિનવણીપૂર્વક વિરમીએ છીએ. —તંત્રી

***

## પોસ્ટ બોક્સ નં. ૧૦ અવશ્ય લખવો.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. સાથે પત્રવ્યવહાર કરનાર સૌ કોઈને આથી જણાવવાનું કે, તેમણે મંડળ સાથે પત્રવ્યવહાર કરતી વખતે તેના સરનામા પર પોસ્ટ બોક્સ નં. ૧૦ અવશ્ય લખવો. એ લખવાનું ચૂકવાથી મંડળની ટપાલ એના પોસ્ટ બોક્સમાં વહેંચાવાને બદલે પોસ્ટમેનની ફેરણીથી વહેંચાય છે. તો હવેથી મંડળનું સરનામું કરતી વખતે નીચે પ્રમાણે અવશ્ય લખવું:—

મંત્રી,
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
પો. બો. ૧૦, વડોદરા

ઉપર પ્રમાણે સરનામું લખવાથી મંડળની ટપાલ નિયમિત વખતસર મંડળને મળશે; અને તેવા સરનામાથી ટપાલ ગેરવલ્લે જવા સંભવ છે.

***

## ગૂજરાત સાહિત્યસભા તરફની સાહિત્યસમીક્ષા

અમદાવાદની ગૂજરાત સાહિત્યસભા તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ બે વિભાગમાં વહેંચી નાખી તે બન્ને વિભાગના નીચે પ્રમાણેના સમીક્ષકો નીમવામાં આવ્યા છે:—

| વિભાગ ૧ લો : (સાહિત્ય વિભાગ) | સમીક્ષક:— |
|---|---|
| વિષય : કવિતા, નાટક, નવલિકા, નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મ તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળસાહિત્ય, પ્રવાસ વગેરે. | પ્રો. અનંતરાય મ રાવળ, ૧૦, હીરાબાગ, એલિસબ્રિજ, અમદાવાદ. |

**વિભાગ ૨ જો : (વિજ્ઞાન વિભાગ)** સમીક્ષક :—

વિષય : વિજ્ઞાન, ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શાસ્ત્રીય સાહિત્ય વગેરે.

પ્રો. ધનજીભાઈ ફકીરભાઈ કલ્યાણ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ.

તો દરેક પ્રકાશકો તથા લેખકોને આગ્રહપૂર્વક વિનંતિ છે કે તેઓએ પોતાનાં પ્રકાશનો તથા કૃતિઓ ઉપર જણાવેલા સરનામા પ્રમાણે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવાં.

***

## કૉલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને નિબંધહરિફાઈ માટે જાહેર નિમંત્રણ

સ્વર્ગસ્થ કરસનદાસ મૂળજી સ્મારક ભંડોળની યોજના મુજબ તમામ ગુજરાતી બોલતાં કૉલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબાઈ, તરફથી જાહેર નિમંત્રણ આપવામાં આવ્યું છે કે એમણે ગુજરાતી ભાષામાં **"ગુજરાતીઓને ખોરાક અને તે સંબંધે સુધારા માટે અવકાશ"** એ વિષય ઉપર એક નિબંધ ૩૦ થી ૩૫ ફૂલ્સકેપ કાગળના કદનો લખી તા. ૩૦–૬–૪૫ સુધીમાં નીચેને સરનામે સીલબંધ પરબીડિયામાં, રજિસ્ટર્ડ પોસ્ટથી, જે કૉલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત, સર્ટિફિકેટ અને પોતાનાં સરનામાં સાથે, મોકલવો.

વિદ્યાર્થીઓના એવી રીતના આવેલા નિબંધોમાંથી જેનો નિબંધ શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ નીમેલી ત્રણ વિદ્વાનોની સમિતિ પસંદ કરશે તેને રૂા. ૫૦) સુધીનું એક, વિદ્યાર્થિનીઓના નિબંધોમાંથી એ જ રીતે જેનો નિબંધ પસંદ થશે તેને રૂા. ૫૦) સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે. એ બે નિબંધોમાંથી જેનો નિબંધ વધુ પસંદ કરવા યોગ્ય હશે તેનો નિબંધ તા. ૨૫–૭–૪૫ ની જાહેર સભામાં વાંચવામાં આવશે. પસંદ થયેલા નિબંધો પ્રકટ કરવાનો માલિકીહક્ક શ્રી ફા. ગુ. સભાનો રહેશે. વિશેષ જરૂરી વિગત માટે નીચેને સરનામે પત્રવ્યવહાર કરવા વિનંતિ છેઃ—

નોંધ—આ હરિફાઈ ગુજરાતી બોલતી સઘળી યે કોમો માટે ખુલ્લી છે.

શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, ૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, કૉંગ્રેસ લેઇન, મુંબાઈ ૪.

***

**પ્રેમાનંદ સાહિત્યસભા–વડોદરા તરફથી સર મનુભાઈ દીવાન ઇનામી નિબંધ** હરીફાઈને લગતું ૧૯૪૫ ના વર્ષ માટેનું પરિપત્ર પ્રસિદ્ધ થયું છે. સદર ઇનામી નિબંધ માટે "યુદ્ધ પછી ગુજરાતનું નવીન આર્થિક સંસ્કરણ" એ વિષય પસંદ કરાયો હોઈને તે નિબંધો મંત્રીને પહોંચાડવાની મુદત સપ્ટેમ્બર ૧૯૪૫ ની ઠરેલી છે. એ વિષે વધુ માહિતી મંત્રીઓ, પ્રેમાનંદ સાહિત્યસભા–દયાળ ભાઉનો ખાંચો વડોદરા, એ સરનામેથી મળી શકશે.

## સ્વામી સ્વયંજ્યોતિતીર્થ તરફથી ભેટ

સ્વામીશ્રી સ્વયંજ્યોતિ તીર્થ તરફથી વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને ભેટ આપવા સારૂ નીચેનાં પુસ્તકો પુસ્તકાલય ખાતાને મળેલાં છે—

| | | |
|---|---|---|
| ૧ અદ્વૈત જ્ઞાનનૌકા | ૨૦૦ પ્રત | ૦–૮–૦ |
| ૨ ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ | ૨૦૦ ,, | ૦-૧૨-૦ |
| ૩ કિરણ કલાપ ( કાવ્ય ) | ૨૫૦ ,, | ૦–૮–૦ |
| ૪ ધર્મદર્શન ( કાવ્ય ) | ૨૫૦ ,, | ૦–૬–૦ |
| ૫ Maya | ૧૦૦ ,, | ૧–૦–૦ |

***

## શિષ્ટવાચન પરીક્ષા

(૧) શિનોર મહાલ પુ. મંડળ તરફથી શિષ્ટવાચનની ૮ મી પરીક્ષા માર્ચ માસમાં " જમશેદજી ટાટા " પુસ્તકની લેવામાં આવી હતી. તેમાં ૬૨ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો; પૈકી ૩૨ ઉત્તીર્ણ થયા.

(૨) વિજાપુર મહાલ પુ. મંડળ તરફથી " પ્રવાસકથાઓ " ( લે. નાગરદાસ પટેલ ) પુસ્તકની શિષ્ટવાચન પરીક્ષા તા. ૧–૭–૪૫ ના રોજ રાખવામાં આવી છે. સદર પરીક્ષા આપવા ઇચ્છનારે ૨૦–૬–૪૫ સુધીમાં વિજાપુર મહાલ પુ. મંડળના મંત્રીને તે બાબત લખી જણાવવું.

### વિજાપુર મહાલ પુ. મંડળનું ચોથું અધિવેશન

ગોઝારીઆ મુકામે તા. ૨૪–૬–૪૫ ને રવિવારના રોજ રા. રા. વિજાપુર મહાલ વહીવટદારના પ્રમુખપદે રાખવામાં આવ્યું છે.

## પુસ્તકાલયોને મદદ *

**શ્રી સયાજી વૈભવ પુસ્તકાલય–નવસારીને** શ્રી. બાયમાય દારુ તરફથી રૂા. ૧૫૧) નવસારીના મહિલા પુસ્તકાલયના ઉદ્‌ઘાટનપ્રસંગે.

**સા. પુ. ટીંબા ( તા. કામરેજ )ને** ૨૫) શ્રી. પા. ભાણાભાઈ છીતાભાઇ, ૫) શ્રી. ભગવાનજી ખડેચર પારેખ, ૫) શ્રી. નાગરજી ભૂલાભાઇ પટેલ, ૫) શ્રી. વલ્લભભાઇ વિઠ્ઠલભાઇ પટેલ તરફથી.

**સા. પુ. ઝાખાના ( તા. ચાણસ્મા )ને** ૨૫) કેશણીના શ્રી. પટેલ જેકણદાસ દાનસિંગદાસ તરફથી.

**શ્રી. લ. ના. સા. પુ. વાલમ ( તા. વીસનગર )ને** ૧૧) શાહ છોટાલાલ હરજીવન–વાલમ, ૧૧) ગિરધરલાલ રામદાસ–રણનગર, ૧૧) પા. બબાભાઇ ધનજીભાઇ–મણુંદ, ૧૧) દવે બાબુભાઇ કિરપાશંકર–વાલમ, ૧૧) શાહ મોહનલાલ પ્રભુદાસ–વાલમ, ૧૧)

* આ યાદીમાં રૂા. ૫) અને તેથી વધુ રકમની નોંધ લેવામાં આવી છે.

બાવા મોભવનજી ગોકળવનજી મહેસાણા, ૧૧) બાવા મોહનગિરજી ડુંગરગિરજી–આખજ, ૧૨) પા. કેવળભાઇ વીરચંદ–મણુંદ તરફથી. ઉપરાંત રૂા. ૧૯–૬–૦ મુંબઇના શ્રી. મૂળચંદભાઇ લલ્લુભાઇ તરફથી.

**સા. પુ. પામોલ** ( તા. વિજાપુર )ને ચોધરી મસોજી જાલમ, ચોધરી સરદારજી મોંધજી, ચોધરી રામા ફતાભાઇ, ચોધરી માધેવા મૂળજી, ચોધરી કેશવજી રામજી, બેચરજી રેવાભાઇ, ચોધરી હાથીભાઇ ફતાભાઇ, ચોધરી સોમા ચલબાભાઇ, ચોધરી માધેવા કરસનજી, ચોધરી પુંજાજી કાનજી, ચોધરી, જેશંગ મુળજી, ચોધરી મસોનજી દલશંગ, ચોધરી મોતીભાઇ, વક્તા, ચોધરી રેવાભાઇ ઉમેદ, ચોધરી બદશંગજી ડુંગરજી દરેક તરફથી રૂા. ૫)

**સા. પુ. જેપુર** ( તા. વિજાપુર )ને ૫) પા. છમનદાસ બેચરદાસ, ૫) પા. અમથાભાઇ બાજીદાસ તરફથી.

**સા. પુ. ખેરવા** (તા. મહેસાણા)ને ૫૧) દવે નારણજી પુરુષોત્તમ–ઉંઝા, ૫) રાવળ ચિમનલાલ હરગોવનદાસ–ઉનાવા, ૫) રાવળ નરોત્તમદાસ મોતીરામ–ઉનાવા, ૫) પટેલ રણછોડ શિવરામ–રણાસણ, ૫) શાહ નાથાલાલ સૂરચંદ–મૂળસણ, ૫) ઘાંચી અમૃતલાલ મગનલાલ–ધીણોજ, ૫) પટેલ અમથારામ તથા નારણદાસ–ખેરવા, ૬) ઘાંચી ડાહ્યાલાલ તથા પ્રભુદાસ–ધીણોજ, ૫) રા. મફતલાલ ભાઇશંકર પંચોલી તરફથી.

## વ. રા. પુ. મંડળ

**નોંધ લેજો—મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર, તબિયતને કારણે હાલ રજા પર છે, અને તે પછી નોકરીમાંથી છૂટા થવાના છે. તો તેની લાગતાવળગતા સર્વ કોઇએ નોંધ લેવી.**

---

[ પૃ. ૨૫૯નું સાંધણ ]

## ૬ અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

- ૧૬ **ધરા ગુર્જરી**—લેખકઃ શ્રી. ચંદ્રવદન મહેતા; પ્રકાશકઃ આર. આર. શેઠની કું. મુંબઇ ૨. મૂલ્ય રૂા. ૨–૦–૦
- ૧૭ **સાંદિપનીનાં રેખાચિત્રો**—લેખકઃ શ્રી. રમણીક અરાલવાળા; પ્રકાશકઃ જીવન સાહિત્ય મંદિર, મુંબઇ ૨. મૂલ્ય રૂા. ૨–૮–૦
- ૧૮ **રસપોળી**—લેખક, પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૬–૦
- ૧૯ **બહિષ્કાર**—લેખકઃ શ્રી. ' પલાશ ', પ્રકાશકઃ આદર્શ પુસ્તક ભંડાર, મૂલ્ય રૂા. ૩)
- ૨૦ **અબોલા**—લેખકઃ શ્રી. દામુ સાંગાણી, પ્રકાશકઃ કિતાબઘર–રાજકોટ, મૂલ્ય ૨–૧૨–૦
- ૨૧ **શ્રીમદ્ ભગવત્ તત્ત્વચિંતામણિ** (પ્રથમ ખંડ)—લેખક અને પ્રકાશકઃ શ્રી. રમણલાલ કૃષ્ણલાલ શાસ્ત્રી, દાદા ટટ્ટુનો મહોલ્લો, નવસારી. મૂલ્ય રૂા. ૪–૪–૦,

# સામયિક દોહન

## રિક્ષા

( નઝમ )

જોઈ એ દેખાવ આવે છે મને તો કમકમી,
આદમીને ગાડીએ બેસાડી ખેંચે આદમી !

ઘંટડીની ટનટનન, સાથે ત્વરાથી દોડવું !
હાંફવું, તૂટી જવું પણ ક્હોય ના મચકોડવું !

ઘોમ તપતા તાપથી દોઝખ બની ગઈ છે સડક !
ને ઉઘાડા પગથી તે દોડી રહ્યો છે બે–ધડક !

ટાઢમાં, વરસાદમાં, તૈયાર છે, તલ્લીન છે,
એ તે માણુસ છે કે કોઈ ભૂત છે યા જીન છે !

મોટરો, ટ્રામો, ખટારા, ઘોડાગાડી, સાઈકલ,
ભીડમાં લોકોની પેસી કાપતો જાયે મજલ.

પેટની આ વેઠ ખાલી એક આના કારણે !
જલદી એ પહોંચાડશે એને કઝાના બારણે !

આશરો આકાશનો છે ને હવાની ઓથ છે !
ઝિંદગી એની ગળે વળગેલ જાણે લોથ છે.

એના માટે વિશ્વમાં ઉત્સવ કે આનંદો નથી !
જાણે તે માણુસ નથી ! અલ્લાહનો બંદો નથી !

આદમીને, કિંવા એના જેવા એના ભાઈને,
આદમીએ, જોડવો તો ગાડીએ એંટાઈને

નહિં તો વાહનની કમી કયારે હતી ? શાની હતી ?
શી જરૂરત તો પછી દુન્યામાં રિક્ષાની હતી ?

બેસવું એમાં ગુનાહ, ના બેસવું પણ પાપ છે,
એ કોઇ ગાડી નથી ઇન્સાનીયત પર શાપ છે.

—ખુરશીદ.
( "કારવાં"માંથી

# જેવી પ્રજા તેવું તેનું શિક્ષણ

કોઇ પણ પ્રજાના ચારિત્ર અને સંસ્કારનો પરિચય મેળવવો હોય તો તે એની શિક્ષણપદ્ધતિમાંથી મળી રહે છે. શિક્ષણ માણસનું તેમજ સમૂહનું માનસ ઘડે છે. દેશ દેશની શિક્ષણપદ્ધતિ અલગ અલગ હોય છે, અને એથી પ્રત્યેક દેશની પ્રજાનું માનસ પણ અલગ અલગ હોય છે. આ રીતે ઘડાયલાં દુનિયાની મુખ્ય મુખ્ય પ્રજાઓનાં માનસ આજે કેવાં છે, એના પર આ લેખ ઉડતો દૃષ્ટિપાત કરે છે.

અંગ્રેજો માટે જીવન એ એક રમત છે. રમતના નિયમો પ્રમાણે જીવન જીવવું જોઇએ. દરેક પરિસ્થિતિનો ધીરજ અને હિંમતપૂર્વક સામનો કરવો રહ્યો, અને દરેક પરાજયને પ્રફુલ્લ વદને અને દૃઢતાથી સ્વીકારી લેવો જોઇએ, અને બીજી વાર વધારે સારું કરવાનો નિશ્ચય હોવો જોઇએ. અંગ્રેજી શબ્દપ્રયોગોમાં આ સ્વભાવ તરત દેખાઇ આવે છે. એમની શિક્ષણપદ્ધતિ પણ એ વ્યવહાર બુદ્ધિ ખીલવવા માટે જ રચાઇ હોય છે. તર્કબુદ્ધિ કરતાં એમને આ વાણિયાબુદ્ધિ વધારે ફાવી છે. તૈયારીઓ અને યોજનાઓ કરતાં લોખંડી ખંત એમનામાં નજરે પડે છે. સિદ્ધાંતોના ઢગલા કરતાં વ્યવહારનો એક કણ હજાર દરજ્જે સારો છે, એવી એમની માન્યતા હોય છે. બ્રિટિશ શાસનતંત્ર પણ કંઇ તર્કશુદ્ધ યોજના પ્રમાણે ઘડાયું નથી; બનાવોના દબાણ પ્રમાણે એ ઘડાતું ગયું છે. બ્રિટિશ સામ્રાજ્ય પણ કોઇ યોજનાપૂર્વક વિચારાયલી નીતિનું પરિણામ નથી; અકસ્માતોની પરંપરા આવી અને એમાંથી એની નીતિ આકાર પામતી ગઇ; એ જ ન્યાયે હિંદમાંની બ્રિટિશ શિક્ષણપદ્ધતિ પણ ધીમી, ઉપલકિયા અને તર્કહીન છે.

***

ફ્રેંચ લોકો માટે જિંદગી એ એક કોયડો છે, જેનો તર્કશુદ્ધ ઉકેલ લાવવો જોઇએ. સિદ્ધાંતની ચોકસાઇ, તર્કશુદ્ધ સ્પષ્ટતા, ગણતરીપૂર્વકની યોજનાઓ—એ બધું ફ્રેંચજનના સ્વભાવમાં વણાઇ ગયું છે. આંદ્ર મોર્વાએ એક વાર લખેલું: 'લંડનને સમજી શકાય નહિ. પેરિસ ભૂમિતિને ધોરણે ઘડાયલું છે. લંડનમાં બસ બનાવો ઓચિંતા બને છે. પેરિસમાં બધું હેતુપૂર્વક બને છે. અંગ્રેજ માણસ સામુદાયિક કાર્યની જરૂરીઆત તરીકે સમાધાન શીખે છે, તો ફ્રેંચજન અયોગ્ય વ્યક્તિવાદ પર અંકુશ મૂકવા માટે સામાજિક નિયમનને જરૂરી માને છે. એમની શિક્ષણપદ્ધતિ એમને રાષ્ટ્રીય સંસ્કારની સાથોસાથ સ્પષ્ટતાથી અને સ્વેચ્છાથી વિચાર કરતાં શીખવે છે. વિચાર અને વર્તનમાં ચોક્કસ યોજના અને સંવાદિતા સમજાવે છે.

***

જર્મનોને માટે જીવન એ પરસ્પર વિરોધી વસ્તુઓની એક અથડામણ છે. અને એ અથડામણને વ્યવસ્થા, સંગઠન અને શિસ્ત દ્વારા દૂર કરવી રહી. સ્વભાવે જ જર્મન માણસ કડક અને વિચારશીલ છે. એક બાજુ એ તાર્કિક છે, તો બીજી બાજુ લાગણીશીલ પણ

છે, રહસ્યવાદી પણ છે. હેગલ અને માર્ક્સ, ગેથે અને મોઝાર્ટ અને બીથોવન એ આ જુદા જુદા વર્ગોના પ્રતિનિધિ છે. આ સાથે જર્મનોમાં અથાક ઉદ્યમ અને શિસ્તબદ્ધ ચોક્કસાઈ પણ છે, અને એને કારણે જર્મનો વિજ્ઞાન, ફિલસૂફી અને ઔદ્યોગિક–યાંત્રિક સિદ્ધિઓમાં સૌથી આગળ તરી આવ્યા છે.

જર્મન શિક્ષણપદ્ધતિ જ એ રીતે રચાયલી છે: ધ્યેયને અનુકૂળ બને એ રીતે સાધનોનું એકીકરણ. અંગ્રેજો અને અમેરિકનોને જે બંધનકર્તા લાગે છે એ શારીરિક માનસિક તેમ જ નૈતિક શિસ્ત જર્મનોને સ્વાભાવિક લાગે છે. એટલે જ લશ્કરી જીવન પણ એમને સ્વાભાવિક થઈ પડ્યું છે. પણ આ શિસ્ત અને સખ્તાઈની સાથે સાથે તેઓ સંગીત અને સૌંદર્ય પણ એટલી જ સરળતાથી માણી શકે છે. જર્મનોના જીવનમાંનો વિરોધી ભાસ એમની શિક્ષણપદ્ધતિમાં પણ દેખાય છે.

* * *

ઇટાલિયનોને મન જીવન એ એક પ્રકારની વિધિ છે, જેમાં ફરજો, ક્રિયાકાંડ અને આનંદોત્સવોને મધ્યસ્થ સત્તાની દોરવણી હેઠળ એકત્રિત કરવાં રહ્યાં, આનંદ અને સૌંદર્ય–ભોગ માટે થોડું ક્ષેત્ર બાજુએ મૂકીને જે તંત્ર એમના પર વિધિક્રિયાઓની ફરજો લાદે એ એમને ગમે. એટલે જ ફાસિવાદ એમણે સહેલાઈથી અપનાવી લીધો. એમાં અમુક જાતની સલામતીને સ્થિતિની ખાતરી અપાઈ, ફરજો અપાઈ, મુસોલિનીના 'શીસ્ત, કામ અને સંવાદિતા' જેવાં સૂત્રો એમને બરાબર ગળે ઊતરી ગયાં. એ જ રીતે ઇટાલીની શિક્ષણપદ્ધતિ પણ રચાય છે. એમાં રોમન કેથોલિક ધર્મનો વારસો મળેલો છે.

* * *

અમેરિકનો માટે જીવન એ એક થાપણ છે, જે વ્યક્તિમાં સાહસ, આવડત અને શક્તિ હોય તો સારો નફો અપાવી શકે છે. આ જીવનદૃષ્ટિ અમેરિકનોને સદાના સાહસિકોને નવીનતાપ્રેમીઓ બનાવી દે છે.

'આગે બઢો' એ અમેરિકન વિચાર અને વર્તનનું સૂત્ર છે. એમે જૂની દૃષ્ટિઓનાં બંધનો ગમતાં નથી. એને નવું નવું કરવું અને વિચારવું ગમે છે. એમાંથી અમેરિકનો માનવી એકસાથે બાળક જેવો અને સામર્થ્યવીર બની રહે છે. વ્યક્તિનો આદર્શ છે સફળતા, ને સમૂહનો આદર્શ છે 'સેવા'.

અમેરિકાને મન શિક્ષણની પણ બજાર કિંમત રહેવી જોઈએ. એને પરિણામે એમનું શિક્ષણ વ્યાપક બને છે, પણ એટલું ઉંડાણવાળું નથી બનતું. પણ એ વ્યક્તિને સાહસિક પરિશ્રમશીલ, ઉદાર અને ચેતનવંતી બનાવે છે.

* * *

રશિયનોને માટે જિંદગી એ જુગાર છે, જેમાં નાના નફાઓની સામે મોટી ખોટો પડી હોય છે. ધાર્મિક સખ્તાઈ અને વહીવટી દમનથી રશિયન સ્વભાવમાં શંકાશીલતા આવી ગઈ છે. ને એ સખ્ત પણ બન્યો છે.

એની આકાંક્ષાઓને કદી માર્ગ મળ્યો નથી. એની રસવૃત્તિ ધાર્મિક ક્રિયાઓમાં જ ગુંદાઈ ગઈ છે; એટલા માટે ક્રાંતિ પછી અને સામ્યવાદી સમાજરચના પછીની લાંબી

શિક્ષણપદ્ધતિમાં આ રૂંધનને દૂર કરવાનો પ્રયાસ મુખ્ય દેખાયો છે. રશિયાનાં નૂતન શિક્ષણનો આદર્શ માનવીને બધી રીતે સંપૂર્ણ બનાવવાનો છે. રશિયાને મન તો શિક્ષણ એ જ જીવન છે ને જીવન એ જ શિક્ષણ છે. નૂતન રશિયાને મન જીવન એ એક સાહસ છે, સામુદાયિક જીવનવ્યવહારનો એક પ્રયોગ છે.

આમ પ્રત્યેક દેશની શિક્ષણપદ્ધતિ તે તે પ્રજાના રાષ્ટ્રીય સંસ્કાર અને વારસામાં જે કાયમી લાગે તેને ટકાવી રાખવાની અને જે દૂષિત લાગે તેને પલટાવી નાખવાની હોય છે.

***

પણ આ વાત માત્ર સ્વતંત્ર પ્રજાઓની જ છે. પરાધીનો માટે તો એથી ઉલટું જ છે. એમને તો એમના માલિકોની–પરદેશીઓની–પદ્ધતિને અનુસરવું પડે છે, જેને પરિણામે તેઓ નહિ અહીંના કે નહિ ત્યાંના એવા બની જાય છે.

**પરાધીન હિંદુસ્તાનની** આજ સ્થિતિ છે. હિંદનો સંસ્કારવારસો વિપુલ અને સમૃદ્ધ છે, પણ પરદેશી શાસનથી એ રૂંધાઈ ગયો છે, એટલું જ નહિ પણ એના માનવીઓ આ રૂંધનથી કઢંગા જીવનના બની ગયા છે.

એટલે આપણા જીવનનો સંપૂર્ણ અને સમૃદ્ધ વિકાસ ત્યારે જ સધાશે જ્યારે આપણી શિક્ષણપદ્ધતિનાં મૂળ આપણી પોતાની ધરતીનાં જ બનશે.

[ તા. ૨૦–૫–૪૫ ના " યુગાંતર "માંથી ]

---

# સાહિત્યના સર્જકોને—

સાહિત્ય–સર્જકો દેશદેશમાં ક્રાંતિના પ્રતિહારીઓ મનાયા છે. ગુજરાતના સાહિત્યકારોએ એ માનવંતુ બિરૂદ પામવા માટે આપણાં જીવનનાં દરેકેદરેક પાસાં તપાસી જોવાની–ઝીણવટથી અભ્યસી જોવાની જરૂર છે. સર્જકમાં સાચું સંવેદન જાગશે તો તે પ્રજામાં ઉકળાટ જન્માવશે. ઉકળાટ ક્રાંતિનું પ્રથમ પગથિયું છે.

દેશદેશના ઇતિહાસ જોઈ જજો. ક્રાંતિની મશાલ લઈ આગળ થવાની ફરજ સાહિત્યકારોને માથે જ આવી છે. બીજાની દૃષ્ટિ જ્યાં અટકી જાય ત્યાંથી સર્જકની દૃષ્ટિ શરૂ થાય છે. જીવનનાં બળોને તે સાચી માનવતાની કસોટીએ ચઢાવી શકે છે. શું ફ્રાંસમાં, કે શું રશિયામાં ક્રાંતિનો પ્રથમ નાદ સાહિત્યકારોએ જ જગાવ્યો હતો.

સમગ્ર પ્રજા જ્યારે જબ્બર જીવનપલટો કરે ત્યારે તેની પાછળ પ્રજાને કેળવનારૂં કોઈ ને કોઈ સાહિત્યકીય બળ પડ્યું જ હોવાનું. તુર્કીમાં મુસ્તફા કમાલ પાશાની સરદારી નીચે સુલતાન અને ખિલાફતને ઉડાવી દેવામાં આવ્યાં તેની પાછળ કયું સાહિત્ય–બળ હતું તેથી આપણે મોટે ભાગે અજાણ છીએ. તુર્કીના જાણીતા વિવેચક શ્રી. જેઝમી તાહિર કહે છે: સાચી હકીકતોથી અપરિચિત વ્યક્તિને તો એમ લાગશે કે તુર્ક પ્રજાનો બળવો કમાલ પાશાની ભવ્ય સરદારી મળી જતાં એકાએક ફાટી નીકળ્યો હતો. પણ વાસ્તવમાં એમ ન હતું. તુર્કીમાં નૂતન વિચારસરણીને વારિસિંચન કરનારાં કેટલાંય બળો હતાં અને તેમાં સાહિત્યકારોનો હિસ્સો નાનોસૂનો નથી.

[ " ફૂલછાબ "માંથી ]

# લોકમત નબળો હોય તો—

એવો કોઇ સમાજ નથી હોતો કે જેમાં સ્ત્રીપુરુષના સંબંધ અંગે શિષ્ટાચાર અને સુરુચિના કોઇ નિયમો જ ન હોય. લેખી નિયમો ન હોય એમ બને; પણ શું યોગ્ય અને શું અયોગ્ય એ વિષે કોઇક પ્રકારનો લોકમત હોય જ છે. અને સાધારણ રીતે સભ્ય સ્ત્રીપુરુષો તે લોકમતને અનુસરીને જ વર્તે છે. જો લોકમત બળવાન હોય છે, એટલે કે તેની વિરુદ્ધ વર્તન કરનાર ગમે તેવો મોટો માણસ હોય, તોયે તેની સામે સમાજના પ્રતિષ્ઠિત માણસો સંકોચ રાખ્યા વિના પોતાનો અણગમો કોઇ પણ રીતે પ્રગટ કરે છે, તો તે મર્યાદાઓ આગ્રહપૂર્વક મનાય છે. જો લોકમત નબળો હોય છે, એટલે કે પ્રતિષ્ઠિત માણસો મર્યાદાભંગ સામે નિઃસંકોચપણે મોઢામોઢ વાત કે શાસન કરતા નથી, કે પોકાર ઉઠાવતા નથી, પણ તે વિષયને કેવળ કુથલીનો વિષય બનાવી છાની ટીકા કે ચર્ચા કર્યા કરે છે, તો નિયમો પળાતા નથી.

***

મહત્ત્વની વસ્તુ નિયમોને ભાષાબદ્ધ કરવા કરતાં લોકમતને બળવાન અને વખત સંજોગે પ્રગટ થતો કરવાની છે. આપણા દેશમાં જે વિવિધ અનર્થો આજે ચાલી રહ્યા છે (જેવા કે, કાળાં બજાર, લાંચરુશ્વત, કે સ્ત્રીપુરુષનો શિથિલ વ્યવહાર), તેનું કારણ યોગ્યાયોગ્યની બાબતમાં સ્પષ્ટ મતનો અભાવ નથી, પણ અયોગ્યનો ભારપૂર્વક નિષેધ કરનાર લોકમતનો અભાવ છે. પક્ષાભિમાન હોય તો મોટા દોષોને પણ પ્રતિષ્ઠિત ગણાતા માણસો છાવરે છે; પ્રતિપક્ષી હોય તો નિર્દોષ કે નજીવી વસ્તુને પણ મોટું અને વિકૃત રૂપ આપે છે. જેમાંથી એકેને સત્ય કે નીતિની ઝાઝી પરવા નથી હોતી, પણ સ્વપક્ષને બળવાન કરવા પૂરતો તેનો ઉપયોગ કરે છે એટલું જ. આ દંભ છે.

***

ભણેલા, મધ્યમ વર્ગના સમાજમાં છેલ્લા બે–ત્રણ દાયકાથી સ્ત્રીપુરુષમર્યાદાના સંબંધમાં આચારવિચારમાં ઘણો ફરક પડી ગયો છે. જૂનો સમાજ કેટલીક બાબતમાં સાંકડદિલ હતો, અને બદલાયેલી પરિસ્થિતિમાં તે કાળના નિયમોનું અક્ષરશઃ પાલન અગવડભર્યું થયું છે. સાંકડદિલના પ્રતિપરિણામ ( રિ–ઍક્શન ) રૂપે તથા નવી પરિસ્થિતિના જોરને લીધે, જૂના નિયમોની વિરુદ્ધ દિશામાં આગ્રહપૂર્વક જવા પ્રત્યે કેટલેક અંશે વલણ ઉત્પન્ન થયું છે. એ પ્રતિપરિણામની અસર હજુ પૂરી થઇ નથી અને સમાજ હજુ સ્થિર વિચારમાં જામ્યો નથી. તેથી કેટલાક દોષો ઉત્પન્ન થયા કરે છે.

***

સ્ત્રીપુરુષસંબંધમાં એકાંત, શરીર–સમાગમ ( સજાતીય કે વિજાતીય ) તરુણો કે કિશોરોએ એકબીજાને વળગવું, તે પર પડવું કે બીજી રીતે ચાડના ચેનચાળા કરવા કે કામોદ્દીપક દૃશ્યો, નાટકો, પુસ્તકો, સંગીત ઇત્યાદિમાં સાથે મળી ભાગ લેવો, ભાઇ–બહેન, મા–બાપ જેવા કૌટુંબિક સંબંધ ન હોવા છતાં તેવા બાંધ્યા છે એવું મનને મનાવી,

સગાં ભાઈ–બહેન,–મા–બાપ સાથે પણ ન કર્યાં હોય તેવાં લાડ કે લગાડ ( intimacy ) કરવાની છૂટ લેવી, વગેરેને મલિનતા કે ભયનાં સ્થાનો ગણાવી શકાય. સગાં ભાઈ–બહેન–મા–બાપથીયે કે તેમની સાથે યે અમુક છૂટ તો ન જ લઈ શકાય એવો આગ્રહ ન હોય; તથા તેમનું શરીર એક પવિત્ર તીર્થ ( ગંગાજળ કે મંત્રેલું જળ ) અથવા ભૂમિ છે અને આપદ્ધર્મ વિના જેમ તીર્થ કે ક્ષેત્રને થૂંક, મળમૂત્ર, પગનો સ્પર્શ વગેરેથી અપવિત્ર ન કરાય, અથવા પવિત્ર થઈને જ તેને અડાય, તેમ પોતાના શરીરનેયે–જેની જોડે પોતે વિવાહથી સંબંધ બાંધ્યો છે એવાં પતિપત્ની સિવાય–પવિત્ર રાખવાનો આગ્રહ ન હોય; વળી ભોગની બળવાન ઇચ્છા છતાં ગમે તે કારણસર પરણવાની હિંમત ન થતી હોય;–તો ક્યારેક પણ, જુવાની વીત્યા પછી પણ મલિનતા ઉત્પન્ન થવાનો ડર રહે છે.

***

બીજી બાજુથી એ પણ ખ્યાલમાં રાખવાની જરૂર છે કે, આપણો આખો સમાજ જ અપવિત્ર વ્યવહારોથી સારી પેઠે બગડેલો છે. જેઓ અનીતિની ઘણી ચર્ચા કરે છે, તેમનો મોટો ભાગ જાતે ચારિત્રવાન હોય છે જ એમ ન કહેવાય. ગામડાંઓમાંયે વ્યભિચારના રોગો ( veneral diseases )નું પ્રમાણ ઘણું મોટું છે. "કૂવામાં હશે તેટલું હવાડામાં આવશે." જ્યાંસુધી સમસ્ત પ્રજાનું ચારિત્ર ઊંચું ન વધે ત્યાં સુધી સંસ્થાઓ–જુવાન છતાં કુંવારાં રહેલાં સ્ત્રીપુરુષોની સંસ્થાઓ નીતિશુદ્ધ રહે એ શક્ય નથી.

["શિક્ષણ ને સાહિત્ય"] શ્રી. કિશોરલાલ મશરૂવાળા અને શ્રી. નરહરિ પરીખ

---

## આંધળાને આંખ આપવા માટે યોજાએલું એક નવીન યંત્ર

એક દિવસ એવો આવશે જ્યારે આંધળાંઓને લાકડીની જરૂર નહિ રહે. વિજ્ઞાન એમને માટે એક રેડીઓ–પેટી તૈયાર કરી આપવાનું છે. આ પેટીની મદદથી તેઓ એમના માર્ગમાંના અંતરાયો જોઈ શકશે. આ દિશામાંનો પહેલો અખતરો સફળ થયો છે.

સર ઇઆન ફ્રેઝર નામના એક વિજ્ઞાનશાસ્ત્રી લંડનની એક પ્રયોગશાળામાં તેમ જ આસપાસની શેરીઓમાં આવા એક પ્રાથમિક યંત્રને લઈને ફરી રહ્યા છે. આ યંત્ર વીજળીક અવાજ અને પ્રકાશ ઝીલનાર બે સાધનોનું બનેલું છે. ૧૦ રતલ એનું વજન છે. એની સાથે બે કાનભૂંગળીઓ જોડેલી હોય છે.

સર ઇઆને એક મુલાકાતમાં કહ્યું કે મારા માર્ગમાં ક્યાં ક્યાં શું શું ચીજો આવે છે તે હું કહી શકતો હતો. મારા રસ્તાની વચ્ચે જો કાંઈ અવરોધ આવે તો તરત જ મારું યંત્ર અવાજ કરી ઉઠતું.

આમાંથી માત્ર એક જ રતલનું અને ખિસ્સામાં લઈ જઈ શકાય એવું યંત્ર બનાવવાની આશા રખાય છે. આ સિવાય આંધળો હોય અને જેને હાથ પણ ન હોય એવા માણસને માટે સ્વયંસંચાલિત એવું યંત્ર બનાવવાના પ્રયોગો પણ ચાલે છે.

# પ્રાચીન વિશ્વવિદ્યાલયો

જાતકો અને બૌદ્ધ ધાર્મિક સાહિત્યમાંથી આપણને એ સમયનાં બૌદ્ધવિહારો અને વિશ્વવિદ્યાલયો વિષે રસિક ઉલ્લેખો મળે છે. ઉપરાંત ફાહ્યાન, હ્યુએનસંગ અને ઇત્સિંગ જેવા વિશ્વવિખ્યાત પ્રવાસીઓએ આપેલા ઐતિહાસિક અહેવાલો હજી સુધી જળવાઇ રહ્યા છે અને તે સમયના શિક્ષણની ઉચ્ચતા અને વ્યાપકતાના એ સમર્થ પુરાવાઓ છે. વળી છઠ્ઠી અને સાતમી સદી સુધીમાં વિકસેલા બૌદ્ધ ધર્મના સુવર્ણયુગની એ શાખ પૂરે છે. શિક્ષણના ક્ષેત્રમાં તો આ સુવર્ણયુગ છેક બારમી સદી સુધી અસ્ત થયો ન હતો એની કલ્પના તે સમયના વિશ્વવિદ્યાલયોમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ઉપરથી પણ સહજ આવી શકશે. ઉદન્તપુરીના ( બંગાળ ) વિશ્વવિદ્યાલયમાં એક હજાર સાધુઓ અધ્યયન કરતા, વિક્રમશીલામાં ( બંગાળ ) ત્રણ હજાર હતા અને વજ્રસેનવિહારમાં ( બુદ્ધગયા) પણ એક હજારથી વધુ હતા.

પણ બૌદ્ધ ધર્મના સુવર્ણયુગનું સૌથી અગત્યનું વિદ્યાધામ એ તો નાલન્દાનો મહાવિહાર જ. ચીની પ્રવાસી ઇત્સિંગ જેણે નાલન્દામાં રહીને દસ વર્ષ સુધી અધ્યયન કરેલું, તેની કલમથી લખાએલા મધ્યયુગના આ સર્વશ્રેષ્ઠ વિશ્વવિદ્યાલય વિષેના અહેવાલની વિગતો વાંચતાં ખાતરી થાય છે કે તે સમયની દુનિયાનું આ સૌથી મોટું વિદ્યાકેન્દ્ર હતું. આ વિદ્યાલયમાં એક હજાર અધ્યાપકો અને દશ હજાર વિદ્યાર્થીઓ હતા. વિદ્યાર્થીઓમાંના ઘણા તો ચીન, ગાંધાર, તોખારા (મધ્ય એશિયા), કન્યાકુમારી, વગેરે દૂર દૂરનાં સ્થળોથી આવતા. હુ-એન-સંગ એક સ્થળે જણાવે છે કે, વિદેશી વિદ્યાર્થીઓ અહીં પોતાની શંકાઓનું સમાધાન કરવા આવતા, અને નાલન્દાની માન્યતા મેળવ્યા બાદ પોતાના દેશોમાં પ્રખ્યાતિને પામતા. આ વિદ્યાપીઠના અધ્યાપકોમાં ઘણાખરા સર્વશ્રેષ્ઠ બૌદ્ધ વિદ્વાનો અને તત્ત્વવેત્તાઓ હતા. ધર્મપાલ, દીપંકર, જીનમિત્ર, શીલભદ્ર, પ્રભાકરમતિ આદિ અનેક સમર્થ વિદ્વાનોનાં નામો આ વિદ્યાપીઠ સાથે જોડાયેલાં છે.

નાલન્દાના અભ્યાસક્રમમાં માત્ર બૌદ્ધ ધર્મશાસ્ત્રો અથવા સાહિત્યને જ સ્થાન ન હતું. અહીં બૌદ્ધ શાસ્ત્રો ઉપરાંત વેદનું અધ્યયન પણ થઇ શકતું. ઉપરાંત બ્રાહ્મણો સાહિત્ય, વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, આદિ જ્ઞાનની વિવિધ શાખાઓનો અહીં વ્યાપક વિસ્તાર હતો. આ વિદ્યાપીઠમાં પ્રવેશનું ધોરણ ઘણું જ ઉચ્ચ હતું. કોઇપણ વિદ્યાર્થી અહીં દાખલ થાય તે પહેલાં પોતાની યોગ્યતા પરત્વે એણે દ્વારપાલને સંતોષવો પડતો અને આ દ્વારપાલોમાંના કેટલાક તો સમર્થ બૌદ્ધ વિદ્વાનો હતા. આમ અયોગ્ય વિદ્યાર્થીને પ્રવેશ મેળવવાનું લગભગ અશક્ય હતું. પ્રાચીન અને અર્વાચીન વિદ્યાશાખાઓમાં જે નિષ્ણાત હોય તે જ આ વિદ્યાપીઠનો અન્તેવાસી થઇ શકતો. નાલન્દામાં સર્વ વિદ્યાઓની શાખાઓનાં પુસ્તકો ધરાવતું એક મોટું પુસ્તકાલય પણ હતું, જેનો લાભ હજારો વિદ્યાર્થીઓ પ્રતિદિન લેતા.

તેરમી સદીમાં તુર્ક આક્રમણકારોના હાથે આ વિદ્યાધામનો વિનાશ થયો ત્યાં સુધી વિદ્વત્તા માટેની એની વિખ્યાતિ વિશ્વભરમાં એવી ને એવી જ રહી, અને આજે પણ

મધ્યયુગની આ મહાન વિદ્યાપીઠના મળી આવતા અવશેષો અને ખંડેરો એક સમયની એની મહત્તા અને જ્વલંત કીર્તિની શાખ પૂરે છે. નાલન્દાના વિનાશ સાથે જ લગભગ બીજાં સમકાલીન બૌદ્ધ વિદ્યાધામો પણ તુર્કોના હાથે જ નષ્ટ થયાં.

બૌદ્ધ ધર્મનાં વળતાં પાણી થયાં એટલે બ્રાહ્મણ ધર્મમાં ફરી જાગૃતિ આવી અને બૌદ્ધ સમય દરમ્યાન ટકી રહેલાં બ્રાહ્મણધર્મનાં કેટલાંક વિદ્યાકેન્દ્રોમાં નવજીવનનો સંચાર થયો. આ સમયે કેટલાંક મંદિરો અને મઠોમાં વિદ્યાની વિવિધ પ્રવૃત્તિઓનો વિસ્તાર થતાં ક્રમેક્રમે તેઓ વિદ્યાનાં નવીન કેન્દ્રો બનતાં ગયાં. વસ્તુતઃ બ્રાહ્મણોનું પ્રત્યેક વસતિસ્થાન એ વિદ્યાના ધામ સમાન હતું. થોડા જ સમયમાં વારાણસી, નવદ્રીપ અને મિથિલા વિદ્યાપીઠો વિકસ્યાં. આમાંથી વારાણસી ઉર્ફે બનારસ વિશ્વવિદ્યાલયની બૌદ્ધિક પ્રણાલિકાઓ અર્વાચીન યુગની ઉષા સુધી જળવાઇ રહી અને આજે એ જ પ્રણાલિકાઓ જરા જુદા પણ નૂતન માર્ગે જ્ઞાનની વિવિધ શાખાઓનો વિસ્તાર કર્યે જાય છે, અને પ્રાચીન સાથે અર્વાચીનનો સમન્વય સાધે છે.

નવદ્રીપ અને મિથિલાની કીર્તિ આજે ઝંખવાણી પડી ગઇ છે, પણ મધ્યયુગમાં અને ઠેઠ ઓગણીસમી સદી સુધી દેશના દરેક ભાગમાંથી વિદ્યાર્થીઓ અહીં અધ્યયન કરવા આવતા. નવદ્રીપના ટોલ અને ચતુષ્પાઠીઓ હિંદભરમાં પ્રખ્યાત હતા. ઓગણીસમી સદીની શરૂઆતના સમયનું ટોલનું એક રસિક ચિત્ર આપણને વૉર્ડ ( Ward ) નામના અંગ્રેજ લેખકની કલમથી મળે છે. નવદ્રીપમાં ૮૦૦ વિદ્યાર્થીઓવાળા ૩૦ ટોલનો એ ઉલ્લેખ કરે છે, પણ આ સમય તો એની કીર્તિનાં વળતાં પાણીનો હતો. નવદ્રીપ જ્યારે સમૃદ્ધિના શિખરે હશે ત્યારે વિદ્યાર્થીઓની સંખ્યા ત્યાં અનેકગણી વધુ હોવી જોઇએ. નવદ્રીપ નવ્ય-ન્યાયનું ખાસ ધામ થઈ પડયું હતું, પણ ત્યાં ન્યાય ઉપરાંત સ્મૃતિ, કાવ્ય, અલંકારશાસ્ત્ર વગેરે વિષયોનું અધ્યયન થઇ શકતું. નવદ્રીપની બૌદ્ધિક પ્રણાલિકાઓ આજ દિન સુધી સદંતર નાશ પામી નથી અને હજી પણ પ્રાચીન વિદ્યામાં પ્રવીણ એવા અનેક સમર્થ વિદ્વાનો ત્યાં છે જેમની પાસે ન્યાયશાસ્ત્રના વિશેષ અભ્યાસ માટે દેશભરમાંથી વિદ્યાર્થીઓ જાય છે. ભક્તશિરોમણિ ચૈતન્ય મહાપ્રભુ આ નવદ્રીપના જ પ્રકાણ્ડ પંડિત હતા, અને એ પ્રકાણ્ડ પંડિતે જ એક દિવસ જ્ઞાનની પાળો તોડી દેશભરમાં ભક્તિની સરિતાઓ રેલાવી હતી.

આમ ઉચ્ચશિક્ષણ માટેનાં વિશ્વવિદ્યાલયોનો વિચાર નવીન નથી. ઉચ્ચશિક્ષણની પરંપરા આપણે ત્યાં પરાપૂર્વથી ચાલતી આવે છે અને આપણે જોયું તેમ, ઉચ્ચવિદ્યાની વિરાટ્ સંસ્થાઓ પ્રાગૈતિહાસિક કાલથી આ દેશમાં હસ્તી ધરાવતી હતી. આ પરંપરામાં ભરતી અને ઓટ સમયાનુક્રમે આવ્યાં કરતાં, પણ તેનો સંદતર વિનાશ તો કદીપણ થયો ન હતો. અલબત્ત વિશ્વવિદ્યાલયોનું આધુનિક સ્વરૂપ પશ્ચિમની અનુકૃતિરૂપે જ આવે છે અને એના આરંભને હજી પૂરાં સો વર્ષ પણ થયાં નથી, છતાં જે જે નવીન વિશ્વવિદ્યાલયો હિન્દમાં હવે પછી સ્થપાય એને આપણી પ્રાચીન પરંપરામાં ઘણું જાણવા જેવું અને કેટલુંક લેવા જેવું પણ મળી આવશે. પ્રાચીન અને અર્વાચીન પરંપરાઓના સંગમમાંથી જ આપણા દેશને અનુકૂળ પડે તેવાં વિશ્વવિદ્યાલયનાં નવાં સ્વરૂપો ઘડાશે.

( ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળ પ્રચાર સમિતિ દ્વારા પ્રકાશિત )

# કોણ વધે ?–પ્રારબ્ધ કે પુરુષાર્થ ?

## પ્રેરક દૃષ્ટાંત

એક સ્વતંત્ર દેશમાં જન્મેલો માણસ પોતાના લાંબા નિઃસ્વાર્થ જીવન દરમ્યાન કીર્તિ સાથે કેવી સિદ્ધિ પ્રાપ્ત કરી શકે અને તે પણ ગમે તેવી હલકી અને નિઃસહાય દશામાં જન્મીને પણ એનું પ્રેરણાવંત દૃષ્ટાંત જ્યોર્જ વૉશિંગ્ટન કાર્વરનું છે.

તે એક હલકી દશામાંથી અત્યારના સમયના મોટામાં મોટા ખેતીવાડી સંબંધના વિજ્ઞાનશાસ્ત્રી બન્યા. તેમણે અર્ધી જેટલી પ્રજાની ખેતીવાડીનું અર્થતંત્ર પલટાવી નાખ્યું અને પોતાની સેંકડો શોધખોળોને પરિણામે એ દેશની ખેતીવાડીના વિજ્ઞાનમાં ખૂબ જ મહત્ત્વનો ફાળો આપ્યો.

## ગુલામવંશમાં જન્મ

કાર્વરનો જન્મ ૧૮૬૪ માં અમેરિકામાં ડાયમન્ડ ગ્રોવ મીસુરી પાસે દક્ષિણ સંયુક્ત સ્ટેટના મધ્ય ભાગમાં થયો હતો. તેનાં માતાપિતા નીગ્રો (negro) ગુલામ હતાં; પણ કાર્વરને પોતાના માબાપની પિછાન નહોતી. તે ભાગ્યે જ ૭ માસનો થયો ત્યાં તો [ તેનો બાપ પરલોક સિધાવી ગયો હતો ) તેને અને તેની માને બદમાસો ઉપાડી ગયા. એક ઘોડાના બદલામાં બાળકને તો મુક્તિ આપવામાં આવી, પણ તેની માનો કદી પત્તો લાગ્યો નહિ. ૧૮૬૫ માં કાયદાથી ગુલામીનો અંત આવ્યો અને એક ગોરા જમીનદાર મોઝીઝ કાર્વરે એ બાળકને પોતાના કુટુંબમાં લીધું, તેનું નામ પાડ્યું અને ઉછેર્યું.

## કેળવણી માટેના પ્રયાસો

આ છોકરાએ પોતાની જ્ઞાનપિપાસા માટે સર્વનું ધ્યાન ખેંચ્યું. પહેલાં તો એ ખેતરોમાં ઘાસની ગંજીઓમાં અને અનાજનાં બજારમાં સૂઈ રહેતો અને ખેતરે ખેતરે જઈ કામ માગીને મળે તે કરતો; પછી માયાળુ દીલવાળી મ્યુરીયા વોટકીન્સે એને આશરો આપ્યો; એટલે તે જે જે કામ એને બતાવતી તે એ કરતો અને એ ગામડાની નિશાળે ભણતો. પછી તે હાઇસ્કુલમાં દાખલ થયો અને મોટે ભાગે ધોવાનું કામ કરીને તેણે પોતાની જાતનું ભરણપોષણ કરવા માંડ્યું. વીસ વર્ષની વયે તેણે આયોવાની મુસાફરી કરી અને ત્યાં એક નાની ધોબીની દુકાન ખોલી અને કોલેજમાં ભણવા જેટલું કમાવા લાગ્યો. સીમ્પસન કોલેજનાં ત્રણ વર્ષો દરમ્યાન એણે મજૂરીના કામકાજથી પેટ ભર્યું અને શિક્ષણ લીધું; પછી તે એમ્સ ખાતેની આયોવા સ્ટેટ કોલેજમાં ખેતીવાડી શિક્ષણનાં ચાર વર્ષો પૂરાં કરવા માટે ગયો. ત્યાં જમીન અને છોડ સંબંધીના તેના ખાસ જ્ઞાનથી તેને કોલેજની ફેકલ્ટી પર સ્થાન મળ્યું.

## શોધખોળ માટેનો પાયો

૧૮૯૬ની સાલમાં જ્યોર્જ વોશિંગ્ટન કાર્વર અલબામા ટસ્કેજી ખાતે ગયા અને ત્યાં નવા સ્થપાયેલા ટસ્કેજી ઇન્સ્ટીટ્યુટમાં ખેતીવાડીની પ્રયોગશાળા ખોલી. આ પ્રયોગશાળા અને તેને લગતાં ૧૬ એકર શોધખોળ માટેનાં ખેતરોની સ્થાપના એ કાર્વરની સર્જનશક્તિ અને પ્રતિભાનાં કાયમી સંભારણાં છે. ટસ્કેજી ખાતે મુશ્કેલીઓનો તો એને સામનો કરવાનો હતો જ. એક ખાલી મકાન મળ્યું હતું, પણ સરસામાન માટે પૈસા નહોતા. પ્રયોગ-

શાળા માટેનું ફાર્મ રેતાળ પડતર જમીનનો ટુકડો હતું. કાર્વરે પોતાના વિદ્યાર્થીઓને આસપાસનાં જંગલ-ઝાડીમાં મોકલ્યા અને તેઓ રોજ ને રોજ કાંપ ને પાનપાંદડાં ડોલ બાલ્દી વગેરે વાસણોમાં ભરીભરીને લાવવા લાગ્યા ને ફાર્મની જમીન પર ઠાલવવા લાગ્યા, જેથી પડતર જમીનનું ઉપરનું પડ ખેતીને લાયક થયું. કાર્વરે ગરમી માટે ભઠ્ઠીની રચના કરી અને જે વસ્તુઓ હાથ લાગી—રસોડામાં વપરાતા પ્યાલા, જૂના શીશા, સહીના ખડીઆ, કચરાના ઢગલામાંથી વીણી લીધેલા લોખંડ અને લાકડાંના કટકા વગેરેમાંથી પ્રયોગશાળાનાં સાધનો બનાવ્યાં.

**પ્રયોગોનો આરંભ**

હવે કાર્વરે પોતાના અખતરાઓની શરૂઆત કરી. ત્યાંની જમીન તો રેતાળ હતી તોપણ તે ઉપર દર એકરે "વધારે કપાસ ઉગાડી શકાય એવી તેને કઇ રીતે બનાવી શકાય" એ એણે ત્યાંના ખેડૂતોને બતાવ્યું. પોતાની શાળાના ફાર્મ પર એક સુંદર દૃષ્ટાંતરૂપ કપાસની ખેતી કરી બતાવી. પછી દક્ષિણના પ્રદેશોમાં નવા ઉપયોગી પાકો દાખલ કર્યા અને ખેતીવાડીની નવી રીતો શીખવાડી. પાછળનાં વર્ષોમાં તેઓ કહેતાઃ બધા મને કહેતા કે જમીન ફળદ્રૂપ નહોતી, પણ જમીન તો એ જ હતી—બીજી ન હતી. એ ફળદ્રૂપ ન હતી એમ નહિ પણ અણુવપરાશવાળી હતી." આજે કપાસ અને તંબાકુ ઉપરાંત એ દક્ષિણના પ્રદેશોમાં બીજા પાકો પણ સારા ઊતરે છે.

અને એનો યશ કાર્વરને ઘટે છે. કાર્વરે દરેક પાક પર પ્રયોગો કરીને તેમાંથી સેંકડો ઉપયોગી વસ્તુઓ પેદા થઇ શકે એ બતાવી આપ્યું. ત્યાં જંગલની એક પેદાશમાંથી એણે કાગળ બનાવ્યો. અને એને પરિણામે સંખ્યાબંધ દક્ષિણનાં રાજ્યોમાં એ ઉદ્યોગ ખીલી નીકળ્યો. આ શરમાળ માયાળુ ધૈર્યશાળી વિજ્ઞાનશાસ્ત્રી કશાયને બીનઉપયોગી નકામું ગણતો નહિ. અનાજનાં ડુંડાં લાકડાંનો વહેર અને કપાસનાં ઠુંઠાં અને ખેતરોમાં ફૂલોમાંથી એણે ઉપયોગી ચીજો બનાવી દેખાડી.

**આદર્શ સ્વદેશી**

કાર્વરની માન્યતા હતી કે લોકો પોતાની આસપાસ સો વારની અંદર જે ચીજો ઊગતી હોય તેના પર પોતાની આખી જિંદગી ગુજારી શકે. આના પુરાવા તરીકે તેણે સ્થાનિક ઘાસ-ફૂલ, ફૂલ જંગલીફૂલ અને ઘરઆંગણે ઉગતા છોડવા એ બધું ભેગું કર્યું અને એ નકામી જેવી વસ્તુઓમાંથી સુંદર પૌષ્ટિક વસ્તુઓ બનાવી. કાર્વરે પોતાની શોધખોળો કદીજ છુપી રાખી નથી, પણ એને પુસ્તિકારૂપે લખી. લોકોમાં તે છૂટથી વહેંચવામાં આવતી.

**પહેલી ફરતી શાળા**

ખેડૂતને પોતાને જ ઘેર પોતાની રીતો અને સિદ્ધિઓ બનાવવા માટે કાર્વરે એક ઉપાય યોજ્યો. કાર્વર તો મક્કમપણે માનતા કે ખેડૂતોને તેમના શ્રમનો પૂરેપૂરો બદલો મળવો જોઇએ. આ માટે એક જૂની બગીને એમણે ફરતી ખેતીશાળા બનાવી. ગાડીમાં પ્રદર્શન માટેની વસ્તુઓ ભરી અને એક ઘોડો માંગી આણ્યો અને અલબામાના ગ્રામ્ય પ્રદેશોમાં નિયમિત પર્યટન કરવા માંડયું અને ખેડૂતો સમક્ષ ખેતરોમાં ને ખળાંમાં વ્યાખ્યાનો આપ્યાં તથા ખેતીવાડીની પોતાની શોધખોળો કંઇ પણ બદલા વગર ઉઘાડી મૂકી. આવી 'ફરતી શાળા'ના પ્રયોજક કાર્વર સૌથી પહેલાં હતા. આજે યુનાઇટેડ સ્ટેટ્સના ખેતીવાડી ખાતા તરફથી મોટર ટ્રક અને ટેલર મારફતે આવી 'શાળા' દક્ષિણના વિશાળ પ્રદેશમાં 'ફરે છે.'

કાર્વરે કદી જ કોઈ જાતના સ્વાર્થી હેતુસર કામ કર્યું નહોતું. એણે કદી જ પૈસાની દરકાર ન કરી. અમેરિકાના સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક થોમસ એ. એડીસને કાર્વરને પોતાની પ્રયોગશાળામાં પદવી આપવાની ઓફર આપી, પણ કાર્વરે એનો અસ્વીકાર કરી જણાવ્યું કે પોતાનું જીવનકાર્ય તો અલબામામાં જ હતું: પોતાના ધંધાની સલાહ અને સેવાઓ તેઓ કશા જ બદલાની આશા વગર આપતા. વર્ષો સુધી એણે પોતાનો પગાર લીધો નહિ, પણ જમા થવા દીધો અને પોતાનું સર્વસ્વ–જીવનભરની કમાણી જ્યોર્જ વૉશિંગ્ટન કાર્વર ફાઉન્ડેશન નામની સંસ્થાની સ્થાપના માટે આપી દીધી કે જેથી ખેતીવાડી ઉદ્યોગના પ્રયોગોનું કામ આગળ વધતું રહે.

વિજ્ઞાનના ક્ષેત્રમાં આવી સિદ્ધિઓ બદલ કાર્વરને રૂઝવેલ્ટ મેડલ ૧૯૪૯માં અર્પણ કરવામાં આવ્યો અને બીજા વર્ષે કાર્વર સંસ્થાની સ્થાપના થઈ. અને ત્યારપછીના લગભગ એંશી વર્ષની વયે અપ્રસિદ્ધાવસ્થામાંથી સિદ્ધિ અને કીર્તિની ટોચે પહોંચેલા આ જનસેવા તપસ્વી વિજ્ઞાનશાસ્ત્રીએ પોતાનો દેહ છોડયો. [ 'કર્મભૂમિ 'માંથી ]

# મફત માગવાનું કંઈ કારણ?

કસ્તુરબા સ્મારક ટ્રસ્ટની કાર્યવાહક સમિતિએ ટ્રસ્ટની મધ્યસ્થ કચેરીના સ્થાનમાં એક મોટો ગ્રંથાગાર વસાવવાની જાહેરાત કરી છે અને તે માટે લેખકો પ્રકાશકો તેમ જ કલાકારો પાસેથી પ્રૌઢ શિક્ષણમાં ખપ લાગે તેવાં પુસ્તકો, કૃતિઓ, મોડેલ, નકશા, ચિત્રો વગેરેની મફત ભેટની માગણી મૂકી છે. કારણમાં એમ જણાવ્યું છે કે આ સંગ્રહને સારુ નાણું ખર્ચવાનું શક્ય નથી.

પ્રકાશનોની આવી મફત માગણી રંજ સાથે રમૂજ પમાડે છે. આ સ્મારકમાં પ્રજાએ સવા કરોડ જેવી બાદશાહી રકમ આપી છે. સ્મારકની યોજના અંગે અનેક કામો થશે, મકાનો ચણાશે, ચીજો વસ્તુઓ લેવાશે, માણસો રોકવામાં આવશે. એમાંની કોઈ વસ્તુ કે વ્યક્તિ મફત નથી મંગાવવાની એમ માનીએ છીએ. ઈંટ, પથ્થર, ચૂનો, લાદી, તબીબી સામગ્રી, દવા, ઠામડાં, ખાદી, સર્વ કંઈ વસ્તુ વેચાતી લેવાશે, તો પછી સાહિત્ય–કલાની ખાસ શિક્ષણોપયોગી કૃતિઓ મફત માગવાનું શું કારણ? શું ચોપડીઓ, ચિત્રો, પ્રકાશનો, એ મફત નીપજે છે? આકાશમાંથી વરસે છે? યુદ્ધની કાળી નફાખોરીમાંથી પેદા થયેલ છે?

સાહિત્યનાં સાધનો અને વાચનની સામગ્રીઓ એ લેખક આ દેશમાં માગીને વાંચવાની સામાન્ય ટેવ છે. એનું આ રીતે સ્થાન જ તદ્દન અનોખું રખાયું છે. એ માગી લીધાં શરમ સંકોચ થતાં જ નથી. પત્નીને માટે સો બસો રૂપિયાનાં કપડાં વસાવનારાઓ પણ પુસ્તકોના શોખ ક્ષણાર્ધે પ્રત્યેક પોતાને ઘેર કરતા હોય તો એ થોડા અપવાદરૂપ છે. આ એક ભયંકર વલણ છે. આમાં ગરીબ તવંગરનો પ્રશ્ન નથી હોતો.

આશા તો એવી રખાય કે દેશનાં કલાસાહિત્યની કૃતિઓ પ્રત્યેનું લોકોનું આવું દયાજનક વલણ તોડવાની સમજુ માણસો અને સંસ્થાઓ ફરજ વિચારશે. તેને બદલે તો મુક લોકપ્રતિનિધિઓનું સ્થાપેલું અને સવા કરોડનું ધણી આ ટ્રસ્ટ જ ફરીને આવી ગ્રંથભિક્ષા માગવા નીકળે છે!

વળી એણે તો સર્વ કોઈની સામે, જે કોઈ કૃતિ આપવી રહે તેનો સ્વાગત નાખ્યો છે. આ પણ વિવેકબુદ્ધિને શોભાવની વાત નથી. આના કરતે તો કૃતિઓની વિવેકભરી પસંદગી કરી લેજો, ને તેટલાં જ પદ્ધતી સામગ્રી પૈસા આપીને વસાવી લેજો. ( "ફૂલછાબ"માંથી )

# આવતા માસની કાર્યદિશા

૧ પુસ્તકાલયોના ગ્રંથપાલોએ, જુલાઈ માસમાં પોતાનાં પુસ્તકોની મેળવણી કરી, પુસ્તકાલયના જનરલ રજિસ્ટરે શેરો કરવો.

૨ તમામ પુસ્તકાલયના ગ્રંથપાલ અને મંત્રીએ પુસ્તકાલયના દફતરની વ્યવસ્થા અચૂક વ્યવસ્થિત બનાવી દેવી. જ્યાં સ્વતંત્ર મકાન હોય ત્યાં શાળાના મુ. શિ. સાહેબને મળી ખાનગી ઇસમોએ દફતરી વ્યવસ્થા સુધારી લેવી.

૩ કમી થવા પાત્ર પુસ્તકોની યાદીઓ વ્યવસ્થાપક મંડળના અભિપ્રાય સહ મોકલવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૮-૬-'૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૧૦ સને ૧૯૪૪-૪૫

### વિષય

**પુસ્તકાલય ખાતા મારફતે ૩॥ ટકાની જામીનગીરીઓમાં રોકેલી કાયમનિધિની રકમો બાબત**

**રકમની જાહેરાત દરવર્ષે ઑગસ્ટ માસમાં થશે.**

વડોદરા રાજ્યનાં સરકાર પંચાયત મદદ મેળવતાં તમામ પુસ્તકાલયોએ કાયમનિધિની રકમ ૩॥ ટકાની જામીનગીરીમાં રોકવા ઠરેલું છે, તે અનુસાર જેમના તરફથી એ રકમ જામીનગીરીમાં રોકવા માટે પુસ્તકાલય ખાતા તરફ આવેલી છે તેની જાહેરાત દરવર્ષે માહે ઑગસ્ટમાં કરવામા આવશે.

**વ્યાજની ફાળવણી વર્ષમાં એક વખત જણાવવામાં આવશે.**

ઉપર જણાવેલાં નાણાંના વ્યાજની ફાળવણી હિસાબી ખાતેથી આવતાં વર્ષમાં એક વખત જણાવવામાં આવશે.

**પુસ્તકાલય ખાતેથી મળેલી પાવતી સાચવી રાખવી.**

જામીનગીરીમાં રોકવા માટે જેમના તરફથી નાણાં આવ્યાં હોય અને તે મદદ પુસ્તકાલય ખાતામાંથી તેમને જે પાવતી આપવામાં આવી હોય તેમણે તે પાવતી સાચવી રાખવી જોઈએ.

**વ્યાજની તારીખ જાહેર કરવા બાબત.**

આ નાણાંનું વ્યાજ કયી તારીખથી ગણવાનું છે તે માહે ઑગસ્ટ ૧૯૪૫ માં જાહેર કરવામાં આવશે.

વડોદરા,
તા. ૨–૬–૪૫

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૧૧ સને ૧૯૪૪–૪૫

### વિષય

### નિરૂપયોગી પુસ્તકો કમી કરવા બાબત

સાર્વજનિક પુસ્તકાલયોમાંથી નિરૂપયોગી થતાં પુસ્તકો કમી કરવા માટે અમે આ અગાઉ સૂચના દ્વારા જણાવેલું છે, છતાં હજુએ પુસ્તકોની સંખ્યાનો વધારો બતાવવાની ખાતર પુસ્તકાલયોના કાર્યકરો અગર મંત્રીભાઈઓ સમાજને નિરૂપયોગી થઈ પડેલાં પુસ્તકો અને જેમના વાચક તેઓ મેળવી શકતા નથી એવાં પુસ્તકો ઘણાં જૂનાં હોય તો પણ રાખી મૂકે છે. આના પરિણામે પુસ્તકાલય ઘણું અવ્યવસ્થિત દેખાય છે અને લોકોને કે વિદ્યાર્થીઓને વાચનનો અભાવ થાય છે. આ સ્થિતિ ન રહે તે માટે પુસ્તકાલયોના કાર્યકરોને વિનંતિ કરવામાં આવે છે કે સને ૧૯૪૪–૪૫ આખર સુધીમાં પોતાના પુસ્તકાલયમાંથી તદ્દન ફાટી ગયેલાં, બહુ જ જૂનાં અને નિરૂપયોગી પુસ્તકો તેમ જ બાળકોથી વંચાઈને ફાટી ગયેલી પુસ્તિકાઓ પુસ્તકાલયમાંથી વેળાસર કમી કરાવે અને દરવર્ષે નવીનમાં નવીન સાહિત્ય પુસ્તકાલયોમાં વસાવી વાચકોને રુચિકર વાચન પૂરું પાડે.

વડોદરા,
તા. ૫–૬–૪૫

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૧૨ સને ૧૯૪૪–૪૫

### વિષય

### પુસ્તકાલયોમાં દેખાતી ખામીઓ દૂર કરવા બાબત

રાજ્યનાં જુદા જુદા મહાલોનાં સાર્વજનિક પુસ્તકાલયોની મુલાકાત લેતાં અમને નીચેની ખામીઓ ખાસ જણાઈ આવી છેઃ—

૧. પુસ્તકાલયમાંથી પુસ્તકોનો વાચન-પ્રચાર ઓછો થતો જાય છે.
૨. વાચકોનું રજિસ્ટર રાખવામાં આવતું નથી.

૩. પુસ્તકોનાં કબાટોની બહાર અને અંદર ધૂળ-કચરો દેખાઈ આવે છે.
૪. કેટલેક સ્થળે હિસાબ નિયમિત લખાતો નથી.

પુસ્તકાલયોનું કામ શિક્ષકો કરે છે. તેઓ આ કાર્ય પોતાની ફરજ સમજીને કરે અને લોકોમાં તે પ્રીતિપાત્ર બનાવે એ ઘણું જ ઇચ્છવા યોગ્ય છે. ગામડામાં કેટલાંક પુસ્તકાલયો એવાં જોવામાં આવ્યાં કે જેની લોકમદદ અને કાયમફંડની રકમો છેલ્લાં બે ત્રણ વર્ષથી ઘણી મોટી ઊભી થાય છે પણ વાચનપ્રચાર માટે કંઇ જ પ્રયાસ થતા નથી.

આ સંસ્થાઓના કારોબારમાં શિક્ષકોનો મહત્ત્વનો ફાળો છે. જેઓ સારું કાર્ય કરે છે તેઓ તો કંઇક નવીન સૂચન મળતાં પોતાથી બનતું કરે છે. શાળાના મુખ્ય શિક્ષકે સાર્વજનિક પુસ્તકાલયનો વહિવટ સંભાળવો અને તેનો ઉત્કર્ષ સાધવો એ તેમની નોકરીના અંગતું જ કાર્ય છે, એમ જો તેઓ સમજે અને પોતે અગર તો જેનાથી સારું કાર્ય થઇ શકે એવા કોઇ પોતાના શિક્ષકને એ કાર્ય સોંપે તો આવી અવ્યવસ્થા થવા પામે નહિ.

આ પુસ્તકાલયોની દેખરેખ રાખનાર રા. મહાલશાળાધિકારી સાહેબો જ્યારે ગામે જાય અને ત્યાં મુકામના પ્રસંગે પુસ્તકાલયોની બેદરકારી ભરી પરિસ્થિતિ સુધારવા જો તેઓ કાર્યકરોને ચેતન નહિ આપે તો આ સંસ્થાઓ બગડશે. માટે કાર્યકર્તાઓ શિક્ષકો તેમ જ રા. મહાલ શાળાધિકારી સાહેબોને વિનંતિ કરવામાં આવે છે કે કેળવણીના પૂરક અંગસમી આ પ્રવૃત્તિને માત્ર બજેટનાં નાણાં ઊભાં કરીને બેસી ન રહેતાં તેની અંદર રહેલો સડો દૂર કરી પોતાનાથી બનતી રીતે વેગવતી બનાવવામાં સહાયભૂત થશે.

વડોદરા,
તા. ૫-૬-૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૧૩ સને ૧૯૪૪-૪૫

### વિષય

**પુસ્તકાલય ખાતે ટપાલ મોકલતી વખતે સરનામામાં પોસ્ટ બૉક્સ નંબર ખાસ લખવા બાબત.**

સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને આથી વિનંતિ કરવામાં આવે છે કે તેમણે મોકલેલી ટપાલ પુસ્તકાલય ખાતામાં નિયમિત રીતે મળે તે માટે મધ્યવર્તી પુસ્તકાલય વડોદરા પોસ્ટ બૉક્સ નં. ૧૫ એ પ્રમાણે ખાસ લખવા ચૂકવું નહિ.

વડોદરા,
તા. ૫-૬-૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપ

## સૂચના નં. ૧૪ સને ૧૯૪૪–૪૫

## વિષય

### પ્રૌઢશિક્ષણ પત્રિકાના પ્રચાર બાબત.

કોઇ કોઇ સ્થળે ગામડાઓમાં પ્રૌઢ શિક્ષણ વર્ગો ચાલે છે. વળી ઘણાં ખરાં ગામડાંઓમાં ગુજરાતી ત્રણ ચાર ધોરણ સુધી ભણીને ઉઠી ગયેલા બાળકો આ નવીન પ્રૌઢો જેટલું જ ભણેલા હોય છે, તેમને માટે પુસ્તકાલયમાંથી જુદા જુદા વિષયની ઇતર વાચનની નાની નાની પુસ્તિકાઓ વાચનપ્રચાર માટે આપી તેનો બહોળો ઉપયોગ કરાવવા પુસ્તકાલયોના કાર્યકરોને વિનંતિ કરીએ છીએ.

ચાલુ માસથી પુસ્તકાલય ખાતાના મે. વ્યવસ્થાપક સાહેબની દોરવણી નીચે એક " પ્રૌઢ શિક્ષણ પત્રિકા " નામની માસિક પત્રિકા નવીન ભણેલા પ્રૌઢોના વાચન માટે પ્રસિદ્ધ કરવામાં આવી છે અને તે દરેક સેન્ટરની શાળાના મુખ્ય શિક્ષકને પહોંચાડવામાં આવે છે. તો તેમની પાસેથી કામ કરનાર શિક્ષકોએ આ પત્રિકા મેળવી વાચનપ્રચાર કરાવવા વિનંતિ છે.

વડોદરા,
તા. ૫–૬–૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## જાહેરાત નં. ૫ સને ૧૯૪૪–૪૫

## વિષય

### અમરેલી અને મહેસાણા પ્રાંત પુસ્તકાલયોના પ્રચારક બાબત

આથી અમરેલી અને મહેસાણા પ્રાંતના તમામ સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીઓને વિનંતિ કરવામાં આવે છે કે અમરેલી અને મહેસાણા પ્રાંતમાં કામ કરતા પ્રચારક રા. બાઇશંકર ઠાકર તા. ૧–૫–૪૫ થી રજા ઉપર ઉતર્યા છે અને તે છુટા થવાના છે અને તેઓ હાલ નોકરી પર નથી તેની સહુ લાગતાવળગતાઓએ નોંધ લેવી. અને અમારી બીજી જાહેરાત સુધી આ પ્રાંતોમાં પ્રચારક નીમાયા નથી એમ સમજવું.

વડોદરા,
તા. ૭–૬–૪૫

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

સમસ્તગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર




પુસ્તક ૨૦ મું | જુલાઈ-૧૯૪૫ | અંક ૭ મો

## બજેટ બનાવતાં ધ્યાનમાં રાખો.

—તંત્રીસ્થાનેથી

### કાયમનિધિની રકમને રખે ભૂલતા

**આ** અંક સાથે વડોદરા રાજ્યનાં સઘળાં ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોને બજેટ બનાવવાનાં અંદાજપત્રનાં તથા નિવેદનનાં ફૉર્મ મળશે. એ બજેટ બનાવતી વખતે ધ્યાનમાં રાખવાના થોડાક મુદ્દાઓ પરત્વે પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલોનું અમો ધ્યાન દોરીએ છીએ.

દર વર્ષે જુલાઈ માસ અને તે પછી પુસ્તકાલયોનાં બજેટો તૈયાર કરવાનો આપણે ત્યાં નિયમ છે. સમજુ સંચાલકો ઠરેલા ધોરણે પોતાના પુસ્તકાલયનું બજેટ તૈયાર કરે છે. એ પાછલા વર્ષનું નિવેદન એ બજેટ સાથે મોકલવાનું ચૂકતો નથી, અને સાથેસાથે પોતે જેટલી લોકમદદ એકત્ર કરી શક્યો હોય તેટલી જ રકમની યત્તામાં રહીને પોતાનું બજેટ તૈયાર કરે છે. પરંતુ કેટલાક સંચાલકો ઠરેલા ધોરણ તરફ ધ્યાન ન રાખતાં, પોતે એકત્ર કરેલી લોકમદદની યત્તા કરતાં પણ આગળ વધીને પોતાનાં બજેટ બનાવે છે.

પોતે જેટલી રકમ લોકમદદ તરીકે મેળવી હોય તેટલી જ રકમની નીમે રકમ કાયમનિધિ ખાતે પ્રથમ લઈ જઈને જ બાકીની રકમ પર સરકાર પંચાયત મદદનો અંદાજ બાંધવો ઘટે અને તેની મર્યાદામાં રહીને જેટલાં પુસ્તકો, વર્તમાનપત્રો તેમ જ ઇતર સામાન મેળવવા માટેની રકમનો મેળ સાધીને જ તેટલી જ વસ્તુઓ બજેટમાં આકારવી જોઈએ.

કાયમનિધિની રકમ એ ખાતે રાખ્યા સિવાય ખાતુ બજેટ મંજૂર કરતું નથી, એ હકીકત જાણવા છતાં કેટલાંક પુસ્તકાલયોના સંચાલકો એ વાતને ટાળી દઈ પોતે એકઠી કરેલી લોકમદદ ઉપર જ સરકાર પંચાયત મદદની આકારણી કરે છે,

એ બરાબર નથી. એટલે એની જોગવાઇ તો સૌ પ્રથમ દરેક પુસ્તકાલયે અવશ્ય રાખવી જ જોઇએ. આવી જોગવાઇ ન રાખનાર પુસ્તકાલયનાં બજેટ મંજૂર થતાં નથી અથવા ખાતુ તે નિયમ પ્રમાણે નક્કી કરી બાકીની રકમ પર સરકારપંચાયત મદદ ઠરાવે છે અને તેટલામાં તે પુસ્તકાલયે માગેલી પત્રો–માસિકો કે ઇતર વસ્તુઓ મંજૂર થાય છે. આવા સંજોગોમાં, સદર પુસ્તકાલયોના સંચાલકો વિરોધ નોંધાવતા આવે છે કે, અમારા બજેટની રકમ કાપી નાખી. પરંતુ તેઓ, પોતે કરેલી ઉપલી ભૂલ તરફ ભાગ્યેજ જોતા હોય છે. હા, દસ રૂપિયા સુધીની રકમ લોકમદદ તરીકે મેળવી શકનારાં નાનાં પુસ્તકાલયોને કેટલીક વાર ખાતુ અપવાદરૂપે કાયમંનિધિની રકમની રાહત આપે છે, પરંતુ તેથી કંઈ દરેક પુસ્તકાલયને એ રાહત મળે જ છે એવું માની લેવાનું ભાગ્યેજ હોઈ શકે. એટલે, બજેટ બનાવતી વખતે, કાયમનિધિનો મુદ્દો હરકોઈ પુસ્તકાલયના સંચાલકો ન ચૂકે એવી અમારી તેમને ખાસ ભલામણ છે.

## લોકસંપર્ક સાધી લોકોમાંથી મદદ ઊભી કરો.

કેટલાંક કસ્બા અને મકાનવાળાં પુસ્તકાલયો મકાનભાડાની આવક અને વ્યાજને જ અને બહુ બહુ તો પુસ્તકાલયના સભાસદોના લવાજમને જ લોકમદદ તરીકે લેખે છે, પરંતુ તે બરાબર નથી. એ તો પુસ્તકાલયોની લગભગ ઠરેલી આવક કહી શકાય. પરંતુ લોકમદદનો ખરો અર્થ તો, આપણે ત્યાં ચાલતા આવેલા ધોરણ પ્રમાણે, લોકસંપર્ક સાધી જનતામાં અવારનવાર આવતા સારા–માઠાં પ્રસંગે તેમની પાસેથી લોકમદદરૂપે નાણું મેળવવાં એ છે. એથી પુસ્તકાલયના બે અર્થો સરે છેઃ (૧) જનતામાં પુસ્તકાલયપ્રવૃત્તિનો ખ્યાલ આવી તેનો પ્રચાર થાય છે અને (૨) આવા પ્રસંગે આ સંપર્કદ્વારા જનતાની સહાનુભૂતિ પ્રાપ્ત કરાઇ આર્થિક મદદ પણ મેળવી શકાય છે. આ રીતે મેળવેલી લોકમદદ એ જ સાત્વિક લોકમદદ હોઇને વ્યાજ અને મકાનભાડાની આવકને વધારાની લોકમદદ તરીકે સુખે લેખી શકાય.

## એકલા શિક્ષકને માથેજ શા માટે?

અને આ લોકમદદ મેળવવા માટે માત્ર શાળાના શિક્ષક જે ગ્રંથપાલ છે તેને જ ફરજિયાત સોંપાય તે પણ ઇષ્ટ નથી; કારણ કે શાળાના શિક્ષક–ગ્રંથપાલ એ પુસ્તકાલયોનો સેવાભાવી માનદ ગ્રંથપાલ ઘણે ભાગે હોય છે. તેને ગામના સંચાલકો પૈકીના જુવાનોએ આવી લોકમદદ એકઠી કરવામાં સક્રિય સાથ આપી પોતાની સેવાભાવનાની ધગશ દાખવવી જોઇએ. ગ્રંથપાલને પુસ્તકો પસંદ કરવામાં,–નવાં નવાં કયાં પુસ્તકો પ્રકટ થયાં છે તેની એને જાણ કરવામાં, કયાં વર્તમાનપત્રો તટસ્થ વૃત્તિપૂર્વક યોગ્ય માર્ગદર્શન આપી સમાચારો આપે છે તેવાં વૃત્તપત્રો પણ આ જુવાન કાર્યકરો ગ્રંથપાલના ધ્યાન પર લાવી શકે. આ બધું જો પુસ્તકાલયના

ગ્રંથપાલ સાથે સહકારપૂર્વક કરવામાં આવે તો તૈયાર કરવામાં આવેલું બજેટ ભાગ્યે જ મંજૂર થયા વગર રહે.

### વ્ય. મં. સાથે મંત્રણા કરીને જ બજેટ બનાવો.

કેટલીક વાર, બજેટ બનાવતી વખતે, માત્ર વર્તમાનપત્રો ઉપર જ બજેટ બનાવનાર ભાઈઓ ધ્યાન આપે છે અને અમુક જ પોતાની પસંદગીનાં વર્તમાનપત્રો જ મંગાવે છે અને વ્યવસ્થાપક મંડળને તેની જાણ પણ હોતી નથી; તેવું ન બનવું જોઈએ. પોતાની વ્યવસ્થાપક સભા સાથે ચર્ચા-મંત્રણા કરીને વ્યવસ્થાપક મંડળ નક્કી કરે તે વૃત્તપત્રો મંગાવવાં હિતાવહ છે, કે જેથી પાછળથી કોઈને કંઈ કહેવાપણું જ ન રહે.

**મ. ગાંધીજીનું વાંચન**

તેઓ રચનાત્મક કાર્યને લગતું જે સાહિત્ય મળે છે તે વાંચે છે. તાજેતરમાં તેમણે "ત્રિદોષ" ઉપરનું એક પુસ્તક વાંચ્યું: "રાષ્ટ્રભાષા" એ બીજું પુસ્તક પૂરૂં કર્યું. અને હવે હિંદના પશુધનને લગતો ગ્રંથ વાંચી રહ્યા છે. જેલમાં હતા ત્યારે તેમણે શેક્સપીઅરનાં નાટકો વાંચ્યાં હતાં. અને કાર્લ માર્ક્સના "દાસ કેપીટલ"નું એમણે એવું સરસ અધ્યયન કર્યું છે કે અત્યારે પણ એ પુસ્તકનાં વાક્યો ટાંકીને તેઓ, સામ્યવાદીઓને ચકિત કરી શકે તેમ છે!

## પુસ્તકોની યાદીઓ

આ ઉપરાંત, પુસ્તકોની યાદી બાબત અમારે બે અક્ષર અહીં કહેવા પડે છે. કેટલાક બજેટ તૈયાર કરનાર ભાઈઓ કેટલીકવાર પુસ્તકોની યાદી જ સામેલ કરતા નથી; તો કેટલાક માત્ર એટલું સૂચન જ કરે છે કે, આપની પસંદગીનાં પુસ્તકો મોકલશો. આનું પરિણામ એ આવે છે કે, આવાં અધુરી યાદીવાળાં પુસ્તકાલયોનાં પુસ્તકો નછૂટકે મોડાં થાય છે, અને ખાતાની પસંદગીનાં વા ભલામણનાં પુસ્તકો જ તેમને મોકલાય છે. આનું પરિણામ એવું પણ કેટલીક વાર આવે છે કે, બજેટ બનાવનાર ભાઈ પુસ્તકો પહોંચે તેટલામાં બદલાઈ ગયા હોય ત્યારે પેલા નવા આવેલા ભાઈ ફરિયાદ કરવા નીકળી પડે કે, અમારી માગણી નહિ છતાં પુસ્તકાલય મંડળે પોતાને મન ફાવતાં પુસ્તકો અમારે ત્યાં 'ધકેલી' દીધાં છે! અને નાહક મંડળ પ્રત્યે દોષારોપ આવે છે.

કેટલીક વાર ખાતાને પ્રજામાં વધુ પ્રચારપાત્ર જણાય તેવાં પુસ્તકો તેના તરફથી પુસ્તકાલયોને મોકલવા જણાવવામાં આવે છે; કેટલીક વાર રકમ વધુ હોય અને યાદીમાં પુસ્તકોની સંખ્યા ઓછી હોય ત્યારે ખૂટતી રકમનું ખાતાએ ભલામણ કરેલું પુસ્તક મંડળદ્વારા મોકલાય છે ત્યારે પણ આવી ફરિયાદો કરવામાં આવે છે. આવી બધી ફરિયાદો અસ્થાને જ લેખી શકાય.

## પુ. સ. સ. મંડળ સ્વેચ્છાએ એક પણ પુસ્તક મોકલતું નથી.

અમે ભારપૂર્વક જણાવીએ છીએ કે, પુસ્તકાલય સ. સ. મંડળ એક પણ પુસ્તક પોતાની સ્વેચ્છાએ કોઇ પણ પુસ્તકાલયને મોકલી આપતું નથી; કાં તો ખાતા તરફથી મોકલવા ભલામણ થઇ સૂચન થયું હોય, કાં તો કોઈ યાદી અધુરી હોય વા વધુ રકમ અને યાદીમાં પુસ્તકોની સંખ્યા ઓછી હોય ત્યારે આવો પ્રકાર બને એ સ્વાભાવિક છે. આમ છતાં યાદી વગરનાં અથવા ખૂટતી યાદીવાળાં પુસ્તકાલયોને આવાં પુસ્તકો મોકલતાં પહેલાં 'પુસ્તકાલય" દ્વારા જણાવવામાં પણ આવે છે.

## ધ્યાનમાં રાખો

બજેટ બનાવતી વખતે નીચેના મુદ્દા અવશ્ય ધ્યાનમાં રાખશોઃ—

૧. લોકમદદમાંથી નીમે રકમ કાયમનિધિમાં મૂકવાનું ભૂલશો નહિ;
૨. કાયમનિધિની જોગવાઇ કર્યા પછી, બાકીની રકમ પર સરકાર-પંચાયત મદદની ગણતરી કરજો;
૩. જેટલી રકમ ભેગી થઇ શકે તેમ હોય તેટલી જ રકમનો અંદાજ બાંધજો " આવી મળશે " એવી ખોટી આશાના તંતુએ બંધાઇ મોટી રકમનું અંદાજ પત્ર તૈયાર કરશો નહિ.
૪. પુસ્તકાલયની વ્ય. સભા સાથે મળીને વર્તમાનપત્રો-પુસ્તકો અને ઇતર સામાનની માગણી કરજો;
૫. પુસ્તકોની યાદી મૂકવાનું ભૂલશો નહિ; નહિ તો ખાતાની પસંદગીનાં પુસ્તકો સ્વીકારવાં પડશે.
૬. શ. પુ. મંડળનું લવાજમ અને આવતા વર્ષે અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ વડોદરામાં ભરાનાર હોવાથી તેને અંગેનું લવાજમ (હવે પછી જેની જાહેરાત થશે તેને) માટેની સવડ પણ અંદાજપત્રમાં અવશ્ય રાખશો.

છેલ્લે, બજેટમાં પુસ્તકોની પસંદગી વેળા ગમે તેવું સાહિત્ય પુસ્તકાલયમાં પેસી જવા ન પામે તેની કાળજી અવશ્ય રાખશો. બાળકો અને નવાં શીખેલ પ્રૌઢોના વાચનને લગતાં પુસ્તકો-પુસ્તિકાઓ વસાવવાનું તો ભાગ્યે જ યાદ આપવું પડે. કારણ કે પુસ્તકાલયોનો વધુ લાભ લેનાર વિશેષ જિજ્ઞાસુવર્ગ તો એ જ છે.

આટલું ખાસ ધ્યાનમાં રાખી આપનું અંદાજપત્ર તૈયાર કરવા પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલો અને વ્યવસ્થાપક મંડળના સભ્યોને અમારી નમ્ર ભલામણ છે.

# સાહિત્યસૃષ્ટિનું અવલોકન

★પ્રખ્યાત અમેરિકન કટારલેખક અર્નિ પાઇલની કટારો ૩૧૦ વર્તમાનપત્રોમાં અઠવાડિયામાં ૭ વખત છપાય છે. આ પત્રોનો કુલ ફેલાવો ૧૨,૨૫૫૦૦૦ નકલોનો છે. અમેરિકન ગૃહોમાં લોકો આ કટારો રસથી વાંચે છે. તેના પર પત્રો લખે છે અને તેની તબિયત તથા સહીસલામતી માટે વર્તમાનપત્રોને ટેલિફોન દ્વારા ખબર પુછાવે છે. પરદેશમાં પાયદળના લોકો તથા સેનાપતિઓ, તે જ્યાં જાય ત્યાં તેને ઓળખી કાઢે છે, તેને શોધે છે તથા તેનામાં વિશ્વાસ રાખી વાત કરે છે.

★પુસ્તકવિક્રેતાઓને ત્યાં પુષ્કળ ટપાલ આવે છે. તેમને મળતા કેટલાક પત્રો બહુ રમુજી હોય છે. દાખલા તરીકે એક માણસે " ખબર ન પડી જાય તેવી રીતે ઝેર આપવા " સંબંધી પુસ્તકની માગણી કરી હતી. બીજાએ કીટસના ' ઓડ ટુ ફ્લોરેન્સ નાઇટિંગેલ 'ની માગણી કરી હતી ( નાઇટીંગેલ એટલે બુલબુલ. તેને બદલે તેણે ફ્લોરેન્સ નાઇટિંગેલ લખી કાઢયું ); એક ગૃહસ્થે વર્ડ્ઝવર્થના ' ઓડ ટુ ઇમ્મોરેલિટી ' ( અનીતિ )ની માગણી કરી હતી; જ્યારે પુસ્તકવિક્રેતાએ જવાબ આપ્યો કે અમારી પાસે તો ' ઓડ ટુ ઇમ્મોર્ટેલિટી ' ( અમરતા ) છે ત્યારે તેણે જવાબ આપ્યો કે તેવા પુસ્તકની મારે જરૂર નથી.

★ચીની પ્રજાસત્તાકના પિતા ગણાતા ડૉ. સુન યાટ સેનના લખાણનો એક વધુ ગ્રંથ બહાર પડયો છે, અને અત્યારે તે અંગ્રેજી ભાષામાં મળી શકે છે. તેનું નામ ' ફન્ડામેન્ટલ્સ ઑફ નેશનલ રિકન્સ્ટ્રક્શન ' ( રાષ્ટ્રીય પુનર્રચનાના સિદ્ધાંતો ) છે. ઝેડ. બી. ટુંગે તેનું ભાષાંતર કર્યું છે અને મિનિસ્ટ્રી ઑફ ઇન્ફર્મેશને તે પ્રગટ કર્યું છે. આ પુસ્તક માંહેના પચીસ લેખોનાં ભાષાંતરો અગાઉ થઇ ગયાં છે, પરંતુ મૂળ નામ સહિત અંગ્રેજીમાં તે પહેલી જ વાર પ્રગટ થાય છે. તેમાં ડૉ. સુનની પોતાની સમજૂતી તથા તેની સાથે સંબંધ ધરાવતા ડૉ. સુનનાં ૧૫ નિવેદનો તેમ જ ભાષણો આપેલાં છે. ૮૯ પાનાની આ પુસ્તિકા હિંદમાં છાપેલી છે.

★બ્રિટિશ એન્ડ ફોરેન બાઇબલ સોસાયટીના માદ્રિડના મકાનમાંથી તાજેતરમાં બાઇબલ તથા કરારોની ૧૧૦,૦૦૦ નકલોનો નાશ કરવામાં આવ્યો હતો, એમ પાર્લામેન્ટના સભ્ય જે. બી. હિંડે લંડનના ' ડેઇલી હેરલ્ડ 'ને જણાવ્યું હતું.

★સ્વ. રાષ્ટ્રકવિ શ્રી. સુબ્રહ્મણ્ય ભારતીના જન્મસ્થાન ઇત્તીયપુરમ્ ખાતે તેનું સ્મારક કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. ત્રણ મહિનાથી ઓછા સમયમાં ૪૨,૦૦૦ થી વધારે રૂપિયા ભેગા કરવામાં આવ્યા છે. તેમાંથી દશ હજાર રૂપિયા બાંધી મુદતના અનામત મૂકીને તેમાંથી આવતું વ્યાજ દર ત્રણ મહિને તેની વિધવાને આપવામાં આવશે.

બાકીની રકમમાંથી કવિ માટે યોગ્ય સ્મારક ઊભું કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. ઇત્તિયપુરમના રાજાએ જમીન આપવાની ઉદારતા દર્શાવી છે, તેના પર તેનું સ્મારક ઊભું કરવામાં આવશે. તા. ૩ જી જુને શ્રી. રાજગોપાલાચારીએ તેનું ખાતમુહૂર્ત કર્યું છે.

★ચાઇનીઝ ઇન્ફર્મેશન બુલેટીનના જણાવવા મુજબ, નેશનલ ઝેકનન યુનિવર્સિટીની સાયન્સ કૉલેજના ડીન ડૉ. ચ્યુ-હૂ-ફુને આ વર્ષનું રસાયણિક વિદ્યાનું નોબેલ પારિતોષિક આપવામાં

આવશે. આવું પ્રસિદ્ધ આંતરરાષ્ટ્રીય ઇનામ મેળવનાર તે પહેલા જ ચીની છે. ચીનનાં પત્રોમાં આ ખબરને મહત્ત્વ આપવામાં આવ્યું છે.-ડૉ. ચુની ઉંમર ૪૧ વર્ષની છે. તે કિઓંગ્સુ પ્રાંતના યાંગેહાવના રહેવાસી છે. તેમણે ફ્રાન્સ અને જર્મનીમાં રસાયણવિદ્યાનો અભ્યાસ કર્યો છે. ચીનમાં પાછા આવ્યા પછી તે દશ વર્ષ સુધી નેશનલ ચેકિયાંગ યુનિવર્સિટીમાં રસાયણવિદ્યાના પ્રોફેસર હતા. ત્યાર પછી તે નેશનલ ઝેકવન યુનિવર્સિટીની સાયન્સ કોલેજના ડીન નિમાયા. ઇ.સ. ૧૯૪૭ માં બ્રિટિશ અધિકારીઓના આમંત્રણથી તે ઇંગ્લંડ ભાષણ આપવા તથા વધારે સંશોધનકાર્ય કરવા માટે ગયા. આ વર્ષના ફેબ્રુઆરીમાં તે ચીન પાછા આવ્યા. લંડનના સ્વીડીશ લીગેશનના જણાવવા મુજબ, આ ઇનામની જાહેરાત નવેંબરમાં કરવામાં આવશે.

★તેજપુરમાં થોડા મહિના પહેલાં ગાંધી સાહિત્ય પ્રચાર સમિતિની સ્થાપના કરવામાં આવી છે. આ સમિતિનો હેતુ, તેનું નામ દર્શાવે છે તે મુજબ, ગાંધીજીનાં પુસ્તકોનું આસામી ભાષામાં ભાષાંતર કરીને પ્રગટ કરવાનો છે. અત્યારે તો ફક્ત 'આત્મકથા' તથા 'હિંદસ્વરાજ' જ તે ભાષામાં મળી શકે છે. બીજા ગ્રંથોના ભાષાંતર માટે ફંડ ઉઘરાવવામાં આવ્યું છે તથા ભાષાંતરકારોને રોકી લેવામાં આવ્યા છે.'

★મરાઠી પત્રકારો તથા તંત્રી પરિષદની પાંચમી બેઠક શોલાપુર ખાતે માર્ચ માસમાં 'કેસરી'ના સહતંત્રી શ્રી. ડી. વી. ગોખલેના પ્રમુખપદ હેઠળ મળી હતી.

★માધવબાગના બે જાણીતા પ્રકાશકો તથા ગ્રંથવિક્રેતાઓ તાજેતરમાં અવસાન પામ્યા છે. મેસર્સ પરચુરે પુરાણિક એન્ડ કંપનીવાળા શ્રી. એમ. આર. પુરાણિક પાંસઠ વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યા. તેમણે ચાળીસ વર્ષ પહેલાં પોતાની કારકિર્દીની શરૂઆત કરી હતી. બીજા શ્રી. તુકારામ પુંડલિક રેગટે ૭૧ વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યા. તેમણે ૬૦ વર્ષ પહેલાં ધંધાની શરુઆત કરી હતી. તેઓ માત્ર ધંધાદારી વેપારીઓ નહોતા. જનતા માટે તથા ધાર્મિક લોકો માટે સાહિત્ય પ્રગટ કરવાની તથા તેના સર્જનને ઉત્તેજન આપવાની તેમનામાં ખરેખરી ધગશ હતી. તેમના મૃત્યુથી મરાઠી સાહિત્યને ભારે ખોટ ગઇ છે.

★વિદર્ભ સાહિત્ય સંઘની આઠમી સાહિત્ય પરિષદ સાત વર્ષના ગાળા પછી ૩૦ મી માર્ચ અને ત્યાર પછીના દિવસોમાં આકોટ ( પ્રાંત આકોલા ) ખાતે યવતમાલના ડૉ. વાય. કે. દેશપાંડે, ડી. લિટ્ના પ્રમુખપદ હેઠળ ભરવામાં આવી હતી. એલિચપુરના શ્રી. નાનાસાહેબ દેશમુખે સંઘને ૪૦૦ રૂ.નું દાન આપ્યું તથા પતોના રાવબહાદુર બાબાસાહેબ દેશમુખે તેમની સ્વ. દાદીના સ્મરણાર્થે વરાડમાં પ્રગટ થયેલ ઉત્તમ સાહિત્યકૃતિને દર વર્ષે ત્રણસો રૂપિયાનું ઇનામ આપવાનું કબૂલ કર્યું છે. પરિષદની સાથોસાથ, હસ્તલિખિત પ્રતો, પુસ્તકો તથા ચિત્રોનું એક પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. આ બેઠકની વિશિષ્ટતા એ હતી કે અમરાવતી, નાગપુર તથા આકોટની એમેચ્યુર કલબોએ ત્રણ મરાઠી નાટકો સફળતાપૂર્વક ભજવી બતાવ્યાં હતાં.

★નાગપુર વિશ્વવિદ્યાલયે તેના પુસ્તકાલયમાં હસ્તલિખિત પ્રતોનો વિભાગ ખોલ્યો છે. ઉદ્ઘાટન-ક્રિયા પ્રસંગે ૧૦૦ થી વધારે હસ્તપ્રતો દેખાડવા માટે રાખવામાં આવી હતી.

★મધ્ય સદીના મહાન મરાઠી વૈયાકરણીના સ્મરણાર્થે સ્થાપવામાં આવેલ દાદોબા પાંડુરંગ

તરબડકર પારિતોષિક, મુંબઇ યુનિવર્સિટી તરફથી એક જ લેખકને બીજી વખત આપવામાં આવ્યું છે. પોતાની નવલકથા 'સરાહી' માટે વિહારી ( પોસ્ટ ખપોલી )ના શ્રી. રઘુનાથ વામન દીઘેને રૂ. ૨૪૦) નું રોકડ ઇનામ મળ્યું છે. ૧૯૪૪માં મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટે લખેલ શ્રેષ્ઠ પુસ્તક તરીકે તેને ગણવામાં આવ્યું છે.

★પૂનાનું વૈદિક–સંશોધન મંડલ વૈદિક સાહિત્યની મહાન સેવા બજાવી રહેલ છે. તે સંસ્થાએ ઋગ્વેદના ત્રણ ભાગ ટીકા સહિત પ્રગટ કર્યાં છે અને છેલ્લો ભાગ અત્યારે છપાઇ રહ્યો છે. હવે મંડળે ' શ્રૌત–કોશ 'નું કામ માથે ઉપાડયું છે. પ્રાચીન આર્યોના યજ્ઞની સંસ્થા વિષેનો આ કોશ થશે. આ કોશ પ્રો. હરિભાઉ ભડકંકરની સ્મૃતિને અર્પણ કરવામાં આવશે. પ્રો. ના પુત્ર શ્રી. આર. એચ. ભડકંકરે આ યોજનાને આર્થિક મદદ કરી છે.

★કંબન, તામિલ લોકોના વાલ્મીકિ હતા. જનતા તેની દેવ તરીકે પૂજા કરે છે અને દક્ષિણ હિંદનાં કેટલાંક મંદિરોમાં કવિની મૂર્તિની સ્થાપના કરવામાં આવી છે. દરેક તામિલવાસી કંબન પ્રત્યેનું પોતાનું ઋણ સમજે છે અને હિંદભરમાં જ્યાં જ્યાં તામિલો વસ્યા છે ત્યાં તેના દિનની ઉજવણી કરવામાં આવી હતી.

★શ્રી. કનૈયાલાલ મુન્શી તથા શ્રીમતી લીલાવતી મુન્શીએ ભારતીય વિદ્યાભવનને ટ્રસ્ટ કરીને સારી રકમ ભેટ આપી છે. આ રકમનો ઉપયોગ અંશતઃ વાર્ષિક અખિલ–હિંદ સંસ્કૃતિ નિબંધ હરિફાઇ માટે આપવાના તાપીબહેન ચંદ્રક માટે થશે.

★લક્ષેમ્બર્ગ રેડિયોના જણાવવા મુજબ મે માસના પહેલા અઠવાડિયામાં જર્મન પ્રજા માટેના વર્તમાનપત્રોનો ફેલાવો વધીને ૨,૭૫૦,૦૦૦ નો થયો છે. આમાં કોલોન, કેસલ, ફ્રેન્કફોર્ટ, બ્રાન્સ્વેક તથા હીડલબર્ગમાં પ્રગટ થતાં પત્રોનો સમાવેશ થાય છે.

★સોવિયેટ રશિયા, હિંદ સાથે સાંસ્કૃતિક સંબંધ શોધી કાઢવા માટે સામાજિક તથા રાજકીય ઇતિહાસની શોધખોળ કરી રહેલ છે. મૂળ ઉઝબેક ભાષામાંથી બાબરનામાનું રશિયન ભાષામાં ભાષાંતર થઇ રહેલ છે. 'બાબરનામું' ૧૫૨૦ લગભગ લખાયેલ હોવાની તેમની માન્યતા છે.

'બાબરનામાનું' પર્શિયન ભાષામાંથી પહેલું અંગ્રેજી ભાષાંતર ૧૮૨૬ માં લીડન અને અરર્કીને કર્યું હતું. લગભગ અર્ધી સદી પછી ૧૮૭૦ માં યુવાન ફ્રેંચ વિદ્વાન પેવેટ ડેટકુર્ટીલે પેરિસમાં જર્મન તોપોની સતત ગર્જના વચ્ચે રશિયન એન. આઇ. ઇલ્મિન્સ્કિએ થોડા જ સમય પહેલાં કરેલ મૂળ ઉઝબેક ભાષાંતર પરથી પોતાનું ભાષાંતર તૈયાર કર્યું હતું.

પ્રાચીન ઉઝબેક ભાષા ૧૫–૧૬ મી સદીમાં વિકાસની ટોચે પહોંચી હતી. તે સમયની ભાષા આજના ઉઝબેકો પૂરી સમજતા નથી. તેથી નવી આવૃત્તિમાં અરૂઢ શબ્દોનો કોશ આપવામાં આવ્યો છે.

ભાષાંતરની સાથોસાથ ઐતિહાસિક તથા ભૌગોલિક નોંધના રૂપમાં વિસ્તૃત ટીકા આપવામાં આવી છે. ભાષાંતરનું કામ લગભગ પુરું થવા આવ્યું છે અને તે ૧૯૪૫ માં પ્રગટ થવા સંભવ છે.

★અંગ્રેજી ભાષામાં પહેલું પુસ્તક ૧૪૭૪ માં છપાયું હતું. તેનું નામ The Game and playe of the Chesse ( ધી ગેઇમ એન્ડ પ્લે ઑફ ધી ચેસ' ) હતું.

★આવતી કાલનું ગૃહ પુસ્તકાલય કેવું હશે? તે પુસ્તકની અભરાઇ, નોંધ કે ફિલ્મ શું હશે? સારી બાંધણીનાં પુસ્તકપ્રેમીઓને જૂની પ્રથા પસંદ પડશે પરંતુ જેને પુસ્તકની અંદરની બાબતો સાથે લેવાદેવા છે તેની પાસે વિદ્વાન બે વસ્તુઓ મૂકે છે.

યુનાઇટેડ સ્ટેટસના ફેટોગ્રાફિક એન્જીનિયરની શોધ પ્રમાણે હજારો, પુસ્તકો થોડી જગ્યામાં સમાઇ શકે છે. એક સામાન્ય મનુષ્યનું ૨૦૦ પુસ્તકોનું પુસ્તકાલય સાધારણ બિસ્કીટની પેટીના કદની પેટીમાં સમાઇ શકશે.

મૂળ પુસ્તકના દરેક પાનાનો ખાસ ક્રિયાથી ફોટો પાડવામાં આવે છે. ૭×૫ ઇંચના પાનાની ૧/૮ ચોરસઈંચની ફિલ્મ થાય છે.

વાચક પોતાના પસંદ કરેલ પુસ્તકને વીજળીના સીને-પ્રોજેક્ટરમાં મૂકે છે અને છાપેલ પાનાની બે ફુટની પ્રતિકૃતિ દિવાલ પર ( સૂતા સૂતા વાંચવા માટે ) અથવા છત પર પડે છે.

' બોલતું પુસ્તક ' ફિલ્મ પુસ્તક કરતાં કદમાં મોટું હોવા છતાં વાચક પાસેથી ઓછી મહેનત માગી લે છે. તેનો ખાસ દબાવેલ ગ્રામોફોન રેકર્ડનો સેટ બનાવેલ હોય છે. દરેક રેકર્ડ લગભગ એક કલાક ચાલે છે અને તેમાં ૪,૦૦૦ થી ૫,૦૦૦ શબ્દોનો સમાવેશ થાય છે, તે સામાન્ય પુસ્તકના વીસ કે તેથી વધારે પાના જેટલી હોય છે. પોતાના શુદ્ધ ઉચ્ચાર તથા મધુરતાવાળા વાચકોની આ માટે પસંદગી કરવામાં આવે છે.

રેકર્ડો ઇંચના સામાન્ય રીતે કરાતા ૯૦ દોરાને બદલે ૨૦૦ દોરાની કાપવામાં આવે છે. તેની ફરવાની ઝડપ મિનિટમાં ૭૮ વખતને બદલે ઘટાડીને ૨૪ વખતની કરવામાં આવે છે. તેથી સામાન્ય રેકર્ડ કરતાં તે ૭ ગણા સમય સુધી ચાલે છે.

★હિંદના લોકોએ લખેલા ' પંચતંત્ર ' તથા ' હિતોપદેશ ' જેવા અમર ગ્રંથોએ રશિયામાં ઠીક રસ ઉત્પન્ન કર્યો છે. પ્રાચીન રશિયન સાહિત્યને આ તથા બૌદ્ધધર્મની કથાઓની જાણ હતી અને તેનો તેમાં ઉપયોગ કરવામાં આવ્યો છે.

પ્રાચીન રશિયા સાહિત્યની ' બાર્લહમ તથા જોસેફેટ 'ની સુપ્રસિદ્ધ કથાનું મૂળ જાતકકથામાંથી લેવામાં આવેલું છે.

મહાન પીટરના સમયમાં રશિયન વિદ્વાનોએ પૂર્વના સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો. કેથરાઇન બીજીના સમયમાં નોવિકોવે મહાભારતમાંથી ભગવદ્ગીતા પ્રગટ કરી. આ પુસ્તક ૧૭૮૮ માં પ્રગટ કરવામાં આવ્યું હતું. મૂળ સંસ્કૃતમાંથી ભાષાંતર કરી શકે તેવા વિદ્વાનો રશિયામાં ન હોવાથી ઓગણીસમી સદીના ત્રીજા અને ચોથા દશકા સુધી બહુ જ થોડું કાર્ય થઇ શક્યું હતું.

ત્રીજા દશકાની આખરે મહાભારત તથા કથાસરિતસાગરમાંથી રશિયન ભાષામાં ઉતારા આવવા શરૂ થયા. ૧૮૪૧ માં મહાભારતમાંથી ' નળ દમયંતી 'ની વાત પ્રગટ કરવામાં આવી. તેનું ભાષાંતર તે સમયના વિદ્વાન રશિયન કવિ વાસિલિ ઝુખોવ્સ્કીએ કર્યું હતું.

કે. કોસોવિચે મહાભારતમાંથી 'સુંદોપસુંદ' કથાસરિતસાગરમાંથી ' વિદ્યાધર છૂમૂત

વાહન ' અને ભાગવત પુરાણમાંથી ' ધ્રુવકથા 'નું ભાષાંતર કર્યું. ૧૮૫૪ માં કોસોવિચે ' ભગવદ્ગીતા 'નું ભાષાંતર કર્યું.

પ્રખ્યાત રશિયન ચાઇવન મિનાયેવે જાતકનું તથા તે વિષય સંબંધી પોતાનાં સંશોધન ૧૮૭૧–૭૨ માં પ્રગટ કર્યાં. હિંદની મુસાફરીએથી પાછા આવ્યા બાદ તેણે ' ઇન્ડિયન સ્ટોરીઝ એન્ડ લીજેન્ડઝ ' પ્રગટ કરી. તેના શિષ્યોએ તેનું કામ ચાલુ રાખ્યું અને ખાસ કરીને સર્જી ઓલ્ડનબર્ગે જાતકનું ભાષાંતર કરીને રશિયન ભાષામાં પ્રગટ કરવાનું ચાલુ રાખ્યું.

૧૯૧૭ ના ઑક્ટોબરની ક્રાંતિ પછી લોકોનો રસ આ પુસ્તકોમાં વધવા લાગ્યો. હિંદની લોકકથાઓએ ખૂબ ધ્યાન ખેંચ્યું અને રશિયન ભાષાશાસ્ત્રી રોસેલી શોરે કરેલા પંચતંત્રના ભાષાંતર તથા બીજા ગ્રંથો પ્રગટ થવા લાગ્યા.

' વેયાલ પંચવિંશતિ 'નું ભાષાંતર બે વખત પ્રગટ કરવામાં આવ્યું હતું.

મહાભારતનું ભાષાંતર કરવામાં લાડિબિર કલ્યાનોવે જે શ્રમ લીધો છે તેનો ઉલ્લેખ નોંધપાત્ર છે.　　　　—છોટાલાલ માનસિંગ કામદાર

---

## મુંબઈમાં વેકેશન માટેનું બાલવાચનાલય

મુંબઇ પ્રાંતની વીમેન્સ કાઉન્સિલ તરફથી શાળાઓની ઉનાળાની રજાઓ દરમિયાન બાળકો માટેના એક મફત વાંચનાલયની વ્યવસ્થા બે વર્ષથી કરવામાં આવે છે. આ વાંચનાલયમાં નાની વયનાં છોકરા–છોકરીઓને આકર્ષવા માટે અંગ્રેજી અને દેશી ભાષાઓનાં એવાં પુસ્તકો તથા સામયિકો રાખવામાં આવે છે કે જેના વાચનથી બાળકો જ્ઞાન અને ગમ્મત બેઉ મેળવે. બાળકોની સર્વ પ્રકારની લાક્ષણિકતા તથા રસવૃત્તિ સંતોષાય એ પ્રકારનાં પુસ્તકો તથા પત્રોની તે માટે પસંદગી કરવામાં આવે છે.

આ ટૂંકી મુદતનાં વાંચનાલયનો હેતુ બાળકોની વાચનાભિરુચિ જાગ્રત કરવાનો, તેને સંસ્કારી બનાવવાનો અને વારંવાર સિનેમા જોવા જવાની વૃત્તિને રોકવાનો છે. બાળકો રજાઓના દિવસોમાં સિનેમા તરફ વધુ આકર્ષાય છે ને તેની જે અનિષ્ટ અસરો મેળવે છે તેથી તેઓ દૂર રહીને આવા વાચન દ્વારા મનોરંજન મેળવે તો તેઓનું માનસ હીણી રુચિ તરફ ન વળવા પામે.

આવી વેકેશન–લાયબ્રેરીનો લાભ બાળકો તરફથી સારા પ્રમાણમાં લેવામાં આવે છે. શાળાઓની રજાના દિવસોમાં કેટલાક શિક્ષકો પણ આવા વાચનાલયની ગોઠવણી તથા વ્યવસ્થામાં મદદગાર બની શકે છે. ઘણાં કુટુંબો તરફથી પોતાનાં પુસ્તકો તથા સામયિકો આ વાચનાલયના ઉપયોગ માટે આપવામાં આવે છે. આ વર્ષે ૧૦૦૦ ગુજરાતી, ૧૦૦૦ મરાઠી અને ૨૦૦૦ અંગ્રેજી પુસ્તકો ઉપરાંત સંખ્યાબંધ સામાયિક પત્રો પૂરાં પાડવામાં આવ્યા હતાં.

મુંબઇમાં બાળકો માટેનું એક કાયમી વાચનાલય સ્થાપવાની વિનંતિ પ્રજાને કરવામાં આવી છે. બાળકો માટેની વેકેશન લાયબ્રેરીઓ સ્થાપવાનો મુંબઇનો આ સફળ પ્રયોગ બીજાં મોટાં શહેરો માટે અનુકરણીય થઇ પડે તેમ છે.

# ઉત્તમ સાહિત્યના નિર્માણ માટે—

'પૈસાથી ઉત્તમ સાહિત્યનું નિર્માણ કરી શકાય ખરું ?' એ પ્રશ્ન 'ખાતરથી ઉત્તમ પાક નીપજાવી શકાય કે નહિ ?' એ પ્રશ્નના જેવો છે.

પૈસા અને સાહિત્યનો સંબંધ ખાતર અને પાકના સંબંધના સરખો છે. ખાતરથી પાકને ઉછરવામાં સારી પેઠે મદદ મળે છે, પરંતુ એ પાક કેવા પ્રકારનો અને કેવી કોટિનો ઉત્પન્ન થશે, એ કેવળ ખાતર ઉપરથી નક્કી કહી શકાય નહિ. જે બી વાવવામાં આવ્યું હોય તેના પિંડગત ગુણ ઉપરથી તે નક્કી થઇ શકે. એ પિંડગત ગુણના આવિષ્કારને યોગ્ય સામગ્રી પૂરી પાડવી તે ખાતરનું કામ છે. પિંડગત ગુણોમાં ફેરફાર કરવાનું સામર્થ્ય ખાતરમાં હોતું નથી એ જ દૃષ્ટાંત સાહિત્યનિષ્પત્તિ અને પૈસાનું છે. પૈસા એ સુખ-સગવડ, સાધનસામગ્રી અને સ્વાસ્થ્ય મેળવવાનું સાધન છે; પણ એવાં સાધનો ગમે તેટલાં પૂરાં પાડવામાં આવે તો ય જેનામાં લેખનકલા પરનું સ્વામિત્વ નથી અને જે કાંઇ શક્તિ હોય તેનો પણ પરિશ્રમપૂર્વક અભ્યાસ કરવાની તત્પરતા કે ચીવટ નથી, તેના હાથે ઉત્કૃષ્ટ સાહિત્ય નિર્માણ થઇ શકતું જ નથી. મોટાં મોટાં ઇનામોની જાહેરાત કરીને ગ્રંથો માગવામાં આવે છે એ આપણે જોઇએ છીએ, પરંતુ જાહેરાતોના હુકમને માન આપીને લખવામાં આવતા ગ્રંથો ઉચ્ચ કોટિના નીવડતા નથી એવો જ સામાન્ય અનુભવ હોય છે. એનું કારણ એ છે કે ઉત્કૃષ્ટ ગ્રંથનિર્માણ થવાનું આદ્યકારણ ગ્રંથકારની બુદ્ધિ જ છે; પણ બુદ્ધિનો વિકાસ થવામાં પૈસા એટલે સુખસગવડ અને સાધનસામગ્રી મદદગાર બનતાં નથી એમ કહેવું એ તો ભૂલભરેલું છે.

*

કોઇ રાજા, મહારાજા કે ધનિકના આશ્રયની દરકાર રાખ્યા વિના કેવળ આત્મોદ્ધારની અને લોકોદ્ધારની ભાવનાથી પ્રેરાઇને સંતો, ભક્તો તથા કવિઓએ ઉત્તમ પ્રકારનું સાહિત્ય નિર્માણ કર્યું છે ખરું, પણ તેઓ નિષ્કાંચન હતા તેથી જ તેઓને હાથે ઉત્તમ સાહિત્ય નિર્માણ થયું હતું એમ કાંઇ નથી; કિંવા તેઓ સંત-ભક્ત હતા તેથી તેઓ ઉત્કૃષ્ટ કવિ હતા એમ પણ નથી. ભક્તિને લીધે જ કવિત્વ આવતું હોત તો બધા ભક્તો ઉત્તમ કોટિના કવિઓ જ હોત. ઘણા ભક્તોએ પદો રચેલાં છે, પણ જ્ઞાનેશ્વર-તુકારામની ઉક્તિની ટોચે બીજાઓ પહોંચી શક્યા નથી. ઉત્કૃષ્ટ સાહિત્ય માટે જરૂરી ગુણોમાંનો એક ગુણ સંતવૃત્તિ હોઇ શકે છે; તે ગુણ એટલે નિષ્ઠા, શ્રદ્ધા અને તત્પરતા. પણ એ એક જ ગુણને લીધે કાંઇ ઉત્કૃષ્ટ સાહિત્ય નિર્માણ થઇ શકતું નથી. તે માટે લેખનમાં કલાત્મક દૃષ્ટિ જોઇએ છે. બીજો ગુણ એ કે ભક્ત કવિઓ અકિંચનવૃત્તિ રહે છે; પણ તેથી તેમની પ્રતિભા અધિક તેજસ્વી થાય છે એમ કહેવું એ બરાબર નથી. તેઓ નિષ્કાંચન હોય કે લક્ષ્મીવાન હોય એ મુદ્દો તેમને માટે ગૌણ છે. તેમનામાં તત્પરતા અને સામર્થ્ય હોય એ જ મહત્ત્વની વસ્તુઓ છે. નિષ્કાંચનત્વની બાબતમાં એ પણ લક્ષમાં રાખવું જોઇએ કે જનતામાં ધાર્મિક શ્રદ્ધા જાગ્રત થવાથી ભક્ત કવિઓની આજીવિકાની કાળજી રાખનારા શિષ્યો તૈયાર હોય છે; તેમની જરૂરીઆતો બહુ થોડી હોય છે અને તે બહુ સહેલાઇથી પૂરી પડતી હોય છે.

*

આ ભક્ત કવિઓના ઉદાહરણ ઉપરથી એમ અનુમાન કરવું કે નિષ્કાંચનવૃત્તિમાં જ પ્રતિભા સારી પેઠે વિકસે છે એ જેવું અસમંજસ છે, તેવી જ વાત છે ઉત્તમ સાહિત્યના નિર્માણ માટે પૈસાની જરૂરીઆતની. પૈસા એટલે સ્વાસ્થ્ય અને સુખસગવડ મેળવવાનું સાધન. એ સાધનસંપત્તિ અનુકૂળ હોય તો જેને લેખનકળાની દૃષ્ટિ મળી હોય તેને હાથે વધારે પ્રમાણમાં અને વધારે ઊંચી કોટિનું સાહિત્ય નિર્માણ થવામાં તે મદદગાર થયા વિના રહે નહિ. સાંપત્તિક સ્થિતિ બહુ હીણી હોય તો લેખકોની ઘણી શક્તિ જીવન ટકાવવા માટે જ ખર્ચાઈ જાય છે, અને એવી હીન અવસ્થા ઉત્તમ સાહિત્યની નિષ્પત્તિમાં ઉપકારક બનતી નથી. એવી સ્થિતિમાં ય કોઈ કોઈની પ્રતિભા ચમક્યા વિના રહેતી નથી એ ખરું, પણ એ તો અપવાદ લેખાય.

*

પૈસાને ઉપર ખાતરની ઉપમા આપી છે તે ઉપરથી એક શંકા ઉત્પન્ન થશે કે જરૂર કરતાં વધારે ખાતર નાખવાથી પાક પુષ્કળ નીપજે છે, પણ તેમાં કસ ઓછો હોય છે; તેમ, પૈસા મળવાથી સાહિત્ય વૃદ્ધિંગત થાય પણ તેનો કસ વધે નહિ એવું શું ન બને ? પ્રકાશક પાનાંની સંખ્યા પર પૈસા ગણીને આપે એટલે પાનાંની સંખ્યા વધારવાનો મોહ લેખકને થાય એ અશક્ય નથી, પણ આ મોહ ઉત્કૃષ્ટ લેખનને ભુલાવી દેતો નથી. જે લેખન કેવળ આજીવિકા માટે જ કરવામાં આવતું હોય ત્યાં આ પ્રશ્ન ઉદ્ભવે. એ જ રીતે અભિરુચિને થોડી નીચી કોટિમાં મૂકીને પણ બે પૈસા વધુ મેળવવાનો મોહ થવાનો સંભવ હોય છે; પણ ઉત્કૃષ્ટ લેખનના માર્ગ આડે આ મોહ જઈ શકતો નથી. ઊલટું, બે પૈસા વધુ મળવાથી જે સગવડ ને સ્વસ્થતા મળે છે તે વિદ્યાવ્યાસંગ વધારવામાં મદદગાર બને છે.*

દ. કે. કેળકર

---

મહાપુરુષનું મન ન્યાયને પિછાને છે; ક્ષુદ્ર પુરુષનું મન લાભને પિછાને છે.

*

માણસ સત્યને ખાતર જન્મેલો છે. જો કોઈ માણસ સત્ય ખોઈ બેસે અને છતાં જીવતો રહે તો તે મરણમાંથી બચી ગયો એ સદ્ભાગ્યનું જ પરિણામ ગણાવું જોઈએ.

*

મને માછલીયે ગમે છે અને રીંછનો પંજો પણ ગમે છે. જો આ બંને વસ્તુ એકસાથે મને મળે એમ ન હોય તો હું માછલીને જતી કરીશ અને રીંછનો પંજો રાખીશ. એ જ પ્રમાણે મને જીવનેય ગમે છે અને સત્ય પણ ગમે છે. જો હું એ બંને બેમાં ન રાખી શકું એમ હોય તો હું જીવનને જતું કરીશ અને સત્ય પસંદ કરીશ.

—કૉન્ફ્યૂશિયસ

* " પ્રબંધ "માંથી

# " સારું થયું કે—" (કોણે શું સર્જ્યું ?)

**સારું** થયું કે હું કનૈયાલાલ મુનશી ન થયો, નહિ તો મારે ' સ્વપ્નદ્રષ્ટા ' બની ' પૃથ્વીવલ્લભ ', ' ગુજરાતના નાથ ' અને ' પાટણની પ્રભુતા 'થી અંબાઈ 'રાજાધિરાજ' બનાવવા પડત.

સારું થયું કે હું રમણલાલ વસંતલાલ દેસાઈ ન થયો નહિ તો મારે ' કોકીલા 'ને મેળવવા ' ઠગ ' બની, ' દિવ્ય ચક્ષુ ' પ્રાપ્ત કરી, ' ભારેલો અગ્નિ ' પસાર કરી, ' શંકિત હૃદય 'ને છોડી દઈ, ' સંયુક્તા 'ને હરનાર પૃથ્વીરાજની પેઠે ' જયંત ' બની તેનું હરણ કરવું પડત.

સારું થયું કે હું ' ધૂમકેતુ ' ન થયો નહિ તો ' રાજમુગટ 'ને ખાતર ' તણખા ' ઉડાડી ' પૃથ્વીશ ' બની, ' રાજકન્યા ' પરણી અંતે ' રાજસંન્યાસી ' બનવું પડત.

સારું થયું કે હું ઉમાશંકર જોષી ન થયો નહિ તો ' શંભૂમેળા 'માં 'વિશ્વશાંતિ' (?) સ્થાપવા ' ત્રણ અર્ધું બે ' કરી ' સાપના ભારા ' વેચવા પડત.

સારું થયું કે હું જ્યોતીન્દ્ર દવે ન થયો નહિ તો ' ગુપ્તાની નોંધપોથી 'માંથી ' રંગ ' પેદા કરી ' તરંગ ' લહરિએ ચઢવું પડત.

સારું થયું કે હું ' સ્નેહરશ્મિ ' ન થયો નહિ તો ' તૂટેલા તાર ' વડે ' આસોપાલવ 'ને ગાતા કરવા પડત.

સારું થયું કે હું બળવંતરાય ઠાકોર ન થયો નહિ તો ' ઉગતી જુવાની 'ના ભણકાર સાંભળી ' દર્શનિયા ' તરફ લેખિની લંબાવવી પડત.

સારું થયું કે હું ખબરદાર ન થયો નહિ તો મારા સ્થાનની ખબરદારી રાખવા ' સંદેશિકા ', ' ભજનિકા ', ' પ્રકાશિકા ' વગેરે ચોકીદારણો રાખવી પડત.

સારું થયું કે હું ચન્દ્રવદન મહેતા ન થયો નહિ તો મારે ' નાગા બાવા 'ને ' આગગાડી 'માં મફત ઘુસાડવા પડત.

સારું થયું કે હું ઝવેરચંદ મેઘાણી ન થયો નહિ તો ' સૌરાષ્ટ્રની રસધાર ' રચવા ' સોરઠી બહારવટીઆઓ 'ની ' પ્રતિમા 'ઓ જોઈ ' સત્યની શોધ 'માં ફરવું પડત.

સારું થયું કે હું ઇન્દુલાલ ગાંધી ન થયો નહિ તો ' પલટાતાં તેજને ' સ્થાયી રૂપ આપવા ' ખંડિત મૂર્તિઓ ' જોઈ ' નારાયણી અને બીજા નાટકો ' લખવાં પડત.

સારું થયું કે હું રામનારાયણ પાઠક ન થયો નહિ તો ' દ્વિરેફ ' અને ' સ્વૈરવિહારી ' ના ઉપનામથી ' દ્વિરેફ 'ની વાતો લખી ' સ્વૈરવિહાર ' કરવો પડત.

સારું થયું કે હું ચાંપશી ઉદેશી ન થયો નહિ તો ' જંજીરને ઝણકારે 'વાણી જંજીર તોડી, ' તાતી તલ્વાર ' વીંઝી, ' આશાની ઇમારત ' ઊભી કરવા ' માનવ હૈયાં 'ના ધબકારા સાંભળવા પડત.

સારું થયું કે હું અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી ન થયો નહિ તો ' પથિકનાં પુષ્પો ' વેરી ' પથિકના પત્રો ' વાંચી કોઈ અદ્દભુત લાગણી વડે પ્રેરાઈ ' દર્પણના ટુકડા ' કરવા પડત.*

શ્રી. કિશોરચંદ પારેખ

* જુલાઈ '૪૫ " નવચેતન "માંથી.

જાહેરાત નં. ૭ સને ૧૯૪૪-૪૫

## વિષય

### સને ૧૯૪૪-૪૫ ની સાલમાં સાર્વજનિક પુસ્તકાલયોમાં પાળવાના તહેવારોની યાદી

| | દિવસ |
|---|---|
| ૧ દેવશયની એકાદશી | ૧ |
| ૨ દેવદિવાળી | ૬ |
| ૩ સ્વ. સયાજીરાવ મહારાજનો હીરક મહોત્સવદિન | ૧ |
| ૪ શ્રીમંત મહારાજા સાહેબના જન્મોત્સવના તહેવારો જે પ્રમાણે ઠરે તે | ૫ |
| ૫ ઉત્તરાયણ | ૧ |
| ૬ વસંતપંચમી | ૧ |
| ૭ મહોરમ | ૧ |
| ૮ શિવરાત્રિ | ૧ |
| ૯ શ્રી. મહારાજા સા. ના તખ્તનશીનનો દિવસ | ૧ |
| ૧૦ હુતાશની | ૨ |
| ૧૧ ગુડી પડવો | ૧ |
| ૧૨ રામનવમી | ૧ |
| ૧૩ ચૈત્રી પૂર્ણિમા | ૧ |
| ૧૪ અક્ષયતૃતીયા | ૧ |
| ૧૫ આષાઢી એકાદશી | ૧ |
| ૧૬ શ્રાવણી | ૨ |
| ૧૭ શીતળા સપ્તમી | ૧ |
| ૧૮ જન્માષ્ટમી | ૧ |
| ૧૯ ગોકુલાષ્ટમી | ૧ |
| ૨૦ ગણેશ ચતુર્થી | ૧ |
| ૨૧ દુર્ગાષ્ટમી | ૧ |
| ૨૨ અનંત ચૌદશ | ૧ |
| ૨૩ સર્વપિતૃ અમાવસ્યા | ૧ |
| ૨૪ દશેરા | ૧ |
| ૨૫ માણેકઠારી પૂર્ણિમા | ૧ |
| ૨૬ દિવાળીના તહેવારો ધનતેરસથી બીજ સુધી | ૪ |
| ૨૭ લોકોની અનુકૂળતા પ્રમાણે બીજા સ્થાનિક તહેવારો | ૫ |
| | ૪૦ |

વડોદરા,
તા. ૧૨-૭-૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક




**ગીતાગીતમંજરી**—લેખકઃ શ્રી. જુગતરામ દવે; પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬૪ + ૧૬, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. એક. ૧૯૪૫.

ગુજરાતના લોકસેવકોમાં અગ્રહરોળમાં આવતા શ્રી. જુગતરામભાઈએ ગીતાની ગીતમંજરીઓનો આ ગજરો તૈયાર કર્યો છે. એની રચના માટે એમણે પસંદ કરેલા આપણા પ્રાચીન કવિઓનાં લોકભજનોના ઢાળ ગીતાના સિદ્ધાંતને જાણે ભજનોમાં ગોઠવી દઈ લોકભોગ્ય બનાય એવી સરળ સમજૂતરૂપે આપ્યા છે.

બાલપણમાં માતા–પિતા તરફથી મળેલા સંસ્કારો તેને યોગ્ય સિંચન મળતાં મોટપણે માણસમાં કેવા વૃક્ષરૂપે ફૂલે ફાલે છે તેનો આ એક આબાદ નમૂનો લેખી શકાય. લેખકને વારસામાં મળેલા આ ગીતાસંસ્કારના મૂળમાંથી એમણે આ કેવી મનોહર મહેકવાળી ગુચ્છાદાર મંજરીઓનો ગજરો ગૂંથ્યો છે તે સહેજે સમજી શકાય છે.

ભગવાન શ્રીકૃષ્ણે ગાયેલ ગીતામાં આવતા ૧૮ અધ્યાયો પૈકીના ૧૨ અધ્યાયોમાં, જીવનમાં આચરવા યોગ્ય લેખી શકાય તેવાં સૂત્રોને અહીં ગૂંથી લીધાં છે. સાથે સાથે આપેલા એને અનુરૂપ શ્લોકો અને એના ભાવાર્થ પણ એને વિશેષરૂપે સમજવામાં ઠીક સહાયરૂપ થઈ પડે તેમ છે. ગ્રામજન પણ સમજી શકે તેવી આ ગીતાગીતમંજરી પુસ્તકાલયો સુખે વસાવે.

**જીવનનાં ઝરણાં**—લેખકઃ શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ; પ્રકાશક, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૪૦૦ + ૧૬, મૂલ્ય રૂા. ૨–૮–૦, ૧૯૪૫.

ગાંધીજી સાથેના પ્રસંગોને લગતાં હમણાં હમણાં આપણને ઠીક પુસ્તકો મળવા લાગ્યાં છે. તેમાં આ એક વધુ ઉમેરો થાય છે, એ આનંદની વાત છે. આ અગાઉ આ પુસ્તકના લેખકે આપણને " ગાંધીજીની સાધના " આપ્યું હતું અને તે પછી તેમનું લખેલું આ બીજું પુસ્તક આપણને મળે છે. એમાં લેખકે પોતાને પરાણે બાજુ પર રાખવાનો પ્રયત્ન કરીને ગાંધીજીનો પોતાને મળેલો નિકટ સંપર્ક સેવતાં સાંપડેલા પ્રસંગો આમાં સંઘર્યા છે. ઠેઠ દક્ષિણ આફ્રિકાની ગાંધીજીની લડતથી લઈને આજ પર્યંત એમની નિકટતા પામનાર પાસેથી આપણને ઘણું ઘણું જાણવાનું મળે. અને એ તેમણે એમના આ જીવનઝરણાં દ્વારા આપણને આપ્યું છે. એમનાં આ જીવનઝરણાંના મૂળમાં સ્વ. મોતીભાઈ સાહેબનું અને પેટલાદ બોર્ડિંગ હાઉસનું સંસ્કારપ્રદાન આવે છે, એ બન્નેને માટે ખરે જ, ગૌરવશીલ ગણી શકાય.

ગુજરાતના આ પ્રથમ પંક્તિમાં આવતા લોકસેવકની જીવનઝરમર જાણવા ગ્રામ પુસ્તકાલયોમાં આ પુસ્તક આવકારપાત્ર છે.

**વ્યાપારી નામાનો ભોમિયો**—કર્તાઃ શ્રી. રવિશંકર ઓ. મહેતા; અને શ્રી. દલપતરામ ક. હલ્લુ; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ—૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪૬+૮, કવર જેકેટ સહિત પાકું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂ. ૪–૪–૦ ૧૯૪૫

પોતાની આવકજાવકનો હિસાબ સૌ કોઈને રાખવો પડે છે. તેમાં પણ વ્યાપારીવર્ગ માટે તો એ અતિ આવશ્યક અને અગત્યનું છે. એ ક્ષેત્રમાં કામ કરનારને એનાં નામાનાં તત્ત્વો કેટલીક વાર પૂરેપૂરાં જાણીતાં નથી હોતાં અને તેથી તેઓ મૂંઝવણમાં પણ મુકાય છે. તેવા હરકોઈ વેપારી ધંધાદારીને ઉપયોગી થઈ પડે–તેવા શરૂઆતથી લઈને ધંધાની છેવટની કક્ષા સુધીના વેપારી નામાનાં તત્ત્વો આ પુસ્તકમાં લેખકે આપ્યાં છે. જુદા જુદા ધંધાદારીએ પોતપોતાના ધંધાને લગતા હિસાબ-કિતાબ કેવી રીતે લખવા–રાખવા તેને લગતી સરળ માહિતી આ પુસ્તક પૂરી પાડે છે. નામું લખવાની અનાવડતવાળા તેમ જ પાકા નામાનો અભ્યાસ કરનારાઓ માટે આ પુસ્તક માર્ગદર્શક ભોમિયારૂપ નિવડે તેવું છે. કિંમત જરા વધુપડતી લેખી શકાય.

**યુવાનોની સંસ્કારસાધના**—મૂળલેખકઃ સર રાધાકૃષ્ણન, પ્રકાશકઃ કદ ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૧૫૨, સાદું પૂઠું, મૂલ્ય રૂ. દોઢ. ૧૯૪૫.

સર રાધાકૃષ્ણન્ જેમ એક પ્રખર તત્ત્વવેત્તા છે તેમ એક પ્રથમ પંક્તિના કેળવણીકાર પણ છે. તેમણે છેલ્લાં વીસ વર્ષો દરમિયાન આપેલાં કેળવણીવિષયક ઉદ્બોધનો પૈકીનાં ૧૪ નો આમાં સંગ્રહ છે—આવતી કાલના નાગરિકોના જીવનઘડતરમાં સંસ્કારનું વારિસિંચન કરે તેવાં આ વ્યાખ્યાનો દરેક ભણેલા જુવાનને અવશ્ય વંચાવવાં જોઈએ અને તેમાંનાં ઉદ્બોધનો તેમના ભાવિ જીવનમાં કેવાં માર્ગદર્શક નીવડે તેવાં છે તે તેમની ધ્યાન પર લાવવું જોઈએ. સર રાધાકૃષ્ણનનાં આ સંસ્કારપ્રેરક મંતવ્યો વિદ્યાર્થીઓમાં વિશેષ પ્રચારપાત્ર છે. કૉલેજનું શિક્ષણ પામતાં–પામેલાં વિદ્યાર્થીઓ આ પુસ્તકને અવશ્ય વાંચી જાય.

**રસપોળી**—લેખકઃ શ્રી. રમણીક અરાલવાળા, પ્રકાશકઃ જીવન સાહિત્ય મંદિર, કાલબાદેવી રોડ, મુંબઈ. કદ, પૂઠાં; ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૪૪, મૂલ્ય ૦–૬–૦ ૧૯૪૫.

આપણે ત્યાં કેટલાક વખતથી બાલસાહિત્યને નામે જે કેટલુંક વધારા પડતું પ્રવેશ પામી ગયું હતું તે હવે ઠેરઠેરથી થતા વિરોધને લીધે કંઈક અંશે ઓછું થતું ચાલે છે, જો કે એ હજી સદંતર બંધ થયું નથી.

આ બાલભોગ્ય કાવ્યપુસ્તિકાના લેખક આપણા કવિઓમાંના એક શ્રી. રમણીક અરાલવાળા છે. એમણે લખેલાં બાળકોને ઝટ જીભે ચડી જાય અને હોંશે હોંશે ગાવા લલચાય તેવાં ગીતોનો આ સંગ્રહ છે. એનું પહેલું કાવ્ય રસપોળી બાળકોને રસપોળીના જમણ માટે આમંત્રતાં કાવ્યમય વાતાવરણ ખડું કરે છે. અને તે પછીનાં અન્ય બાલગીતો જેવાં કે, ફાગણ, સાબરનાં તીર, ચાંદરણી ગાય, શિયાળો, ઉત્તરાયણ, અમાસી, વરસાદ, ચંડોળા વગેરે એકેએક ગીત કાવ્યરસભરપૂર હોઈને તે દરેકમાંથી એ વાંચતાં–ગાતાં બાળકને કંઈક ને કંઈક

નવીન જાણવાનું પણ મળે છે. આમ વિવિધ વિષયને સ્પર્શતાં બાલભોગ્ય શૈલીએ લખાયેલાં આ ગીતકાવ્યો બાળકોમાં વધુ વંચાય તેવો પ્રયત્ન પુસ્તકાલયોના મંત્રપાલો અવશ્ય કરે.

**દેવકુસુમઃ**—લેખકઃ શ્રી. પારાશર્ય; પ્રકાશકઃ સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર. ક્રુફ્રાઉન સોળપેજી કદનાં પૃષ્ઠ ૧૦૦, સાદું પૂઠું, મૂલ્ય રૂપિયો એક. ૧૯૪૫.

ભાવનગરના સરસ્વતી પ્રકાશન મંદિર તરફથી પ્રસિદ્ધ થતા "કહાની" માસિક માટે લખાયેલી ચાર પૌરાણિક વાર્તાઓનો આમાં સંગ્રહ છે. પહેલી વાર્તા ઇંદ્રપદ પામવા પ્રયત્ન કરી તેને પામી અંતે પતન પામનાર નહુષ રાજાની કથા લેખકે પોતાની શૈલીમાં રજૂ કરી છે. પૈકીની, બીજી વાર્તા નચીકેતાને લગતી હોઈને ત્રીજી યક્ષને કુબેરે આપેલા અભિશાપની, અને ચોથી વાર્તા, સૃષ્ટિનો ભાર ઉતારવા માટે ઉત્પન્ન કરેલી કન્યા "મૃત્યુ"ની જીવનકથા છે. પુરાણુમાંનાં આવાં કથાનકો અદ્યતન શૈલીએ રજૂ કરવા માટે લેખકને અભિનંદન. કિંમત જરા વધુપડતી લાગે છે.

**શ્રી ગીતાસંકલનઃ**—સંકલનકારઃ શ્રી રમણ મહર્ષિ; પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. કદ ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૫૨, મહાત્મા ગાંધીજી અને રમણ મહર્ષિનાં ચિત્રોવાળું સાદું પૂઠું, મૂલ્ય ૦–૩–૦; ૧૯૪૫.

શ્રી રમણ મહર્ષિએ પસંદ કરેલા અને એમણે સારરૂપ ગણેલા શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૪૨ શ્લોકો કિશોરલાલભાઈનાં સમશ્લોકી અનુવાદ અને ગાંધીજીના અનાસક્તિયોગમાં અપાયેલા અનુવાદ સહિત આ પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે. આજે જ્યારે જનતામાં ગીતાભ્યાસની ભાવના વધી છે ત્યારે આવાં સંકલનો આવકારદાયક લેખી શકાય; પરંતુ એમાં એક ભયસ્થાન રહેલું જણાય છે. સંભવ છે કે, આમ સંકલનકારો ક્રમે ક્રમે "એક શ્લોકી" ગીતા તૈયાર કરવા સુધીની તત્પરતા દાખવે તો નવાઈ નહિ. અને પરિણામે જનતા એ એકશ્લોકી ગીતામાં પણ રાચતી થઈ જાય. આવાં સંકલનો કરતાં લોકભોગ્ય શૈલીએ અત્યાર અગાઉ એના અભ્યાસીઓ તરફથી જનતાને મળેલાં અનુવાદો, સમજૂતીઓ વગેરે આપણે ત્યાં ક્યાં ઓછાં છે !

મ. પ્ર. વ્યાસ

**વિક્રમાદિત્ય હેમુઃ**—લેખકઃ શ્રી. જયભિખ્ખુ; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; સન ૧૯૪૪; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૪૧૨+૧૨; સચિત્ર આચ્છાદન સહિત બૉર્ડ પૂઠું; મૂલ્ય રૂ. ૫–૦–૦.

દિલ્હીનો હેમુ ઝવેરી નામનો—જોધપુર પાસેના મંડોવર ગામનો—એક જૈન શ્રાવક, પૃથ્વીરાજ પછી દિલ્હીનો ગાદીપતિ બને છે. એ ઇતિહાસ, આપણે ભણી ગયેલા અને વાંચેલા ઇતિહાસોમાં પણ બહુ જ ઓછો ઉપલબ્ધ છે. 'વિક્રમાદિત્ય હેમુ'ના જીવનની આ કથા વાંચતાં ભારતના ઇતિહાસના પેટાળમાં ક્યાંય ઊંડે ઊંડે દટાઈ ગયેલું, હિંદનું એક અમોલું રત્ન, જાણે આજે આપણને જડી આવતું ન હોય એમ આ પુસ્તક વાંચતાં લાગે છે. જાતે વાણિયો છતાં, સાચી ક્ષાત્રવટ દાખવતો અને યુદ્ધકળા તથા રાજનીતિ તો જાણે

એના બાપની જ; એવો નિપુણ એ વાણિયો, પોતાના બાલપણના સાચા સાથી એક અફઘાની સેનાનો અગ્રેસર અને નાયક બને છે. અને શેરશાહની પડખે ઉભો રહી મોગલોની સામે અનેક લડાઇઓ લડી મુશ્કેલીઓના પ્રસંગે શેરશાહને સાચી મદદ કરે છે. માના જણ્યા બે ભાઇઓ પણ જેટલો પ્રેમ ન રાખે એટલો પ્રેમ આ બંને વચ્ચે છે. પણ શેરશાહ દિલ્હીપતિ બને તે પહેલાં, કલિંજર ઉપરની લડાઇના સ્થળે મરણ પામે છે. હેમરાજ ત્યાંથી છૂટો પડે છે. શેરશાહ અને હેમરાજના જવાથી અફઘાનોમાં અંદરોઅંદર કુસંપ પ્રવર્તે છે. અને શેરશાહના વંશજોની સત્તા નબળી પડે છે. પુનઃ શેરશાહના પુત્ર સલીમની વિધવા રાણીના આગ્રહથી હેમરાજ વઝીર તથા અફઘાની સેનાના નાયકની સત્તા સંભાળી લે છે. અને પછી મોગલો સામે યુદ્ધ ખેલી, હુમાયુને હાંકી કાઢે છે. અને અફઘાન સેનાના આગ્રહથી પોતે દિલ્હીપતિ બને છે. આવા રસમય અને શૌર્યભરપૂર હિંદુ-મુસ્લિમ મિત્રતાનું સાચું દર્શન કરાવતા ઇતિહાસને, ઇતિહાસનાં પૃષ્ઠોમાં કેમ ઓછું મહત્ત્વ અપાયું હશે તે નથી સમજાતું. વીર હેમુ સાથે આ પુસ્તકમાં તેના દિલોજાન મિત્ર શેરશાહનો પણ સુંદર ઇતિહાસ જાણવા મળે છે. શેરશાહ ઉચ્ચ અને આદર્શ રાજા હતો. તેના અમલમાં હિંદુ મુસ્લિમો સમાનભાવે રહેતા હતા, એ વાત આ ઇતિહાસ પૂરવાર કરે છે.

આ પુસ્તકના લેખકે કેટલાક પ્રમાણભૂત ગ્રંથોના આધારે ઇતિહાસમાં અણપ્રિછયા અને અપ્રસિદ્ધ એવા એક સાચા વીરનરને પ્રસિદ્ધિમાં લાવી તેને ચિરંજીવ બનાવવા કરેલો પ્રયત્ન સ્તુત્ય અને અભિનંદનીય છે.

'વિક્રમાદિત્ય હેમુ 'ની આ ઐતિહાસિક વાર્તા, હિંદુ-મુસ્લિમ દરેકે ખાસ વાંચવા જેવી છે.

' અ-દ્રષ્ટા '

**ગોમતીચક્ર:**—લેખક, ઇન્દુલાલ ગાંધી; પ્રકાશક, કાંતિલાલ હ. પરીખ, જીવનસાહિત્યમંદિર, મુંબઇ નં. ૨; પહેલી આવૃત્તિ ઇ. સ. ૧૯૪૪; ક્રાઉન ૧૬ પેજી પૃ: ૮+૧૭૪; પૂઠું સચિત્ર કાર્ડ બોર્ડનું. કિં. રૂ. ૨-૪-૦.

જીવનસાહિત્ય મંદિરની લલિત સાહિત્યમાળાનું આ પાંચમું પ્રકાશન એના નામમાં સૂચિત થયા પ્રમાણે ગીત નાટકોનું છે. એમાં 'ગોમતીચક્ર' ઉપરાંત 'પરિશોધ' 'રાતરાણી' 'પ્રેમનું આગમન' 'આશા ભરેલી' 'ગીત રાણી' 'વાદળીનાં મોતી' 'ગીત વર્ષા' 'તપશોભના' અને 'અશોક' નામનાં બીજાં ૯ મળી કુલ ૧૦ ગીતનાટકો સંગ્રહાયાં છે. વસ્તુ કલ્પના-પ્રપૂર્ણ અને સૌંદર્યલક્ષી હોઇ સંસ્કારી વાચકના દિલમાં ઊર્મિની રસછોળો ઉભરાવે એવી ગૂંથણી છે. એમાંનાં કેટલાંક ગીતનાટકો જાહેર તખ્તા ઉપર સફળ રીતે ભજવાયાં હોવાનું 'હું કહું છું" નામના પ્રસ્તાવનાલેખ તેમ જ ટિપ્પણીઓ ઉપરથી જણાઇ આવે છે. નાટકોનાં પાત્રો મોટે ભાગે સ્ત્રીપાત્રો હોવાથી કન્યાઓ દ્વારા જ ભજવાવી શકાય. અને નર્યાં વાચન કરતાં ભજવાતાં જોવામાં જ આમજનતાને આનંદ પડે. એ દૃષ્ટિએ વિચાર કરતાં લેખકે પોતાના ચેતવણી સૂરમાં 'ભજવવા-ભજવાવવા'ની જે મના ફરમાવી છે તે બરાબર નથી લાગતી. કેવળ વાચનની દૃષ્ટિએ તો પ્રકાશનની ઉપયોગિતા કેવળ વિદગ્ધ અને વિવેચકવર્ગ પૂરતી જ ગણાય.

ના.



**નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો**

૧ જીવનનાં ઝરણાં—લેખકઃ શ્રી. રાવજીભાઇ મણિભાઇ પટેલ; મૂલ્ય રૂા. ૨–૮–૦
૨ ગીતાગીત મંજરી—લેખકઃ શ્રી. જુગતરામ દવે; મૂલ્ય રૂા. ૧–૦–૦
૩ વર્ણવ્યવસ્થા—લેખકઃ શ્રી. ગાંધીજી, મૂલ્ય રૂા. ૦–૧૨–૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો**

૪ કંકાવટી—ભા. ૧ લો સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૧–૮–૦
૫ શાહજહાં ( નાટક નવી આવૃત્તિ )—મૂળલેખકઃ દ્વિજેન્દ્રલાલ રૉય; અનુવાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૦–૦
૬ રાજા–રાણી—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૦–૦
૭ પલકારા—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૩–૦–૦

**નવચેતન સાહિત્ય મંદિર–અમદાવાદનાં પુસ્તકો**

૮ સોહાગણ—લેખકઃ શ્રી. રમાકાન્ત ગૌતમ, મૂલ્ય રૂા. ૨–૪–૦
૯ પ્રેમળ જ્યોત—લેખકઃ શ્રી. મુરલી ઠાકુર; મૂલ્ય રૂા. ૨–૮–૦

**સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો**

૧૦ શ્રી ગીતાસંકલન—સંપાદકઃ શ્રી. રમણ મહર્ષિ; મૂલ્ય રૂા. ૦–૩–૦
૧૧ પ્રકાશનાં પગલાં—લેખકઃ શ્રી. કરસનદાસ માણેક; મૂલ્ય રૂા. ૦–૧૦–૦
૧૨ આપણો ખોરાક—લેખકઃ શ્રી. મીનુ મસાણી; અનુવાદકઃ શ્રી. ચંદ્રવદન મહેતા; મૂલ્ય રૂા. ૦–૧૨–૦
૧૩ સં. ૨૦૦૨ ના વર્ષનું કાર્તિકી પંચાંગ—કર્તાઃ પંડિત હિમ્મતરામ મહાશંકર જાની; મૂલ્ય રૂા. ૦–૪–૦

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૧૪ વૈશંપાયનની વાણી—ખંડ બીજો–લેખકઃ શ્રી. કરસનદાસ માણેક; પ્રકાશકઃ શરદ પ્રકાશન મંદિર, ૫૪, સુતાર ચાલ, મુંબઇ ૨, મૂલ્ય રૂા. ૨–૮–૦
૧૫ શ્રીમદ્ ભાગવત માર્ગદર્શિકા—લેખકઃ સ્વામી શ્રી. માધવતીર્થજી; પ્રકાશકઃ સરેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૧૨–૦
૧૬ તારક મંડળ—સં. પ્રકાશકઃ ચરોતર એજ્યુકેશન સોસાઇટિ, આણંદ, મૂલ્ય રૂા. ૧)
૧૭ દેવકુસુમ—લેખકઃ શ્રી. પારાશર્ય; પ્રકાશકઃ સરસ્વતી પ્રકાશન મંદિર, દાણાપીઠ, ભાવનગર, મૂલ્ય રૂા. ૧–૦–૦

---

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકે નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ, વાચનપ્રચાર વધારવા સંબંધી કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છે:—

**૧ વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે જુનમાં-મહુવા મહાલનાં**—(૧) ધોળીકુઇ, (૨) બામણીઆ, (૩) ગુણસવેલ, (૪) સાંબા, (૫) કેરવાવરા, (૬) વેલણપુર, (૭) બીલખડી, (૮) ખરવાસા, (૯) દેદવાસણ, (૧૦) ધરોઇ, (૧૧) બારતાડ, (૧૨) કરચેલીયા, (૧૩) ડુંગરી, (૧૪) શેખપુર, (૧૫) વાંસકુઇ, (૧૬) ઓડચ; **કામરેજ મહાલનાં** (૧૭) ઉમેલ, (૧૮) માંકણા, (૧૯) લાડવી, (૨૦) કોસમાડા, (૨૧) કઠોદરા, (૨૨) વાવ, (૨૩) કોસમાડી, (૨૪) વલણ, (૨૫) પરબ, (૨૬) હળધરૂ, (૨૭) પાલી, (૨૮) આસ્તા, (૨૯) સેગવા, (૩૦) મોરથાણ, (૩૧) અલુરા, (૩૨) નનસાડ.

**૨ મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-માહે એપ્રિલમાં-દહેગામ મહાલનાં**—(૧) હાલીસા, (૨) સોનારડા, (૩) ગલુદણ, (૪) જાલુંદ્રા મોટા, (૫) કડાદરા, (૬) વાસણા રાઠોડ, (૭) બહિયલ, (૮) હાથીજણ, (૯) કનીપુર, (૧૦) કરોલી, (૧૧) ધમીજ, (૧૨) ગીઓડ, (૧૩) છાલા, (૧૪) ચંદ્રાલા, (૧૫) વાસણા ચોધરી, (૧૬) ઝુંડલા.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારો લેવા તથા જે સૂચના સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ભલામણ છે.

**ટીપ:—મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક ભાઇશંકર ટી. ઠાકરને નોકરીમાંથી છૂટા કરવામાં આવ્યા છે તેની લાગતા વળગતા યોગ્ય નોંધ લે.**

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ.

---

—જ્યારે આપણે નમ્રતામાં મહાન બનીએ છીએ ત્યારે મહાન પુરુષોની છેક સમીપ આવીએ છીએ.

—" ઈશ્વર મનુષ્યથી નિરાશ થયો નથી. " એવા સંદેશા સાથે દરેક બાળક જન્મે છે.

—જળચર મૂંગાં હોય છે; ભૂચર ઘોંઘાટ કરે છે; ખેચર કલરવ કરે છે; પણ માનવમાં સમુદ્રનું મૌન, પૃથ્વીનો ઘોંઘાટ અને હવાનું સંગીત છે.



## સા. પુ. ડભોડામાં તૈલચિત્ર અનાવરણ

ડભોડાના શ્રી. મોહનલાલ મનસુખરામ સા. પુસ્તકાલયમાં સ્વ. શ્રી. મોહનલાલ મનસુખરામ બુકસેલરનું તૈલચિત્ર સ્વ. ના સુપુત્ર શ્રી. અંબાલાલ મોહનલાલ તરફથી અર્પણ કરવામાં આવ્યું હતું. તેનો અનાવરણવિધિ મહાલ વહીવટદાર શ્રી. બાપાલાલ બારોટના હસ્તે તા. ૨૮–૬–'૪૫ ના રોજ કરવામાં આવ્યો હતો. એ પ્રસંગે, પુસ્તકાલયના સઘળા સભ્યો, તથા અન્ય અમલદારવર્ગ અને ગામના આગેવાનોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

## શિષ્ટવાચન પરીક્ષા

**વડોદરા મહાલ પુસ્તકાલય મંડળ** તરફથી વિદ્યાર્થીઓ માટેની શિષ્ટવાચન પરીક્ષા તા. ૨૯–૭–૪૫ ના રોજ સવારના ૮ થી ૧૧ સુધીમાં રાખવામાં આવી છે. સદર માટે " ઝંડૂ ભટ્ટ " પુસ્તક નમૂદ કરવામાં આવ્યું છે.

**કરજણ મહાલ પુ. મંડળ** તરફથી કરજણ મહાલનાં વિદ્યાર્થીઓ માટે ચાલુ વર્ષે શિષ્ટવાચન પરીક્ષા "જમશેદજી ટાટા" પુસ્તકની રાખેલી. સદર પરીક્ષાનો ૨૫ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો; પૈકી, ૧૮ ઉત્તીર્ણ થયા.

' ભગિની ' માસિક બંધ થયેલું હોવાથી, જે ગ્રાહકોએ ૧૯૪૫ માં પસંદ કરેલ તેમને, તેનું લવાજમ મજરે આપવામાં આવ્યું છે, તેની લાગતાવળગતા પુસ્તકાલયોએ નોંધ લેવી.

## પુસ્તકાલયોને મદદ

**સા. પુ. ચંદ્રુમણા** ( તા. પાટણ )ને રૂા. ૧૧) શ્રી. મોહનલાલ ખુશાલભાઈની તરફથી.

**સા. પુ. દોરીઆ** ( તા. કડી )ને રૂા. ૭) પા. વીરચંદદાસ મંગળદાસ રાંચરડવાળા તરફથી, ૫) ચારોલના પા. છગનદાસ શિવદાસ તરફથી તથા ૫) છગનદાસ લાલદાસ હરિપુરાવાળા તરફથી.

**સા. પુ. બાલીસણા** ( તા. પાટણ ) ને ૨૫) પા. જાદવભાઈ માધાભાઈ મણુંદ, ૫) પા. કાશીદાસ ગંગારામ–વાલમ, ૫) બબલદાસ બલાખીદાસ, વાલમ. પા. બબલદાસ જોરદાસ બાન્ડુ, ૫) કરશનદાસ ધનજીદાસ, સંડેર, ૫) દ્વારકાદાસ જીવીદાસ વાલમ. ૫) ગંગારામ માધવદાસ, વાલમ. ૫) શેઠ વિઠ્ઠલદાસ ભગવાનદાસ, પાનસર, ૫)

શાળવી ચંદ્રકાન્ત કચરાલાલ, પાટણ, ૫) પંચાલ ખેમચંદ વીરચંદ, ધીણોજ. ૫) પા. પ્રભુદાસ નારણદાસ ભાન્ડુ. ૫) શેઠ જેઠાલાલ છગનલાલ કલોલ. ૫) પા. કાશીદાસ માધવદાસ, વાલમ. ૫) પા. મૂળચંદદાસ દેવચંદદાસ, વાલમ. ૭) શેઠ ગોરધનદાસ મગનલાલ, મહેસાણા.

સા. પુ. સુંઢીઆ ( તા. ખેરાળુ )ને ૫) પં. ચુનીલાલ હરગોવન, ઉમતા. ૫) પટેલ અંબારામ રણછોડ, જાસકા, ૫) શા. હાથીદાસ ગોપાળ, વાલમ. ૫) પા. જેઠીદાસ તળશીદાસ, ઉનાવા. ૨૫) શા. મણિલાલ કાળીદાસ, સિદ્ધપુર, ૫) પા. શંભુદાસ રાઠોડ, ઉપેરા. ૫) પા. જેસંગ ઝવેરદાસ લાડોલ, ૫) પા. રામચંદ ભાયચંદ, જાસકા, ૫) પા. ખોડા અમીચંદ, સુંઢીઆ. ૧૪) વૈદ મણિલાલ મગનલાલ ખેરાળુ (જાનો સાતના), ૫) રાત નથુભાઈ છગનલાલ, બલાદ. ૬) રાત બહેચર ભાયચંદ, પાનસર. ૫) પા. મોહન પ્રભુદાસ, સુંઢીઆ. ૫) મનસુરી ભીખા છગન, કમાલપુર, ૭) પા. હરગોવિંદ પુંજીદાસ, પલાસર, ૧૦) પા. અંગારામ વલ્લભરામ, પલાસર. ૨૦) પા. જોઇતારામ નરસિંહદાસ, લાડોલ.

## વ. રા. પુ. મંડળના નવા આજીવન સભ્યો

—વ. રાજ્ય પુસ્તકાલય મંડળમાં આ વર્ષે, નીચે જણાવેલ ગૃહસ્થોએ દરેકે રૂ. ૨૫) આપીને-આજીવન સભ્ય તરીકે પોતાનાં નામ નોંધાવ્યાં છે:—

૧. રાજપ્રિય શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઈ–વડોદરા, ૨ શ્રી. છોટાભાઈ ખુશાલભાઈ પટેલ–નાર, ૩ શ્રી. નટવરલાલ ગિરધરલાલ શાહ–શિનોર, ૪ શ્રી. હરિવલ્લભદાસ ચુનીલાલ શાહ–પેટલાદ, ૫ શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા–વાઘોડીઆ, ૬ શ્રી. રામભાઈ કાશીભાઈ પટેલ–વસો.

—રાજ્ય પુસ્તકાલય મંડળના વ્યક્તિગત સભ્યો બનાવવાના કામે, રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભભાઈ મૂ. પટેલ તથા મહેસાણા પ્રાંત પુ. મંડળના મંત્રી શ્રી. નાનજીભાઈ જે. પટેલ મહેસાણા પ્રાંતના ચાણસ્મા મહાલે, માહે એપ્રિલ માસમાં જતાં, નીચે જણાવેલ દરેક ગૃહસ્થે રૂ. ૨૫) આપીને આજીવન સભ્ય તરીકે પોતાનાં નામ નોંધાવ્યાં છે:—

૧ શ્રી. શંકરભાઈ રામસિંહજી ચોધરી–બ્રાહ્મણવાડા, ૨ શ્રી. શિવલાલ મૂળચંદ સુથાર–ચાણસ્મા, ૩ શ્રી. ભગુભાઈ અમથાલાલ પટેલ–ચાણસ્મા, ૪ શ્રી. અંબાલાલ જોઇતારામ પટેલ-ચાણસ્મા, ૫ શ્રી. જેશંકર કાલુરામ–ચાણસ્મા, ૬ શ્રી. છબીલદાસ મોતીદાસ–ચાણસ્મા, ૭ શ્રી. પ્રહલાદજી તારાચંદ–ધીણોજ, ૮ શ્રી. ચંદુલાલ કાળીદાસ શાહ–ધીણોજ; ૯ શ્રી. પૂનમચંદ ચુનીલાલ શાહ–ધીણોજ, ૧૦ શ્રી. પિતામ્બરદાસ ભગુતરામ–ધીણોજ, ૧૧ શ્રી. રમણલાલ દામોદરદાસ શાહ–ધીણોજ, ૧૨ શ્રી. મોહનલાલ બાજીદાસ પટેલ ૧૩ શ્રી. ભગવાનજી ગોરધનદાસ ઠક્કર–બહુચરાજી, ૧૪ શ્રી. પ્રહલાદજી હરગોવિંદદાસ પટેલ–બહુચરાજી.

---

—ઈશ્વર મનુષ્યને કહે છે: " હું તને સાજો કરી શકું છું તેથી ઈજા કરું છું; ચાહું છું તેથી શિક્ષા કરું છું. "

—જીવન આપણને આપવામાં આવ્યું છે; તે આપવાથી મળે છે.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૩/સન ૪૪-૪૫

## વિષયઃ—જૂથ પુસ્તકાલય મંડળોએ વાર્ષિક સભા ભરવા બાબત

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૩ તા. ૮-૩-૩૦ થી રાજ્યનાં દરેક જૂથ પુ. મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઑગસ્ટના પહેલા રવિવારે ભરવાનું ઠર્યું છે તે મુજબ સન ૧૯૪૫-૪૬ ની નૂતન સાલની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૫ ના પહેલાં રવિવારે તા. ૫-૮-૪૫ ના રોજે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું રાજ્યના દરેક જૂથ પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

આ સભામાં, જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયો, વાચનાલયોના મંત્રીઓએ આવવાનું હોઇ, જૂથ મંત્રીએ સભાની તારીખના ચાર-પાંચ દિવસ અગાઉ, પોતાના જૂથના જે તે પુસ્તકાલય-વાચનાલયના મંત્રીઓને સદર તારીખે સભામાં આવવાનું આમંત્રણ મોકલી આપવું. જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયોનાં પૂરી થયેલી સાલનાં વાર્ષિક નિવેદન તથા નવીન સાલનું બજેટ તમામ મંત્રી ભાઇઓએ એકઠા થઇને આજ સભામાં ભરવાનાં હોવાથી તેને લગતા સાધનિક કાગળો તથા બીજી જરૂરી હકીકત પણ સાથે લેતા આવવાનું દરેકને ખાસ સૂચવવું.

આ સભામાં નીચેનાં કામો કરવાની ખાસ ભલામણ છેઃ—

૧ જૂથમાંના દરેક પુસ્તકાલયે પોતાનું વાર્ષિક નિવેદન પોતાનાં પત્રકો ઉપરથી તૈયાર કરવું;

૨ સન ૧૯૪૦-૪૧ ના જુલાઇ અંકમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકાલય ખાતાની સૂચના નં. ૨૮ માં જણાવ્યા પ્રમાણે ( સહકારના ધોરણે બજેટ બનાવવાની યોજના ) દરેકે પોતાનાં પુસ્તકાલયનાં બજેટ બનાવવાં;

૩ મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળ માટે બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી અને મહાલ પુ. મંડળને તે નામોની ખબર આપવી;

૪ આ સિવાય (૧) જૂથમાં આવેલાં પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલયની ઉપયોગી સંસ્થા ઉઘાડવા (૨) જૂથમાં આવેલાં પુસ્તકાલયોની તપાસણી કરવા તથા (૩) મહાલ અને રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો લાભ લેવા લેરડાવવા તથા ગામેગામ વાચકમંડળો સ્થાપવા વગેરે બાબતોના પ્રશ્નો પણ વિચારવા.

આ સભાના અહેવાલની હાજર રહેલા મંત્રી ભાઇઓનાં નામ ગામ સાથેની એકેક નકલ મહાલ પુ. મંડળ, પ્રાંત પુ. મંડળ અને રાજ્ય પુ. મંડળ એ દરેક તરફે સભા ભરાઇ ગયા પછી દિન ૮ માં દરેક જૂથ મંડળના મંત્રીએ ખાસ મોકલી આપવી.

વસો,
તા. ૭-૭-'૪૫

રામભાઇ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૪ / સન '૪૪–'૪૫

**વિષયઃ—મહાલ પુ૦ મંડળોએ વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા ભરવા બાબત**

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૪/ તા. ૮–૭–૩૦ થી રાજ્યના દરેક મહાલ પુ. મંડળની વ્યવસ્થાપક સભા દર વર્ષે ઑગસ્ટના ત્રીજા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૪૫–૪૬ ના નૂતન વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૫ના ત્રીજા રવિવારે તા. ૧૯–૮–૪૫ એ, પોતપોતાના મહાલના અનુકૂળ પડતા સ્થળે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યના દરેક મહાલ પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

જે તે મહાલનું મહાલ વ્યવસ્થાપક મંડળ, જે તે મહાલનાં જૂથમંડળોએ પોતાની નૂતન વર્ષની વાર્ષિક સભામાં ચૂંટેલા બબ્બે પ્રતિનિધિઓનું બને છે. જે જૂથમંડળ તરફથી નવા વર્ષના પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં હોય તે પ્રતિનિધિઓને, સભાની તારીખના એક અઠવાડીઆ અગાઉ સભાની તારીખ, સ્થળ, ટાઇમ તથા કરવાનાં કામોની યાદી સહિત એક આમંત્રણપત્રિકા મહાલ મંડળના મંત્રીએ મોકલવી. જે જૂથમંડળ તરફથી પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં ન હોય ત્યાં તે જૂથમંડળના મંત્રી તરફ આમંત્રણ મોકલવું અને એમાં બે પ્રતિનિધિઓને ચૂંટીને મોકલવા જણાવવું.

આ સભામાં દરેક મહાલ મંડળે નીચેનાં કામો ખાસ કરવાનાં છેઃ—

૧ મહાલ પુ. મંડળના મંત્રીએ રજૂ કરેલાં પૂરી થયેલી સાલનાં નિવેદન તથા હિસાબ મંજૂર કરવાં.

૨ **જૂથમંડળો તરફથી ચુંટાઈ આવેલા પ્રતિનિધિઓમાંથી જ એક પ્રમુખ તથા મંત્રીની ચૂંટણી કરવી.**

૩ પ્રાંત પુ. મંડળ માટે, કસ્બા પુસ્તકાલયોમાંથી એક અને ગ્રામ પુસ્તકાલયો તરફથી એક એમ બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી, અને તે નામો પ્રાંત મંડળ તરફ સમયસર મોકલી આપવાની મંત્રીને સત્તા આપવી.

૪ નવા વર્ષમાં મહાલે કરવા જોગાં કામોની વિચારણા કરી કાર્યક્રમ ગોઠવવો તથા તે માટેનું અંદાજી બજેટ મંજૂર કરવું.

ટીપઃ—નવા વર્ષના કાર્યક્રમમાં નીચેના પ્રશ્નો ખાસ વિચારવાઃ—

૧ મહાલ પૂરતી શિ. વા. ની પરીક્ષા લેવા બાબત; ૨ શાળાવાળાં બાકી રહેલાં ગામોએ પુસ્તકાલયો ઉઘાડવાની તજવીજ કરવા બાબત; ૩ મહાલનું દરેક પુસ્તકાલય નવીન વર્ષનું અંદાજ બનાવે તથા પૂરી થયેલી સાલનું નિવેદન ઠરેલી મુદતમાં મોકલી આપે તેવી તજવીજ રાખવા બાબત; ૪ મહાલ માટે માનદ પ્રચારક વા આવેલાં પુસ્તકાલયોનો અરસપરસ

સહકાર સાધી સહકારના ધોરણે અંદાજપત્રો બનાવવા બાબત; તથા ૬ રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતી પરીક્ષાનો તેમ જ શિક્ષણવર્ગોનો લાભ લેવા–લેવરાવવા બાબત. વગેરે વગેરે

આ સભાના કામકાજના અહેવાલની, સભામાં હાજર રહેલાઓનાં નામ તથા હિસાબ સાથેની વાર્ષિક નિવેદનની એક નકલ પ્રાંત પુસ્તકાલય મંડળ તરફ અને એક નકલ રાજ્ય પુ. મંડળ તરફ સભા ભરાઈ ગયા પછી દિન ૮ માં દરેક મંડળે ખાસ મોકલી આપવી.

તા. ક.—ઉપર જણાવેલી તારીખે, કોરમ ( પાંચ પ્રતિનિધિઓની હાજરીનું ) ન થવાના કારણે સભાનું કામ મુલતવી રહે અગર કોઈ કારણસર તે દિવસે સભા જ બોલાવવાનું મોકુફ રાખવામાં આવે તો તે પછીના રવિવારે તો સભા જરૂર ભરવી.

વસો,
તા. ૭–૭–૪૫

રામભાઈ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

## રજાઓની યાદી

### જુલાઈ-ડિસેમ્બર ૧૯૪૫

| | | | |
|---|---|---|---|
| શ્રીમંત મહારાજા સાહેબનો જન્મદિવસ | ...૧૦ મી જુલાઈ | મંગળવાર | ...૧ |
| અષાડી એકાદશી | ...૨૧ „ „ | શનિવાર | ...૧ |
| રૂક શ્રાવણી | ...૨૨ મી ઑગષ્ટ | બુધવાર | ...૧ |
| શ્રાવણી, નાળિયેરી પૂનમ | ...૨૩ „ „ | ગુરુવાર | ...૧ |
| જન્માષ્ટમી–ગોકુલાષ્ટમી | ...૩૦ „ „ | ગુરુવાર | ...૧ |
| ગણેશ ચતુર્થી | ...૧૦ મી સપ્ટેમ્બર | સોમવાર | ...૧ |
| શ્રી ગણપતિવિસર્જનસ્વારી | ...૨૦ „ „ | ગુરુવાર | ...૧ |
| વિજયાદશમી | ...૧૬ મી ઑક્ટોબર | મંગળવાર | ...૧ |
| દિવાળી | ... ૨ જી નવેમ્બર | શુક્રવાર | ...૬ |
| | ... ૩ જી „ | શનિવાર | |
| | ... ૫ મી „ | સોમવાર | |
| | ... ૬ ઠ્ઠી „ | મંગળવાર | |
| | ... ૭ મી „ | બુધવાર | |
| | ... ૮ મી „ | ગુરુવાર | |
| પ્રબોધિની એકાદશી | ...૧૫ મી „ | ગુરુવાર | ...૧ |
| | | | ૧૫ |

વડોદરા,
તા. ૧૨–૭–'૪૫

વા. ના. અમીન,
મંત્રી.

# સામયિક ચિંતન

## ગજેન્દ્રમોક્ષ : ( ગાંધીજીની નજરે )

**પ્રાર્થના એજ મોટી મદદ છે.**

મારી દૃષ્ટિએ પ્રાર્થના એ જ મોટામાં મોટી મદદ છે. કેટલાંયે વર્ષોથી હું પ્રાર્થનાનો ધંધો કરું છું. દ. આફ્રિકામાં મારા પર મુશીબતોના પહાડ ઓછા નહોતા. તે વેળાએ મને બીજી મદદ નહોતી મળી એમ નથી, પરંતુ પ્રાર્થના દ્વારા જ સાચી મદદ મળી હતી.

આજે સવારે જ મેં શ્રી. દેશપાંડેને કહ્યું હતું કે, તેમણે ગજેન્દ્ર મોક્ષનું જે ભજન ગાયું હતું તે મારા કાનમાં ગુંજી રહ્યું છે. ગજેન્દ્રમોક્ષ હિંદુ ધર્મનું એક મહાન કાવ્ય છે. પહેલાં મને તેમાં સમજ પડતી નહોતી. પરંતુ જેમ જેમ મારી પ્રાર્થના વધી, તેમ તેમ હું તેનો અર્થ સમજતો ગયો. ગજેન્દ્ર મોક્ષ કાવ્યના શબ્દો અને તેની ગોઠવણ મને ખૂબ મધુર લાગે છે. તેનું સંસ્કૃત થોડું અટપટું છે, એ હું કબૂલ કરું છું.

પરંતુ તે વિષેનું હિંદીમાં જે ભજન છે તેનો અર્થ સૌ કોઈ સમજી શકે છે.

**ગજેન્દ્રનો દાખલો**

ગજેન્દ્ર પાણી પીવાની ઇચ્છાથી જળાશયમાં જાય છે. ત્યાં વચ્ચે એક મોટો મગર તેનો પગ પકડી તેને પાણીના ઊંડાણમાં ખેંચે છે. ગજરાજના નાક સુધી પાણી આવે છે. તે લડે છે, પરંતુ અંદર ખેંચાતો જાય છે. મદોન્મત્ત ગજરાજ પહેલાં તો ઈશ્વરને સંભારતો નથી, પરંતુ છેલ્લી ઘડીએ તેને લાગ્યું કે હવે તો ઈશ્વરને જ સંભારવો જોઈએ. પૂર્વના સંસ્કાર વડે તે પરમેશ્વરની પ્રાર્થના કરે છે.

**આપણી સ્થિતિ**

હવે હું એમ કહું છું કે, આપણી સ્થિતિ આ ગજરાજ કરતાંએ વધુ ખરાબ છે. તે તો સમયસર ચેતી ગયો હતો, પરંતુ આપણે ચેત્યા નથી અને છતાં હજુ આપણે જીવતા પડ્યા છીએ.

જો તમારે ખરેખર ભાગ ભજવવો હોય તો તમે ઘરમાં બેસીને અથવા આવા જાહેર સ્થળે મળીને પરમેશ્વરની પ્રાર્થના કરો. તમે ઈશ્વર પાસે એવું માગો કે તે કોંગ્રેસના અને મુસ્લીમ લીગના જ નેતાઓને નહિ પરંતુ વાયસરોય અને બીજાઓને પણ તે સન્મતિ આપે.

આપણે અત્યારે ડૂબવાની સ્થિતિમાં છીએ. નવા સુધારાઓના મારા વાંચન મુજબ તો આપણે મુવા પડ્યા છીએ અને તેથી જ હું તમને પ્રાર્થના કરવા કહું છું.

**ગંદા માણસો પ્રાર્થના ન કરી શકે.**

પ્રાર્થના કરવાની એક શરત છે. ગંદા માણસો પ્રાર્થના ન કરી શકે; તેમણે નાહવું જોઈએ. કેવળ શરીર સ્વચ્છ કરવું એવા અર્થમાં "નહાવું" એ તો દરેક માણસ નહાય છે અને જે ન નહાતા હોય, સ્વચ્છ ન રહેતા હોય તેઓ તો હેવાન કહેવાય. હું કહું છું કે

આપણે હૃદય શુદ્ધ કરવું જોઈએ અને ત્યાર બાદ મારી સાથે બેઞા મળી સાચા દિલે પ્રભુને પ્રાર્થના કરો.

**ગજરાજનો દાખલો દરેક માટે છે.**

અહીં ગજરાજનો દાખલો કેવળ હિંદુઓ માટે નથી. એ તો મુસ્લીમ, પારસી દરેકને સરખી રીતે લાગુ પડે છે. મગરમચ્છનો દાખલો પણ બધી દુનિયાને લાગુ પડે છે. આ હકીકતને સાર્વજનિક સમજીને સૌએ તેમાં ભાગ લેવો જોઈએ. —ગાંધીજી

---

# ધર્મનું સાચું સ્વરૂપ

મારી દૃષ્ટિ છે કે માણસ રોજ આગળ વધે છે અથવા પાછળ પડે છે, કદી સ્થિર રહેતો નથી. જગત આખું ગતિમાન છે. એમાં અપવાદરૂપે કોઈ નથી, કંઈ જ નથી. એટલે હું કાલે હતો એવો આજે છું અને એવો રહીશ, એવો દાવો કરું તો તે ખોટો છે. એવો મોહ પણ મારે ન રાખવો જોઈએ.

આટલું ખરું. મારાં લખાણો કે વચનો એવાં હોવાં જોઈએ કે તે કોઈને ભ્રમણામાં ન નાખે. એના બે અર્થ કે વધારે થઈ શકે એવું હું ન લખું. એટલે કે મારે લખવું, બોલવું, આચરવું, તે સત્ય અને અહિંસાને નજરમાં રાખીને જ. મારી માતી સાથે વચનબદ્ધ થયો ત્યારથી હું આમ કરતો આવ્યો છું, એમ કહી શકું. ખરું જોતાં તો હું સમજણો થયો ત્યારથી જ સત્યનો ઉપાસક રહ્યો છું.

પણ આનો અર્થ એ નથી કે, સત્ય અથવા અહિંસાને મેં હમેશાં પૂર્ણપણે જોયાં છે, અથવા તો આજ જોઉં છું. સત્ય અને અહિંસા રોજ વધારે ને વધારે સ્પષ્ટ રીતે જોઉં છું, એવી મારી માન્યતા છે. તેથી વર્ણાશ્રમ હું આજે જોઉં છું તેમ હમેશાં જોયો છે એમ ન કહેવાય. વર્ણ અને આશ્રમ હિંદુ* ધર્મની ભેટ છે એમ મેં કહ્યું છે, અને આજ પણ એ વચનને વળગું છું. મારી માન્યતાના નથી રહ્યા વર્ણ, નથી રહ્યા આશ્રમ. એ બન્ને હોવા જોઈએ ધર્મ. એમાં આશ્રમનો તો લોપ જ છે, એમ કહેવાય. વર્ણ કેવળ અધિકારરૂપે જોવામાં આવે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય હોવાનો દાવો તે અહંકાર. જ્યાં ધર્મ ત્યાં અહંકાર કેમ? શૂદ્રની તો ગણતરી જ ક્યાં છે? શૂદ્ર એટલે નીચ? અને અતિશૂદ્ર એટલે નીચમાં નીચ? આ ધર્મ નહિ, અધર્મ કહેવાય.

ગીતાના ચાર વર્ણ આજે ક્યાં? વર્ણથી જાતિ નોખી વસ્તુ છે. જાતિઓ અગણિત છે. તેને સારુ ગીતામાં કે કોઈ બીજા પુસ્તકમાં આધાર હોય એમ હું જાણતો નથી. ગીતામાં ચાર વર્ણ કહ્યા છે, ને તે ગુણ-કર્મ ઉપરથી ચાર ઉદાહરણરૂપે છે. એટલે ચારથી વધારે

---

* હિંદુ નામ અપાયેલું છે. જે હિંદુધર્મને નામે ઓળખાય છે, તેનું નામ માનવધર્મ છે; એટલે મનુષ્યમાત્રનો ધર્મ. એ ધર્મ નિત્ય શોધાય છે. એ અનંત છે. એ નથી કહેવાતો વેદમાં કે નથી કહેવાતો મનુસ્મૃતિમાં. એ માનવહૃદયમાં છે. અને જેમ તે સંસ્કાર પામે તેમ તેના હૃદયમાં જગે.

પણ કહી શકાય અને ઓછા પણ. આજે તો એક જ વર્ણ વર્તે છે, અને તે શૂદ્રનો અથવા કહો કે અતિશૂદ્રનો–હરિજનનો–અસ્પૃશ્યનો. આ વસ્તુ ખરી છે એ વિષે મને શંકા નથી. બધા હિંદુને આ વાત સમજાવી શકું તો હિંદુ જાતિમાં થતા બધા ઝઘડા શમી જાય. હિન્દુ મુસલમાન વગેરેના કોમી ઝઘડા પણ શમે અને હિન્દુસ્તાનની પ્રજા જગતમાં બહુ મોટું પદ ભોગવે. જેમ ઊંચનીચપણું માનવું ધર્મ નથી, અધર્મ છે, તેમ રંગદ્વેષ પણ અધર્મ છે. ઊંચનીચપણું કે રંગદ્વેષ કોઇ શાસ્ત્રમાં જોવામાં આવે તો તે શાસ્ત્ર નથી. શાસ્ત્ર ધર્મ વિરુદ્ધ વચન ન જ કહે, એવો નિશ્ચય કરીને જ માણસે શાસ્ત્રને અડવું જોઇએ.

જાતિભેદે એવી જડ ઘાલી છે કે એના છાંટા મુસલમાન, ખ્રિસ્તી વગેરે બધા ધર્મીઓને લાગ્યા છે. એટલું ખરું કે, પ્રમાણમાં બધા ધર્મમાં વાડાઓ રહ્યા જ છે. એ ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે મનુષ્યમાત્રમાં એ દોષ રહેલો છે. શુદ્ધ ધર્મથી જ એ દોષ ધોઇ શકાય. આવા વાડાઓ, ઊંચનીચપણું મેં તો કોઇ ધર્મપુસ્તકમાં નથી જોયું. ધર્મની દૃષ્ટિએ મનુષ્યમાત્ર સમાન છે,–વધારે ભણેલો, વધારે બુદ્ધિવાળો કે વધારે ધનવાન, અભણ, મૂર્ખ કે ગરીબ કરતાં ઊંચો નથી. જો તે સંસ્કારી એટલે ધર્મથી શુદ્ધ થયેલ હોય તો, પોતાનાં ભણતર, બુદ્ધિ કે ધનથી, પોતાનાં અભણ, મૂર્ખ કે ગરીબ ભાઇ કે બહેનની તે સેવા કરશે, ને પોતે જે પામ્યો છે તે પોતાનાં ભાઇબહેનને એટલે આખા જગતને આપવા મથશે. જો ધર્મની આ સ્થિતિ છે તો આ ધર્મહીન સ્થિતિમાં વિશેષે કરીને અને સ્વેચ્છાએ અતિશૂદ્ર બનવામાં ધર્મ રહેલો છે. પોતાની પાસેની સંપતનો તે સ્વામી નથી, પણ વાલી કે રક્ષક છે. તેનો ઉપયોગ તે જગતને સારુ કરશે. પોતાની મહેનત તરીકે પોતાને ભાગે જે આવે તે જ વાપરશે. આમ થાય તો કોઇ કંગાળ નહિ હોય, કોઇ ધનવાન નહિ હોય. આ વ્યવસ્થામાં સહેજે બધા ધર્મો સમાન ગણાશે; એટલે ધર્મના, જાતપાંતના, ધનિક ગરીબના ભેદ અને ઝઘડા મટશે.

આ સ્થળે આ વિચાર પણ કરવો ઘટે છે. પરતંત્ર પ્રજાનો એક સર્વોપરી ધર્મ એ છે કે પહેલી તકે તેણે પરતંત્રતા કાઢી નાખવી. જે પરતંત્ર છે તે પરાણે અતિશૂદ્ર છે. પછી ભલે તેને ઇલકાબો અપાયા હોય, ન્યાયાધીશ બનાવ્યો હોય કે પટાવાળો હોય, રાજા હોય કે રંક. જેમ વધારે ઉપાધિ તેમ પરતંત્ર રાજ્યમાં વધારે પરાધીનતા. આમ સ્વતંત્રતાને ધર્મની સાથે જોતાં અને ધર્મને સર્વવ્યાપી રૂપ આપતાં ગયા ફકરામાં બતાવેલી સ્થિતિ સહજ આવવી જોઇએ.

એ સુંદર સ્થિતિ આજ આવો કે કાલ તેની પંચાતમાં જે પોતે ધર્મ પાળવા માગે છે તે નહિ પડે. અને જો ઘણા માણસો તે ધર્મ પાળે તો પરતંત્રતા ટળે; એટલું જ નહિ, પણ સ્વતંત્રતામાંય અંધાધૂંધી નહિ રહે. મારા સ્વપ્નાનું આ સ્વરાજ છે. એની મને ઝંખના છે. એ મેળવવાને ખાતર હું જીવવા માગું છું, એ પ્રયત્નમાં મારો દરેક શ્વાસ જાય એમ મથી રહ્યો છું.*

—મોહનદાસ કરમચંદ ગાંધી

* "શિક્ષણ અને સાહિત્ય"માંથી

# રાષ્ટ્રભાષા

" દરેક પ્રજામાં જે ભાષા ખીલે છે તે તેની શક્તિઓને અનુકૂળ હોય છે–તેમના દેશની હવા, બંધારણ ને રીતરિવાજને આબેહૂબ વર્ણવે છે–તેમના ઇતિહાસ અને ભૂમિ સાથે અચૂક રીતે વણાઇ જાય છે. તેમના વિચારો વધારેમાં વધારે કુદરતી અને અસરકારક રીતે મૂર્તિમંત કરી શકે છે.

" આવી પ્રજાના ઉપર પારકી ભાષા ઠસાવવામાં આવે છે ત્યારે તેનો ઇતિહાસ ભાષાંતરોની આંધીમાં આખડી જાય છે. પુરાણાં સ્થાનકો પરથી તેમનાં માહાત્મ્યના રંગ ઊપડી જાય છે– તેનાં તાદસ્થ અને ધાર્મિક નામોને બદલે અપ્લરંગી શબ્દો નિર્માણ થાય છે–પરંપરાથી ઊતરી આવેલા ભાવ ને ભાવનાઓ નષ્ટ થાય છે, પ્રજા ને તેના પૂર્વજોની વચ્ચે મોટા મહાસાગર જેવડું અંતર પડી જાય છે–તેમની શક્તિઓ બરબાદ થાય છે, અને તેની વાણીનો પ્રભાવ ક્ષીણ થાય છે.

" પ્રજા બાળપણમાં જે ભાષા શીખે તે જ તેની મર્દાનગી અને ઘડપણને કુદરતી રીતે પૂરેપૂરી શોભે છે. જ્યારે માણસના બાળપણની ભાષા નષ્ટ થાય છે ત્યારે તે પોતે પણ દફનને લાયક બને છે.....

" સ્વભાષા વિનાની પ્રજા અપંગ જ ગણાય. દરેક પ્રજાએ પોતાની સરહદ કરતાં વધારે કાળજીથી પોતાની ભાષાની રખેવાળી કરવી જોઇએ–કોટ કે નદીના કરતાં પણ ભાષામાં જ પ્રજાનું વધારે પાકું રક્ષણ રહેલું છે...દરેક પ્રજાની ભાષા સાથે તેની સ્વતંત્રતા સદા યે અચૂક સંકળાયેલી છે.

' જ્યારે કોઈ પરાધીન પ્રજા તેના હાકેમની ભાષા બોલે ત્યારે તેમાં ગુલામીના સૂર જ સંભળાય. " *

પેટ્રિક પિયર્સ

---

# ગ્યાસતેલની ઉત્પત્તિ

જમીનની નીચે પાણી અને તેની નીચે તેલ કેટલાક દેશની ભૂમિમાં હોય છે. દુનિયામાં સૌથી વધુ પ્રમાણમાં અમેરિકામાં, પછી ઇરાન, અરબસ્તાન, ઇરાક અને રૂશિયાના કૉકેસસના પ્રદેશમાં તેલ નીકળે છે. હિંદમાં અટક પાસે અને આસામમાં ડીગ્બી પાસે તેલના કૂવાઓ છે, પણ બ્રહ્મદેશમાં વધુ તેલ નીકળે છે. તેલવાળી જમીન પર વનસ્પતિ ઊગતી નથી. યંત્રથી તેલવાળી જગ્યાઓ શોધી તે ઉપર ઊંડાં કાણાં પાડવામાં આવે છે. વચ્ચે પાણી આવતું જાય તે બંધ કરાય છે. અને લગભગ ચાર–પાંચ હજાર ફીટ કાણું પડે ત્યારે તેમાંથી તેલ ઉપર ભભૂકી ઊઠે છે, કાણામાં પાઇપો ને પંખાઓ ગોઠવાય છે અને તેલને • પંપથી બહાર કાઢી બંદરે લઇ જવામાં આવે છે. ત્યાં શુદ્ધ કરવાનાં યંત્રોમાં મેલા તેલને શુદ્ધ કરી ગ્યાસતેલ, પેટ્રોલ, ક્રૂડ ઑઇલ વગેરેના જથ્થા જુદા પાડે છે. શુદ્ધિ કરતાં જે મેલ રહે તેના રસ્તા બનાવાય છે અને જુદી જુદી વસ્તુઓ પૃથક્કરણ કરતાં નીકળે તેમાંથી મીણબત્તી વગેરે બનાવવામાં આવે છે. *

—ચંદુલાલ વ્યાસ

---

* " કિશોર "માંથી.

## હિમાચ્છાદિત પહાડીપ્રદેશમાં આવેલ પ્રાચીન અને અજોડ શૌર્યભૂમિ............ નેપાલ

જેની ઉત્તરે વિશાળ હીમસાગરનાં રાક્ષસી મોજાં સમી હિમાલયના પહાડી પ્રદેશની ટેકરીઓ આવેલ છે, જેની દક્ષિણે ગંગા-બ્રહ્મપુત્રાના વિશાળ મેદાનોનો સીમાપ્રદેશ આવેલો છે, અને પૂર્વમાં સીક્કીમ અને આસામથી માંડી પશ્ચિમમાં કામૌ ટેકરીઓ સુધી પથરાએલો જે પહાડી પ્રદેશ આવેલો છે તેને આપણે નેપાળ તરીકે ઓળખીએ છીએ. ટુંકા ઘાટના, મજબૂત બાંધાના, બહાદુર, ધૈર્ય અને સહિષ્ણુતાભર્યા ગુરખા લોકો, આ પ્રદેશના વતનીઓ છે. વારસામાં મળેલ શૌર્યશૌખ-પરાક્રમપ્રિયતાના કારણે તેઓ જુવાન ઉંમરમાં લશ્કરમાં જોડાય છે. અને તેમાંના કેટલાક લડાઇના મેદાનમાં મહાન યોદ્ધાઓ અને વીર લડવૈયા નિવડે છે. ચકમકતી બેયોનેટો અને કુકરી હથિયાર વડે હંમેશાં સજ્જ રહેતી આ કોમ પોતાના અપ્રતિમ શૌર્ય બદલ હિંદની તો શું પણ દુનિયાભરની પ્રશંસા મેળવી ચૂકેલ છે. આ પ્રશંસા એક બહાદુર કોમ તરીકે તેણે ક્રમશઃ મેળવેલ કીર્તિના પાયા સમી છે.

ઉ. બિહારની બી. એન. રેલવેના છેલ્લા સ્ટેશન રક્ષાઉલથી અંદાજે ૬૦ માઇલ પર રાજધાની ખટમંડુ આવેલ છે. અહીંથી શરૂ થઈ અમલગંજ લગી નેપાલ સ્ટેટ રેલવે આવેલ છે. અમલગંજ એ ટેકરીઓની તળેટી પર આવેલું આ રેલવેનું મુખ્ય મથક છે. અહીંથી માત્ર વિશ્વાસલાયક મુસાફરોને જ પરવાનો અપાય છે. પંદરેક માઇલનો ભીંપડી સુધીનો રસ્તો પણ અહીંથી શરૂ થાય છે, અને તે રસ્તે પર્વતમાંથી કંડારી કાઢેલ ટનલ આવે છે. આ ટનલની બીજી બાજુએ ધારસીંહ નજીક પૂલ ઓળંગીને મોટરના મુખ્ય મથક ભીંપડી પહોંચાય છે. અહીંથી ખટમંડુ વીસેક માઇલ દૂર છે અને એક નવી જ તરેહનો દોરડાનો વાહનવ્યવહાર-અહીંથી શરૂ થાય છે. જે માત્ર ઇલેકટ્રીસીટીથી મુસાફરો નહિ પણ માલ લઇ જવા-લાવવા માટે જ વપરાય છે.

### ખટમંડુ

પુરાણી ઇમારતો, બગીચા અને વિશાળ રાજમાર્ગોથી સુશોભિત આ પુરાણું શહેર ડુંગરાળ પ્રદેશની મધ્યમાં બાનુમતી નદીના તટે આવેલ છે. સમુદ્રથી ૪૦૦૦ ફીટની ઉંચાઇએ આવેલ આ શહેરની વસ્તી અઢી લાખની છે. અહીંના રાજ્યકર્તા ઉચ્ચ રાજપૂત કુટુંબના છે અને કુટુંબના બધા સભ્યો હિંદુ ધર્મ પાળે છે. શહેરમાં રહેતી ભિન્નભિન્ન કોમો બુદ્ધ કે હિંદુ ધર્મ પાળે છે. પુરાણા કાળમાં તે સંસ્કૃત વિદ્યા અને સંસ્કૃત સાહિત્યના ભંડારનું મથક હતું અને હજી પણ ત્યાં કેટલાક પંડિતો, અભ્યાસીઓ વસે છે. સંસ્કૃત વિદ્વાનો એક વાર મગન સાથે વાતો કરતો વાવરો નીચો કેમ નમ્યો તેનું કારણ ' ઘાસમાંના શ્વાન ' જેવી બ્રાહ્મણોની નીતિ લેખાય છે, એટલે કે તે વખતની જ્ઞાતિવ્યવસ્થા મુજબ માત્ર બ્રાહ્મણો જ આ વિદ્યાનો અભ્યાસ કરી શકે એમ હતું: પરંતુ તેઓ ન તો ભણ્યા કે ન બીજાઓને ભણવા દેવાનો હરામહ છોડી શક્યાં.

## દેવળોનું શહેર

ભારતવર્ષના પવિત્ર ધામ વારાણસી ( કાશી )ની જેમ આ શહેરમાં પણ જ્યાં ત્યાં હિંદુ દેવદેવીઓનાં અને બૌદ્ધ ધર્મનાં દેવળો નજરે પડે છે. આમાંની કેટલીક પ્રતિમાઓ તો ખૂબ પુરાણી છે અને ખાસ કરીને ઉત્સવાદિ પ્રસંગોએ, મધુર ઘંટાનાદ, વૈદિક મંત્રોચ્ચાર અને અસીમ ભક્તિભાવભર્યું સમગ્ર વાતાવરણ, આ બધું અવિસ્મરણીય દશ્ય ખડું કરે છે. સમગ્ર નેપાલ પ્રદેશમાં મોટું અને ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ સૌથી વધુ પવિત્ર ગણાતું પશુપતિનાથનું દેવળ પણ અહીં આવેલું છે. અહીં દર વર્ષે મહાશિવરાત્રિએ દેશના ખુણેખુણાથી અને દૂર દૂરના પ્રદેશોમાંથી યાત્રિકો કીડિયારાંની પેઠે આવે છે. પાસે જ મુસ્લિમોની મસ્જિદ ખડી છે. બૌદ્ધમાર્ગીઓ અને હિંદુઓની પૂજા, ભક્તિ વગેરે ધાર્મિક રીતરિવાજોમાં એટલું તો સામ્ય પડેલું છે કે ' બધા ધર્મો–ભલે તેનાં નામો જુદાં હોય–નાં મૂળ તો છેવટે એક જ છે ' એ સૂત્ર તરત મનમાં સ્ફૂરે છે.

આબોહવાની દૃષ્ટિએ આ શહેર દુનિયામાં સૌથી વધુ તંદુરસ્ત સ્થળોમાંનું એક છે. ત્યાં ઉનાળાના સૌથી ગરમ ગાળામાં પણ ઠંડીનો પારો ૮૦ ડીગ્રી જેટલો હોય છે. હિંદુઓની જેમ ગુરખાઓમાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર, એમ ચાર વર્ણો છે. બ્રાહ્મણો જન્મથી જ વધુ હકો ભોગવે છે. અને જીવનની પ્રત્યેક બાબતોમાં તેમની સલાહ આવશ્યક ગણાય છે, જેમાંથી એમની આજીવિકા જોગું એમને મળી રહે છે. લડવૈયા વર્ગનું કાર્ય ક્ષત્રિય કોમના માણસો કરે છે, જ્યારે શૂદ્રો લડાઈમાં નોકરો તરીકે જોડાય છે.

## જ્યોતિર્વિદો

અહીં જ્યોતીષીઓને ઠીક ઠીક માનપાન મળે છે. તેમની સેવાઓ ખાસ આવશ્યક ગણાય છે; પછી ગમે તે પ્રસંગ હોય–મકાનનું વાસ્તુ હોય, નવા ધંધાનો આરંભ હોય કે લગ્નાદિ શુભ પ્રસંગ હોય. નેપાલના હિંદુઓ યજ્ઞોપવીતનો પ્રસંગ બહુ શાનદારપણે ઉજવે છે. ૧૧ થી ૧૫ વર્ષનો પ્રત્યેક કિશોર યજ્ઞોપવિત સંસ્કાર પ્રાપ્ત કર્યા બાદ હિંદુ તરીકેના દરેક ધર્મોને લાયક બની શકે છે. બ્રાહ્મણ–ક્ષત્રિય કોમો છ તારની અને વૈશ્ય ત્રણ તારની જનોઈ પહેરે છે, જ્યારે શૂદ્રને તે ધારણ કરવાની મનાઈ છે. નેપાલમાં માત્ર વૈશ્ય જ વેપાર કરે એવું કંઈ નથી. ધર્મ કે સમાજના કોઈપણ જાતના વાંધા સિવાય દરેક કોમ વેપારી બની શકે છે. આ કોમ પણ પોતાને સૂર્ય અને ચંદ્રના વંશજો માને છે. ચોથો વર્ગ શૂદ્ર સમાજની વિધવિધ પ્રકારની સેવા ઉઠાવી પોતાની જાતને કૃતકૃત્ય માને છે.

## વિશિષ્ટ મતભેદો

નેપાલીઓમાં કેટલીક જાતના ભોજનાદિ બાબતના, જ્ઞાતિને લગતા કે સામાજિક મતભેદો હોય છે, જેમકે ધાપા કુટુંબ ગુરાંગ સાથે રોટીવ્યવહાર નહિ રાખે, પરંતુ ગુરાંગ સાથે બેટીવ્યવહાર રાખનાર મેવાર તેની સાથે રોટીવ્યવહાર રાખે છે. તેવી જ રીતે બ્રાહ્મણ કોમમાં પણ એક બ્રાહ્મણ બીજા બ્રાહ્મણનું રાંધેલું નહિ જમે, પછી ભલે તેનો સગો સંબંધી હોય; અને તે એટલે સુધી કે કેટલાક દાખલામાં તો સાસરે વોળાવેલી પુત્રીના હાથનો રાંધેલો ખોરાક તેનાં માતાપિતા પણ ત્યાજ્ય ગણે છે. એક બીજા સાથેની જમણવ્યવહાર અંગેની

બાબતોમાં બ્રાહ્મણો વારંવાર ઝઘડતા પણ માલુમ પડે છે, પણ તેમનામાં એક જાત એવી છે કે જેનું રાંધેલું કોમના બધા વિભાગોને સ્વીકાર્ય છે.

### રજપૂત અને ગુરખા

તેના પશ્ચિમ વિભાગમાં પોતાને ઠાકોર રજપૂત ઓળખાવતા વર્ગમાં એક એવો વિચિત્ર રિવાજ પ્રચલિત છે કે તેમનાં લગ્નોમાં કોઇ પણ જાતની ધામધૂમ વિના કન્યાને તેમના ત્યાં લાવવામાં આવે છે અને તેની પુખ્ત ઉંમર બાદ લગ્નની વિધિ પતાવાય છે. કંઇની અતિશયતાને કારણે બધા નેપાલીઓ જો કે માંસ ભક્ષણ કરે છે ખરા, કિંતુ ગૌમાંસ નિષિદ્ધ મણાય છે, અને તેના ભંગ બદલ રાજ્ય તેમને દેહાંત સુધીની શિક્ષા પણ કરે છે. નેવાર, થાપા, ગુરાંગ, અને માગર જેવી ગુરખા અને ગુરખાવલીઓમાં ઘણી પેટાજ્ઞાતિઓ છે. તેઓ બેયોનેટ અને કુકરી સાથે ઘૂમતા હોય છે અને પ્રામાણિક અને પરાક્રમી ખમીરવાળા હોઇ રાજ્યના અગર બ્રિટિશ હિંદના લશ્કરમાં જોડાય છે. પૂર્વ કે પશ્ચિમ વિભાગમાં રહેતા ઉચ્ચ પ્રદેશના રહેવાસીઓ હિમાલયની રખડુ ટોળીઓની માફક શૌર્યવાન, સાહસિક અને વફાદાર હોઇ ગમે તે ઘડી માટે તત્પર હોય છે. કિંતુ તેમની આર્થિક અવદશાને કારણે મોટે ભાગે તેઓ પછાત રહે છે, તેમની શિક્ષણ અને સામાજિક પ્રગતિ માટે પ્રયાસો થાય તો તેઓ જરૂર દેશને અને સમાજને આશીર્વાદરૂપ નીવડે. હિંદી લશ્કરી પાયદળમાં તેઓનો મહત્ત્વનો ફાળો છે. ગત અને ચાલુ વિગ્રહમાં તેઓએ દાખવેલ અપ્રતિમ શૌર્યની હકીકત કોઇથી અજાણી રહી નથી, પરંતુ ભૂમિ પરની લડાઇનું સ્થાન આજે નૌકા અને હવાઇ યુદ્ધના વ્યૂહોએ લીધું છે, જેથી ખુશ્કી દળનું મહત્ત્વ અગાઉ કરતાં ઓછું થયું છે.

### ધાર્મિકતા : સ્વભાવ

નેપાલી પ્રજા મોટે ભાગે વાતોમાં નમ્ર અને દરેક રીતે મૈત્રી–શિષ્ટાચારવાળા હોય છે. તેઓ માયાળુ, સહીષ્ણુ અને સભ્ય હોય છે. પણ હક પર ત્રાપ પડતી હોય કે સ્વમાનભંગ થતો હોય ત્યારે વિકરાળતા ધારણ કરતાં તેમને કંઇજ વાર લાગતી નથી. તેઓ કોઇ ઉમદા કાર્ય માટે ગમે તેવા સંજોગોમાં કામ કરે તેવા ઉદાર અને ઉમદા માનસવાળા છે. પરંતુ તેમનાં સેવાભાવ, સહીષ્ણુતા અને ઉદારતાનો કોઇ ખોટો લાભ ઉઠાવવા પ્રયત્ન કરે તો તેમનું માથું ગરમ થતાં વાર લાગતી નથી. તેઓ ભગવતીદેવી–બુદ્ધિદાત્રી શક્તિ અને ભવાની–યુદ્ધની દેવીને પૂજે છે, મહાન વીરકાવ્યનાં ગીતો ગાવામાં ઘણા ઉત્સાહ અને ભક્તિ-ભાવથી તલ્લીન બને છે. રાય કે રંક સૌ વેદપ્રણીત ધાર્મિક રૂઢિઓના પૂજક છે અને તેની મશ્કરી કે ટીકા કરનાર વ્યક્તિ પર તેઓનો ક્રોધ ખૂબ ભયંકરપણે ભભૂકી ઉઠે છે.

કુદરતી રીતે જ આ બુદ્ધિશાળી કોમ છે અને પેઢી દર પેઢીની પ્રણાલિકાનુસાર તેઓ લશ્કરમાં જોડાઇ પોતાના વારસા પરાક્રમને દાખવવાનો માર્ગ કરી લ્યે છે. નેપાલ રાજ્ય સ્વતંત્ર પ્રદેશ હોવા છતાં હંમેશાં બ્રિટિશ સરકારને વફાદાર રહ્યું છે. કોઇપણ જાતની અતિશયોક્તિ વિના કહીએ તો 'Obedience only gives right to Command' એ કહેવત આ બહાદુર પ્રજા યથાર્થ ઠરાવે છે; લશ્કરમાં કે શાહી સરકારના કે વાઇસરોયના કમિશનમાં ગમે તે પ્રકારે અને સ્થળે સેવા બજાવતા તેઓ આજ્ઞાધીનતા અને અત્યંત વફાદારીનો પ્રતીક સમા છે.

( તા. ૧૭-૬-૪૫ ના "યુગાન્તર"માંથી )

# ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ

આ પ્રકારના લોકશિક્ષણને પ્રૌઢ શિક્ષણનું નામ પણ આપી શકાય.

આ પ્રકારના ભીંતપત્રોની કલ્પના મૂળ સૂઝી કયાંથી ? સામાન્ય રીતે ૧૯૩૦ ની લડતમાંથી આ વિચાર સૂઝેલો. આપણાં પ્રચારનાં સાધનો—છાપાં–પત્રિકાઓ બધું જ સરકારે બંધ કરી દીધું હતું. લોકોને કાંઈક જે આપણે કહેવું હોય તેનો સંદેશો પહોંચાડવો તો જોઈએ જ. અને એથી એ અરસામાં જ દીવાલો ઉપર ડામરનાં કાળાં પાટિયાં થવા લાગ્યાં. લડત હતી ત્યાં લગી તો એમાં લડતના એક યા બીજા પ્રકારના સંદેશા-સમાચાર અપાતાં, પરંતુ લડત બંધ થયા પછી ? એ પાટિયાં ઉપર લીટા થવા લાગ્યા; ગમે તેવું અયોગ્ય લખાવા લાગ્યું; એનો દુરૂપયોગ શરૂ થયો.

## આપણી કેવી કિંમત અંકાય ?

રેલવેનાં જાજરૂમાં જે લખાણો દેખાય છે તે જોઈને તો કોઈ પણ વિચારવાન હિંદીને શરમ આવે. કોઈ પરદેશી વાંચે તે આપણા રાષ્ટ્ર અને એના સમાજજીવન અંગે શી કલ્પના કરે ? હિંદના લોકોની નીતિનું ધોરણ કેવું કલ્પે ? આપણી માનસિક હાલત કેટલી વિકૃત છે એનું એને દર્શન ન થાય ? એ આપણે વિષે નીચો જ ખ્યાલ બાંધે.

આપણે સૌ પ્રવાસે જઈએ છીએ, ફરવા જઈએ છીએ ને જે કોઈ સારી દીવાલ જોઈ તો તરત નામ લખી નાખીએ છીએ. અને મનમાં જાણે અમર થઈ ગયા એવો ભાવ અનુભવીએ છીએ. આપણને મન ફાવે તે રીતે એમાં લખ્યું હોયઃ કાંઈ ઢંગધડો ન મળે–આખી દીવાલ ગંદી ગંદી ચીતરી કાઢી હોયઃ આ એક જબરી કુટેવ છે. આ બધો ભીંત-પત્રોનો દુરૂપયોગ છે.

વિચાર કરતાં કરતાં થયું કે આપણે એનો સદુપયોગ કરવાનો પ્રયાસ તો કરી જોઈએ ! અને એની શરૂઆત થામણાથી કરી; નિયમિત ભીંતપત્ર લખવું એવો વિચાર કર્યો. ત્યારે રોજ નિયમિત લખવું શું ? આ પણ એક પ્રશ્ન છે.

ભીંતપત્ર તો એક સાધન છે. જેમ છરીથી ગળું કાપી શકાય અને સુંદર મજાનું શાક પણ સમારી શકાય એવું દરેક ચીજનું. એનો સદુપયોગ પણ હોય અને દુરુપયોગ પણ હોય; જેવી એનો ઉપયોગ કરનારની મનોવૃત્તિ. કોઈ પણ સાધનનો સારો અને નરસો બન્ને પ્રકારનો ઉપયોગ થઈ શકે. ભીંતપત્રનો આ રીતે આપણા કાર્યના એક સારા સાધન તરીકે ઉપયોગ કરવાનો નિર્ણય કર્યો.

ઘણાને થાય છે કે આ તો બહુ સહેલું કામ છે. પરંતુ જેટલું લાગે છે તેટલું સહેલું એ કામ નથી. એનો ઉપયોગ તો આપણે જે કાર્ય કરીએ છીએ તેને મદદરૂપ થાય એવા સાધન તરીકે આપણે કરવાનો છે. જેમકે ગંદકી છે. આપણે લોકોને ગંદકી દૂર કરવા પોતે વાળે તેવી રીતે પ્રેરવા છે. તો ગંદકીથી શું નુકસાન થાય, કઈ રીતે વાળવું, કોણ વાળે, ભંગી શી રીતે રાખવો, કોણ રાખે, વગેરે બધું હું એમાં લખું તો મારું સફાઈનું કાર્ય સહેલું બને. જુદા જુદા માણસોના જુદા જુદા ખ્યાલ હોય છે. તેઓ અમુક કાર્ય અંગે અનેક વાતો વહેતી મૂકે છે. અને એથી સારી વાત લોકો પાસે રજૂ કરવી એ કામ પણ ભીંતપત્રોનું છે.

## નવું જ્ઞાન–નવી સમજણ

માબાપ છોકરાંને ભણાવતાં નથી. નજીવી બે ચાર આનાની મજૂરી મળે માટે એ એમ કરતાં હોય છે. એટલે જો એમને ખરું ભાન કરાવીએ કે એ ભણે તો બે આનાને બદલે એ બાવીસ લાવશે, બેને બદલે ચાર આંખવાળો થશે: વગેરે તો એ બધું વાંચે ત્યારે એને થાય ને ? કે આ વાતો તો આપણે પહેલાં જાણતા જ નહોતા! એને ખરું ભાન થાય છે, પોતાનું ખરું આર્થિક હિત શેમાં છે તે પણ એને સમજાય છે.

લોકમત કેળવવાનું આ સાધન છે. આજે છાપાં દુનિયા આખીમાં લોકમત કેળવવાનું જબરું સાધન છે. કેટલાંક છાપાં આખા દેશનાં હોય, કેટલાંક પ્રાન્તનાં, કેટલાંક જિલ્લાનાં ને કેટલાંક શહેરનાં હોય. પરંતુ કાંઇ નાના ગામડામાં આવું છાપુ હોતું નથી, ત્યાં એ ચાલી પણ ન શકે. ત્યારે ગામડામાં ભીંતપત્ર એ છાપું છે. બીજાં છાપાં ગામે ગામની વાત લખી શકતાં નથી. આ તો ગામની તમામ વાતો લોકોને જણાવે, એમના પ્રશ્નો સમજાવે, સામાન્ય નાનકડા છાપાની ગરજ આ ભીંતપત્ર સારી શકે છે.

બાકી, ગામડાંના લોકોનું ખરું ને સૌથી વધુ અસરકારક છાપું તો આપણું મોઢું છે, જેટલું મોઢેથી સંભળાવો ને એ સાંભળે તે ખૂબ મોટું છાપું છે.

ત્યારે ભીંતપત્રોમાં લખવું શું ? એનાં લખાણો કેવાં જોઇએ ? આ સૌથી કઠિન અને મહત્ત્વનો પ્રશ્ન છે.

ખૂબ ટૂંકું, સાદું, સહેલું એવું લખાણનું વસ્તુ જોઇએ. માલમલીદો તૈયાર કરીને આપ્યો હોય ને જેમ તરત જ કોળિયો મૂકે કે ગળે ઊતરી જાય તેમ આમાં પણ બધો નીચોડ ટૂંકમાં ને સુંદર રીતે આપવો જોઇએ, જેથી વાચકના ગળે મલીદાની જેમ તરત ઊતરે એને ભાવે–સ્વાદિષ્ટ લાગે. આ ખૂબ મહત્ત્વનું છે. છાપામાં આવતી હકીકતોનો વિચાર શહેરના લોકો તરત કરે છે ત્યારે ગામડાનું છાપું તે આ ભીંતપત્ર–એમાં જે થાય તેવું આપણે કરવાનું છે.

## અત્યંત સંયમની જરૂર

આ આપણા કાર્યના સાધનને કદી એબ ન લાગવી જોઇએ. અને એટલા માટે એમાં કદી વ્યક્તિગત આક્ષેપ ન આવે, કોઇને ઉતારી પાડવાનો પ્રયાસ એમાં ન હોય, ભૂલ કરનારને ઉતારી પાડવાને બદલે એની ભૂલ ક્યાં છે, એમાંથી એણે કેમ નીકળવું અને ફરી ભૂલ ન કરે, તેનો માર્ગ બતાવવાનો એમાં પ્રયાસ હોવો જોઇએ. અને એટલે લખાણમાં અત્યંત સંયમ એ એનું ખૂબ આવશ્યક અંગ છે.

બીજી આવશ્યક બાબત છે તે એ સ્થળ અંગેનો ખૂબ ઊંડો અભ્યાસ; ત્યાંના લોકોનો અભ્યાસ; એમના રીતરિવાજો ને મનોવૃત્તિનો અભ્યાસ. એમને શું ગમશે, શું નહિ ગમે, એ શું કરીશું તો આગળ વધશે: આ બધી બાબતોનો ખૂબ ઝીણવટભર્યો ને જીવંત અભ્યાસ કરવો એ જરૂરી છે. અને તો જ સારી સફળતા આ કાર્યમાં પ્રાપ્ત થાય.

## બોધપાઠ અને સમાચારો

આગળ કહ્યું તેમ, લોકમત કેળવવો એ મુખ્ય ઉદ્દેશ છે; પરંતુ એ લખાણો પાછળની જે ચોકસાઇની વાત કરી તે ન હોય તો એવાં લખાણો લખતાં પહેલાં એ ભીંતપત્રને માટે

હથોટી બેસારવા એની શરૂઆત બીજી રીતે પણ કરી શકાય. 'બોધપાઠ' જેવાં લખાણો આપી શકાય. સદ્‌વિચાર મળે, સારી વાતો ભણે, સુભાષિતો વાંચે, એ બધું એમાં લખી શકો. એનાથી લાભ થશે. અને એ કરવું સહેલું પણ છે. બીજો પ્રકાર તે સમાચાર આપવાનો છે. ખૂબ જ ઉપયોગી ને લોકોને કાંઈક સમજણ પાડે, માર્ગદર્શન આપે તેવા મહત્ત્વના સમાચારનું તારણ કરીને આમાં લખો તો એ સહેલું કામ બને ને લોકોને રસ પણ પડે.

આ એનાં પ્રાથમિક પગથિયાં છે. મૂળ ઉદ્દેશ તો આગળ કહ્યો તેમ આપણા કાર્ય માટે લોકમત કેળવવાનો છે, એ ન ભુલાય. ગામડાની દૂર દૂરની જનતાનું એ જીવંત છાપું બને તો લોકમત કેળવવાનું એ એક ખૂબ અસરકારક સાધન છે એમાં શંકા નથી. *

—શ્રી. બબલભાઈ મહેતા

# પ્રેમનું સોનું

(૧)

રવિદાસ ચમાર ધૂળ વાળતો. ભર્યો ભર્યો રસ્તો એની આગળ ખાલીખમ બની જતો હતો. રસ્તે જનારાં લોક એને ન અડી જવાય એવી રીતે ચાલતાં.

ગુરુ રામાનંદ પ્રાતઃસ્નાન પતાવીને દેવમંદિરને રસ્તે જતા હતા, ત્યાં દૂરથી ધૂળમાં માથું ઢાળીને રવિદાસે પ્રણામ કર્યા.

ઉત્તર મળ્યો, ' હું તો છું કોરી ધૂળ, પ્રભુ; ને તમે છો આકાશી મેઘ. એમાંથી જો પ્રેમની ધારા ઝરે તો મૂંગી આ ધૂળમાં ઊઠે રંગબેરંગી ફૂલોનાં ગીત. '

રામાનંદે તેને છાતીએ ચાંપ્યો ને તેને દીધો પ્રેમ. એટલે રવિદાસના પ્રાણના કુંજવનમાં વસંતના ગીતની હવા લાગી.

(૨)

ચિતોડની રાણી ઝાલી હતું તેનું નામ. તેને કાને એ ગીત પહોંચ્યું. તેનું મન ઉદાસ થઈ ગયું. કામકાજ કરતાં પણ કોઈ કોઈ વાર તેની બંને આંખોમાંથી પાણી વહેતાં; કોણ જાણે તેનું મન ક્યાં ય ઊડતું ચાલ્યું.

રવિદાસ ચમાર પાસે રાજરાણીએ હરિપ્રેમની દીક્ષા લીધી.

રાજમહેલના બુઢ્ઢા પુરોહિત સ્મૃતિ–શિરોમણિએ રાણી પર ફિટકાર વરસાવ્યો: ' ધિક્ ! મહારાણી, ધિક્ ! રવિદાસ જેવો અંત્યજ, જે રસ્તે રસ્તે ફરીને ધૂળ વાળે છે, તેને તમે ગુરુ કહી પ્રણામ કર્યા ? તમારા રાજ્યમાં બ્રાહ્મણનું નાક કપાયું ! '

રાણી કહે, ' મહારાજ, હવે સાંભળો. આચારના વિધિ ને નિયમોની હજાર હજાર ગાંઠો વાળ્યાથી રાતદિવસ માત્ર બંધન જ સખત થાય. પ્રેમનું સોનું એમાંથી કોણ જાણે ક્યારે સરી પડ્યું તેની કૈં ખબરે ય ન પડી !

' મારા ધૂળિયા ગુરુ મને તો ધૂળમાંથી જ ક્યાંક મળી આવ્યા. અર્થહીણા બંધનના અભિમાનમાં, મહારાજ, તમે તો એ ગાંઠ જેવા સખત જ થઈને હવે રહો. મેં તો સોનાથી કંગાળ એવી ધૂળનું દાન માથે લીધું છે. ' ×

" પુનય " વિનોદ કોઠારી

* ચાંગા ગ્રામ શિક્ષણવર્ગમાં આપેલા વ્યાખ્યાનનો સાર. " ગુજરાત સમાચાર " પરથી.

× " કુમાર "માંથી.

વિવિધ વ્યાધિવિદારક
ઉમદા ફળ.......................................................... **જાંબુ**

જાંબુ આ દેશમાં બે જાતનાં મળે છે અને થાય છેઃ નાની જાત અને મોટી જાત. મોટી જાતને કેટલીક જગ્યાએ રા જાંબુ પણ કહે છે. ખાવામાં સ્વાદની દૃષ્ટિએ અને સ્વરૂપની દૃષ્ટિએ પણ એ મોટાં જાંબુ સારાં છે. છતાં ગુણમાં તો નાનાં જાંબુ વધારે સુંદર અને સગવડભર્યાં છે. જાંબુની મોસમ શરૂ થયા પછી આબાલવૃદ્ધ હરેક એનો છૂટથી ઉપયોગ કરે છે. પરંતુ જો આપણને 'જાંબુ શા માટે ખાવાં ?' એમ પૂછવામાં આવે 'તો ખાવામાં એ સ્વાદિષ્ટ લાગે છે એ માટે જ '—એ સિવાય સાધારણ જનસમાજ પાસેથી બીજા જવાબની આશા ભાગ્યે રાખી શકીએ. તો પછી આપણી જાંબુ પ્રત્યેની એ સ્વાદપ્રીતિ થઈ, પણ ગુણપ્રીતિ તો નહિ જ.

× × ×

### આયુર્વેદની દૃષ્ટિએ જાંબુના ગુણ

રુચિકારક, મધુર, સ્તંભક, ભારે, દોષશામક વગેરે ગુણ જાંબુના વર્ણવ્યા છે. જ્યારે વિજ્ઞાન અને અનુભવે સિદ્ધ થયેલ છે કે જાંબુ મધુ-પ્રમેહ, પથરી, લિવર, બરોલ અને લોહીની અશુદ્ધિનો નાશ કરે છે, પેશાબની શુદ્ધિ કરે છે અને ખોરાકની સાથે દાખલ થયેલી હોજરી, આંતરડાં, મૂત્રાશય અને અન્ય સ્થાનમાં જમા થયેલ માટી, કાંકરી અને પથરીના પરમાણુઓને ગાળીને શરીર બહાર ધકકેલે છે—એ ગુણોને આપણે વધુ સ્પષ્ટતાથી તપાસીએ.

### મધુપ્રમેહ

પ્રમેહ જ્યારે જૂનો થાય છે ત્યારે અવશ્ય મધુમેહનું સ્વરૂપ ધારણ કરે છે. મધુમેહીને દિવસમાં અનેક વખત પેશાબ કરવા જવું પડે છે અને એને પેશાબ વાટે મુખ્યત્વે સાકરનો મોટો જથ્થો શરીરમાંથી બહાર ચાલ્યો જાય છે, અને દરદીનું શરીર દિનપ્રતિદિન ક્ષીણ થતું જાય છે. છતાં દર્દી સાકર, ખાંડ કે સાકર-ખાંડના ગુણધર્મવાળા પદાર્થોનું સેવન છોડતો નથી, આથી મધુમેહ જડ ઘાલીને બેસે છે. આવા દર્દી માટે જાંબુ એ અપૂર્વ ઔષધ છે. જાંબુનો રસ શરીરમાં જઈને સીધી મૂત્રાશય ઉપર અસર કરે છે, અને પહેલી તકે મૂત્રશુદ્ધીકરણની ક્રિયા શરૂ કરી દે છે તથા શરીરમાંથી બહાર નીકળી જતી સાકરને અટકાવે છે. તેમ જ શરીરમાં રહેલ વધુપડતી સાકરને પોતાના રસ સાથે સંમિલિત કરીને—એનું રૂપાંતર કરીને—શરીરના પોષણના કામે લગાડે છે. એની સાથે પોતાના સ્તંભક ગુણને લઈને વધુપડતી પેશાબની હાજતને અંકુશમાં લઈને પેશાબનું પ્રમાણ ઘટાડે છે. વળી જાંબુનાં ફળ ઉપરાંત એના ઠળિયામાં મધુમેહને મટાડવાનો કોઈ અજબ ચમત્કારિક ગુણ રહેલો છે. એ ઠળિયામાંથી બનતો અજબ ચમત્કારિક પ્રયોગ આ લેખને અંતે આપીશું.

### પથરી

જાંબુમાં રહેલાં એસિડનાં તત્ત્વો મૂત્રાશયમાં જમા થયેલી પથરી (અશ્મરી)ને ગાળી

નાખે છે. અમે આગળ જણાવી ગયા છીએ કે જાંબુની સીધી અસર મૂત્રાશય ઉપર થાય છે. એ રીતે જાંબુનો રસ રૂપાંતર પામી મૂત્રાશયમાં જઇ છેદન–ભેદનક્રિયા શરૂ કરી, પથરીને ગાળવા માંડે છે, અને એનાં રજકણોને ધીમે ધીમે બારીક બનાવીને પેશાબવાટે શરીરની બહાર ધકેલે છે. આ પથરીનું પ્રમાણ બહુ મોટું અથવા લાંબા વખતનું નથી હોતું તો એકાદ મહિનાની જાંબુની મોસમમાં હંમેશના જાંબુના સેવનથી જરૂર નાબૂદ કરી નાખે છે, માટે પથરીના તાજા દર્દીને કે પથરી હશે એવી શંકા ધરાવતી વ્યક્તિને છૂટથી જાંબુનું સેવન કરવા માટે વિનવીએ છીએ.

## લીવર અને બરોલ

આ બે શરીરના બહુ જ અગત્યના અવયવો છે. ઘણી વાર મેલેરિયા જેવા વ્યાધિના હુમલાથી આ બંને અવયવો દૂષિત થઇ પોતાનાં રૂપ અને કદમાં વૃદ્ધિ પામે છે. અને મેલેરિયા પછી દરેક દર્દીના આ બે અવયવો થોડાઘણા પણ દૂષિત થયેલા જોવામાં આવે છે જ. એની સવેળા સંભાળ અને સારવાર નથી થતી તો બંને અવયવ અથવા એકાદ એવો જ વૃદ્ધિ પામેલો અને હરહમેશ દુઃખાવાની ફરિયાદ કરાવતો નજરે પડે છે તથા એને માટે પાશ્ચાત્ય શોધકો ' લિવર એક્સ્ટ્રેક્ટ ' જેવા આયાત કરેલા, મોંઘા અને વિજાતીય દ્રવ્યો ઇન્જેક્શન દ્વારા શરીરમાં દાખલ કરી લિવર અને બરોલને મટાડવાની ઉમેદ રાખે છે. આવા વ્યાધિમાં સસ્તા, સ્વાદિષ્ટ અને અપૂર્વ ગુણશાળી ફળનો અર્થાત્ જાંબુનો ઉપયોગ કરવામાં આવે તો કેવું મજાનું કાર્ય થાય !

## પથ્થર અને મૃત્તિકાવિદારણ

આપણા ખોરાકમાં વપરાતા આટાઓ મશીનમાં અથવા હાથથી ફરતી ઘંટીમાં પિસાય છે અને એ બંને રીતે પીસવાના કાર્યમાં પથ્થરની ઘંટીનો ઉપયોગ થાય છે. ઘંટી–ચક્કી અનાજ પીસે છે, એની સાથે પોતે પણ ઘસાય છે; અર્થાત્ આપણે જે આટામાંથી રોટલી, પૂરી, ભજિયાં કે બીજા પદાર્થો બનાવીએ છીએ એ આટાના અંશે અંશનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવે તો પથ્થરના અમુક ટકા આપણા શરીરમાં ગયેલા જણાશે જ. વળી એ સિવાય પણ માટી, ધૂળ, કાંકરા અનેક ખાદ્ય પદાર્થની સાથે ભેળસેળ પામી હમેશાં શરીરમાં જાય છે જ, અને કુદરતી રીતે શરીરરૂપી મશીનમાંથી અમુક અંશે બહાર નીકળી જાય છે; છતાં અમુક ટકા અંતરાવયવોમાં ભરાઈ પણ રહે છે અને રક્તવાહિનીઓમાં અંતરાયરૂપે દાખલ થાય છે. એ અવયવોને બગાડે છે, પથરી પેદા કરે છે અને રક્ત–રસની અશુદ્ધિ કરે છે. એ બધાંની શુદ્ધિ અર્થે અર્થાત્ મકાનમાંથી ઝાડુ કાઢીને જેમ સફાઇ કરવામાં આવે તેમ, જાંબુનો રસ આવા પદાર્થોને ઝપાટાબંધ બહાર કાઢી નાખવામાં એક ઉત્તમ ઝાડુ સરખું કામ કરે છે. અને જમા થયેલા તથા નડતર કરતા આવા પદાર્થોની પાછળ પડે છે અને જ્યાં ત્યાં એને સતાવી, છેદી, ભેદી ધકેલીને રસ્તાઓને સાફ કરી નાખે છે. નાનું બાળક દાંત આવવાની શરૂઆતથી જ તે પાંચ વર્ષનું થાય ત્યાં સુધીમાં એને માટી ખાવાની બૂરી આદત એનાં મા–બાપની બેદરકારીથી પડી જાય છે. હંમેશની માટી ખાવાની આદતથી બાળકનું પેટ મોટું થવા લાગે છે, હાથપગ ગળવા લાગે છે અને શરીર પીળું પડી જાય છે.

એ વખતે હાથમાં શીશી લઇને બાળકની માતાઓ એ બિમારીમાંથી બાળકને મુકત કરવા માટે વૈદ્ય—દાકતરોને ઘેર ધક્કા ખાવા શરૂ કરી દે છે. એક તરફ દવા શરૂ થાય છે, બીજી તરફ બાળક લાગ મળ્યે માટીનો સદુપયોગ (!) ચાલુ જ રાખે છે અને એથી એની બિમાર અવસ્થા લંબાય છે. આવા સંજોગોમાં જે બાળકને આવી ટેવ પડી હોય અથવા ટેવ મટવા છતાં પણ પેટ મોટું રહી ગયું હોય, બાળકમાં નવું લોહી ન ભરાતું હોય, એવા બાળકને ધીમે ધીમે એ ખાઇ શકે અને એને ભાવે એટલાં પાકેલાં જાંબુને જરા મીઠાવાળાં કરીને ખવરાવે અને મોસમ ચાલુ રહે ત્યાં સુધી નિયમિત આપ્યા કરે તો તાત્કાલિક ફાયદો થશે, પેટ તદ્દન નાનું થશે અને પછી આશ્ચર્ય તો એ ઉપજે છે કે જાંબુ ખાનાર બાળક પોતાની મેળે જ માટી ખાવાની આદત ભૂલી જાય છે, અને એવી મૃત્તિકાભક્ષણની રુચિ શમી જાય છે. વળી ખાધેલી માટીનો જમાવ જાંબુ કેવી સુંદર રીતે નાબૂદ કરે છે એ જોઇ આપણને એના ગુણ માટે અનહદ શ્રદ્ધા પેદા થાય છે.

## રક્તની શુદ્ધિ

આગળ કહેવાઇ ગયું કે જાંબુનો રસ લિવર, બરોલની વિક્રિયાને ટાળી નાખવાનું કામ કરે છે. શરીરમાંના રસમાંથી રક્ત બનાવવામાં બંને અવયવો સંપૂર્ણ કામે લાગે છે; પણ જો તેઓ જાતે પોતાની તંદુરસ્ત હાલતમાં હોય તો જ તેમને તંદુરસ્ત બનાવવા જાંબુ પોતાની સઘળી તાકાત કામે લગાડે છે. અને પૂર્ણ સ્વસ્થ થયેલા એ અવયવો નવું રક્ત બનાવવા લાગી જાય છે. એથી શરીરમાં રહેલ રક્તને નવા રક્તની મદદ મળવાથી આપોઆપ એની શુદ્ધિ થવા લાગે છે.

## મોઢામાં જુદી જુદી અસરે

તમે કોઇ પણ ફળ જમશો પરંતુ જાંબુની ચાલાકી તો તમને હેરત પમાડશે જ. દરેક જાંબુ જમ્યા પછી તમે તમારું મુખ આયનાની અંદર જોશો તો કાળાશ લેતો જાંબલી રંગ તમારો આખી જીભ ઉપર, ગલોફાંમાં અને હોઠને બહુ મજબૂત રીતે લાગી ગયેલો જણાશે. ફળો પણ પોતાનાં રૂપ, ગુણ, ધર્મ જેવા બીજાને બનાવી નાખવાની આદત ધરાવતાં હોય એમ જણાશે. અને એ લાગેલો રંગ તત્કાળ દૂર કરવા ભલે ગમે તેટલા ઉપાયો કરો પરંતુ એ રંગ એના ચોક્કસ વખત સિવાય જશેજ નહિ; રખે એ રંગ કાઢવાનો તમે યત્ન કરતા.

મોઢામાં થૂંકને ઉત્પન્ન કરનારી ગ્રંથિઓ જે તમતમતા, વિદાહી અને ગરમાગરમ પદાર્થો ખાવાની હમેશની આદતથી બિચારી એટલી નિર્બળ થયેલી અને દાઝી રહેલી હોય છે કે એને આ જાંબુની કાલિમા આચ્છાદિત થઇ, અગ્નિથી દાઝેલા ઉપર ઠંડા ઔષધના પોતા જેવું જ કામ કરે છે. તેવી જ રીતે તેના ઉપર જાંબુનો આચ્છાદિત રંગ ઠંડક આપે છે, રૂઝવે છે, ઉશ્કેરાટને ઓછો કરે છે અને એને પોતાની મૂળ સ્થિતિમાં લાવી મૂકે છે. દાંતના પારાઓમાં એ ઊંડે ઊંડે પેસી જઇને પાયોરિયાના કીટાણુંઓનો ત્વરિત નાશ કરે છે, દાંત ઉપર લાગેલા દૂષિત પદાર્થોને ઉખેડી નાખે છે, દુર્ગંધઉત્પાદક પદાર્થને હાંકી કાઢે છે. જીભ ઉપર રહેલા બારીક દાણા અને અંકુરો ઉપર શીતળ આચ્છાદનથી શાંતિ આપે છે, જીભ ઉપરના મેલને—ચીકાશને એંચી લે છે, જીભને નિર્મળ બનાવે છે. ગળાના ચોરિયા ગરમીના હોય તો એને પણ બેસાડે છે. કંઠને નિર્મળ કરીને આઘાતોથી બચાવી લે છે.

### જાંબુ પ્રત્યેની ગુણપ્રીતિ

ત્યારે આપણે જાંબુ શા માટે ખાવાં ? " મધુમેહને મટાડવા, પથરી નાબૂદ કરવા, વધેલાં લિવર અને બરોલને ગાળવા, પથ્થર-મૃત્તિકાને વિદારવા, રક્તની શુદ્ધિ કરવા, મોઢાના અંદરના વિભાગને મદદ આપવા માટે. " આવું સચોટ જાણ્યા પછી પણ જાંબુ ખાવાથી રસાસ્વાદનો તમારો આનંદ તો જેમનો તેમ આબાદ રહેવાનો જ. પણ તમારી જાંબુ પ્રત્યે ગુણપ્રીતિ થવાથી અમારા અગાઉના કથન પ્રમાણે એના ગુણનો નિશ્ચય દૃઢ થયા પછી જ એ વસ્તુ આપના ઉપર જરૂર જુદા પ્રકારની અસર કરશે.

આ કથનમાં હવે શંકાને સ્થાન છે ખરું ? કોઇ પણ પદાર્થ એનો ગુણ જાણવાથી જ એની અસર કરે એમ હોય કે ? અજાણતાં પણ વિષભક્ષણ કરવામાં આવે તો એનો ગુણ શરીરમાં શું નહિ વ્યાપે ? પ્રતિઉત્તરરૂપે એટલું જણાવવું જોઇએ કે ગુણ જાણવા પછી, તમને એ વસ્તુ મુકરર અવયવ ઉપર અમુક જાતની ચોક્કસ અસર કરે છે એવી દૃઢ શ્રદ્ધા બંધાયા પછી, એમાંથી તમારૂં સંકલ્પબળ પ્રગટે છે અને એ સંકલ્પબળ ( વિલ-પાવર ) જરૂર સત્તાધીશ બની જડ ચૈતન્યને સ્વેચ્છાચરણ કરાવી શકે છે. વિચારને અંતે ઉદ્ભવતા સંકલ્પબળની શક્તિ મામૂલી નથી હોતી.

છેવટે જાંબુ નહિ ખાવા લાયક વ્યાધિની નોંધ કરી જાંબુના ઠળિયામાંથી બનતો મધુમેહનો ચોક્કસ ફળદાયી નુસખો લખી આ લેખ પૂર્ણ કરીશું.

શરીરે સોજા આવ્યા હોય, રસકપૂર સોમલ જેવી દેશી દવાઓ ચાલુ હોય, સુવાવડમાંથી ઊઠ્યાં હોય, અત્યંત ઉપવાસી હોય, વમન થવાનો વ્યાધિ હોય એવાઓએ જાંબુ ન ખાવાં એ જ હિતાવહ છે.

#### પ્રયોગ બનાવટ

જાંબુના ઠળિયાનું ચૂર્ણ તો. ૨૦, ગોખરૂ તો. ૨૦, બંગભસ્મ તો. ૨, લોહભસ્મ તો. ૧, રસસિંદૂર તો. ૦॥, અભ્રકભસ્મ તો. ૦।.

પ્રથમની બંને ચીજોનું બારીક ચૂર્ણ કરી બાકીની ચાર ચીજો એમાં મેળવી, બાર કલાક ખરલ કરવું. મધુમેહના દરદીએ દિવસમાં ત્રણ વખત બબ્બે વાલ મધ સાથે ચાટવું અને ખાંડ-સાકર તથા એના સમાન ગુણધર્મવાળા પદાર્થોની પરહેજી પાળવી.

—વૈદ્ય જાદવજી નરભેરામ પારડીવાળા

---

## ઋતુના ફેરફારની આપણા માનસ પર થતી અસર

" તમે બરાબર કામ કરી શકતા નથી, હમણાં કેમ તદ્દન શિથિલ બની ગયા છો ? " એમ કહીને એક મેનેજરે તેના એક કાર્યકરને ઠપકો આપવાની શરૂઆત કરી.

" હું પહેલાના જેટલી જ મહેનત કરું છું " એ જવાબને પણ સ્વીકારવાની એ અધિકારીએ ના પાડી.

" સાહેબ ! ગરમીમાં મારાથી વધારે કામ કરી શકાતું નથી. " એવા નમ્રતાપૂર્વક અપાયેલ જવાબે તો સાહેબના મિજાજની પતંગ ચગાવી દીધી.

" તમે કામ કરવા માટે બિલકુલ નાલાયક છો, ઠંડીમાં કામ થાય ને ગરમીમાં ઓછું થાય એવું તે હોય શું ? "

આ ગુસ્સાને ઝીલી લેતાં પેલી વ્યક્તિએ ફક્ત એટલું જ કહ્યું: ' હવેથી કામની ઝડપ વધારીશ. '

એ અધિકારીએ આ પ્રકારે ગુસ્સો વ્યક્ત કરીને પોતાનાં અજ્ઞાનનું પ્રદર્શન કર્યું હતું, જ્યારે પેલા કાર્યકરે આપેલા જવાબમાં ફક્ત સાદી સમજ હતી. એનું નિદાન તદ્દન ખરૂં હતું.

અધિકારી તેના માનસની સમતુલા ભલે ગુમાવે, પણ ઋતુની અસર માનવીના શરીર પર, તેના મન પર થાય છે, એ હકીકતને વૈજ્ઞાનિકોએ, અનેક અખતરાઓ દ્વારા પૂરવાર કરી બતાવી છે.

પહેલા ઉંદરો પર અખતરા કરવામાં આવ્યા હતા. ઠંડી હવાવાળા ઓરડામાં રખાએલા ઉંદરો, ગરમ હવાવાળા ઓરડામાં રખાએલા ઉંદરો કરતાં વધુ તાજગી ધરાવતા માલુમ પડયા હતા. ત્યારપછી કોલેજના વિદ્યાર્થીઓની કાર્યશક્તિનું નિરીક્ષણ કરતાં જણાયું હતું, કે તેઓ ગરમીના સમય દરમ્યાન વધુ વિચારી શકતા ન હતા, જ્યારે ઠંડી ઋતુમાં તેમની બુદ્ધિ ખીલતી હતી. ઠંડીમાં ઘણું વધારે કામ થઇ શકે છે.

## ઋતુની અસર

વૈજ્ઞાનિકોએ આ હકીકત આજે પૂરવાર કરી. પરંતુ " ઉનાળો આળસનું ઘર છે " એ કહેવતમાં ઉપલી માન્યતા વ્યક્ત થઇ છે.

અને માનવીનાં કાર્યો પર–તેના વર્તન પર ઋતુની અસર જાત જાતની હોય છે. જેવો જેનો સ્વભાવ તેવી તેના પર અસર થાય છે. ભયંકર તોફાન થવાનું હોય તે પહેલાં કેટલાક માણસો અસ્વસ્થ થઇ જાય છે. અરે ! ઊંઘમાં પણ અમુક વ્યક્તિને બેચેનીનો અનુભવ થાય છે. ત્યાર પછી થોડા સમયે ખરેખર તોફાન થયું હોવાના દાખલા બન્યા છે. હવામાનનો પારો નીચે ઊતરી જાય ત્યારે પણ લોકો મૂર્છિત બન્યાના દાખલા છે.

## વિસ્મૃતિનું વધતું પ્રમાણ

હવામાન હળવું હોય ત્યારે વિસ્મૃતિનું પ્રમાણ વધી જાય છે. વરસાદની ઋતુમાં પણ માણસ ભૂલકણો બની જાય છે. ત્યારે ટ્રામ કે બસમાં છત્રી, પાકીટો વગેરે ભૂલી જાય છે.

આમ માનવીની કાર્યશક્તિ પર ઋતુની, હવામાનની–ઠંડીની ગરમીની,–અસર થાય છે.

વ્યક્તિએ ઋતુને અનુકૂળ બનતાં શીખી લેવું જોઇએ, એમ વિજ્ઞાન કહે છે.

( " ખેડા વર્તમાન " માંથી )

## બ્રિટનમાં અંગ્રેજી વિષયમાં અધ્યાપકપદ પામનાર હિંદી—

## મિ. રાજન

કેમ્બ્રીજ યુનિવર્સિટીના અંગ્રેજી વિષયના સુપરવાઇઝર તરીકે એક હિંદીની નિમણૂંક એ હિંદને મળેલું બહુમાન છે. અંગ્રેજી વિષયમાં જ નૈપુણ્ય પ્રાપ્ત કરી એ ખૂદ અંગ્રેજી વિદ્યાર્થીઓને શીખવવાની શક્તિ હાંસલ કરવી એ નાનુંસૂનું કાર્ય નથી. આ હિંદીનું નામ છે મિ. બી. રાજન.

કેમ્બ્રીજ યુનિવર્સિટીના અધ્યાપક થવાનું માન મેળવનાર એ ત્રીજા હિંદી છે. ઓસ્ટ્રેલિયાના હાઇ કમિશ્નર સર રઘુનંદન પ્રાંજપે ત્યાં ગણિતશાસ્ત્રના સીનિયર રેંગ્લર તરીકે હતા. ૩૩ વર્ષની વયે ગુજરી જનાર વિચક્ષણ પ્રતિભાશાળી શ્રી. રામાનુજન પણ ત્યાં અધ્યાપક હતા.

મિ. રાજન પ્રથમ વાર ૧૯૩૮ માં ઇગ્લેંડ ગયા. એમણે અર્થશાસ્ત્રમાં પ્રથમ વર્ગ મેળવ્યો અને પછી અંગ્રેજીમાં બેઠા. અંગ્રેજીના વિષયમાં હોદ્દો નીમાનાર એ પ્રથમ વ્યક્તિ છે. મિ. રાજનના પિતા આઇ. સી. એસ. અમલદાર છે. હમણાં જ એ નિવૃત્ત થયા. એમણે પણ કેમ્બ્રીજ ખાતે જ શિક્ષણ હાંસલ કર્યું હતું.

મિ. રાજન કવિ પણ છે. એમનો ' વર્ષા ' નામનો એક કાવ્યસંગ્રહ અંગ્રેજીમાં પ્રગટ થયો છે.

---

## ગઝલ

નિત્ય જે પાયે પડે કલદારને !
તે શું સમજે આપણા ઉદ્ધારને !

તું યુવક ચાહે ભલા ઉદ્ધારને !
તો સજી દે અપના શણગારને !

તે હૃદય પાષાણનાં પીગળી શકે ?
જે ન સમજે રંક આંસુધારને !

ના તું સાંધે કે ન સંધાવી શકે !
કોઇનાં તૂટેલ જીવન તારને !

યાદ કોની કરતો કર એ રીતથી,
" ઝણઝણાવે જે હૃદયના તારને ! "

જે અનાથે કામમાં આવે નહિ,
આગ લાગો એવા ધન ભંડારને !

કાળની તાકાત જગમશહુર છે,
પળમાં પલટાવી દીયે સંસારને !

છેડતાં તારાં સહન પ્રગટી જશે,
રંકની આહો તણાં અંગારને !

કામ " ગુમુક " તારૂં ધાર્યું થે જશે
વસ્લમાં રાજી કરે જો યારને !*

—ગુમુક
( ગ્રંથપાલ સા. પુ. નાની નરોલી )

* મ. ગુ. ગ. મંડળના મુશાયરાની એક ગઝલ.

# આવતા માસની કાર્યદિશા

૧ વાર્ષિક નિવેદનો ઑગસ્ટના પહેલા અઠવાડિયામાં તૈયાર કરી ખાતા તરફ તુર્ત મોકલી આપો.

૨ કાયમનિધિ અગર કોઈ પણ પ્રકારનું ઇતર ભંડોળ ખાનગી ઇસમ પાસે નહિ રાખતાં ખાતાએ જણાવેલી રીતે રોકો.

૩ ઑગસ્ટના પહેલા અઠવાડીયામાં નવા વર્ષના અંદાજ માટે વાર્ષિક સભા બોલાવી તેમાં નવા વર્ષનું અંદાજપત્રક ખાતાના ધારાધોરણને અનુસરી બનાવો તથા નવા વર્ષનું વ્યવસ્થાપક મંડળ ચૂંટો.

૪ અંદાજપત્રો સાથે વર્તમાનપત્રો, પુસ્તકો, સામયિકો, લાકડીસામાન, રમતો ઇતર સાહિત્યની યાદીઓ જરૂર સામેલ રાખો. કાયમનિધિમાં રકમ મૂકયાનો આધાર પણ સામેલ રાખો.

૫ જુલાઇ આખરે તમામ દફતરો, શિલકી સામાન, પુસ્તકો વગેરે વ્યવસ્થિત કરો. શિલકી સામાન તથા પુસ્તકોની મેળવણી બદલ જે તે રજિસ્ટરો પર શેરા કરી પ્રમુખ–મંત્રીની સહીઓ કરાવો.

૬ રોજમેળ અને ખાતાવહીઓ ઉપરથી સંસ્થાની મિલ્કતની તારીજ કાઢી નવા વર્ષે તેની ખાતાવહીમાં નોંધ લેવી.

૭ અંદાજપત્રો તથા નિવેદનોની બે પ્રતો આ માસિકના છેવટના ભાગમાં જોડીને રાજ્યનાં તમામ પુસ્તકાલયોને મોકલી છે તેમાં હકીકત ભરી મોકલો. નિવેદન અને બજેટ ભેગાં છે તે છૂટાં કરી લેવાં.

૮ અંદાજપત્ર તૈયાર કરવા માટે માર્ગદર્શક માહિતી આ અંકમાં તંત્રીસ્થાનેથી જણાવી છે તે તેમજ એને લગતી ખાતાની સૂચનાઓ વાંચો.

વડોદરા,
તા. ૮–૭–'૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

પુસ્તકાલય ખાતું                                        સાર્વજનિક પુસ્તકાલય શાખા

## અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદ અંગે

# વિજ્ઞપ્તિ

વડોદરા શહેરમાં આવતા શિયાળામાં અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદને વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તથા વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાએ આમંત્રણ આપ્યું છે. એ અધિવેશન ફતેહમંદ કરવા માટે જોઈતી રકમ ઊભી કરવાનું વિચારાઈ રહ્યું છે, આ પરિષદને વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો સફળતા ઇચ્છે એ સ્વાભાવિક છે અને તે ફતેહમંદ થાય તેટલા માટે સરકારમદદ મેળવતાં રાજ્યનાં તમામ સાર્વજનિક પુસ્તકાલયો પોતાના કુલ ખર્ચના સેંકડે ૧ ટકા પ્રમાણે અને સો રૂ. ની નીચેના ખર્ચવાળાં પુસ્તકાલયો પુસ્તકાલય દીઠ નિદાન રૂ. ૧) એક પ્રમાણે મદદ તરીકે તેમાં ફાળો આપે એ ઇચ્છવા યોગ્ય છે. સબબ રાજ્યનાં તમામ સાર્વજનિક પુસ્તકાલયોને વિનંતિ કરવામાં આવે છે કે તેમણે પોતાના બજેટમાં ખર્ચના પ્રમાણમાં ઉપર જણાવ્યા પ્રમાણેની રકમ સાચવાની તજવીજ કરવી. આ વિજ્ઞપ્તિ લાગતાવળગતાની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

વડોદરા, તા. ૬–૭–૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

ડ્યં. દિ. ધાકણીસ
વ્યવસ્થાપક પુ. ખાતું.

---

## સૂચના નં. ૧૫ સને ૧૯૪૪–૪૫

# વિષય

### સાર્વજનિક પુસ્તકાલયોનાં અંદાજપત્રો મંજુર કરતી વખતે લક્ષમાં લેવાનારી બાબતો

**માહે સપ્ટેમ્બર ૧૯૪૫ આખરસુધીમાં અંદાજપત્રો મોકલવા બાબત.**

રાજ્યનાં મદદ મેળવતાં તમામ સાર્વજનિક પુસ્તકાલયોને વિનંતિ કરવામાં આવે છે કે, પોતાનાં પુસ્તકાલયોનાં સને ૧૯૪૫–૪૬ નાં અંદાજપત્રો " પુસ્તકાલય " માસિકના માહે જુલાઇ ૧૯૪૫ ના અંકમાં છાપેલા નમુના પ્રમાણેની બે પ્રતો તૈયાર કરી **માહે સપ્ટેમ્બર માસની આખર તારીખ સુધીમાં મોડામાં મોડાં** મોકલી આપવા તેઓ મે. થી તજવીજ કરશે. જે પુસ્તકાલયોનાં અંદાજપત્રો સને ૧૯૪૩–૪૪ માં ન બન્યાં હોય અને તેમને આ સૂચનાની જાણ ન હોય તો તેમની નજીકનાં જૂથ પુસ્તકાલયોને વિનંતિ કરવામાં આવે છે કે તેઓ આ બાબતની લેખી ખબર તે પુસ્તકાલયોને પહોંચાડે અને જરૂર પડે તો અંદાજપત્રની નકલ પુસ્તકાલય ખાતામાંથી મંગાવી લેવા તેમને જણાવે.

**અંદાજપત્રમાં થતા ફેરફારની ગેરસમજ દૂર થવા બાબત.**

૨. પુસ્તકાલય ખાતા તરફથી અંદાજ મંજૂર કરતી વખતે કોઈ પત્ર કે સામયિક કાઢી નાખવામાં આવે છે ત્યારે એમ માનવામાં આવે છે કે આ બાબતમાં ખાતાએ મનસ્વી તજવીજ કરી છે. ખરું જોતાં આમ થતું નથી. અંદાજ મંજૂર કરતાં અગાઉ કેટલીક મહત્ત્વની બાબતો તરફ દર વર્ષે વ્યવસ્થાપકોનું

ધ્યાન ખેંચવામાં આવે છે અને એવી કોઇ બાબત જ્યારે તેમના તરફથી વિચારાઇ ન હોય અને તેમ કરવાનું પુસ્તકાલયની દૃષ્ટિએ ઇષ્ટ લાગે તો અંદાજ મંજૂર કરતી વખતે ઘટિત ફેરફાર થાય છે. મંજૂર કરેલું અંદાજપત્ર પુસ્તકાલય તરફ પહોંચ્યા બાદ નિયમને અનુસરીને બીજી વધઘટ કરવી હોય તો તે પણ કરાવી શકે છે. સબબ આ ગેરસમજૂત દૂર થાય તે માટે આ સૂચના પુસ્તકાલયોના જાહેર કાર્યકરોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

**અંદાજપત્રો મંજૂર કરતી વખતે લક્ષમાં લેવાનારી બાબતો.**

૩. અંદાજપત્રો મંજૂર કરતી વખતે પુસ્તકાલય ખાતું નીચેની બાબતોનો બનતા સુધી વિચાર કરી મંજૂર કરશે. તો આશા છે કે પુસ્તકાલયોના સંચાલકો આ બાબતો પ્રથમથી જ લક્ષમાં લઇ પોતાનાં અંદાજો ઘડશે.

૧. જેટલી રકમની સરકારમદદ માગવી હોય તેટલી રકમ કાયમ ફંડ ખાતે મૂકી તેની પાવતીની નકલ અંદાજપત્ર સાથે જોડવી.

૨. પુસ્તકાલયનાં સ્થળ, સ્થિતિ, વાચકોનું પ્રમાણ, પુસ્તકાલયની વાર્ષિક નિવેદનો મોકલવાની નિયમિતતા, વાચનપ્રચારમાં આજુબાજુનાં ગામડાં સાથે સહકારના ધોરણે અમલ તથા તપાસણી અધિકારીઓ તરફથી લેવાયેલા વાંધા વગેરે બાબતોનો ઘટિત વિચાર કરી મદદ નક્કી કરવામાં આવશે.

૩. અંદાજ ટકાવારીના ધોરણે બનાવવું જોઇશે અને તેમાં બાલોપયોગી પુસ્તકો અને સામયિકો વસાવવાં જોઇએ.

૪. છેલ્લાં ત્રણ વર્ષની સરાસરી લક્ષમાં રાખી બનતા સુધી મદદ આપવામાં આવશે.

૫. મદદ માટે વધારે માગણી હશે તો જેટલી રકમ કપાશે તેના પ્રમાણમાં ખર્ચની બાબતોમાંથી જરૂર તે કપાત કરવી પડશે.

૬. પુસ્તકાલયનાં સરવૈયાં અને હિસાબો વ્યવસ્થિત રીતે વ્યવસ્થાપક મંડળ પાસે મંજૂર કરાવેલાં હોવાં જોઇશે.

૭. કાયમનિધિની રકમ ખાતાએ માન્ય કરેલાં સ્થળોએ મૂકવી જોઇએ અને તેથી વિરુદ્ધ હકીકત હોય તો દર્શાવવી જોઇએ અને મંજૂરી મળી હોય તો તેનાં નંબર તારીખ જણાવવાં જોઇએ.

૮. પુસ્તકો, ડેડસ્ટૉક તથા ઇતર મિલ્કતની વર્ષ આખરે મેળવણી કરી તેના શેરા થયેલા હોવા જોઇએ.

૯. અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદ મદદની આ માસિકમાં જણાવ્યા પ્રમાણે મદદ સાધવા તજવીજ કરવી.

વડોદરા.
તા. ૫-૭-૪૫

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૧૬ સને ૧૯૪૪-૪૫

## વિષય

### વાર્ષિક નિવેદનો મોકલવા બાબત

**સને ૧૯૪૫-૪૬નાં વાર્ષિક નિવેદનો પુસ્તકાલય ખાતા તરફ મોકલવા બાબત.**

સને ૧૯૪૫-૪૬ ની સાલનાં વાર્ષિક નિવેદનો વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો વેળાસર મોકલે તેમ જ હકીકત મોકલવામાં અનુકૂળતા થાય એ હેતુથી તેનાં ફોર્મો આ અંકના ઉત્તરના ભાગમાં સાંધેલાં છે તે કાઢી લઈ તેનો ઉપયોગ કરવો. આ અંક રાજ્યનાં તમામ પુસ્તકાલયોને મોકલવા "પુસ્તકાલય" માસિકના વ્યવસ્થાપકે ઉદારતા બતાવી છે.

**નિવેદનો તૈયાર કરવા બાબત.**

૨. આશા છે કે આ નિવેદનો જે તે પુસ્તકાલયના મંત્રીઓ તૈયાર કરી એક પ્રત પોતાને ત્યાં રાખી બીજી પ્રત પુસ્તકાલય ખાતા તરફ પોતાના જૂથ મારફત ઑગસ્ટ માસની તા. પહેલાં મોકલી આપવા ચૂકશે નહિ.

**મહાલમંડળ અને મહાલ-શાળાધિકારી સાહેબોએ સહકાર આપવા બાબત.**

૩. રાજ્યનાં જુદાં જુદાં મહાલ અને જૂથ પુસ્તકાલય મંડળો તેમ જ રા. મહાલ શાળાધિકારી સાહેબો પણ આ બાબતમાં પોતાની સ્થળ સીમામાં આવેલાં પુસ્તકાલયોને ઘટિત સૂચનાઓ આપી સૌને જાગ્રત રાખી ઉપર જણાવેલી તારીખ સુધીમાં નિવેદનો પુસ્તકાલય ખાતા તરફ બીનચૂક મોકલી આપવામાં જરૂરી સહકાર આપશે.

વડોદરા,<br>
તા. ૫-૭-૪૫

ઉ. મો. પટેલ<br>
મદદનીશ વ્યવસ્થાપક.

---

## જાહેરાત નં. ૬ સને ૧૯૪૪-૪૫

## વિષય

### ભલામણનાં પુસ્તકોની યાદી

સાર્વજનિક પુસ્તકાલયોને સને ૧૯૪૪-૪૫ ની સાલે અંદાજમાં નવીન પુસ્તકો માટે દર સાલ ભલામણની યાદી રજૂ કરવામાં આવે છે તે પ્રમાણે આ નીચે યાદી મૂકવામાં આવી છે. દરેક પુસ્તકાલયોએ સાહિત્ય, સર્વસાધારણ અને અભ્યાસને ઉપયોગી એવાં પુસ્તકો તેમ જ બીજાં અને ચારિત્ર્યને વિકસાવે એવાં પુસ્તકો તેમજ બાળોપયોગી પુસ્તકોને તમામ પુસ્તકાલયોએ પ્રથમ પસંદગી આપી તેનો પ્રચાર કરવા વિનતિ છે. આરામ માટે વાંચવાનું વાર્તાસાહિત્ય જુદાં જુદાં પુસ્તકાલયોએ સહકારના ધોરણે જુદા જુદા લેખકનાં પુસ્તકો મંગાવી તેનો યોગ્ય લાયક પ્રસંગોમાં ઉપયોગ થાય તેમ કરે તો આવી યાદીઓ સાર્થક નીવડે. આશા છે કે મંત્રી મંડળો અવશ્ય તેનો ઉપયોગ કરશે.

વડોદરા,<br>
તા. ૫-૭-૪૫

ઉ. મો. પટેલ<br>
મદદનીશ વ્યવસ્થાપક

## ધર્મ–નીતિ–તત્ત્વજ્ઞાન

| | | |
|---|---|---|
| ગીતાધર્મ | નવજીવન પ્ર. મંદિર | ૧–૦–૦ |
| ધન્ય જીવન | મં. જૈ. સ્વા. મં. મહેસાણા | |
| પ્રભુની શોધમાં | ગુ. ગ્રં. ર. કા. | ૧–૮–૦ |
| ગીતા વિષય પ્રબંધ | પુ. ભા. પ. અમરેલી | ૦–૮–૦ |
| યોગદિક્ષા | અરવિંદ કાર્યાલય, આણંદ | ૧–૪–૦ |
| ઉપનિષદો ભા. ૧–૨ | સ. સા. વ. રા. સ. | ૪૦–૦–૦ |
| શ્રી ગિરધરકૃત રામાયણ | ” | ૪–૮–૦ |
| સંકલિત ભગવદ્ગીતા | નવજીવન પ્રકાશન | ૧–૪–૦ |
| શ્રી યોગવાસિષ્ઠ | નવજીવન | ૩–૦–૦ |
| સ્ત્રી પુરુષ મર્યાદા | નાનાભાઈ | ૦–૧૨–૦ |
| લોક ભાગવત | ” | ૫–૮–૦ |
| શ્રી મોક્ષમાળા | સંદેશ વ. કા. અમદાવાદ | ૧–૪–૦ |
| જીવન નીલા | ” | ૦–૧૦–૦ |
| વિચાર સૂર્યોદય | ” | ૦–૩–૦ |
| મનને | ” | ૦–૩–૦ |
| ગીતા સંકલ | ” | ૦–૩–૦ |
| વેદાન્ત અને યોગ | સંદેશ પ્ર. મંદિર | ૫–૦–૦ |
| જીવનનો આનંદ | નવજીવન પ્રકાશન | ૩–૦–૦ |
| હિંદુધર્મ | રાધાકૃષ્ણન્ | ૪–૪–૦ |
| વેદની વિચારધારા | ” | ૨–૪–૦ |
| રામાયણાંક | ગીતાધર્મ પ્રેસ, કાશી | ૫–૦–૦ |
| રામકૃષ્ણ કથામૃત | સ. સા. વ. કા. અમદાવાદ | ૫–૦–૦ |
| જીવનમુક્તિ વિવેક | ” | ૧–૦–૦ |
| અષ્ટાવક્રગીતા | ” | ૧–૦–૦ |
| ધર્મોનું મિલન | એન. એમ. ઠક્કર | ૫–૦–૦ |

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| આપણા નેતાઓ | પદ્મ પ્રકાશન | ૧–૦–૦ |
| એક સત્ય વીરની કથા | નવજીવન પ્રકાશન | ૦–૨–૦ |
| સોરઠી બ્હારવટીઆ ભા. ૧–૨ | ગૂ. ગ્રં. કા. | ૫–૦–૦ |
| સોરઠી શૂરવીરો | ” | ૦–૧૨–૦ |
| એશિયાના ધર્મદીપકો | ” | ૩–૦–૦ |
| પુરાણનાં પાત્રો (બા) | યુગાન્તર કાર્યાલય સુરત | ૨–૪–૦ |
| ભગવાન બુદ્ધ | એન. એમ. ઠક્કર મુંબઈ | ૨–૮–૦ |
| તુલસીદાસ (બા) | બાલજીવન કાર્યાલય | ૦–૮–૦ |
| પૂણ્ય શ્લોક ગાંધીજી | એન. એમ. ઠક્કર, મુંબઈ | ૪–૪–૦ |
| હિંદના આચાર્યો | સ. સા. વ. કા. | ૪–૦–૦ |
| સ્વામીરાવ | કે. મ. ઠક્કર, ભાવનગર | ૪–૦–૦ |
| આથમતે અજવાળે | ગૂ. કા. અમદાવાદ | ૫–૮–૦ |
| પંડિત માલવીયાજી સાથે ત્રીસ દિવસ | નવગુજરાત કાર્યાલય, વડોદરા | ૩–૪–૦ |
| શ્રી સાઇબાબા | સ. સા. વ. કા. અમદાવાદ | ૩–૦–૦ |
| જીવનનાં ઝરણાં | નવજીવન પ્રકાશન | ૨–૮–૦ |
| ગાંધીજી સાથે અઠવાડિયું | એન. એમ. ઠક્કર | ૨–૦–૦ |
| ગાંધીજી તેમનું જીવન અને કાર્ય | પ્રજાબંધુ પ્રેસ, અમદાવાદ | ૧૨–૮–૦ |

## સાહિત્ય

| | | |
|---|---|---|
| ધરતીનું ધાવણ | શ્રી. મેઘાણી | ૩–૮–૦ |
| ઇન્દુને પત્રો (બા.) | નવજીવન પ્રકાશન, અમદાવાદ | ૧–૪–૦ |
| ગૃહિણી મિત્ર (સ્ત્રી) | એમ. એન. ઠક્કર, મુંબઈ | ૫–૦–૦ |
| ગિજુભાઈના પાઠો (બા.) | ગૂ. ગ્રં. ર. કા. અમદાવાદ | ૦–૧૨–૦ |
| એક કદમ આગે | એન. એમ. ઠક્કર | ૩–૦–૦ |

| | | |
|---|---|---|
| સાબેલાના સૂર | ભા. સા. સંઘ, મુંબઈ | ૨-૪-૦ |
| દક્ષિણ આફ્રિકા રંગભૂમિ | ,, ,, | ૩-૮-૦ |
| સાહિત્ય અને સંસ્કાર | ,, ,, | ૩-૦-૦ |
| આરોગ્ય તનનું, મનનું, દેહનું | સંદેશ પ્રકાશન, અમદાવાદ | ૩-૦-૦ |
| આત્મનીરિક્ષણ અને સંકલ્પ | સ. સા. કા. અમદાવાદ | ૧-૦-૦ |
| ગાંધી વિચાર દોહન (૩જી આવૃતિ પુનર્મુદ્રણ) | નવજીવન, પ્રકાશન | ૦-૧૪-૦ |
| મીરાં અને નરસિંહ | સ. સા. વ. કા., અમદાવાદ | ૦-૧૨-૦ |
| વિવેકાનંદ સાર | ,, | ૨-૦-૦ |
| બાલવાચનમાળાનો સેટ (બા.) | સોમાભાઈ કિશાભાઈ, સુણાવ | ૧-૨-૦ |
| વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૨ | ગુ. ગ્રં. કા., અમદાવાદ | ૪-૪-૦ |
| જગતમાં જાણવા જેવું | સ. સા. વ. કા. ,, | ૦-૧૦-૦ |
| આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવ સ્મારક ગ્રંથ | ગુ. વ. સો., અમદાવાદ | ૮-૦-૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | નવજીવન પ્રકાશન | ૦-૧૨-૦ |

## ગણિત, જ્યોતિષ, વિજ્ઞાન

| | | |
|---|---|---|
| મ્હારું ભવિષ્ય | સંદેશ પ્રકાશન મંદિર | ૮-૪-૦ |
| વગડામાં વસનારા (બા.) | ભારતી સા. સંઘ | ૦-૧૦-૦ |
| પ્રેમી પંખીડાં (બા.) | ,, | ૦-૧૦-૦ |
| આંગણાના શણગાર (બા.) | ,, | ૦-૧૦-૦ |
| કેવાં સોહામણાં (બા.) | ,, | ૦-૧૦-૦ |
| રૂપરૂપનો અંબાર (બા.) | ,, | ૦-૧૦-૦ |
| ઊડતાં ભંમી (બા.) | ,, | ૦-૧૦-૦ |
| ખોરાક | લોકોપયોગી સા. પોરબંદર | ૧-૮-૦ |
| કુદરતમય જીવન (૩જી આવૃત્તિ) | ,, | ૨-૪-૦ |
| આપણો ખોરાક | સ. સા. વ. કા. અમદાવાદ | ૦-૧૨-૦ |
| ખોરાક અને પોષણ | નવજીવન પ્રકાશન | ૦-૮-૦ |

## વ્યાપર-ઉદ્યોગ

| | | |
|---|---|---|
| કમાણીની કળા | એન. એમ. ઠક્કર મુંબઈ | ૩-૦-૦ |
| વ્યાપારી સર્વ જ્ઞાન સંગ્રહ | સંદેશ પ્રકાશન. અમદાવાદ | ૧૦-૪-૦ |
| ગાંધીવાદી આર્થિક યોજના | એન. એમ. ઠક્કર, મુંબઈ | ૧-૮-૦ |
| રૂપીયાનું ભાવી | સંદેશ પ્રકાશન, અમદાવાદ | ૧-૪-૦ |
| વ્યાપારી નામાનો ભોમિયો | એન. એમ. ઠક્કરની કું. | ૪-૪-૦ |
| હિન્દની આર્થિક દુર્દશા | સંદેશ પ્રકાશન, અમદાવાદ | ૦-૧૨-૦ |
| આધુનિક વ્યાપારી મિત્ર | એન. એમ. ઠક્કર, | ૯-૦-૦ |
| હાજર હિસાબી | ,, | ૫-૦-૦ |

## ઉપયુક્ત કળાઓ

| | | |
|---|---|---|
| વીસમી સદીનું પાકશાસ્ત્ર (બા. શ્રી) | નાગરદાસ હ. પટેલ મુંબાઈ | ૨-૮-૦ |
| સંગીતકલા | દવે એ. એમ. ધંધુકા | ૨-૮-૦ |

## સમાજશાસ્ત્ર, ગ્રામોન્નતિ, રાજકારણ વગેરે

| | | |
|---|---|---|
| સર્વોદય | નવજીવન પ્રકાશન | ૦-૨-૦ |
| રચનાત્મક કાર્યક્રમનું રહસ્ય | ,, | ૦-૨-૦ |
| સંસ્કાર | ગાંડીવ સાહિત્ય મં. સુરત | ૧-૮-૦ |
| પરમ સુખી થવાના ઉપાય | સ. સ. વ. કા. અમદાવાદ | ૨-૦-૦ |
| રાજ્યબંધારણ (હિંદ અને બ્રિ.) | એમ. એમ. શાહ, વડોદરા | ૦-૧૪-૦ |
| ગાંધીજીની સ્વરાજ સાધના | એન. એમ. ઠક્કર મુંબઈ | ૩-૮-૦ |
| જીવતા તહેવારો (૩જી આ. પુ.) | નવજીવન પ્ર. અમદાવાદ | ૧-૦-૦ |
| ગુજરાતણોની શરીર સંપતિ | ગુ. મં. ર. કા. ,, | ૧-૮-૦ |
| પાકીસ્તાન | ઓ. પ્ર. કં. મુંબાઈ | ૦-૧૦-૦ |

## કેળવણી

| | | |
|---|---|---|
| હિન્દુસ્તાની પાઠાવલી (બા.) | નવજીવન પ્ર. અમદાવાદ | ૦–૬–૦ |
| આર્યોના સંસ્કાર અથવા હિંદની વિદ્યાકળા | સ. સા. વ. કા. અમદાવાદ | ૨–૦–૦ |
| અમારી ઇન્દુનું શિક્ષણ | પુ. સ. સ. મંડળ વડોદરા | ૨–૦–૦ |
| ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ | ,, | ૧–૮–૦ |
| યુવાનોની સંસ્કાર સાધના | એમ. એમ. ઠ કં. મુંબાઇ | ૧–૮–૦ |

## ભૂગોળ

| | | |
|---|---|---|
| લોકમાતા | નવજીવન પ્રકાશન અમદાવાદ | ૦–૮–૦ |
| આફ્રીકાની સફર | બાલવિકાસ સંસ્થા મુંબાઇ | ૦–૧૦–૦ |
| બહુન પ્રવાસ | હરિહર પુસ્તકાલય | ૩–૦–૦ |

## ઇતિહાસ

| | | |
|---|---|---|
| જર્મનીની આત્મકથા | એન. એમ. ઠક્કરની કું. | ૪–૪–૦ |
| જગતના ઇતિહાસનું રેખાદર્શન | નવજીવન પ્ર. અમદાવાદ | ૫–૦–૦ |

## કાવ્ય

| | | |
|---|---|---|
| વિશ્વશાંતિ | નવજીવન પ્રકાશ | ૦–૪–૦ |
| કૌશિકાખ્યાન | ,, | ૦–૩–૦ |
| બાલરંજના (બા) | યુગાન્તર કાર્યાલય, સુરત | ૦–૮–૦ |
| રાતરાણી (સ્રી) | ,, | ૧–૪–૦ |
| અવધૂતગીતા | સ. સા. વ. કા. અમદાવાદ | ૧–૦–૦ |
| રવીન્દ્રવીણા | ભારતી સા. સંઘ | ૨–૮–૦ |
| નંદનિકા | અ. ફ. ખબરદાર, મુંબઇ | |
| ભારત–બાહુબલિ રાસ | આ. ભ. ગાંધી; ભાવનગર | ૧–૪–૦ |
| છબછબીયાં (બા) | એન. એમ. ત્રીપાઠી, મુંબઇ | ૦–૮–૦ |

| | | |
|---|---|---|
| મેનાવતી અને ગોપીચંદ | સ. સા. વ. કા. અમદાવાદ | ૦–૩–૦ |
| ભર્તૃહરિ અને વિક્રમ | ,, | ૦–૩–૦ |
| જેસલ અને તોરલ | ,, | ૦–૩–૦ |
| છીપણાં | ગાંધી ઈંદુલાલ, કરાંચી | ૨–૪–૦ |
| ઉર્વશી અને યાત્રી | શુક્લ ક. તુ. વઢવાણ | ૨–૪–૦ |
| રાસપદ | સ્વામી હરગોવિંદ, પાટણ | ૧–૮–૦ |
| વરદાન | ગાંધી સુરેશ | ૨–૦–૦ |
| કુંપમંગ | વ્યાસ; અવિનાશ | ૨–૮–૦ |

## નાટક

| | | |
|---|---|---|
| સીતા | પદ્મ પ્રકાશન, મુંબઇ | ૨–૦–૦ |
| ભક્તિના ખેલ | જે. ના. દવે, કલોલ | ૪–૦–૦ |
| ધરતીની પુત્રી | એન. એમ. ત્રિપાઠી, મુંબઇ | ૨–૦–૦ |
| રાણો પ્રતાપ | ગુ. ગ્ર. ર. અમદાવાદ | ૨–૮–૦ |
| ગોમતીચક્ર અને બીજાં નાટકો | જીવન સા. મં. મુંબાઇ | ૨–૪–૦ |

## નવલકથા—નવલિકા

| | | |
|---|---|---|
| ઇસરદાન | સંદેશ પ્ર. મં. અમદાવાદ | ૩–૦–૦ |
| અજ્ઞાતા | આદર્શ પુ. ભં. ,, | ૧–૮–૦ |
| બુદ્ધિધન બીરબલ | એન. એમ. ઠ. કું. મુંબાઇ | ૧–૧૨–૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૪થો | ગૂ. ગ્રં. ર. કા. અમદાવાદ | ૨–૪–૦ |
| વીક્રમની વાતો (બા.) | એન. એમ. ઠ. કું. મુંબાઇ | ૪–૮–૦ |
| બીરબલની ચિત્રમય બાલવાતો | ,, | ૩–૦–૦ |
| વિક્રમાદિત્ય હેમુ | ગૂ. ગ્રં. ર. કા. અમદાવાદ | ૫–૦–૦ |
| બેડો બળવો | ,, | ૨–૦–૦ |
| દેશ દિવાન (નવી આવૃત્તિ) | ,, | ૪–૮–૦ |

| | | |
|---|---|---|
| તણખા (છઠ્ઠી આવૃત્તિ) | ગૂ. ગ્રં. ર. કા. અમદાવાદ | ૩-૦-૦ |
| પડછાયા (રજી આવૃત્તિ) | " | ૧-૦-૦ |
| નવી વાતો (બા.) | " | ૦-૮-૦ |
| નિરંજના | ચં. જ. મહેતા, અમદાવાદ | ૩-૦-૦ |
| ચૌલાદેવી (૩જી આ.) | ગૂ. ગ્રં. ર. કા. " | ૪-૦-૦ |
| અમરયાદ | બરોડા સા. માર્ટ, વડોદરા | ૨-૮-૦ |
| લંબોદર શર્મા (બા.) | ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત | ૨-૦-૦ |
| હસ્તમેળાપ | સંદેશ પ્ર. મંદિર, અમદાવાદ | ૪-૦-૦ |
| અંકીત માળામાં | શરદ પ્રકાશન, મુંબઈ | ૨-૦-૦ |
| શ્રીમતી | ગુ. ગ્રં. ર. કા. અમદાવાદ | ૨-૮-૦ |
| ઘરે બાહિરે | " | ૨-૮-૦ |
| અપસરા | આર. આર. શે. મુંબઈ | ૪-૦-૦ |
| ગૌડ બંગાળની વાર્તાઓ. (બા) ભા. ૧-૨ | ભા. સાહિત્ય સંઘ, મુંબઈ | ૨-૦-૦ |
| પાંખ વિનાના | " | ૩-૦-૦ |
| અણુપૂટ ધારા | " | ૩-૦-૦ |
| તણખા મંડળ (બીજી ન. આ.) | ગુ. ગ્રં. ર. કા. અમદાવાદ | ૩-૦-૦ |
| પ્રકાશનાં પગલાં | સ. સા. પ. કા. " | ૦-૧૦-૦ |
| રાખની ઢગલી | " | ૦-૧૦-૦ |
| પ્રણય સૃષ્ટિનાં પાત્રો | ભા. સા. સં. મુંબઈ | ૩-૦-૦ |
| છીછીછી | " | ૧-૮-૦ |
| વનવગડાની વાતો (બા.) | ભા. સા. સં. મુંબઈ | ૦-૧૦-૦ |
| ભગવાનની ભેટ | " | ૦-૧૦-૦ |

**નવલકથા**

| | | |
|---|---|---|
| બંદીવાન યુજેન આટકોળ | સૌ. શારદાદેવી | ૨-૦-૦ |
| દરીયાપાર | આર. આર. શેઠ. મુંબઈ | ૩-૦-૦ |
| ઊભી વાટે | " | ૩-૮-૦ |
| બરફનું રણ | " | ૨-૦-૦ |
| રેવાનો વર | " | ૧-૦-૦ |
| દીપનિર્વાણ | ભા. સા. સં. મુંબઈ | ૩-૦-૦ |
| લખચોરાસી | પન્નાલાલ પટેલ મુંબઈ | ૩-૦-૦ |
| યૌવન ભા. ૧-૨ | " | ૬-૦-૦ |
| સુવર્ણ મૃગ | ભા. સ. સં. મુંબઈ | ૩-૮-૦ |
| પશમી અને બીજી વાતો | " | ૨-૮-૦ |
| ભરદરીયે (બા) | " | ૧-૦-૦ |
| પ્રાચીનશીલ કથાઓ (બા) | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ૦-૬-૦ |
| મસ્તફકીરનાં હાસ્ય રત્નો | એન. એમ. ઠક્કર, મુંબઈ | ૩-૦-૦ |
| કમંડલુ | અરુણ કાર્યાલય, મોડાસા | ૨-૦-૦ |
| બુદ્ધિવિલાસ | એન. એમ. ઠક્કર, મુંબઈ | ૫-૦-૦ |
| સેતુબંધ | ગાંડીવ સા. મંદિર સુરત | ૨-૮-૦ |
| નિલકંઠનું બાણું | " | ૩-૮-૦ |
| રાજઘાટ | ગોકળદાસ રાવપુરા, વડોદરા | ૨-૦-૦ |

વડોદરા,
તા. ૫-૭-૪૫

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

# ૧૯૪૪–૪૫ ના વર્ષના



સન ૧૯૪૪–૪૫ માં તથા તે પહેલાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાંથી ચૂંટી કાઢેલાં પુસ્તકોની યાદી.

| પુસ્તકનું નામ | કર્તા વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| **વાર્તા, નવલકથા** | | |
| ઇસરદાન | ગો. દા. રાયચુરા | ૩–૦–૦ |
| સુનંદા | રમણ ન. વકીલ | ૧–૮–૦ |
| કાદવનાં કંકુ | બકુલેશ | ૩–૦–૦ |
| બુદ્ધિધન બિરબલ | રામચંદ્ર ઠાકુર | ૬–૧૨–૦ |
| અજ્ઞાતા | ચુ. વ. શાહ | ૧–૮–૦ |
| ઉપવન | જયભિખ્ખુ | ૨–૮–૦ |
| સોરઠી શૂરવીરો | જોષાણી | ૦–૧૨–૦ |
| ભણેલી વહુ | મૃદુલ | ૩–૦–૦ |
| નિરંજના | નિરુપમાદેવી | ૩–૦–૦ |
| પ્રાચીન શીલકથાઓ | નવજીવન કા. | ૦–૬–૦ |
| બે મિત્રો | આર.આર.શેઠની કું. | ૪–૦–૦ |
| ક્રૌંચ વધ | અનુ. ગો. વિદ્વાંસ | ૫–૮–૦ |
| વિક્રમની વાર્તા | આનંદકુમાર ભટ્ટ | ૪–૮–૦ |
| બિરબલની ચિત્રમય બાલવાર્તાઓ | પ્રકાશમ્ | ૩–૦–૦ |
| એક કદમ આગે | રસિકલાલ શાહ | ૩–૦–૦ |
| વિક્રમાદિત્ય હેમુ | જયભિખ્ખુ | ૫–૦–૦ |
| બેડો બળવો | ,, | ૨–૦–૦ |
| સોરઠી જવાહીર | જોષાણી | ૩–૦–૦ |
| દેશદિવાને | ગુ. આચાર્ય | ૪–૮–૦ |
| પડછાયા | ધૂમકેતુ | ૧–૪–૦ |
| નવી વાતો | સ્વ. ગિજુભાઇ | ૦–૮–૦ |
| વિવાહમંદિર | નારાયણ ભટ્ટાચાર્ય | ૩–૦–૦ |
| સંગ્રામ | યદુનંદન | ૨–૮–૦ |
| દીપનિર્વાણ | દર્શક | ૩–૪–૦ |
| બીલીપત્ર | મકનજી પરમાર | ૩–૦–૦ |
| ધરતીને મથાળે | મૃ. મો. ભટ્ટ | ૩–૮–૦ |
| વાચિનીદેવી | ધૂમકેતુ | ૪–૮–૦ |
| ફોરાં | જયંત ખત્રી | ૩–૮–૦ |
| લતા | નવ લેખકો | ૨–૮–૦ |
| નીલકંઠનું બાણ | ચુ. વ. શાહ | ૩–૮–૦ |
| સેતુબંધ | શૈલજાનંદ | ૨–૮–૦ |
| બંદીવાન | સૌ. શારદાદેવી | ૨–૦–૦ |
| ખંડિત માળખાં | બા. મા. વડેરા | ૩–૮–૦ |
| લંબોદર શર્મા | ગાંડીવ કા. | ૨–૪–૦ |
| અમર યાદ | મો. ટી. પટેલ | ૨–૮–૦ |
| સોનલ | પ્રા. ઠા. મુન્શી | ૪–૦–૦ |
| રાજા વિશળદેવ ભા. ૧–૨ | ધ. હિ. ત્રિપાઠી | ૪–૦–૦ |
| ઋણાનુબંધ | સીતારામ શર્મા | ૨–૮–૦ |
| ભોજ અને કાલિદાસ | | ૪–૮–૦ |
| રાખની ઢગલી | સૌજન્ય | ૦–૧૦–૦ |
| હાસ્યતરંગ | જ્યોતિન્દ્ર દવે | ૦–૧૦–૦ |
| જીવનપરિવર્તન | સોપાન | ૦–૧૦–૦ |
| પ્રણયસૃષ્ટિનાં પાત્રો | ભો. ગાંધી | ૩–૦–૦ |
| પ્રેમપત્રો | 'ઉગ્ર' | ૧–૦–૦ |
| જીજીજી | મુરલી ઠાકુર | ૧–૮–૦ |
| વનવગડાની વાર્તા | ગોવિંદ ઠાકર | ૦–૧૦–૦ |
| ભગવાનની ભેટ | જીવરામ જોશી | ૦–૧૦–૦ |
| પલ્લવી | કુમુદ શેઠ | ૦–૧૦–૦ |
| સર્પયજ્ઞ | મયૂર | ૦–૧૨–૦ |
| જનમટીપ | ઈશ્વર પેટલીકર | ૩–૦–૦ |
| ક્રાંતિનાદ | દિવ્યાનંદ | ૩–૦–૦ |

| | | |
|---|---|---|
| પશમી | ' સોમૈયા | ૨-૮-૦ |
| અફલાતુન બેજા' | નઝીર | ૨-૮-૦ |
| વૈશાખી પૂનમ | મધુર | ૨-૧૨-૦ |
| આવતી કાલ | પ્ર. કે. અત્રે | ૩-૦-૦ |
| બે નવલકથા | ટૉલસ્ટૉય | ૨-૮-૦ |
| કેવડાના કાંટા | ખાંડેકર | ૩-૦-૦ |
| બુંદેલખંડની વાર્તાઓ | | ૧-૦-૦ |
| ગૌડ બંગાળની વાર્તાઓ ભાગ ૧-૨ | | ૨-૦-૦ |
| પાંખ વિનાનાં | ઉમેદભાઇ મણિયાર | ૩-૦-૦ |
| અણુખૂટ ધારા | ફૂલછાબ કા. | ૩-૦-૦ |
| મેનાવતી અને ગોપીચંદ | કલાપી | ૦-૩-૦ |
| જેસલ અને તોરલ | ,, | ૦-૩-૦ |
| સાંદીપનીનાં રેખાચિત્રો | રમણીક અરાલવાળા | ૨-૮-૦ |
| બહિષ્કાર | ' પલાશ ' | ૩-૦-૦ |
| અબોલા | દામુ સાંગાણી | ૨-૧૨-૦ |
| પ્રેમ અને પૂજા ભા. ૧-૨ | દર્શક | ૫-૦-૦ |
| વેરાનમાં | મેઘાણી | ૨-૦-૦ |
| ચમેલી | બો. દિવેટીઆ | ૨-૮-૦ |
| વિદાય | સોપાન | ૨-૮-૦ |
| સોરઠણો | ન. સા. મંદિર | ૨-૮-૦ |
| ત્રણ દેવો | ,, | ૨-૧૨-૦ |
| ક્રાંતિની ઝાલરી | નવયુગ પુ. ભં. | ૩-૦-૦ |
| રાધેશ્યામ | આર. આર. શે. કું. | ૪-૦-૦ |
| દેશવટો ભા. ૧-૨ | ભારદ્વાજ | ૫-૦-૦ |
| ખંડિત કલેવરો | ફુલછાબ કા. | ૩-૮-૦ |
| પરબનાં પાણી | આર. આર. શે. કું. | ૨-૮-૦ |
| ચોરાની વાતો | ,, | ૨-૮-૦ |
| હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ | ભા. સા. સં. | ૩-૦-૦ |
| શોધને અંતે | ,, | ૨-૪-૦ |
| ઉપેન્દ્રની આત્મકથા | ના. પારેખ | ૧-૪-૦ |
| પ્રેમપ્રતિમા | પ્રેમચંદજી | ૩-૮-૦ |

### કાવ્ય

| | | |
|---|---|---|
| કલાપીનો કેકારવ | કલાપી | ૮-૦-૦ |
| વિશ્વશાંતિ | ઉમાશંકર જોશી | ૦-૩-૦ |
| કૌશિકાખ્યાન | જુગતરામ દવે | ૦-૩-૦ |
| પ્રેમધનુષ | કોલક | ૧-૮-૦ |
| રાતરાણી | યુગાંતર કા. | ૧-૦-૦ |
| બાલરંજના | જયમનગૌરી | ૦-૮-૦ |
| સંત કબીર | સ. સા. કા. | ૧-૦-૦ |
| રવીન્દ્ર વીણા | મેઘાણી | ૨-૮-૦ |
| નંદનિકા | ખબરદાર | ૩-૦-૦ |
| દૂધગંગા | અવિનાશ વ્યાસ | ૨-૮-૦ |
| છબછબિયાં | ,, | ૦-૮-૦ |
| ગિરધરકૃત રામાયણ | સ. સા. કા. | ૪-૮-૦ |
| મીરાં અને નરસિંહ | ,, | ૦-૧૨-૦ |
| રસપોળી | રમણિક અરાલવાળા | ૦-૮-૦ |
| ગીતા ગીતમંજરી | જુગતરામ દવે | ૧-૦-૦ |
| અખાની વાણી | સ. સા. વ. કા. | ૩-૦-૦ |
| દીવાને સાગર | ,, | ૪-૮-૦ |

### ધર્મ

| | | |
|---|---|---|
| ગીતાધર્મ | દ. બા. કાલેલકર | ૧-૦-૦ |
| પ્રભુમય જીવનનું રહસ્ય | સ. સા. કા. | ૧-૦-૦ |
| પરમ સુખી થવાના ઉપાય | ,, | ૨-૦-૦ |
| અવધૂત ગીતા | ,, | ૧-૦-૦ |
| ઈશ્વરની શોધમાં | સ્વામી રામદાસ | ૧-૮-૦ |
| યોગદીક્ષા | અરવિંદ કા. | ૧-૪-૦ |
| ગીતાબોધ | ગાંધીજી | ૦-૩-૦ |
| ગીતામંથન | કિ. ઘ. મશરૂવાલા | ૨-૦-૦ |
| વિવેકાનંદસાર | સ. સા. વ. કા. | ૨-૦-૦ |
| સંકલિત ભગવદ્ગીતા | કાલેલકર | ૧-૪-૦ |
| વેદની વિચારધારા | રાધાકૃષ્ણન્ | ૨-૪-૦ |
| વેદાન્ત અને યોગ | સ્વામી માધવતીર્થ | ૫-૦-૦ |
| શ્રીમદ્ભાગવત-માર્ગદર્શિકા | સ્વા. માધવતીર્થ | ૩-૧૨-૦ |
| ગીતાસંકલન | સ. સા. કા. | ૦-૧-૦ |
| મનને | ,, | ૦-૧-૦ |
| વિચારસૂર્યોદય | ,, | ૦-૧-૧ |

## શિક્ષણ



## આરોગ્ય



## વૈજ્ઞાનિક



## પ્રવાસ



## સમાજશાસ્ત્ર

### જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| એક સત્યવીરની કથા | ગાંધીજી | ૦–૨–૦ |
| આપણા નેતાઓ | યુસુફ મહેરઅલી | ૧–૦–૦ |
| એશિયાના ધર્મ-દીપકો | તળવળકર | ૩–૦–૦ |
| તૈલંગસ્વામી | સ. સા. કા. | ૦–૮–૦ |
| ભગવાન બુદ્ધ | ડા. ર. મહેતા | ૨–૮–૦ |
| આથમતે અજવાળે | ધ. કૃ. મહેતા | ૫–૮–૦ |
| પ્રેમમૂર્તિ કસ્તુરબા | લાબુબહેન મહેતા | ૦–૬–૦ |
| આનંદશંકર ધ્રુવ | સ્મા. ગ્રંથ | ૮–૦–૦ |
| માલવીયાજી સાથે ત્રિસ દિવસ | | ૩–૦–૦ |
| શ્રી સાંઈબાબા | સ. સા. કા. | ૩–૦–૦ |
| જીવનઝરણાં | નવજીવન કા. | ૨–૮–૦ |
| ગાંધીજી—જીવન અને કાર્ય | | ૧૨–૮–૦ |
| દયાનંદ સરસ્વતી | મેઘાણી | ૧–૮–૦ |
| રામચંદ્ર | નાનાભાઈ ભટ્ટ | ૨–૮–૦ |
| ગાંધીજીના જીવનપ્રસંગો | | ૨–૪–૦ |
| મૂછાળી મા | | ૦-૧૨-૦ |
| ભારતનાં સંતો | | ૧–૮–૦ |
| પુણ્યશ્લોક ગાંધીજી | | ૪–૪–૦ |
| આપણું ઘર | ફૂલછાબ શ્રેણી | ૦-૧૦-૦ |
| આપણા ઘરની વધુ વાતો | ,, | ૦-૧૦-૦ |
| મરેલાંનાં રુધિર | ,, | ૦-૧૦-૦ |

### નાટક

| | | |
|---|---|---|
| ધરા ગુર્જરી | ચંદ્રવદન મહેતા | ૨–૦–૦ |
| રાજા–રાણી | મેઘાણી | ૨–૦–૦ |
| બ્રહ્મચર્યાશ્રમ | ક. મા. મુન્શી | ૧–૪–૦ |
| વેનિસનો વેપારી | હંસા મહેતા | ૨–૦–૦ |
| મૃચ્છકટીક | સુંદરમ્ | ૨-૧૨-૦ |
| વરધોડો | ઇંદુલાલ યાજ્ઞિક | ૧–૮–૦ |
| શરતના ઘોડા | યશવંત પંડ્યા | ૧–૪–૦ |
| ગોમતીચક્ર | જી. સા. મંદિર | ૨–૮–૦ |
| જગતની બેઠી | એન. એમ. ત્રિપાઠી | ૨–૦–૦ |
| સરી જાતું સુરત | ,, | ૧–૪–૦ |

### પ્રકીર્ણ

| | | |
|---|---|---|
| સાંભેલાના સૂર | શાણો | ૩–૦–૦ |
| વ્યાપારી સર્વજ્ઞાનસંગ્રહ | | ૧૦–૪–૦ |
| ગાંધીજીની સ્વરાજ–સાધના | શાંતિ શાહ | ૩–૮–૦ |
| ગાંધીજી સાથે અઠવાડિયું | ચંદ્રશંકર શુક્લ | ૨–૦–૦ |
| સાહિત્ય અને સંસ્કાર | ભોગીલાલ ગાંધી | ૩–૦–૦ |
| જીવનનો આનંદ | દ. બા. કાલેલકર | ૩–૦–૦ |
| ધરતીનું ધાવણ | મેઘાણી | ૩–૮–૦ |
| બુલંદ બયાનનામું | નવયુગ પુ. | ૩–૮–૦ |

## લેખકવાર યાદી

### મહાત્મા ગાંધીકૃત

| | |
|---|---|
| આત્મકથા | ૨–૦–૦ |
| ,, ખાદીકામળ | ૩–૦–૦ |
| ગોસેવા | ૦–૫–૦ |
| નીતિનાશને માર્ગે | ૦–૮–૦ |
| અનાસક્તિ યોગ | ૦–૪–૦ |
| ગીતાપદાર્થકોશ | ૦–૪–૦ |
| ગીતાબોધ | ૦–૩–૦ |
| ધર્મમંથન | ૧–૮–૦ |
| ત્યાગમૂર્તિ | ૧–૦–૦ |
| ગામડાની વહારે | ૦–૨–૦ |
| હિંદસ્વરાજ | ૦–૪–૦ |
| સર્વોદય | ૦–૩–૦ |
| એક સત્યવીરની કથા | ૦–૨–૦ |
| સો ટકા સ્વદેશી | ૧–૪–૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧–૮–૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦-૧૨-૦ |
| ગાંધી વાઈસરૉય પત્રવ્યવહાર | ૨–૮–૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૧૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨–૦–૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦–૩–૦ |

| | |
|---|---|
| **મહાદેવ દેસાઈ** | |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | ૧-૧૨-૦ |
| વિરાજવહુ | ૦-૧૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૧-૦-૦ |
| સંત ફ્રાંસિસ | ૦-૩-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૬-૦ |
| મારી જીવનકથા (જવાહરલાલ) | ૪-૦-૦ |
| **કાકા કાલેલકર** | |
| જીવનનો આનંદ | ૩-૦-૦ |
| સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| લોકમાતા | ૦-૮-૦ |
| ઓતરાતી દિવાલો | ૦-૬-૦ |
| જીવતા તહેવારો | ૧-૦-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૮-૦ |
| सद्बोध शतकम् | ૦-૧૨-૦ |
| संकलिता गीता | ૧-૪-૦ |
| ગીતાધર્મ | ૧-૦-૦ |
| **કિશોરલાલ મશરૂવાળા** | |
| ગાંધી વિચારદોહન | ૧-૧૪-૦ |
| કેળવણીના પાયા | ૧-૦-૦ |
| ગીતામંથન | ૨-૦-૦ |
| સ્વામી સહજાનંદ | ૦-૧૦-૦ |
| ઇશુ ખ્રિસ્ત | ૦-૬-૦ |
| સ્ત્રી-પુરુષ મર્યાદા | ૦-૧૨-૦ |
| **જુગતરામ દવે** | |
| ગીતા ગીતમંજરી | ૧-૦-૦ |
| ખેડુતનો શિકારી | ૦-૪-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ગાંધીજી | ૦-૭-૦ |
| ભારતસેવક ગોખલે | ૧-૮-૦ |
| લોકચોથી | ૦-૧-૦ |
| **નવજીવન કાર્યાલયનાં અન્ય પુસ્તકો** | |
| પ્રાચીન શીલકથાઓ ગો. પટેલ | ૦-૬-૦ |
| શ્રીમદ્ભાગવત ,, | ૧-૮-૦ |
| યોગવાસિષ્ઠ | ૪-૦-૦ |
| અહિંસાની તાલીમ | ૦-૬-૦ |
| વર્ધાશિક્ષણ યોજના | ૧-૦-૦ |
| આશ્રમભજનાવલી | ૦-૬-૦ |
| જગતના ઇતિહાસનું રેખાદર્શન ભા. ૧-૨ | ૧૧-૦-૦ |
| મધપૂડો | ૧-૦-૦ |
| બાપુ | ૦-૧૨-૦ |
| અમારા બા | ૧-૮-૦ |
| પુરાતત્ત્વ પુ. ૨-૩-૪-૫ દરેકના | ૫-૧૨-૦ |
| ગુજરાત વિદ્યાપીઠ વાચનમાળા આઠ પુસ્તકો | ૩-૧૦-૦ |
| ખિસાકોશ | ૦-૧૪-૦ |
| **શ્રી. ઝવેરચંદ મેઘાણી** | |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ થી ૫ (નવલકથા) | ૧૨-૧૨-૦ |
| સોરઠી બહારવટીઆ ભા. ૧ થી ૩ ,, | ૭-૮-૦ |
| રઢીઆળી રાત ભા. ૧ થી ૪ (લોકગીત) | ૫-૦-૦ |
| પ્રભુ પધાર્યા (નવલકથા) | ૨-૮-૦ |
| તુલસીક્યારો ,, | ૩-૮-૦ |
| વેવીશાળ ,, | ૩-૮-૦ |
| ગુજરાતનો જય ભા. ૧-૨ ,, | ૫-૦-૦ |
| અપરાધી ,, | ૪-૦-૦ |
| સમરાંગણ ,, | ૨-૮-૦ |
| વસુંધરાનાં વહાલાં દવલાં ,, | ૨-૮-૦ |
| રા' ગંગાજળીઓ ,, | ૨-૮-૦ |
| યુગવંદના (કાવ્ય) | ૨-૮-૦ |
| કંકાવટી ભા. ૧-૨ (લોકકથા) | ૩-૮-૦ |
| **રવીન્દ્રનાથ ટાગોર** | |
| વહુરાણી બિમાં | ૩-૦-૦ |
| લાવણ્ય | ૨-૮-૦ |
| રાજર્ષિ | ૨-૮-૦ |
| સમર્પણની કથાઓ | ૦-૬-૦ |
| ચાર અધ્યાય | ૨-૮-૦ |
| ઘરે બાહિરે | ૪-૦-૦ |
| ગીતાંજલિ | ૧-૮-૦ |

### શ્રી. કનૈયાલાલ મુનશી

| | | |
|---|---|---|
| ભગવાન કૌટીલ્ય | નવલકથા | ૩-૮-૦ |
| રાજાધિરાજ | ,, | ૫-૮-૦ |
| ગુજરાતનો નાથ | ,, | ૫-૦-૦ |
| જયસોમનાથ | ,, | ૪-૮-૦ |
| કોનો વાંક ? | ,, | ૨-૮-૦ |
| અડધે રસ્તે | આત્મકથા | ૩-૦-૦ |
| સીધાં ચઢાણ ભા. ૧-૨ | ,, | ૬-૮-૦ |
| મારી બિનજવાબદાર કહાણી | | ૨-૮-૦ |

### શ્રી. ધૂમકેતુ

| | | |
|---|---|---|
| ચૌલાદેવી | નવલકથા | ૪-૮-૦ |
| રાજસંન્યાસી | ,, | ૪-૮-૦ |
| કર્ણાવતી | ,, | ૪-૮-૦ |
| રાજકન્યા | ,, | ૪-૮-૦ |
| વાચિનીદેવી | ,, | ૪-૮-૦ |
| ત્રિભેટો | નવલિકા | ૧-૮-૦ |
| તણખા મંડળ ૧ થી ૪ | ,, | ૧૧-૦-૦ |

### શ્રી. ગુણવંતરાય આચાર્ય

| | | |
|---|---|---|
| દરિયાલાલ | નવલકથા | ૪-૦-૦ |
| નીલરેખા | ,, | ૩-૮-૦ |
| રામકહાણી | ,, | ૩-૮-૦ |
| જલસમાધિ | ,, | ૩-૦-૦ |
| ઘેરાતાં વાદળ | ,, | ૨-૮-૦ |
| દરિદ્રનારાયણ ભા. ૧-૨ | ,, | ૬-૮-૦ |
| વહેતી ગંગા | ,, | ૨-૮-૦ |

### શ્રી. રમણલાલ દેસાઇ

| | |
|---|---|
| ગ્રામલક્ષ્મી ભા. ૧ થી ૪ | ૧૪-૮-૦ |
| ભારેલો અગ્નિ | ૪-૮-૦ |
| દિવ્યચક્ષુ | ૩-૮-૦ |
| અપ્સરા | ૩-૮-૦ |

### શરદબાબુ કૃત

| | |
|---|---|
| શ્રીકાંત ભા. ૧ થી ૪ | ૧૦-૮-૦ |
| પથેર દાબી યાને અપૂર્વભારતી | ૫-૮-૦ |
| નવી વહુ | ૪-૮-૦ |
| ચરિત્રહીન | ૫-૮-૦ |
| અનુરાધા | ૪-૦-૦ |
| નવીના | ૪-૮-૦ |
| જીવનયાત્રા | ૧-૧૨-૦ |
| દેવદાસ | ૨-૦-૦ |
| ભૈરવી | ૩-૦-૦ |
| શુભદા | ૨-૮-૦ |

### શ્રી. ચંદ્રવદન મહેતા

| | | |
|---|---|---|
| નાગા બાવા | નાટક | ૧-૦-૦ |
| પ્રેમનું મોતી | ,, | ૨-૦-૦ |
| અખો વર વહુ | ,, | ૧-૧૨-૦ |
| મૂગી સ્ત્રી | ,, | ૦-૧૨-૦ |
| ઇલાકાવ્યો | કાવ્ય | ૨-૦-૦ |

### શ્રી. ચુનીલાલ વ. શાહ

| | | |
|---|---|---|
| નીલકંઠનું બાણુ | નવલકથા | ૩-૮-૦ |
| ભસ્મરેખા | ,, | ૩-૮-૦ |
| પ્રણય અને પરિણય | ,, | ૪-૮-૦ |
| રૂપાનો ઘંટ | ટૂંકી વાર્તા | ૨-૮-૦ |
| વિલોચના | | ૩-૦-૦ |
| જીગર અને અમી ભા. ૧-૨-૩ | | ૫-૦-૦ |
| કર્મયોગી રાજેશ્વર | | ૨-૦-૦ |
| વિકાસ | | ૩-૦-૦ |

### ગો. હા. રાયચુરા

| | |
|---|---|
| ગરવો ગિરનાર | ૨-૦-૦ |
| રાજઘાટ | ૨-૦-૦ |
| ઇસરદાન | ૩-૦-૦ |
| હાસ્યદફતર | ૧-૮-૦ |
| કૂચગીતો | ૦-૧૨-૦ |
| દુહાની રમઝટ | ૧-૮-૦ |
| સોરઠને સીમાડે | ૧-૦-૦ |
| સોરઠી વીરાંગનાની વાતો | ૨-૦-૦ |

### શ્રી. તારાચંદ અડાલજા

| | |
|---|---|
| અજામીલ | ૫-૦-૦ |
| દંભી દુનિયા | ૩-૮-૦ |
| કીર્તિ | ૨-૦-૦ |
| ખાંડાના ખેલ | ૩-૮-૦ |
| વીરાંગનાની વાતો ભા. ૨ જો | ૪-૦-૦ |

### સોપાન

| | | |
|---|---|---|
| ધર્મસાધના | | ૨-૮-૦ |
| સંજીવની | નવલકથા | ૨-૮-૦ |
| પ્રેમ અને પુરુષાર્થ | | ૭-૮-૦ |
| જાગતા રે'જો પૂ. ૬. | ,, | ૩-૮-૦ |
| અંતરની વ્યથા | ,, | ૨-૦-૦ |
| મધુ પમરાં | ,, | ૨-૮-૦ |
| ઝાંઝવાનાં જળ | ,, | ૧-૮-૦ |

કુટેલાં સુવર્ણપાત્રો ૪-૮-૦
મંગળમૂર્તિ ૨-૦-૦
પ્રાયશ્ચિત્ત પૂ. ઉ. ૫-૦-૦

### સ્ત્રીઉપયોગી પુસ્તકો

અમારાં બા (કસ્તુરબા જી. ચરિત્ર) ૧-૮-૦
કુમારનાં સ્ત્રીરત્નો ૧-૮-૦
સ્ત્રીઓનું આરોગ્ય ૧-૦-૦
ભામિનીભૂષણ ભા. ૧ થી ૫ ૯-૮-૦
હીરાધર સાથિયાપોથી ભા. ૧ થી ૪ ૨-૮-૦
રંગોળી ૧-૦-૦
ઉનનું ગૂંથણકામ ૦-૧૨-૦
રંભાનું રસોઇ ઘર ભા. ૧-૨-૩ ૦-૧૨-૦
ચુંદડી ભા. ૧-૨ ૧-૮-૦
વેણીનાં ફૂલ ૧-૦-૦
ભારતની દેવીઓ ભા. ૧-૨-૩ ૯-૦-૦
સંસ્કારલક્ષ્મી ૬-૧૨-૦
ધરતી રાણી ૬-૧૨-૦
જીવનસખી ૪-૪-૦
હિંદુધર્મની આખ્યાયિકાઓ ભા. ૧-૨ ૨-૦-૦
સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનો સેટ ૫૯-૦-૦
કુલીન વિધવા રા. મ. પટેલ ૦-૬-૦
કંકાવટી ભા. ૧-૨ મેઘાણી ૩-૦-૦
જીવનનાં વમળ ૧-૪-૦
અ. સૌ. કુમારી યશવંત પંડ્યા ૧-૦-૦
મદનમંદિર ,, ૦-૧૦-૦

### કિશોર તથા બાલસાહિત્ય

ગાંડિવ બાલોદ્યાનમાળા ૮૦ પુસ્તકો ૩૭-૮-૦
ચાલો ભજવીએ ૧૨ પુસ્તકો ૧૨-૦-૦
બકોર પટેલ ભા. ૧ થી ૨૦ ૧૧-૦-૦
ગાંડિવ કુમારમાળા ૧૬ પુસ્તકો ૨૦-૦-૦
ધર્માત્માનાં ચરિત્રો ૧-૦-૦
કિશોરકથાઓ
ભા. ૧-૨ વાર્તા ૧-૮-૦
ઇન્સાન મીટા દુંગા ,, ૦-૮-૦
સાગરસમ્રાટ સાહસકથા ૧-૦-૦
સાહસિકોની સૃષ્ટિ ,, ૧-૧૨-૦
પાતાળપ્રવેશ ,, ૦-૧૪-૦
બાલરામાયણ ધર્મકથા ૧-૦-૦
આપણા દેશનો ઇતિહાસ ૦-૮-૦
મહાભારતનાં પાત્રો ૧૩ પુસ્તકો ૭-૮-૦
રામાયણનાં પાત્રો ૬ પુસ્તકો ૫-૦-૦
બાળવાર્તા ભા. ૧ થી ૫ ૩-૧૨-૦
બાળલોકગીત સંગ્રહ ભા. ૧-૨ ૦-૧૨-૦
બાપુજી અને બીજી વાતો ૦-૧૨-૦
અઘેરાં ૦-૮-૦
બાલસાહિત્યમાળા ૮૦ પુસ્તકો ૧૫-૦-૦
બાલસાહિત્ય ગુચ્છ ૨૫ ,, ૫-૪-૦
બાલસાહિત્ય વાટિકા ૩૫ ,, ૨૦-૦-૦
ચાલો વાંચીએ અક્ષરજ્ઞાન ૦-૪-૬
આગળ વાંચો ભા. ૧-૨-૩ ,, ૦-૭-૩
બાવલાનાં પરાક્રમ હંસા મહેતા ૧-૯-૦
કિશોર રામાયણ દેસાઇભાઇ પટેલ ૧-૦-૦
શિશુકથાઓ ૦-૧૨-૦
ગોળીબારની મુસાફરી હંસા મહેતા ૧-૯-૦
ગુલાબ અને શિવલી પ્રહ્લાદ પારેખ ૦-૧૨-૦
કુરબાનીની કથાઓ મેઘાણી ૧-૧૪-૦
ફોરમ ભા. ૧ થી ૧૨ શારદાપ્રસાદ વર્મા ૪-૮-૦
કિશોર ચરિત્રમાળા ભા. ૧ તથા ૩ ૩-૦-૦
અશોક બાલ પુસ્તકમાળા
શ્રેણી ૧ થી ૯ દરેકના ૩-૮-૦
બાલવિનોદમાળા શ્રેણી ૧-૨ ,, ૫-૧૨-૦
,, ,, ૩જી ૦-૪-૦
બાલભજનાવલી ૦-૩-૦
રાષ્ટ્રધ્વજ ૦-૪-૦
ડૉન કવીકઝોટ ૦-૮-૦
વિદ્યાર્થી વાચનમાળા
શ્રેણી ૧થી૧૦ દરેકનાં ૩-૮-૦
જનપદ ભા. ૧-૨-૩ (જોષાણી) ૩-૪-૦
રાતુ રૂસ ૩-૦-૦
વિદ્યાર્થીઓ ને યુવકોને ૦-૬-૦
પા પગી ૧-૦-૦
બાલવાચનમાળા ૧-૪-૦
નિસરણી ભા. ૧ થી ૯ ૧-૮-૦

# સામયિકોની યાદી

પુસ્તકાલયોના કેટલાક મંત્રી-ગ્રંથપાલો સામયિકોનાં લવાજમ બાબત અમારા તરફ પૂછપરછ કરે છે. તેમની જાણ માટે હાલમાં પ્રસિદ્ધ થતાં મુખ્ય મુખ્ય સામયિકોનાં વાર્ષિક લવાજમના દર સહિતની યાદી આ નીચે આપી છેઃ—

### દૈનિક

| | | |
|---|---|---|
| વંદેમાતરમ્ | મુંબઇ | ૩૮—૦—૦ |
| જન્મભૂમિ | ,, | ૩૮—૦—૦ |
| સાંજવર્તમાન | ,, | ૩૦—૦—૦ |
| મુંબઇ સમાચાર | ,, | ૪૦—૦—૦ |
| નૂતન ગુજરાત | ,, | ૨૮—૦—૦ |
| બોમ્બે ક્રોનીકલ (અંગ્રેજી) | ,, | ૪૦—૦—૦ |
| ટાઇમ્સ ઓફ ઇંડીઆ ,, | ,, | ૪૩—૦—૦ |
| ફ્રી પ્રેસ જર્નલ ,, | ,, | ૩૦—૦—૦ |
| ગુજરાતસમાચાર | અમદાવાદ | ૩૬—૦—૦ |
| સંદેશ | ,, | ૩૨—૦—૦ |
| પ્રભાત | ,, | ૩૦—૦—૦ |
| સેવક | ,, | ૧૫—૦—૦ |
| ગુજરાતમિત્ર અને ગુ. દર્પણ | સુરત | ૨૨—૦—૦ |
| પ્રતાપ | ,, | ૩૦—૮—૦ |
| ગુજરાત | ,, | ૨૫—૦—૦ |

### અર્ધસાપ્તાહિક

| | | |
|---|---|---|
| સયાજીવિજય. | વડોદરા | ૮—૦—૦ |

### સાપ્તાહિક

| | | |
|---|---|---|
| નવગુજરાત | વડોદરા | ૪—૦—૦ |
| ગુજરાતી | મુંબઇ | ૬—૦—૦ |
| મુંબઇ સમાચાર | ,, | ૧૩—૦—૦ |
| બોમ્બે ક્રોનીકલ (અંગ્રેજી) | ,, | ૧૩—૦—૦ |
| પ્રવાસી | ,, | ૧૩—૦—૦ |
| યુગાન્તર | ,, | ૭—૦—૦ |
| પ્રતાપ | સુરત | ૪—૮—૦ |
| શ્રીશક્તિ | ,, | ૬—૦—૦ |
| દાંડીઓ | ,, | ૬—૪—૦ |
| પ્રજાબંધુ | અમદાવાદ | ૮-૧૪-૦ |
| ગુજરાતી પંચ | ,, | ૫—૮—૦ |
| આરામ | અમદાવાદ | ૮—૦—૦ |
| નવસૌરાષ્ટ્ર | ,, | ૮—૦—૦ |
| નવી રોશની | મુંબઇ | ૮—૦—૦ |
| ફૂલછાબ | રાણપુર | ૧૦—૦—૦ |
| ગુજરાત મિત્ર અને દર્પણ | સુરત | ૭—૮—૦ |
| ખેડા વર્તમાન | ખેડા | ૪—૮—૦ |
| મુસ્લીમ ગુજરાત | સુરત | ૭—૦—૦ |
| જૈન | ભાવનગર | ૮—૦—૦ |
| કેશરી (મરાઠી) | પુના | ૬-૧૦-૦ |
| આર્યપ્રકાશ | મુંબાઇ | ૩—૦—૦ |

### પાક્ષિક

| | | |
|---|---|---|
| ગાંડીવ | સુરત | ૬—૪—૦ |
| જ્યોતિર્ધર | અમદાવાદ | ૩—૦—૦ |

### માસિક

| | | |
|---|---|---|
| કુમાર | ,, | ૬—૦—૦ |
| કિશોર (મા. પુ. માટે) | અમદાવાદ | ૩-૧૨-૦ |
| ,, (કસ્બા પુ. માટે) | ,, | ૪—૦—૦ |
| પ્રસ્થાન (કસ્બાપુ.માટે) | અમદાવાદ | ૫—૦—૦ |
| ,, (મા.પુ.માટે) | ,, | ૪—૮—૦ |
| શારદા | વડોદરા | ૬-૧૧-૦ |
| પુસ્તકાલય | ,, | ૩—૮—૦ |
| નવચેતન | ,, | ૬—૬—૦ |
| વ્યાયામ | ,, | ૨—૮—૦ |
| બાળક | ,, | ૨—૦—૦ |
| બાલજીવન | ,, | ૩—૦—૦ |
| બાલમિત્ર | આણંદ | ૩—૮—૦ |
| બાલસખા | અમદાવાદ | ૩—૨—૦ |
| પુષ્પ (ગુજરાતી) | મુંબાઇ | ૩—૦—૦ |
| પ્રતિમા | ,, | ૫—૦—૦ |
| ગાંડીવ (માસિક) | સુરત | ૩-૧૨-૦ |
| બાલવાડી | ,, | ૧—૦—૧ |

| | | |
|---|---|---|
| ગ્રામજીવન | વડોદરા | ૨—૦—૦ |
| માનસી (ત્રિમાસિક) | ભાવનગર | ૫—૦—૦ |
| કલ્યાણી | ભાવનગર | ૬-૧૨-૦ |
| નવરચના-ઊર્મિ | મુંબાઇ | ૬—૦—૦ |
| શિક્ષણ અને સાહિત્ય | અમદાવાદ | ૪—૦—૦ |
| ચિત્રમય જગત | પુના | ૩-૧૨-૦ |
| રાજપૂત | રાજપીપલા | ૪—૦—૦ |
| પાટીદાર | આણંદ | ૨—૦—૦ |
| નૂતનશિક્ષણ | સુરત | ૨—૮—૦ |
| શિક્ષણપત્રિકા | મુંબઇ | ૧—૮—૦ |
| ઘરશાળા | ભાવનગર | ૧—૮—૦ |
| ગુણસુન્દરી | વડોદરા | ૫—૦—૦ |
| સ્ત્રીબોધ | અમદાવાદ | ૫—૦—૦ |
| સ્ત્રીજીવન | ,, | ૫—૦—૦ |
| ખેતીવાડી વિજ્ઞાન | લિંબડી | ૨—૦—૦ |
| કારવાં | સુરત | ૫—૦—૦ |
| વૈદ્યકલ્પતરુ (વૈદ્યકતું) | અમદાવાદ | ૨—૦—૦ |
| આગેકદમ ઉર્દૂ (બાલમાસિક) | રાજકોટ | ૪—૦—૦ |
| સમાજશિક્ષક | નવસારી | ૨—૦—૦ |
| કમર (વેપારને લગતું માસિક) | સુરત | ૩—૦—૦ |
| આનંદ (મરાઠી બાલમાસિક) | પૂના | ૨—૦—૦ |
| ગીતાધર્મ (ધાર્મિક) | બનારસ | ૪—૦—૦ |
| વિશ્વમંગલ ,, | અમદાવાદ | ૪—૩—૦ |
| કલ્યાણ (કેવળ હિન્દી) | ગોરખપુર | ૪—૩—૦ |
| વિશાળ ભારત ,, | કલકત્તા | ૬—૮—૦ |
| બાલસખા ,, | અલ્હાબાદ | ૨—૮—૦ |
| સરસ્વતી ,, | ,, | ૪—૮—૦ |
| ચાંદ ,, | ,, | ૬—૮—૦ |
| પુષ્પ (અંગ્રેજી) | મુંબઇ | ૪—૦—૦ |
| ગ્રામઉદ્યોગ સંઘ પત્રિકા | ,, વર્ધા | ૨—૦—૦ |
| મૉડર્ન રિવ્યુ (અંગ્રેજી) | કલકત્તા | ૮—૮—૦ |

# અમારી એજન્સીનાં પુસ્તકો

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| કુલીન વિધવા | | ૦-૮-૦ |
| ગ્રામચિત્રો | ઇશ્વર પેટલીકર | ૨-૮-૦ |
| સોરઠરાણી | ગો. દા. રાયચુરા | ૧-૮-૦ |
| નગાધિરાજ | ,, | ૧-૮-૦ |
| કુળદીપક | ,, | ૧-૮-૦ |
| સોરઠપતિ | ,, | ૧-૮-૦ |
| સોમનાથની સખાતે | ,, | ૧-૮-૦ |
| નવલખ સોરઠ | ,, | ૧-૮-૦ |
| સોરઠી વીરાંગનાની વાતો | ,, | ૨-૦-૦ |
| દાલચીવડાનું હાસ્યદફતર | ,, | ૧-૮-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તા ભા. ૨જો | | ૧-૮-૦ |
| ફુલાની રમઝટ | રાયચુરા | ૧-૮-૦ |
| ફુચગીતો | ,, | ૦-૧૨-૦ |
| રાયચુરાની રસકથાઓ | ,, | ૧-૮-૦ |
| ગાંધીયુગની વાર્તાઓ | ,, | ૦-૧૨-૦ |
| દાલચિવડાની દશ વાર્તાઓ | ,, | ૧-૮-૦ |
| પ્રેમલીલા—ભાગ ૧ | ,, | ૧-૪-૦ |
| લખેશરી | ,, | ૨-૮-૦ |
| રાસમંદિર | ,, | ૧-૦-૦ |
| રસિયાના રાસ | ,, | ૧-૦-૦ |
| સોરઠને સીમાડે | ,, | ૧-૮-૦ |
| મો. ન. અમીન, જીવંન અને કાર્ય | | ૨-૮-૦ |
| Gems of Health | | ૨-૦-૦ |
| ઉનનુ ગૂંથણકામ | | ૧-૪-૦ |

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| ફૂલછાબ | | ૨-૦-૦ |
| કુમારી હેલન | રસૂલભાઇ વોરા | ૦-૨-૦ |
| જાતકકથાઓ | ચંદ્રશંકર ભટ્ટ | ૦-૧૦-૦ |
| રામસિંહ રાઠોડ | ,, | ૦-૬-૦ |
| કુમાર વીરસેન ભા. ૩ | ,, | ૦-૬-૦ |
| ક્રીસ્ટોફર કોલમ્બસ | ,, | ૦-૬-૦ |
| કથામણિ | વીમાવાળા | ૨-૮-૦ |
| ગ્રામદેવતા | મ. કા. પટેલ | ૧-૮-૦ |
| બલિદાન | પ્રા. ઠા. મુનશી | ૦-૮-૦ |
| ચાંદરણાં | પ્ર. ગિ. મહેતા | ૦-૮-૦ |
| વગર દોકડાનો વૈદ્ય | | ૨-૦-૦ |
| પ્રભાત પ્રાર્થનામાળા | | ૨-૦-૦ |
| અ. સૌ કુમારી | યશવંત પંડયા | ૧-૦-૦ |
| જીવનસંભારણાં (શારદા મહેતા) | | ૨-૮-૦ |
| બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા.૧-૨ | | ૨-૨-૦ |
| છત્રપતિ શિવાજી | વા. મુકાદમ | ૫-૮-૦ |
| સામાજિક શૃંખલાઓ | | ૦-૮-૦ |
| મદન મંદિર | યશવંત પંડયા | ૦-૧૦-૦ |
| ગજવે ઘૂમતો ગુજરાતી શબ્દકોષ | | ૧-૪-૦ |
| જવનિકા | રેખા કાર્યાલય | ૦-૧૨-૦ |
| હંસી (નાટક) | બી. પી. વૈદ્ય | ૧-૦-૦ |
| જૂની ગુજરાતી ભાષા | | ૧-૧૨-૦ |
| જાપાનની કેળવણી | | ૦-૮-૦ |
| કાચાં ફળ | | ૦-૮-૦ |



પુસ્તકાલય સ. સ. મંડળ લિ. પો. બો. ૧૦ વડોદરા

સમસ્તગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર



પુસ્તક ૨૦ મું ઑગસ્ટ–૧૯૪૫ અંક ૮ મો

## પુસ્તકાલયનું બજેટ અને પુસ્તકપસંદગી

—તંત્રીસ્થાનેથી

વર્ષ આખર આવે છે અને પુસ્તકાલયના ઉત્સાહી મંત્રી–ગ્રંથપાલો પોતાના બજેટની તૈયારીઓ કરવા મંડી જાય છે. એ બજેટ–અંદાજ તૈયાર કરતા પહેલાં તેને પાછલા વર્ષનું નિવેદન પણ તૈયાર કરવાનું હોય છે.

આખા વર્ષ દરમિયાન પુસ્તકાલયની સેવાર્થે–પુસ્તકાલયમાં આવતા જનતા જનાર્દનના વાચનવિકાસ અર્થે પોતે શું શું પગલાં લીધાં તે એ ઊડતી નજરે નિહાળી જાય છે; પોતે ભેગી કરેલી લોકમદદ અને સરકારપંચાયત મદદનો કેટલે દરજ્જે સદુપયોગ થયો તેનું એ નિરીક્ષણ કરે છે; ગયા વર્ષે પુસ્તકાલય માટે ખરીદાયેલાં પુસ્તકોમાંથી ક્યા ક્યા વિષયનાં કેટકેટલાં પુસ્તકો લોકાદર પામ્યાં તેનો એ અંદાજ કાઢે છે; તેમાં પણ, શિષ્ટ અને ઉપયોગી સાહિત્ય કેટલા ટકા વંચાયું તે તારવી કાઢે છે.

આ રીતે જનતાનું હિતાહિત વિચારનાર એ ગ્રંથપાલ વીતેલા પાછલા વર્ષનું અવલોકન કરવાનું ચૂકતો નથી. એ માટે એ વાચક રજિસ્ટર તપાસી જાય છે, અને જુએ છે કે, નવલકથાનાં પુસ્તકો કેટલાં વંચાયાં, ધાર્મિક તથા તત્ત્વજ્ઞાન અને ઉન્નતિપ્રેરક પુસ્તકો કેટલાં વંચાયાં; તેમ જ સમાજશાસ્ત્ર, અર્થકારણ, રાજકારણ અને હુન્નરઉદ્યોગને લગતાં પુસ્તકોનું પ્રમાણ કેટલું હતું; એનું પણ એ તારણ કાઢે છે.

આ બધા વિષયોમાંથી ક્યા ક્યા વિષયનાં પુસ્તકો વધુ વંચાયાં એનું એ પૃથક્કરણ કરે છે અને એ પુસ્તકો લોકાદર કેમ પામ્યાં તેનો ક્યાસ કાઢવાનું ચૂકતો નથી. ઉપરાંત, એ પુસ્તકો જનતાને ઉપયોગી અને જ્ઞાનપ્રેરક હતાં કે કેમ તે પણ તપાસી જાય છે.

એ પરથી પોતે નવા વર્ષમાં કેવાં કેવાં પુસ્તકો મંગાવવાં તેનો ખ્યાલ બાંધે છે. નવલકથાનું વાચન વિશેષ પ્રમાણમાં થયું હોય તો અલબત્ત, એ નવલકથાનાં પુસ્તકો નવા વર્ષમાં મંગાવવાનો પ્રબંધ કરશે; પરંતુ સાથે સાથે, જો એણે પોતાને ત્યાં વાચકમંડળ સ્થાપ્યું હશે તો તે પરથી ક્યા ક્યા લેખકના ક્યા ગ્રંથોએ એ વાચકો પર કેવી છાપ પાડી છે તે જાણી જ લીધું હશે. અને નવા વર્ષે એ લેખકોનાં નવલસર્જનો પુસ્તકાલયમાં વસાવવાં મુનાસબ છે કે કેમ તેનો વિચાર કરશે.

હવે તો એને સમજાયું જ હોય છે કે, વાર્તા–નવલકથાનાં પુસ્તકોમાં જ રાચતા પુસ્તકાલયના વાચકોને ક્રમેક્રમે ઇતર વિષયનાં પુસ્તકોમાં પણ રસ લેતા કરવા જોઈએ. અને એવું સાહિત્ય હવે તો આપણે ત્યાં સારા પ્રમાણમાં પ્રસિદ્ધ થવા પામ્યું છે. રાજકારણ અને અર્થકારણના રોચક શૈલીએ રજૂ થતાં તુલનાત્મક નિબંધો વાચકની બુદ્ધિતુલનાનો વિકાસ સાધે છે, જ્યારે સમાજશાસ્ત્રને લગતાં પુસ્તકો આપણા સમાજના અભ્યાસમાં સહાયરૂપ થઇ પડે તેવાં પણ પ્રસિદ્ધ થાય છે.

સાહિત્ય–વિવેચનનાં પુસ્તકોને ગ્રંથપાલ જોઇ જવાનું ચૂકતો નથી, કારણ, એ તો એના ભોમિયાની ગરજ સારે છે. દરમાસે સાહિત્યનાં સામયિકો પણ એને નવાં નવાં બહાર પડતાં પુસ્તકોનો પરિચય મેળવવામાં ઠીક સહાયરૂપ નીવડે છે. એટલે પ્રત્યેક માસે શિષ્ટ સામયિકોમાં આવતાં અવલોકનો પણ એ જોઇ જાય છે અને તેમાંથી પોતાના પુસ્તકાલયના વાચકોને કયાં પુસ્તકો રુચિપ્રદ અને પથ્ય નીવડશે તેની તુલનાત્મક નોંધ પણ પોતે રાખતો હોય છે.

પુસ્તકાલયનો આવો મંત્રી–ગ્રંથપાલ જે પોતાને ત્યાં ઉત્તમોત્તમ લોકભોગ્ય પુસ્તકો વસાવવાની ધગશવાળો હોય છે તે આટલું તો કરે જ છે. અને તેના પરિણામે તેનું પુસ્તકપસંદગીનું કામ સરળ બની જાય છે.

આ તો વાંચી–સમજી–વિચારી શકે તેવા વાચકો માટે વસાવવા યોગ્ય પુસ્તકોની વાત થઇ. પરંતુ હાલ જ્યારે પ્રૌઢશિક્ષણપ્રચારના પરિણામે નવા શીખેલા પ્રૌઢોનો પ્રશ્ન તેમની સામે ખડો છે ત્યારે તેમણે તેમનો તેમ જ બાલસાહિત્યનો વિચાર તો ખસૂસ કરવાનો રહે છે જ.

એ નવા થતા વાચકોને સરળતાપૂર્વક વંચાય તેમ જ સમજાય તેવી નાની નાની મોટા અક્ષરવાળી અને જોડાક્ષર સિવાયની એવી પુસ્તિકાઓ–લોકપોથીઓ અને ક્રમિક વાચનમાળાઓ વસાવાય તે માટે પણ કાળજી રાખવાની હોય છે.

આમ, નવા વર્ષ માટે પુસ્તકોની પસંદગી કરતી વેળા ઉપર્યુક્ત કાળજી અને ઉત્સાહ ધરાવનાર મંત્રી–ગ્રંથપાલનો દાખલો દરેક ગામ તેમ જ કસ્બા પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો લે એ ઇચ્છનીય હોઇને આવશ્યક પણ છે.

એ હરગીજ એવું તો નહિ જ કરે કે, અમુક લેખક આપણા મિત્ર છે કે ગામના છે માટે તેમનું સારું કે નરસું પુસ્તક અવશ્ય આપણા પુસ્તકાલયમાં વસાવો.

સાર્વજનિક પુસ્તકાલય કોઇ વ્યક્તિનું નથી કે તેમાં કોઇનો વ્યક્તિગત સ્વાર્થ સાધી શકાય. એ તો સમસ્ત જનતાનું છે, અને સમસ્ત જનતાને–જનસમૂહના મોટા ભાગને ઉપયોગી નીવડે તેવું શિષ્ટ પથ્યકર સાહિત્ય વસાવાય તે માટે ભાગ્યે જ કોઇને ભલામણ કરવાની જરૂર હોય.

---

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★હિંદી ખગોળશાસ્ત્ર તથા વૈદકશાસ્ત્ર પર પ્રખ્યાત મુસ્લિમ વિજ્ઞાનવેત્તા અબુરરૈહાન મહમદ અલબીરૂને લખેલ પુસ્તકની અલભ્ય હસ્તપત્રની ફોટો–પ્રિન્ટ કલકત્તા વિશ્વવિદ્યાલયે મેળવી છે. આ હસ્તપ્રત ઇજીપ્તના સ્ટેટ પુસ્તકાલયમાં રાખવામાં આવેલ છે. હસ્તપ્રત લગભગ એક હજાર વર્ષ જૂની છે.

હિંદમાં સંસ્કૃત વિશ્વવિદ્યાલય સ્થાપવાની હિલચાલ આગ્રા ખાતે શરૂ થઇ છે. થોડા સમય પહેલાં ભારતીય વિદ્યાપ્રચાર સમિતિની આગ્રા ખાતે ભરવામાં આવેલ કારોબારી સભામાં સંસ્કૃત વિશ્વવિદ્યાલય સ્થાપવાના તથા સંસ્કૃત ભાષા સંસ્થાન શરૂ કરવાના ઠરાવ પસાર કરવામાં આવ્યા છે. ઉપલા હેતુ માટે દશ લાખ રૂપિયા ભેગા કરવાનો પણ ઠરાવ કરવામાં આવ્યો હતો.

સમિતિના પ્રમુખ તથા સંયુક્ત પ્રાંતોના એડવોકેટ જનરલ ડૉ. નારાયણપ્રસાદ અસ્થાના, સી. આઇ. ઇ., એ જણાવ્યું કે ' સંસ્કૃત, આર્યસંસ્કૃતિનો પાયો હોવાથી, તેના પુનરુદ્ધારથી હિંદુઓનો સાંસ્કૃતિક ઉત્કર્ષ થશે. શિક્ષણના વાહન તરીકે સંસ્કૃતને અપનાવવાથી કોઇ પણ પ્રાંતિક ભાષાને અપનાવવાની તકરાર બંધ પડી જાય છે. આ વિશ્વવિદ્યાલય પ્રથમ પંક્તિના કળા, વિજ્ઞાન તથા આનુષંગિક વિષયો માટે છે. આને મદદ કરવા તથા બીજા વિશ્વવિદ્યાલયો પ્રમાણે આ માટે કાયદો પસાર કરવાની હિંદી સરકારને વિનતિ કરવામાં આવશે, જેથી આ વિશ્વવિદ્યાલય ' માન્ય ' ગણાય અને તેમાંથી પસાર થનાર વિદ્યાર્થીઓનો દરજ્જો સમાન ગણાય. વિશ્વવિદ્યાલયની સાથોસાથ સંસ્કૃત ભાષા બોલનારાઓનું એક સંસ્થાન સ્થાપવામાં આવશે, જેથી કરીને સંસ્કૃત જીવંત ભાષા છે એમ લાગતું હિંદમાં ઓછામાં ઓછું એક સ્થળ તો હોય.

★અમેરિકન સામયિક ' એશિયા એન્ડ ધી અમેરિકાઝ 'ની અંગ્રેજીમાં તથા હિંદની વિવિધ ભાષાઓમાં હિંદમાં આવૃત્તિ કાઢવાનું નક્કી કરવામાં આવ્યું છે. યુદ્ધ પછી તરત જ અથવા તો તે પહેલાં નિયમિત હવાઇ વ્યવહાર શરૂ થાય તો તે પહેલાં આ યોજનાનો અમલ કરવામાં આવશે.

★મુંબઇના ' એશિયા પબ્લિશિંગ હાઉસ ' સાથે આ બાબતનો કોન્ટ્રેક્ટ કરવામાં આવ્યો છે. તે સંસ્થા હિંદની આવૃત્તિઓ છાપીને હિંદ, સીલોન, બર્મા, મલાયા અને અફઘાનિસ્તાનમાં તેની વહેંચણી કરશે. યોજના એવી છે કે દરેક અંકની નકલ અગાઉથી ન્યુયોર્કથી મુંબઇ હવાઇ વિમાન દ્વારા મોકલવી; મુંબઇમાં ' ફોટોગ્રાફની વિધિ 'થી તે નકલો છાપવી, જેથી કરીને હિંદના અને આસપાસના દેશોના અંગ્રેજી જાણનારાઓ, અમેરિકનો જે પાનાં વાંચે, તે જ પાનાં વાંચશે. હિંદની ભાષાઓમાં તેનું ભાષાંતર બને તેટલી ઝડપે કરવામાં આવશે.

★કારાવાસ દરમિયાન આપણા ઘણાખરા નેતાઓએ પોતાનો સમય પુસ્તકો લખવામાં કાઢયો છે. આચાર્ય નરેંદ્રદેવે કારાવાસના ૧,૦૪૧ દિવસો દરમિયાન ફ્રેન્ચ ભાષામાંથી વસુબંધુના પુસ્તક ' અભિધર્મકોશ 'નું હિંદી તથા અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે. આ ગ્રંથ બૌદ્ધધર્મના

સર્વસંગ્રહ જેવો ગણાય છે અને ચીન, તિબેટ તથા મલાયામાં તેનો ખૂબ અભ્યાસ કરવામાં આવે છે.

એમ જણાય છે કે મૂળ સંસ્કૃત પુસ્તક તો ગૂમ થયું છે, પરંતુ ચીની તથા તિબેટી ભાષાંતરો મળી શકે છે. પુસ્તન નામના ફ્રેંચમેને ચીની ભાષામાં તેનું ભાષાંતર કર્યું છે અને આચાર્ય નરેન્દ્રદેવે તે પરથી પુનઃ ભાષાંતર કર્યું છે.

★મધ્યપ્રાંતના આગલા પ્રધાન પંડિત દ્વારકાપ્રસાદ મિશ્રે પણ સાહિત્યક્ષેત્રને સમૃદ્ધ કર્યું છે. તેમણે વ્રજભાષામાં ' કૃષ્ણાયન 'ના પદ્યમાં સાત ભાગો લખ્યા છે. આ પુસ્તકમાં કૃષ્ણ પ્રભુની વાત આવે છે.

★પેરિસમાં ચોથું અમેરિકન દૈનિક શરૂ કરવામાં આવ્યું છે. તેનું નામ ' પેરિસ પોસ્ટ ' છે અને તે ન્યુ યૉર્ક ' પોસ્ટ 'ની સાથે સંકળાયેલું નાના કદનું પત્ર છે.

' પેરિસ પોસ્ટ ' અમેરિકાનું બપોરનું પહેલું દૈનિક છે, અને પેરિસમાં પ્રગટ થતું ચોથું અમેરિકન દૈનિક છે. બીજાં ત્રણ પત્રો ' ન્યુયૉર્ક ટાઇમ્સ ' ' ન્યુ યૉર્ક હેરલ્ડ અને ટ્રિબ્યુન અને ચિકાગો ' ટ્રિબ્યુન 'ની પેરિસની આવૃત્તિઓ છે. ન્યુ યૉર્ક ' પોસ્ટ 'ની પેરિસ શાખાના મુખ્ય પૉલ સ્કૉટ મોવરેટ ' પોસ્ટ 'ના તંત્રી તથા પ્રકાશક થશે અને ' રૉબર્ટ પેલ તેના જનરલ મેનેજર થશે.

★બંગાળાના સુપ્રસિદ્ધ નવલિકાલેખિકા, બહેરામપુરવાસિની શ્રીમતી નિરુપમાદેવીને કલકત્તા વિશ્વવિદ્યાલયે ' જગતતારિણી ચંદ્રક ' આપ્યો તેના માનમાં ૨૮ એપ્રિલે એક સમારંભ કરવામાં આવ્યો હતો. આ માન તેમને મોડું મળતું હોઇ વધારે આવકારદાયક છે. ત્રીસ વર્ષ પહેલાં લખાયેલ તેમનું શ્રેષ્ઠ પુસ્તક ' દીદી ' આજે પણ તેટલું જ લોકપ્રિય છે.

સ્વ. સર આસુતોષ મુખરજીએ ' જગતતારિણી ચંદ્રક 'ની સ્થાપના કરી છે. આ બહુમાન મેળવનારાઓમાં રવીન્દ્રનાથ ટાગોર, શરતચંદ્ર ચેટરજી તથા સ્વર્ણકુમારીદેવીનો સમાવેશ થાય છે.

★હિંદના સાહિત્યની કદર કરાવવાના હેતુથી, પી. ઇ. એન. નો મારફ્ક શ્રી. વી. એન. મેરે તથા સી. એસ. મયૂરે ' ઇન્ડિયન લિટરરી ક્વાર્ટર્લી ' શરૂ કરવાની યોજના કરી છે. આ અંગ્રેજી સામયિકનો પહેલો અંક ૧૯૪૫ ના ઑક્ટોબરમાં બહાર પડશે. આ અંકમાં હિંદી સાહિત્ય તથા તેનાં અંગોનો સમાવેશ કરવામાં આવશે

★સામાન્ય વાચકને આજે, હિંદમાં તથા બહાર જે બનાવો બની રહ્યા છે તે વિષે સાચા ખબરની, અનાજ કરતાં વધારે જરૂર પડે છે. વસ્તીના દરેક શિક્ષિત વાચકને હિંદના જીવનના જુદા જુદા વિભાગો વિષે, તેના ઇતિહાસ, સંસ્કૃતિ તથા રાજકારણ વિષે તેમ જ બીજા દેશના લોકો વિષે સહેલાઇથી ખબર મળે તે જરૂરી છે. કુંવર કિશોર શેઠના તંત્રીપદ હેઠળ શરૂ થયેલા ' આજકાલ ' નામના હિંદી માસિકે કેટલેક અંશે આ ખોટ પૂરી પાડી છે: થોડા સમય પહેલાં પ્રગટ થયેલ મે માસના અંકમાં બીજા વિષયો ઉપરાંત હિંદની મૂળ જાતિઓ વિષેની નોંધ, તથા પાડોશી દેશો તિબેટ, અફઘાનિસ્તાન, ઇરાક અને મલાયા વિષે પણ નોંધ આપી છે. વાર્તા અને નાટિકા ઉપરાંત, પુસ્તકસમાલોચના, કાવ્ય

તથા પ્રાસંગિક ચર્ચા પણ આપી છે. જો હવે પછીના અંકોમાં આવું જ ઉચ્ચ ધોરણ સાચવવામાં આવશે તો આ માસિકનું સ્થાન અનોખું થઇ પડશે.

★મદ્રાસની કેરાલા સમાજે દર વર્ષે મદ્રાસ યુનિવર્સિટીવાળા ડૉ. સી. કુન્હન રાજાના નામથી એક સુવર્ણચંદ્રક આપવાનો નિર્ણય કર્યો છે. આ ચંદ્રક મલાયલમ શ્રેષ્ઠ પુસ્તકોના મુખપાઠ માટે અપાશે. સમાજ દર વર્ષે પુસ્તકની પસંદગીની જાહેરાત કરશે.

★મરાઠી ભાષામાં આત્મકથાની સંખ્યા બહુ નથી, પરંતુ તેમાં એનો હમણાં ઉમેરો કરવામાં આવ્યો છે. બદલાપુર ( થાણા )ના સુપ્રસિદ્ધ મરાઠી લેખક શ્રી. એન. જી. ચાપેકરે તથા પૂનાના કાકા સાહેબ ઓંકારે પોતાની આત્મકથા બહાર પાડી છે.

★પચાસ વર્ષ પહેલાં પૂનાની ફર્ગ્યુસન કૉલેજના અંગ્રેજીના પ્રોફેસર વી. બી. કેલ્કર તે સમયના અગ્રગણ્ય વ્યક્તિ હતા. શેક્સપીઅર વિષેનાં તેમનાં ભાષણો શ્રેષ્ઠ ગણાતાં હતાં. ઉપરાંત તે નાટ્યકળાના શિક્ષક, લેખક, તંત્રી તથા નાટ્યકાર પણ હતા. શેક્સપીઅરના નાટક ' ટેમિંગ ઑફ ધી શ્યુ 'નું તેમણે કરેલ મરાઠી રૂપાંતર આજે પણ કોઇ વાર, સફળતાપૂર્વક ભજવવામાં આવે છે. લલિતકળા મહામંડળ તથા શારદોપાસક મંડળ તરફથી પૂનામાં તેની સ્મૃતિને માન આપવાનું નક્કી કરવામાં આવ્યું છે.

★છેલ્લા ત્રીસ પાંત્રીસ વર્ષના મરાઠી સાહિત્યનું અવલોકન કરતાં ઘણાને ખાતરી થઇ છે કે તે ઊતરતું જાય છે. આ ફરિયાદ ચારે બાજુથી કરવામાં આવી છે. પૂનાની વસંત વ્યાખ્યાનમાળાની તાજેતરની બેઠકમાં આ ચર્ચા પાછળ બે દિવસ ગાળવામાં આવ્યા હતા. પૂનાના પ્રો. એસ. એમ. માનેના પ્રમુખપદ હેઠળ ચાલેલી આ ચર્ચામાં મરાઠીના અનેક વિદ્વાનોએ ભાગ લીધો હતો. એમ નક્કી કરવામાં આવ્યું હતું કે હલકા પ્રકારના મરાઠી સાહિત્ય પર કોઇ પણ પ્રકારના અંકુશની જરૂર છે.

★તામિલ નાટ્યકળાને સજીવન કરવામાં બજાવેલ સેવાની કદર તરીકે મદુરાદેવી બાલવિનોદ સભાના નવાબ ટી. રાજમાણિક્ય પિલ્લેને રૂા. ૩,૫૦૦ થી વધારે કિંમતનો ચાંદીનો એક પ્યાલો ભેટ આપવામાં આવ્યો છે. રાજ્યના ઉચ્ચ અધિકારીઓ તથા જનતાએ આ ફાળામાં રકમો ભરી હતી.

★બે યુવાન ફિલિપિન લેખકોએ અમેરિકામાં કેવી રીતે કીર્તિ પ્રાપ્ત કરી તેનું વર્ણન 'બૂક્સ એબ્રોડ'માં પી. સી. મોહાન્તેએ આપ્યું છે. ક્ષયમાંથી જ્યારે બચવાની આશા નહોતી ત્યારે લોસ ઍન્જિલિસની જનરલ હૉસ્પિટલમાં પડયા પડયા કાર્લોસ બુ લોસને લખવાનું શરૂ કર્યું. પોતાના પ્રશંસકોની મદદથી તથા કુશળ તબીબી સારવારથી તે માંદગીમાંથી સાજો થયો, પરંતુ જિંદગીભર અપંગ થઇ ગયો. પોતાના પ્રશંસકોના પોતામાં રહેલ વિશ્વાસને સાબીત કરવા તથા જે અમેરિકનોના ખર્ચે પોતે સારવાર પામ્યો હતો તેને કંઇક બદલો આપવા કાર્લોસ બુ લોસને લખવાનું જારી રાખ્યું. ૧૯૪૩ માં ' સેટર્ડે ઇવનીંગ પોસ્ટ ' ' ફ્રીડમ ફ્રોમ વૉન્ટ ' ( તંગીમાંથી મુક્તિ )નો તેનો લેખ બીજા સ્વાતંત્ર્ય વિષેના પ્રસિદ્ધ લેખકોના લેખો સાથે છાપતાં તેને પ્રસિદ્ધિ મળી. તેની નવલિકાનો સંગ્રહ ' ધી લાફ્ટર ઑફ માઇ ફાધર 'ની નકલો ખૂબ વેચાય છે.

# શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગની સાહિત્યસેવા

આ વર્ગનું સાહિત્ય સમૃદ્ધિવાળું, વૈવિધ્યપૂર્ણ અને વિશાળ છે. અવર્ણીય ગણી શકાય એવું, અને તેના સર્જકોની જુદી જ તરી આવતી સ્પષ્ટ છાપવાળું, છતાં સ્વતંત્ર રીતે આલેખાયેલું આ વર્ગનું સાહિત્ય, ગુજરાતી સાહિત્યમાં અનેરી ભાત પાડે છે. તે સાહિત્ય કોઇ ખાસ સંસ્થાગત કે વ્યક્તિગત પ્રયોજન પાર પાડવાના હેતુથી નહોતું લખાયું, એ હકીકત દીવા જેટલી સ્પષ્ટ છતાં, તેની સાધકવર્ગ અને ઇતર સમાજ પરની વ્યાપક અસર જોતાં, તે સાહિત્યની વિશેષ પ્રતિષ્ઠા કરતો તેનો સાર્વત્રિક સર્વોદયનો હેતુ પ્રશંસાને પાત્ર છે. કોઇ પણ એક વિશિષ્ટ જ્ઞાનશાખા કે વસ્તુપદાર્થનો બોધ થાય તેના કરતાં સર્વ શાખાઓનું મૂળ, સર્વ વિદ્યા, વસ્તુ અને પદાર્થોનો બોધ તથા તાત્પર્યજ્ઞાન જેનાથી થવાનો સંભવ છે તેવી તત્ત્વવિદ્યાના રાજમાર્ગનો મનુષ્યને પરિચય કરાવવો જોઇએ; એ પરોપકારી પ્રયોજનથી પ્રેરાયેલું શુદ્ધ–તત્ત્વશુદ્ધ–સાહિત્ય આ વર્ગ તરફથી પ્રસિદ્ધ થતું ગયું છે. જે રાજપંથ પર પગ સ્થિર થવાથી, મનુષ્ય સર્વ માર્ગોનો માલિક બની જાય; જે સ્થળે ઊભા રહી, જીવાત્મા સર્વ રીતે ક્ષિતિજ પર્યંત દષ્ટિને દોડાવી શકે, અને જેનું અનુશીલન કરવાથી મનુષ્ય સર્વ પ્રકારે ઉન્નતિ સાધી, હિતવર્ધક સુખની પોતે પ્રાપ્તિ કરી બીજાઓને કરાવી શકે–એવા સત્ય જ્ઞાનનું અધ્યયન કરવું અને કરાવવું, એ જ્ઞાનની પરબ ખોલી તેનો સુવિસ્તાર કરવો,–એ આ વર્ગની, તેના સાહિત્યસર્જનમાં, વર્ગની સ્થાપનાના મૂળ હેતુ જેવી જ વિશુદ્ધ નેમ હતી. વિશાળ જનસમુદાયને અનેક રીતે પોતાના પ્રતિ આકર્ષી, આગ્રહપૂર્વક વર્ગમાં ભેળવી, વાડો વધારવાના યા પંથ સ્થાપવાના સંકુચિત ઉદ્દેશ પાર પાડવાના કે સાહિત્યકીય પ્રતિષ્ઠા પામવાના સ્વાર્થી હેતુથી, સાહિત્યને પ્રચારકાર્યનું સાધન બનાવવાનો, તેઓનો લેશ પણ આશય ન હતો, અને નથી. માત્ર મૂકભાવે, પોતાનાથી પીરસાય તેટલું સાહિત્ય તેમણે પીરસ્યા જ કર્યું છે.

## વર્ગના સાહિત્યનો પ્રધાનસૂર

વર્ગના સાહિત્યનો પ્રધાન સૂર સિધ્ધાર્થિએ. સકળ ઐશ્વર્યના અધિષ્ઠાતા પરમેશ્વરના. પરમ ઐશ્વર્યની સત્તાનું દૈવી સામર્થ્ય–જે મનુષ્યમાત્રમાં સૂક્ષ્મ રીતે વ્યાપ્ત છે, અને જેને વર્ગની અગ્રણી વિભૂતિઓ ' ચિતિશક્તિ ' તથા ' સ્વભાવસામર્થ્ય ' એ નામથી ઓળખાવે છે–તેને જાણી, પ્રગટ કરી વિશેષપણે અનુભવવાનું દરેક મનુષ્યનું કર્તવ્ય છે. ઇશ્વિરત્વની પ્રાપ્તિ, એ જ મનુષ્યોના, ઉન્નતિની દિશામાં કુદરતી રીતે કરાતા કે થતા વિવિધ પ્રયત્નોનો અવધિ છે. વર્ગના સાહિત્યના વાચકોમાં અજ્ઞાન અને અભાનનાં આવરણો દૂર કરી, તેમનામાં રહેલી સર્વોત્તમ ઉન્નતિની અનુભૂતિનાં સાક્ષીરૂપ આ ઇશ્વિરત્વનો–મહાન અલૌકિક સામર્થ્યનો–આવિષ્કાર દ્વારા સાક્ષાત્કાર કેવી રીતે થાય; અને તે વડે અપૂર્વ આનંદ, શાંતિ અને સત્ય જ્ઞાનનો અધિક સ્પષ્ટ અનુભવ કરવાને મનુષ્ય કઇ સાધનશ્રેણી તથા રીતિથી સમર્થ થાય: તે વગેરે સંબંધી વિસ્તૃત વિવેચન કરવાનો વર્ગના સાહિત્યનો આશય હતો. આ હેતુ સિદ્ધ કરવાના ઉદ્દેશથી જ, વર્ગના સમર્થ પુરુષો તરફથી એક વખતે ઉત્કૃષ્ટ કોટિનાં ઉજન ઉપરાંત પત્રો ચલાવવામાં આવતાં હતાં. જ્યારે (ગુજરાતમાં) પત્રકારિત્વ, સામયિક પ્રકાશન

નવીન અને ઊગતી અવસ્થામાં હતું ત્યારે, શ્રી નૃસિંહાચાર્યજીની ૩૪ વર્ષની વયે, તેમના નેતૃત્વ નીચે, શ્રીમાન્ માસ્તર સાહેબે ' મહાકાલ ' નામનું માસિક ઈ. સ. ૧૮૮૮માં શરૂ કર્યું. તેમાં મનુષ્યની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ થવાના ઉપાયો એટલા તો પ્રશસ્ય પ્રકારે વર્ણવવામાં આવતા કે વિદ્વાનવર્ગમાં તો તે માસિક પ્રથમ પંક્તિનું લેખાતું. પાશ્ચાત્ય પ્રજામાં જે જે નવા વિચારો પ્રવર્તતા તે સર્વનું, તથા આપણા દેશની તત્ત્વવિદ્યાનું રહસ્ય અનેક યુક્તિથી તેમાં વર્ણવવામાં આવતું. તે સમયમાં, ' મહાકાલ, ' ગુજરાતી ભાષામાં સર્વોત્તમ સામયિકનો આદર્શ હતું.

શરૂઆતમાં આ સાહિત્ય અધિકારયુક્ત જનોને ઉપયુક્ત એવું વૈયક્તિક અભ્યુદયના અર્થનું જણાતું. લોકહિતની સામુદાયિક દૃષ્ટિ તેમાં અંતર્હિત હતી, પણ પ્રકટપણે અધિકાંશે પ્રતીત થતી નહિ. તેનું કારણ તેના સ્વરૂપની ગંભીરતા હતી. સુશિક્ષિત, ઉચ્ચ સંસ્કારને પામેલા લોકો વિચાર કરી સમજી શકે એવી સંસ્કૃતપ્રચુર પ્રૌઢ ભાષાનો શરૂઆતમાં મુખ્યતઃ ઉપયોગ થતો હતો. એ ભાષાના પ્રયોગમાં, કુશળ વાચકને ઉચ્ચ વિચારતત્ત્વનો ખોરાક મળતો, છતાં, શૈલીમાં સપ્રયત્ન પરિશ્રમ નજરે પડતો નહિ. ભાષાલેખન સામાન્ય વાચકવૃન્દને મુશ્કેલ લાગે તેમ હતું તો પણ, તેમાં કઠોરતાનો દોષારોપ કરવાની કોઈથી હિંમત કરી શકાય તેમ ન હતું. વિષયની ગહનતાના પ્રમાણમાં, જ્ઞાનરસને આકાર આપનારું રૂપકલેવર પણ જરા વિશિષ્ટ પ્રકારનું ધારણ કરે એ સ્વાભાવિક છે. તેમ છતાં, સાક્ષર શ્રી. ગોવર્ધનરામ, સાક્ષર શ્રી નરસિંહરાવ દિવેટિયા કે પ્રો. બ. ક. ઠાકોરની ચિંતનપ્રધાન ગદ્યકૃતિઓની અર્થઘન શૈલીથી જરાય ઊતરતી કે ક્લિષ્ટ બનતી ' મહાકાલ ' આદિ આ માસિકોની બાલ્યાવસ્થાની બોલી ન હતી. વિશેષતઃ તે તે માસિકોના વાચકોએ શરૂઆતની આકરી કસોટીમાંથી પસાર થયા પછી, તે પત્રોની ભાષાશૈલી આદિની વિશિષ્ટ ધોરણરીતિને વિશેષ અનુકૂળ થતા હોવાનો અધિકાર પ્રાપ્ત કર્યાનો જાહેર સ્વીકાર કર્યો અને તે સાહિત્ય તેમને સર્વ પ્રકારે સુયોગ્ય અને હિતકારી હોવાનો નિર્ણય પ્રકટ કર્યો. આ સત્ય હકીકત જ તે સાહિત્યનું સાચું મૂલ્ય આંકે છે.

## વર્ગસાહિત્યનાં પ્રચારક સામયિકો

' મહાકાલ ' ઉપરાંત વર્ગના સાધકો તરફથી ઉત્તમ રીતે વિવિધ વિષયો ચર્ચતાં અનેક માસિકો પ્રગટ થતાં હતાં. શ્રી. જેઠાલાલ ગંગાદાસના અધિપતિપણા નીચે 'ભક્ત' ઈ. સ. ૧૯૦૪ માં શરૂ થયેલું. તેણે અનેક સાહિત્યગ્રન્થોનો પ્રકાશ કરેલો. શ્રી. જગન્નાથ પંડિતની વ્યવસ્થા વડે ઈ. સ. ૧૯૦૨ માં 'પ્રાતઃકાળ'નો ઉદય થયેલો. અને ૧૯૦૬ માં 'યમદણ્ડ' શરૂ થયેલું. તેના અનુષંગ રૂપે 'ધર્મધ્વજ'નું પણ આરોહણ થયું. શ્રી કૌશિકરામ મહેતાના તંત્રીપણા નીચે 'સ્વધર્મજાગૃતિ' થોડાં વર્ષો જાગતું રહ્યું. 'મહાકાળ'માં ચર્ચાતા સિદ્ધાન્તોને, આ માસિકોમાં પ્રકારાન્તરે ચર્ચવામાં આવતા. માનવજીવનને વ્યવહારોપયોગી એવા અનેક વિષયો પણ સરળ અને રસયુક્ત ભાષામાં આ પત્રો દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવતા. ઈ. સ. ૧૯૦૧ માં વર્ગના વિદ્વાન સાધક શ્રી. નગીનદાસ સંઘવીજીએ શરૂ કરેલા 'વિદ્યાર્થીજીવન' નામના લોકપ્રિય માસિકમાં આર્ય સંસ્કૃતિને પોષક શિક્ષણશાસ્ત્રનાં તથા તરુણોપયોગી પ્રશ્નોનો બહુ ગંભીરતાપૂર્વક અને સ્પષ્ટતાથી વિચાર કરવામાં આવતો. ત્યાર

પછી પાછળથી, 'જીવનોદય' 'ભાગ્યોદય' 'હુન્નરઉદ્યોગ' 'દંપતિમિત્ર' 'આત્મોદ્ધાર' વગેરે અનેક સામયિકો દ્વારા સ્ત્રી અને બાલોપયોગી, સંસારસુધારાવિષયક અને આત્મકલ્યાણની પ્રેરક સાહિત્યવાનગીઓ મધુર શૈલીમાં પીરસવામાં આવતી. શ્રી ઉપેન્દ્ર બર્મવાન્ તરફથી 'શ્રેયસ્સાધક' પત્ર ચલાવવામાં આવતું. તેનો મુદ્રાલેખ 'જીવન ઘડો' એ હતો. તે પત્ર હમણાં જ વિરમ્યું છે. 'લોકપ્રિય લેખમાળા' નામની નિબંધપત્રશ્રેણી, શ્રી માસ્તર સાહેબ તથા શ્રી. કૌશિકરામ મહેતાના સંયુક્ત સંચાલન હેઠળ શરૂ થઈ. વગેરે વગેરે પ્રવૃત્તિઓ દ્વારા પણ સંસ્કારી સાહિત્યસર્જનને સારું ઉત્તેજન મળ્યું.

## સર્વદેશીય સિદ્ધાંતોનું નિરૂપણ

ખાલી તત્ત્વજ્ઞાન કે યોગની ઊંચી ભૂમિકામાં વિહાર કરવાની નિરુપયોગી શુષ્કતાનો આક્ષેપ, આ સાહિત્યે પોતાને શિર આવવા દીધો નથી. ગર્ભના બાળકને કેમ પોષણ મળે ત્યાંથી શરૂ કરીને ધર્મ, નીતિ, શિક્ષણ, વ્યવહાર ઉપરાંત, આ સાહિત્યનો સંદેશો,–મૃત્યુની ભયાનક ક્ષણોમાં જીવાત્માએ કરવાની નિર્ભયતાપૂર્વકની તૈયારી,–ત્યાં સુધી અને તદનન્તર કર્તવ્ય-સ્થિતિ સુધીનું શિક્ષણ પણ સુગમ હૃદયંગમ શૈલીમાં, મનોરંજક-વ્યાવહારિક દલીલો અને દાખલાઓ વડે આપે છે. આજે સાહિત્યની અનેક શાખાઓ, ઉપયોગિતાની દૃષ્ટિએ હોય, ધર્મ, સંસ્કાર, રાષ્ટ્ર, કેવલ કલાપ્રચાર, આરોગ્ય, બાળક, આમ અને ઉચ્ચ અધિકારી, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, સમાજ, અર્થ વગેરે પ્રત્યેક ક્ષેત્ર માટે સ્વતંત્ર વિશિષ્ટ પ્રકારનાં સામયિકોનાં જન્મ અને જીવનસ્થિતિ જોવામાં આવે છે. અને તે તે પત્રોને ચલાવનારા સંચાલકોમાં, તે તે વિષયની જ અદ્ભુત પ્રકારની વિશારદતા હોવાની અપેક્ષા રાખવામાં આવે છે. પરંતુ શ્રેયસ્સાધક અધિકારીવર્ગનાં માસિકોમાં એક ધ્યેય હોવા છતાં, વિષય-વસ્તુ એક ન હતાં. તેમાં બધું જ હતું. તેનો અર્થ એમ નહિ કે તેમાં શંભુમેળો હશે અગર ધ્યેયવિહીન અરાજકતા હતી. પરંતુ આરોગ્યવિષયક લેખમાળા કે એવા જ અભ્યાસપૂર્ણ વ્યવહારવિષયક લેખો તો તેમાં હોય જ; સ્ત્રી, સંસાર, નીતિ વગેરેની ચર્ચા ચાલુ જ હોય; પ્રકીર્ણ જ્ઞાન અને વૈજ્ઞાનિક માહિતીના વિદ્વાન સાધકોએ નિયમિત લખેલા નિબંધો તથા ધર્મશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર સંબંધી પ્રશ્નોની શાસ્ત્રીય છણાવટો તો આ વર્ગના સાહિત્યની અપ્રતીમ વિશિષ્ટતા હતી. ગુજરાતની કોઇ પણ ધર્મસંસ્થાએ કે સાહિત્યિક સમુદાયે, આ વર્ગે જે રીતે શાસ્ત્રીય વિષયોની ઊંડાણપૂર્વક પર્યેષણા કરી છે તે રીતની અત્યાર સુધી ભાગ્યે જ કરી હશે. આ ચર્ચાઓ, વાર્તિકો, વિવેચનો, નોંધો, સંશોધન સમયની વિવેચનપદ્ધતિનું આદર્શ સ્વરૂપ આપણી સમક્ષ રજૂ કરે છે, એટલું જ નહિ પણ તેથી ય આગળ વધીને, નૂતન સમાજને–નવીન યુગસંસ્કારને–રુચિકર રીતે પ્રાચીન સંસ્કૃતિને કેવી રીતે કઇ દૃષ્ટિએ અવલોકવી, તેનાં સાચાં મૂલ્યાંકન કયા પ્રકારે પામી શકાય,....વગેરે આખા વિવેચનશાસ્ત્ર ( કે કલા )ના કોયડાને, ( જ્યારે તે શાસ્ત્ર-કલાનું રહસ્ય ગુજરાતમાં અંકુર દશામાં ફૂટવા પામતું હતું ત્યારે ) ઉકેલની સ્થિતિમાં રજૂ કરે છે. ચર્ચાશૈલીના ઉદાહરણ માટે, આજે પણ ઘણા સાહિત્યકારો, વર્ગના વિદ્વાન સાધક. પ્રો. કણિયાજીએ વેદાંતમતવાદી શ્રી. હીરાલાલ શ્રોફ સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો–તેનો ઉલ્લેખ કરે છે.

પ્રવર્તમાન યુગપ્રવાહના વમળમાં, વાસનાવિકારની ખીણુ તરફ સ્વચ્છંદે ધસડાતી જનતાને, પોતે પકડેલા પંથની પોકળતા, અસત્યતા અને ભ્રામકતાનો ખરો ખ્યાલ કરાવી, તેને, તેની વૃત્તિઓને, તેની સુંદર શક્તિઓના વિનિયોગથી પૂરજોશથી ચાલતી પ્રવૃત્તિઓને યોગ્ય દિશામાં વાળવી; સત્ય સુખનું સત્વર ભાન જાગ્રત કરવું, તે માટે જિજ્ઞાસા અને સાચી તમન્ના જગાવવી; નવી દિશામાં ઉપાડેલા પગ કાદવમાં ખરડાઇ પડે તે પહેલાં તેને રોકી, અસલ સ્થાનમાં સ્થિર કરવાની સાવધાનતા ઉત્તેજવી—આ સઘળી શુભ ભાવનાઓનો હેતુ શ્રેયસ્સાધક અધિકારી વર્ગના સાહિત્યસર્જનની પાછળ ભાનપૂર્વક હતો, અને એ મોટે અંશે ફલિત થયો હતો, એ સ્પષ્ટપણે પ્રતીત થાય છે.

વળી, આર્ય–અનાર્ય સંબંધી લાંબા સમયથી ચાલતી વિવાદાસ્પદ પક્ષાપક્ષીને પોષણ ન આપતાં, ધર્મ તથા તત્ત્વજ્ઞાનને નામે ઉપજતાં અનેકવિધ વહેમો અને ભ્રમોથી ચાલતા કજિયાઓને નિર્મૂળ કરવા, આ વર્ગના સાહિત્યે–વર્ગીય કલહથી દૂર રહીને પુષ્કળ પરિશ્રમ કર્યો છે. જુદે જુદે સ્થળે ચાલતી વિવિધ પ્રકારની ધાર્મિક યા ઇતર–સંસ્થાઓનાં દોષદૂષણોનો નિંદાત્મક ટીકાપ્રહાર કે પ્રતિકાર કરવાની દ્વેષબુદ્ધિ રાખ્યા સિવાય, પોતાની સંસ્થામાં પણ એ જ ખામીઓનું પુનરાવર્તન ન થાય તેની કાળજી કરવા, વર્ગના વિદ્વાનોએ અન્ય પ્રવર્તિત ધાર્મિક વૈજ્ઞાનિક અને ઇતર સાહિત્યપુષ્પોની સૌરભ ગ્રહણ કરવા પ્રયત્ન કર્યો છે; એટલું જ નહિ પણ તેમની સાહિત્યકૃતિઓમાં તેને સારું સ્થાન આપ્યું છે.

## સર્વ ધર્મસમન્વયનો સિદ્ધાંત

શ્રી નૃસિંહાચાર્યજી અને તેમના વર્ગનો એક સિદ્ધાન્ત એવો સુન્દર હતો કે જે મનુષ્યોને તેમનામાં રસ લેતા કરવામાં કારણભૂત હતો. અને તે સર્વશ્રેષ્ઠ કલ્યાણસાધક છે એવા પ્રકારની વર્ગીય સંકુચિત નીતિનો તેમણે સંપૂર્ણ બહિષ્કાર કર્યો હતો. સર્વ ધર્મોમાં સામાન્યપણે રહેલું સત્ય એક જ છે અને તેના વડે જ જે તે ધર્મ વિલસી રહ્યો છે. માટે તે સત્ય વંદનીય હોઇ, તે સત્યથી ઉજ્જ્વલ એવો પ્રત્યેક ધર્મ પણ પૂજ્ય છે: બાહ્ય સ્વરૂપ, આચાર, વિધિવિધાન અને ક્રિયાકાંડની દષ્ટિથી વિવિધ ધર્મોમાં ભિન્નતાનો આભાસ જણાય પણ વસ્તુતઃ તે ભેદની ભૂમિકામાં તો એક જ સિદ્ધાન્તવસ્તુનો—સત્યનો—સાક્ષાત્કાર થતો હોય છે. માટે કોઇ ધર્મની, પંથની કે સંપ્રદાયની ટીકા, વગોવણી નહિ કરવામાં, તેમ જ પોતાના વર્ગની જ વિશિષ્ટતા સાબિત કરવામાં અત્યુક્તિયુક્ત, શ્લાઘામાં નહિ તાણવામાં, શ્રી નૃસિંહાચાર્યજી તથા વર્ગે અસાધારણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે... તદુપરાંત, તમામ ધર્મોના મૂળ સંસ્થાપકોને સર્વજ્ઞ અને ક્રાન્તદર્શી હોવાનું વર્ગ પ્રામાણિકપણે સ્વીકારે છે. પણ તેથી વર્ગે કાયરપણું સ્વીકાર્યું કે પોષ્યું નથી. અન્યના દોષોને નિભાવવામાં, આંખ આડા કાન કરવામાં કે તેનો વિસ્તાર કરવામાં શક્તિનો દુર્વ્યય કર્યો નથી. મિથ્યાને મિથ્યા કહેવામાં, ખોટાને ખોટું બતાવવામાં તેઓએ પાછી પાની કરી નથી. તેમ જ, સાચાને ખોટું અને ખોટાંને ખરું દર્શાવવાની अहोरूपमहोध्वनिःની પરસ્પરપ્રશંસારીતિ પણ તેણે અખત્યાર કરી નથી. પરંતુ, કોઈ પણ વ્યક્તિ, ધર્મસંસ્થા કે સંપ્રદાયમાં દાખલ થયેલા દોષ કે અનિષ્ટ તત્ત્વને દર્શાવવામાં તેઓએ પ્રિય સત્ય વાણી વાપરવાની નીતિના અર્થબોધનો અમલ કરવામાં પૂરતી કુશળતા વાપરી છે. સત્ય સંભાષણ અને વિવેકનું

સંમિશ્રણ કરીને તેઓએ તેમની વિદ્વત્તાનો સમુચિત રીતે ઉપયોગ કર્યો છે. લાકડી તૂટે નહિ અને સાપ મરે નહિ એ રીતે નિંદાનું પાપ વહોર્યા વિના, આ વર્ગના સાહિત્યે, સર્વ ધર્મોની તુલનાત્મક અને પૃથક્ પૃથક્ પણ પૃથક્કરણાત્મક અભ્યાસપૂર્ણ સમાલોચના કરી છે. જરૂર પડે મૃદુ મધુર વચનોની મંદાકિની વહેતી મૂકી છે; અને સમય આવ્યે-આર્ય સંસ્કૃતિના સંરક્ષણના કારણસર-કઠણ ( શ્રી સંઘવીજી જેવાની બાબતમાં તો કદી કઠોર પણ) ભાષાના પ્રયોગ કરવાનું તેઓ ચૂકયા નથી. પણ એ સર્વમાં. સંયમ, વિવેક, પરમતસહિષ્ણુતાનો, પરખંડનના અભાવની વૃત્તિ તથા બુદ્ધિપ્રયોગયુક્ત નિરૂપણપદ્ધતિ-આ તત્ત્વ અત્યંત આકર્ષણ અને પ્રશંસાને પાત્ર છે.

આ વર્ગના સાહિત્યસ્રષ્ટાઓએ સનાતન વૈદધર્મના સિદ્ધાન્તો અને આર્યત્વની અસ્મિતાનું ઉજ્જ્વળતાથી સમર્થન કરવા જતાં, કોઇ પણ સ્થળે અનાર્ય ભાવો કે અનિષ્ટ વિચારોનું પ્રતિપાદન કરવામાં, કે અનીતિ વિકાર અને મનુષ્યને દુઃખના હેતુરૂપ દુરિત વાસનાઓને પોષે એવી અકલ્યાણકારી ઊર્મિઓને આકાર આપવામાં પોતાની પ્રતિભા અજમાવી નથી; પરંતુ સત્ય, શીલ, ન્યાય, નીતિ, કર્તવ્ય, ધર્મ, માનવતા, આત્મહાલ વગેરે માનવજીવનને ઉન્નત કરવામાં સાધનરૂપ થઈ પડે એવું સાત્ત્વિક અને તાત્ત્વિક કોટિનું સાહિત્ય સર્જીને પ્રજામાં ઇષ્ટ સત્તાની વ્યાપક ભાવનાનો, દૈવી જીવનની મહત્તાનો અને પરમેશ્વર તથા તેની કલાકૃતિરૂપ વિશ્વ પ્રત્યેના મનુષ્યમાત્રના કર્તવ્યનો સુંદર રીતે પ્રચાર કર્યો છે.

### એકલે હાથે ઉપાડેલી પ્રવૃત્તિ

આ વર્ગે આવું ઉત્કૃષ્ટ પ્રકારનું વિસ્તૃત સાહિત્ય પ્રકટ કર્યું છે તેમાં, તેની પાછળ, વર્ગના પ્રણેતા પુરુષ શ્રી નૃસિંહાચાર્યજીની ચોક્કસ પ્રકારની કૃપા અને પ્રીતિ-પ્રેરણા સિવાય, અન્ય કોઇપણ પ્રકારનો, સમાજનો, રાજ્યનો કે ઇતર સાહિત્યકીય સંસ્થાઓનો-કે સમર્થ વ્યક્તિઓનો-આશ્રય ન હતો. વર્ગ પોતાની મેળે જ, પોતાના સ્વત્વબળથી જ,-પોતાના ઇષ્ટ આચાર્યશ્રીના અનુગ્રહબળમાં અખૂટ શ્રદ્ધાનું આરોપણ કરીને જ-આટલું વિશુદ્ધ અને વિશાળ જનઉપયોગી સાહિત્ય જનતા સમક્ષ રજૂ કરી શકયો છે. નથી તે માટે વર્ગે કોઇની પાસે વ્યક્તિગત હાથ લંબાવ્યો, નથી કોઇ સામાજિક હિલચાલ દ્વારા ધનભંડોળ એકઠું કરવાની યોજના ઊભી કરી, તેમ જ પોતે કર્યું છે તેના કરતાં અધિક તો 'શું' પણ, તેના અંશમાત્ર જેટલી ય સાહિત્યકૃતિઓનો તથા સમાજહિતકર પ્રવૃત્તિઓનો જનતામાં શોરબકોર યા જાહેરાત-પ્રશંસા પણ નથી કરી, કે કરાવી. તેમણે ગચાર સરખો કરવાની ઇચ્છા પણ દર્શાવી નથી. બાકી, આટઆટલી અમોલ સેવા મૂંગે મોઢે થયા કરતી હોય, જેમાં મિથ્યા આડંબરની ગંધ સરખી ય ન હોય, ગુણપૂજનની અપેક્ષા ય ન રખાતી હોય, ગૂજરાતની સાહિત્યઅગ્રેસર સંસ્થાઓ કે અગ્રણી સાહિત્યકારો તરફથી પણ થતી જોઇતી યોગ્ય કદર-ગણના પણ ન થાય, અને છતાં ય વર્ગ પોતાનું કાર્ય અવિરતપણે, નિષ્કામપણે કર્યા જ કરતો હોય એ શું બતાવે છે ? તે જ સત્ય, -આ સંસ્થાની સાહિત્યકીય, સાંસ્કારિક અને ઇતર જનહિતવર્ધક સેવાઓની મહત્તા, શુદ્ધતા અને ઉપયોગિતાની ઊંચી કક્ષાનું સૂચક છે !

### પરમ સહિષ્ણુતા

વળી વધારે આદરપ્રેરક હકીકત તો એ છે કે શ્રેયસ્સાધક વર્ગનાં મંતવ્યો અત્યંત ઉદારતાના પાયા પર રચાયેલાં હોવાના હેતુથી,-તેની સાહિત્ય-સંસ્કારજન્ય સૌરભ, ' સાર

દિવાલની અંદર રૂંધી રાખવા મથીએ તો પણ તેમ થઇ શકે તેમ નથી. તેમાં રહેલા પ્રહિષ્ણુધર્મની અસર અજબ છે. સનાતન ધર્મના પાયા ઉપર આખી ય ઇમારત ચણાયલી હોવા છતાં, પોતાના વિશાળ હૃદયમાં સર્વ લોકોનો સમાવેશ કરવામાં આવે છે. હિન્દુ, મુસલમાન, જૈન, બૌદ્ધ, પારસી, વ્હોરા, ખોજા, ખ્રિસ્તી,–દરેક પંથ, જ્ઞાતિ, ધર્મ કે વયના જિજ્ઞાસુઓને માટે વર્ગનાં બારીબારણાં ખુલ્લાં હોવાથી, સૌ કોઇના શ્રેયસ્‌ને ( અને ગૌણપણે પ્રેયસ્‌ને પણ ) સાધનારી પ્રવૃત્તિઓનું એકાયન આ વર્ગમાં જોવામાં આવે છે. અને તે જ પ્રમાણે, વર્ગ તરફથી પ્રસિદ્ધ થતા સાહિત્યગ્રન્થો અને ગ્રામયિકોમાં, વ્યાખ્યાનો–લેખોમાં, એક જ ધર્મ, પંથ કે જ્ઞાતિના મનુષ્યને જ ઉપયોગી થઇ પડે એવો ઉપદેશ વ્યક્ત કરવાનો દુરાગ્રહ રાખવાને બદલે, સઘળા સંપ્રદાયના સર્વ સાધકોને ઉપયોગી થઇ પડે અને તેમના કલ્યાણની પ્રવૃત્તિમાં સાધનરૂપ નીવડે એવી વિવિધ સામગ્રી પીરસવાનો સુંદર આદર્શ મૂર્ત કરવામાં આવ્યો છે. આથી સર્વધર્મસમીકરણનાં સરસ તત્ત્વોનો સાર ગ્રહણ કરવા ઉપરાંત, વિશેષતઃ આપણે આપણી પ્રાપ્ત સ્થિતિમાં જ્યાં જેમાં હોઇએ ત્યાંથી કેવી રીતે એકાદ ડગલું ભરી ઉન્નતિનું પગથિયું ચડવા પ્રેરણા પામી શકીએ–એ સાર્વત્રિક કલાદૃષ્ટિએ, પ્રત્યેક વૈયક્તિક ધર્મનો કે તટસ્થ વૃત્તિના મનુષ્યને પણ, કાંઇ ને કાંઇ શુભ ( શિક્ષણ ) પ્રાપ્ત થાય એવા બૃહદ્ માનવધર્મની ચર્ચા આ સાહિત્યમાં નિખાલસ અને નિષ્પક્ષ, સમભાવ અને સંવેદનશીલ રીતે નિરૂપેલી છે. જો કે તેમાં શાસ્ત્રીયતાનો આગ્રહ–( પણ દુરાગ્રહ નહિ )–પ્રથમથી અંત સુધી રાખવામાં આવ્યો છે, તો પણ વૈજ્ઞાનિક શાસ્ત્રીયતાના એક જ કારણને પણ લક્ષ્યમાં લેવામાં આવે છતાં નિશ્ચયપૂર્વક કહેવું પડે તેમ છે કે આ વર્ગના સાહિત્યમાં એવું અપૂર્વ અને અનુપમ બળોત્પાદક બળ છે, પ્રાણપ્રેરક પ્રાણ છે કે જેના જોરે તે કોઇ પણ પ્રકારના આર્થિક કે સામાજિક સ્પષ્ટ પ્રત્યક્ષ સહકાર વિના, યુગપ્રચલિત પ્રચારપાખંડ વિના, આજ સુધી અણનમ ઊભું છે, વિકસ્યું છે, પ્રફુલ્લીને પાંગર્યું છે, એટલું જ નહિ પણ એનાં સુંદર રસપ્રદ ફળો ચાખવાની પણ જનતાને ધન્ય તક સાંપડી છે.

## પાશ્ચાત્ય રંગે રંગાયલાઓ પણ—

અંતમાં, એક ઉલ્લેખ કરવો જરૂરી છે. આ સાહિત્ય, એક તદ્દન નવા વર્ગને આકર્ષનાર પણ થઈ પડયું. આંગ્લ સાહિત્યની પદ્ધતિનો દાસ બનેલો સમાજનો કેટલોક સુશિક્ષિત વર્ગ, આર્ય ધર્મસંસ્કૃતિ સંબંધમાં–સંસ્કારદૃઢતાને લીધે–ઠીક આંતરિક અભિરુચિ ગુમાવી બેઠેલો નથી હોતો. સ્મૃતિશ્રુતિપ્રતિપાદિત સદ્ધર્મોનાં રહસ્યોને સારી રીતે સમજાવતી વિવેચના વાંચવા પૂરતી જિજ્ઞાસા તેમાં હોય છે. પરંતુ પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કારોએ પાડેલા પ્રત્યાઘાતની તેમનાં મનમતિના વલણ પરની અસર, તેમનામાં સનાતન સિદ્ધાન્તોનું પાશ્ચાત્ય પદ્ધતિથી પ્રતિપાદન થયેલું જોવાની આતુરતા ઊભી કરે છે. સ્વધર્મ અને તત્ત્વજ્ઞાનસંબંધી યથાર્થ જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા જેમનામાં જાગી નથી એવા ભણેલા માનસમાં એ સંસ્કારો જાગ્રત્ કરવાનું, તથા જેમનામાં એ જિજ્ઞાસા જાગેલી છે પરંતુ પશ્ચિમની તર્કરીતિથી આર્યસિદ્ધાન્તોનું સમર્થન નહિ થવાથી, જેઓની શ્રદ્ધા શિથિલ થવા વેગ પકડી રહી છે, એવી અર્ધદગ્ધ બનતી વિદ્વાન પ્રજાનું માનસ યોગ્ય રીતે ઘડવાનું, સુંદર સેવાકાર્ય શ્રેયસ્સાધકોના સાહિત્યે કર્યું છે.

# પુસ્તકાલયના કામકાજનો આદર્શ

## પુસ્તકાલયની જરૂર

'પુસ્તકાલય' એટલે સરસ્વતીની શુભસ્થાપના, જ્ઞાનની પરબ, જ્ઞાનનો યજ્ઞ, આજસુધીમાં જગતની તવારીખમાં જે મહાપુરુષો અને મહાત્માઓ તેમજ મહાસંસ્થાઓ વગેરે થઇ ગએલાંના જીવનની ચડતીના બનાવોના સત્ય ઇતિહાસોનું સુંદર સંગ્રહસ્થાન જેમ દેહને અન્નની જરૂર છે, તેમ આત્માને વિશુદ્ધ ઉન્નતશીલ જ્ઞાનની જરૂર છે. તેવા જ્ઞાન વિના કોઇપણ પ્રજાની મુક્તિ સંભવતી નથી. જ્ઞાનહીન પ્રજા દરેક દેશમાં દબાયેલી રહી છે, અજ્ઞાનની જંજીરો તૂટતાં પ્રજા એકાએક બળવાન બને છે, આત્મબળ અને આત્મભાનનો અનુભવ કરાવવા તેમ જ જીવનના એવા ઉમદા આદર્શોને પહોંચી વળવા ગરીબ તેમ જ સામાન્ય વર્ગને એવા ઉંચા પુસ્તકાલયની જરૂર છે.

## પુસ્તકાલય કેવું હોવું જોઇએ.

પ્રજાને ચારિત્રશીલ, નીડર, સત્યપ્રેમી હિંમતવાન વગેરે પોતાનામાં રહેલા ઉમદાપણાને પૂર્ણપણે વિકસાવવાની પ્રેરણા મળે, તેમ જ કુસંસ્કારિતા તેના કુસંગથી સહેજે નાશ પામે અને પારસમણિનું કામ કરે એવા ઉમદા પુસ્તકાલયો પ્રજાને આશીર્વાદ સમાન છે, કોઇ કંઇ અનિષ્ટ કે અસંસ્કારિતા કે એવી બુરાઇ જો પુસ્તકાલયમાંથી શીખે તો તેને માટે પુસ્તકાલય અને તેની સાથે સંકળાએલા વ્યવસ્થાપકો જ જવાબદાર ગણાય.

> સિસેરો કહે છે કે:—' પુસ્તકો વિનાનું ઘર એ આત્મા વિહોણા દેહ જેવું છે ' પુસ્તકો એ યુવાનીમાં માર્ગ દર્શાવનારા મિત્રો છે, વૃદ્ધાવસ્થામાં આનંદ આપનારાં છે, એકાંતનો આધાર છે, આપણી જાતને બોજારૂપ થતાં અટકાવે છે, માણસોની અને વસ્તુની આઠાઇ ભૂલાવી દેવામાં સહાય કરે છે, ચિંતાઓ અને તૃષ્ણાઓ દબાવી દે છે, આપણી નિષ્ફળતાઓ વિસારે પાડે છે.

## પુસ્તકાલયને લોકપ્રિય બનાવવાના ઉપાય

(૧) કોઇ પણ સાર્વજનિક પુસ્તકાલયને લોકપ્રિય બનાવવા માટે સૌથી વધુ અગત્યનું તો ઉત્સાહી અને કુશળ મંત્રી અને ગ્રંથપાલ હોવો જોઇએ.

(૨) પુસ્તકાલયના સંગ્રહમાં વખતોવખત નવીન પ્રગટ થએલાં પુસ્તકોનો ઉમેરો કર્યા કરવો, કારણ કે પુસ્તકાલયમાં લોકો પુસ્તકો લેવા જાય તેને કહેવામાં આવે કે તમે વાંચી ગયા છો તે સિવાય નવું કોઇ પુસ્તક આવ્યું નથી તો તેમને સ્વભાવિક રીતે જ નિરાશા થાય અને પુસ્તકાલયમાં કંઇ આકર્ષણ ન રહેવાથી બીજી વખત આવતા અટકે.

(૩) પુસ્તકાલયનું મકાન સારા લત્તામાં સુશોભિત, વિશાળ અને આકર્ષક હોવું જોઇએ.

(૪) પુસ્તકાલયમાં આવતાં પેપરો વાંચવામાં અનુક્રમે લવાજમ ભરનારાઓમાં વિદ્યાર્થી મારફતે ઘેર પહોંચાડવાની વ્યવસ્થા કરવી.

(૫) દર મહિને વ્યવસ્થાપક મંડળની સભા ભરી પડતી મુશ્કેલીની ચર્ચા કરી નિર્ણય કરવો.

(૬) વાચકોની અનુકૂળતા પ્રમાણે લાયબ્રેરી ખુલ્લી રાખવી.

ઉપર દર્શાવેલા ઉપાયો યોજવામાં આવે તો પુસ્તકાલયની મદદ મેળવવા કોઇ પણ મંત્રીને મુશ્કેલી આવે નહિ.

## પુસ્તકાલયની જવાબદારી કોની ?

શિક્ષક શાળાનો આત્મા ગણાય. તેના હાથમાં ભવિષ્યના નાગરિકોનું ઘડતર છે, એ કાંઈ ઓછી જવાબદારી નથી. બાળકની કલ્પનાશક્તિ ખીલે કે તુર્ત જ તેને પ્રેરણા અને કેળવણીનાં અમૃત પીવરાવી ઉછરેલા એ છોડને શિક્ષક સમાજને ચરણે ધરે; આ દૃષ્ટિએ જોનારો સમાજ શિક્ષક પાસે કેટલી લાયકાત માગે ? આ દૃષ્ટિએ કામ કરનારા શિક્ષકનાં મૂલ્ય કેટલાં અંકાય ? આ સ્થાન પ્રાપ્ત કરવા માટે શિક્ષકની કેટલી તૈયારી હોવી જોઇએ, એનો ખ્યાલ શિક્ષકને હંમેશાં રહેવો અતિ જરૂરી છે.

શિક્ષક એટલે નીતિમાન ચારિત્ર્યમૂર્તિ. શિક્ષકના હૃદયમાં માબાપનાં વાત્સલ્ય ઉભરાતાં રહેવાં જોઇએ; સમાજનાં પ્રગતિપૂરને મોખરે રહેવાની તેને તાલાવેલી રહે તેને માટે શિક્ષકને માટે ઉત્તમમાં ઉત્તમ ઉપાય શિષ્ટ વાચન છે; બાળકને કેમ ભણાવવું: આટલું જ જરૂર પૂરતો અભ્યાસ કરી પરીક્ષા પસાર કર્યે કંઇ વળતું નથી. હંમેશાં તેને કંઇક નવું જાણવાનું હોય છે; નવું શીખવાનું હોય છે; સમાજ કે જગતમાં બનતા બનાવોથી વાકેફ રહેવાની જરૂર હોય છે; આ બધું જાણવાને વાચનબળ કેળવવું એ શિક્ષકની ફરજ છે; અને એ ફરજને પહોંચી વળાય તેટલી સવડ તમારે આંગણે પુસ્તકાલયમાં છે જ.

પુસ્તકાલય શિક્ષકના પ્રમાદને લઇ મૃતપ્રાય જેવું પડી રહે, છેવટે હતું ન હતું થઇ જાય; ત્યારે ઉત્સાહી અને સમાજને મોખરે ખડો થએલો શિક્ષક પોતાનાં પુસ્તકાલયને બનતી શક્તિ વાપરી ઉંચે લઇ જાય. અને તેનો રસ તે હંમેશાં લે છે.

આ બધું વાચનની ધગશ ઉપર આધાર રાખે છે. જેને વાંચવું એ જીવન કરતાં યે વધુ કિંમતી લાગે છે; સારાં પુસ્તકો જેને પ્રાણ સમાન વહાલાં છે, સારાં વર્તમાનપત્રો લોકોને સંભળાવે, તેમાં રસ લેતાં કરે, પોતાના તાલુકાથી માંડી દેશભરમાં બનતા બનાવો જાણવાનું કુતૂહલ પેદા કરે, પછીથી પુસ્તકો વાંચવા લઇ જવા ભલામણ કરે, તમારે મનપસંદ આ પુસ્તકો ન હોય તો વડોદરાથી સારાં સારાં પુસ્તકો મંગાવવાનું સમજાવે તેમ જ શાળામાં ભણતાં બાળકોને વાચનનો શોખ જગાડે વગેરે કાર્ય શિક્ષક સેવાભાવથી કરવા ધારે અને અમલમાં મૂકે તો તેનું પરિણામ શક્તિઅનુસાર સારૂં આવ્યા વગર રહેશે જ નહિ.

## ઉપસંહાર

સ્વ. શ્રીમંત મહારાજા સયાજીરાવ સાહેબે પુસ્તકાલય પાછળ ખૂબ ખર્ચ કર્યો છે. અને હાલ પણ તેવો જ ખર્ચ કર્યે જ જાય છે; પણ તેને પ્રગતિવાન, આકર્ષક, વ્યવસ્થિત અને પ્રાણવાન બનાવવા આપણો પૂર્ણ સહકાર હશે તો જ શ્રેય ગણાશે.

—નંદલાલ પુરૂષોત્તમ ત્રિવેદી

માટે લેખકે ઉઠાવેલો શ્રમ સાર્થક હોઇને ભાવિ ઇતિહાસકારને માટે આ પુસ્તકના ચારે ય ભાગો એક યાદગાર ઇતિહાસસંશોધન–સામગ્રીરૂપે કિંમતી મદદ આપે તેવા નીવડશે એ નિઃશંક છે

વ્યૂહબદ્ધ ખેલાયેલ આ યુદ્ધમાં સફળતા–નિષ્ફળતાનાં વહેણો અને આંતરરાષ્ટ્રી રાજકારણની માહિતી તેમજ અભ્યાસ મેળવવાનાં રસિયાંઓને આ પુસ્તક ઠીક માહિતી આપશે પુસ્તકાલયો વસાવી લે.

**૫. હીરાની ખાણ**—લેખકઃ શ્રી. ચંદુલાલ પટેલ; પ્રકાશકઃ નાગરદાસ ઇ. પટેલ પ્રાપ્તિસ્થાનઃ એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃ ૨૪૦+૧૨, સચિત્ર સુંદર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૫.

શ્રી. ચંદુલાલ પટેલ આપણા વાર્તાનવેશોમાં ખાસ સ્થાન ધરાવે છે. વિવિ સામયિકોનાં પૃષ્ઠો પર અવારનવાર દેખા દેતી તેમની વાર્તાઓ, એમની એ વિશિષ્ટ વાર્તા કલાથી પ્રેરાઇને ઠીક લોકાદર પામતી. અહીં, એ સામયિકોમાં એમણે લખેલી મૌલિક અ સૂચિત નવલોનો સંગ્રહ છે. વાર્તાઓમાં કેટલીક કરુણ હોઇને વાચકના હૃદય સુધી સોંસર ઊતરી જાય તેવી છે. આપણા સમાજના વિવિધ થરોમાંથી ઉપાડેલાં પાત્રોના વાર્તા વિધાનમાંથી સર્જાયેલ આ કથાનકો વાચકોને જરૂર રોચક નીવડશે. પુસ્તકાલયમાં આવત વાર્તારસિક વાચકો માટે એ પુસ્તકાલયમાં સ્થાન પામે તેવી છે.

**૬. રસોઇનું રસાયણ**—લેખિકાઃ શ્રી. વંદિતાગૌરી દેસાઇ, પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૭૬, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ચાર. ૧૯૪૫.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ૧૯૪૨ માં બહાર પડી ત્યારે એને સારો આવકાર મળ્યો હતો. આજે માત્ર ત્રણ જ વર્ષના ગાળે એની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય એ સાચે જ એ કેટલો લોકાદર પામી છે તેનો ઠીક ઠીક ખ્યાલ આપે છે. આપણા પુરાણકારો અને વાર્તિકોએ ભોજનની વિવિધ વાનીઓના જે પ્રકારો વર્ણવ્યા છે તે બધા જ બનાવવાની રીતો જાણે આ પુસ્તિકાનાં લેખિકાએ પુસ્તકમાં સંગ્રહેલા પરથી જણાય છે. એ બનાવવાની પદ્ધતિસરની રીતો આપણી બહેનો અને પાકશાસ્ત્રીઓ જાણતા થઇ જાય તો એ જમવાને જાણે દેવ ઉપરથી ઊતરી આવે તેવી સ્વાદિષ્ટ બને.

પુસ્તકના શરૂઆતમાં આપેલ શ્રી. હંસાબહેન મહેતાનો આમુખ અને શ્રી. કાન્તિલાલ પંડયાનો પ્રવેશક આપણા આ શાસ્ત્રને લગતી ઠીક માહિતી આપે છે.

પાકશાસ્ત્ર પણ વિજ્ઞાન હોઇને એને તૈયાર કરવાની કળા પણ છે. સૌ ગુજરાતી બહેનો એ વિજ્ઞાનકળાને સાધ્ય કરવા આ પુસ્તક જરૂર વસાવે. મહિલા પુસ્તકાલયોમાં આ પુસ્તક અવશ્ય હોવું ઘટે.

**૭. જાપાનની ખેતીવાડી**—લેખકઃ શ્રી. અમૃતલાલ દલપતભાઇ શેઠ; પ્રકાશકઃ જન્મભૂમિ પ્રકાશન મંદિર, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૭૬+૨૮, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. બે. ૧૯૪૫.

જાણીતાં "જન્મભૂમિ" પત્રોના સંચાલક શ્રી. અમૃતલાલ શેઠે ૧૯૪૦ ના અરસામાં

જાપાનનો પ્રવાસ ખેડી ત્યાં કેટલોક વખત વસવાટ પણ કરેલો. ત્યાં તેમણે જાપાનના વિવિધ વ્યવસાયોનું અવલોકન કરેલું. તેમાં ખેતીવાડીને લગતી માહિતી પણ એકત્ર કરેલી. એ માહિતીઓથી ભરપૂર પુસ્તક તેમણે અંગ્રેજીમાં લખેલું તેનો આ ગુજરાતી અનુવાદ છે. લેખકે, એમાં ત્યાંની વસ્તી, ખેડૂતોની સ્થિતિ અને ખેતીવાડીના પ્રકારો, તેમ જ ખાતરો વગેરેને લગતી માહિતી આપી છે. ખેતીવાડી સાથે અર્થતંત્ર પણ કેટલો ફાળો આપે છે તે પણ લેખકે વિગતવાર આંકડા આપી સમજાવ્યું હોઇને ખાતરોમાં પણ મળ-મૂત્રજનિત ખાતર ખેતીવાડીના વિકાસમાં કેટલો ભારે હિસ્સો આપે છે તે જણાવ્યું છે. અને તેના સંગ્રહ અને ઉપયોગ બાબત લંબાણ વિવેચન આપી આપણે ત્યાં થતા એના દુર્વ્યયની તુલના પણ કરી છે.

પ્રવેશકમાં, શ્રી. મણિલાલ નાણાવટીએ પણ જાપાનની ખેતીવાડી અને આપણી ખેતીવાડીને લગતી ઠીક તુલનાત્મક નોંધ આપી છે. ભણેલા ખેડૂતો આ પુસ્તક વાંચી એમાંનું આપણે ત્યાં શું કેટલે દરજ્જે અજમાવી શકાય તેમ છે તે જાણી તેનો ઉપયોગ કરવા પ્રેરાય. ખેતીવાડીના આ માહિતીભર્યા પુસ્તકને પુસ્તકાલયો અવશ્ય પોતાને ત્યાં વસાવી લે.

૮. **કંકાવટી** ભાગ ૧ લો—( છઠ્ઠી આવૃત્તિ ) સંપાદક: શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૦+૫૬, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂ. દોઢ.

લોકસાહિત્યના પ્રખર સંશોધક શ્રી. મેઘાણીએ સંપાદન કરેલ આ કંકાવટીની છઠ્ઠી આવૃત્તિ એ બહેનોમાં આ પુસ્તક કેટલો આદર પામ્યું છે તેનો આબાદ પુરાવો છે. આપણે ત્યાંની વ્રતકથાઓ સુખપરંપરાએ સંભળાતી તેને શ્રી. મેઘાણીએ સંપાદન કરી ગ્રંથસ્થ કરતાં એ સર્વસુલભ બનવા પામી અને તેનો સારો એવો પ્રચાર થયો છે.

વ્રતકથાઓ એ તો આપણું લોકધન છે. એમાં આપણા પ્રાચીન સંસ્કારો પથરાયેલા પડ્યા છે. એને ઝીલવામાં સહાયરૂપ થઇ પડે. એવું આ ગ્રંથસ્થ વ્રતસાહિત્ય હજી પણ જે પુસ્તકાલયોમાં ન હોય તેઓ, આ અગાઉ પ્રસિદ્ધ થયેલ એનો બીજો ભાગ તેમ જ આ પહેલો ભાગ પણ અવશ્ય લઇ લે.

૯. **શરદ્‌બાબુની બાળવાતો** ( બીજી આવૃત્તિ )— અનુવાદક: શ્રી. રમણલાલ પી. સોની, પ્રકાશક: કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૨૮, મૂલ્ય રૂ. સવાબે.

શરદ્‌બાબુએ મોટેરાંઓને સામાજિક સમસ્યાઓના વિવિધ ઉકેલ દર્શાવતી નવલો આપી છે; અને તેના દ્વારા આજે માત્ર બંગાળમાંજ નહિ, પરંતુ ભારતભરમાં અને હમણાં હમણાં તો ગુજરાતી વાચકજનતાના પણ તેઓ પ્રિય લેખક ગણાઇ ગયા છે.

તેમણે મોટાંઓ માટેનું સાહિત્ય ઠીક પ્રમાણમાં પીરસ્યું છે; પરંતુ, કહે છે કે તેઓ બાળકો માટે કંઇ નહિ લખી શકવા બદલ દિલગીર થતા. છેલ્લે તેઓના અવસાનકાળ અગાઉ તેમણે બાળકો માટે પણ વાર્તાઓ લખેલી. એવી તેમની પાંચ વાર્તાઓ આ પુસ્તકમાં સંગ્રહાઇ છે. પુસ્તકના શરૂભાગમાં અનુવાદકે બાલયોગ્ય શૈલીએ બાળકોને વાંચવી ગમી જાય તેવી શરદ્‌બાબુની જીવનકથા પણ આપી છે. એ પણ એક અદ્‌ભુત વાર્તા જ હોઇને બાલ-વાચકોને એ અવશ્ય ગમશે.

૧૯૨૯ માં આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થયેલી તે પછી આ બીજી આવૃત્તિ સચિત્ર પ્રકટ થઇ છે. ૭ વર્ષના ગાળે પ્રસિદ્ધ થયેલ આ બાલભોગ્ય વાર્તાપુસ્તક જે પુસ્તકાલયોમાં હોવા છતાં જીર્ણ થઇ ગયું હોય તેઓ તેમ જ હજી પણ જેમણે ન વસાવ્યું હોય તેઓ વસાવી લે.

**૧૦. જનકદુલારી**—લેખકઃ શ્રી. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦૨, શ્રી. ભદ્રા દેસાઇચિત્રિત ત્રિરંગી ચિત્રના કવર સહિત જેકેટ, મૂલ્ય રૂા. બે.

સુપ્રસિદ્ધ બંગાળી લેખક વિદ્યાવારિધિ સ્વ. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર લિખિત સીતાવનવાસના આધારે લેખકે આ પુસ્તકની રચના કરી છે. એમાં, શ્રીરામચંદ્રજીએ રાવણનો ઉચ્છેદ કર્યા પછી, વિજય પ્રાપ્ત કરી પાછા ફર્યા બાદ લોકાપવાદને કારણે સીતાજીનો ત્યાગ કર્યો ત્યારથી અશ્વમેધ યજ્ઞ પ્રસંગે લઇને મહર્ષિ વાલ્મીકિજીએ લવ-કુશને શીખવેલ રામકથાના ગાન સુધીનું ચરિત્રચિત્રણ આપ્યું છે.

લેખકે, પુસ્તક બહેનોને નજર સમક્ષ રાખી લખેલું હોઇને આર્ય સન્નારીના ઉચ્ચ આદર્શનું એમાં નિરૂપણ કર્યું છે. રામાયણના આ મહાપ્રસંગને નજર સમક્ષ તરવરાવે તેવી સીતાકથા પુસ્તકાલયો જરૂર વસાવે; ખાસ કરીને મહિલા પુસ્તકાલયોમાં આ પુસ્તક અવશ્ય હોવું ઘટે.

**૧૧. શકારિ ( વિક્રમાદિત્ય )**—મૂળ લેખકઃ શ્રી. રાખાલદાસ બંદોપાધ્યાય; અનુવાદકઃ શ્રી. ભીમભાઇ દેસાઇ; પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. પૂઠાં; કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૭૨+૨૪, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨-૧૨-૦

ગાંડીવ સાહિત્ય મંદિર દ્વારા સંચાલિત પ્રેમશૌર્ય ગ્રંથાવલિનું આ બીજું પુસ્તક છે. સુપ્રસિદ્ધ બંગાળી લેખક શ્રી. રાખાલદાસ બંદોપાધ્યાયે ૧૯૩૩માં "ધ્રુવા" નામથી આ કથાનક બંગાળી સામયિક "પ્રવાસી" દ્વારા પ્રસિદ્ધ કરેલું તેનો અનુવાદ હોઇને ભારતવર્ષના પ્રાચીન સમ્રાટ શકસંહારક વિક્રમાદિત્યની ઇતિહાસકથા રજુ કરી છે. આજે જ્યારે વિક્રમની આસપાસ અનેક કથા-દંતકથાઓ પ્રચલિત છે ત્યારે એ પરાક્રમશાળી વીર વિક્રમની ઐતિહાસિકતા પર પ્રકાશ પાડતો શ્રી. સાંડેસરાનો પુસ્તકના પુરોવચનરૂપે આપેલો સંશોધનાત્મક લેખ વિક્રમની કથાની ઐતિહાસિકતા સમજવામાં ઠીક માર્ગદર્શક થઇ પડે તેવો છે.

આવું ઐતિહાસિક કથાત્મક પુસ્તક દરેક પુસ્તકાલયમાં અવશ્ય હોવું ઘટે.

મ. પ્ર. વ્યાસ

## સામયિકો

**ઊર્મિ-નવરચના**—ઑગસ્ટ અંકઃ સંપાદકઃ શ્રી. ઇશ્વરલાલ દવે; ભારતી સાહિત્ય સંઘ. અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૬.

પંદર વર્ષ થયાં પ્રકટ થતા આ સામયિકે દિન પર દિન ઉત્તરોત્તર ઠીક પ્રગતિ સાધી છે. એમાં છેલ્લા વરસથી તો ગુજરાતી સાહિત્યના લગભગ તમામ લેખકોનો સહકાર એ મેળવતું થયું છે અને એ લેખસમૃદ્ધ સામયિકની પૃષ્ઠસંખ્યા તો ગુજરાતી હરકોઇ સામયિકની

[ સાંધણ પૃ. ૩૬૦ને છેડે ]



**મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિ. તરફનાં પુસ્તકો**

૧ **રસોઇનું રસાયણ** ( બીજી આવૃત્તિ )—લેખિકાઃ શ્રી. વંદિતાગૌરી દેસાઇ; મૂલ્ય રૂ. ૪–૦–૦
૨ **રાસતરંગિણી**—( નવી આવૃત્તિ ) લેખકઃ શ્રી. દા. ખુ. બોટાદકર; મૂલ્ય ૦–૧૨–૦
૩ **દેશભક્ત**—ખંડ ૧–૨—મૂળલેખિકાઃ મિસિસ પર્લ બક; અનુવાદકઃ શ્રી. કપિલા ઠાકોર; મૂલ્ય દરેક ભાગના રૂપિયા ત્રણ.

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફનાં પુસ્તકો**

૪ **ગુજરાતનો જય**—ખંડ ૧ લો—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૩–૦–૦
૫ **સોરઠ તારાં વહેતાં પાણી**—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૪–૮–૦
૬ **શૌર્યનાં તેજ**—લેખકઃ શ્રી. મનુભાઇ જોધાણી, મૂલ્ય રૂા. ૨–૮–૦
૭ **શરદ્બાબુની બાળવાતો**—અનુવાદકઃ શ્રી. રમણલાલ પી. સોની; મૂલ્ય રૂા. ૨–૪–૦
૮ **સુખની સર્વસામાન્ય ચાવી**—મૂળ અંગ્રેજીમાં લેખકઃ શ્રી. જૉસેફ પેન્ગ વે, અનુઃ શ્રી. ભૂપતરાય મહેતા; મૂલ્ય ૦–૧૨–૦

**એન. એમ. ઠક્કરની કું. મુંબઇનાં પુસ્તકો**

૯ **યુ. કે. સી. સી. અને હિંદ**—પ્રો. એ. એન. અગરવાલ, પ્રકાશકઃ સંદેશ પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય ૦–૧૨–૦
૧૦ **જનકકુમારી**—લેખકઃ શ્રી. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, મૂલ્ય રૂા. ૨–૦–૦

**પદ્મ પ્રકાશન લિ. મુંબઇનાં પુસ્તકો**

૧૧ **ગુરુ ગોવિંદસિંહ**—લેખકઃ શ્રી. ગોવિંદ હ. પટેલ; મૂલ્ય રૂા. ૪–૦–૦
૧૨ **આપણી કોંગ્રેસ**—લેખકઃ શ્રી. રમણીકલાલ શાહ; મૂલ્ય રૂા. ૨–૮–૦
૧૩ **ઠંડે પહોરે**—લેખકઃ શ્રી. મુનિકુમાર મ. ભટ્ટ; મૂલ્ય રૂા. ૩–૦–૦

**રામકૃષ્ણ સેવાસમિતિ–અમદાવાદનાં પુસ્તકો**

૧૪ **હૃદયપોકાર**—સંપાદકઃ શ્રી. નંદલાલ ભોગીલાલ શાહ; મૂલ્ય રૂા. ૧–૦–૦
૧૫ **શ્રી ગંગાચરણે**—સંપાદક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૮–૦

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૧૬ **વાચનસીડી**—પગથિયું ૧લું, ૨જું, ૩જું અને ૪થું; યોજક અને પ્રકાશકઃ શ્રી. સોમાભાઇ કિશાભાઇ પટેલ; મુ. સુણાવ.
૧૭ **ગણિતપ્રવેશિકા**—યોજક અને પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૬–૦

૧૮. જીવનહાસ્ય—લેખકઃ શ્રી. ' નફીર ' પ્રકાશકઃ કિતાબઘર, રાજકોટ, મૂલ્ય રૂ. એક.
૧૯ શશિકલા—લેખકઃ શ્રી. બાલકૃષ્ણ જોષી; પ્રકાશકઃ ત્રિશક્તિ કાર્યાલય, નવલ ચોક, કેળાપીઠ, સુરત. મૂલ્ય ૦–૧૨–૦
૨૦ જાપાનની ખેતીવાડી—લેખકઃ શ્રી. અમૃતલાલ દલપતભાઈ શેઠ; પ્રકાશકઃ જન્મભૂમિ પ્રકાશન મંદિર, મેડોઝ સ્ટ્રીટ, કોટ મુંબઈ.
૨૧ મેઘધનુષ—મૂળ લેખિકાઃ વાન્દા વાસિલવ્સ્કા; અનુ. રમણલાલ સોની; પ્રકાશકઃ લોક-પ્રકાશન ગૃહ, મુંબઈ ૪. મૂલ્ય રૂ. ૪

---

[ સાંધણ પૃ. ૩૫૮નું ]

પૃષ્ઠસંખ્યાથી આગળ વધી જાય છે. એમાં આપણા શ્રી. રવિશંકર મહારાજ અને શ્રી. બબલભાઈ મહેતા સરખા લોકસેવકોના, શિક્ષણશાસ્ત્રીઓના તેમ જ અન્ય સાહિત્યકારો–ગદ્યલેખકો અને પદ્યલેખકો–સૌના લેખોનો સંભાર હોય છે. વિષયની વિવિધતા પણ એ સાચવી શક્યું છે, અને હરકોઈ વિષયના વાચકને એમાંથી એની શિષ્ટ રસવૃત્તિને પોષે એવું વાચન સહજે મળી આવે છે.

પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો, પોતાના વાચકોને ગુજરાતી સાક્ષરોની કલમનો વિવિધ આસ્વાદ અપાવવા માટે ગ્રાહક તરીકે સુખે નોંધવે.

**પ્રૌઢ શિક્ષણપત્રિકા**—સંપાદક મંડળ તરફથી તંત્રીઃ શ્રી. નાજુકલાલ નં. ચોકસી; વડોદરા.

ઉપર્યુક્ત માસિક પત્રિકા આપણા પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકતીસ સા. ના પ્રમુખપદે નિમાયેલી સમિતિ અને અન્ય સભ્યોની દોરવણી હેઠળ શરૂ થયું છે. એના અત્યાર આગમચ પ્રસિદ્ધ થયેલા અંકો જોતાં એમાં અપાતી વાચનસામગ્રી પ્રૌઢોને ઉપયોગી નીવડે તેવી છે. છતાં નવા શીખેલા પ્રૌઢોને સરળતાપૂર્વક વાંચવામાં સહાયરૂપ થવા માટે સહજ શંકા લાગે છે. કારણ, અક્ષરો નાના હોઈને જે વર્ગ માટે એ પ્રસિદ્ધ થાય છે એ વર્ગ એનો પૂરતો લાભ કદાચ નહિ ઉઠાવી શકે.

વળી તરતના શીખેલા અને શીખતાઓ માટે જોડાક્ષર રહિત વાચનસામગ્રી અપાય તે ઇષ્ટ છે. કારણ, નવું વાંચવા શીખનાર " શું વાંચું, શું વાંચું " એવી સહજ ઝંખના રાખતો હોય છે. ઉપરાંત, વિષયોની પસંદગીનું ક્ષેત્ર, જે વર્ગ માટે એ પ્રસિદ્ધ થાય છે તેમની આસપાસના વાતાવરણ અને વિષયને લગતું હોય તો એ હજીય વધુ સેવા બજાવી શકે.

પત્રિકાના સંપાદકમંડળને એમની આ પ્રવૃત્તિ બદલ અમારા હાર્દિક ધન્યવાદ.

**કોડિયું**—તંત્રીઃ શ્રી. નાનાભાઈ ભટ્ટ, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

જાણીતા શિક્ષણશાસ્ત્રી અને ગ્રામસેવક શ્રી. નાનાભાઈ ભટ્ટના સંપાદન હેઠળ આ માસિક પ્રસિદ્ધ થવા માંડ્યું છે. એમાં નૂતન રાષ્ટ્રીય શિક્ષણ અંગેના પ્રાયોગિક અને પાયાની કેળવણીના પૂરક ગણી શકાય એવા લેખો આવે છે. એમાંનું શ્રી. નાનાભાઈનું " ભણતર અને ચણતર " ખાસ વાચનીય છે. આ માસિકને પણ અમે આવકારીએ છીએ.

મ. પ્ર. વ્યાસ




## પુસ્તકાલયના મંત્રી–ગ્રંથપાલો અવશ્ય વાંચે—

**ટપાલ લખતાં ધ્યાનમાં રાખો**—એક પુસ્તકાલય તરફથી જા. નં. ૧ તા. ૪–૮–૪૫થી ફૉર્મ્સની માંગણી આવેલી છે. ( ઇસ્યુ બુક ધા. ૮, વીઝીટ બુક નંગ ૧, પાવતી બુક નંગ ૧ ) દિલગીરી સાથે જણાવવું પડે છે કે માગણીના પત્રમાં મંત્રીની સહીનો લીસોટો જ છે પરંતુ કયા પુસ્તકાલયની એ માગણી છે તેનું નામ–નિશાન એમાંથી મળતું નથી. દરેક પુસ્તકાલયે પોતાના નામનો સિક્કો વસાવવા ખાતા તરફથી ઠરેલું છે. માગણીના પત્રમાં સિક્કો છાપ્યો હોત તો પ્રશ્ન ઉપસ્થિત ન થાત. કંઇક આવાં લખાણો પુસ્તકાલયના નામ વગરનાં અમારા ઉપર આવે છે કે જેનો અમલ થઇ શકતો નથી. તો પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો પુસ્તકાલયનું નામ અને ગામ–તાલુકો પત્રવ્યવહારમાં અવસ્ય જ લખે.

વળી અત્રે આવતાં મનીઑર્ડરોનાં કુપનમાં મોકલનાર પુસ્તકાલયનું નામ લખેલું આવતું નથી. સૂચના સરક્યુલરો દ્વારા જણાવવામાં આવે છે છતાં મંત્રી ભાઇઓ આ વાત લક્ષમાં લેતા નથી જેથી રકમો અવળસવળ જમાં થઇ જાય છે.

જે પણ પુસ્તકાલયના મંત્રી પુ. સ. સ. મંડળ તરફ જે કંઇ લખાણ કરે, કે મનીઑર્ડર મોકલે એમાં અવશ્ય પોતાના પુસ્તકાલયના નામનો સિક્કો યા નામ લખેજ. પુ. સ. સ. મંડળના સરનામામાં ઠેકાણું રાવપુરા ઉપરાંત **પોસ્ટ બૉક્સ નંબર ૬૦** અવસ્ય લખવાનું રાખે.

## પુસ્તકાલયોને મદદ *

**સા. પુ. જાસ્કા** (તા. ખેરાળુ)ને ૭) શા. ચિમનલાલ પ્રેમચંદ–સીપોર, ૫) બારોટ મંગળજી પુરષોત્તમં–સુંઢિયા, ૨૫) જાસ્કા ગામના નાથી પંચ સમસ્ત હા. નાથી જોઇતા દેવા–જાસ્કા, ૫) પા. શિવીદાસ બાજીદાસ–ગાંગલાસણ, ૫) કેશવદાસ માણેકદાસ–રણછોડપુરા, ૬) પા. જેઠીદાસ અમરદાસ–જેતલવાસણા, ૭) પા. વેલદાસ બેચરદાસ–સુંઢિયા, ૫) પા. મગનદાસ નારણદાસ–ઉપેરા.

## વ. રા. પુ. મંડળ

**મહાલ પુ. મંડળની સભાઓ**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૪ તા. ૭–૭–૪૫માં સૂચવ્યા પ્રમાણે મહાલ મંડળની વાર્ષિક સભાઓ તા. ૧૯–૮–૪૫ ના રોજ ભરી દઇને તેના અહેવાલ–હિસાબ પ્રાંત પુસ્તકાલય તેમ જ રાજ્ય પુ. મંડળો તરફ મોકલી આપવા બાબત મહાલ પુ. મંડળોના મંત્રીભાઇઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

---

* આ યાદીમાં ફક્ત રૂા. ૫) અને તેથી વધુ રકમોનો જ ઉલ્લેખ કરાય છે.

**પ્રાંત મંડળની વાર્ષિક સભાઓ**—સાલાબાદ ચાલુ વર્ષની પ્રાંત પુ. મંડળોની વાર્ષિક સભાઓમાં પણ રાજ્ય પુ. મંડળ તરફના એક પ્રતિનિધિ તેમજ પુ. ખાતાના અધિકારી સાહેબ હાજર રહેવાનો ઇરાદો રાખતા હોવાથી જુદા જુદા પ્રાંતોની વાર્ષિક સભાઓ માટે નીચે પ્રમાણેની તારીખો નક્કી કરી પ્રાંત મંડળોને જણાવવામાં આવ્યું છેઃ—

**(૧) નવસારી પ્રાંત માટે તા. ૯-૯-૪૫ (૨) મહેસાણા પ્રાંત તા. ૧૬-૯-૪૫ (૩) અમરેલી પ્રાંત માટે તા. ૨૩-૯-૪૫ તથા વડોદરા પ્રાંત માટે તા. ૩૦-૯-૪૫**

આ સંબંધમાં જરૂરી પરિપત્ર જે તે પ્રાંત મંડળ તરફથી લાગતાવળગતા સર્વ કોઇને મળશે. એ મળ્યેથી ઠરેલ તારીખ ધ્યાનમાં રાખી પ્રાંત મંડળોના સભાસદો પોતપોતાની પ્રાંતસભામાં ઉલટભેર હાજર રહે એમ ઇચ્છીએ છીએ.

**સુધારો**—ગયા અંકમાં પુસ્તકાલય ખાતા તરફથી સા૦ પુસ્તકાલયો માટે પાળવાના તહેવાર-રજાઓની યાદીને મથાળે ૧૯૪૪-૪૫ છપાયું છે તેને બદલે ૧૯૪૫-૪૬ એમ સુધારીને વાંચવું.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પ**ગારદાર પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકે નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ, વાચનપ્રચાર વધારવા સંબંધી કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પરેલ-માહે જુલાઈમાં-કામરેજ મહાલનાં—(૧) જોખા, (૨) વેલંજા, (૩) શેખપુર, (૪) અબામા, (૫) જાદા, (૬) ઓલવડ, (૭) ઘેરખુ પારડી, (૮) કરજણ, (૯) ક્ષ્સા, (૧૦) ધાતવા, (૧૧) ડુંગરા, (૧૨-૧૩) ઓલેશ્વર, (૧૪) દેરોદ, (૧૫) કામરેજ, (૧૬) બેરલ, (૧૭) કોળી ભરથાણા, (૧૮) નેત્રંગ, (૧૯) દીગસ, (૨૦) ઓરણા, (૨૧) સેવણી, (૨૨) હેલાડ, (૨૩) ટીંબા, (૨૪) શામપુરા, (૨૫) નગોડ, (૨૬) ખાનપુર, (૨૭) વિહાણ, (૨૮) ચીખલીઃ કા. દિ. ૨૪.**

**૨. સાવલી મહાલ માનદ પ્રચારક રા. છગનલાલ સોમેશ્વર જોશી-માહે જુલાઇમાં—(૧) વેમાર, (૨) સાંઢાસાલ.**

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ભલામણ છે.

**ના. નં. થોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# સામયિક ચિંતન

## દીન દાન

રાજસેવકે આવીને નિવેદન કર્યું કે " મહારાજ, સાધુશ્રેષ્ઠ નરોત્તમને આગ્રહપૂર્વક વિનવ્યા છતાં પણ આપના સોનાના મંદિરમાં આશ્રય ન લેતાં આજે માર્ગમાં વૃક્ષની છાયા તળે ભજન કરે છે. ભક્તોનાં ટોળેટોળાં તેમને ઘેરી વળે છે. તેમનાં હર્ષાશ્રુ એકદમ ઉભરાઇ આવે છે. તે અશ્રુઓ ધરતીની ધૂળને ધોઇને ધન્ય કરે છે. આપણું દેવાંગણ તદ્દન ખાલી છે. જેમ ભ્રમર, કમળની સુવાસ આવવાથી, મધથી ભરેલું સોનાનું પાત્ર એકદમ છોડીને પોતાની પિપાસા તૃપ્ત કરવા, પાંખો ફેલાવીને, મસ્ત બનીને દૂર ઊડી જાય છે, તેમ નરનારીઓનો સમૂહ સોનાના મંદિર તરફ જોયા વિના દોડી જાય છે; કારણ કે માર્ગમાં હૃદયકમળ ખીલી ઊઠયાં છે અને સ્વર્ગની સુવાસ પણ પ્રસરી રહી છે. દેવાલયમાં રત્નની વેદી પર ફક્ત એકલાઅટૂલા દેવ છે. "

રાજા ક્ષોભપૂર્વક આ નિવેદન સાંભળી રહ્યા. પછી તરત જ સિંહાસન પરથી નીચે ઊતરીને માર્ગમાં, વૃક્ષની છાયા હેઠળ, તૃણાસન પર જ્યાં સાધુ મહારાજ બેઠેલા હતા ત્યાં જઇને તેમને પગે પડયા અને કહેવા લાગ્યાઃ " પ્રભુ, જુઓ, રાજાએ બનાવેલું સોનાના શિખરવાળું ગગનચુંબી દેવાલય છે તે છોડીને આપ શા માટે માર્ગમાં બેસીને દેવની સ્તુતિ કરો છો ? "

" તે મંદિરમાં દેવ નથી, " સાધુ સ્વસ્થતાથી બોલ્યા.

રાજા એકદમ ગુસ્સે થઇને કહેવા લાગ્યાઃ " શું દેવ નથી ? હે સંન્યાસી, આપ નાસ્તિકની જેમ ના બોલો. રત્નજડિત સિંહાસન પર રત્નો ચમકી રહ્યાં છે. શું ત્યાં કાંઇ જ નથી ?"

સાધુએ જવાબ આપ્યોઃ " રાજન્ ! તે રાજદંભથી ભરેલું છે; ખાલી નથી. તેં ત્યાં પોતાનું સ્થાપન કર્યું છે; પરમાત્માનો ત્યાં વાસ નથી. "

રાજા રોષે ભરાઇને કહેવા લાગ્યાઃ " વીસ લાખ સોનામહોરો ખરચીને, નિંદા ન થઇ શકે તેવું ગગનચુંબી મંદિર કરાવ્યું છે. પૂજાના મંત્રોચ્ચાર સાથે દેવોને તેનું મેં દાન કર્યું છે. છતાં પણ આપ કહો છો કે ત્યાં દેવ નથી; તો ત્યાં કોણ છે ? બોલો ઝટ. "

સાધુ મહારાજે શાંતિથી જવાબ આપ્યોઃ " જે વર્ષે આમથી વીસ હજાર લોકો ઘરબાર વિનાનાં, અન્નવસ્ત્ર વિહોણાં થઇને, તારા બારણા પાસે આવીને ઊભાં રહ્યાં, અતિશય રડયાં, ક્રંદન કરવા લાગ્યાં, અનેક આજીજી પ્રાર્થના કરી, છતાં પણ કોઇ પણ જાતનો આશ્રય તારી પાસેથી ન મળ્યો ! આખરે થાકીને તેઓ જંગલમાં, રસ્તામાં, મેદાનમાં,

વૃક્ષની છાયા હેઠળ, પીપળાથી ફાટ પડેલા એવા જૂના મંદિરના કોઈ એક ખૂણામાં જઈ પેસ્યાં; અને તે જ વર્ષે તેં વીસ લાખ સોનામહોરો ખરચીને સોનાથી મઢેલું આ મંદિર દેવોને અર્પણ કર્યું ! તે જ દિવસે ભગવાન બોલ્યાઃ ' મારા અનાદિ ઘરમાં, અનન્ત આકાશમાં, અતિશય પ્રકાશ ઝળહળી રહ્યો છે. મારા ઘરને સત્ય, શાંતિ, દયા પ્રેમની દિવાલો છે. જે પોતાની પ્રજાને ઘર આપી શકતો નથી તેવો ક્ષુદ્ર, કંજુસ મને દાનમાં ઘર આપે છે ! ' આ દેવવાણીની સાથે જ ગરીબોનો આશ્રય ગરીબોની સાથે માર્ગમાં વૃક્ષની નીચે ચાલ્યો ગયો. અગાધ સમુદ્રમાં સફેદ ફીણ જેમ ફોગટ છે, તે જ પ્રમાણે તારું આ મંદિર આખા વિશ્વમાં તારો પૈસો અને તારા અભિમાનનો જાણે કે પરપોટો છે. "

એટલે રાજા ક્રોધાનલની જ્વાળામાં બળવા લાગ્યો. બળબળતો તે કહેવા લાગ્યોઃ " રે ભામટા, પામર, આ જ પળે મારા રાજ્યનો ત્યાગ કરીને ચાલ્યો જા. "

સંન્યાસીએ શાંતિથી ઉત્તર આપ્યોઃ " હે મહારાજ, તેં ભક્તવત્સલનો—પ્રભુનો—જ્યાં દેશનિકાલ કરાવ્યો ત્યાં જ ભક્તજનોનો દેશનિકાલ કરાવ. "* —પ્રિયબાળા શાહ

---

( સાંધણ સામેના પૃષ્ઠનું )

—અનનસ, મરચાં, પોપૈયાં, સીતાફળ ઇત્યાદિ ફળોનાં ઝાડ આપણા દેશમાં બહારથી દાખલ થયેલાં છે; આ દેશનાં મૂળ વતની નથી. અનનસ બ્રાઝીલનું વતની છે. ઇ. સ. ૧૫૯૪માં સૌ પ્રથમ બંગાળમાં ફીરંગીઓએ તે દાખલ કર્યું. અબુલ ફઝલ જેવા હિંદી લેખકો પણ તેનો ખાસ ઉલ્લેખ કરે છે.

—આ દેશમાં પોપૈયાં દાખલ કરનાર પણ ફીરંગીઓ છે. ૧૫૯૮માં વલંદો મુસાફર લીન્સ ચોટેન આ સંબંધી ઉલ્લેખ કરે છે. મેકમિલને ૧૯૨૦માં પ્રગટ કરેલ ' ટ્રોપિકલ અને સબ–ટ્રોપિકલ ફ્રુટ 'માં તેનો લેખક વિલ્સન પોપેનો પણ એવી જ માહિતી આપે છે. વલંદાના હિંદી ટાપુઓમાંથી આ ફળ દાખલ થયું. ફિલિપાઇન્સ યા લુસીન્સથી મલાક્કામાં લાવવામાં આવ્યું અને ત્યાંથી પછી હિંદમાં આવ્યું.

—સીતાફળ અને રામફળ ઘણા પ્રાચીન કાળથી જાણીતાં છે. તેનું વાવેતર થાય છે. આ ફળો ટાંડાં ગણાય છે. હિંદુઓ તેને પવિત્ર ગણે છે; કારણકે સીતા અને રામનાં નામ તેમની સાથે જોડાયેલાં છે.

—મરચાં ફીરંગીઓએ આ દેશમાં દાખલ કર્યાં, એમ માનવામાં આવે છે. પશ્ચિમ હિંદી ટાપુઓમાંથી મરચાં આ બાજુ લાવવામાં આવ્યાં હોય એમ લાગે છે. ક્યારે આ દેશમાં તે દાખલ થયાં તેને લગતી પૂરી માહિતી બરાબર મળતી નથી.×

ડૉ. એન. એમ. શાહ

---

* બંગાળી ' હાદિની 'માંથી. આ ભાવનાભરી વાર્તા અગાઉ અમે છાપી છે; પરંતુ આ જરા વધુ વિસ્તૃત અને હૃદયંગમ જણાવાથી અહીં ફરી ઉતારી છે —તંત્રી

× " કિશોર "માંથી.

# આટલું તો જાણજો

૧૮૭૬નો એપ્રિલ માસ. અમેરિકાના મહાન નગર ન્યૂ યૉર્કમાં પાંત્રીસ-ફક્ત ૩૫-રાસાયનિકોનું એક નાનું મંડળ ભેગું થયું. આ થઇ અમેરિકન કેમિકલ સોસાયટીની સ્થાપના. આ છે આજે દુનિયાની રસાયનને લગતી સૌથી મોટી માતબર સંસ્થા. તેના સભ્યોની સંખ્યા આજે ૩૮૦૦૦ ઉપરાંત છે.

૧૯૦૯માં કંપનીવાળાને સભ્ય તરીકે દાખલ કરવાનું નક્કી થયું. આઠ કંપનીઓએ મુહૂર્તમાં નામ નોંધાવ્યાં. આજે ૬૦૦ કારખાનાં એના સભ્યોની યાદીમાં છે. અમેરિકન રાસાયનિકોના ઉદ્યોગોને હૃદયપૂર્વકના ટેકાનો પુરાવો આથી કયો બીજો જોઇએ ?

***

' ડી. ડી. ટી. 'નું નામ તમે સાંભળ્યું છે ? આ એક રાસાયનિક પદાર્થ છે. પ્રયોગશાળામાં બનાવી શકાય છે. તેનો વિશિષ્ટ ગુણ એ છે કે તે જંતુવિનાશક છે. ' ડી. ડી. ટી. 'નો ઉપયોગ માંકડ, જૂ, મચ્છર ઇત્યાદિ જંતુઓ કાઢવા માટે સફળતાપૂર્વક કરવામાં આવ્યો છે. ચાલુ યુદ્ધમાં આ પદાર્થ જંતુવિનાશક તરીકે ખૂબ વાપરવામાં આવે છે. બીજા યોગ્ય જંતુવિનાશક પદાર્થોને અભાવે આ શોધ થઇ શકી.

હવે ' ગામેક્ષેઇન 'ની શોધ પ્રગટ થઇ છે. ગામેક્ષેઇન ડી. ડી. ટી. કરતાં પણ જંતુવિનાશક તરીકે વિશેષ પ્રબળ માલૂમ પડયું છે. ગામેક્ષેઇનને ૬૬૬ તરીકે પણ ઓળખવામાં આવે છે. આ પદાર્થની અસર ઉપરનાં જંતુઓ ઉપરાંત તીડ, માખી વગેરેને પણ થાય છે. ગામેક્ષેઇન સ્થાયી પદાર્થ છે; વધારે ઉષ્ણતાએ પણ તેનું વિગઠન થતું નથી: તેના જંતુવિનાશક ગુણો ટકી રહે છે; એટલે વિમાનમાંથી ધુમાડા તરીકે જમીન પર છાંટવા તેનો ઉપયોગ કરી શકાય. ગામેક્ષેઇનની શોધનું માન ઈંગ્લાંડની ઇમ્પીરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ નામની સંસ્થાના સંશોધનકારોને ઘટે છે.

***

અમેરિકાની ઔદ્યોગિક પ્રગતિ અજબ છે. ગુજરાતમાં મહૂડાંને આથીને તેનો દારૂ બનાવાય છે. એવી જ રીતે જુદાજુદા પદાર્થોને આથીને અમેરિકામાં અનેક ઉપયોગી ચીજો તૈયાર કરવામાં આવે છે. અમેરિકા નીચે પ્રમાણે ચીજો બનાવે છે:

૨૨૩૦૦૦,૦૦૦ ગૅલન ઔદ્યોગિક આલ્કોહોલ
૧૦૫૦૦૦,૦૦ પૌંડ સાઇટ્રીક ઍસિડ
૫૦૦૦,૦૦ પૌંડ કેલ્શિયમ ગ્લુકોનેઇટ ( દવામાં વપરાય છે. )
૯૦૦૦,૦૦ પૌંડ લેક્ટીક ઍસિડ ( ખાવાનો )
૧૦૦૦,૦૦ પૌંડ સોરબોઝ ( આમાંથી વિટામીન 'સી' બનાવાય છે. )

***

અઢી ( ૨.૫ ) કરોડ રૂપિયાની કિંમતનો પીવાનો દારૂ હિંદુસ્તાનમાં આયાત થાય છે ! !

( સાંધણ સામેના પૃષ્ઠ પર )

# જડવાદી ધર્મ વિ૦ જાગ્રતધર્મ

વર્તમાનપત્રો વાંચનારાં સૌ કોઇ જાણતાં હશે કે હમણાં બિહાર પ્રાંતમાં અગિયાર હજાર માણસો કૉલેરાનો ભોગ થઇ મરણ પામ્યાં. આ કરુણ કથની વાંચી સર્વનાં દિલ કંપ્યાં હશે. આપણા દેશમાં દર ઉનાળે કૉલેરા હજારેનો ભોગ લે છે જ. પણ એક જ પ્રાંતમાં ટૂંકા વખતમાં આટલી મોટી સંખ્યા એ ભયંકર રોગના પંજામાં આવી ગઇ એને માટે કોઇક તો જવાબદાર હશે જ. અત્યારે પ્રજાને મળતું સડેલું અનાજ એ પણ એક કારણ હોઇ શકે. સરકાર, મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડો વગેરેની સંયુક્ત જવાબદારી પ્રજાનું આરોગ્ય સંભાળવાની છે જ, અને પ્રજાને તેનું ભાન કરાવવા પ્રયત્ન કરવા જ જોઇએ.

પણ એ સર્વ જો પોતાની ફરજ ન બજાવે તો પ્રજાની પોતાની કાંઇ જ ફરજ નથી ? સત્તાધીશોની બેદરકારી સંબંધી ફરિયાદો કરીને બેસી રહેવામાં જ આપણી ફરજ સમાપ્ત થઇ જાય છે ?

ગયે વર્ષે ઉનાળામાં અમેરિકાના એક પરગણામાં 'ઇનફન્ટાઇલ પૅરાલિસીસ' ( બાળકોમાં પક્ષાઘાત )નો રોગ ફાટી નીકળ્યો, ત્યારે ત્યાંની પ્રજાએ કેવો ભગીરથ પ્રયત્ન કરેલો તે જાણવા જેવું છે.

જુન ૧૯૪૪ પહેલાં નોર્થ કૅરોલીનામાં આવેલું સાડાતેર હજારની વસ્તીવાળું હિકરી શહેર એક શાંત સ્વાશ્રયી ગામ હતું. કુદરતની કૃપા હતી અને વસ્તી મહેનતુ હોઇ શહેર ધીમે ધીમે આગળ વધ્યે જતું હતું.

પણ જુન મહિનામાં એને શિરે કલંક ચોંટયું. લાંબે પ્રવાસે નીકળેલા મોટરવાળા હિકરી ગામે આવતાં મોટરના કાચ ચડાવી નાકે રૂમાલ દાબી ઝડપથી હંકારી જતા. રેલવેના ઉતારૂઓ હિકરીનું સ્ટેશન આવતાં ડબ્બાની બારીઓ બંધ કરી દેવા મંડયા. રસ્તા ઉજ્જડ બન્યા અને હુન્નરઉદ્યોગમાં ઍક મંદી આવી ગઇ. શહેરને પાદરે નવી કબરોની હાર લાગી ગઇ.

૧લી જુનની રાતમાં ગામનો એક બાળક ભયંકર માંદગીમાં સપડાયો. એના પગ કલાક જ્યાં જોતજોતામાં ક્ષીણ થઇ ગયા. રાતોરાત આવેલા ડૉકટરે ચિકિત્સા કરી 'ઇનફન્ટાઇલ પૅરાલિસીસ' જે 'પોલીઓ' પણ કહેવાય છે, તે જાહેર કર્યો.

૨૪ કલાકમાં તો રોગ ચારે તરફ ફેલાવા માંડયો. એક ગભરાયલી માતાએ વ્યાધિમાં ઝડપાયલા પોતાના બાળકને ૬૦ માઇલ દૂર આવેલી હૉસ્પિટલમાં તત્કાળ લઇ જવા પ્રયત્ન કર્યો, પણ બાળક રસ્તામાં જ મરણ પામ્યું.

આ ઘડીએ હિકરી શહેરની પ્રજા એક મહાન્ વિભૂતિ બની ગઇ. શહેરમાં તો ૭ જ કેસ નોંધાયા હતા, પણ આજુબાજુનાં ગામડાંમાં રોગ ઝડપથી ફેલાતો હતો. શહેરીઓએ પોતાની ફરજ સમજી લીધી. હિકરીમાં હૉસ્પિટલ હોય તો જ શહેરના અને આસપાસના સેંકડો બાળજીવો ઊગરી શકે.

પ્રજાએ રાતોરાત આ દુશ્મનનો સામનો કરવાનો નિશ્ચય કરી લીધો. એના સ્વરૂપની

હજી પૂરી કલ્પના નહોતી, એને હઠાવવાના હથિયાર વિષે માહિતી પણ નહોતી. પણ એની સાથે યુદ્ધ કરવું છે એ એક જ નિશ્ચય સર્વાનુમતે પસાર થયો. એકેએક વ્યક્તિના મનમાં "હું કયે રસ્તે સેવા બજાવું" એ જ તાલાવેલી લાગી. તે દિવસે બહાર નીકળેલામાંના અસંખ્ય લોકો મહિનાઓ સુધી પાછા ઘેર ગયા જ નહિ; સીધા પોતાનું કર્તવ્ય બજાવવા દોડી ગયા.

શહેરની સમસ્ત પ્રજાના સહકારે ચમત્કાર કરી બતાવ્યો. કર્તવ્ય બજાવવા હાજર રહેલાંમાં દાક્તરો, વકીલો, શરાફો, ઉદ્યોગપતિઓ એ સર્વ હતા; ગૃહિણીઓ, મજૂરણો, હબસીઓ, શહેરની કલબોના સત્તાધીશો એ પણ હતા. બે દાક્તરોએ શહેરનાં સ્ત્રીપુરુષોને રોગીની શુશ્રૂષા કરતાં શીખવવાનું મુશ્કેલ કામ માથે લીધું.

મૃત્યુ સામેની લડત શરૂ થઇ ગઇ. નેશનલ ફાઉન્ડેશનના સંચાલક એક કલાકમાં આવી પહોંચ્યા. સવાર પડતા પહેલાં ગામના શિલ્પશાસ્ત્રીએ હૉસ્પિટલના મકાનનો નકશો તૈયાર કરી દીધો. એ નકશો તૈયાર થતો હતો ત્યાં લાકડાં આવવા માંડયાં. વખારોના માલીકોએ નોકરોને હુકમ આપી દીધો કે "જે કોઇ આવે તેને જોઇએ તેટલાં લાકડાં મફત પૂરાં પાડજો." અને એ લાકડાં ઉપાડનાર અને ખીલા ઠોકીને બેસાડનાર સ્વયંસેવક મજૂરો કોણ હતા ? કોઇ દાંતના દાક્તર તો કોઇ ચિત્રકાર અને કોઇ સંગીતકાર ! સ્ત્રીઓ ઘેરઘેર ફરીને ખાટલા, ગોદડાં, કામળા, ચાદરો, તકિયા ઉઘરાવવા મંડી; સ્ત્રીઓને નર્સ થવા સમજાવવા લાગી.

રાતદિવસ કામ ધમધોકાર ચાલતું. આસપાસના પહાડી પ્રદેશમાંથી પણ માતાઓ રોગી બાળકોને ઉપાડી લાવી હૉસ્પિટલની જેવી તેવી તૈયાર થયેલી પથારી પર સુવાડી દાક્તરોને સોંપી દેતી અને પછી હૉસ્પિટલના કામમાં પ્રવૃત્ત થઇ જતી. કોઇ રાંધતી, કોઇ લૂગડાં ધોતી, કોઇ પાણી ગરમ કરતી અને કોઇ બાંધકામનાં લાકડાં ઉપાડવા પણ લાગતી.

બીજે દિવસે વરસાદ પડયો, પણ કાર્યકરો તો અડગ જ હતા. કામ એકસરખું ચાલુ રહ્યું. બધી વખારો ખાલી થઇ ગઇ, ત્યારે જંગલમાંથી લીલાં ઝાડ કાપી લાવી તેને ઉપયોગમાં લીધાં. પંચાવન કલાકમાં પંચાવન બિછાનાંવાળી હૉસ્પિટલ સરસામાન સાથે તૈયાર થઇ ગઇ ! પણ હજી એ વ્યાધિની આગેકદમ ચાલુ જ હતી; એકેએક બિછાનું ભરાઇ ગયું અને હજી તો બીજા ૨૨૪ કેસો નોંધાયા હતા.

એટલે ફરી શિલ્પશાસ્ત્રીએ નકશો બનાવ્યો. સ્વયંસેવકોએ પાછાં ઓજાર લીધાં ને હૉસ્પિટલને વિસ્તૃત કરવાનું કામ ઝપાટાબંધ ચાલ્યું. ૨૬મી જુને ૧૯૪ બાળકોને હૉસ્પિટલમાં સુવાડયાં. છાપરાના ખીલા ઠોકાતા જાય અને નવાં બિછાનાં ગોઠવાતાં જાય.

બહારની દુનિયાએ પણ સહાયતાનું કામ ઉપાડી લીધું. નેશનલ ફાઉન્ડેશન મારફત દેશના સર્વ ભાગોમાંથી દાક્તરો, નર્સો, સ્પેશિયાલિસ્ટો, સાધનો એ સર્વ આવી પહોંચ્યાં દૂર દૂરના કૅલીફોર્નિયા પ્રાંતમાંથી નર્સો મોટા પગારની નોકરીઓ છોડી દઈ હિકરીની વહારે આવી. યુનિવર્સિટીઓ, હૉસ્પિટલો એ સૌ પોતપોતાના શ્રેષ્ઠ દાક્તરોને મોકલવા મંડયાં, લશ્કરી મથકે પણ બિછાનાં મોકલ્યાં. કેટલાક ખાનગી દાક્તરો ગાંઠનાં ભાડાં ખરચી એરોપ્લેન મારફત આવ્યા.

પણ છતાંએ રોગનો ફેલાવો ચાલુ રહ્યો. હવે હૉસ્પિટલના વિસ્તાર માટે લાકડાં નહોતાં. લશ્કરી અમલદારો પાસે તંબૂઓની માગણી કરી અને તે તરત મંજૂર થઇ. નવી

નર્સો, નવા દાક્તરો આવતાં જ ગયાં. હિકરીના શહેરીઓએ એ સૌને માટે પોતાનાં બારણાં ખુલ્લાં મૂક્યાં. પોલિસના વડાએ પોતાના ચોવીસે સિપાઈઓને હૉસ્પિટલની સેવામાં મોકલ્યા. પોલિસની, ને લશ્કરની મોટરો, લૉરીઓ થાકેલા દાક્તરો, નર્સોને શહેરમાં પહોંચાડતી અને આરામ લઈ તાજા થયેલાંને હૉસ્પિટલમાં મૂકી આવતી.

પણ હજીએ મદદની જરૂર હતી. હજી હૉસ્પિટલ વધારવાની હતી, બાંધકામ કરવાનું હતું. ગરમ પાણીનાં બૉઇલરો ચોવીસે કલાક ચાલુ રાખવાનાં હતાં, દિવસમાં ત્રણ વખત ચારસો ભાણાં તૈયાર કરવાનાં, રોજની હજાર કામળો અને ચાદરો ધોવાની! એ બધું કોણ કરે? પડોશની જેલના અધિકારીને પૂછ્યું: "કેદીઓને મદદ કરવા મોકલશો?" અધિકારીએ જવાબ દીધો: "જરૂર" કેદીઓનાં ધાડાં આવ્યાં. તેમણે નવા મકાન માટે જમા સાફ કરી, ગટરો ખોદી, પાણીના નળ નાખ્યા. સ્ત્રીકેદીઓ નર્સનું કામ કરવા મંડી ગઈ. કેદીઓને તેમના વચન પર વિશ્વાસ રાખીને જ છોડવામાં આવ્યા હતા. તેમની પાછળ રક્ષકો મોકલવાનો કે બેડીઓ પહેરાવવાનો સમય જ નહોતો. રાત્રે કેદીઓ ખુલ્લા તંબૂમાં સૂતા, પણ નાસી જવાનો કોઈએ પણ પ્રયત્ન ન કર્યો. એક યુવતીની કેદની મુદત પૂરી થઈ ગઈ એટલે એને ઘેર જવાની છૂટ આપી, પણ "બાળકોની માયા બહુ લાગી છે" કહી તે ત્યાં જ રહી ગઈ અને હજી યે ત્યાં જ છે. એક ડૉકટરે પોતાના રિપોર્ટમાં લખ્યું છે કે 'સંપૂર્ણ સહકારનું અદ્ભુત દૃષ્ટાંત જે હિકરી શહેરે પૂરું પાડ્યું છે તેવું મેં જિંદગીમાં બીજે કોઈ ઠેકાણે જોયું નથી.'

શહેરના એક વકીલના છોકરાને બહુ ઉગ્ર સ્વરૂપમાં રોગ લાગુ પડયો. એની પીડા નજરે જોઈ જાય તેવી ન હતી. એને હૉસ્પિટલમાં દાખલ કરી વકીલ શાંતિથી બહાર આવ્યા. ત્રણ દિવસ પછી એક દાક્તરે જોયું તો વકીલ સાહેબ હૉસ્પિટલના રસોડામાં બાલદીઓ માંજતા હતા! તપાસ કરતાં જણાયું કે પુત્રને દાખલ કરી એ તો ત્યાં જ રહ્યા હતા અને કેદીઓની જોડાજોડ ઓરડાની જમીન ધોવાનું ને બીજું મહેનતમજૂરીનું કામ કર્યા કરતા હતા. ઘેર જઈ આરામ લેવાનું કહેવામાં આવતાં તેમણે કહ્યું: "હું તો આ ભીંતમાં જડેલા પાટિયા જેવો છું; મારાથી ખસાય જ નહિ."

આજે પણ એ હૉસ્પિટલ પ્રજાના સહકાર અને આત્મભોગના જ્વલંત દૃષ્ટાંતરૂપે ઊભી છે. કટોકટીના સમયમાં પૈસાનું નામ તો કોઈ લેતું જ નહોતું. ગરીબમાં ગરીબ મજૂરે પણ પૂછ્યું નહોતું કે "મજૂરી કેટલી મળશે?" દાક્તરો નર્સો કોઈએ વેતનનું નામ જ લીધું નહોતું. જે કોઈ બાળક આવે તેને તરત દાખલ કરવામાં આવતું. માબાપની જે સ્થિતિ હોય તેના પ્રમાણમાં ખરચના પૈસા આપે. એક ગામડેથી આવેલા કુટુંબ પાસે માત્ર ચાલીસ સેંટ (સવા રૂપિયો) જ આપવા માટે હતા, તો પણ તેના બાળકને બીજાં જેવી જ સારવાર મળી.

લખ્યા અને વણલખ્યા આત્મભોગના અનેક દાખલા રોગચાળા દરમિયાન બન્યા હતા. ૧લી જૂનથી ૨૦મી સપ્ટેમ્બર સુધી શહેરમાં રોજીંદો વ્યવહાર વેપારવણજ બધું જ બંધ પડયું હતું. આખું ગામ સ્વયંસેવક બન્યું હતું. સ્ત્રીઓ દસ દસ બાર બાર કલાક પોતાની સેવા આપતી. પુરુષો કામથી થાકી લોથ થઈ જતા. પણ ચાર મહિનાના સતત પરિશ્રમ પછી વ્યાધિરૂપિ દુશ્મનને હટાવી કાઢયો: મૃત્યુ પર વિજય મેળવ્યો.

[ સંપન્ન ૫. ક્યારે છે ]

# પાછલી ઉંમરે વિવાહ

લૉઇડ જ્યૉર્જ લગભગ એંશી વર્ષની ઉંમરે લગભગ સાઠ વર્ષની સ્ત્રી સાથે પરણ્યા. લૉર્ડ રીડિંગે પણ એવું કર્યું હતું. યુરોપમાં તો એવા ઘણા દાખલાઓ છે. આપણા દેશમાં યે વૃદ્ધવિવાહ અજાણ્યા નથી. પણ ફરક એ છે કે આપણા દેશમાં કેવળ વર જ ડોસો હોય છે; વધૂ ડોસી હોતી નથી; એ તો ૧૨–૧૫ વર્ષની અબૂઝ બાળકી યે હોય.

" બૂઢાને બાળકી આપી, બાંધે છે મીંઢળો મડે,
પિતા પુત્રીતણો પાપી, પસ્તાવામાં પછી પડે. "

એ વચન આપણા દેશના વૃદ્ધવિવાહને લાગુ પડે; લૉઇડ જ્યૉર્જના વિવાહને નહિ.

પણ આવા વિવાહોને શું કહેવું ? શું એ કામવિકૃતિ કહેવી ? એ ન જ હોય એમ ન કહીએ, તો યે હું એવી પરિસ્થિતિ કલ્પી શકું છું કે જેમાં આવો વિવાહ યોગ્ય પગલું કહી શકાય. એક બે પ્રસંગોમાં મેં મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષોને પરસ્પર વિવાહ કરી લેવાનો સલાહ આપી છે. મારી સલાહનો તેમણે સ્વીકાર ન કર્યો, પણ યોગ્ય પ્રસંગે આ જ સલાહ આપવી મને વાજબી લાગે છે.

લૉઇડ જ્યૉર્જ જેવો એક માણસ મોટી ઉંમરે વિધુર કે ( સ્ત્રી હોય તો ) વિધવા થાય છે. સ્ત્રી કે પતિ જ કરી શકે એવી સંભાળ અને સેવાઓની જરૂર પડે એવી એને સેવાઓની જરૂર પડે એવી એને પરિસ્થિતિ છે. તેને પરિચિત એક વિધવા કે પુરુષ છે; તેને ય આલંબનની જરૂર છે. મૃત પત્ની કે પતિની સ્મૃતિ તથા પ્રેમ બહુ તાજાં રહ્યાં નથી. જો તેઓ ગમે તેમ એકબીજાની મદદે આવે છે, તો તેમાંથી લોકાપવાદનો ડર ઊભો થાય છે. તેઓ પોતે પણ ડરથી પર નથી. તેમની કામવાસના બળવાન નથી; તે માટે જ વિવાહ કરવાની વૃત્તિ નથી. પણ નિર્ભયપણે વર્તી શકે એટલી પોતાને વિષે ખાતરી પણ નથી. એકબીજાને મદદ કરવામાં શરીરસ્પર્શ, એકાંત વગેરે થવાનો સંભવ છે. આ સ્થિતિમાં તેઓ હિંમત કરી વિવાહ કરવાને બદલે જો એકબીજાથી દૂર જ રહે, તો તેથી બેમાંથી એકેયની મૂંઝવણ ઓછી થતી નથી. જો વિવાહ કર્યા વિના સાથે રહે, અને પરસ્પર ' ધર્મનાં ભાઇ–બહેન ' થવાનો પ્રયત્ન કરે તો ઘણી વાર દંભ જ થાય છે. કારણ કે કેટલીક પરિચર્યાઓ એવી હોય છે કે જે સગાં ભાઇ–બહેન પાસેથી યે પરસ્પર ન લઇ શકાય; પણ પતિપત્ની જ નિઃસંકોચપણે કરે. એથી ઊલટું, જો તેઓ વિવાહ કરે છે, તો ભલે થોડા દિવસ લોકો એમ માની લે કે ઘડપણમાં ગાંડું લાગ્યું, પણ તે કાર્યથી બન્ને એકબીજાને પતિ–પત્નીની પ્રતિષ્ઠા સ્વીકારે છે. તેઓ કૂથલીના ક્ષેત્રમાંથી નીકળી જાય છે.

આપણા ઊંચા કહેવાતા વર્ણોમાં વિધવાવિવાહની હિંમતને અભાવે, ઘણી મોટી ઉંમરે થયેલા વિધુરોમાં પોતાની સમાન કક્ષાની સ્ત્રી ન મળવાથી છેવટે કોઇ નોકરવર્ગની ઓને પહેલાં ઘર સાચવનારી અને પછીથી રખાત કરી લેવાના દાખલાઓ અજાણ્યા નથી. જેઓમાં છૂટથી વિધવાવિવાહ થાય છે તેમનામાં આવું બનતું નથી.

પણ આ સૂચના ' કાર્યકર્તા ' સ્ત્રીપુરુષોને ધ્યાનમાં રાખીને મેં કરી છે. કેટલીક વાર અવિવાહિત પુરુષને સ્ત્રી કાર્યકર્તાની મદદની જરૂર લાગે છે; વિધવા કે કુંવારી સ્ત્રીને પુરુષના આલંબનની જરૂર લાગે છે. માણસ ગમે તેટલો સ્વતંત્ર રહેવા ઇચ્છે, છતાં જીવનના કેટલાક

પ્રસંગોમાં તેને કોઈની મદદની જરૂર લાગે છે; સમાજની જે સેવા કરવા તે નીકળ્યો હોય, તેની સિદ્ધિ માટે યે તેની જરૂર લાગે છે. કેટલીક અંગત મદદ સ્ત્રી જ પુરુષને આપી શકે છે, અને કેટલુંક બળ, ધીરજ અને હૂંફ પુરુષ જ સ્ત્રીને આપી શકે છે, એમ મોટા ભાગનાં સ્ત્રીપુરુષોની માન્યતા જણાય છે. આ માન્યતા નબળાઈની હોય, કાલ્પનિક હોય કે વહેમ હોય, પણ તે છે એમ સ્વીકાર્યા વિના ચાલતું નથી. સમાજસેવા કરવામાં યે કેટલીક પ્રવૃત્તિઓ સ્ત્રીપુરુષ બન્ને હોય તો જ સારી રીતે ચાલી શકે છે. જીવન દરમ્યાન આવી હૂંફ શોધનારાં ઘણાંખરાં સ્ત્રીપુરુષોને કોઈ ને કોઈ સામી જાતિનાં સાથી મળી જાય છે. તે બન્નેને સાથે કામ કરવું ફાવે છે, બન્નેને એકબીજાને મદદ કરવી ગમે છે; તેની પાછળ શરૂઆતમાં જાગ્રતપણે કામવાસનાનું આકર્ષણ નથી હોતું. ઊંડે ઊંડે હોય, તો તે અજ્ઞાતપણે હોય છે, અને લાંબા પરિચય દરમ્યાન જ માલમ પડે છે.

પણ જાગ્રત કામવાસના ન હોય, તો યે બન્ને વચ્ચે વિશેષ અથવા ખાસ મૈત્રી બંધાય છે ખરી. એટલે કે બીજા પરિચિત સામી જાતિના કાર્યકર્તાઓ કરતાં આ બે વ્યક્તિઓને પરસ્પર વધારે ફાવે છે, એકબીજાને સર્વ પ્રકારની મદદ કરવાને બન્નેને વધારે ઉમંગ આવે છે; પરસ્પર મદદ લેવામાં યે ઓછો સંકોચ લાગે છે. બે એક જ જાતિની વ્યક્તિઓ હોય તો તેને આપણે ભાઈસમા મિત્રો અથવા બહેનપણીઓ કહીએ, અને તેમના આ ઘનિષ્ઠ સંબંધથી કશો ખોટો વિચાર ન લાવીએ; ઊલટી તેની કદર કરીએ. પણ વિજાતીય વ્યક્તિઓ વચ્ચે આવી મિત્રતા હોવાથી, અને બન્ને અવિવાહિત કે વિધુર-વિધવા હોવાથી, બન્નેને સાથે રહેવામાં અને કામ કરવામાં અનેક મૂંઝવણો ઊભી થાય છે. ધીમે ધીમે વધતો જતો પરિચય સ્ત્રી-પુરુષ-મર્યાદાના નિયમોનું પાલન ઢીલું કરાવે છે; બન્ને એકબીજાને ભાઈ-બહેન અથવા 'ધર્મના' ભાઈ-બહેન કહે છે, પણ સગાં ભાઈ-બહેન વચ્ચે ન હોય તેવી નિકટતા અને નિઃસંકોચતા અનુભવે છે. ઊઠવા-બેસવા, વાતચીત કરવા વગેરેમાં શિષ્ટાચારનો સંબંધ રહેતો નથી. આ વ્યવહાર આસપાસના લોકોની આંખે ચડે છે. ખરો કે ખોટો તેમને એમાં વિકારનો વહેમ આવે છે. જનસ્વભાવને અનુસરી તેઓ મોઢામોઢ પોતાનો વહેમ જણાવતા નથી કે તે વ્યવહાર વિષેનો પોતાનો ગમો-અણગમો શરૂઆતમાં જ જાહેર કરતા નથી; પણ અંદર અંદર કુથલીઓ કરે છે, અને વાતો ફેલાવે છે. છેવટે તે બે વ્યક્તિઓ વિકૃત રૂપમાં પોતાની નિંદા થતી અનુભવે છે. બન્નેનાં મન નાજુક હોવાથી, બન્ને દુભાય છે, ચિડાય છે, મુંઝાય છે. એકબીજાનો ત્યાગ કરી શકતાં નથી, કરવો યોગ્ય પણ લાગતો નથી; એકબીજા જોડે નિઃસંકોચપણે વર્તવાની જે ટેવ પડી, તે છોડી પાછું સંકોચ અને મર્યાદાનું પાલન કરવું પણ લગભગ અશક્ય થાય છે; એ વાત ગળે પણ ઊતરતી નથી; અને સાથે જ લોકાપવાદ પણ સહન થતો નથી. બન્ને વયે સાવ જુવાન નહિ અને સાવ ઘરડાં નહિ, એવાં હોવાથી બન્ને વિકારથી પર છે એમ પણ કહી શકતાં નથી, વિકારી છે એવું યે સ્પષ્ટપણે અનુભવી શકતાં નથી; એટલી ઉંમરનાં માણસોએ-ખાસ કરીને સ્ત્રીએ-પરણવું આપણા સમાજમાં લોકદૃષ્ટિએ ટેકડી થાય એવું લાગે છે; તેથી તે કલ્પના યે સહન થતી નથી; તો હિંમત ક્યાંથી થાય?

મારો મત છે કે આવાં સ્ત્રીપુરુષોએ પરસ્પર વિવાહ કરી લેવાની જ હિંમત કરવી જોઈએ. કેવળ લોકાપવાદ ટાળવા માટે પણ આમ કરવામાં હું દોષ જોતો નથી. પણ

લોકાપવાદ ટાળવા કરતાં આ પગલું વધારે ગુણો ધરાવે છે. જે અન્યોન્યાશ્રય તેઓ શોધે છે, તેને મેળવવાનો તેઓ યોગ્ય માર્ગ રજૂ કરશે; જે સમાજસેવા તેઓ કરવા ઇચ્છે છે, તેને વધારે સીધી રીતે કરી શકશે; અને જો વિકાર કેવળ દબાયલો રહ્યો હશે અને કોઇક દિવસ ધર્મનાં બંધનો તોડીને ફૂટવાનો સંભવ હશે, તો તેને ધર્મને અવિરોધી રીતે જ નીકળવાનો માર્ગ ઉઘાડો થશે. જો વિકાર નહિ જ હોય, તો વિવાહથી તે ઊભરાશે જ એમ માનવાની જરૂર નથી. વિવાહને પરિણામે બીજાં સ્ત્રીપુરુષોને તેમની જોડે ભળવામાં અને વ્યવહાર કરવામાં ઓછો સંકોચ લાગશે; કારણ કે જ્યારે બે વ્યક્તિઓના સંબંધ વિષે લોકોમાં વાજબી કે ગેરવાજબી શંકાની દૃષ્ટિ ઊભી થાય છે, ત્યારે બીજાં સ્ત્રીપુરુષો પણ તેમની જોડે વિશ્વાસપૂર્વક ભળી શકતાં નથી.

અલબત્ત, આ સલાહનો અર્થ એ નથી કે દરેક લોકવાયકા કે પોતાના સાથીઓની યે કુશંકાને ટાળવાનો હમેશાં આ જ માર્ગ છે. કયારેક કુશંકા—નિંદા વગેરેને સહન જ કરી લેવાં જોઇએ. કોઇ વિવાહિત સ્ત્રીપુરુષ વિષે કૂથલી ચાલે અને તે જો પાયા વિનાની જ હોય, તો તે શું કરે ? પોતાના શુદ્ધ વર્તનથી કાળાન્તરે શંકા ઓસરી જશે એમ વિશ્વાસ રાખી વર્ત્યા વિના બીજો માર્ગ ન હોય. તેમ અવિવાહિત સ્ત્રીપુરુષે પણ સમજવું રહ્યું. પણ વિવાહિત કે અવિવાહિત બન્નેએ એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે શુદ્ધ વર્તનની ખાતરી યોગ્ય મર્યાદાઓના પાલનથી જ કરાવી શકાય, સ્વૈર—વર્તનથી નહિ. જે કોઇ મર્યાદાપાલનમાં નથી માનતા, તે લોકાપવાદને પોતે જ ઉત્તેજન આપે છે. તેમને લોકાપવાદ પર રોષ કરવાનો અધિકાર નથી.*

—કિશોરલાલ ઘ. મશરૂવાળા

[ 'પ્રસ્થાન'માંથી ]

---

[ સાંધણુ પૃ. ૩૬૮નું ]

જડવાદી પાશ્ચાત્ય દેશના એક નાનકડા શહેરે જે કરી બતાવ્યું તે આપણા " અધ્યાત્મવાદી " દેશમાં કેમ નથી બનતું ? સંકટપ્રસંગે સહાયતા કરવા કેટલાંક પરમાર્થી સ્ત્રી—પુરુષો બહાર પડે છે; પણ એક સ્થળનાં સમસ્ત પ્રજાજનો સેવાકાર્યમાં ઓતપ્રોત થઇ જઇ લક્ષ્યપ્રાપ્તિ સિદ્ધ કરે એવો દાખલો કયાં જડે છે ? આપણા દેશમાં આવો પ્રસંગ બનવા પામે છે ત્યારે આખા ગામના લોક માતાનો હવન કરવામાં સહકાર કરે છે, જે વ્યક્તિઓ કે મંડળો સંકટગ્રસ્તોની વહારે જાય તેમની સાથે સહકાર તો બાજુએ રહ્યો પણ ઊલટી તેમના પર શંકાની નજરે અને તેમના કામમાં વિઘ્નો નાખવા જ પ્રજાજનો તત્પર થાય છે.

આપણામાંનો મોટો સમૂહ એમ જ માને છે કે પાશ્ચાત્ય પ્રજા તો મોજશોખમાં ડૂબેલી જ રહે છે, ધર્મનું એમને ભાન નથી, એમની સ્ત્રીઓ તો નિરંતર પોતાના હક્ક માગ્યા કરે છે, ધાવણાં છોકરાંને હોટેલોનું ખવડાવે છે અને લગ્નમાં લગ ઓછું પડતાં છેડા—છૂટકો લઇ ચાલી જાય છે, એવા વિચારવાળાંને હિંકરી જેવા આત્મભોગના, સંગઠનના દાખલાની શી ખબર હોય !

વળી ધર્મ શું દેવદર્શન, કથાશ્રવણ, વ્રતઉપવાસ કે કબૂતરોને જાર નાખવામાં જ સમાયો છે ? મનુજ બંધુઓ પ્રત્યે કશો ધર્મ નથી ? મારી માન્યતા પ્રમાણે એ તો સર્વ-શ્રેષ્ઠ ધર્મ છે અને એ બાબતમાં આપણે પશ્ચિમ પાસેથી હજી ઘણું શીખવાનું છે. દુઃખી, રોગી, નિરાધાર એ બધાંની સેવા માટે પશ્ચિમના દેશો જે કરે છે તેનો સોમો ભાગ પણ આપણે કરતાં નથી. આપણી સ્ત્રીઓ પતિના પગની લાતોને પુષ્પવૃષ્ટિ ગણીને વધાવી લે તેથી દેશનું હિત સધાય છે ખરું ? બિહાર જેવા સંકટગ્રસ્ત પ્રદેશમાં જઇ આર્ય સ્ત્રીની સહનશીલતા કે આત્મભોગનો પરચો બતાવ્યો હોય તો કેટલો બધો વધારે હિતાવહ થઇ પડે !×

—સરોજિની મહેતા

---

* " સ્ત્રીપુરુષ-મર્યાદા "ની હવે બહાર પડનારી ત્રીજી આવૃત્તિમાં આવેલો એક નવો લેખ.

× " જ્યોતિર્ધર "માંથી.

# વાનરોની ઘોષણા—( એક હળવો નિબંધ )

## " માનવો ! અમને બાપદાદા કહી બદનામ ન કરો ! "

મનુષ્યપ્રાણી વાંદરાઓમાંથી નિર્માણ થયાં છે, એ સિદ્ધાંતનું ડાર્વિને પ્રતિપાદન કર્યું તેને તો બહુ વર્ષો વીતી ગયાં; તેમ છતાં અરણ્યોમાં સ્વચ્છંદે રહેતી વાનરજમાતને આજ સુધી એ વાતની ખબર પડી નહોતી. એથી તો એમને આનંદ સિવાય બીજું કશું લાગતું જ નહોતું.

પરંતુ એમના દુર્ભાગ્યે શહેરમાં માણસોના સહવાસમાં રહી ગયેલાં ત્રણ વાનરો વનમાં નાસી ગયાં. તેમણે માનવીઓ પોતાને વાનરોના વંશજ તરીકે ઓળખાવે છે, એ વાત પોતાના બાંધવોને કહી. ત્યારથી વાનરોના મનમાં ભારે ખળભળાટ થઈ ગયો.

એ ત્રણ વાનરોમાંનો એક ઠામેઠામ ખેલ કરતા એક મદારીની પાસે હતો. પોતાને મનપસંદ એવી કુદાકૂદ કરાવી એ મદારી લોકોનું મનરંજન કરી વાનરોની ઓથે રહી પોતાનું પેટ કેવી રીતે ભરતો હતો તે વાત તેણે પોતાની ટોળકીને સંભળાવી ને છેવટે કહ્યું: " પોતાના પૂજ્ય પૂર્વજો સાથે આવા હીન પ્રકારે વર્તનાર તો એકમાત્ર માનવપ્રાણી જ દેખાય છે ! "

બીજો વાનર એક પશુ સંગ્રહાલયના પાંજરામાં પુરાયલો હતો. તેણે કહ્યું: " મનુષ્યપ્રાણીને મારા વંશજ ગણવા હું કદાપિ તૈયાર નહિ થાઉં. વાઘ, સિંહ, હાથી વગેરે પશુઓ કરતાં પણ મારી તરફ ત્યાં ખરાબ વર્તન બતાવવામાં આવતું હતું. વાઘ અને સિંહનાં પાંજરાંથી દૂર રહેનારાં માનવોનાં છોકરાં મારી સામે આવીને ટીકળ કરતાં હતાં. "

ત્રીજો વાનર ગંભીર ભાવે બોલ્યો: " એ બેઉ ભલે તે કહે, પણ તે મનુષ્યપ્રાણીઓમાંનો એક હિંદુ સમાજ આપણા એક પૂર્વજની પૂજા કરે છે. એ હિંદુઓ હનુમાનને દેવ માને છે. હું એક મારુતિના મંદિરમાં જ રહેતો હતો. ત્યાં આવતાં લોકો અતિ પ્રેમથી મને જાત જાતનું ખાવાનું આપતાં હતાં. કેટલેક સ્થળે તો લોકો રોટલા કરી લાવી આપણાં વાનરભાંડુઓને આસ્થાપૂર્વક ખવરાવે છે પણ ખરા. બાળકો હમેશાં તોફાની હોય છે, છતાં એક દિવસ પોલિસે એક વાંદરાને મારી નાખ્યો ત્યારે લોકોએ તેની મોટી પ્રેતયાત્રા કાઢી હતી. એટલે માનવજાતિનો એકસામટો નિષેધ કરવો તે વાજબી નથી. "

આ ત્રણ વાનરોના વક્તવ્યથી વાનરટોળામાં વિચારોનું અંધેર મચી ગયું. એક પક્ષનો એવો મત પડ્યો કે; માનવપ્રાણી આપણને બાંધી રાખે છે, પાંજરામાં પૂરી મૂકે છે તેથી તેમનો નિષેધ કરવો જ જોઇએ. બીજા પક્ષે હનુમાનભક્તિનો આધાર લઇને કહ્યું: એક મોટા સમાજમાં આપણા વિષે જરૂર પૂજ્યબુદ્ધિ છે. આ બેઉ પક્ષો ઉપરાંત વાનર જમાતનો એક ત્રીજો પક્ષ પણ હતો. તેની વિચારશ્રેણી એવી હતી કે: " મનુષ્યપ્રાણી પ્રતિ હીન રીતે વર્તે છે કે આપણને પૂજ્ય ગણે છે. એ મૂળભૂત પ્રશ્ન નથી. પણ, મનુષ્યપ્રાણીનું

એકંદર વર્તન આપણી સંસ્કૃતિ અને પરંપરાની દૃષ્ટિએ કેવા પ્રકારનું છે તે જોવું જોઈએ. જો તેઓ આપણી સંસ્કૃતિનું અને પરંપરાનું જતન કરતા હોય તો પછી આપણે કંઈ કહેવાનું રહેતું નથી; પરંતુ જો તેઓ એ બેઉનો ત્યાગ કરી અધોગતિને માર્ગે વળ્યા હોય, આપણને લાંચ્છન લાગે એ પ્રકારનું કંઈ કાર્ય તેઓ કરતા હોય તો જ, આપણે માટે એમની સાથે સંબંધ જોડવાનું શક્ય ન બને. તે માટે એક તપાસ સમિતિ નીમીએ. તેની સમક્ષ આ ત્રણેય સાક્ષી આપે. તે તપાસમાં જે નિષ્પન્ન થાય તે સહુએ માન્ય ગણવું. ત્યાં સુધી અવળીસવળી ટીકાઓ કરી વાતાવરણને પૂર્વગ્રહથી દૂષિત બનાવવું નહિ. "

સમતોલ વિચારવાળા આ ટોળાની વિચારસરણી સહુને પસંદ પડી, એટલે એક તપાસપંચ નીમવામાં આવ્યું. પંચો પ્રશ્ન પૂછે, જેને પૂછવામાં આવ્યું હોય તે તેનો ઉત્તર આપે, પ્રેક્ષકોમાંથી કોઈને કંઈ પૂછવા જેવું લાગે તો તેમણે સરપંચને તે પ્રશ્ન સુપરત કરવો, તે એમની વતી પૂછે: આ પ્રકારની કાર્યપદ્ધતિ નક્કી કરવામાં આવી. ( વૃત્તાંતની સગવડ માટે હવેથી સાક્ષીદાર વાનરોને પહેલો, બીજો અને ત્રીજો એ રીતે સંબોધવામાં આવશે.)

પ્રાસ્તાવિક ભાષણમાં સરપંચે સહુથી પહેલાં જણાવ્યું: " સામાન્ય રીતે મનુષ્ય-પ્રાણીની વર્તણૂક કેવી છે, તેઓ સદ્‌ગુણોની ઉપાસના ક્યાં સુધી કરે છે, તે દૃષ્ટિથી જ પ્રશ્ન પૂછવાના છે. એમને આપણા માફક પૂછડાં નથી, તેઓ ફળફળાદિ ઉપરાંત રાંધેલું અનાજ ખાય છે, વૃક્ષો પર રહેવાને બદલે મકાનોમાં રહે છે, વસ્ત્રો પહેરે છે, એ કશાનું મહત્ત્વ નથી. એ તો સમય સંયોગાનુસાર બદલાય છે, તેથી કાંઈ અધઃપાત થતો નથી; સદ્‌ગુણો છોડવાથી જ અધઃપતન થાય છે, એ દૃષ્ટિથી આપણે પ્રશ્નો પૂછીશું. પહેલો પ્રશ્ન એ છે કે, આપણે જેમ ટોળાને ટકાવી રાખવા ખાતર એકબીજાની સાથે વર્તીએ છીએ તે પ્રમાણે મનુષ્ય વર્તે છે ખરો ? એનો ઉત્તર પ્રત્યેકે પોતપોતાની માહિતી પ્રમાણે આપવો. "

પરંતુ આ પ્રશ્ન સ્પષ્ટ રીતે નહિ સમજાયાથી ત્રણે વાંદરાઓ ગૂંચવણમાં પડી ગયા. એટલે તેની વિશેષ સ્પષ્ટતા કરતાં સરપંચે કહ્યું: " એનો અર્થ એ કે, માનવોનું એકબીજા સાથે વર્તન કેવા પ્રકારનું હોય છે ? દા. ત. સ્ત્રી અને પુરુષનો સંબંધ કેવો હોય છે ? "

પહેલા વાનરે કહ્યું: " હું જે મદારીની પાસે હતો તે ઊતરતી પંક્તિની ગણાતી જાતિનો હતો. તેને ઉચ્ચ શિક્ષણની ખબર સુદ્ધાં નહોતી, એવા માનવીના માપે તમામ માનવજાતિની પરીક્ષા હું કેમ કરી શકું ? એ તો તેની બાયડીને મારતો હતો, તે પરથી તમામ મનુષ્યો એમની સ્ત્રીઓને મારે છે એમ કેવી રીતે કહી શકાય ?..."

બીજા વાનરે કહ્યું: ' સુશિક્ષિત માણસો સ્ત્રીઓને મારતા નહિ હોય, પણ એક સ્ત્રી સાથે વીસ વર્ષ ગૃહસંસાર ચલાવ્યા પછી તેને છોડી દઈને ખુશીથી બીજું લગ્ન કરનારા સુશિક્ષિત પુરુષો તો પુષ્કળ છે..."

હનુમાન મંદિરવાસી ત્રીજો વાનર બોલ્યો: " હનુમાનજી જેવા બ્રહ્મચારીના પવિત્ર મંદિરમાં સુદ્ધાં મેં પુષ્કળ પ્રેમપ્રકરણો જોયાં છે. જરૂર, તેમાં અપ્રામાણિકતા રહેલી છે, પણ માત્ર તેટલા ઉપરથી તમામ માણસોને ખોટા ઠરાવી શકાય નહિ. "

સરપંચે વચ્ચે જ પૂછયું: " સ્ત્રી-પુરુષોના સંબંધનો પ્રશ્ન છોડી દઈએ, તો તે

પછી બીજી બાબતોમાં મનુષ્યોનું પરસ્પર તરફ કેવું વર્તન હોય છે ? સંકટ વખતે એકબીજાને સહાય કરવી, બીજા માટે ભોગ આપવો એવું કંઇ માનવીઓ કરે છે ખરા ? "

પહેલો વાનર બોલ્યોઃ " અશિક્ષિત લોકો અંદરઅંદર લડે છે. ઘણી વખત તેમાંથી પ્રાણઘાતક મારામારીઓ પણ થાય છે. પણ એકંદર રીતે એકબીજા તરફની તેમની વર્તણૂંક પ્રેમભાવવાળી હોય છે. "

બીજાએ કહ્યુંઃ " બિલકુલ નહિ. સુશિક્ષિત માણસોથી બીજાનો ઉત્કર્ષ કદી સહન થતો જ નથી. એકબીજાને તોડી પાડવા માટે એ લોકો નિરંતર આતુર હોય છે. "

ત્રીજાએ કહ્યુંઃ " તે કરતાં પણ એક ભયંકર બાબત મેં નજરોનજર નિહાળી છે. જમીન પરમેશ્વરે નિર્માણ કરી એમ કહેવાય છે, પણ જમીનના ટુકડા ઉપર પોતાની માલિકી સ્થાપવા સારૂ કોર્ટ કચેરીઓમાં ફરિયાદ કરીને માણસો હજારો રૂપિયા બરબાદ કરી નાખે છે. હું જે મંદિરમાં રહેતો હતો તે મંદિરની માલિકી માટે બે પૂજારીઓ વચ્ચેની તકરાર ત્રણ પેઢીથી ચાલે છે."

બીજો બોલ્યોઃ " મને તો એ કરતાં પણ વધુ ભયંકર એવી એક ઘટનાની ખબર છે. આપણે જે જંગલમાં રહીએ છીએ તે જંગલ હિંદુસ્તાન નામના દેશમાં છે, એમ કહેવાય છે. એ દેશમાં ૪૦ કરોડ માનવીઓ વસે છે. એ ચાલીસે કરોડને એક નાનકડા દેશના લોકોએ ગુલામ બનાવી રાખ્યા છે. 'અમારી ગુલામગીરી નષ્ટ કરો' એવી કોઇ માગણી કરે તો મને જેમ પિંજરામાં પૂરી રાખ્યો હતો તેમ તેને ય પિંજરામાં પૂરી રાખે છે. આખા દેશમાં ગામેગામ માનવીઓને પૂરવા માટે એવાં પાંજરાં છે, તેને એ લોકો 'તુરંગ' કહે છે. અત્યારે જ લાખ્ખો માનવીઓને તેમાં ગોંધી રાખ્યાં છે. "

પ્રેક્ષકોમાંથી કેટલાકે ' ધિક્કાર ! ધિક્કાર ! ' ની બૂમો પાડી.

તે સહુને શાંત કર્યા પછી સરપંચે કહ્યુંઃ " બીજી કાંઇ માહિતી હોય તે કહો. "

બીજા વાનરે પોતાની અધુરી વાત આગળ ચલાવીઃ " એક માનવટોળી બીજી માનવટોળીને ગુલામ બનાવવા માટે કાયમ ઉત્સુક હોય તેમ લાગે છે. પ્રાણીસંગ્રહાલયમાં આવતાં માનવીઓને મુખેથી સાંભળેલી હકીકત જ હું કહું છું. બીજાને ગુલામ બનાવી પોતાનો લાભ સાધવાની વૃત્તિને સામ્રાજ્યવાદ કહે છે. એ વૃત્તિ ઘણા દેશોમાં છે, તેથી જ સંગ્રામો સળગે છે. સંગ્રામ એટલે અતિ મોટા પ્રમાણની મારામારીઓ. અરણ્યોમાં રહેનારા તમોને તો એની કલ્પના પણ નહિ આવી શકે. માનવીઓએ બુદ્ધિ ચલાવી મોટાં મોટાં શસ્ત્રો સર્જ્યાં છે, પેલી પ્રચંડ મારામારીમાં તેઓ એ શસ્ત્રો વાપરે છે, તેથી લાખો માનવીઓ મરે છે—"

ફરીથી સર્વ પ્રેક્ષકો " શરમ ! શરમ ! " ના પોકારો પાડવા લાગ્યા.

તે સહુને ફરીથી શાંત પાડી સરપંચે બોલી રહેલા વાનરને આગળ કહેવાની સૂચના કરી. તેણે ફરીથી કહેવા માંડ્યુંઃ " માત્ર મારામારી કરનારાઓ જ એ શસ્ત્રોથી મરે છે તેવું યે નથી, પોતાનાં ઘરોમાં શાંતિથી નિદ્રા લેતાં નિરપરાધ સ્ત્રી–બાળકો ઉપર પણ બોમ્બ નામનાં અસ્ત્રો ફેંકી તેમને મારી નાખવામાં આવે છે. ઉપરાંત, એવા સંગ્રામોને કારણે

અન્ન મળતું નથી તેથી ભૂખથી ૫ લાખ્ખો માનવીઓ મરી જાય છે. કહે છે કે હિંદુસ્તાનમાં એક જ વર્ષમાં, દેશના એક જ ભાગમાં ભૂખથી ૩૦–૩૫ લાખ માનવીઓ તરફડીને મરી ગયાં—"

ફરીથી પ્રેક્ષકોએ મોટા અવાજે "શરમ! શરમ!"ની ગર્જના કરી. ત્યારે સરપંચે કહ્યું: "આ વાત સાંભળીને તમને મનુષ્યજાતિ માટે તિરસ્કાર થાય તે સ્વાભાવિક છે; પણ આ આપણા બંધુએ રજૂ કરેલું ચિત્ર વિશેષ રંગપૂરણીવાળું અને એકપક્ષી હોવાનો સંભવ છે. આવી ઘટનાઓનો નિષેધ કરનારા માનવીઓ નહિ હોય એવું તો કેમ કહેવાય?"

ત્યારે ત્રીજા વાનરે કહ્યું: "છે, છે."...

પણ તેને બોલવા ન દેતાં બીજા વાનરે બોલવાનું ચાલુ કર્યું: "પરંતુ તે તો કેવળ આંગળીના ટેરવા પર ગણી શકાય તેટલા જ. તેમનું કહેવું કોઇ સાંભળતું નથી. ઉલટા તેમને તો તે માટે તુરંગનાં પિંજરાઓમાં પૂરી દેવામાં આવે છે—"

ત્રીજો વાનર વચ્ચે જ બોલી ઊઠયો: "પણ એક દિવસ એમનું જ કહેવું દુનિયાના માનવીઓ સાંભળશે એમ લાગે છે."

તેને ચૂપ રહેવાની આજ્ઞા કરી સરપંચ ઊઠીને ઊભા થયા અને બોલ્યા: "હવે પ્રેક્ષકોમાંથી કોઇને કંઇ પૂછવું હોય તે પૂછે."

એટલે પ્રેક્ષકોમાંથી એક વૃદ્ધ વાનરે ઊઠીને કહ્યું: "પ્રશ્ન પૂછવા જેવું તો કશું નથી. અહીં સાંભળેલી એકંદર હકીકત પરથી માનવસમાજમાં પરસ્પર દ્વેષ, મત્સર, સ્વાર્થની જ બોલબાલા લાગે છે. એટલે સર્વ વાનરજાતિ તરફથી તપાસ પંચે એવી ઘોષણા કરવી કે માનવોએ પોતાને વાનરોના વંશજ તરીકે ઓળખાવવાનું હવેથી બંધ કરવું. માનવ જેવા હીનપ્રાણી સાથે સંબંધ હોવો તે વાનરજાતિ માટે લાંછનાસ્પદ છે—

છેલ્લે સરપંચે ઊભા થઇને આખરી ફેંસલો સંભળાવવાનો આરંભ કર્યો: "એકંદરે જે સાક્ષી–પુરાવા આપણી સમક્ષ રજૂ થયા છે તે પરથી જોતાં અને તે સિવાય જે બીજી માહિતી મને પોતાને ઉપલબ્ધ છે તે પરથી જોતાં, માનવસમાજે પોતાની ભયંકર અધોગતિ કરી દીધી છે, એમ કહેવામાં મને કશી હરકત દેખાતી નથી. માનવસમાજ કંઇ પણ કારણ ન છતાં સ્વાર્થ માટે ગમે તેવાં કારસ્થાનો કરે છે, સ્વાર્થ માટે તેમણે જુદી જુદી જાતિઓ નિર્માણ કરી છે, નિસર્ગનિર્મિત જમીનના ટુકડા પાડીને તેની માલિકી માટે અંદરોઅંદર લડે છે અને પોતાના જ બંધુઓને ઠાર મારવામાં તેને જરાયે શરમ લાગતી નથી; ઉલટું, તેને તો તેઓ શૌર્ય એવું મોટું નામ આપે છે. એવાં ઢોંગી, સ્વાર્થી, મત્સરગ્રસ્ત અને ક્ષુદ્રબુદ્ધિનાં પ્રાણીઓ પોતાને વાનરજાતિ સરખી શ્રેષ્ઠ જાતિના વંશજમાં ખપાવે તે તો આપણી જાતિની બદનામી જ છે. માટે હું તમામ વાનરજાતિ તરફથી માનવજાતિને ચેતવણી આપું છું કે, હવે પછી તેમણે અમારી બદનામી કરવી નહિ; છતાં જો તેઓ એમ કરશે તો અમને થતા અન્યાયના નિવારણ માટે અમારે કડક ઉપયોજના યોજવી પડશે."

સરપંચની આ ઘોષણાને તમામ વાનરોએ હુક્કાહુકની રાડોથી વધાવી લીધી. [ચિત્રા]

("પ્રબંધુ"માંથી)

# હોમિયોપથી સારવારની વિશિષ્ટતા

હોમિયોપેથીની પ્રથમ શોધ કરનાર તેના પિતા તરીકે સુપ્રસિદ્ધ થયેલા જર્મન ડા. સેમ્યુઅલ હાનેમાન ઇ. સ. ૧૭૮૦ માં તેમણે તબીબ તરીકે પ્રેક્ટીસ શરૂ કરી, પણ બીજા તબીબ ભાઇઓની પેઠે તેમને પણ નવ વર્ષના અનુભવથી ઉપરાછાપરી નિષ્ફળતા મળતાં છેવટે અવિશ્વસનીય ઉપચારોથી કંટાળીને ધંધો છોડી દીધો અને વૈદકીય પુસ્તકોનાં જર્મન ભાષામાં ભાષાન્તર કરવાનું કામ શરૂ કર્યું. કુલેનની મેડીકા મેડીરિયાનું ભાષાંતર કરતાં તેને વિચાર આવ્યો કે સીન્કોનાની છાલ મેલેરિયા મટાડે છે, તેનું કારણ તો એ કે છાલમાં મેલેરિયા ઉત્પન્ન કરવાનો ગુણ હોવો જોઇએ. તેણે તુરત કલમ મૂકી દીધી અને સીન્કોના છાલની ભૂકીનો મોટો ડોઝ લીધો. થોડા જ કલાકમાં તે સખત મેલેરિયાથી પટકાઇ પડયા.

આ પ્રયોગથી તેને કુદરતનો કાયદો સમજાયો કે ઝેર ઝેરને મારે છે—એટલે કે દવામાં જે ગુણ હોય તેવા ગુણવાળા રોગને તે મટાડે છે. એ સિદ્ધાંતની ખાતરી માટે તેણે વર્ષો સુધી પ્રયોગો ચાલુ રાખ્યા અને પોતાના જ શરીર ઉપર ત્રીસ ભયંકર ઝેરનો પ્રયોગ કરી તેની અસર અને તેનાં ચિહ્નોનો જાતે અનુભવ કરી પોતાની મેડીરિયા મેડીકામાં તેની વિગતવાર નોંધ આપી. ૪૩ વર્ષના અનુભવ પછી તેણે 'ઓરગેનન' પુસ્તક લખ્યું જે 'હોમિયોપેથીનો વેદ ગ્રંથ' ગણાય છે. વળી Law of Similars સમાન તત્ત્વોનો કાયદો અને Potentisation of Drugs એટલે ઔષધોની અવ્યક્ત ગૂઢ શક્તિ—એ બે સિદ્ધાંતોના શિલારોપણે હોમીઓપેથીની આલીશાન ઇમારત ખડી થયેલી છે. આ નવીન શોધ અને સફળ પ્રયોગોથી નાખુશ થઇ ઈર્ષ્યા અને હરિફાઇથી ડાકટરો છંછેડાયા અને ડા. હાનેમાનને એટલી બધી ધમકીઓ અને સતામણી કરી કે, છેવટે તેને માતૃભૂમિ છોડીને ફ્રાંસમાં હીજરત કરવી પડી, પરંતુ જીવ્યો ત્યાં સુધી હોમિયોપેથી ન જ છોડી! અંતે સત્યનો વિજય થયો અને હોમિયોપેથીનો પ્રચાર ધીમે ધીમે મજબૂતપણે આગળ વધી ૧૯૨૫ માં હોમિયોપેથી ડાકટરોની સંખ્યા જર્મનીમાં ૧૨૦૦, યુરોપમાં ૫૦૦૦ અને અમેરિકામાં ૧૨૦૦૦ ની થઇ હતી.

હોમિયોપથી માટે હિંદમાં ફળદ્રૂપ ક્ષેત્ર મળ્યું. કલકત્તામાં ડા. મુલને તે પદ્ધતિ દાખલ કરી અને બંગાળના પહેલા એમ. ડી. ડા. મહેન્દ્રલાલ સરકાર એણે પોતાની ડીનશીપનું રાજીનામું આપી હોમિયોની પ્રેક્ટીસ કરી તેથી તેના પ્રચારને વેગ મળ્યો. પછી એ પદ્ધતિ આજે એટલી લોકપ્રિય થઇ છે કે બધા પ્રાંતોમાં તેનો પ્રચાર થયો છે અને એક પણ મોટું શહેર એવું નથી કે જ્યાં હોમિયોપેથીક ડાકટર ન હોય!

### બંગાળ અને વડોદરામાં ઉત્તેજન

બંગાળમાં સરકારે હોમિયોપથીક શિક્ષણ પોતાના હાથમાં લઇ પરીક્ષા અને ડીગ્રીઓનો પ્રબંધ કર્યો છે. શ્રી વડોદરા સરકારે પણ હોમિયોપેથીનો શાસ્ત્ર તરીકે સ્વીકાર કરી રાજ્યના વૈદકીય મંડળમાં મેડિકલ કાઉન્સિલમાં એ ધંધાના પ્રતિનિધિને સ્થાન આપ્યું છે. બીજાં રાજ્યોને પણ વહેલું યા મોડું તેનું અનુકરણ કરવું પડશે. હોમિયોપેથીની અત્યંત અસરકારક છતાં મીઠી, હળવી અને નિર્દોષ દવાઓના મુકાબલે બીજી જોસદાર અને વ્યથાકારક તમામ સારવારો શિક્ષિત પ્રજાની દૃષ્ટિએ એકદમ જુનવાણી—પ્રારંભિક દેખાશે. નાડી અને ત્રિદોષની ચિકિત્સા—એ બે શાસ્ત્રીય પદ્ધતિ હોમિયોના જ્ઞાનને સંપૂર્ણ બનાવશે અને એ રીતે હિંદ પણ હોમિયોપેથીની સેવા બજાવી એ મહાન શાસ્ત્રને મહત્તર બનાવશે.

—ડૉ. બ્રહ્મચર્ય

# ભિક્ષુકનો પ્રતિનિધિ

સતારા જિલ્લાના દુર્ગ પરથી પ્રભાતે એક દિવસ શિવાજીએ જોયું કે તેમના ગુરુ રામદાસ એક ઘેરથી બીજે ઘેર ભિક્ષા માગે છે, છતાં પણ ભિક્ષાપાત્ર ખાલી જ લઇને પાછા ફરે છે! તેમણે વિચાર્યું કે, આ કઇ જાતનું તોફાન છે? ગુરુજીના હાથમાં ભિક્ષાપાત્ર! જેના ઘરમાં ગરીબાઇનું નામનિશાન પણ નથી, જેના હાથમાં સર્વસ્વ છે, જેની સત્તા કેટલા રાજરાજેશ્વર પણ રાજ્ય કરે છે, તેનામાં કઇ જાતની ઉણપની વાસના બાકી રહી હશે!

આ તો એક ફૂટેલા પાત્રમાં જળ રેડવા જેવું છે; કારણ કે તેનાથી કાંઇ તૃષ્ણા મિટાવી શકાય નહિ! શિવાજીએ વિચાર્યું: "મારે જોવું પડશે કે એક વખત કેટલું આપવાથી તેમની ઝોળી પરિપૂર્ણ થાય છે." પછી એક કલમ લઇને કોણ જાણે કંઇક લખ્યું. બાલાજીને બોલાવીને કહેવા લાગ્યા: "ગુરુજી જ્યારે ભિક્ષા માટે દુર્ગ પાસે આવે ત્યારે તેમના ચરણમાં આ લખાણ મૂકી દેજો."

ગુરુ ગાતા ગાતા જાય છે. તેમની સન્મુખ કેટકેટલા અશ્વરથો અને વટેમાર્ગુઓ દોડતા જાય છે. "હે જગદાધાર, હે શંકર! દરેકને તમે ઘર આપો છો અને મને ફક્ત માર્ગ આપો છો. મારી અન્નપૂર્ણા મા આખા વિશ્વનો ભાર ઉપાડે છે અને આથી આખા વિશ્વમાં ચર, અચર બધું સુખી છે. ત્યારે હે ભિખારી, તેં મને મારી મા પાસેથી છીનવી લઇને તારો દાસ બનાવ્યો છે!"

ભજનકીર્તન સમાપ્ત કરીને, સ્નાનાદિ કાર્ય પતાવીને ગુરુજી જ્યારે દુર્ગના દ્વાર પાસે આવ્યા ત્યારે બાલાજીએ તેમને નમન કર્યું. અને પેલું લખાણ તેમના ચરણકમલમાં મૂકીને એક બાજુએ ઊભા રહ્યા. આશ્ચર્ય સહિત તે લખાણ ગુરુએ હાથમાં લીધું અને જોયું તો શિવાજીએ પોતાનું આખું રાજ્ય તેમને અર્પણ કર્યું છે!

બીજે દિવસે ગુરુ રામદાસ શિવાજી પાસે આવીને કહેવા લાગ્યાઃ "પુત્ર, કહું તે સાંભળ. હે ગુણી! જ્યારે તું મને રાજ્ય આપી દે છે ત્યારે તારામાં એવો કયો ગુણ છે કે જેથી તું મને ઉપયોગી થઇશ?" શિવાજી પ્રણમીને કહેવા લાગ્યાઃ "તમારું દાસપણું સ્વીકારીને આનન્દથી મારો પ્રાણદાન કરીશ." આથી ગુરુ બોલ્યાઃ "તો આ ઝોળી ઊંચકીને આજે મારી સાથે ભિક્ષા લેવા ચાલ."

શિવાજી ગુરુની સાથે ભિક્ષાપાત્ર લઇને નગરના દ્વારે દ્વારે ફરવા લાગ્યા. રાજાને જોતાંની સાથે બાળકો ભયને લીધે ઘરમાં દોડી જવા લાગ્યાં અને આ કુતૂહલ જોવા માટે પોતાનાં માતાપિતાને બોલાવી આવવા લાગ્યાં. જે અકળિત ધનમાં રચ્યોપચ્યો રહે છે તેને શું આ ભિખારીનું વ્રત છે! આ તો જાણે જળમાં પથ્થર તરે છે! પુરજનોના હાથ શરમથી ભિક્ષા આપતાં ધ્રૂજવા લાગ્યા. આ તો મોટાઓની લીલા!

બપોરના સમયે દુર્ગમાં પુરવાસીઓ પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ લઇ આરામ કરે છે, ત્યારે રામદાસ તંબૂરા પર તાનથી ભજન લલકારી રહ્યા છે અને તેમની આંખો હર્ષાશ્રુથી ઝળકી રહી છેઃ "હે ત્રિભુવનપાલ, તારી ગતિ સમજાતી નથી. તારામાં કોઇ પણ જાતની ખામી નથી. તું બધાના હૃદયમાં વસેલો છે. છતાં હે પ્રભુ! તું ભિક્ષા માગતો ફરે છે. અને ભિક્ષામાં બધાનું સર્વસ્વ-પ્રેમ ઇચ્છે છે."

દિવસને અંતે, નગરના એક છેડે, નદીતટે સંધ્યાસ્નાન પતાવીને, ભિક્ષાન્ન રાંધીને આનંદથી ગુરુએ કેટલુંક આરોગ્યું. અને ત્યારબાદ તેનો પ્રસાદ શિષ્યને મળ્યો. રાજા હસીને

કહેવા લાગ્યાઃ " રાજાનો ગર્વ ઉતારીને આજે મને રસ્તાનો ભિખારી બનાવ્યો છે. આ સેવક હજુ પણ આપને માટે તૈયાર છે ગુરુ પાસેથી ગુરુનું દુઃખ લઈશ. આ સિવાય હવે કોઈ અભિલાષા રહી નથી. " એટલે ગુરુએ કહ્યું: " તો સાંભળ. તેં કઠણ પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે. હવે તેને અનુરૂપ જવાબદારી તારે લેવી પડશે. આથી હું તને કહું છું કે મારું રાજ્ય તું ફરી લઈને મારા નામે રાજ્ય કર. હું તને વિધિપૂર્વક ભિક્ષુકના પ્રતિનિધિ તરીકે રાજ્ય આપું છું. અને હું રાજેશ્વર તો ગરીબ જ છું. તું જે રાજધર્મનું પાલન કરીશ તે તો મારું કર્મ છે. અને રાજ્ય લેવા છતાં પણ તું રાજ્યહીન રહીશ.

" વત્સ, મારા આશીર્વાદ સાથે તું મારાં ભગવાં વસ્ત્ર પણ લે; અને વૈરાગીને ઓઢવાની આ ચાદરની તું ધજા બનાવ. " નૃપશિષ્ય નદીતટે અવનત બેસી રહ્યો છે. તેના લલાટમાં ચિંતારાશિ ખડકાવા લાગી છે. આ વખતે ભરવાડની વાંસળી પણ વાગતી અટકી ગઈ છે. ગાયો પણ મેલ કરતી ગોષ્ઠમાં પાછી ફરે છે. સૂર્યનારાયણ પણ નદીની બીજી બાજુ ચાલ્યા ગયા છે.

પુરવી રાગમાં એકચિત્તે રામદાસ ભજન કરવા લાગ્યાઃ " મને રાજાના વેશમાં સજ્જ કરીને, સંસારમાં બેસાડીને તું કયા અંતરાલમાં વાસ કરે છે ? હે રાજા, હું તારે માટે પાવડીઓ લાવ્યો છું તે તું જો. હું તારી પડખે જ વાસ કરું છું. અરે, સંધ્યા થઈ ગઈ. મારે રાજ્યમાં તું પાછો ચાલ્યો આવ; હવે કેટલું બેસી રહેવું છે ? " *

[ બંગાળી ' કથા ' પરથી ]

# ઓ તોફાનો ફૂંકાવ !

તોફાન અને વાવાઝોડા સાથે થતા વરસાદ પર હું વારી જાઉં છું. જ્યારે વરસાદનું તોફાન મચી રહ્યું હોય, જ્યારે વાવાઝોડાના સપાટામાં આપણા પગ જમીન પરથી ઊંચું ઊછળું થઈ રહ્યા હોય, જ્યારે ફડાફડ વાગતી ગોળીઓની પેઠે વરસાદ મોટે ફોરે તડાતડ કરતો પડતો હોય, ત્યારે વૉટરપ્રૂફ પહેરીને, માથું ઊંચું રાખીને ચાલવાની કેવી મઝા આવે છે ! બધા બીકણ લોકો ભલે પોતાનાં ઘરોમાં જ ભરાઈ રહે. હું તો, પ્રકૃતિ જે ભવ્ય નાટક ભજવી રહી છે તેની આ પરાકાષ્ઠા સામે આનંદપૂર્ણ નજરે ટગર ટગર જોયા જ કરીશ.

પૂરનાં પાણી આમળા ખાતાં ને આગળ ધસતાં ગર્જે છે નદીઓ મુદનો શંખધ્વનિ કરતી કિનારા તોડી નાખે છે. તોફાને ચડેલાં વાદળો છેક નીચે આવીને દોડાદોડ કરે છે. તૂટું તૂટું થતા જળબંધને મજબૂત અને પાકા કરવા દોડધામ કરતા માણસોની ધમાલ મચી રહી છે. કુદરત ક્રોધે ભરાઈ છે અને એવી કઠોરતા ધારણ કરી ઊભી છે કે જેની અવગણના કરી પાલવે એમ નથી.

સામાન્ય ઘડતરના માણસોને મન કુદરતનો આ કોપ ઈશ્વરના હાથમાં સાટકા સમાન છે. પણ આપણા યૌવનપૂર્ણ આત્માઓને મન તો એ પ્રકૃતિનું ભવ્યતમ સંગીત છે. ફૂંકાવ ! ઓ તોફાનો ફૂંકાવ ! રાષ્ટ્રની નામર્દાઈને તમે ફૂંકી કાઢો. જેઓ આ તોફાનોથી ડરી જાય છે અને પાછા પડે છે એ ભવિષ્યની પેઢીઓને શો બળપ્રદ વારસો આપી જવાના છે ! ફૂંકાવ ! ઓ તોફાનો ફૂંકાવ ! અને રાષ્ટ્રનાં મૂળિયાં મજબૂત કરો ! *

—રોઝોલિંડો દાગાવા

* " ફિયોર "માંથી.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૦ મું | સપ્ટેમ્બર-૧૯૪૫ | અંક ૯ મો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

★બ્રિટિશ 'હુઝહુ' (Who's who)ની ૧૯૪૫ની બહાર પડેલી આવૃત્તિમાં હિટલરનું જીવનવૃત્તાંત ૩૧ લીટીમાં આપેલ છે, સ્ટેલિનનું જીવનવૃત્તાંત ૪૫ લીટીમાં તથા ચર્ચિલનું ૬૮ લીટીમાં છે.

★હિંદના ઉદાર મતવાદી ( Liberals )નો ઇતિહાસ શ્રી. વી. એન. નાયક, એમ. એ. એ બહાર પાડયો છે. ૧૯૧૮ માં મહાસભામાં ફાટ પડતાં 'લિબરલ ફેડરેશન'ની સ્થાપના થઇ. તે લોકોની એવી માન્યતા છે કે જો બીજા બધા પક્ષો તેમની નીતિને અનુસર્યા હોત તો હિંદે ઘણી વધારે રાજકીય પ્રગતિ કરી હોત. હિંદમાં ઉદારમતના ઇતિહાસના અભ્યાસ તરીકે આ પુસ્તક અપ્રતિમ છે.

★જુન માસની આખરે જાહેર કરવામાં આવેલ એક નિબંધહરીફાઇ બાળસાહિત્યના લેખકોને ખાસ ઉપયોગી છે. બંગાળી, અંગ્રેજી, ગુજરાતી, હિંદી, કાનડી, મલાયલમ, મરાઠી, તામિલ, તેલુગુ તથા ઉર્દૂ ભાષામાં 'હિંદના કુમાર સાહિત્યનો તુલનાત્મક તથા વિવેચનસર ઇતિહાસ અને તેના ભાવિ વિકાસ માટે સૂચનાઓ' પર નિબંધો માગવામાં આવ્યા છે. દરેક ભાષાના શ્રેષ્ઠ નિબંધને રૂા. ૧૦૦)ની રોકડ રકમ પારિતોષિક તરીકે મળશે. આ સંબંધી વિગત, 'ચાઇલ્ડહૂડ એન્ડ હોમ એજ્યુકેશન સેકશન્સ, ઑલ ઇન્ડિયા ફેડરેશન ઑફ એજ્યુકેશન્સ'ના મંત્રીને કાનપુર લખવાથી મળી શકશે. પારિતોષિક મેળવનારા નિબંધો પુસ્તકાકારે પ્રગટ કરવામાં આવે તો ઘણો લાભ થશે.

★પ્લાસીના યુદ્ધ પછી બાર તેર વર્ષે બંગાળામાં મોટો દુકાળ પડયો હતો. તેનું સ્મરણ લોકોને દોઢ સદી સુધી રહ્યું છે. લોકભાષામાં તેને 'છિયત્તારેર મન્વંતર' અથવા ૧૦૦૦ નો દુકાળ કહેવામાં આવતો હતો. પરંતુ 'મન્વંતર' શબ્દમાં દુકાળ ઉપરાંત ઘણું આવી જાય છે. તેમાં રાજ્યપલટો, સામાજિક તથા રાજકીય ફેરફાર તેમ જ મોટા પ્રમાણમાં મૃત્યુપ્રમાણ અને નૂતન સર્જનનો સમાવેશ થાય છે. બંગાળીઓના તાજા અનુભવને 'મન્વંતર' કહેવામાં આવે છે. કેટલાક તેને 'મહામન્વંતર' કહે છે; કારણ કે તે મહાયુદ્ધના અંગે

આવેલ છે. બંગાળા પણ યુદ્ધનું એક કેન્દ્ર હતું. પોતાની સરહદ પર યુદ્ધ અને વિજય તથા ઘરઆંગણે દુકાળ પડવાથી તે ભય, ભૂખમરો અને રોગચાળાનો નિઃસહાય ભોગ થઈ પડ્યું. આ વસ્તુમાંથી મહાસાહિત્યનું સર્જન થઇ શકે અને કોઇ દિવસ તેવું સર્જન થશે પણ ખરું. ૧૭૭૦ પછી સો વર્ષ વીત્યા બાદ તે દુકાળનું વર્ણન બંકિમચંદ્ર ચેટરજીના ' આનંદ મઠ 'માં મૂર્ત સ્વરૂપ પામ્યું. તેથી જ ૧૯૪૩ના બનાવોના વર્ણનની અત્યારે આશા રાખવી વધારેપડતી વહેલી છે.

દરમિયાન નવલિકાઓમાં તેની પ્રાથમિક દશ્ય અસર જણાવા લાગી છે. આઘાત અને મૂંઝવણમાંથી રચાતી ઘણીખરી નવલિકાઓ તેમના લેખક તથા જનતાની લાગણી જેવી જ અપકવ સ્થિતિમાં છે. લગભગ દરેક પંથના લેખકોએ આ વિષય પર પોતાનો હાથ અજમાવ્યો છે. શ્રી. પરિમલ ગોસ્વામીએ કેટલાક પ્રસિદ્ધ લેખકોની વાતો ' મહામન્વંતર ' નામથી સંપાદન કરી છે. કેટલાંક અતિસફળ નાટકો–ખાસ કરીને ' નવાન્ન ' પણ પ્રકટ થયેલ છે.

પ્રાથમિક લાગણીનો ઉભરો શમી જતાં, લાગણીપ્રવાહ ઉંડાણ પ્રાપ્ત કરે છે, જે ઉંડાણ સામાન્યતઃ ઝડપમાં અદશ્ય થાય છે. બે પ્રસિદ્ધ નવલકથાકારો શ્રી. તારાશંકર બંદોપાધ્યાય અને શ્રી. અચિંત્યકુમાર સેનગુપ્તાએ રસ્તો બતાવ્યો છે. શ્રી. બંદોપાધ્યાયના પુસ્તક ' મન્વંતર 'ની ત્રણ આવૃત્તિઓ થઇ છે અને તેનું અંગ્રેજી ભાષાંતર ' એપકસ એન્ડ ' ( Epoch's End ) નામથી પ્રગટ થઇ ચૂક્યું છે. શ્રી. સેનગુપ્તાનું પુસ્તક ' જાય જોડી જાક ' હમણાં જ પ્રગટ થયું છે અને તે પણ તેટલું જ લોકપ્રિય થશે તેમાં શંકા નથી.

★ઉજ્જનથી પંડિત સૂર્યનારાયણ વ્યાસના તંત્રીપદ હેઠળ પ્રગટ થતા ' વિક્રમે ' વિક્રમ સંવતની દ્વિસહસ્રાબ્દિ યોગ્ય રીતે ઉજવી છે. થોડા મહિના પહેલાં તેનો ' વિક્રમ અંક ' પ્રગટ થયો હતો. હવે ' સિંહસ્થ અંક ' પ્રકટ થયો છે. ' વિક્રમ 'ની આ મહોત્સવ ઉજવણીમાં ખાસ યોગ્યતા તો એ રહેલી છે કે તે પ્રાચીન શહેરમાંથી પ્રગટ થાય છે. ઇતિહાસ અને દંતકથા આ શહેરની પાછળ એવાં તો વણાઇ ગયાં છે કે અત્યારે કેટલીક વાતો ગપ્પાં જેવી લાગે છે. હિંદના સાહિત્યમાં ઉજ્જનનું નામ અદ્દ્ભુત છે. આવા બે દળદાર અંકો પ્રગટ કરવા માટે શ્રી. વ્યાસને ખરેખર અભિનંદન ઘટે છે. વિક્રમ અને તેના સમય વિષે આ અંકો આધારભૂત ગણી શકાય તેવા છે.

★ઉત્તર ત્રાવણકોરમાં એડાપલ્લી ખાતે ૧૯૨૭ માં સ્થાપવામાં આવેલ કેરાલા સાહિત્ય પરિષદ પ્રગતિ કરી રહેલ છે. તેની વાર્ષિક બેઠક ભરવામાં આવે છે અને તેના તરફથી ઉચ્ચ કક્ષાનું ત્રૈમાસિક પણ પ્રગટ કરવામાં આવે છે. ૧૯૪૪ ના મે માસમાં અર્નાકુલમ ખાતે તેની વાર્ષિક બેઠક ભરાયા પછી આ સંસ્થામાં નવો પ્રાણ પુરાતો લાગ્યો છે. સંસ્થાના એકસો આડત્રીસ સભ્ય થયા છે. કાલિકટના સાપ્તાહિક ' દેશાભિમાની 'ના તંત્રી શ્રી. એમ. એસ. દેવદાસ તથા કેરાલાના સાહિત્યમીમાંસક પ્રો. જોસેફ મંડાસની જેવા અગ્રગણ્ય પ્રગતિશીલ લેખકો તેની કારોબારીમાં જોડાયા છે.

★કેરાળાના સાહિત્યજીવનની બીજી વિશિષ્ટતા પ્રકાશનસંસ્થાની વૃદ્ધિ છે. છેલ્લાં બે વર્ષોમાં ઘણી નવી સંસ્થાઓ સ્થાપવામાં આવી છે અને એ બધી સંસ્થાએ દર મહિને સંખ્યાબંધ

સારાં પુસ્તકો પ્રગટ કરેલ છે. અલબત્ત, આ અભૂતપૂર્વ પ્રગતિ અંશતઃ યુદ્ધકાળની આબાદીને અંગે છે. સાથેસાથ સામાન્ય જનતાની વધતી જતી શિક્ષિતતાને પણ તે આભારી છે. ખાસ ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે મલાયલમ ભાષા બોલતો વિસ્તાર–ખાસ કરીને કોચીન તથા ત્રાવણકોરનાં દેશી રાજ્યો–શિક્ષિતતામાં બાકીના પ્રદેશ કરતાં આગળ પડતાં છે. પુસ્તકોનો મોટો ભાગ લોકોના બુક–સ્ટૉલ તરફથી પ્રગટ થાય છે. થોડા થોડા સમયમાં રાજકીય તથા સાંસ્કૃતિક પત્રિકાઓ હજારોની સંખ્યામાં ખપી જાય છે. એ તેમની વ્યવસ્થાશક્તિને અંજલિરૂપ છે.

★નિઝામ રાજ્યના મરાઠી બોલતા પ્રદેશો–મરાઠાવાડા–ની મરાઠી સાહિત્ય પરિષદની ત્રીજી બેઠક, પ્રખ્યાત નવલકથાકાર અને સાહિત્યમીમાંસક તથા નાગપુરના 'તરુણ ભારત'ના તંત્રી શ્રી. જી. ટી. મુધોલકરના પ્રમુખપદ હેઠળ તા. ૨૮–૨૯ મેના રોજ ઔરંગાબાદમાં ભરવામાં આવી હતી.

શ્રી. મુધોલકરે પોતાના ભાષણમાં પી. ઇ. એન. ને અંજલિ અર્પી હતી. તે પ્રદેશમાં મરાઠી, તેલુગુ અને કાનડી સાહિત્યની પછાત સ્થિતિનો ઉલ્લેખ કરી મરાઠી સાહિત્યની વૃદ્ધિ તથા પ્રગતિ વિષે કેટલીક કિંમતી સૂચના કરી હતી. પરિષદની સાથે માસિકોનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. ઔરંગાબાદના રેડિયો સ્ટેશને પણ આ વિદ્વાનોની હાજરીનો લાભ લઇ બે રેડિયો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યા હતા.

★૧૯૪૪ના એપ્રિલમાં કલહંદાના મહારાજા પ્રતાપકેસરી દેવે ઉડિયા ભાષામાં લખાયેલ શ્રેષ્ઠ નાટકને રૂા. ૧૦૦૦)નું પારિતોષિક આપવાની જાહેરાત કરી હતી. કટકના લાલા નગેન્દ્રકુમાર રાયને તેની હસ્તપ્રત 'કલિંગવિજય' માટે આ પારિતોષિક આપવાનું નક્કી કર્યું છે. ઉડિયા ભાષા બોલતા જુદા જુદા પ્રદેશોમાંથી લગભગ ૩૫ નાટકોની હાથપ્રતો મળી હતી. ઉત્કલ વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ ડૉ. પી. કે. પારેજા, રેવન્શો કૉલેજના નિવૃત્ત પ્રોફેસર રાયબહાદુર આનંદવલ્લભ મહાંતી તથા પ્રસિદ્ધ કળાકાર અને નાટયલેખક કુમારશ્રી વિજય પ્રતાપસિંહ દેવે આ નાટકોની જુદી જુદી તથા ખાનગી તપાસ કરી હતી.

ત્રણ પરીક્ષકોએ પોતપોતાના સ્વતંત્ર મતો આપ્યા હતા. 'કલિંગવિજય' શ્રેષ્ઠ હોવા સંબંધી ત્રણે એકમત થયા હતા. ભવાની પટણામાં લાલા નગેન્દ્રકુમાર રાયનું યોગ્ય સ્વાગત કર્યા પછી રૂા. ૧૦૦૦)નું પારિતોષિક આપવાનું મહારાજાએ નક્કી કર્યું છે.

★મેની ૧૬ મી તારીખે રાયબહાદુર ગોપાલચંદ્ર પ્રહરાજના ૭૩ વર્ષે કટક ખાતે થયેલ અવસાનથી ઓરિસાએ એક પ્રખ્યાત લેખક ગુમાવ્યો છે. શકમંદ સંજોગોમાં થયેલ એમના મૃત્યુથી શોક વધારે ગાઢ બને છે.

તેમની સાહિત્યસેવા અનેક વિભાગોમાં વહેંચાયલી છે.–મીમાંસા, દંતકથા તથા કોશ. તેમણે પૂર્ણચંદ્ર ઉડિયા ભાષા કોશ, ઉડિયા, રોમન, હિંદી તથા બંગાળી–ચાર લિપિમાં –સાત ભાગમાં પ્રકટ કર્યો છે.

★૧૯૪૫ના ઑક્ટોબરમાં દિલ્હીની 'જમિયા મિલિયા ઇસ્લામિયા' રાષ્ટ્રસેવાનાં પચાસ વર્ષો પૂરાં કરશે. ઉર્દૂ માસિક 'જમિયા'એ રાષ્ટ્રીય હિલચાલનાં સર્વવ્યાપી અંગો પર લેખો છાપવાનું નક્કી કર્યું છે. 'જ્યુબિલી અંક' ઉપરાંત આ લેખમાળા બાર મહિના–

એપ્રિલ ૧૯૪૫ થી માર્ચ ૧૯૪૬ સુધી—ચાલશે. તે જ માસમાં જમિયા પોતાનો સુવર્ણ-મહોત્સવ ઉજવશે.

★પ્રખ્યાત અમેરિકન વિદ્વાન જોસેફ ટી. શિપ્લીના સામાન્ય તંત્રીપદ હેઠળ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના કેટલાક પ્રોફેસરોએ જગતના જીવંત સાહિત્યની સમીક્ષાની હારમાળાવાળા ' વિશ્વ સાહિત્યના ઇતિહાસ 'ની એક મોટી યોજના તૈયાર કરી છે. અમેરિકાના સાહિત્યવિષયક ત્રૈમાસિક ' બૂકમેન ' તરફથી આ ગ્રંથો પ્રગટ કરવામાં આવશે. પ્રમાણભૂત લેખો મેળવવા માટે તંત્રીઓએ જુદા જુદા દેશોના વિદ્વાનોને, પોતાના દેશોના સાહિત્ય સંબંધી લેખો મોકલવાનું આમંત્રણ આપ્યું છે.

આ ઇતિહાસના ' હિંદી સાહિત્ય વિભાગ 'માં ૩૧ જુદા જુદા લેખો આવશે. આ લેખોમાં વેદના વારાનું સાહિત્ય, પુરાણો, સંસ્કૃત કાવ્ય, નાટક, પાલી તથા બૌદ્ધ ધર્મનું સાહિત્ય, તેમ જ હિંદની બધી આધુનિક ભાષાના સાહિત્યનો સમાવેશ થશે અને લેખો કુલ બે લાખ શબ્દોના બનશે. પૂનાના ભાંડારકર ઓરીએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટના મંત્રી ડૉ. આર. એન. દાંડેકરને આ વિષયો પર પ્રખ્યાત હિંદી વિદ્વાનોના લેખો મળ્યા છે.

★મુસોલિનીની પત્નીએ પોતાનું તથા પોતાના પતિનું જીવનવૃત્તાંત લખવું શરૂ કર્યું છે. તે કહે છે કે ' હું મુસોલિની સાથે ૩૬ વર્ષ રહી છું અને જગતના કોઇ પણ માણસ કરતાં હું તેને વધારે ઓળખું છું. '

—છોટાલાલ માનસિંગ કામદાર

* * *

## કારાવાસમાં લખાયું

બિથિયસે ' કોન્સોલેશન્સ ઑફ ફિલોસોફી ' ( Consolations of Philosophy ) રચ્યું.
ગ્રોશિયસે ' સેંટ મેથ્યુ ' પર પોતાની ટીકા લખી.
બુકાનને ' ડેવીડના સામ્સ 'નું વિવરણ તૈયાર કર્યું.
સર્વાન્ટિસે ' ડૉન ક્વિકઝોટ ' લખ્યું.
વોલ્ટેઇને ' હેન્ડ્રિએડ ' ( Hendriade ) લખ્યું.
જૉન બન્યને ' ધી પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ ' લખ્યું.
ન્યુગેટના કારાગૃહમાં પૂરવામાં આવેલ ડેનિયલ ડીફોએ તેના ' રિવ્યુ 'ની શરૂઆત કરી તેના નવ ગ્રંથો થયા.
સર વૉલ્ટર રેલેએ ' જગતનો ઇતિહાસ ' લખ્યો.
જવાહરલાલ નહેરૂએ ' ગ્લિમ્પ્સિઝ ઑફ વર્લ્ડ હિસ્ટરી ' તથા આત્મકથા લખી.
રોસિનિએ ' બાર્બર ઑફ સેવિલ ' ( Barber of Seville ) રચ્યું.
એડોલ્ફ હિટલરે ' મીન કામ્ફ ' લખી.
વિજયાલક્ષ્મી પંડિતે ' માઇ પ્રિઝન ડેઇઝ ' લખ્યું.
લોકમાન્ય તિલકે ' ગીતારહસ્ય ' લખ્યું.
એમ. એન. રૉયે ' લેટર્સ ફ્રોમ પ્રિઝન ' લખ્યું.
સાવરકરે ' હિંદુ સામ્રાજ્યનો અભ્યુદય તથા પતન ' લખ્યું.

—છોટાલાલ માનસિંગ કામદાર

# આપણાં નાનાં પુસ્તકાલયો

## નાનાં પુસ્તકાલયોનો વહીવટ

સાર્વજનિક પુસ્તકાલયો વડોદરા રાજ્યમાં શાળાના પૂરક અંગતરીકે સ્થાપિત થયેલાં છે. અને વહીવટમાં જનતાનો સાથ લઇ, પોતે સ્વાશ્રયી અને એ હેતુથી નાણાંની બાબતમાં શ્રીમંત સરકાર તથા પ્રાંત પંચાયત અને સ્થાનિક સંસ્થાઓએ સવડ હોય તે પ્રમાણે મદદ આપવાની છૂટ રાખી છે. જ્ઞાનપ્રચારની દૃષ્ટિએ તેની વ્યવસ્થા રાખવાનું કાર્ય શાળાના શિક્ષકો પાસે છે. અને તે માટે મોટેભાગે ઘણો ઓછો ખર્ચ થાય છે. ત્યાં શિક્ષક શાળાના જ સમયમાં અનુકૂળતા પ્રમાણે પુસ્તકો આપે છે કે રજાના સમયમાં શાળામાં બેસી પુસ્તકોની આપ-લે કરે છે; ત્યાં તે વેતન પામતો નથી. જ્યાં ગ્રંથપાલ નોકરીના નિયત સમય ઉપરાંત કલાક બે કલાક કામ કરે છે ત્યાં તેને મહેનતાણું રૂા. ૨) થી માંડી રૂા. ૬) સુધી માસિક મળે છે.

## ખર્ચની વહેંચણી

આ પુસ્તકાલયોનો હેતુની દૃષ્ટિએ જોઇએ તો, જનતાને નજર સમક્ષ રાખી તેમણે પોતાનો ખર્ચ વર્તમાનપત્ર–સામયિક પાછળ ૪૫ ટકા, પુસ્તકો પાછળ ૩૫ ટકા, ઇતર બાબતો પાછળ ૨૦ ટકા કરવો જોઇએ. આ માટે પુસ્તકાલયો પોતાનાં અંદાજો કાળજીપૂર્વક જોશે તો લગભગ ૩૦ ટકા જેટલાં પણ આ નાનાં પુસ્તકાલયો ધોરણસર અંદાજ બનાવતાં નથી અને તે કારણે તેમનાં વર્તમાનપત્રો અને સામાયિકોમાં રકમ કપાઇ જવાથી તેમણે માગેલાં પત્રો સામાયિકોમાં કાપ પડે છે. પોતાનો હઠાગ્રહ ચાલુ રાખતા, અને ઠરેલા ધોરણોનો અમલ કરવામાં ઢીલા એવા વ્યવસ્થાપકો અને મંત્રી ભાઇઓ દુરાગ્રહ સેવે છે અને પોતે વિનાકારણ લખાપડી કરી સમયનો અને નાણાંનો દુર્વ્યય કરી સંસ્થાની પ્રગતિ સાધી શકતા નથી અને વહીવટ સારો છે તેવું પણ પોતે જનતાને બતાવી શકતા નથી.

## ખર્ચની જુદી જુદી મુખ્ય બાબતો વિષે સમજૂત

આ ઉપરથી સૂચિત થાય છે કે હજી પુસ્તકાલયના પ્રચારકો અને કાર્યકરો આ ખર્ચની વહેંચણી બરોબર સમજી શકતા નથી. પુસ્તકાલય ખાતાએ પુસ્તકાલયોને તેમના હેતુઓ સિદ્ધ કરવા માટે પોતાનાં અંદાજો કેમ બનાવવાં તે માટે અનેક વખત સૂચનાઓ તથા પ્રાસંગિક વિવેચનો દ્વારા માર્ગદર્શન પણ કર્યું છે. હવે આપણે જે હેતુથી ખર્ચની યત્તામાં ટકાવારી બતાવી છે તેની સાર્થકતાનો વિચાર કરીએ.

### (૧) વર્તમાનપત્રો, સામયિકો

કેટલાક સંચાલકોને એવો ખ્યાલ છે કે પરદેશનાં પુસ્તકાલયોના વહીવટ પરથી આપણાં પુસ્તકાલયોના ખર્ચના ટકા નક્કી કરવામાં આવે છે અને અમારા ઉપર તે લાદવામાં આવે છે. વસ્તુતઃ આવું કંઇ જ નથી. પરદેશમાં જ્યાં સાર્વજનિક પુસ્તકાલયો ચાલુ છે ત્યાં વર્તમાનપત્રો સામાયિકો માટે માત્ર દશથી પંદર ટકા જ ખર્ચ હોય છે. અને તે પુસ્તકાલયો ઘણાં વ્યવસ્થિત અને સારી એવી સ્થાનિક મદદથી ચાલે છે. ત્યાં પુસ્તકો અને તેના નિયમો માટે ગ્રંથપાલ વધારે કાળજી સેવે છે અને પરિણામે તે પુસ્તકાલયો

ઊંચી કોટીનાં હોય છે, જ્યારે આપણાં પુસ્તકાલયો તો શાળાના શિક્ષકોની મારફત ચાલતાં શાળાના પૂરક અંગ તરીકેનાં પુસ્તકાલયો છે; અને પ્રજામાં તે જ્ઞાનનો સંભાર અને સારાસારનો વિચાર કરવાની શક્તિ ફેલાવવા માટે, શાળામાં ઉપાર્જન કરેલું જ્ઞાન ભૂલી ન જવાય તે માટે તે સ્થાપિત થયેલાં છે. એટલે સ્વાભાવિક છે, કે પ્રાથમિક શિક્ષણ પામેલા ભાઇઓને ગ્રંથપાલ અને મંત્રીએ આ સંસ્થા તરફ આકર્ષવા જોઇએ. તેમની અભિરુચિ પ્રમાણે તેને જ્ઞાન મેળવવાનાં સાધનો આપવાં જોઇએ. આ ઉપરાંત જે લોકમદદ તરીકે થોડી ઘણી રકમ આપતા હોય તેમણે જે રકમ આપી હોય તેટલી હદ સુધીમાં તમામ પ્રકારના વાચકોનો ખ્યાલ રાખી વૃત્તપત્રોમાંથી પસંદ કરી સામાયિક પસંદ કરવાં જોઇએ. સંસ્થાના કામ કરતા શિક્ષકો પોતાને એકાદ શિક્ષણવિષય માસિક વાંચવા જોઇએ. તો પાંચ કે છ ગામની સંસ્થાઓ વચ્ચે મંગાવી વાંચી શકે, પણ બાલોપયોગી માસિક જે દરેક સંસ્થાને જોઇએ જ તે સિવાય તે ચલાવી શકે નહિ. વળી બીજાં માસિકોમાં તો પોતે નાણાં ઊભાં કર્યાં હોય તેની હદમાં રહી એકાદ ઉચ્ચમાં ઉચ્ચ લાગતું સામયિક તથા એકાદ અઠવાડિક મંગાવી શકે. કયું માગવું અને કયું ન માગવું એ માટે નાણાંની મદદ આપનારને સલાહ આપવાપણું છે. પણ તેમાં ટકાવારી નક્કી કરી હોય તેને વળગી રહેવાનું તો ફરજીઆત છે. ૨૦×૩=૬૦ નું અંદાજપત્ર કોઇ નાનું પુસ્તકાલય બનાવે તો તેને પોતાના ગામની વધુમાં વધુ વસ્તી, ભણેલાંની સંખ્યા, શાળાનાં બાળકોની જરૂરીઆત એ બધો ખ્યાલ કરે તો એકાદ નાનું દૈનિક જેનું લવાજમ રૂા. ૨૦) થી ૨૫) હોય તે, એકાદ બાળોપયોગી માસિક, 'પુસ્તકાલય' માસિક અને એકાદ બીજું માસિક મંગાવી શકે. પણ આવાં પુસ્તકાલયોના સંચાલકો દુનિયાના સમાચારો રોજ જાણવા અને અર્ધસાપ્તાહિકમાંથી જાણવા, અગર સ્થાનિક અઠવાડિકમાંથી જાણવા માટે બધી જ મદદ વેડફવા તૈયાર થાય તો એ **નાણાંનો દુર્વ્યય જ થયો કહેવાય.** કારણ, પત્રો–સામાયિકોનો જે પ્રમાણે ઉપયોગ થઇ શકે તે જ પ્રમાણે તેને મંગાવી શકાય. આપણી માગણી જાહેર જનતાની જરૂરીઆત માટે છે, એ આપણે પ્રજામાં જાગૃતિ આણનાર વ્યક્તિઓએ સમજવાનું છે. તો પછી ગામમાં દૈનિક વાંચનાર પચાસ ઇસમો રોજ હોય તો તેની નોંધ સંસ્થામાં રહેવી જોઇએ. વળી જ્યારે દૈનિક સમાચાર આપણને મળે તો અઠવાડિક સમાચાર પત્રોથી આપણે અલગ રહી શકીએ; કારણ, તેટલી મૂડી આપણી પાસે નથી. એટલે આપણી મૂડીના પ્રમાણમાં આપણે પત્રો માગી શકીએ. વળી આપના ગામના ઘણા લોકો સ્થાનિક સમાચારોના સાપ્તાહિકથી સંતોષ માનતા હોય તો દૈનિક પાછળ નાણાં ખર્ચવા કોઇ દુરાગ્રહ કરી શકે નહિ. વળી બાળકોને દર માસે કંઇક નવીન વાંચવાનું જાણવાનું મન થાય છે તે માટે પણ સમાવેશ કરવો જોઇએ.

વીસ રૂપિયાથી ઓછી લોકમદદવાળાં પુસ્તકાલયોએ તો અઠવાડીક સમાચારો વાંચવા માટે આગ્રહ રાખવો જોઇએ. દૈનિક પાછળ તેવો ખર્ચ કરવા તેમની પાસે સવડ નથી અને ઘણાં જિજ્ઞાસુ બાળકોની જરૂરીઆત પૂરી પાડવાના ભોગે, પુસ્તકાલયની સંસ્થા સુઘડ, વ્યવસ્થિત, અને આકર્ષક રાખવાના ભોગે આવાં નાનાં પુસ્તકાલયો દૈનિક પત્રો માગે છે અને તેથી વહીવટી અને મુલ્કી અધિકારીઓ જ્યારે સંસ્થા જુએ છે ત્યારે તેમાં નિર્જીવપણું માલુમ પડે છે.

મને ખાતરી છે કે આપણે જો સંસ્થાને વ્યવસ્થિત ચલાવીએ અને પ્રજાને નજર સમક્ષ રાખી આપણે કાર્ય કરો વિચારીએ તે લોકોના શુભ માટે જે પ્રવૃત્તિ આદરી છે તે વધારે અને વધારે પ્રગતિશીલ બને.

શિક્ષક ભાઈઓને વિનંતિ છે કે પુસ્તકાલયો સ્થાપવાનો શ્રીમંત સરકારનો શુભ હેતુ, સાર્વજનિક પુસ્તકાલય ખાતાના આદ્યપ્રચારક સ્વ સર સયાજીરાવ ગાયકવાડ તથા આપણી પ્રવૃત્તિને અત્યારે પણ પોષણ આપનાર શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબના શુભ હેતુને લક્ષમાં રાખી પ્રચારકાર્ય વધુ વેગથી ઉપાડીએ.

## (૨) પુસ્તકો

પુસ્તકાલયમાં પુસ્તકો અવશ્ય હોવાં જોઇએ. આપ જોઇ શકશો કે જ્યારે નવીન પુસ્તકાલય ઉઘાડવામાં આવે છે ત્યારે પુસ્તકાલયમાં રૂ. ૧૦૦) નાં પુસ્તકો આપવામાં આવે છે તે જુદા જુદા વિષયોનાં હોય છે. તેમાં લગભગ ૨૦) ટકા પુસ્તકો બાળોપયોગી, ૨૫) ટકા પુસ્તકો ઉચ્ચ પ્રકારના વાર્તાસાહિત્યનાં, ૨૦) થી ૨૫) ટકા ધર્મ અને નીતિને લગતું સાહિત્ય અને ૧૦ થી ૧૫) ટકા પુસ્તકો જીવનચરિત્રોને લગતાં હોય છે; જ્યારે બાકીનાં પુસ્તકો ઇતિહાસ, પ્રવાસ, ભૂગોળ, શિક્ષણ, ઉપયુક્ત કળા, પુસ્તકાલયશાસ્ત્ર, વગેરેને લગતાં હોય છે. આ ઉપરથી આપને દોરવણી આપવાની એટલી જ રહે છે કે દર વર્ષે તમારે પુસ્તકો પસંદ કરવામાં કાળજી રાખવી જોઇએ. તમારે જુદા જુદા વિષયનાં પુસ્તકો મંગાવવાં જોઇએ. પુસ્તકો સામાન્ય રીતે ઘણાં સારાં બહાર પડે છે અને તેમાંથી આપણી ખર્ચ કરવાની સ્થિતિ પ્રમાણે આપણે પુસ્તકો પસંદ કરવાં જોઇએ.

કેટલાક વ્યક્તિગત લેખકો પણ સારાં પુસ્તકો બહાર પાડે છે. તેવા પ્રકાશકોની પણ તેઓએ પુસ્તકાલય ખાતામાં પોતાનું પ્રકાશન મોકલે છે તો તે પુસ્તકાલયના ધ્યાન પર લાવીએ છીએ. પુસ્તકના વાચનપ્રચારની સીડી તો મારા મનથી નીચે પ્રમાણે છે:

(૧) અક્ષર ઓળખતાં અને વાંચતાં શીખેલાં બાળકો માટે ( વર્ષ ૫ થી ૮ )
(૨) પ્રાથમિક શિક્ષણના વર્ગ ૪–૫ તથા માધ્યમિક શિક્ષણનાં ત્રીજા ધોરણ સુધી ( ૯ થી ૧૨ )
(૪) માધ્યમિક શિક્ષણના વર્ષ ૪ થી ૭ સુધી એટલે વર્ષ ( ૧૩ થી ૧૭ )
(૫) પુખ્ત ઉંમરનાં માણસો માટે જુદા જુદા વિષયનાં પુસ્તકો.

આપણે વર્તમાનપત્રો માટે નાણાં વધુ ખર્ચતા પહેલાં સમજવું જોઇએ કે આપણે ઉપર પ્રમાણે પુસ્તકોની માગણી કરી શકીએ તેટલી રકમ આપણે અંદાજમાં રકમ રાખી છે ? જો તે રકમ ન રાખી હોય તો આપણા અંદાજમાં તે સવડ પ્રથમ કરવી જોઇએ.

વળી નજીકનાં પુસ્તકાલયો સાથે સહકાર કરી શકાય તેમ છે કે કેમ, તે પણ આપણે જોવું જોઇએ. સહકારથી જો પુસ્તકોની આપ-લે નજીકના ગામો સાથે થાય તો આપણાં પુસ્તકાલયો ઘણાં આદર્શ અને સુંદર બની શકે. આ માટે નીચેની યોજનાનો વિચાર થવો ઘટે:

(૧) અરસપરસ પુસ્તકો આપ–લે કરવાના નિયમો ઘડવા;
(૨) જ્થ પુસ્તકાલયનાં અમુક કિંમત ઉપરાંતનાં પુસ્તકોનું એક રજિસ્ટર બધાં

પુસ્તકાલયોમાં રાખી, પુસ્તક ક્યાં છે તે જણાવવું, જેથી તે પ્રાપ્ત કરવામાં સરળતા થાય;

(૩) વાચકોનો પરસ્પર સહકાર કેળવી, પુસ્તકો વધારવાં.

આજે તો પુસ્તકાલયમાં પુસ્તક છે પણ તેના વાચકો નથી. સાર્વજનિક પુસ્તકાલયનું સામાન્ય ધોરણ તો એ છે કે દરેક પુસ્તકને તેનો વાચક હોવો જોઇએ. એટલે પુસ્તકાલયના કાર્યકર્તાએ "પુસ્તકો છે" કહી વર્તમાનપત્રો પાછળ નિરર્થક ખર્ચ ન કરવો ઘટે. કારણ, તે છે તો તેના વાચકો દરવર્ષે મળવા જોઇએ.

આપણે ઉપર જણાવ્યું તે દૃષ્ટિપૂર્વક જો તમે પુસ્તકો વસાવો તો વસાવેલાં પુસ્તકોના ૮૦) ટકા પુસ્તકો તો વંચાઇને દર વર્ષે ફાટી જાય. તેમાં મોટેભાગે બાળોપયોગી અને કિશોરોપયોગી પુસ્તકો હોય, વાર્તાઓ પણ જૂની થાય એટલે નીરસ નીવડે છે; પછી તે પુસ્તકો પુસ્તકાલયમાંથી કમી થવા પાત્ર હોય છતાં આપણે કમી કરતા નથી, સંખ્યાનો મોહ રાખીએ છીએ, અને નવીન વસાવવામાં ઉદાસીનતા કેળવીએ છીએ. આમ થવું અટકવું જોઇએ. અને નવીન પુસ્તકો વસાવવા પ્રયાસો કરવા જોઇએ.

રાજ્ય પુસ્તકાલય મંડળના સંચાલકોની સાહિત્યપ્રવૃત્તિ દ્વારા અને સારા શિક્ષકોની યાદીઓ પુસ્તકાલયો માટે તૈયાર કરી, કયાં પુસ્તકો ખરીદશે, કેવાં ખરીદશો તે માટે સમાલોચનાસહ ટૂંકી પત્રિકાઓ કે લેખો 'પુસ્તકાલય' માસિકમાં મૂકી પ્રગટ કરવા જોઇએ. પુસ્તક કમી કરવા માટે ભલામણ કરવી જોઇએ. પુસ્તકનો ઉપયોગ થાય છે કે નહિ તે જોવા માટે તેની વ્યવસ્થા બરાબર રાખવા વખતોવખત સલાહ આપવી જોઇએ. વાચન મેળવવાની આકર્ષકતા માટે દર માસે કયાં પુસ્તકો વાંચશો તેવા લેખો આપવા જોઇએ. અને નિરૂપયોગી જૂનાં પુસ્તકો કમી કરવા પુસ્તકાલયોના સંચાલકોને વખતોવખત સલાહ આપવી જોઇએ.

પ્રકાશનસંસ્થાઓ પૈકી નવજીવન, સસ્તુ સાહિત્ય, શ્રી સયાજી સાહિત્યમાળા વગેરે ઉચ્ચ કોટીના સાહિત્ય શ્રેણીઓની માહિતી પણ લોકોને આપવી જોઇએ. ઉપરાંત, બીજી સંસ્થાઓમાં કે ખાનગી પ્રકાશકોનાં સારાં પુસ્તકોની માહિતી છૂટી હોય તે એકત્ર કરી ગ્રંથપાલોને ઉપયોગી થાય તે રીતે આપવી જોઇએ.

મદદ આપતી વખતે અમે પુસ્તકાલયનાં વંચાયલાં પુસ્તકો તથા વાચકો જોઇ નિરાશ થઇએ છીએ. મને ખાતરી છે કે આપણે કર્તવ્યદૃષ્ટિથી કામ કરીશું તો આપણે ઘણું કરી શકીશું અને આપણે ખર્ચ વાસ્તવિક કયાં કરવો તે સમજી શકીશું.

## (૩) ઇતર ખર્ચ

નોકરખર્ચ એ આપણાં રાજ્યનાં પુસ્તકાલયો નથી પાડી શકતાં એનાં કારણો નીચે પ્રમાણે છેઃ

(૧) પુસ્તકાલયો પાસે નાણાંની સવડ નથી.

(૨) શિક્ષકો શાળાના અંગ તરીકે જ આ કામ શાળામાં પુસ્તકાલયો રાખી કરે છે.

(૩) આ પ્રવૃત્તિ સામાજિક પ્રવૃત્તિ તરીકે લેખી. થોડા સેવાભાવી મદદમાર વિદ્યાર્થીઓની મદદ આ કામમાં લેવાની હમેશાં શિક્ષકોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

[ સાંધણ સામેના પૃષ્ઠ ૩૮૯ ના છેડે ]



## નવજીવન પ્રકાશન મંદિર તરફનાં પુસ્તકો

૧ જગત ઇતિહાસનું રેખાદર્શન—ખંડ ૨ જો; મૂળલેખક: પં. જવાહરલાલ નહેરુ; મૂલ્ય રૂ. ૬–૦–૦

૨ હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર—લેખક: શ્રી. વિઠ્ઠલદાસ મ. કોઠારી; પ્રકાશક: ગૂજરાત વિદ્યાપીઠ, મૂલ્ય રૂા. ૧–૮–૦

૩ વર્ણવ્યવસ્થા—લેખક: શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી; મૂલ્ય રૂા. ૦–૧૨–૦

૪ સ્ત્રીપુરુષમર્યાદા—(આવૃત્તિ બીજી) લેખક: શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા; મૂલ્ય ૦–૧૨–૦

૫ તત્ત્વાર્થસૂત્ર—વિવેચક: પંડિત સુખલાલજી, પ્રકાશક: જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ; અમદાવાદ મૂલ્ય રૂા. ૧–૮–૦

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ તરફનાં પ્રકાશનો

૬ જ્ઞાનનાં ઝરણાં—લેખક: સ્વામી માધવતીર્થ; મૂલ્ય ૦–૩–૦

૭ ઉચ્ચ જીવન—લેખક: શ્રી. ડૉ. હરિપ્રસાદ મ. દેસાઇ; મૂલ્ય ૦–૩–૦

૮ સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો—સંપાદકો: લેડી વિદ્યાબ્હેન ર. નીલકંઠ અને શ્રી. પ્રભુદાસ બાલુભાઇ પટવારી; મૂલ્ય રૂા. ૧–૮–૦

૯ શ્રીમદ્‌ભાગવતનો એકાદશ સ્કંધ—અનુવાદક: શ્રી. ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી; મૂલ્ય રૂા. ૧–૮–૦

૧૦ જ્ઞાન અને ધ્યાન—લેખક: સ્વામી માધવતીર્થ; મૂલ્ય ૦–૩–૦

૧૧ ગૃહજીવનનાં દૃશ્યો—લેખિકા: શ્રી. કુસુમ શેઠ; મૂલ્ય ૦–૧૨–૦

૧૨ અણોજે અને નવું રેલવે સ્ટેશન—લેખક: શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ; મૂલ્ય ૦–૪–૦

## ભારતી સાહિત્ય સંઘ-અમદાવાદનાં પુસ્તકો

૧૩ નર્મદ—લેખક: શ્રી. રામનારાયણ વિ. પાઠક; મૂલ્ય ૨–૮–૦

૧૪ જીવનનાં વહેણો—( આવૃત્તિ બીજી ) લેખક: શ્રી. રસિકલાલ છો. પરીખ, મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૫ પશ્ચિમના સમરાંગણે—અનુ: સ્વ. હરજીવન સોમૈયા; મૂલ્ય ૩–૦–૦

૧૬ રંગ છે બારોટ—લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૩–૩–૦

૧૭ પાંખ વિનાનાં—લેખક: શ્રી. ઉમેદભાઇ મણિયાર; મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૮ પરિવર્તન—લેખક: શ્રી. પીતાંબર પટેલ; મૂલ્ય રૂા. ૪–૦–૦.

૧૯ શશી જતાં—અનુવાદક: શ્રી. જયંતકુમાર મ. ભટ; મૂલ્ય રૂા. ૨–૦–૦

૨૦ પરીકથાઓ—લેખકો: શ્રી. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર; મૂલ્ય ૩–૮–૦.

૨૧ આપની સેવામાં—લેખક: શ્રી. જિતુભાઇ પ્ર. મહેતા; મૂલ્ય રૂા. ૩–૦–૦.

૨૨ ધનુરદોરી—લેખક: શ્રી ઇન્દુલાલ ગાંધી; મૂલ્ય રૂા. ૦–૬–૦.

૨૩ કેમ અને કયારે ? ભા. ૨ જો—લેખક: શ્રી. કુંઅરજી ધ. સંપટ; મૂલ્ય રૂા. ૦–૮–૦.

## એન. એમ. ઠક્કરની કું. મુંબઇનાં પુસ્તકો

૨૪ પ્રેમદીવાની મીરાં—લેખક: શ્રી. રામચંદ્ર ઠાકુર, મૂલ્ય ૧–૮–૦

૨૫ ટૂંકું ને ટચ—લેખક શ્રી. મૂળરાજ અંજારીઆ; મૂલ્ય રૂા. ૩–૮–૦.

૨૬ બુદ્ધિનો બાદશાહ—લેખક: શ્રી. 'પ્રકાશમ્' રાવળ મૂલ્ય રૂા. ૨–૪–૦.

## આર. આર. શેઠની કું. મુંબઇ તરફનાં પુસ્તકો

૨૭ લોમહર્ષિણી—લેખક: શ્રી. કનૈયાલાલ મા. મુનશી; મૂલ્ય રૂા. ૪–૦–૦.

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ તરફનાં પુસ્તકો

૨૮ ચંદ્રનાથ ( ત્રીજી આવૃત્તિ ) મૂળલેખક: શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય; અનુ॰ નગીનદાસ પારેખ; મૂલ્ય રૂા. ૧–૮–૦.

૨૯ તણખા ( મંડળ ત્રીજું-ત્રીજી આવૃત્તિ ) લેખક: શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. ત્રણ.

૩૦ વાગ્વિનીદેવી ( બીજી આવૃત્તિ ) લેખક: ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૪–૮–૦.

૩૧ નવલિકાઓ—લેખક: શ્રી. કનૈયાલાલ મા. મુનશી; મૂલ્ય રૂા. ૩–૮–૦.

૩૨ રોબીન્સન ક્રુઝો—( ત્રીજી આવૃત્તિ ) અનુ: ચંદ્રશંકર મણિશંકર ભટ; મૂલ્ય રૂા. ૧–૮–૦.

## ગૂજરાત સાહિત્ય સભા-અમદાવાદનાં પ્રકાશનો

૩૩ અક્ષર અને શબ્દ —લેખક: શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી; મૂલ્ય રૂા. ૪–૦–૦.

૩૪ ગુજરાત સાહિત્ય સભા અમદાવાદની કાર્યવાહી ૧૯૪૩-૪૪—મૂલ્ય રૂા. ૨–૦–૦.

## લોક પ્રકાશન લિ.–અમદાવાદનાં પુસ્તકો

૩૫ લખ્યા લેખ—લેખકઃ શ્રી. ઈશ્વર પેટલીકર; મૂલ્ય રૂા. ૨–૮–૦.

૩૬ રશિયામાં ૩૦ મહિના—લેખકઃ શ્રી. દિ. ગો. તેંડુલકર; મૂલ્ય રૂા. ૧–૮–૦.

## ગાંડીવ સાહિત્ય મંદિર–સુરત તરફથી

૩૭ જંજાળ અને બાતલ—મૂળલેખકઃ શ્રી. ચંદ્રનારાયણ શર્મા; મૂલ્ય રૂા. ૪–૮–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૩૮ નવરાની નોંધ—લેખકઃ શ્રી. નકીર. પ્રકાશકઃ વસંત બુક ડીપો, રાજકોટ; મૂલ્ય રૂા. ૧–૮–૦.

૩૯ હાસ્યહિલ્લોલ—લેખક-પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૦–૧૨–૦.

૪૦ અધ્યાત્મતત્ત્વાલોકઃ—રચયિતાઃ મુનિ મહારાજ ન્યાયવિજયજી; પ્રકાશકઃ શ્રી હેમચંદ્રાચાર્ય જૈન સભા; પીંપલાનો શેર, પાટણ, મૂલ્ય લખ્યું નથી.

---

[ સાંધણ પૃષ્ઠ ૩૮૩નું ]

હિંદભરમાં આ પ્રવૃત્તિ પ્રથમ અહીં દાખલ કરેલી હોઈ, કેળવણી ખાતાએ તે યોજના દાખલ કરી હોવાથી તેના શિક્ષકો આ કાર્ય કરે છે તેમાં વેતન આપવામાં આવતું નથી અને વેતન લેનાર શિક્ષકો કરતાં પણ બીનવેતન લેનાર ઘણા શિક્ષકો સારું કામ આપે છે. વેતન લેનાર શિક્ષકો મોટે ભાગે સ્વતંત્ર પુસ્તકાલયોમાં હોય છે. આવાં પુસ્તકાલયો હાલ ૧૮૨ છે. પણ જ્યાં આ ખર્ચની જોગવાઈ થતાં વીસ ટકા ખર્ચ ઇતર રીતે કરવાનો હોય છે. આ માટે પુસ્તકાલયના કબાટનો પ્રશ્ન હોય છે. જો પુસ્તકો વિધિસર કમી થતાં હોય તો દર પાંચ છ વર્ષે એકાદ કબાટની સ્થાનિક પુસ્તકાલયને જરૂર પડે. તો તે માટે તેણે અંદાજમાં દર વર્ષે નિદાન દશ ટકા રકમ અનામત રાખવી જોઈએ.

દફતરી વ્યવસ્થા માટે પૂરતો શ્રમ લઈ તેને સુંદર બનાવવું જોઈએ. તાળાં હોય છે પણ કબાટને તાળાં નથી હોતાં, કોઈ જગાએ દુરસ્તી વગર પડી રહે છે, કોઈ જગાએ દફતરનો કકડો પણ હોતો નથી. આવી અવ્યવસ્થા દૂર કરવા સૌ ભાઈઓને હું આતુરતાભરી વિનંતિ કરું છું.

આશા છે કે પુસ્તકાલયમાં કાર્ય કરતા શિક્ષક ભાઈઓ આ બાબતોનો વિચાર કરી પોતાનું પુસ્તકાલય વાચનની દૃષ્ટિએ વધારે લોકપ્રિય બનાવવા ઘટતું કરી છૂટશે.

—ઉમેદભાઈ મો. પટેલ

# મહાલ મંડળોની વાર્ષિક સભાઓ

વડોદરા મહાલ પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા રવિવાર તા. ૨૬-૮-૪૫ ના રોજ વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીના હૉલમાં વરણામાવાળા શ્રી. ચિમનભાઇ હ. અમીનના પ્રમુખપણા નીચે મળી હતી.

મંત્રી શ્રી. છોટાભાઇ રા. પટેલે ગત વર્ષનું નિવેદન અને હિસાબ તથા આવતા વર્ષનું બજેટ રજૂ કર્યાં હતાં, જે પસાર થયાં હતાં.

બાદ વ્યવસ્થાપક મંડળની ચૂંટણી થતાં પ્રમુખ શ્રી. ચિમનભાઇ હ. અમીન તથા મંત્રીઓ શ્રી. છોટાભાઇ રા. પટેલ અને શ્રી. વલ્લભભાઇ આ. પટેલ ચુંટાયા હતા. તેમ જ પ્રાંત મંડળ માટે બે પ્રતિનિધિ શ્રી. છોટાભાઇ પટેલ તથા શ્રી. હરિસિંહ સરદારસિંહ ચુંટાયા હતા.

બાદ શિષ્ટવાચનની પરીક્ષા માટે સમિતિ નીમાઈ હતી.

પ્રમુખ શ્રી. ચીમનભાઇ હ. અમીને પોતાના વિવેચનમાં મહાલનાં શાળાવાળાં તમામ ગામે પુસ્તકાલયો સ્થપાઇ ગયા બદલ આનંદ દર્શાવી એ સૌ વ્યવસ્થિત ચાલે અને પ્રગતિ કરે તે માટે જૂથ મંડળના કાર્યકરોએ તપાસણી કરતા રહેવા, બાકી હોય ત્યાં પુસ્તકાલય સ. સ. મંડળના શેર લેવરાવી સવલત મેળવવા અને સાથે સાથે ગ્રામ દવાખાનાંની પણ પ્રવૃત્તિ કરતા રહી ગામડાંમાં જ્ઞાન સાથે આરોગ્યની મુખ્ય જરૂરીઆત પૂરી પાડવા વિનંતિ કરી હતી. અને ગ્રામ ઔષધાલય સ્થાપવા માટે ફાળો શરૂ કરવા પ્રાથમિક મદદ તરીકે તાલુકામાં દરેક સ્થળે રૂ. ૧૫) પંદર પ્રમાણે મદદ આપવાની પોતાની યોજના જણાવી હતી.

શિષ્ટ વાચનની પરીક્ષામાં દરેક ગામના વિદ્યાર્થીઓને રસ લેતા કરી જ્ઞાનપ્રચારને પાયો મજબૂત કરવા જણાવ્યું હતું.

બાદ પુસ્તકાલય સ. સ. મંડળના મંત્રી શ્રી. વાઘજીભાઈ અમીને પુસ્તકાલયો અંગેના કેટલાક વહીવટી પ્રશ્નોના ખુલાસા આપી બજેટમંજૂરીની મુશ્કેલીઓ ટાળવા માટે જે તે ગામેથી બજેટ અને લોકમદદની રકમ વેળાસર મોકલી આપવા જણાવ્યું હતું.

વ. રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રચારક શ્રી. વલ્લભભાઇ મ. પટેલે પણ પુસ્તકાલય પ્રવૃત્તિ ખીલવવા બાબત યોગ્ય સમજૂત આપી હતી.

બાદ સભા વિસર્જન થઇ હતી.



પાદરા મહાલ પુ. મંડળની વાર્ષિક સામાન્ય સભા તા. ૧૯-૮-૪૫ ના રોજ પાદરા કસ્બા પુસ્તકાલયના મકાનમાં મળી હતી. તેમાં ૧૯૪૪-૪૫ નો હેવાલ હિસાબ મંજૂર થઇ, ૧૯૪૫-૪૬ માટે પ્રમુખ, મંત્રી અને ઑડિટરો તરીકે અનુક્રમે, રા. ડાહ્યાભાઇ ના. પરીખ, શ્રી. રામભાઇ છ. પટેલ અને ખુશાલભાઇ કા. પટેલની નિમણૂક થઈ હતી

[ અનુસંધાન પૃ. [illegible] ]



## કાયમનિધિ અને લોકમદદ બન્નેની ભિન્નતા સમજો.

કેટલાંક સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલ ભાઇઓ હજી કાયમ ફંડને લોકમદદ તરીકે સમજી લે છે, અને કેટલાક ભાઇઓ લોકમદદને કાયમ ફંડ તરીકે લખે છે. જેમકે-કેટલાક ભાઇઓ લખે છે કે—

" ૧૯૪૪-૪૫ ના બજેટના કાયમ ફંડના મોકલ્યા છે તો પેપરો ચાલુ કરાવશો. "

ત્યારે વળી કેટલાક લખે છે કેઃ—

" ચાલુ સાલના લોકમદદના મોકલ્યા છે તો પાસ બુકમાં ચડાવી આપશો. "

આ ખોટું છે.

કાયમનિધિ-ફંડ એ પુસ્તકાલયની સ્થાયી રકમ છે. એ મૂડી છે. અને તેના માત્ર વ્યાજનો જ વિનિયોગ થઇ શકે; જ્યારે લોકમદદ એ જે તે વર્ષના બજેટ માટેની વપરાશની રકમ છે. એ બન્નેની ભિન્નતાનો ભેદ પુસ્તકાલયના મંત્રી-ગ્રંથપાલ ભાઇઓ અવશ્ય સમજી લે. **લોકમદદની રકમ** જે તે વર્ષના બજેટમાં ખર્ચવાની હોય છે, એટલે તે રકમ પુસ્તકો, સામયિકો, લાકડી સામાન માટે ખર્ચવા વાસ્તે હોય, અને તેના પર જ સરકાર પંચાયત મદદ મેળવી શકાય છે. જ્યારે કાયમનિધિની રકમ એ જમા મૂકવા માટેની પુસ્તકાલયની સ્થાયી મૂડી-થાપણ છે, અને તે જ પુસ્તકાલયની પાસ બુકમાં ચડાવી શકાય. લોકમદદની રકમ તો ખર્ચવાની જ હોય છે એટલે તેને પાસબુકમાં ચડાવવાની હોતી નથી.

આશા છે, પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલ ભાઇઓ આ બન્ને રકમોની ભિન્નતાને હવે સારી રીતે સમજી લેશે.

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. સઇજ ( તા. કલોલ )ને રૂા. ૧૦) અચીપેરના શ્રી. બાઇજી દૂલા, ૧૦) શ્રી. બબાજી બલાજી તરફથી, ૫) સાવજડાના શ્રી. અંબાલાલ લાલદાસ તરફથી.

સા. પુ. પાલોદર ( તા. મહેસાણા )ને ૧૨) નાંગલપુરના શ્રી. પોપટલાલ કરસનદાસ,

૭) દેણપના શ્રી. અંબારામ ગુલાબદાસ, ૫) વડોસણના એક ઠાકોર, ૫) પાલોદરના શ્રી. જોઇતારામ જીવીદાસ તરફથી.

સા. પુ. બાસણા ( તા. વીસનગર )ને ૫) ચૌ. હરિસિંગ અમેરાજ, ૫) ચૌ. ચેલજી બદસિંગ અને, ૧૪ ) ચૌ. મોતી રઘજી, ૬) ચૌ. પોપટ ગલાલ તરફથી.

સા. પુ. બાજવા ( તા. વડોદરા )ને ૫) ઠકકર દલસુખભાઇ રણછોડભાઇ, ૫) પટેલ દાજીભાઇ છગાભાઇ, ૫) મે. મૂળજીભાઇ માણેકલાલ, ૫) પટેલ જેઠાભાઇ ઝવેરભાઇ, ૫) ઠકકર રણછોડભાઇ હરગોવિંદ અને ૫) વી. સંતરામની કું. તરફથી.

## શિ. વા. પરીક્ષા

વડોદરા મહાલ પુ. મંડળ તરફથી તા. ૨૯-૭-૪૫ના રોજ " ઝંડુ ભટ્ટ " પુસ્તકની શિષ્ટ વાચન પરીક્ષા લેવામાંઆવી, તેમાં ૧૦ શાળામાંથી ૧૬૮ વિદ્યાર્થીઓ બેઠા હતા; પૈકી ૧૨૮ ઉત્તીર્ણ થયા છે. તેમાં આગળ આવનારને રૂ. ૬) નાં ઇનામ આપવામાં આવ્યાં હતાં.

---

[ સાંધણ પૃ. ૩૯૦નું ]

ઉપરાંત, વડોદરા પ્રાંત પુ. મંડળની વા. સભામાં પ્રતિનિધિઓ તરીકે શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા અને શ્રી. રામભાઇ જી. પટેલને મોકલવા ઠરાવાયું હતું. તેમ જ શિષ્ટ વાચન પરીક્ષા માટે સમિતિની નિમણુક, જૂથમંડળોને વાર્ષિક સભા ભરવાનો અનુરોધ અને પાદરા તાલુકાની ઐતિહાસિક માહિતી મેળવવાને લગતી સમિતિ નિમાઇ હતી.

***

ડભોઇ મહાલ પુ. મંડળની વાર્ષિક સામાન્ય સભા તા. ૧૯-૮-૪૫ ના રોજ મળી હતી. તેમાં હિસાબ-નિવેદનની મંજૂરી, '૪૫-૪૬ નું અંદાજી બજેટ ને મંજૂરી, તેમ જ આગામી વર્ષ માટે હોદ્દેદારોની નિમણૂક તથા પ્રાંત અને અખિલ હિંદ પુસ્તકાલ પરિષદમાં એક પ્રતિનિધિ મોકલવાને લગતા ઠરાવો થયા હતા: ઉપરાંત, ચનવાડા તથા સીમળિયા ગામે નવીન પુસ્તકાલય ઉઘાડવા, મહાલ પુ. પરિષદ ભરવા, તેમ જ શિષ્ટ-વાચન પરીક્ષા માટે પુસ્તકો નમૂદ કરવાના ઠરાવો પસાર થયા હતા.

***

વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદની સ્વાગત વ્ય. મંડળની છેલ્લી સભા તા. ૧-૭-૪૫ ના રોજ પાદરા કસ્બા પુસ્તકાલયમાં શ્રી. ભાઇલાલભાઇ દાદાભાઇ અમીનના પ્રમુખપદે મળી હતી. તેમાં (૧) સદર પ્રાંત પુસ્તકાલય મંડળમાં થયેલો ખર્ચ મંજૂર કરવામાં આવ્યો હતો, અને સિલક રકમનો વિનિયોગ કરવાનું મંજૂર કરવામાં આવ્યું હતું, જેમાં-બચત રકમ પાદરા મહાલ પુ. મંડળ ખાતે લઇ જવાનું ઠરાવાયું હતું. ઉપરાંત, મહાલનાં દરવર્ષે તમામ પુસ્તકાલયોની માહિતી દર્શાવતી એક પત્રિકા દરવર્ષે પ્રકટ કરવાનું, મહાલની પુ. પરિષદો ભરવામાં મદદ કરવાનું, તેમ જ પાદરા તાલુકાનાં ગામડાંનો પ્રાચીન ઇતિહાસ મેળવી પ્રસિદ્ધ કરવાનું પણ ઠરાવાયું હતું અને તેમાં પુ. પ્રવૃત્તિમાં સદર રકમ મંડળને ઠીક લાગે તે કાર્યમાં વાપરવાનું સ્વીકારાયું હતું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| દહિયાર | ૧૩૧-૯-૩ | *ભાલક | ૨૯૨-૧૨-૧૦ | સદુથળા | ૮૩-૦-૦ |
| *રેલુપ | ૪૨-૯-૧૧ | રાજગઢ | ૮૪-૧૫-૨ | વડુ | ૧૦૧-૭-૩ |
| બોકરવાડા | ૧૦૫-૧૩-૧ | ગણેશપુરા | ૭૧-૮-૮ | સવાલા | ૭-૧૦-૧૦ |
| પાલડી | ૧૪૫-૦-૧ | લાછડી | ૨૩૪-૧૩-૧૦ | ખદલપુર | ૬૬-૭-૭ |
| બાસણા | ૧૩૩-૭-૪ | મગરોડા | ૧૫૦-૨-૦ | બાકરપુરા | ૪૪-૧૧-૧૧ |
| સેવાલીઆ | ૧૯૧-૧૫-૮ | વાલમ મહિલા | ૧૦૭-૧૨-૧ | પુદગામ | ૧૧-૯-૪ |
| ધામણવા | ૪-૧૪-૧ | *વાલમ મ.ફ.ફંડ | ૮૫-૯-૨ | રાલીસણા | ૪૧-૬-૮ |
| ચલોટા | ૧૧૫-૭-૯ | | | | |

## સિદ્ધપુર મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| *કરલી | ૭૫-૧૧-૩ | ઊંઝા બા. પુ. | ૬-૧-૫ | *બ્રાહ્મણવાડા | ૭૨-૨-૬ |
| અમૂઢ | ૧૩૯-૧૪-૪ | મહેરવાડા | ૨૭-૧૫-૨ | ભાંખર | ૧૯-૧૨-૬ |
| *ઉનાવા | ૧૯૭૦-૯-૪ | સુંઢાણા | ૨૫-૯-૫ | રામપુર (ઊંઝા) | ૨૬-૧૧-૨ |
| ઉપેરા | ૩૬-૪-૬ | વડવાડા | ૯૦-૬-૨ | ભુણાવ | ૪૨-૧-૨ |
| ઐઠોર | ૪૭૮-૧૦-૮ | સુજાણપુર | ૬૨-૭-૦ | મકતુપુર | ૨૧૪-૧-૨ |
| કાકોસી | ૪૦-૧-૬ | વણાગલા | ૬૪-૭-૦ | મેલોજ | ૩૭-૧૩-૯ |
| મામવાડા | ૧૧-૧-૧૧ | નાગવાસણા | ૪૯-૨-૭ | વિશોળ | ૧૬૭-૪-૧૦ |
| *ડુંડાવ | ૧૮૭૩-૧૧-૧ | કલ્યાણા | ૧૯૪-૮-૧ | સીહી | ૨૩૮-૭-૧૦ |
| ડાભી | ૧૦૮-૧૧-૬ | કહોડા | ૧૦૩-૧૦-૦ | સોકાણા | ૪૮-૮-૧ |
| ડીંડરોલ | ૪૪-૫-૧૧ | કાંબળી | ૩૦૬-૫-૧૧ | સુણક | ૧૭૨-૯-૨ |
| *દાસજ | ૭૫-૦-૪ | આંગલાસણ | ૭૩-૦-૭ | હાજીપુર | ૧૬૪-૬-૨ |
| ખટાસણા | ૧૦૦-૧૦-૩ | ચંડાળજ | ૬૧-૩-૩ | સમોડા | ૮-૧-૧૦ |
| કરણપુર | ૫૪-૧૫-૭ | જગન્નાથપુર | ૧૦૩-૫-૪ | રસુલપુર | ૨૧-૫-૫ |
| દેથળી | ૮૯-૯-૧ | વનાસણ | ૮-૧૧-૧૧ | રણછોડપુરો | ૧૫૦-૬-૧૧ |
| કુંવારા | ૨૦૩-૮-૦ | આ.પુ.વા. સિદ્ધપુર | ૧૦-૯-૬ | મેથાણ | ૪૫-૪-૧૧ |

## હારીજ પેટામહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| જમણપુર | ૬૬-૦-૨ | કુનાવાડા | ૮૭-૧૪-૨ | વાંસા | ૭૫-૧૪-૨ |
| જશીપુર | ૭-૧-૨ | બોરતવાડા | ૧૪૯-૩-૧૦ | *હારીજ | ૮૧૭-૫-૦ |
| પીપલાણા | ૨૦-૧૨-૧૧ | *અડીઆ | ૨૨૬-૧-૧ | | |

## કરજણ મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| *અટાલી | ૧૭૩-૧૪-૧૦ | *કંડારી | ૪૭૩-૩-૦ | *કુરાલ | ૫૪-૨-૭ |
| અણારા | ૭૭-૧૪-૧૧ | ,, મ.ફ.ફંડ | ૬૯.૧.૬ | (૨) કોઠીઆ | ૨૨૧-૮-૯ |
| *ઉરદ | ૧૦૨-૯-૭ | કંથારીઆ | ૫૨૮-૯-૮ | *કોરલ | ૨૯૧-૧૧-૦ |
| ઉમજ | ૧૦૫-૧૧-૬ | કણોણા | ૧૦૮-૭-૨ | અણસ્તુ | ૩૧૨-૧-૮ |
| કિયા | ૧૦-૫-૭ | (૪૦) કરજણ | ૧૦૫-૧૫-૪ | *કોલીઆદ | ૩૩૨-૮-૫ |
| *કલા | ૧૫૨-૧૩-૧ | કાસમપુર | ૧૪૨-૧૨-૬ | ધામણજા | ૬૮-૪-૮ |
| ચોરભુજ | ૧૦-૨-૪ | (૨) ચમણ | ૪૩-૧-૪ | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખાંધા | ૪૮૭-૨-૭ | (૮) ભરથાલી | ૧૫૦-૫-૯ | સારીંગ | ૧૩૪-૧૦-૧ |
| *અણુપતપુરા | ૪૨૦-૫-૭ | માંગરોલ | ૧૬૦-૬-૨ | સાંસરોદ | ૫૫-૧૩-૭ |
| કરણ | ૪૫-૧૧-૫ | માત્રોજ | ૧૨૧-૧૪-૧૦ | *સાદરણા | ૨૫૪-૧૨-૯ |
| *ધાવટ | ૧૬૦-૧૨-૫ | મિયાગામ | ૨૬૨-૧૦-૭ | સાંપા | ૧૧૫-૧૪-૧૧ |
| મેથી મ. ફુ. ફંડ | ૧૫-૬-૩ | લાકોદરા | ૯૯-૧-૪ | (૪) સુરવાડા | ૧૩-૭-૨ |
| *અંધારા | ૨૫૪-૧૦-૭ | (૨) મેથી | ૧૦૧૮-૪-૦ | (૨) હાંડોદ | ૩૭૪-૧-૨ |
| ચોરંદા | ૫૯૪-૫-૩ | મેસરાડ | ૧૦૨-૧૩-૫ | સણાપુરા | ૨૧૯-૯-૧૧ |
| છંછવા | ૩૩૩-૪-૭ | (૨) દેરોલી | ૨૩-૧૩-૮ | સગડોળ | ૦-૪-૧૧ |
| (૩)જૂનીજીયરડી | ૩૧૯-૧૧-૦ | *રોપા | ૧-૬-૮ | નિશાળીઆ | ૧૦૨-૪-૧૧ |
| (૪)નવી જીયરડી | ૨૦૦-૧૦-૯ | બચાર મ. ફુ. ફંડ | ૮૧-૫-૩ | સાયર | ૨૭-૪-૬ |
| તેમવા | ૬૦-૦-૦ | *વિરજઈ | ૨૮૯-૫-૩ | હળદરવા | ૬૨-૬-૧ |
| દેલવાડા | ૯૭-૧૩-૯ | (૨૦) વેમારડી | ૨૦૨-૩-૨ | લતીપુર ટીંબી | ૪૫-૪-૧૦ |
| પિંગળવાડા | ૧૦૭-૧-૧૦ | લીસોડ | ૭૪-૭-૩ | (૪) દેથાણ | ૨૨૯-૦-૯ |
| *ફતેપુર | ૪૯-૧૫-૨ | *સણીઆદ | ૧૬૪-૧૦-૮ | (૨) રણાપુર | ૪૩૩-૭-૬ |
| (૧૫) બચાર | ૫૩-૧૫-૦ | સંભોઈ | ૮૧-૧૦-૧ | (૯) શરૂપુર ટીંબી | ૫૦-૧૪-૪ |
| (૧૦) ભરથાણા | ૧૨૨-૧૩-૬ | *સામરા | ૧૬-૧૦-૫ | કણભા | ૧૫-૪-૫ |

## ડભોઇ મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અકોટી | ૪૭-૧-૯ | જ્યાતલાવડી | ૯૨-૧-૧૦ | માવલી | ૧૨૨-૭-૩ |
| અમરેશ્વર | ૧૬૫-૮-૫ | ઢોલાર | ૯૫-૫-૧ | રાજલી | ૨૪૭-૨-૩ |
| અંતોલી | ૯૮-૯-૪ | (૩) થુવાવી | ૩૬૧-૦-૧૦ | વડજ | ૫૨૫-૯-૦ |
| કરચેટ | ૧૪૯-૧૫-૭ | *ધમેલી | ૧૮૩-૧૫-૪ | *વઢવાણા | ૧૪૫-૬-૫ |
| પુડા | ૩૪-૮-૨ | નડા | ૧૮૫૮-૧૩-૫ | વાયદપુર | ૧૩-૮-૨ |
| કરાળી | ૧૧૦-૧૨-૮ | નારીઆ | ૧૭૪-૩-૨ | *વણાદરા | ૨૭૦-૮-૧૦ |
| કડધરા | ૧૫૫-૮-૧૦ | પલાસવાડા | ૩૮૪ ૨-૮ | વસાઈ | ૬૯-૪-૦ |
| કારવણ | ૬૮૭-૮-૨ | (૩) પુનીઆદ | ૯૨-૭-૮ | બ્યારા (૨) | ૧૧-૪-૩ |
| કારવણીઆપુરા | ૧૪-૨-૯ | ફરતીકૂઈ | ૨૮૧-૧-૧૧ | સાઠોદ | ૪૦૮-૪-૫ |
| *કુકડ | ૧૬૪-૧૫-૧ | બહેરામપુરા | ૫૧-૧-૭ | સીમળીઆ | ૬૧-૯-૬ |
| કુંવરપુરા | ૩૬૮-૨-૧૦ | બાણુજ | ૪૫-૧૫-૩ | *સિતપુર | ૩૫૬-૭-૨ |
| *કુંઢેલા | ૫૩૫-૨-૯ | *બોરીઆદ | ૧૪૪-૧૪-૯ | સુલતાનપુરા | ૧૬-૧૨-૫ |
| *કુંવરવાડા | ૭૫-૮-૪ | ભીમપુરા | ૨૮-૮-૨ | (૮)નાનાફોફળીઆ | ૧૭૦-૨-૧૧ |
| ગામડી | ૮૧-૬-૯ | *ભીલાપુર | ૩૦૪-૧-૯ | કરમાલ | ૧૦૨-૧૨-૧ |
| છત્રાલ | ૧૯૨-૯-૪ | મેનપુરા | ૩૩૦-૧૪-૦ | સમશેરપુરા | ૩૪-૩-૦ |
| *જૂની માંગરોલ | ૩૨૦-૯-૪ | મંડાળા | ૧૨૯૪-૭-૬ | *ગોઝાલી | ૩૨-૧૨-૯ |
| મહેલી | ૨૯૫-૧૧-૧૧ | *પારીઆ | ૧-૨-૪ | | |

## તિલકવાડા મહાલ

૧૩-૧૪-૬

## પાદરા મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અભોળ | ૧૯૨-૧૧-૮ | લોલા | ૦-૩-૭ | મહમદપુરા | ૨૯-૧૨-૩ |
| *અંબાડા | ૧૮૯-૦-૬ | નેદરા | ૨૮-૯-૯ | ભાણપુર | ૩૪-૧૧-૩ |
| *આમળા | ૧૨૦૨-૬-૧ | *તાજપુરા | ૨૧૭-૧૩-૧૩ | *લતીપુરા | ૪૨૮-૦-૧ |
| *ઉમરાયા | ૧૪૦-૧૨-૧૧ | *તિથોર | ૨૫૮-૮-૧૦ | *વડદલા | ૯૭-૫-૮ |
| *કણઝટ | ૪૧૭-૭-૧૦ | *નરસીપુરા | ૪૨-૮-૨ | *વડુ | ૩૫૭-૧૨-૭ |
| કરણાકુવા | ૬૩-૨-૩ | *દરાપુરા | ૫૬-૫-૧૧ | (૨) વણછરા | ૨૪૨-૧૫-૫ |
| *કરખડી | ૧૪૩૯-૧૩-૬ | દણોલી | ૪૪-૧-૦ | *વીરપુર | ૯૧-૨-૧ |
| ,, મ. હુ. ફંડ | ૪૬-૧-૭ | ઢુંધવાડા | ૬૭૦-૧૪-૬ | *વિશ્રામપુર | ૫૨-૪-૯, |
| કલ્યાણકુઇ | ૪૨-૧૩-૦ | *પાદરા બોર્ડિંગ- | | *શાણપુર | ૨૭૪-૫-૬ |
| *કાંદા | ૭૯-૧૫-૫ | હાઉસ વા. | ૪૧-૧-૧ | *સરસવણી | ૮૧૧-૧૫-૨ |
| *કુરાલ | ૧૯૫-૧-૮ | (૨) પાટોદ | ૯૪-૮-૧૦ | *સાદરા | ૧૦૬-૮-૪ |
| *કોટણા | ૭૬-૧૪-૬ | *પાદરા | ૪૯૨-૦-૦ | *સાધી | ૮૫૭-૮-૦ |
| *ગવાસદ | ૭૪૩-૪-૪ | ,, મ. હુ. ફંડ | ૬૮૩-૯-૨ | *સાંપલા | ૭૧-૧૦-૯ |
| ,, મ. હુ. ફંડ | ૩૬-૧૦-૭ | *પીંપળી | ૯૫-૧૦-૨ | *સેજાકુવા | ૪૦૧-૯-૭. |
| ગામેઠા | ૭૪-૫-૫ | *ભોજ | ૧૪૬-૧૪-૦ | *સોખડા ખુર્દ | ૩૮૩-૪-૬ |
| *ગોરીઆદ | ૩૭૫-૧૪-૬ | મહુવડ | ૧૩-૧૩-૧ | *સોખડારાઘુ | ૭૮-૯-૦ |
| *ઘાયજ | ૪૬૫-૪-૬ | *માસર | ૧૧-૧૧-૨ | હુસેપુર | ૧૧૦-૫-૫ |
| *ચાણસદ | ૬૩૧-૬-૨ | *મુજપુર | ૧૪૪૪-૧૫-૬ | *રણુ | ૨૨૦-૧૫-૧ |
| ચિત્રાલ | ૩૪૪-૫-૧૧ | (૨) મુવાલ | ૨૯૩-૧-૦ | *સાંગમા | ૧૬૨-૯-૩ |
| *જલાલપુર | ૩૭૬-૬-૭ | મોભા | ૫૭૦-૧-૩ | (૪) લુણા | ૧૭૭-૨-૮ |
| (૪) ડબકા | ૨૭૮-૭-૨ | *પીંડાપા | ૭૦-૫-૭ | દરાપુરા મ. હુ. | |
| *ડભાસા | ૩૫૫-૩-૫ | *બદારી | ૫૧-૧૦-૮ | ફંડ | ૧૭૦૮-૧૧-૨ |
| સાદડ | ૨૭-૧૦-૧૧ | બ્રાહ્મણવસી | ૩૫-૧૪-૮ | હરણમાળ | ૩-૧-૨ |
| આમળા મ. | | *રાજુપુરા | ૧૬૫-૧૦-૧૧ | મજાતણ | ૨૦-૮- |
| હુ. ફંડ | ૨૦-૧૨-૨ | આંતી | ૨૩-૧૪-૧ | એકલબારા | ૩૬-૯-૯ |
| શીહોર | ૧૦-૨-૬ | સોમજીપુરા | ૨૩-૫-૧૦ | મદાપુર | ૧૦-૩-૦ |

## પેટલાદ મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અગાસ | ૩૦-૧૦-૪ | *પલાણા | ૬૯૭-૯-૬ | *વિશ્નોલી | ૯-૧-૫ |
| અરડી | ૭૩-૨-૦ | ,, મ. હુ. ફંડ | ૯૫-૧-૪ | *આંમણી | ૧૬૯-૪- |
| કણીઆ | ૫૫-૧૪-૨ | પલોલ | ૩૪૨-૧-૭ | બાલીન્ટા | ૩૯-૨- |
| *કલોલી | ૧૪૯-૬-૧૦ | મેઘલપુર | ૧-૦-૭ | બાંટવા | ૧૭-૧૫- |
| ગંગાપુર | ૩૦-૧-૫ | પાડગોલ | ૨૨૭-૬-૦ | *ભડકદ | ૩૮૦-૧૫- |
| *દંતાલી | ૫૨૮-૨-૪ | *પીહીજ મ. હુ. | | ભાટીએલ | ૧૨-૭- |
| *કાવીઠા | ૧૨૬૪-૨-૧ | ફંડ | ૯૯-૨-૧૧ | ભાજેલ | ૩-૬- |
| કોઠાવી | ૨૬-૧૦-૭ | પેટલી | ૨૬૬-૧૦-૧૦ | મધરોલ | ૨૧૬-૧૧- |

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૮) બાકરોલ | ૮૨-૧૩-૫ | ,, મ. ફ. ફંડ | ૫૫-૧૫-૦ | વિરોલ | ૧૨૪-૯-૧ |
| *કાસર | ૧૨૯-૧૪-૧૧ | રાગોદડી | ૩૪-૧૫-૩ | *માણજ | ૪૭૫-૭-૪ |
| ખણુસોલ | ૧૮-૪-૫ | રૂણ | ૦-૧૦-૮ | બામણોલી | ૩૧-૮-૭ |
| *ગાડા | ૧૧૫-૧૧-૫ | રૂણજ | ૧૫૬-૮-૭ | *સંજાયા | ૪૦૭-૧૧-૭ |
| ધુરેલી | ૨૦-૨-૪ | વટાવ | ૭૮-૧૦-૦ | સાંસેદ | ૩૭-૧૫-૧૦ |
| જોળ | ૩૪-૮-૩ | પચરાણીઆ | ૧૯-૮-૧ | સિહોલ | ૮૨૩-૬-૧૧ |
| *ડભોઉ | ૨૩૦-૧૨-૪ | *શેખડી | ૧૧૭-૧૦-૨ | *સીમરડા | ૩૪૯-૭-૪ |
| *મસાતજ | ૭૭૧-૧૪-૭ | *ડેમોલ | ૭૫૪-૬-૯ | સુંદરણા | ૧૫-૧૨-૪ |
| ભડકદ મ. ફ. ફંડ | ૧૫-૫-૬ | ત્રંબોવાડ | ૨૪-૦-૨ | લીંબાલી | ૩૫-૧૫-૩ |
| | | સુંદરા | ૧૧૪-૪-૧૦ | *મંડેરજ | ૪૯-૧૨-૧ |
| *મહેળાવ | ૧૩૧૫-૩-૪ | થલેડી | ૧૧૮-૯-૯ | (૨) માનપુરા | ૭૯-૧૫-૫ |
| *માલાવાડા | ૨૫૦-૯-૫ | *ધર્મજ મ. પુ. | ૬૨૫-૮-૮ | *દેવા | ૨૬૯-૦-૮ |
| ગોબરી | ૯૪૭-૧૩-૩ | *રામપુર | ૧૧૬-૭-૦ | ધર્મજ સા. પુ. ના નોકર મોતી કાળાનું પ્રો. ફંડ | ૨૦૮-૧૦-૧૧ |
| મોરડ | ૧૨૧-૬-૧૧ | *નવાગામ | ૧૩૭૧-૧૪-૮ | | |
| *રામોલ | ૯૦-૩-૫ | *વિશ્રામપુરા | ૪૧-૧૨-૯ | | |

## ભાદરણ મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| કણજટ | ૧૬૯-૬-૧૦ | *ઝારોળા | ૧૫૧૨-૧૩-૧૦ | રૂદેલ મ. ફ. ફંડ | ૭૦-૧૧-૮ |
| કિંખલોડ | ૪૦-૮-૦ | ,, મ. ફ. ફંડ | ૧૨-૧૩-૬ | લાલપુરા | ૨૦-૨-૫ |
| કોસિંદ્રા | ૨૦-૪-૦ | *પીપળી | ૩૭૬-૨-૧૧ | | |
| *ગંભીરા | ૧૧૧૬-૭-૧ | *બામણગામ | ૧૬૮૩-૯-૦ | વાસણા | ૯૧-૧૦-૧૧ |
| ,, મકાન ફ. ફંડ | ૪૦-૧૨-૭ | *ભાદરણ બા. પુ. | ૭૫૧-૧૩-૦ | બામણગામ- મ. ફ. ફંડ | ૧૨૧-૬-૦ |
| ચમારા | ૨૧૧-૧૫-૧ | *સુંદણ | ૨૭૩-૩-૬ | | |
| ચુવા | ૨૬૧-૧૩-૫ | *શેરડી મોટી | ૧૧-૪-૧ | *વાલવોડ | ૩૫૦-૨-૧૦ |
| *જહુંધ | ૧૯૭-૪-૮ | *રણોલી મ. ફ. ફંડ | ૪૩૨-૮-૩ | *કાણીસા | ૫૦-૭-૦ |
| કોસિંદ્રા મ. ફ. ફંડ | ૨૬-૧૪-૭ | *જલસણ | ૧૦-૦-૭ | *રીણાવ | ૫-૦-૮ |
| *જોશીકુવા | ૧૨૩-૨-૨ | *રૂદેલ | ૧૮૬૪-૫-૯ | | |

## વડોદરા મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અંકોટા | ૨૩-૩-૫ | *ઈટોલા | ૯૩-૭-૫ | સમસપુરા | ૪૦-૨-૯ |
| | | ગોસિંદ્રા | ૧૮-૭-૭ | કલાલી | ૪૦૮-૧૩-૬ |
| અટલાદરા | ૭૯-૪-૬ | *દુમાડ | ૦-૨-૦ | *કાશીપુરા | ૨૪૯-૧૨-૧ |
| આજોડ | ૩૧૦-૨-૧૦ | ધનિયાવી | ૧૨-૬-૧ | કેલનપુર | ૪૨-૫-૧૦ |
| (૨) અંકોડીઆ | ૫૦૮-૧૫-૮ | ધનોરા | ૨૨-૪-૯ | ભાયલી | ૪-૧૪-૭ |
| ભીલ મ.ફ.ફંડ | ૧૩૦-૦-૪ | *પદમલા | ૫૬૦-૪-૫ | કરાલી | ૫-૨-૫ |
| *ખાનપુરા | ૬૫-૩-૪ | અલ્હાદપુરા | ૨૨-૧૨-૮ | *કોયલી | ૧૪૪૫-૪-૧ |
| | | *ઉંડેરા | ૩૨૫-૦-૨ | (૨)માણેજા | ૨૨-૧-૯ |
| ગોરવા | ૩૫૦-૧-૫ | છાટીઆમેઢાદ | ૯-૮-૮ | | |
| કપુરાઈ | ૫-૧-૮ | (૩) કરચીઆ | ૧૬૮-૨-૧ | રાયપુરા | ૮૫-૭-૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| તાંજળજા | ૫-૧-૯ | દશરથ | ૯૪૦-૪-૪ | મારેઠા | ૫-૧૪-૧૦ |
| મોતીઆપુરા | ૧૦-૨-૯ | કોટણા | ૩૦-૮-૮ | માંજલપુર | ૧૩૨-૩-૬ |
| *રણોલી | ૧૨૮૬-૧-૦ | દામાપુરા | ૫૫-૧૫-૮ | ફાજલપુર(સાંકરદા) | ૧૭-૫-૭ |
| રમણગામડી | ૧૩૦-૧૩-૩ | વડસાલા | ૧૫૯-૬-૭ | *સેરખી | ૨૩૦-૧૨-૭ |
| વડદલા | ૫૪-૭-૩ | (૧૦) વરણામા | ૮૭૬-૮-૦ | *સેવાસી | ૫૮-૧૨-૦ |
| વેમાલી | ૩૬-૫-૧૦ | ,, મ.દુ.ફંડ | ૬૪૪-૧૩-૧૧ | *સોખડા | ૯૬૩-૩-૩ |
| *વડસર | ૧૨-૨-૭ | વાસણા કોતરીઆ | ૧૭-૨-૯ | સોનારકુઇ | ૬૧-૦-૬ |
| *સીસ્વા | ૧૦-૧-૩ | *સમીઆલા | ૧૩૦-૧૩-૦ | સૈયદવાસણા | ૩૦-૨-૮ |
| વીરોદ | ૨૦-૯-૧ | (૨) સલાડ | ૨૪૮-૫-૯ | *સાંકરદા | ૧૮૮-૧૪-૯ |
| કરોળીઆ | ૨૯-૬-૮ | *સુંદરપુરા | ૩૦-૫-૧૦ | શહાપુરા | ૭-૨-૭ |
| *ચાપડ | ૧-૨-૪ | *પાતળવેણી | ૧૫-૨-૨ | હરણી | ૯૩-૧૦-૧૦ |
| *છાણી | ૨૨૩૬-૧૪-૮ | ફાજલપુર (પોર) | ૧૧-૧૨-૬ | *અણખી | ૧-૨-૨ |
| જાંબુવા | ૨૯૧-૧૦-૦ | *આજવા | ૧૩૯-૧૪-૩ | *સમસાબાદ | ૮-૧-૧૧ |
| *તતારપુરા | ૧૧૪-૯-૧૧ | *ખીલ | ૨૦-૫-૫ | અંપાડ | ૧૩-૬-૧૧ |
| તરસાળી | ૨૧૦-૧૫-૮ | મહાપુરા | ૪૫-૧૨-૯ | લાલજીપુરા | ૩૪-૧-૧૦ |

## વાઘોડીઆ મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખેરવાડી | ૨૯૩-૧૪-૧ | ખંધા | ૧૪૭-૧-૧૧ | *માડોધર | ૨૭૪-૪-૨ |
| કુમેટા | ૪૪-૧૪-૩ | રવાલ | ૭૫૯-૧૧-૪ | (૪૦)વાઘોડીયા | |
| અજાદરા | ૫૬-૦-૬ | શંકરપુરા | ૫૫-૪-૧૧ | મ.દુ.ફંડ | ૧૮૮-૯-૮ |
| (૯)જરોદ | ૨૦૮-૦-૭ | રાહકુઇ | ૬-૧૪-૬ | *કરમાલીઆપુરા | ૩૪૬-૮-૫ |
| કાશીપુરા | ૧૦૭-૪-૬ | આસોજ | ૪૦-૭-૧૧ | ગુગલપુર | ૩૫-૧૫-૧૧ |
| દાંડીઆપુરા | ૧૦૭-૮-૭ | લીલોરા | ૨૦-૮-૧ | સાંગાડોલ | ૪૬-૮-૧ |
| ગુતાલ | ૧૦૬-૧-૬ | અડીરણ | ૫-૦-૯ | અલુવા | ૫-૧-૧૦ |
| બણીઆરા | ૧૩૨-૧-૬ | કોટંબી | ૮૨-૮-૧૧ | *પીપળીયા | ૪૨૭-૮-૬ |
| લીમડા | ૮૫-૬-૨ | | | | |

## શિનોર મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૨) આનંદી | ૫૦૨-૦-૨ | તેરસા | ૮૪-૧૦-૧૧ | સાંધા | ૪૩-૮-૧ |
| અચીસરા | ૫૬૭-૦-૧ | દામનગર | ૭૨-૭-૧૧ | માલેથા | ૧૩૦-૦-૧૦ |
| *અંબાલી | ૧૯૨-૩-૮ | દામાપુરા | ૧૩૬-૦-૨ | (૨) વણીઆદ | ૯૨-૧૨-૭ |
| કણજેઠા | ૧૩૧-૧૪-૪ | દરીઆપુર | ૭૫-૧૩-૫ | *વરખડ | ૧૮૧-૩-૧૦ |
| *નાના કરાળા | ૨૧૮-૧૪-૩ | પુનીઆદ | ૧૪૬-૫-૧૦ | સિરોળ | ૧૩૨-૪-૮ |
| (૪) મોટા કરાળા | ૯૧૦-૧૨-૪ | ફોફળીઆ મોટા | ૬૩૩-૩-૩ | *સીમળી | ૧૫-૧-૬ |
| *કુકસ | ૨૪૨-૧૫-૭ | બરકાલ | ૯૮૦-૧-૨ | સેગવા | ૧૬૭-૩-૧૧ |
| *છાણભોઇ | ૯૮-૧-૯ | *આવળીઆ | ૭૯-૧૩-૩ | મીંઢાળ | ૧૦૫-૯-૮ |
| *ઝાંઝડ | ૬૫૩-૧૧-૯ | *માલપુર | ૫૯-૧૪-૧૦ | *તેનતલાવ | ૭૫૭-૨-૭ |
| *ટીંબરવા | ૪૪૨-૦-૮ | માલસર | ૧૧૨૨-૩-૩ | નાના હબીપુરા | ૧૧૯-૧૫-૮ |
| બીથલી | ૧૧૩-૯-૨ | *માંજરોળ | ૭૨-૩-૨ | *ગરાડી | ૭૮-૧૨-૮ |
| તેનતલાવ મ દુ.ફંડ | ૨૦-૧૦-૨ | માંડવા | ૪૧-૧૨-૬ | *સાઢલી | ૧૫૩-૯-૯ |
| *અનસુયા પતીયા પુ. | ૩૭૩-૯-૫ | | | | |

## સંખેડા મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અલ્હાદપુરા | ૬૧-૧૫-૫ | બોડેલી | ૧૨૧-૫-૬ | માલુ | ૧૩૮-૧૨-૧૧ |
| અરીઠા | ૧૨૮-૪-૭ | ફાંકટ | ૪૮-૬-૧૦ | ગુંડેર | ૪-૧૨-૧ |
| આનંદપુર | ૧૦-૧૧-૪ | બાદપુર | ૧૪૭-૪-૪ | *ગુંડીચા | ૧૩૪-૮-૧ |
| કસુંબીઆ | ૪૮૯-૦-૬ | ભગનપુરા | ૯-૧-૩ | પીઠા | ૬૨-૪-૧૧ |
| *કાવીઠા | ૧૮૪-૧૦-૪ | માકણી | ૪૦૩-૩-૮ | ગરડા | ૮૧-૪-૧૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખુનવાડ | ૨૫૦-૨-૧૧ | માલુ | ૧૧૧-૧૩-૩ | ઝાખ | ૫૬-૨-૭ |
| ફાટા | ૧૬૬-૯-૭ | મંજિરોળ | ૨૪૯-૭-૯ | ચંદાનગર | ૮૫-૮-૮ |
| *ટીંબા | ૨૧૯-૨-૧૧ | તાંદળજા | ૨૦૮-૧-૩ | સરડીઆ | ૨૬૮-૧૨-૭ |
| રાજનગર | ૨૫-૧૨-૨ | નંદપુર | ૬૬-૧-૩ | સોનગીર | ૮૪-૭-૪ |
| રતનપુર-કમારજ | ૩૧-૧૧-૧૦ | પરવટા | ૩૪-૫-૮ | *હાંડોદ | ૨૩૫-૧૦-૧ |
| *સઢોદ | ૧૬૪-૩-૭ | (૨) પીપળસઠ | ૪૭-૧૪-૬ | પતરા | ૮૭-૫-૯ |
| લાછરસ | ૨૬-૦-૧૧ | *સંખેડા | ૭૧૫-૧૦-૧ | સૂર્યાધોડા | ૭૫-૩-૯ |
| વાગેથા | ૧૨-૨-૧૦ | વડેલી | ૧૬૦-૧૩-૯ | પાટણા | ૭૨-૧-૨ |
| વાસણા | ૧૨૮૧-૫-૫ | ગોલાગામડી | ૩૫-૧-૧૧ | હરેશ્વર | ૨૮-૧-૩ |
| ડોળમાર | ૭૧-૬-૬ | લોટીઆ | ૨૨-૭-૬ | ઝરવણ | ૧૨-૧-૬ |
| પાણેજ | ૩૬-૮-૯ | | | | |

## સાવલી મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| સમલાયા | ૫૦-૧૩-૦ | *ડેસર | ૧૬૦-૧૩-૮ | *મંજુસર | ૫૯૭-૭-૭ |
| *અંજેસર | ૨૫૭-૧૪-૧૦ | ડેસર મ. દુ. ફંડ | ૩૧-૪-૧૦ | શારદાપુર-વેજપુર | ૩૧૪-૬-૫ |
| અલીંદ્રા | ૧૫-૧૧-૭ | *ધનતેજ | ૨૦૭-૩-૬ | શાંતિપુર-વેજપુર | ૧૦૭-૩-૬ |
| ઉત્તમનગર | ૯૪-૧૧-૦ | (૮) ધર્મપુર | ૯૦-૧૩-૬ | રાણીઆ | ૧૧૧-૮-૮ |
| ખાખરીઆ | ૭૬૧-૩-૧ | *નમીસરા | ૧૪૫-૬-૭ | રાણીપુરા | ૭૪-૭-૩ |
| જાવલા | ૯-૧૦-૨ | નાની ભાડોલ | ૧૧૭-૧૦-૯ | વરસડા | ૨૮૧-૧૦-૦ |
| કડાચલા | ૪૧-૬-૯ | પીલોલ | ૮૫-૦-૭ | વાલાવાવ | ૫૪૦-૨-૪ |
| તુલસીપુરા | ૧૭૬-૬-૧૦ | *આકરોલ | ૪૨૭-૦-૬ | *વેજપુર | ૧૨૬૯-૪-૨ |
| સાંઢાસાલ | ૩૭૬-૧૧-૫ | *રતનપુરા | ૨૦૧-૬-૮ | મોટી ભાડોલ | ૮૪-૯-૯ |
| ગરધીઆ | ૯૩-૧૦-૧ | મેરાકુવા | ૭-૧-૦ | *ધન્દ્રાડ | ૨૦૬-૦-૯ |
| (૪) ગાંગડીઆ | ૨૨૮-૩-૫ | મુંઢેલા | ૧૧૨-૨-૮ | બહુથા | ૯-૦-૩ |
| ગોઠડા | ૧૪૩-૧૨-૪ | મુવાલ | ૧૪૬-૮-૩ | રામનગર પેટા- | |
| ટુંડાવ | ૩૪૩-૧૫-૭ | સમલાયાસ્ટેશન વા. | ૬૭-૦-૪ | પરા પસવા | ૨૧-૧-૧૦ |
| *પોઇચા | ૨૩૦-૭-૧૧ | લામડાપુરા | ૧૧૩-૧૩-૮ | વેજપુર મ.દુ.ફંડ | ૧૮૩-૧૩-૪ |
| વસ્છેસર | ૧૦૧-૧૫-૦ | જાંબુગોરલ | ૫૦-૧-૯ | શક્તિપુરા | ૧૨-૨-૪ |
| ધંતીયાળ | ૧૦-૨-૧૦ | | | | |

## દા. ન. વાચનાલયો

| | | | | | |
|---|---|---|---|---|---|
| અજરપુરા | ૨૪-૧૦-૨ | કાસોર | ૫૧-૧૧-૮ | મહીસા | ૬૧-૦-૦ |
| આમોદ | ૨૦૫-૩-૮ | કુંજરાવ | ૫૭-૧૩-૧૧ | રતનપુરા | ૧૮-૫-૧૧ |
| આંત્રાલી | ૭૩-૫-૮ | ખાનપુર | ૫૦-૧૫-૧ | રૂદણ | ૨૭-૧-૧ |
| નાવલી | ૩૯-૧૫-૫ | ઘોડાસર | ૧૩૧-૦-૧૧ | લસુન્દ્રા | ૧૭૪-૧૩-૧૦ |
| પણસોરા | ૧૯-૦-૫ | ચીખોદ્રા | ૦-૨-૫ | વડદલા | ૭૪-૯-૩ |
| પંડોળી | ૮૩-૧૫-૦ | છીપડી | ૬૬-૧૧-૮ | સામરખા | ૬-૪-૧૧ |
| વાસદ | ૧૧૨-૨-૨ | નાપાડ | ૧૬૨-૧૧-૪ | સારસા | ૨૩-૧૧-૧૧ |
| વાસણા | ૧૩૭-૪-૦ | *પોપળાવ | ૧૧૬-૩-૧૧ | *સીજીવાડા | ૪૩-૨-૧૦ |
| વીણા | ૨૯૪-૮-૧૦ | | | સિહુંજ | ૨૪-૧૨-૮ |
| પસણાત | ૨૦૫-૧૧-૬ | ભરોડા | ૨-૦-૨ | સંદેસર | ૩૧-૦-૨ |

# મંડળના પેટાનિયમમાં કરવાના સુધારા વધારા

| મૂળ કલમ | સુધારો કરવા રજુ કરેલી કલમ |
| --- | --- |
| ઉદ્દેશ | ઉદ્દેશ |
| કલમ | કલમ |
| ૩ આ મંડળના ઉદ્દેશ નીચે મુજબ છે : | ૩ આ મંડળના ઉદ્દેશ નીચે મુજબ છે : |
| क પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો વગેરે એકજથે ખરીદી સભાસદોને સોંઘી કિંમતે આપવા પ્રયત્ન કરવો. | क પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો વગેરે એકજથે ખરીદી સભાસદોને સોંઘી કિંમતે આપવા પ્રયત્ન કરવો. |
| ख પુસ્તકાલયો માટે ખાસ ઉપયોગી કેટલૉગ, કાર્ડઝ, ફૉર્મ્સ, પત્રિકાઓ, પુસ્તકો, માસિકો વગેરે પ્રસિદ્ધ કરવાં અને વેચવાં. | ख પુસ્તકાલયો માટે ખાસ ઉપયોગી કેટલૉગ કાર્ડઝ, ફૉર્મ્સ, પત્રિકાઓ, માસિકો વગેરે છાપવાં, છપાવવાં, પ્રસિદ્ધ કરવાં અને વેચવાં |
| ग પુસ્તકાલયોનાં કાયમફંડો સારે વ્યાજે અને સદ્ધર સ્થળોએ જમે મૂકી-મુકાવી નોંધ રાખવી અને તેના હિસાબ વર્ષ આખરે પ્રસિદ્ધ કરવા. | ग પુસ્તકાલયોનાં કાયમ ફંડો સારે વ્યાજે અને સદ્ધર સ્થળોએ જમે મૂકી-મૂકાવી નોંધ રાખવી અને તેનો હિસાબ વર્ષ આખરે પ્રસિદ્ધ કરવો. |
| घ પુસ્તકાલયો માટેનાં રૂ. ૧૦૦) ઉપરનાં ટ્રસ્ટફંડો સ્વીકારવાં અને શરતો પ્રમાણે તેમનો વહીવટ કરવો. | घ પુસ્તકાલયો માટેનાં રૂ. ૧૦૦) ઉપરનાં ટ્રસ્ટફંડો સ્વીકારવાં અને શરતો પ્રમાણે તેમનો વહીવટ કરવો. |
| ङ પુસ્તકાલયો જે ઉદ્દેશથી સ્થપાયાં છે તે ઉદ્દેશ સિદ્ધ થાય તે માટે બની શકે તેવા બીજા બધા પ્રયત્નો કરવા. | ङ પુસ્તકાલયો જે ઉદ્દેશથી સ્થપાયાં છે તે ઉદ્દેશ સિદ્ધ થાય તે માટે બની શકે તેવા બીજા બધા પ્રયત્નો કરવા. |
| च સાર્વોપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરવાં અને વેચવાં. | च પુસ્તકો છાપવાં, છપાવવાં, પ્રસિદ્ધ કરવાં અને વેચવાં. |

# નોટિસ

આથી ખબર આપવામાં આવે છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડના સભાસદોની એકવીસમી વાર્ષિક સાધારણ સભા, રાવપુરા, વડોદરામાં આવેલી મંડળની રજિસ્ટર્ડ ઑફિસમાં રવિવાર તા. ૭ મી ઑક્ટોબર સને ૧૯૪૫ ના રોજ બપોરના બે વાગે નીચેનાં કામો કરવા મળશેઃ—

૧. તા. ૧–૮–૪૪ થી તા. ૩૧–૭–૪૫ સુધીના બાર માસનો વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ તથા ઑડિટરે તપાસેલો હિસાબ મંજૂર કરવો.

૨. નફાની વહેંચણી જાહેર કરવી.

૩. નવા વર્ષ માટે પ્રમુખ, ઉપપ્રમુખ, ઑડિટર તથા વ્યવસ્થાપક મંડળના હોદ્દો છોડતા ત્રણ વ્યવસ્થાપકોને બદલે બીજાઓને નીમવા અગર તેઓને ફરી ચૂંટી કાઢવા.

૪. નવા વર્ષની આવક તથા ખર્ચનું અંદાજપત્રક મંજૂર કરવા.

૫. મંડળના પેટા–નિયમની દુરસ્તી કરવા બાબત. ( મૂળ નિયમ તથા કરવાનો સુધારો વધારો આ રિપોર્ટ સાથે સામેલ છે. )

૬. મે. પ્રમુખ સાહેબ તરફથી સભામાં બીજું જે કામ રજૂ થાય તે કરવા.

સર્વે સભાસદોને વખતસર સભામાં પધારવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

વડોદરા,<br>
તા. ૮–૯–૧૯૪૫

વ્યવસ્થાપક મંડળની આજ્ઞાથી<br>
વા. ના. અમીન<br>
મંત્રી.

ટીપઃ—વ્ય. મંડળમાં ખાલી પડેલી જગાઓ માટે ઉમેદવારી કરવા ઇચ્છનાર સભાસદે પોતાની લેખી ઉમેદવારી સાધારણ સભાની તારીખ પહેલાં સાત દિવસ અગાઉ મંડળની ઑફિસે મોકલવી જોઇશે. આવા ઉમેદવાર કોઇ પુસ્તકાલયના મંત્રી વા પ્રતિનિધિ તરીકે ઉમેદવારી કરવા માગતા હોય તો તે પુસ્તકાલયના મંત્રી વા પ્રતિનિધિ તરીકે તેમને સ્વીકાર્યા બદલનો જે તે પુસ્તકાલયનો ઠરાવ પોતાની ઉમેદવારી સાથે મોકલવો જોઇશે, અને જો તે સ્વતંત્ર રીતે ઉમેદવારી કરતા હોય તો તેમની ઉમેદવારીને બીજા એક સભાસદનું લેખી અનુમોદન સદર ઉમેદવારી સાથે મોકલવું જોઇશે.

# આવતા માસની કાર્યદિશા

(૧) અંદાજે ટકાવારીના ધોરણે જ મંજૂર થાય છે; માટે તે પ્રમાણે જ ગોઠવી મદદની માગણી કરશો. કસ્બાઓએ અને મકાનવાળાં પુસ્તકાલયોએ આ સૂચના ખાસ ધ્યાનમાં લેવા વિનંતિ છે.

(૨) તમામ કાયમનિધિની અને લોકમદદની રકમ તૈયાર હોય તો જે તે સ્થળે મોકલવા તજવીજ કરો.

(૩) મોટા ભાગનાં ગ્રામ તેમજ કસ્બા પુસ્તકાલયો તરફથી હજી વાર્ષિક નિવેદનો ખાતા તરફ આવ્યાં નથી તે તાકીદે ખાતામાં મોકલી આપવા તજવીજ કરવી.

(૪) થોડું ભણેલાં પ્રૌઢો માટે પણ વાચનપ્રચાર માટેની પુસ્તિકાઓનો પ્રચાર કરો.

(૫) ગુ. વ. સોસાઇટિનાં ચાલુ વર્ષનાં ભેટપુસ્તકો જેમણે હજી સુધી મંગાવી લીધાં ન હોય તેમણે સદર સંસ્થાને જરૂરી માહિતીપત્ર ભરી મોકલી મંગાવી લેવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૭-૯-’૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

જાહેરાત અંક ૪ સને ૧૯૪૫–૪૬

## વિષય

### ચૂકદુરસ્તી

૧ ગયા માસના સદર માસિકના અંકમાં જાહેરાત અંક ૧ સને ૪૫-૪૬ માં યાદી અંક ૧૨૫ ઉપર સરસવ તા. કલોલના રૂ. ૧૫૦૭-૦-૦ છપાયા છે. તેના બદલે રૂ. ૧૫૦૭-૧૪-૦ સમજવા.

૨ જાહેરાત અંક ૨ સને ૪૫-૪૬ માં યાદી અંક ૪૮ ઉપર કામરેજ તા. સિદ્ધપુરના રૂ. ૧૫૦૦-૦-૦ છપાયા છે. તેના બદલે કાંમરી તા. સિદ્ધપુરના રૂ. ૧૫૦૦-૦-૦ સમજવા.

ઉપર પ્રમાણે છાપવામાં ચૂકો થયેલી હોવાથી તેનો સુધારો કરવામાં આવ્યો છે.

વડોદરા,
તા. ૫-૯-૪૫

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક પુસ્તકાલય ખાતું

સમસ્તગુજરાત અને મુંબઈ તથા વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૨૦ મું | ઑકટોબર-૧૯૪૫ | અંક ૧૦ મો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★મહાસભાના પ્રમુખે કારાવાસમાં લખેલા પરંતુ સરકારી અંકુશને લઈને ટપાલમાં ન પડેલા પત્રો સત્વર પ્રસિદ્ધ થશે.

અહમદનગરના કિલ્લામાં બીજા આગેવાનો સાથે મૌલાના આઝાદને પણ મિત્રો સાથે પત્રવ્યવહાર કરવાની છૂટ નહોતી. તેથી તેમણે જુદા જુદા માણસો પર ધર્મ, રાજકારણ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન વગેરે વિષયો પર લાંબા પત્રો લખ્યા હતા. આ પત્રો કદી ટપાલમાં પડ્યાં નહોતા. પણ હવે તે સત્વર ઉર્દૂમાં 'તેત્રીસ પત્રો'ના નામથી પ્રગટ થતાં તે વાંચવાનો લાભ મળશે.

★શ્રી. ડી. જી. તેંડુલકર પોતાના પ્રખ્યાત પુસ્તક 'ગાંધીજી'ની સસ્તી આવૃત્તિ બહાર પાડવાના છે. મૂળ પુસ્તક ગયે વર્ષે ગાંધીજીની ૭૫મી જયંતી પ્રસંગે બહાર પાડવામાં આવ્યું હતું. સુશોભિત આવૃત્તિની ત્રણ હજાર નકલો બે અઠવાડિયામાં જ ખપી ગઈ હતી અને તેને અંગે ગાંધીજીને જાહેર કામ માટે ૨૪,૦૦૦ રૂપિયા આપવામાં આવ્યા હતા. નવી આવૃત્તિ ખૂબ સસ્તી બહાર પાડવામાં આવશે અને તેમાં પંડિત જવાહરલાલ નેહરુની પ્રસ્તાવના આવશે. ઉપરાંત, તેમાં આઇન્સ્ટીન તથા પર્લ બકની નવી અંજલિઓ આવશે. શ્રી. તેંડુલકર ગાંધીજી સંબંધી બીજું પુસ્તક પણ તૈયાર કરી રહ્યા છે. તેમાં હિંદના આ રાજદ્વારી સંતે હિંદને જગવિખ્યાત બનાવ્યું તેની રાજકીય, સામાજિક તથા બુદ્ધિવિષયક પશ્ચાદ્ભૂમિ સંબંધી ઉપયોગી માહિતી આપવામાં આવશે.

★'મુક્તિનો ઉષઃકાળ' (ધી ડૉન ઑફ લિબરેશન) નામક ચર્ચિલનાં યુદ્ધભાષણોની યુનાઇટેડ સ્ટેટ્સના પ્રકાશકોએ પ્રગટ કરેલ ચોથી આવૃત્તિના વેચાણે રેકર્ડ કર્યો છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં તેની વધારેમાં વધારે નકલોનો ઉપાડ થયો છે.

★વોર્સોના વિશ્વવિદ્યાલયનું પુસ્તકાલય જગતના સૌથી સુંદર તથા મોટા પુસ્તકાલયો પૈકીનું એક હતું. તેમાં ૬,૦૦૦,૦૦૦ થી વધારે પુસ્તકો હતાં.

★કલકત્તાના વિશ્વવિદ્યાલયના તાજેતરમાં ઉજવાઈ ગયેલા એક સમારંભમાં શ્રીમતી ઇંદિરાદેવી ચૌધરાણી (મિસિસ પ્રમથ ચૌધરી)ને "ભુવન મોહિની દાસ સુવર્ણચંદ્રક" આપવામાં આવ્યો હતો. શ્રીમતી ચૌધરાણી 'નારીર કથા'નાં લેખિકા છે. આ પુસ્તકમાં વિવિધ વિષયો પર

નિબંધો આપવામાં આવ્યા છે. બીજા નિબંધો હજુ ગ્રંથસ્થ થવાના બાકી છે. તેમણે દેશ ભાષામાંથી વાર્તાઓ તથા નિબંધોનો અનુવાદ પણ કર્યો છે.

વિજ્ઞાન તથા સાહિત્યમાં બંગાળી ભાષા દ્વારા જે સ્ત્રીઓએ મૌલિક કૃતિઓ આપી હોય તેમને ૧૯૩૫ થી દર ત્રણ વર્ષે ભુવનમોહિની સુવર્ણચંદ્રક આપવામાં આવે છે. શ્રીમતી મનુ કુમારી બોઝ, નિરૂપમાદેવી તથા અનુરૂપાદેવીને અગાઉ આ ચંદ્રક મળેલ છે.

★ફક્ત નવલિકા આપતા નવા સામયિક 'ગલ્પભારતી'એ નવલિકાની હરિફાઇ માટે ૫૦૦ રૂા.નું પહેલું તથા ૧૦૦) રૂા.નાં બે પારિતોષિકો જાહેર કર્યાં છે. આ વર્ષની મુદત તો ૧૫ ઑગસ્ટની હતી પરંતુ આ હરિફાઇ દર વર્ષે થવાની છે.

★'ગલ્પભારતી'નો ઇરાદો લેખકોને પૂરતું મહેનતાણું આપી નવલિકાનું ધોરણ ઊંચું લાવવાનો છે. દર મહિને દશ અગર બાર પ્રથમ કક્ષાની નવલિકાની આશા રાખવી તે કોઇપણ સાહિત્ય માટે વધારે પડતી વાત છે. 'ગલ્પભારતી'ના પહેલા બે અંકોમાં થઇને અઠ્ઠાવીસ નવલિકાઓ પ્રગટ થઇ છે, એટલે તેમાં કોઇ પણ નવલિકા ખાસ અસર કરે તેવી ન હોય તેમાં નવાઇ નથી. મહિને માત્ર એક કે બે નવલિકા પ્રગટ કરતાં 'કવિતાભવન'ની વાર્તાઓમાં ગુણની સામ્યતા જળવાતી નથી. આનું કારણ એ પણ હોય શકે કે દરેક પુસ્તિકા સોળ પાનની હોઇ કોઇ પણ નવલિકા સોળ પાનાં જેટલી લાંબી અગર તો તેટલા જ પાનામાં બીજી નવલિકાનો સમાસ થાય તેટલી ટૂંકી હોવી જોઇએ.

કવિતા ભવનની છેલ્લી સાત વાર્તા સ્ત્રીલેખિકાની છે. તેમાં શ્રીમતી જ્યોતિર્મયી દેવીના 'મધુદીપ', અનરૂપાદેવીના 'જશોમતી'નો સમાવેશ થાય છે.

★નાગપુર (મધ્યપ્રાંત)ના હિંદી સાહિત્ય મંડળે જુલાઇમાં બોલાવેલ, ખાસ સભામાં મહાત્મા ગાંધીજીના સિત્તેરમા જન્મદિવસે, ચાલુ માસમાં 'હિંદી કાવ્યસંગ્રહ' અર્પવાનો નિર્ણય કર્યો છે. 'આભાકૃત'ના અધિપતિ શ્રી. કેશવપ્રસાદ વર્માએ પ્રકાશનની આર્થિક જવાબદારી માથે લીધી છે.

★નેલ્લોરના સંસ્કૃત સંઘે, આવા મુશ્કેલ સમયમાં, પોતાના વાર્ષિક મુખપત્ર 'અમૃતવાણી'નો ચોથો અંક પ્રગટ કર્યો છે. હમેશ મુજબ તેના-અંગ્રેજી અને સંસ્કૃત એમ બે વિભાગો પાડવામાં આવ્યા છે. સંસ્કૃત વિભાગમાં નવલિકાઓ, નાટકો તથા નિબંધો આપવામાં આવ્યા છે.

★પોંડીચેરીએ કવિ ભારતીને આશ્રય આપ્યો હતો. તેનાં ઘણાખરાં પ્રેરણાત્મક કાવ્યો ત્યાં જ પ્રગટ થયાં હતાં. ત્યાં તેના નામનું એક સ્મારક કરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

સ્મારકની યોજનામાં (૧) એક હજાર માણસો સમાઇ શકે તેવો વિશાળ હૉલ બાંધવો અને તેમાં ભારતીનું અર્ધચિત્ર મૂકવું, (૨) એક પુસ્તકાલય અને વાચનાલય કરવું, (૩) ભારતી દિવસો ઉજવવા, (૪) ભારતી ભજન ગાવાં, (૫) સંગીત સહિત લલિત કળાને ઉત્તેજન આપવું, (૬) બની શકે તો રાત્રિશાળા કાઢવી તથા (૭) કવિના નામથી એક માસિક કાઢવું–નો સમાવેશ થાય છે.

ફ્રેંચ હિંદની સરકારે કમિટિને માન્ય રાખી છે તથા ફાળો કરવાની સત્તા આપી છે.

★વાચકોને જાણીને નવાઇ લાગશે કે પહેલા વિશ્વયુદ્ધનો ઇતિહાસ હજુ તૈયાર થઇ રહ્યો છે.

પહેલા વિશ્વયુદ્ધનો ઇતિહાસ લખવાનું કાર્ય બ્રિટિશ લશ્કરના એક ઉચ્ચ દરજ્જાના અમલદાર છેલ્લાં ૨૬ વર્ષથી કરી રહ્યા છે ! હજુ તેનું કાર્ય ચાલુ છે અને આ અપ્રતિમ કાર્ય અઢી વર્ષમાં પૂરું કરવાની તે આશા સેવે છે !

તેનું નામ બ્રિગેડિયર–જનરલ સર જેમ્સ ઇ. એડમંડઝ છે ! ૧૯૧૪–૧૮ ના વિશ્વયુદ્ધના પ્રમાણભૂત ઇતિહાસકાર તરીકે ૨૫,૦૦૦ પેટી પૈકી તે હવે છેલ્લી પેટી જોઇ રહ્યા છે. કેટલાક ગ્રંથો પ્રગટ થઇ ચૂક્યા છે. ૧૯૧૯ માં શરૂ થયેલ તેમનું કાર્ય લગભગ પૂરું થવા આવ્યું છે.

જનરલ એડમંડઝની ઉંમર અત્યારે ૮૩ વર્ષની છે. ' સન્ડે એક્સપ્રેસ 'ના એક ખબરપત્રીને પોતાના ૨૬ વર્ષના કાર્ય વિષે તેણે કહ્યું કે ' ઇતિહાસ લખતી વખતે તમારી પાસે પુષ્કળ દસ્તાવેજો તથા કાગળના ટુકડાઓ હોય છે. તેમાંની કેટલીક હકીકતો નજીવી લાગે છે, પણ ઇતિહાસકાર માટે તે જરૂરી હોય.

મને મદદ કરવા માટે ૩૮ લૉરી ભરી દસ્તાવેજો તથા ૯૦ હજાર નકશા મોકલવામાં આવ્યા હતા અને તેમ છતાં વધારે હકીકત મેળવવા માટે મારે હજારો પત્રો લખવા પડયા હતા. દાખલા તરીકે ' લુસના યુદ્ધ ' માટે મેં ૯૦૦ અધિકારીઓ પર પત્રો લખ્યા હતા.

આપણે હમણાં જે યુદ્ધ છત્યા છીએ તે સંબંધી લખવામાં ઇતિહાસકારની મુશ્કેલી એ છે કે રણક્ષેત્રમાં ઘણા હુકમો રેડિયો તથા ટેલીફોન દ્વારા આપવામાં આવ્યા હતા.

અને એક બીજો લાભ એ હતો કે જો કોઇ બાબત વિષે મને શંકા પડે તો હું તુરત જ જર્મન જનરલ સ્ટાફને પુછાવી જોતો અને ૧૯૩૯ ના ઑગસ્ટ સુધી તે મને ખૂબ મદદ કરતા. યુદ્ધખુવારી સિવાય તેમની માહિતી ભરોસાપાત્ર હતી. યુદ્ધખુવારીના આંકડા તેઓ હમેશાં ઓછા આપતા. પરંતુ હવે તો જર્મન જનરલ સ્ટાફ જેવું કશું નથી. "

જનરલ એડમંડઝે લગભગ એક ડઝન ઉપર અધિકારીઓના સ્ટાફથી આ મહાભારત કામ કર્યું છે.

તેણે છેવટ જણાવ્યું કે " આ યુદ્ધનો બ્રિટિશ સત્તાવાર ઇતિહાસ લખતાં મારા જેટલો સમય નહિ લાગે. ત્રણ વર્ષ પહેલાં તેની શરૂઆત થઇ અને બે વર્ષમાં તો તેની પ્રજાકીય આવૃત્તિ બહાર પાડવાની આશા છે.

છોટાલાલ માનસિંગ કાંચવાલા

# વીસ લાખ પુસ્તકો ધરાવતું બોડલિયન પુસ્તકાલય

ચારસો વર્ષ પહેલાં ગ્રેગરિયન પંચાંગ પ્રમાણે ૧૫૪૫ ના માર્ચની બીજી તારીખે ઇંગ્લંડના એક્ઝીટર શહેરમાં ટોમસ બોડલીનો જન્મ થયો હતો. રાણી ઇલિઝાબેથ ઇંગ્લંડના રેલે, ડ્રેક અને બીજા મહાપુરુષોની માફક તે ' ડેવન 'નો માણસ હતો. તેનો પિતા ચુસ્ત પ્રોટેસ્ટન્ટ હોઇ, ધર્મને અંગે થતા જુલમમાંથી બચવા માટે તે જીનિવામાં જઇને રહ્યો હતો અને ત્યાં જ તેને શરૂઆતની કેળવણી મળી હતી. રાણી ઇલિઝાબેથ ગાદીએ આવતાં તેણે તેને ઇંગ્લંડ આવવાની તથા ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયમાં વિદ્યાર્થી તરીકે દાખલ થવાની પરવાનગી આપી. ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયની સાથે તેનું નામ હમેશ માટે સંકળાયેલું રહેશે.

ડીગ્રી પ્રાપ્ત કર્યા પછી તેને મર્ટન કૉલેજના ફેલો તરીકે ચૂંટી કાઢવામાં આવ્યો. ત્યાં તેણે ગ્રીક વિષે તથા કુદરતી તત્ત્વજ્ઞાન ( સોળમી સદીમાં વિજ્ઞાનને બદલે તે હતું ) વિષે ભાષણો આપ્યાં અને વિશ્વવિદ્યાલયમાં જાહેર વક્તાના ડેપ્યુટી તરીકે કામ કર્યું. જ્યારે તેની ઉંમર ત્રીસ વર્ષ ઉપરની થઇ ત્યારે તેણે પરદેશખાતાની રાજદ્વારી નોકરીમાં જોડાવાનો નિર્ણય કર્યો અને આધુનિક ભાષાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવા કેટલાંક વર્ષો સુધી ઇટાલિ, ફ્રાન્સ અને જર્મનીમાં પ્રવાસ કર્યો.

ચાળીસ વર્ષની ઉંમરે તેની નોકરી પરદેશ ખાતાનાં મિશનોમાં થઇ અને ૧૫૮૮ માં સ્પેનના આર્મેડાના વર્ષમાં–નેધર્લેન્ડમાં અંગ્રેજના મુખ્ય એલચી તરીકે તેને હેગ ખાતે મોકલવામાં આવ્યો. નેધર્લેન્ડે તે જ સમયમાં સ્પેન સામે બળવો કર્યો હતો. હેગ ખાતે તે પાંચ વર્ષ રહ્યો તે સમય, સ્પેનિયાર્ડ તથા ડચ વચ્ચેનો સતત યુદ્ધનો હતો. આ સઘળો સમય તે ડચ પ્રજાસત્તાકની કાઉન્સિલનો મુખ્ય સભ્ય હતો અને તેની બધી મંત્રણામાં તે ભાગ લેતો હતો. પાછળથી બે પ્રસંગોએ તેને વિશિષ્ટ કાર્ય માટે હેગ ખાતે મોકલવામાં આવ્યો હતો.

તેની રાજકીય શક્તિ એવી હતી કે અંગ્રેજ પ્રધાન મંડળમાં સંસ્થાનના પ્રધાનનું સ્થાન લેવા તેના પર બે વખત દબાણ કરવામાં આવ્યું હતું. પરંતુ તેને પક્ષના રાજકારણ પ્રત્યે અણગમો હતો. તેનો શોખ વિદ્વાનોના શોખને મળતો હતો. તેથી ૫૩ વર્ષની ઉંમરે તેની આત્મકથામાં લખ્યા મુજબ ' મારા જીવનના અવશેષ રહેલા સમયમાં મારા આત્માને શાંતિ આપવાનો, રાજ્યની બધી નોકરીઓ છોડી દેવાનો તથા રાજદરબારમાંથી નિવૃત્ત થવાનો મેં નિર્ણય કર્યો. પોતાની શક્તિઓનો બીજી દિશામાં ઉપયોગ કરવાનો તેનો નિર્ણય તેના નામને અમર કીર્તિ અપાવે તેમ હતો.

ચૌદમા સૈકાની શરૂઆતથી ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયે પોતાનું પુસ્તકાલય, વિશ્વવિદ્યાલયના દેવળની પાસેના ઓરડામાં રાખ્યું હતું. પંદરમા સૈકાના ઉત્તરાર્ધમાં અંગ્રેજ રાજકુમાર, હંફ્રિ તથા ગ્લુસેસ્ટરના ડ્યુક તરફથી મળેલી મોટી બક્ષિસોને લઇ પુસ્તકાલયનું નવું મકાન બંધાયું. ડિવિનિટી શાળાનો તે ઉપલો માળ બન્યો. અત્યારે પણ તે બોડલિયન વાંચનાલયનો મુખ્ય ઓરડો છે અને હજુ પણ ડ્યુક હંફ્રિના પુસ્તકાલય તરીકે તે ઓળખાય છે.

પરંતુ અંગ્રેજી રેફર્મેશન વખતે તેની અંદરની વસ્તુઓ વેરવિખેર થઇ ગઇ હતી અને અવશેષમાં પુસ્તકો તથા પુસ્તકોના ઘોડા વિનાનો મોટો ઉજ્જડ ઓરડો બાકી રહ્યો હતો. તેને જોઇને બોડલી એવા નિર્ણય પર આવ્યો કે વેરવિખેર અને ઉજ્જડ પડેલો ઓરડો વિદ્યાર્થીઓના જાહેર ઉપયોગમાં આવે તેવો કરવા સિવાય હું બીજું વધારે ઉપયોગી કાર્ય કરી શકું નહિ. ત્યારપછી ૧૫૯૮ માં તેણે વિશ્વવિદ્યાલય પાસે એવી દરખાસ્ત રજૂ કરી કે ' હું મારા ખર્ચે ઓરડાને આગળના જેવો બનાવું, ફર્નિચર પૂરું પાડું અને તેને માટે પુસ્તકો મેળવી આપું તથા ' એન્ડાવમેન્ટ ' ( બક્ષીસ ) આપું ' આ કાર્ય પાર પાડવા માટે તેની પાસે પોતાનાં સાધનો હતાં અને તેના કામમાં મદદ કરવા માટે તેના કહેવા મુજબ તેની પાસે ' માનનીય મિત્રોનો મોટો ભંડાર ' હતો.

તેની ઉદારતાને લાયક આભારસહ તેની લાગણીનો સ્વીકાર કરવામાં આવ્યો. ચાર વર્ષ સુધી કામ ચાલ્યું. અત્યારે હયાતી ધરાવતા પુસ્તકોના ઘોડા નાખવામાં આવ્યા. અત્યારે ઓરડાને અલંકૃત કરતું રંગીન છાપરું નાખવામાં આવ્યું. બે હજાર છાપેલાં પુસ્તકો તથા હસ્તલિખિત પ્રતો ભેગી કરવામાં આવી. ૧૬૦૨ના નવેંબરની ૮મી તારીખે તેના ઉદ્ઘાટનની ઓપચારિક વિધિ કરવામાં આવી.

ઉદ્ઘાટનક્રિયા પછી સર ટોમસ બોડલી દશ વર્ષ જીવ્યો. પહેલા ગ્રંથપાળની સાથેનો તેનો પત્રવ્યવહાર હજી પણ મળી આવે છે અને પુસ્તકાલયની વ્યવસ્થા સંબંધી દરેક વિગત તે કેટલા રસ તથા ઉત્સાહથી જોતો તે તેમાં દેખાઇ આવે છે. સ્ટેશનરોની કંપની ( અંગ્રેજી પ્રકાશકોનું સંઘાધારી મંડળ ) સાથે તેણે કરેલા કરારોથી પુસ્તકાલયની તેણે મહાન સેવા બજાવી છે. આ કરારોથી કંપની જે પુસ્તક છપાવે તે દરેકની એક નકલ ભેટ આપવાનું કંપનીએ કબૂલ કર્યું. ત્યારપછીના કોપીરાઇટના કાયદાએ આ હક્કને મંજૂર રાખ્યો છે. અને અત્યારે બ્રિટિશ સંગ્રહસ્થાન, સ્કૉટલંડનું રાષ્ટ્રીય પુસ્તકાલય તથા કેંબ્રિજ વિશ્વવિદ્યાલય અને ડબ્લિનની ટ્રીનિટી કૉલેજનાં પુસ્તકાલયો આ હક્કમાં ભાગીદાર થયાં છે.

બોડલીએ પુસ્તકાલયના પૂર્વ તરફના વિભાગમાં વિસ્તાર કર્યો તથા યુનિવર્સિટી સ્કૂલ્સનો ઉપરનો માળ ચણાવવા માટે તે પૈસા આપી ગયો. તેના મૃત્યુ બાદ તરત જ મૂળ પુસ્તકાલયને અડીને જ તે ચણાવવામાં આવ્યો. ૧૬૧૩ ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે તે મૃત્યુ પામતાં તેની મર્ટન કૉલેજના દેવળમાં તેને દાટવામાં આવ્યો. ત્યાં પ્રસિદ્ધ અંગ્રેજ સ્થપતિ નિકોલ સ્ટટને તૈયાર કરેલ સ્મરણસ્તંભ તેનું સ્મરણ કરાવે છે.

સ્થાપક બોડલીના નામ પરથી કહેવાતું બોડલિયન પુસ્તકાલય બ્રિટિશ વિશ્વવિદ્યાલયનાં પુસ્તકાલયોમાં સૌથી મોટું છે. ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયના બધા સભ્યોને તેમાં વાંચવાનો હક્ક છે. ઓગણીસમી સદીની અધવચ સુધી તેના વાચકો વિશ્વવિદ્યાલયના સ્નાતકો તથા બીજા વિદ્વાનો જ હતા. સ્નાતકો ન થયેલ વિદ્યાર્થીઓ પોતાની કૉલેજનાં પુસ્તકાલયોનો ઉપયોગ કરતા હતા.

પરંતુ ૧૮૬૧ માં પાસેના પુસ્તકાલયનું મકાન ' ધી રેડક્લિફ કૅમેરા ' લેવામાં આવ્યું અને તેનો સ્નાતકો ન થયેલ હોય તેવા વિદ્યાર્થીઓના વાંચનાલય તરીકે ઉપયોગ કરવામાં આવ્યો છે. પરંતુ બોડલિયન વિશ્વવિદ્યાલય પુસ્તકાલય કરતાં પણ વધારે છે. સર ટોમસ બોડલીએ તેની સ્થાપના કરી ત્યારથી તે જાહેર પુસ્તકાલય બન્યું છે.

પરિણામે યુરોપમાં અસ્તિત્વ ધરાવતાં પ્રાચીન પુસ્તકાલયમાંના એક તરીકે તેની ગણતરી થાય છે. જગતના બધા ભાગોમાંથી વિદ્વાનોને ત્યાં વાંચવા દેવામાં આવે છે. તેઓ ખરા, અભ્યાસી હોવાની ખાતરી કરી આપવી જોઇએ.

અઢારમી સદીની અધવચમાં બ્રિટિશ સંગ્રહસ્થાનની સ્થાપના થઇ ત્યાં સુધી, બોડલિયન રાષ્ટ્રીય પુસ્તકાલયનું કામ ચાલતું હતું; કેમકે બ્રિટનના કોઇ પુસ્તકાલયમાં હસ્તપ્રતોનો તથા વહેલાં છાપેલ પુસ્તકોનો આવો શ્રેષ્ઠ સંગ્રહ નહોતો. સંગ્રહનો મોટો ભાગ અંગ્રેજી ભાષાનાં પુસ્તકોનો છે. મધ્યકાળની અંગ્રેજી બાંધણીની આટલી હસ્તપ્રતો આવી સારી સ્થિતિમાં કોઇ સ્થળે મળશે નહિ. સત્તરમી સદીના ઇંગ્લાંડના ઇતિહાસની સામગ્રી માટેની અતિ ઉપયોગી હસ્તપ્રત અહીં છે. શેક્સપીઅર તથા શરૂઆતના અંગ્રેજી નાટકોનો ' મેલોન સંગ્રહ ' શ્રેષ્ઠ છે.

પરદેશથી પણ તેટલી જ અગત્યના સંગ્રહો બોડલીમાં આવ્યા છે. તેમાં જીનોઆના સંગ્રાહક બેરોકસીનો ગ્રીક હસ્તપ્રતોનો સંગ્રહ, વેનિશિયન જેસ્યુટ કેનોનિસિનો મુખ્યત્વે ઇટાલિયન હસ્તપ્રતોના સંગ્રહનું મોટું પુસ્તકાલય, ડચ વિદ્વાનો મિઅરમેન તથા ડોર્વિલેના સાહિત્ય સંગ્રહનાં પુસ્તકાલયો તથા આઇસલેન્ડના સાહિત્યના સંગ્રહનો તેમજ ૧૮૫૦માં ખરીદેલ કેટલાંક દુર્મિલ પોલિશ પુસ્તકોનો સમાવેશ થાય છે..

પૌર્વાત્ય સંગ્રહ માટે પણ બોડલિયન એટલું જ પ્રખ્યાત છે. તેમાં અરબ હસ્તપ્રતોનો શ્રેષ્ઠ સંગ્રહ છે. પર્શિયન હસ્તપ્રતોની ફક્કડ હારમાળા છે. પ્રેગના રબ્બીઓ મ્પેન હીમરનું અપ્રતિમ હેબ્રિક પુસ્તકાલય છે. તેમાં સંસ્કૃત હસ્તપ્રતોનો મોટો સંગ્રહ છે, તથા ચીની પુસ્તકોનો પણ વિશાળ સંગ્રહ છે.

બ્રિટન તથા બ્રિટિશ ડુમિનિયન્સમાં બોડલીયનની ગણતરી બીજા મહાન પુસ્તકાલય તરીકે થાય છે. માત્ર બ્રિટિશ સંગ્રહસ્થાન તેનાથી ચડિયાતું છે. તેની અભરાઇ પરના ગ્રંથોની સંખ્યા પંદર લાખથી વધારે છે. ભૂતકાળમાં જગ્યા મેળવવાનો પ્રશ્ન મુશ્કેલ થઇ પડયો હોય તેવું નથી.

૧૯૩૩ માં ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયે પુસ્તકાલય વિસ્તારની યોજના શરૂ કરી. તેના ખર્ચનો અડસટ્ટો લગભગ દશ લાખ પૌંડ સ્ટર્લિંગનો આવતો હતો. તેમાંનો ⅗ ભાગ આપવાની રોકફેલર ઇન્સ્ટિટ્યુશને ઉદારતા ભરી સહાય કરી બાકીની રકમ વિશ્વવિદ્યાલયે પોતાનાં સાધનોમાંથી તથા રાજ્યો અને બીજા હિતૈષીઓના લવાજમોથી મેળવી લીધી.

કાર્યક્રમનો મુખ્ય ભાગ ' નૂતન પુસ્તકાલય ' નામક નવીન વિસ્તાર કરવાનો હતો. ચાળીસ લાખ પુસ્તકો સમાઇ શકે તેવી ગોઠવણ છે. આ નવું મકાન પ્રસિદ્ધ જીવંત અંગ્રેજ સ્થપતિ સર ગિલ્સ ગિલ્બર્ટ સ્કૉટે તૈયાર કરાવ્યું છે. તેની શરૂઆત ૧૯૩૭માં થઇ અને ૧૯૪૦ની શરૂઆતમાં તે પૂરું થયું વાચનાલયની ખુલ્લી અભરાઇ પર રખાતાં પુસ્તકો સિવાયના પુસ્તકાલયનાં બધાં પુસ્તકોને ત્યાં ફેરવી નાખવામાં આવ્યાં છે.

ચાલુ યુદ્ધ પૂરું થતાં જ અત્યારના અંગ્રેજી પુસ્તકાલયોની ચાલુ રસમની વિરુદ્ધ માત્ર લાયકાત ધરાવનારા વાચકોને અભરાઇ પાસે જવાની મર્યાદિત છૂટ મળશે અત્યારના રિવાજ પ્રમાણે વાચકોને ઘોડા પાસે જવાની પરવાનગી નથી, પરંતુ જે પુસ્તક જોઇતું હોય તે ઑર્ડર

આખું કોન્ક્રીટ તથા પોલાદનું બનાવેલું છે. બધી અભરાઈઓ પોલાદની બનાવેલ હોઈને આગની સામે રક્ષણ આપનાર છે.

થોડાનો મોટો ભાગ જમીનની સપાટીથી નીચો છે અને આખા ભાગમાં વીજળીની બત્તીઓ કરવામાં આવે છે. મકાનનો ઉપલો ભાગ આસપાસનાં મકાનોથી ઊંચો હોઈ ત્યાં કુદરતી પ્રકાશ આવે છે. આ ઉપલા માળોમાં વાચકો માટે નાના અભ્યાસગૃહો રાખવામાં આવ્યા છે. મકાનની બહારના ઓરડા, પ્રદર્શનના ઓરડા, કામકાજના ઓરડા તથા સ્ટાફના માણસો માટેના ઓરડા તરીકે બાઈન્ડીંગ વિભાગ, ફોટોગ્રાફ માટેના ઓરડા વગેરે તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે. અર્થશાસ્ત્ર તથા સમાજવિજ્ઞાનનો મોટો ઓરડો પણ અહીં છે.

પણ તેમનો પુસ્તકાલય તરીકે હજુ સુધી ઉપયોગ થયો નથી; કેમકે તે તૈયાર થતાં જ યુદ્ધના ઉપયોગ માટે લઈ લેવામાં આવ્યા હતા.

સર ટોમસ બોડલીની મૂળ વાર્ષિક ૧૩૦ પૌંડની ભેટ અત્યારે વધીને વાર્ષિક લગભગ ૨૫,૦૦૦ પૌંડ આવે તેટલી થઈ છે. આ રકમમાં ૧૧,૦૦૦ પૌંડ સરકારે યુનિવર્સિટીને આપેલી ગ્રાંટમાંથી આવે છે; વિશ્વવિદ્યાલય પોતાની આવકમાંથી લગભગ ૮,૫૦૦ પૌંડ આપે છે અને પુસ્તકાલય પોતના તરફથી લગભગ ૭,૫૦૦ પૌંડ આપે છે. પુસ્તકાલયના સ્ટાફની સંખ્યા બેથી વધીને ૧૦૦ની થઈ છે. અને ૨,૦૦૦ પુસ્તકો વધીને મત્લર ૨,૦૦૦,૦૦૦ થશે.

છોટાલાલ માનસિંગ કામદાર

---

# યુદ્ધનું અદ્ભુત વર્તમાનપત્ર

જર્મન મિલિટરી હોસ્પિટલમાં બ્રિટિશ અધિકારીઓ એક અનોખું ભૂગર્ભ પત્ર પ્રગટ કરી રહ્યા છે. તેને યોગ્ય રીતે યુદ્ધનું અદ્ભુત વર્તમાનપત્ર કહેવામાં આવે છે.

દરરોજ આ પત્ર એક રૂગ્ણ શય્યાથી બીજી રૂગ્ણ શય્યા પર પસાર કરવામાં આવે છે. સંત્રીઓને તેની ગંધ પણ આવતી નથી.

ગમે તે વસ્તુઓ મેળવીને તૈયાર કરેલા સેટ પર તે બી. બી. સી. દ્વારા ખબર મેળવે છે.

હોસ્પિટલ રેને સ્કૂલમાં આવેલ છે. જ્યારે અમેરિકનોએ ત્યાં પ્રવેશ કર્યો ત્યારે ૫૦૦ બ્રિટિશ તથા અમેરિકન ઘાયલ કેદીઓને મુક્ત કરવામાં આવ્યા હતા.

પત્રનું નામ 'મિત્રરાજ્યોના સત્તાવાર ખબર' ( એલાઇડ ઓથેન્ટીક ન્યુઝ ) છે. અને એક બ્રિટિશ મેજર તથા લેફ્ટેનન્ટ તેના તંત્રી છે. જર્મનો પાસેથી ચોરી લીધેલા પત્ર પર તે લખાતું હતું.

તેની પાછળ જર્મનોએ દુભાષિયા તરીકે રોકેલ મિત્રરાજ્યોના શાહી વિમાની દળના એક પાઇલટની બુદ્ધિ કામ કરી રહી હતી.

તેણે હોસ્પિટલના છાપરા પર એક 'એરીઅલ' ગોઠવ્યું અને બે ફ્રેન્ચ સિક્કાની વચ્ચે સીગારેટનો કાગળ નાખી 'કન્ડેન્સર' બનાવ્યું.

'ઓથેન્ટીક ન્યુઝ'ના પહેલા અંકમાં તે પત્રને સફળતા ઇચ્છતા ચર્ચિલ, રુઝવેલ્ટ તથા સ્ટેલિનના સંદેશા હતા.

તેમાં દરરોજ સાહિત્યપૂર્તિ આવતી હતી: સામાન્યતઃ જર્મન અધિકારીઓ સંબંધી તેમને ન ગમે તેવી કવિતાઓ–કાર્ટૂન તથા રસોઈ સંબંધી લેખ આવતા હતા. છેલ્લા લેખમાં તેમને અપાતી ભોજનસામગ્રીની મશ્કરી કરવામાં આવી હતી.

—છોટાલાલ માનસિંગ કામદાર

# દેશહિતસ્વી દાન

૧

મુજ સેવક તું શારદાના રે, ધરજે ઉરે ધ્યાન.
ગેબી કોઈ જ્ઞાનના દાની, ભલેરું રાખે ભાન.
અંથાલય ગામડે તારાં,
સોહાવે ભાઈ તું સારાં.

૨

દાન દેવામાં દીનતા જ્યાંહી, દેખીતી દેખાય;
ભાન ભૂલીને ભાઈ તારી તો, અલ્પ અવનતિ થાય.
ગમે નહિ અંથાલય તો
મોટાં જે હોય મહાલય તો.

૩

તૃષાતુરની તૃપ્તિ કરવા, હોય ઘણાએ તૈયાર;
દેશ તણી સંસ્કૃતિ સુધારવા, ઉઠજે ધનપતિ યાર.
વિદ્યાદાને થાજે તું વ્હારે,
આવી થઈ છે અધોગતિ જ્યારે.

૪

રામની આજે રે'મ મેળવવા, આત્મ થયો છે ઉદાર;
દીનનાં કોઈ દુઃખ વિદારવા, જગત્લે થયો જરદાર.
મંદિરની મ્હેલાત બાંધી,
કીર્તિની ઇમારત દીધી.

૫

શિલ્પકળા હતી દેશમાં સારી, ઓપતી અપરંપાર;
કાળે કરીને ધ્વસ્તતા કોઈ ઉપર માટી અપાર.
સોનાની લંકા શોધી,
નામ કે નિશાની નો'તી.

૬

દાનવ માનવ દેવને કોઈ દાન દેનારા દિદાર;
આત્મ થકી તું એટલું જાણે જમીન કે જરદાર.
સંસ્કૃતિમાં દેશની સેવા,
દાન મોજીદાનનું દેવા.

મોજીદાન મં. ગઢવી

# વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળના કાર્યકર્તાઓને—

રાજ્યભરની પુસ્તકાલયપ્રવૃત્તિને વિકસાવવા એ પુણ્યશ્લોક સ્વ. પૂજ્ય મોતીભાઇ અમીને વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના એક અધિકારી તરીકે જે યોજનાઓ કરી છે તે યોજનાઓમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અને તેના અંગભૂત પ્રાંત, મહાલ અને જૂથ મંડળો છે.

આજે દેશભરમાં પ્રજાજીવનનો પલટો થતો જોઇ શકાતો હોય તો તેમાં મોટો ફાળો એ પુસ્તકાલયપ્રવૃત્તિનો છે, એની કોઇથી ના પાડી શકાય તેમ નથી. એ પ્રવૃત્તિ વડે જ આજે ગામગામડે દેશપરદેશના સમાચારો જાણવાની પ્રજાની સહજ વૃત્તિ થયેલી જોઇ શકાય છે.

થોડાક માસ પછી જ હિંદભરની પુસ્તકાલય પ્રવૃત્તિ વિકસાવવાના પ્રયત્ન કરનાર અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદનું અધિવેશન વડોદરા શહેરમાં મળવાના સમાચારો સાંભળીએ છીએ તે વખતે, વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ આજે કયાં ઊભી છે તેનું માપ નીકળશે. એટલે રાજ્ય પુસ્તકાલય મંડળે પ્રાંત મહાલ અને જૂથ મંડળોને જીવિત—જાગ્રત કરી એ પુણ્યશ્લોક આત્માના સંતોષને અર્થે પુસ્તકાલયપ્રવૃત્તિને ઘરઘરની લોકપ્રવૃત્તિ બનાવી દેવાના પ્રયત્નો કરવા જોઇએ.

વડોદરા રાજ્યના ચારે પ્રાંતોમાં વડોદરા પ્રાંત મોખરે હોય છે. એ અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના અધિવેશન વખતે વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની ખરી કસોટી જણાઇ આવશે. એટલા માટે આજથી એ પ્રાંતમંડળના ચાલકો પાંચમી પુસ્તકાલય પરિષદ વખતે કરેલા ઠરાવોની અમલબજાવણીમાં લાગી જાય.

સૌ પ્રથમ આપણે કરવાનાં કામોના ઠરાવ બાબત વિચાર કરીએ:

ચોથો ઠરાવ પુસ્તકાલયો હોય ત્યાં ગ્રામજનતાને આકર્ષી શકાય એ માટે જુદા જુદા જ્ઞાન ધરાવનારા અભ્યાસીઓ તૈયાર કરવાનો હતો. આપણે પહેલાં પ્રથમ કરવા પુસ્તકાલયના સંચાલકો આ પ્રવૃત્તિ પાછળ બેધ્યાન રહ્યા હોઇએ તો આજથી જ એ કામે લાગી જઇ ઉત્સાહી ભાઇઓને આના અભ્યાસ માટે આગ્રહ કરી તૈયાર કરવાના પ્રયત્નો શરૂ કરી દેવા જોઇએ.

પાંચમો ઠરાવ સ્ત્રીઓ અને બાળકોમાં જ્ઞાનની વૃદ્ધિ અર્થેનું લોકભોગ્ય સાહિત્ય પૂરું પાડવાને લગતો હતો. ગયા બજેટ વખતે જે પુસ્તકાલયોએ એ માટે પ્રયત્ન ન કર્યો હોય તેમણે ચાલુ સાલના બજેટમાં આ માટે વધારે કાળજીપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ.

છઠ્ઠો ઠરાવ પણ પ્રજાજીવનને સ્પર્શતાં પુસ્તકોનો વાચનપ્રચાર માટેનો હતો. આ પ્રાંતના કેટલાક તાલુકાઓએ આ માટે પ્રયત્ન શરૂ કર્યા છે. પણ એકેએક તાલુકો 'ભારતના સંતો' 'ઝંડુ ભટ્ટ' અને 'રણછોડલાલ છોટાલાલ' સરખાં પુસ્તકો ઘેર ઘેર વંચાય તેવા પ્રયત્નો શરૂ કરી દે.

આ ઠરાવો જો પ્રાંતમંડળ અને જૂથમંડળ સુસ્તપણે અમલ કરવા ધારે તો મુશ્કેલી-

(૧) રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ ( પ્રમુખ )
(૨) શ્રી. મગનભાઇ શં. પટેલ ઉપપ્રમુખ
(૩) શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ ,,
(૪) શ્રી. ચિમનભાઇ હ. અમીન } મંત્રીઓ
(૫) શ્રી. રામભાઇ કા. પટેલ

(૬) પ્રાંત પ્રચારક ભાઇશંકર ટી. ઠાકરનું કામ સંતોષકારક નહિ હોવાથી મંડળને તેમની નોકરીની જરૂર લાગતી નથી. તેથી તેમનું આવેલું રાજીનામું નામંજૂર કરી, તા. ૧૦-૫-૪૫ થી તેમને મંડળની નોકરીમાંથી છૂટા કરવામાં આવે છે, અને સંસ્થાનું તેમના તરફ જે લહેણું નીકળે છે તે પેટે ચડેલો પગાર તથા તેમની પોતાની જમાં થયેલી પ્રો. ફંડની રકમ, લહેણા પેટે લેવાનું અને એમ કરતાં લહેણું બાકી રહે તો તે તેમની પાસેથી વસુલ લેવાની તજવીજ કરવાનું ઠરાવવામાં આવ્યું.

(૭) દરાપુરા મુકામે ભરાયલી વડોદરા પ્રાંત પાંચમી પુ. પરિષદે ઠરાવ નં. ૮ તથા ૯ કથાકારો વાર્તાકારો અને કીર્તનકારોને ઉત્તેજન આપવા સંબંધી તથા શબ્દરચના હરિફાઇ અને અશ્લીલ જાહેરખબરો વર્તમાનપત્રોના તંત્રીઓએ બંધ કરવા વિષેનો જે કર્યો છે તે રાજ્ય પુ. પરિષદ સમક્ષ રજૂ કરવા ઠરાવ્યું.

---

[ સાંધણ પૃ. ૪૪૦નું ]

કાપકુપ નહિ કરતાં દર વર્ષે આ ખાતાની જરૂરીઆત વધતી જાય તેમ તેમ વધારે ને વધારે રકમ આપી વિકસાવવું જોઇએ. કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ જે આમજનતાની કેળવણી માટે ફરજીઆત શિક્ષણની યોજના કર્યા પછી તરત જ પુસ્તકાલયપ્રવૃત્તિ હાથ ધરી, લોકો ભણેલું ભૂલી ન જાય એ માટે વર્ષો વર્ષ નાણાંની રેલ વહેવડાવતા હતા તે મુજબ આજે જે પ્રવૃત્તિના વિશેષ વિકાસ પાછળ રાજ્ય ધ્યાન આપે એમ સૌ કોઈ ઇચ્છે છે. આજે તો રાજ્યના બજેટ વખતે કોઇપણ પ્રવૃત્તિ માટે નાણાં બચત કરવાની જરૂર લાગે છે ત્યારે એ કેળવણી ખાતામાં કાપકૂપ કરવાની જ દૃષ્ટિ પડે છે. તેવું ન બને અને કેળવણી ખાતુ અને તેમાં પણ પુસ્તકાલય શાખા જેવી જનતાને સ્પર્શતી પ્રવૃત્તિઓ પાછળ ખર્ચ કરવા તે માગે તેટલાં નાણાં આપે એ જ ઇચ્છનીય છે. અને પાંચમી પ્રાંત પુસ્તકાલય પરિષદે ત્રીજો ઠરાવ તેટલા માટે જ કરેલો છે. ખાતાની આ માટે ગમે તેટલી સહાનુભૂતિ હોય પણ રાજ્ય તરફથી એ માગણીને પહોંચી વળવામાં ન આવે તો ગામડાંની એ પ્રવૃત્તિઓ અટકી જ પડે. એટલા માટે શ્રીમંત સરકાર અને નામદાર દીવાન સાહેબ, રાજ્યના મુખ્ય શહેરમાં જ્યારે અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદ મળવાની છે તે વર્ષના બજેટમાં પુસ્તકાલયપ્રવૃત્તિ માટે રકમ વધારી આપી નાણાની પૂરતી જોગવાઇ કરી આપે એવી વિનંતિ કરવામાં આવે છે. આશા છે કે તેઓ નામદાર આ માટે પૂરતું જરૂર કરશે અને આપણાં જીવતાં જાગતાં પ્રાંત, મહાલ અને જૂથ પુ. મંડળો પણ પોતાના ફાળે આવતાં કામને પોતે જરૂર વધાવી લેશે.

મણિલાલ ગંગાજી ઠાસીવાળા.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૪૪-૪૫ ની સાલનો

# અહેવાલ

સુજ્ઞ મહાશય,

૧. પૂરી થયેલી સન ૧૯૪૪-૪૫ ની સાલનો, રાજ્ય પુસ્તકાલય મંડળનો આવશ્યક અહેવાલ, કાગળની મુશ્કેલીના કારણે, ગઇ સાલ મુજબ ટુંકાણમાં અત્રે રજૂ કરીએ છીએ.

**ટુંકાણમાં**

૨. ઇ. સ. ૧૯૨૫ માં રાજ્યનાં નાનાં મોટાં સાર્વજનિક પુસ્તકાલયોની પ્રથમ પરિષદ્ નવસારી મુકામે ભરાઇ તે વખતથી જ આ મંડળનો ઉદ્‌ભવ થયેલો ગણી શકાય.

**ઉદ્‌ભવ**

૩. (૧) રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવાં; (૨) પુસ્તકાલય વિહોણાં શાળાવાળાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં ખાતાને સહકાર આપવો; (૩) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા સરકાર અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો; (૪) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો; (૫) પુસ્તકાલય-પ્રવૃત્તિ પોષક સાહિત્ય પ્રકટ કરવું; (૬) શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો; (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા ભરાય તેમાં મદદ કરવી; (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો, અને તદાનુષંગિક કામ કરવું એ મંડળના મુખ્ય ઉદ્દેશો છે.

**ઉદ્દેશો**

૪. ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત, મહાલ અને જૂથમંડળો રચવામાં આવ્યાં છે. આ પેટામંડળો, રાજ્ય પુ. મંડળની સલાહ ને દોરવણી મુજબ પોતપોતાના ક્ષેત્રમાં યથાશક્તિ કાર્ય કરે છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન વડોદરા, નવસારી, મહેસાણા અને અમરેલી એ ચારે પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી હતી. મહાલ મંડળો તથા જૂથ મંડળો પૈકી જેઓ જાગતાં છે, યાને જેમની વાર્ષિક સભાઓ અહેવાલના વર્ષે ભરાઇ છે વા હિસાબ નિવેદન આ તરફ આવ્યા છે તેવાં જૂથ તથા મહાલ મંડળોનાં નામ નીચે પ્રમાણે છેઃ

**પેટામંડળો**

## (૧) જાગતાં જૂથ મંડળો

**વડોદરા પ્રાંતઃ**—૧ ભાદરણ, ૨ વસો, ૩ સોજીત્રા, ૪ ઝારોળા, ૫ બાકરોલ ( પેટલાદ ), ૬ પીંપળી, ૭ પેટલાદ, ૮ કરચીયા, ૯ દશરથ, ૧૦ મકરપુરા, ૧૧ બીલ, ૧૨ વરણામા, ૧૩ કરજણ, ૧૪ પીરજઈ, ૧૫ બચાર, ૧૬ વેમાર, ૧૭ ડભકા, ૧૮ સોખડારાઘુ, ૧૯ શિનોર, ૨૦ વેજપુર, ૨૧ ડેસર; **મહેસાણા પ્રાંતઃ** ૨૨ કંબોઈ, ૨૩ ધીણોજ, ૨૪ મહુચરાજી, ૨૫ વેણુપુરા, ૨૬ વાલમ, ૨૭ નારદીપુર, ૨૮ ઉનાઉ, ૨૯ ખેરવા, ૩૦ સામેત્રા, ૩૧ પીલુદ્રા, ૩૨ બસોલ; **નવસારી પ્રાંતઃ** ૩૩ વેસ્મા, ૩૪ નવસારી, ૩૫ કામરેજ, ૩૬ ઓરણા, ૩૭ ઉમેલ, ૩૮ હળધર, ૩૯ શામપુરા, ૪૦ શેવણી, ૪૧ ઉમરાચા, ૪૨ ગણદેવી, ૪૩ અંબેટા, ૪૪ ગડત, ૪૫ ધમડાછા, ૪૬ પલસાણા, ૪૭ વણેશાપીસાદ; **અમરેલી પ્રાંતઃ** ૪૮ અમરેલી ( ગઈ સાલ ૩૩ )

## (૨) જાગતાં મહાલમંડળો

**વડોદરા પ્રાંતઃ** ૧ વડોદરા, ૨ પાદરા, ૩ કરજણ, ૪ પેટલાદ, ૫ ભાદરણ, ૬ શિનોર, ૭ વાઘોડીઆ, ૮ ડભોઈ, ૯ સંખેડા, ૧૦ સાવલી; **મહેસાણા પ્રાંતઃ** ૧૧ મહેસાણા, ૧૨ સિદ્ધપુર, ૧૩ પાટણ, ૧૪ ચાણસ્મા, ૧૫ ખેરાળુ, ૧૬ કડી, ૧૭ દહેગામ, ૧૮ વિજાપુર, ૧૯ આતરસુંબા, ૨૦ વિસનગર; **નવસારી પ્રાંતઃ** ૨૧ નવસારી, ૨૨ પલસાણા, ૨૩ કામરેજ, ૨૪ ગણદેવી; **અમરેલી પ્રાંતઃ** ૨૫ અમરેલી, ૨૬ દામનગર, ૨૭ ધારી, ૨૮ ખાંભા, ૨૯ કોડીનાર, ૩૦ ઓખામંડળ ( ગઈ સાલ ૩૪ )

**પરિષદ પ્રવૃત્તિ**

૫. રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારું અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જોઈતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમ જ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજૂ કરવાના આશયથી સને ૧૯૨૪-૨૫ થી શરૂ થયેલી મંડળની પરિષદ-પ્રવૃત્તિ જારી જ રહી છે. વિશ્વવ્યાપી યુદ્ધના સબબે ઊભી થયેલી અસહ્ય મોંઘવારી તેમ જ પ્રવાસમાર્ગની હાડમારી હજી ટળી નહિ હોવાથી અહેવાલવાળા વર્ષે, એ માટે આગ્રહ રાખવાનું ઈષ્ટ ગણવામાં આવ્યું નહોતું; છતાં વડોદરા પ્રાંતે પોતાની પાંચમી પરિષદ ઠરાપુરા ગામે તથા કડી, મહેસાણા અને દહેગામ મહાલોએ પોતાની અનુક્રમે ૮ મી, ૪ થી અને ૨ જી પરિષદો અહેવાલવાળા વર્ષે ભરી હતી. ( પરિષદોનાં સ્થળ, તારીખ અને પ્રમુખ સંબંધી જૂઓ પરિશિષ્ટ ૪ ).

**શિક્ષણ વર્ગ**

૬. પુસ્તકાલય પ્રવૃત્તિમા સારી સંગીનતા સાધી શકાય તે માટે મંત્રી તથા ગ્રંથપાળોના પ્રાંતવાર શિક્ષણવર્ગો યોજવાની પ્રથા મંડળે, પુસ્તકાલય ખાતાની ફરમાશથી, સન ૧૯૩૧થી આગ્રહપૂર્વક ચાલુ કરી છે. ચાલુ રહેલી મોંઘવારી તથા પ્રવાસમાર્ગની

કાડમારીને કારણે અહેવાલવાળા વર્ષે માત્ર અમરેલી પ્રાંતના કોડીનાર મહાલમાં શિક્ષણવર્ગ ભરવાની યોજના હતી. પણ તે સંબંધમાં રા. રા. પ્રાંત શાળાધિકારી સાહેબની અનુમતિ નિયમ પ્રમાણે માગવામાં આવતાં તેઓશ્રીએ, "કોડીનાર મહાલમાં અહેવાલવાળા વર્ષે ખાસ એપ વર્ગની યોજના થયેલ છે, એટલે પુસ્તકાલય શિક્ષણવર્ગની આવશ્યકતા નથી" એ મુદ્દા પર આવશ્યક અનુમતિ ન આપવાથી સ્વતંત્ર વર્ગ ભરી શકાયો નહોતો. તથાપિ યોજાયેલા એપ વર્ગમાં પુસ્તકાલયપ્રવૃત્તિ સંબંધે વ્યાખ્યાનો રખાયલાં હોવાથી તેની કામગીરી માટે રાજ્ય–પ્રચારક ભાઇ વલ્લભભાઇને મુદ્દામ કોડીનાર મોકલવામાં આવ્યા હતા

**તપાસણી**

૭. પુસ્તકાલય સંસ્થાનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે માનદ તેમ જ પગાર પ્રચારકો દ્વારા તપાસણી તથા પ્રચારકાર્ય કરવાની મંડળની નીતિ જારી રહી છે. અહેવાલના વર્ષે ૮ માનદ મહાલ પ્રચારકોએ ૩૩ પુસ્તકાલયોની ભેટ લીધી હોવાનું જણાયું છે. માનદ મહાલ પ્રચારકો ઉપરાંત પ્રાંત પ્રચારકો નીમવાની નીતિ સન ૧૯૩૫–૩૬થી મંડળે સ્વીકારી છે. આર્થિક તેમ જ વ્યવહારૂ કારણોસર બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રોકવાનું ધોરણ સન ૧૯૩૯–૪૦ થી સ્વીકારવામાં આવ્યું છે. તેને અનુસરીને નિવેદનના વર્ષે વડોદરા અને નવસારી પ્રાંતોના પગારદાર પ્રચારક તરીકે રા. છગનભાઇ મથુરભાઈ પટેલની તથા મહેસાણા–અમરેલી પ્રાંતો માટે રા. ભાઇશંકર ટી. ઠાકરની નીમણૂક ચાલુ રાખવામાં આવી હતી.

પૂરા થયેલા વર્ષ દરમ્યાન રા. છગનભાઇએ ૧૧૫ વડોદરા પ્રાંતનાં તથા ૮૪ નવસારી પ્રાંતનાં મળી કુલ ૧૯૯ ગામોની ફેરણી કરી છે. એમની એકંદર કામગીરી ૨૪૫ દિવસની થઇ છે. ત્યારે રા. ભાઇશંકરે ૧૨૫ મહેસાણા પ્રાંતનાં અને ૧ અમરેલી પ્રાંતનાં મળી કુલ ૧૨૬ ગામોની ફેરણી કરી છે. એમની એકંદર કામગીરી ૨૦૦ દિવસની થઇ છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન પ્રાંત પ્રચારકો દ્વારા કુલ ૩૨૫ પુસ્તકાલયોની તપાસણી, સુવ્યવસ્થા, પુસ્તકવિધિ અને વર્ગીકરણ ઉપરાંત વાચનપ્રચારની કામગીરી થઇ શકી છે. આ સંખ્યામાં વર્ષ દરમ્યાન રાજ્ય પ્રચારકની ફેરણીની ૫૫ અને માનદ મહાલ પ્રચારકોની કામગીરીની ૩૩ સંસ્થાઓ ઉમેરતાં અહેવાલના વર્ષે કુલ ૪૧૩ પુસ્તકાલયોની તપાસણી પ્રચારક સંસ્થા દ્વારા મંડળે કરી છે.

પ્રાંત પ્રચારકોની કામગીરી ગયા વર્ષ કરતાં કમી હોવાનું કારણ, વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક બિમારીના કારણે એક માસ ઓછી કામગીરી કરી શક્યા એ તેને, તથા મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકરને ગેરવર્તનને કારણે બે માસથી કમી કરવામાં આવ્યા છે તેને આભારી છે.

પ્રચારકોનાં નામ તથા તેમની કામગીરીનો ખ્યાલ મેળવવા પરિશિષ્ટ ૫ મું જોવા વિનંતિ છે. માનદ મહાલ પ્રચારક ભાઇઓની કામગીરી પણ હરસાલ કરતાં ઘણી ઓછી છે, છતાં તેમની નિઃસ્વાર્થ સેવા બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ; અને નૂતન સાલમાં તેઓ વધારે ઉત્સાહથી કામ કરશે એવી આશા રાખીએ છીએ.

૮. તપાસણી ઉપરાંત, દર સાલ મુજબ અહેવાલના વર્ષે પણ ઉઘાડવા ઠરેલાં ૨૦ નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવા બાબતમાં

**નવીન પુસ્તકાલયો**

જરૂરી પત્રવ્યવહાર, રૂબરૂ મુલાકાત વગેરે દ્વારા મંડળે પુસ્તકાલય ખાતાને સંપૂર્ણ સહકાર આપ્યો હતો. શાળાવાળું એક પણ ગામ પુસ્તકાલય વિનાનું ન હોય એવી સ્પૃહણીય સ્થિતિ પ્રાપ્ત કરવાનું માન, અહેવાલવાળા વર્ષે **વડોદરા મહાલને** મળે છે. એ બદલ એ મહાલના કાર્યકર્તાઓને ધન્યવાદ !

૯. પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ જનસમૂહને સમજાવવા કાજે દર વર્ષે વસંત પંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી તરીકે

**પુસ્તકાલય પર્વણી**

ઉજવવાનું ધોરણ છેલ્લાં તેરેક વર્ષથી મંડળે સ્વીકાર્યું છે. નિવેદનના વર્ષે પણ આ પર્વણી ઉત્સવ ચારે પ્રાંતોમાં ઉજવાયો હતો. એમાંથી ૩૭ સ્થળોના અહેવાલ મંડળ તરફ આવેલા, તેનો સાર ભાગ '**પુસ્તકાલય**' માસિકના સન ૧૯૪૫ના ફેબ્રુઆરી–માર્ચના અંકોમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. આ નવીન વર્ષે, વિશ્વયુદ્ધ બંધ પડવાથી, પર્વણી ઉત્સવ વધુ સ્થળે ઉત્સાહભેર ઉજવાય એવા સાનુકૂળ સંજોગો પ્રાપ્ત થયા છે તે બદલ પરમકૃપાળુ પરમાત્માનો પાડ માનીએ છીએ.

૧૦. જનતાને શિષ્ટ વાચન પ્રતિ આકર્ષવાના સદ્દહેતુથી, મંડળે શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના સને ૧૯૩૧ થી હાથ ધરી છે; પરંતુ યુદ્ધ

**શિષ્ટવાચન પ્રચાર**

પરિસ્થિતિએ ઊભી કરેલી કાગળોની અસાધારણ મોંઘવારીને કારણે, એ યોજના ગત સાલ માફક અહેવાલવાળા વર્ષે પણ મોકુફ રાખવાનું યોગ્ય ગણ્યું હતું. છતાં રાજ્ય મંડળની આ યોજનાને અપનાવી ૧ કડી, ૨ સિદ્ધપુર, ૩ શિનોર, ૪ વડોદરા, ૫ કરજણ, ૬ ચાણસ્મા, ૭ કલોલ એ મહાલમંડળોએ વિદ્યાર્થીઓ માટે એવી પરીક્ષા પોતપોતાના મહાલ પૂરતી યોજી હતી. તે બદલ એ મહાલ મંડળોના ઉત્સાહી કાર્યકર્તાઓને ધન્યવાદ આપીએ છીએ. શરૂ થયેલ નવી સાલમાં રાજ્ય પુ. મંડળ તરફની શિષ્ટવાચન પરીક્ષાની યોજના પૂર્વવત્ ચાલુ થશે.

૧૧. હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવન વિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી મંડળે

**ગ્રામ વાચક મંડળ**

ગ્રામ–વાચક મંડળની યોજના જાહેર કરી છેઃ—( યોજના માટે જૂઓ ' પુસ્તકાલય ' માસિકના ઑકટોબર '૪૩ ના અંકમાં પ્રસિદ્ધ થયેલ સદર મંડળના સન ૪૩–૪૪ના અહેવાલનું પાન ૪૦૩ ).

આ યોજનાના પ્રચાર અને અમલ માટે, અહેવાલના વર્ષ દરમ્યાન મંડળે પત્રવ્યવહારથી તેમ જ પ્રાંત પ્રચારકો દ્વારા યથાશકય પ્રયત્નો કરેલા. તેના પરિણામે મહેસાણા પ્રાંતમાં ધીણોજ અને ચાણસ્મા, વડોદરા પ્રાંતમાં પેટલાદ મહાલનાં ડેમોલ, માનપુરા, રામોલ, નવાગામ, ગોરાદ, ધુંદેલી, પાડગોલ, જોળ, શિહોલ, અરડી, સંજાયા અને અગાસ

મળી કુલ ૧૪ સ્થળોએ નવીન ગ્રામ વાચક મંડળો સ્થપાયાં હોવાની માહિતી મળી છે. ગ્રામવાચક મંડળોની એકંદર સંખ્યા ૪૦ ની નોંધાઈ છે. આ સંખ્યા હજી ઘણુ નજીવી હોઇ એમાં આદરપાત્ર વધારો કરવા માટે પ્રાંતપ્રચારકોને તેમ જ માનદ મહાલ પ્રચારકોને, આ નૂતન સાલમાં, સવિશેષ તજવીજ રાખવાની, તથા ગ્રામવાચક મંડળો ઠેર ઠેર સ્થાપન કરાવી તેની લેખી ખબરો આ તરફ મોકલાવી આપવાની ખાસ નોંધ લેવા સૂચવીએ છીએ.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**

૧૨. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેર બેઠાં મેળવીને ગ્રંથપાલત્વની પરીક્ષા પસાર કરવા માગનારાઓ માટેની પરીક્ષાની યોજના મુજબ, અહેવાળવાળા વર્ષે એક પરીક્ષા યોજવામાં આવી હતી. એનો લાભ ૧૪ જણે લીધો હોઇ તેમાંથી ૮ જણ પ્રમાણપત્ર મેળવવાને ભાગ્યશાળી નીવડયા છે. નૂતન સાલે એ યોજના ચાલુ રહેવાની હોઇ તેનો લાભ લેવા ઇચ્છુક ઉમેદવારોને ભલામણ કરીએ છીએ.

**સ્મારકમાળા**

૧૩. પુસ્તકાલય પ્રવૃત્તિના અઠંગ સેવક સ્વ. શ્રી. મોતીભાઇ અમીનની યાદગીરીમાં યોજાયલી સ્મારક ગ્રંથમાળાના ત્રીજા પુષ્પ તરીકે " અમારી ઇન્દુનું શિક્ષણ " નામનું શિક્ષણ વિષયક પુસ્તક અહેવાળવાળા વર્ષે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

**રાજ્યપ્રચારક**

૧૪. ઉપરોક્ત પ્રાંતિક તથા માનદ પ્રચારકો ઉપરાંત પગારદાર રાજ્ય પ્રચારક ભાઇ વલ્લભભાઇ મૂ. પટેલની સેવા ચાલુ રહી છે. એમણે તપાસણીના મથાળા નીચે જણાવેલી ફેરણી કરવા ઉપરાંત નવીન પુસ્તકાલયો ઉઘાડવાની, પ્રાંત મંડળની વાર્ષિક સભાઓમાં તથા પ્રાંત અને મહાલ પરિષદોમાં હાજર રહીને તેની કાર્યવાહીને દોરવાની, તેમ જ કેટલાંક ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોની તથા પ્રાંત અને મહાલ મંડળોની દફતર તપાસણીની તથા રા. પુ. મં. ના નવીન આજીવન સભ્યો બનાવવાની કામગીરી કરી છે. ઉપરાંત રાજ્ય પુ. મંડળના હિસાબ કિતાબ અને ઑફીસનું દફતરી કામ તેમ જ વડોદરા પ્રાંત મંડળને લગતું દફતરી કામ પણ રાજ્ય પ્રચારકે સંભાળ્યું છે. નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવાની તેમ જ જૂથ અને મહાલમંડળોને જાગતાં રાખવાની ફરજો પણ એમણે બજાવી છે. રાજ્ય પ્રચારકની બહારગામની કામગીરી ૮૫ દિવસની થઇ છે.

**સહમંત્રી**

૧૫. સહમંત્રી શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસીએ, નિવેદનની સાલે ગ્રામવાચક મંડળો ઉભાં કરાવવા અંગે જરૂરી પત્રવ્યવહાર તેમ પ્રચારનું કામ, પ્રમાણપત્ર માટેની પરીક્ષા અંગેનું તમામ કામ તથા પ્રાંત અને મહાલ પરિષદમાં હાજર રહી તેની કાર્યવાહીને દોરવાના કામ ઉપરાંત પ્રમાણપત્ર માટેની પરીક્ષાના ઉમેદવારોને પત્રવ્યવહાર દ્વારા વર્ગીકરણ પદ્ધતિનું ક્રિયાત્મક શિક્ષણ આપવાની કામગીરી પણ બજાવી છે. મંડળને લગતો પત્રવ્યવહાર તેમ જ પ્રાંત અને મહાલ પ્રચારકોની દોરવણી તેમ જ દેખરેખની કામગીરી, ઉપરાંત સ્મારક

માળા અંગે જરૂરી પત્રવ્યવહાર કરવાની તથા હસ્તલિખિતો મંગાવી વાંચી વંચાવનારી સમિતિ પાસે બહાલ કરાવવાની તમામ કામગીરી પણ સહમંત્રીએજ બજાવી છે. આ સિવાય વર્ગીકૃત ગુ. પુસ્તકોની નામાવલીના ત્રીજા ભાગની તૈયારી અંગે શુમારે પાંચસો જેટલાં પુસ્તકોનાં વર્ગીકૃત કાર્ડ એમણે તૈયાર કર્યાં છે. કુલ ચાર હજાર પુસ્તકોનાં કાર્ડ તૈયાર થયાં છે એમની બહારગામની કામગીરી ૬ દિવસની થઇ છે.

**પ્રમુખપદ**

૧૬. મંડળની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે, રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ સાહેબ તથા ઉપપ્રમુખપદે શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ ચાલુ રહ્યા છે ને તેમણે યોગ્ય દોરવણી આપી છે.

**રાજ્યાશ્રય અને પ્રાંત પંચાયતોની મદદ**

૧૭. નિવેદનની સાલે રૂ. ૧૨૦૦) સરકાર મદદના મળ્યા છે. તેમ જ ચારે પ્રાંત પંચાયતોએ પણ પોતાને ભાગે પડતો ફાળો આપી પંચાયત-પક્ષની એટલી જ રકમ પૂરી પાડી છે. આ બદલ શ્રીમંત સરકાર તેમ જ પ્રાંત પંચાયતોનો સહૃદય અહેસાન માનવામાં આવે છે.

**મંડળના સભ્યો**

૧૮. રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા અહેવાલના વર્ષે ૧૫૧૩ હતી. તેમાંથી ૧૧૮૯ સંસ્થાઓ મંડળના લવાજમી સભ્ય તરીકે ચાલુ રહ્યાં હતાં. પ્રાંતવાર સંસ્થાઓ ઉપરાંત, વ્યક્તિગત સભાસદો કરવાનું પણ મંડળનું ધોરણ છે, ને તેને માટે આજીવન સભ્યનું લવાજમ રૂ. ૨૫) અને વાર્ષિક સભ્યનું લવાજમ રૂ. ૩) છે. અહેવાલની સાલે પરિશિષ્ટ ૨માં દર્શાવેલા નં. ૪ થી નં. ૨૫ સુધીના ૨૨ આજીવન સભ્યો નવા નોંધાયા છે, જે બદલ તેમનો આભાર માનવામા આવે છે. બંને વર્ગના વ્યક્તિ સભ્યો મંડળના ચોપડે નોંધાય એ બહુ ઇચ્છવાયોગ્ય હોઇ તે માટે બનતો પ્રયાસ હજી જારી રાખવા મંડળની કારોબારી સમિતિના સભ્યોને વિનંતિ કરવામાં આવે છે.

**કારોબારી અને તેની કાર્યપદ્ધતિ**

૧૯. મંડળના બંધારણ પ્રમાણે ૧૬+૫ મળી ૨૧ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ, સન ૧૯૩૯—૪૦ માં ઝારોળા મુકામે ભરાયલી છઠ્ઠી રાજ્ય પુસ્તકાલય પરિષદની બેઠકમાં ચૂંટવામાં આવેલું. તેમાં અવસાન તથા રાજીનામાને સબબે કારોબારીએ કરેલા સુધારા-વાળું વ્યવસ્થાપક મંડળ હાલ કામ કરી રહ્યું છે એના સભ્યોનાં નામ પરિશિષ્ટ ૩જામાં આપેલાં છે

મંડળની કારોબારી અથવા વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા, દર સાલ પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી ગયા બાદ, સપ્ટેમ્બર માસમાં ભરાય છે. તે પછી વર્ષ દરમ્યાન ઉપસ્થિત થતા પ્રશ્નોનો વિચાર ને નિર્ણય, દરેક સભાસદના લેખી અભિપ્રાય પરિપત્ર ફેરવી ટપાલ દ્વારા મેળવીને કરી લેવાનો સામાન્ય વહીવટ મંડળે સ્વીકાર્યો છે. તે મુજબ અખિલ હિંદ પુસ્તકાલય પરિષદને, સન ૧૯૪૧ ના જાનેવારી–ફેબ્રુઆરીમાં વડોદરા

ચહેરમાં નોતરવાની બાબતમાં પુ. ખાતાને સાથ આપવાના પ્રશ્ન પર વ્ય. મં. ના સભ્યોની સંમતિ પરિપત્રથી મેળવી લેવામાં આવી હતી.

**હિસાબ તથા ઓફિસ** ૨૦. ઑડિટ થયેલો મંડળનો ઉપજ–ખર્ચનો હિસાબ પરિશિષ્ટ ૧ માં સામેલ છે. મંડળની ઑફિસનું સ્થાન સેન્ટ્રલ લાઇબ્રેરીમાં સાર્વજનિક પુસ્તકાલય શાખાની કચેરીમાં ચાલુ રહ્યું છે.

**આભાર** ૨૧. મંડળના રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે રાજ્ય તરફની મદદ ચાલુ રાખવા બદલ નામદાર મંત્રીમંડળનો, પંચાયત પક્ષની મદદ પૂરી કરી આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, મંડળને વખતોવખત જોઇતી સગવડ અને સહાય આપી મંડળના કાર્ય પરત્વે સહાનુભૂતિ ધરાવવા બદલ પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મે. વાકનીસ સાહેબનો તથા મદદનીશ વ્યવસ્થાપક રા. રા. ઉમેદભાઇ સાહેબનો, સભાસદ સંસ્થાઓનાં લવાજમ વસૂલ કરી આપવા બદલ પુ. સ. સ. મં. લિ. નો, મંડળનો હિસાબ અને સરવૈયું વગેરે ફીએ ઑડીટ કરી આપવા બદલ રાજ્યમાન્ય એકાઉન્ટન્ટસ મેસર્સ આપાજી અમીન ઍન્ડ કું.નો તથા મંડળના વ્યક્તિ સભ્યો બનાવી આપવામાં જે ભાઇઓએ રસ લીધો છે તે ભાઇઓનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા,
તા. ૧૦–૯–૪૫

રામભાઇ કા. પટેલ
માનદ મંત્રી
વ. રા. પુ. મંડળ

## કવિવર ટાગોરની વિચાર–કણિકાઓ

★ટેકરીની તળેટીમાં સરોવર પથરાઇ રહ્યું છે—અચલ પ્રેમીને પગે પડેલી પ્રેમિકાની જાણે આંસુશરી આજીજી.

★અર્થહીન વાદળાં અને ક્ષણુજીવી ધુપછાંવરૂપી રમકડાંની વચ્ચે, જો, પેલું દેવી બાળ હસી રહ્યું છે !

★કમળના કાનમાં જઇને વાયુ પૂછે છે. ' તારું રહસ્ય શું ? ' કમળ જવાબ આપે છે: ' હું પોતેજ. મને ચોરી લો, એટલે હું છૂ થઇ જાઉં. '

★વૃક્ષાનની આઝાદી અને ડાળખીઓનું બંધન સાથે મળીને વૃક્ષને ઝુલાવી રહે છે.

★જુઇ સૂરજ સાથે પ્રેમાલાપ કરે છે—એનાં પુષ્પો વડે.

★જુલ્મગાર આઝાદીને મારી નાખવા માટેની આઝાદી માગે છે, અને છતાં પોતાની આઝાદી ગુમાવવા તૈયાર નથી.

★પોતાના સ્વર્ગથી કંટાળેલા દેવતાઓ માનવીની અદેખાઇ કરે છે.

★વાદળાં છે વરાળના પર્વતો, અને પર્વતો છે પથ્થરનાં વાદળો: કાળનું એક સ્વપ્નશિલ્પ.

★ઇશ્વર માગે છે પ્રેમ વડે બંધાયલું મંદિર: પણ માનવીઓ લાવે છે પથ્થર.

★પહાડ જેમ એના ધોધ વડે દૂર દૂરના સાગરને સ્પર્શે છે, તેમ હું મારા ગાન વડે ઇશ્વરને સ્પર્શું છું.

## પરિશિષ્ટ ૧લું

### સન ૧૯૪૪-૪૫ના ઉત્પન્ન ખર્ચનો હિસાબ

( તા. ૧–૮–૪૪ થી તા. ૩૧–૭–૪૫ સુધીનો )

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૭૬૭– ૦–૦ | કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોનાં લવાજમના | ૧૩૯૭– ૪–૦ | મંડળ તથા પ્રાંત પુ. મંડળોને ફાળવણીના |
| ૧૨૦૦– ૦–૦ | સરકાર મદદના | ૧૦૦૨– ૦–૦ | પ્રાંત મંડળોને, પ્રાંત પ્રચારકોના પગાર ખાતે મદદના |
| ૧૨૦૦– ૦–૦ | પ્રાંત પંચાયત મદદના | ૯૦૮–૧૧–૦ | સહમંત્રીનો પગાર તથા મુસાફરી ખર્ચ |
| ૭૫૦– ૦–૦ | સીનેમા મશીનના વેચાણના | ૮૦૨– ૯–૦ | રાજ્ય પ્રચારકનો પગાર, ભથ્થુ તથા મુસાફરી ખર્ચ |
| ૪૮–૧૪–૮ | વ્યાજના | ૮૬– ૪–૦ | સ્ટાફના પ્રોવિડંટ ફંડ ખાતે |
| ૪૯૬૫–૧૪–૮ | | ૧૫–૧૦–૬ | મંત્રીનો મુસાફરી ખર્ચ |
| | | ૧૯– ૬–૦ | કંટીજંટ ખર્ચ |
| | | ૩૨–૧૦–૦ | પોસ્ટેજ ખર્ચ |
| | | ૧૧૪– ૦–૦ | છપામણી ખર્ચ |
| | | ૫– ૮–૦ | પુસ્તકાલય શિક્ષણ ખર્ચ |
| | | ૧૨૫– ૦–૦ | સન ૪૩–૪૪ સુધીમાં આવેલાં સભ્યોનાં લવાજમ બંધારણ પ્રમાણે કાયમી ફંડ ખાતે લીધા તે |
| | | ૧૦– ૨–૦ | ઑલ ઇન્ડીયા લાઇબ્રેરી એસોશિએશનનું સભાસદ તરીકેનું લવાજમ મોકલ્યું તેના |
| | | ૧૦– ૧–૦ | લોકોપકારક મંડળમાં, રા. પુ. મં. ને નોંધાવ્યું તેની લાગતના |
| | | ૪૬૨૯– ૧–૬ | |
| | | ૩૩૬–૧૩–૨ | સાલ આખરે બચત રહી તે |
| | | ૪૯૬૫–૧૪–૮ | |

અમે ઉપરનો ઉપજ-ખર્ચનો હિસાબ તપાસ્યો છે ને તે બરાબર છે.

તા. ૮–૯–૪૫

(Sd) Apaji Amin & Co.
Registered Accountants
Auditors.

## તા. ૩૧-૭-૪૫ ના રોજનું સરવૈયું.

**જ**

૬૮૯૭-૧૦-૭ ચાલુ ફંડ (રા. પુ. નું. ) :
- ૬૫૬૦-૧૩-૫ પાછલી સાલનું
- ૩૩૬-૧૩-૨ સન ૪૪-૪૫ની બચત
- ૬૮૯૭-૧૦-૭

૬૭૫- ૦-૦ કાયમી ફંડ
- ૧૨૫-૦-૦ પાછલી સાલોમાં આજીવન સભ્યોના લવાજમના આવેલા તે
- ૫૫૦-૦-૦ આ વર્ષમાં નોંધાયલા આજીવન સભ્યના લવાજમના
- ૬૭૫-૦-૦

૧૩૦૭-૦-૧ અનામત દેવા
- ૧૯૭-૪-૦ શ્રી. સ. ગા. દૃ. ફંડના
- ૧૩૮-૧૪-૩ સ્વ. હસ્ત રમા. ફંડના
- ૧૦-૦-૦ કામરેજ-માંગરોળ મહાલની શિ. વા. ની પરીક્ષા માટેના
- ૧૪૬-૩-૩ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૧ લાની પુરવણીના (હવે સ્ટોક નં.૩૮૩)
- ૮૧૪-૧૦-૭ સ્ટાફના પ્રો. ફં. ના
- ૧૩૦૭-૦-૧

૮૮૭૯-૧૦-૮

**ઉ**

૧૦૫-૧-૯ પુસ્તકોનો સ્ટૉક ( વેચાણ બાદ જતાંનો ખર્ચ )
- ૯૨-૭-૯ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૧લા ખાતે (સ્ટૉક નં. ૭૭)
- ૧૨-૧૦-૦ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૨જા ખાતે (સ્ટૉક નં. ૧૭૭)
- ૧૦૫-૧-૯

૧૫૦૧- ૧-૦ લ્હેણું:—
- ૧૪૫૧-૩-૦ પુ. સ. સ. મં. લિ.
- ૧૦-૮-૦ અમરેલી પ્રાંત પુ. મં.
- ૩૧-૧૪-૦ મહેસાણા પ્રાંત પુ. મં.
- ૭-૮-૦ વડોદરા પ્રાંત પુ. મંડળ
- ૧૫૦૧-૧-૦

૭૨૬૮-૭-૧૧ રોકડ શિલક તથા બેંકોમાં
- ૫૫૪૫-૭-૮ બરોડા બેંકના સેવીંગ્સ ખાતામાં
- ૨૪૪-૮-૯ બરોડા બેંકના ચાલુ ખાતામાં
- ૧૩૩૪-૬-૬ નેશનલ સેવીંગ બેંકમાં
- ૧૪૪-૧-૦ રોકડ શિલક
- ૭૨૬૮-૭-૧૧

૮૮૭૯-૧૦-૮

અમે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું તા. ૩૧-૭-૪૫ નું ઉપર જણાવેલું સરવૈયું તપાસ્યું છે, અને તે બરાબર છે. તા. ૮-૯-૪૫.

(Sd). Apaji Amin & Co.
Registered Accountants
Auditors.

## પરિશિષ્ટ ૨જું

### પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | વડોદરા પ્રાંત પુ.ની સંખ્યા | લવાજમ આપનાર | મહેસાણા પ્રાંત પુ.ની સંખ્યા | લવાજમ આપનાર | નવસારી પ્રાંત પુ.ની સંખ્યા | લવાજમ આપનાર | અમરેલી પ્રાંત પુ.ની સંખ્યા | લવાજમ આપનાર |
|---|---|---|---|---|---|---|---|---|
| પ્રાંત પુસ્તકાકલય | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા પુસ્તકાલય | ૨૨ | ૨૦ | ૩૦ | ૨૯ | ૯ | ૯ | ૭ | ૬ |
| ગ્રામ, મહીલા તથા બાલ પુ. કસ્બા તથા ગ્રામ વા. | ૫૫૩ | ૪૩૩ | ૫૦૪ | ૩૯૭ | ૨૩૭ | ૧૮૦ | ૧૪૭ | ૧૧૨ |
| | ૫૭૬ | ૪૫૩ | ૫૩૫ | ૪૨૭ | ૨૪૭ | ૧૯૦ | ૧૫૫ | ૧૧૯ |

કુલ : ચારે પ્રાંતના પ્રાંત પુસ્તકાલય ૪, કસ્બા પુ. ૬૮, મહીલા પું. ૨૧, બાલ પુ. ૧૩, ગ્રામ પુ. ૧૩૬૮, ગ્રામ વાચનાલય ૩૩, અને કસ્બા વા. ૬ મળી કુલ ૧૫૧૩ માંથી લવાજમ આપનારની કુલ સંખ્યા ૧૧૮૯.

### આજીવન સભ્યો

૧ રાજરત્ન શ્રી તુલસીભાઇ બકોરભાઇ અમીન, વડોદરા
૨ શ્રી. મૂળચંદભાઇ લલ્લુભાઇ પટેલ, વાલમ
૩ શ્રી. મયાભાઇ મણિભાઇ તેલી, નવસારી
( સન ૪૪–૪૫ માં નોંધાયલા નવા આજીવન સભ્યો )
૪ રાજપ્રિય શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઇ, વડોદરા
૫ શ્રી. છોટાભાઇ ખુશાલભાઇ પટેલ, નાર
૬ શ્રી. હરિવલ્લભદાસ ચુનીલાલ શાહ, પેટલાદ
૭ શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીઓ
૮ શ્રી. શંકરભાઇ રામસિંહજી ચોધરી, બ્રાહ્મણવાડા ( તા ચાણસ્મા )
૯ શ્રી. શિવલાલ મૂળચંદ ભીખી, ચાણસ્મા
૧૦ શ્રી. મગુભાઇ અમથાભાઇ પટેલ, ,,
૧૧ શ્રી. પ્રહ્લાદજી તારાચંદ ભાવસાર, ધીણોજ ( તા. ચાણસ્મા )
૧૨ શ્રી. મોહનલાલ બાળદાસ પટેલ, ચાંદણકી ( તા. ચાણસ્મા )
૧૩ શ્રી. ભગવાનજી ગોરધનદાસ ઠક્કર, બહુચરાજી ,,
૧૪ શ્રી પ્રહ્લાદજી હરગોવિંદદાસ પટેલ ,, ,,
૧૫ શ્રી. જયશંકર કાલુરામ વ્યાસ, ચાણસ્મા
૧૬ શ્રી. છબીલદાસ મોતીદાસ પટેલ, ,,

૧૭ શ્રી. ચંદુલાલ કાળીદાસ શાહ, ધીણોજ
૧૮ શ્રી. નટવરલાલ ગિરધરલાલ શાહ, શિનોર
૧૯ શ્રી. રામભાઇ કાશીભાઇ પટેલ, વસો
૨૦ શ્રી. પુનમચંદ ચુનીલાલ શાહ, ધીણોજ
૨૧ શ્રી. પીતામ્બરદાસ ભક્તરામ ભાવસાર, ધીણોજ
૨૨ શ્રી. રમણલાલ દામોદરદાસ શાહ, ,,
૨૩ શ્રી. અંબાલાલ જેઠતારામ પટેલ, ચાણસ્મા
૨૪ શ્રી. મણિલાલ હરિલાલ મોદી, કોસંબા
૨૫ દાતાર શ્રી. અહમદ મહમદ ઇસમાઇલ પટેલ, કોસંબા

---

## પરિશિષ્ટ ૩જું

### વ્યવસ્થાપક મંડળની યાદી

પ્રમુખ :

**રાજપ્રિય શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઇ**

ઉપપ્રમુખ :

**શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ પેટલાદ**

માનદમંત્રી :

**શ્રી. રામભાઈ કાશીભાઈ પટેલ વસો**

સભાસદો :

૧ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, વડોદરા
૨ શ્રી. નટવરલાલ ગિરધરલાલ શાહ, શિનોર
૩ શ્રી. ચીમનભાઇ હરિભાઇ અમીન, વરણામા
૪ શ્રી. જયવતીબેન ન. દેસાઇ, વડોદરા
૫ શ્રી. ચુનીલાલ પુરશોતમદાસ શાહ, વડોદરા
૬ શ્રી. છોટુભાઇ પંડિત, સિદ્ધપુર
૭ શ્રી. છોટાભાઇ ખુશાલભાઇ પટેલ, નાર
૮ શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીઆ
૯ શ્રી. કાનજીભાઇ શિવાભાઇ પટેલ, મહેસાણા
૧૦ શ્રી. જેઠાભાઇ લાલદાસ પટેલ, મહેસાણા
૧૧ શ્રી. નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ,,
૧૨ શ્રી. કાવસજી એદલજી અણુદેવીઆ, અણુદેવી
૧૩ રાજરત્ન શ્રી. કનૈયાલાલ જમનાદાસ મજમુદાર, નવસારી
૧૪ શ્રી. કસનજી દયાળજી દેસાઇ ,,
૧૫ રાજરત્ન શ્રી. પ્રતાપરાય ગીરધરલાલ મહેતા, અમરેલી
૧૬ શ્રી. મોહનભાઇ વીરજીભાઇ પટેલ, ,,
૧૭ શ્રી. કલ્યાણરાય નથુભાઇ જોશી, દ્વારકા
૧૮ શ્રી. મુળચંદભાઇ લલ્લુભાઇ પટેલ, વાસદ

---

## પરિશિષ્ટ ૪થું

### પ્રાંત તથા મહાલની ભરાયલી પરિષદોની હકીકત

| કઇ પરિષદ | | | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|---|---|
| વડોદરા પ્રાંત | પાંચમી | પુ. પરિષદ | ૨૧–૨૨/૧–૪૫ | દરાપુરા | ડૉ. શ્રી. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ |
| કડી મહાલ | આઠમી | ,, | ૧૦–૧૨–૪૪ | નાની કડી | શ્રી. એફ. એસ. કાળે (કડી વિભાગ નાયબ સુબા) |
| મહેસાણા મહાલ | ચોથી | ,, | ૪–૨–૪૫ | બલોલ | શ્રી. રા. દ. અગાશે (મહેસાણા મહાલ વહીવટદાર) |
| દહેગામ ,, | બીજી | ,, | ૬–૫–૪૫ | સોનારડા | શ્રી. મણિભાઇ ચતુરભાઇ અમીન વકીલ. |

---

## પરિશિષ્ટ ૫મું

### પ્રાંત તથા માનદ પ્રચારકોએ કરેલી પુસ્તકાલય તપાસણી

| નામ | કયા પ્રાંત વા મહાલના પ્રચારક | તપાસણીની સંખ્યા |
|---|---|---|
| ૧ શ્રી. છગનભાઇ મથુરભાઇ પટેલ | વડોદરા–નવસારી પ્રાંત | ૧૧૫+૮૪ |
| ૨ શ્રી. બાપુશંકર ટીકાભાઇ ઠાકર | મહેસાણા–અમરેલી પ્રાંત | ૧૨૫+ ૧ |
| ૩ શ્રી. છોટાભાઇ રાવજીભાઇ પટેલ | વડોદરા મહાલ માનદ | ૭ |
| ૪ શ્રી. સોમાભાઇ ગરબડભાઇ | સાવલી ,, | ૬ |
| ૫ શ્રી. છગનલાલ સોમેશ્વર જોશી | ,, ,, | ૩ |
| ૬ શ્રી. ડાહ્યાભાઇ અંબાલાલ બ્રહ્મભટ | કલોલ ,, | ૫ |
| ૭ શ્રી. વ્રજલાલ દ. મહેતા | ધારી ,, | ૨ |
| ૮ શ્રી. નંદલાલ પુ. ત્રિવેદી | દામનગર ,, | ૩ |
| ૯ શ્રી. ભગવાનજી રાઘવજી દવે | કોડીનાર ,, | ૩ |
| ૧૦ શ્રી. વ્રજલાલ માધવલાલ બ્રહ્મભટ | પાટણ ,, | ૫ |
| | | ૩૫૮ |
| | રાજ્ય પ્રચારક | ૫૫ |
| | | ૪૧૩ |

# વાર્ષિક સામાન્ય સભામાં પસાર થયેલા ઠરાવો

તા. ૭ ઑક્ટોબર ૧૯૪૫ ના રોજ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલના પ્રમુખપણા નીચે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરાની ઑફીસમાં બપોરના બે વાગે સદર મંડળની વાર્ષિક સાધારણ સભા મળી હતી. તેમાં નીચેના ઠરાવો પસાર થયા હતા:—

(૧) ૧-૮-૪૪ થી ૩૧-૭-૪૫ સુધીના બાર માસનો ઑડિટરે તપાસેલો હિસાબ તથા વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ મંજૂર કરવામાં આવે છે.

(૨) વ્યવસ્થાપક મંડળે કરેલી ભલામણ પ્રમાણે નીચે પ્રમાણે નફાની વહેંચણી કરવાનું નક્કી ઠરાવામાં આવે છે.

રૂા. ૫૪૨૭-૮-૮ ની વહેંચણી:—

| | | |
|---|---|---|
| ૧ | રિઝર્વ ફંડ ખાતે લઇ જવા | ૧૩૧૫-૦-૦ |
| ૨ | સભાસદોને શેરનું સાડાચાર ટકા લેખે ડિવિડન્ડ વહેંચવા | ૧૯૯૭-૧-૦ |
| ૩ | નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે આપવા | ૩૪૨-૧૪-૬ |
| ૪ | મકાનફંડ ખાતે લઇ જવા | ૧૭૩૪-૦-૦ |
| ૫ | આવતા વર્ષના નફાતોટા ખાતે લઇ જવા | ૩૮-૬-૨ |
| | રૂા. | ૫૪૨૭-૮-૮ |

'પુસ્તકાલય' માસિકના તંત્રીને માસિક ખાતેથી એક માસના પગારના બોનસના રૂા. ૬૦) અને મંડળના બીજા નોકરોના ધોરણે મોંઘવારી ભથ્થુ આપવાનું મંજૂર કરવામાં આવે છે.

(૩) સને ૧૯૪૫-૪૬ માટે સાધારણ સભાના પ્રમુખ તરીકે રા. રા. શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ અને ઉપપ્રમુખ તરીકે રા. રા. શ્રી. નાનાલાલ નાથાલાલ શાહને નીમવામાં આવે છે.

મંડળના ઑડિટર્સ તરીકે મેસર્સ આપાજી અમીન એન્ડ કું. ને રૂા. ૧૦૦)ના મહેનતાણાથી નીમવામાં આવે છે.

વ્યવસ્થાપક મંડળના સભાસદો પૈકી (૧) રા. રા. શ્રી. ચુનીલાલ પુ. શાહ, (૨) શ્રી. રાવજીભાઇ જોરાભાઇ પટેલ તથા (૩) રા. રા. શ્રી. વલ્લભભાઇ મૂ. પટેલ પ્રતિનિધિ સા. પુ. સાધી. એ ત્રણે વ્યવસ્થાપકો જે ચાલુ સાલે નિયમ મુજબ નિવૃત્ત થતા હતા તેમની જગોએ કોઇ હરિફ ઉમેદવાર નહિ હોવાથી તેમને ફરીથી ચુંટાએલા જાહેર કરવામાં આવે છે.

(૪) નવા વર્ષ સને ૧૯૪૫-૪૬ ના વર્ષ માટે નીચે મુજબનું આવક ખર્ચનું અંદાજ મંજૂર કરવામાં આવે છે:—

ઉત્પન્નઃ—

પત્રોનું કમિશન ૨૨૦૦–૦–૦, પુસ્તકોનું કમિશન ૬૦૦૦–૦–૦, વ્યાજનું ઉત્પન્ન ૩૩૦૦–૦–૦, કુલ રૂા. ૧૧૫૦૦–૦–૦.

ખર્ચઃ—

| | | | |
|---|---|---|---|
| પગાર | ૫૦૦૦–૦–૦ | ઇલેક્ટ્રીક ખર્ચ | ૧૨૫–૦–૦ |
| નોકરોને મોંઘવારી ભથ્થુ | ૧૬૫૦–૦–૦ | ઓડિટ ફી | ૧૦૦–૦–૦ |
| પોસ્ટેજ | ૪૦૦–૦–૦ | પ્રોવિડન્ટ ફંડમાં મંડળનો ફાળો | ૨૦૦–૦–૦ |
| છપામણુ | ૪૦૦–૦–૦ | આગના વિમાનું પ્રિમીયમ | ૧૫૦–૦–૦ |
| કંટિજન્ટ | ૩૫૦–૦–૦ | મુસાફરી ખર્ચ | ૫૦–૦–૦ |
| મકાનભાડુ | ૭૦૦–૦–૦ | આકસ્મિક ખર્ચ | ૧૨૫–૦–૦ |
| | | | રૂા. ૮૩૫૦–૦–૦ |

ઉપર પ્રમાણે મંજૂર કરેલા ખર્ચની હદમાં રહીને એક હેડ નીચેથી બીજા હેડ નીચે ખર્ચ કરવાની સત્તા વ્યવસ્થાપક મંડળને આપવામાં આવે છે.

ચાલુ વર્ષે તા. ૧–૧૧–૪૫ થી પાંચ વર્ષ માટે સરકારી પાઠ્ય પુસ્તકો વેચવાનો ઇજારો સરકાર તરફથી મંડળના નામે મંજૂર થયો છે તેના વહીવટ અંગે ઉપરના અંદાજી બજેટમાં આવકખર્ચની વધઘટ થવા સંભવ છે તેની આ સભા નોંધ લે છે.

(૫) પેટાનિયમોની કલમ ૩ માં સુધારાવધારા કરીને નીચે પ્રમાણેની કલમ ૩ મંજૂર કરવામાં આવે છે.

**કલમ ૩**

આ મંડળના ઉદ્દેશ નીચે મુજબ છેઃ—

(क) પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો વગેરે એકજથ્થે ખરીદી સભાસદોને સોંઘી કિંમતે આપવા પ્રયત્ન કરવો.

(ख) પુસ્તકાલયો માટે ખાસ ઉપયોગી કેટલોગ કાર્ડઝ, ફોર્મ્સ, પત્રિકાઓ, માસિકો વગેરે છાપવાં, છપાવવાં, પ્રસિદ્ધ કરવાં અને વેચવાં.

(ग) પુસ્તકાલયોનાં કાયમ ફંડો સારે વ્યાજે અને સદ્ધર સ્થળોએ જમે મૂકી–મુકાવી નોંધ રાખવી અને તેનો હિસાબ વર્ષ આખરે પ્રસિદ્ધ કરવો.

(घ) પુસ્તકાલયો માટેનાં રૂ. ૧૦૦) ઉપરનાં ટ્રસ્ટ ફંડો સ્વીકારવાં અને શરતો પ્રમાણે તેમનો વહીવટ કરવો.

(ङ) પુસ્તકાલયો, જે ઉદ્દેશથી સ્થપાયાં છે તે ઉદ્દેશ સિદ્ધ થાય તે માટે બની શકે તેવા બીજા બધા પ્રયત્નો કરવા.

(च) પુસ્તકો છાપવાં, છપાવવાં, પ્રસિદ્ધ કરવાં અને વેચવાં.

(૬) આજની સભાનું કામકાજ ઘણી જ સફળતાપૂર્વક પાર પાડ્યું છે તે બદલ મે. રા. રા. પ્રમુખ સાહેબનો આભાર માનવામાં આવે છે.

વડોદરા,
તા. ૭–૧૦–૧૯૪૫

મગનભાઇ શંકરભાઇ પટેલ
પ્રમુખ

# વાચનની કળા

કોલેજનાં વાંચનારાંઓની ચિકિત્સા કરવાથી નીચેની બે બાબતો તારવી કાઢવામાં આવી છે:

(૧) એક સામાન્ય માણસ પોતે વાંચવું જોઇએ તેથી ધીમી ઝડપથી અને ઓછી સ્પષ્ટતાથી વાંચી શકે છે.

(૨) થોડાંએક અઠવાડીઆંની તાલિમ બાદ આવો વાચક પોતાની ઝડપ બમણી કરી શકે છે, પોતાના ઉચ્ચારો વધુ સ્પષ્ટ કરે છે અને પોતાની સારીયે વાચનશક્તિ વધારી શકે છે.

એક સારા વાચક અને એક ખરાબ વાચક વચ્ચેનો તફાવત એટલો સ્પષ્ટ હોય છે કે આપણે તે જલદી કળી શકીએ. નીચેના કોઠાને અનુસરીને તમારી પોતાની વાંચવાની ટેવોની પરીક્ષા કરી જુઓ. તેમાંના કયા વર્ગમાં તમે આવો છો ? એક પેન્સિલ લઇ લ્યો અને નીચે આપેલી ટેવોમાંથી તમને લાગુ પડતી ટેવો પર નિશાનીઓ કરો.

**ખરાબ વાચક:—**

હંમેશાં ધીમેથી વાંચે છે. સાધારણ રીતે એક મિનિટમાં એકસોથી માંડીને દોઢસો શબ્દો સુધી વાંચે છે.

ઉચ્ચારો ઘણા ધીમા અને અસ્પષ્ટ હોય છે, પરિણામે કેટલીક અગત્યની વિગતો તેના ધ્યાનમાં આવી શકતી નથી.

તે ખૂબ જ પુનરુચ્ચારણો કરે છે. એક ને એક શબ્દ કે વાકયનો અર્થ બેસાડવા માટે તે ફરી ફરીને વાંચે છે.

શબ્દે શબ્દ અને કેટલીક વખત અક્ષરેઅક્ષર ચીપીચીપીને વાંચે છે.

છાપેલી એક લાઇન વાંચવા માટે તેને છ–સાત વખત પોતાની આંખ ફેરવવી પડે છે.

વાંચવા માટે એને પોતાની આંખો, હોઠો, જીભ, અવાજ અને અવાજનળીઓનો ઉપયોગ કરવો પડે છે.

માત્ર શબ્દોને ઉકેલી જવાનું જ તેનું ધ્યેય હોય છે.

વાચતી વખતે પોતાને પોતાના વાચનનો અવાજ અંદરના કાનોમાં સંભળાય છે.

વાંચતી વખતે ખીચડો કરી નાખે છે. છાપેલાં પાનાં પરના શબ્દનો એકેએક અક્ષર છૂટો છૂટો વાંચવાની તેને ધૂન લાગી હોય છે.

વાચન તેને મન એક બોજા સમાન અને મૂંઝવતા કોયડા સમાન હોવાથી તે ઘણી વખત મુંઝાઇ જાય છે. એકીવખતે એ માત્ર બારેક પાનાં અને વધુમાં વધુ અર્ધો કલાક સુધી વાંચી શકે છે.

પોતે વાંચેલી વસ્તુનો અત્યંત અલ્પ ભાગ એ યાદ રાખી શકે છે.

બાહોશ વાચક

એ પવનવેગી ઝડપથી વાંચે છે. સામાન્ય સામયિક કે વર્તમાનપત્રની કટારો અથવા નવલકથાઓ કલાકના છસો કે તેથી પણ વધુ ગભીર અને ભારે વિષય હોય તોપણ ઓછામાં ઓછા કલાકના ચારસોથી પાંચસો શબ્દની ઝડપે વાંચી શકે છે.

સ્પષ્ટ અને ખુલ્લા ઉચ્ચારો અને કંઇ પણ ઉપયોગી વસ્તુ તે ચૂકી જતો નથી. કદાચ કોઇ વખત કોઇ પણ શબ્દ કે વાકયનું પુનરુચ્ચારણ થઇ જાય છે. પરંતુ પહેલી જ નજરે નીચે વાંચેલી વસ્તુનો અર્થ ઘટાવી કાઢે છે.

વાકયો અને વિચારો જ એ વાંચે છે, કોઇ દિવસ છુટા છુટા શબ્દો વાંચતો નથી. એકી વખતે આખું વાકય અને કેટલીક વખત આખો ફકરો પણ વાંચી કાઢે છે.

છાપેલી એક લાઇન પર બે કે ત્રણ વખત આંખની નજર ફેરવે છે.

વાચનમાં માત્ર પોતાની આંખો અને મગજનો જ ઉપયોગ કરે છે.

ચપળતાથી વાંચે છે. લેખકની સાથે વિચારે છે અને ઊંડો ઊતરે છે. ચિત્રો જુએ છે. કેટલીક વખત લેખકના વિચારો સાથે સંમત થાય છે અને કેટલીક વખત અસંમત થાય છે.

જ્યારે વાંચતો હોય છે ત્યારે વ્યવહારૂ રીતે "બહેરો" બની જાય છે. માત્ર પોતાના વીજળી વેગે વહેતા વિચારો માટે તે પૂરતો જાગ્રત હોય છે.

તેનું વાચન સંપૂર્ણ રીતે સપ્રમાણ હોય છે.

નકામા શબ્દો ઉપર એ ઝાઝું લક્ષ્ય આપતો નથી.

વાંચતી વખતે કંટાળતો નથી. એક જ બેઠકે આખી ચોપડી વાંચી શકે છે અને વાંચી નાખે પણ છે.

પોતે વાંચેલી વસ્તુનો સ્વાદ, અસરકારક વાકયો અને સારા વિચારો કેટલીક વખત તો તે સારીયે જિંદગી સુધી યાદ રાખે છે.

નમાલો વાચક આટલી ધીમી ગતિએ શા માટથી પઢેયથી ભરે છે ?

બાહોશ વાચકમાં વાચનની આટલી ચતુરાઇ કયાંથી આવી ? આ બન્ને પ્રશ્નોના જવાબો એક નાના વાકય દ્વારા આપી શકાય. એ વાકય તે "આંખોનું હલનચલન." નમાલો વાચક પોતાની આંખોનો યોગ્ય રીતે ઉપયોગ કરતો નથી. તેણે આંખોને કેટલીક ખોટી ટેવો પાડેલી હોય છે.

વાચનના સારાયે કાર્ય દરમ્યાન આંખો કાયમી હલનચલનમાં હોય છે, પરંતુ માત્ર શબ્દો ઉકેલતી વખતે આંખો આરામ લેતી હોય છે એટલે કે સ્થિર હોય છે.

તેને જરાક વધુ સ્પષ્ટ રીતે જોઇએ. વાંચવાનો દેખાવ કરવા માટે આંખો હલતી-ચલતી રહે, પરંતુ જ્યારે ખરેખર વાંચતા હોઇએ ત્યારે તે સ્થિર રહેવી જોઇએ.

જ્યારે આંખો હલનચલન કરતી રહે છે ત્યારે તેને કંઇ દેખાતું નથી. અને જાણે એક સેકંડને માટે વાચક આંધળો બની ગયો હોય તેમ લાગે છે: શબ્દો તરફ જ આંખ જવાઇ રહે છે

હલનચલન અને સ્થિરતાની ક્રિયા એટલી ઝડપથી થાય છે કે એક સેકન્ડમાં એવી પચ્ચીસ ક્રિયાઓ થઇ શકે છે. એ હલનચલન એટલું ઝડપી અને એટલું હળવું હોય છે કે વાચક ખાસ તેના વિષે એટલી બધી દરકાર રાખતો નથી.

સામાન્ય કક્ષાનો માનવી ચાર ઇંચ લાંબી એક છાપેલી લાઇન ચાર કે પાંચ હલન-ચલન દરમ્યાન પૂરી કરે છે, બહુ જ સારી ઝડપવાળો માનવી એ લાઇન ત્રણ હલનચલન દરમ્યાન પૂરી કરી લે છે; જ્યારે બીજી બાજુ એક નબળા વાચકને એ પૂરી કરવા માટે છથી માંડીને નવ અને કેટલીક વખત તો એથી પણ વધુ હલનચલનો જોઇએ છે.

અલબત્ત, માત્ર આંખથી જ વાચનની ક્રિયા થઇ શકતી નથી, તેને માટે મગજની મદદની પણ જરૂર રહે છે. જો તમારી આંખો તમારા મગજને એકી વખતે માત્ર એક જ શબ્દ પહોંચાડી શકે તો તમે છાપેલાં પાનાંના વિચારો એકીસાથે ન મેળવી શકો; કારણ કે વિચારો આખાં વાક્યોમાં જ સમાયેલા હોય છે અને નહિ કે એક બે શબ્દોમાં.

"એક" શબ્દમાંથી કંઇ અર્થ તારવી શકાતો નથી. "સુંદર"માં પણ બહુ જ ઓછો અર્થ રહેલો છે.

"પ્રભાત" શબ્દમાં જો કે અર્થ રહેલો છે છતાં "એક સુંદર પ્રભાત" જેવા વાક્ય જેટલો સંપૂર્ણ અર્થ તેમાં નથી.

વાચકે પોતાના મગજને ધીરજ ધરવાનું કહેવું પડે છે, કારણ કે એક પછી એક છૂટા શબ્દો કે જેમાંથી ખાસ અર્થ નથી નીકળતો તે તેની આંખ દ્વારા મગજને પહોંચે છે.

તેના મગજને "એક" એ શબ્દ પહોંચે છે અને તેણે "સુંદર" શબ્દ માટે રાહ જોવી પડે છે અને ત્યાર પછી જ તે સંપૂર્ણ અર્થ બેસાડી શકે છે.

જ્યારે બીજી બાજુ એક બાહોશ વાચકનું મગજ એકી વખતે "એક સુંદર પ્રભાત" એવો અર્થ ગ્રહણ કરી લે છે; વચ્ચે એને કંઇ પણ વિરામ લેવો પડતો નથી કે થોભવું પડતું નથી. વિચારધારામાં કંઇ ખલેલ પડતી નથી, સમયનો જરા પણ દુરુપયોગ થતો નથી, એ સૌથી ઉપયોગી વસ્તુ છે.

વાંચનનો સિદ્ધાંત નીચે મુજબ છેઃ

તમારી ઝડપ થોડીક વધારો, થોડી વધુ ઝડપથી વાંચો. શરૂઆતમાં મુશ્કેલી પડશે, પણ પછી ફાવી જશે પછી હળવે હળવે એ જ તમારી સામાન્ય ઝડપ થઇ જશે. ફરી થોડી ઝડપ વધારો, આમ ધીમે ધીમે ઝડપ વધારતા રહો.

આવી રીતે ધીમે ધીમે ઝડપ વધારતા જવાથી તમારી ઝડપ વધી જશે અને તમારા ઉચ્ચારો પણ સ્પષ્ટ થતા જશે. આમ તમારા વાચનમાં ૧૦ ટકાથી માંડીને ૧૦૦ ટકા સુધીનો સુધારો લાવી શકો છો.*

—નોર્મન લ્યુઇસ

## શ્રી. વિજયાલક્ષ્મી પંડિતનું જેલમાં વાચન

મને પુસ્તકો વાંચવાનો બહુજ શોખ અને અહીં બીજું કરી પણ શું શકાય? આવતી વખતે લેખાએ થોડાંક પુસ્તકો મોકલાવ્યાં હતાં. તેમાં " The Letters " મને અતિ પ્રિય હતું. તેણે કહ્યું છે કે ' Letters are interesting specially if they are other peoples અને ઉમેર્યું છે. ' ' the post is a consolation of life.' ટપાલ એ જીવનનું આશ્વાસન છે. " વળી બીજા કોઇએ કહ્યું છે કે " As Long as there are postmen, life will have zest. "

બધાં જ પોસ્ટમેનની રાહ જોઇ બેસી રહે છે. કોઇને પોતાથી દૂર રહેતા બાળકનો પત્ર આવવાનો હોય તો કોઇને મિત્રનો, કોઇને વેપાર રોજગાર-ધંધાનો તો કોઇને પ્રેમપત્રની ઝંખના હોય. પોસ્ટ ન હોય તો શું થાય?

ઘણી વાર મને પુસ્તકો મેળવવામાં તકલીફ પડતી. અમારાં પેપર્સ વગેરે મોડાં જ આવતાં હતાં. પ્રજા માટેના નિયમો ઘણા કડક હતા. પરંતુ એ બાબત પ્રમાણમાં મારે માટે થોડોક સુધારો કર્યો: પુસ્તક વિના એક દિવસ વર્ષ જેવો લાગતો. " મને એક યુક્તિ યાદ આવી; " No our glass, No diary, can estimate for you the fullness of time, it is the Soul that feels, it is the soul lie asleep, it is not filled at all. "

હું અને લેખા બર્નાડ શો સાથે વાંચતાં. પછી " Drawing Room "-થોમસ બાકિનની Comedy વાંચી.

લોરેન્સ કાઉસમેનની આત્મકથા, " The unexpected years " વાંચી.

ઘેરથી ત્રણ નવાં પુસ્તકો મોકલ્યાં. એક તો લીન યુટાંગની નવલકથા ' A leaf in the storm ' અને બે બીજાં.

મેં રણજિતને પણ થોડાંક પુસ્તકો મોકલ્યાં.

અમે પ્લેટોનો આનંદ પણ માણ્યો. ઘણી વાર હું અને લેખા સાથે વાંચતાં તો ઘણી વાર ઇન્દુ અને લેખા. બાળકો સાથે આટલાં નિકટમાં આવવા માટે જેલ જરૂરી છે! મને વિચાર આવતો. મેં સિંકલેરનું " Dragons teeth " પણ વાંચી નાખ્યું. તેણે મને ૧૯૩૮માં હું યુરોપ હતી તેની યાદ આપી. આપણામાંના ઘણા મિત્રોની પરિસ્થિતિ પુસ્તકમાં વર્ણવ્યા જેવી છે. તેઓ પોતાનું જીવન અને જીવનના ફેરફારો-તફાવતોને યોગ્ય અર્થમાં ઘટાવી શકતા નથી. કેટલાક આદર્શો માટે સંઘર્ષણ અનુભવી મરી રીબતા હોય છે, ત્યારે કેટલાક સત્ય, પ્રકાશ, સૌંદર્ય અને માનવજાતનો મોભો પારખવામાં સંસ્કૃતિનો પરિહાસ કરતા હોય છે.

જેલના અનુભવો એટલા બારીક અને વિસ્તૃત હતા કે મને પણ પુસ્તક દ્વારા જેલ-યાત્રા બીજાઓને અનુભવવાનો વિચાર થયો. એકુના નિયામકોનો અનુભવ વધુ સારી રીતે અભિપ્રેત કરી શકાય તેમ હતું. મે વિચાર્યું: મારે લખવું જોઇએ, ' The jails & matrons I have kuwon. '




૧. શ્રીમન્નૃસિંહાચાર્યજી—લેખક: શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ; પ્રકાશક: અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર, લુહાણામિત્ર પ્રિં પ્રેસ, વડોદરા, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૨૪, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨–૫–૦, ૧૯૪૫.

શ્રી સયાજીસાહિત્ય માળાના ૨૯૪ મા પુષ્પ તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે.

શ્રીમન્નૃસિંહાચાર્યજી, શ્રી શ્રેયસાધક અધિકારીવર્ગના સ્થાપક આદ્યપુરુષની જીવનકથાનું આ પુસ્તક ઉપર્યુક્ત માળા દ્વારા પ્રસિદ્ધ થવાના સમાચાર જાણવા મળતાં એક પરમસંત યોગેશ્વરના જીવન–કવનનો પરિચય જનતાને મળશે, એવી આશા રખાતી હતી. અને આ પુસ્તક તેવી આશા સફળ પણ કરે છે. શ્રેયસાધક અધિકારીવર્ગે અને એના સ્થાપક શ્રીમન્નૃસિંહાચાર્યજીએ એમની આધ્યાત્મિક પ્રવૃત્તિ દ્વારા ગુજરાત અને હિંદમાંના અનેક વિદ્વાનોને પોતા તરફ આકર્ષ્યા હતા અને એમની એ પ્રવૃત્તિઓથી પ્રેરાઈ અનેકો એ વર્ગના દીક્ષાધારી પણ થયા હતા. એવા પ્રતિભાશાળી પુરુષનું આ જીવનચરિત્ર એના વાચકને કંઈ ને કંઈ આધ્યાત્મિક પ્રેરણા આપે તેવું છે. પુસ્તકની ઉપર્યુક્ત ઉપયોગિતા જોતાં, એની રજૂઆત જોઈએ તેવી થઈ નથી. લેખકે આ જીવનકથા રજૂ કરવામાં ભાષાના આડંબરનો અને સંસ્કૃત તત્ત્વજ્ઞાનવિષયક ગ્રંથમાં જ સંભવે તેવા શબ્દોનો સંભાર ભરી તેને ક્લિષ્ટ ન બનાવતાં સરળ ભાષામાં એને રજૂ કર્યું હોત તો આ ગ્રંથ માત્ર અમુક જ વિદ્વદ્વર્ગનો થઈ ન રહેતાં આમજનતા પણ એ મહાવિભૂતિના જીવનપ્રસંગોમાંથી પ્રેરણા પામવાનો લાભ જરૂર લઈ શકત.

લેખકને અમારી વિનંતિ છે કે, પોતાનાં સર્જનો આવાં–માત્ર વિદ્વદ્ભોગ્ય–બનાવવા કરતાં સર્વજનસુલભ ભાષામાં આપે તો સર્વસામાન્ય વાચક પણ તેનો સહેલાઈથી લાભ લઈ શકે.

પ્રાચ્ય વિદ્યામંદિરના વ્યવસ્થાપકો પણ લેખકો પાસે લખાવાતાં આવાં લોકભોગ્ય પુસ્તકોમાં ભાષા આડંબર રહિત અને ભારેખમ શબ્દો સિવાયની હોય તે જોવા ધ્યાન રાખે તો શ્રી સયાજી સાહિત્યમાળાનો સદુદ્દેશ જરૂર પાર પડે.

૨. તુલસીદાસ—લેખક-પ્રકાશક: શ્રી. રમણલાલ નાનાલાલ શાહ; બાજવાડા, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮૦, બોર્ડ પટ્ટીનું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૬–૦.

શ્રી સયાજી બાળજ્ઞાનમાળાના ૧૮૪ મા પુષ્પ તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ કરાયું છે.

ભારતવર્ષના અજોડ અમર ગ્રંથ રામાયણને હિંદીમાં રચી જઈ તેને દેશભરમાં ઘરઘરનો ગ્રંથ બનાવનાર ગોસ્વામી તુલસીદાસજીનું આ ચરિત્ર, કિશોરભોગ્ય શૈલીએ લખાયું હોઈને કિશોરોને, એ મહાકવિની જીવનઝરમર જાણવામાં ઉપયોગી થઈ પડે તેવું છે.

લેખકે, ગોસ્વામી તુલસીદાસજીનાં જીવન-કવન વિષે પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો પરથી આ પુસ્તક યોજ્યું હોઈને આપણા કિશોર વાચકોને આ મહાન સંતનો ઐતિહાસિક જીવનપરિચય આપવા આ પુસ્તક ઠીક ઉપયોગી નીવડે તેવું છે. પુસ્તકમાં આપેલાં તુલસીદાસજીની ભિન્ન ભિન્ન અવસ્થાનાં સૂચક ભાવવાહી ત્રણ ચિત્રો એ મહાપુરુષના અદ્ભુત જીવનપ્રસંગોને નજર સમક્ષ ખડા કરે તેવાં છે. કિશોર વાચકોમાં એ ખૂબ વંચાય એમ ઇચ્છીએ.

૩. બાદશાહ જહાંગીર—લેખકઃ શ્રી રસૂલભાઈ ન. વહોરા, પ્રકાશકઃ આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨. ૬૬-પૃષ્ઠો, ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૬-૦

બાદશાહ જહાંગીરને લગતું આ ઐતિહાસિક પુસ્તક ઉપર્યુક્ત બાલસાહિત્ય માળામાં પ્રકટ થયું છે. આ પુસ્તક બાળકો નહિ પરંતુ કિશોરો માટે ઉપયોગી છે. કારણ, કિશોરવયે પહોંચેલાં વિદ્યાર્થીઓ જ જહાંગીરના ઇતિહાસ સુધી પહોંચ્યાં હોય છે. અને એની ભાષા-શૈલી તેમ જ રજુઆત પણ કિશોર વાચકો સમજી શકે તેવી છે. ઇતિહાસપ્રસિદ્ધ આ મોગલ શહેનશાહની જીવનઝરમર જાણવા માટે આ પુસ્તક કિશોર વાચકોનાં હાથમાં મૂકવા જેવું છે.

લેખકે, એમની પ્રસ્તાવનામાં કરેલી ઐતિહાસિક ચર્ચા આ ઊછરતા વાચકો માટેના પુસ્તકમાં અસ્થાને લાગે છે. તેમાંય તેમણે રજૂ કરેલા "ઇસ્લામ યુગે માત્ર સમશેરો ખખખાવી ધર્મસ્થાપના નથી કરી"વાળું વિધાન હજી ઇતિહાસે સંદિગ્ધ જ રાખ્યું છે.

૪. શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ —અનુવાદકઃ શ્રી. ગિરિજાશંકર મયાશંકર; પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૭૨+૧૬, પાકું પૂઠું, મૂલ્ય રૂ. દોઢ.

શ્રીમદ્‌ભાગવત એ અધ્યાત્મદર્શનપૂર્ણ કૃષ્ણકથા હોઈને એનો એકાદશસ્કંધ હિંદુ તત્ત્વજ્ઞાનથી ભરપુર છે. એને શ્રીમદ્ ભાગવતના સારરૂપ સહજે લેખી શકાય. સ્વામી શ્રી અખંડાનંદજીએ સસ્તુ સાહિત્યનાં પુસ્તકોની પ્રસિદ્ધિ, કહે છે કે, આ પુસ્તકથી શરૂ કરેલી. એવા શ્રીમદ્ ભાગવતના સારરૂપ આ એકાદશ સ્કંધના ગુજરાતી ભાષાન્તરની ઘણે વર્ષે પ્રસિદ્ધ થતી આ આવૃત્તિ આવકારદાયક છે. શ્રીમદ્ ભાગવત આખું ન વાંચી જઈ શકે તેવાઓ માટે આ પુસ્તક, તેમાંનું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છનાર માટે આશીર્વાદરૂપ લેખાશે. તેમાં વળી લગભગ પાંચસો પૃષ્ઠના આ પુસ્તકની માત્ર દોઢ જ રૂપિયો કિંમત અલ્પ જ લેખાય.

૫. રાસતરંગિણી—(આઠમી આવૃત્તિ) કર્તાઃ સ્વ. દામોદર ખુશાલદાસ બોટાદકર, સંપાદકઃ જમુભાઈ વ. દાણી; પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ-૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮૮, સાદું પૂઠું, મૂલ્ય ૦-૧૨-૦

સ્વ. કવિ બોટાદકરનાં ઊર્મિરસભર્યાં કાવ્યો અને રાસો ગુજરાતી સાહિત્યમાં સારો આદર પામ્યાં છે; તેમાં પણ એમના રાસો તો ગુર્જરી સન્નારીઓને કંઠે ગવાતા સાંભળવા મળે છે ત્યારે એ ખરે જ, ખૂબ આહ્લાદક લાગે છે.

રાસતરંગિણીની આ આઠમી આવૃત્તિ એમની એ કાવ્યોપાસનાની સફળ સિદ્ધિની સૂચક છે. નવરાત્રના અને શરદુત્સવોના ગરબાઓમાં એ સ્થળે સ્થળે ગવાય છે. ઘરની બહેનો માટે એ ન હોય તો અવશ્ય વસાવી લેવાય.

૬. **શરદિની**—કર્તા: શ્રી. કેશવ હ. શેઠ; મુખ્ય વિક્રેતા: નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. ઊભી આઠ પેજી કદનાં પૃષ્ઠ ૮૪+૧૬, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. દોઢ. ૧૯૪૫

ઉપર જણાવેલા પુસ્તકના કર્તાની જેમ, આજે આપણી વચ્ચે જીવેલા કવિ કેશવભાઇને પણ એક પ્રથમ કક્ષાના રાસલેખક તરીકે ગુજરાત પિછાને છે. તેમનાં દરેક કાવ્યો ભાવવાહી અને અર્થપૂર્ણ હોઇને એની ગેયતા સુરુચિકર લાગે છે. તેમાં પણ મીઠી હલકે એમના રચેલા ગરબા-રાસ ઉત્સવો પ્રસંગે કે નવરાત્રના દિવસોમાં ગવાય છે ત્યારે આખું ઉત્સવમંડળ જાણે મંત્રમુગ્ધ બની જાય છે. એમના રચેલા વિવિધ વિષય પરના ૬૪ રાસોનો આ પુસ્તકમાં સંગ્રહ કરાયો છે. એ ૬૪ રાસોને ૮ વિભાગોમાં—જેવા કે—મંગળાચરણ, કેસરકન્યા, સૌભાગ્યચન્દ્રિકા, રંગકટોરી, દેવદીવડી, શિશુવિહાર, સિધામણાં—માં રજૂ કર્યા છે. પુસ્તકની શરૂઆતમાં આપેલી લેખકની પ્રસ્તાવના આપણા રાસસાહિત્ય પર ઉપયોગી નોંધ આપી જાય છે. કવિ કેશવભાઇની કાવ્યપ્રસાદી માણવા માટે આ પુસ્તક સુખે વસાવી લેવાય.

૭ **જીવનનાં વહેણ** (બીજી આવૃત્તિ)—લેખક: શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ, પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ, કાલબાદેવી, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦૪+૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩-૦-૦ ૧૯૪૫.

શ્રી. રસિકલાલ પરીખ એક બહુશ્રુત વિદ્વાન હોવા ઉપરાંત એઓ એક અચ્છા વાર્તાસર્જક પણ છે, એ એમની અવારનવાર વર્ષો પહેલાં "પ્રસ્થાન"માં છપાતી આ પુસ્તકમાં સંગ્રહાયેલી વાર્તાઓ વાંચનારને સહજે સમજાય તેવું છે.

ગુ. વ. સો. નો કાર્યભાર પોતા પર નહોતો વહોર્યો તે અગાઉની તેમણે રચેલી ૮ વાર્તાઓ ૧ કમળા, ૨ બે મિત્રો, ૩ રસ્તામાં, ૪ કડવો વંદો, ૫ શોભનકુમાર, ૬ રાજમાતા, ૭ રાજસૂત્ર અને ૮ મેનાં ગુજરી અહીં સંગ્રહાઇ છે. આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રસ્થાન કાર્યાલય દ્વારા અગાઉ પ્રકટ થઇ હતી. આ તેની બીજી આવૃત્તિ છે. અત્યાર સુધી નહિ મળી શકતો આ વાર્તાસંગ્રહ હવે ઉપલબ્ધ છે. તો જે પુસ્તકાલયોમાં ન હોય વા જ્યાં જીર્ણ થઇ ગયેલ હોય તેવાં પુસ્તકાલયોમાં એ ભલે વસાવી લેવાય.

૮. **શશી જતાં**—અનુવાદક: શ્રી. જયંતકુમાર મ. ભટ્ટ, પ્રાપ્તિસ્થાન: ભારતી સાહિત્ય સંઘ, મુંબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૮૦+૧૨, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨-૦-૦, ૧૯૪૫.

વિખ્યાત અમેરિકન લેખક જોન સ્ટાઇનબેકનું આ અંગ્રેજી સર્જન "ધી મૂન ઇઝ ડાઉન" ત્યાંના એક સામયિકમાં પ્રસિદ્ધ થયું ત્યારે તેના તરફ ત્યાંની વાચકજનતા ખૂબ આકર્ષાઇ હતી, અને એ સર્જન જ્યારે હિંદમાં વાચકોના હાથમાં આવ્યું ત્યારે પણ એ એટલું જ વાચકોમાં વખણાયું હતું.

યુદ્ધની ઝાળમાં સળગતા જગતની આપવીતીઓ, વિટંબણાઓ અને સર્વનાશનો એમાં આબેહૂબ ચિતાર છે. વર્તમાન વિશ્વયુદ્ધે કેવો હાહાકાર મચાવ્યો છે તે આ પુસ્તકના વાંચનથી સહજે સમજી શકાય છે.

આ પુસ્તકને "માનસી"ના તંત્રીએ ખાસ અંક તરીકે પ્રકટ કર્યો હતો. ત્યાર પછી આ એના એક પુસ્તકાકારે પ્રકટ કરવાનો પ્રયાસને અમે આવકારીએ છીએ. અને **युद्धस्य वार्ता रम्या** છતાં તે કેવી ભયંકર હોય છે તેનો ચિતાર ગુજરાતી વાચકો સમક્ષ આ રૂપમાં રજૂ કરવા માટે અમે પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ.

**૯. પશ્ચિમના સમરાંગણે**—(બીજી આવૃત્તિ) લેખકઃ એરિશ મેરિયા રેમાર્ક, અનુઃ સ્વ. હરજીવન સોમૈયા. પ્રાપ્તિસ્થાન, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૦૯+૧૧, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૫.

આ પુસ્તકનો મૂળ લેખક એરિશ મેરિયા રેમાર્ક, ૧૯૧૪–૧૮ નાં વર્ષોના વિશ્વયુદ્ધનો લડવૈયો હતો. ૧૮ વર્ષની વયે શાળાત્યાગ કરી એ યુદ્ધક્ષેત્રે ગયો. અને ત્યાં એ રણક્ષેત્ર પર એણે જે જોયું, અનુભવ્યું તે–યુદ્ધવર્ણન, ત્યાંનું સમગ્ર વાતાવરણ, એને અંગેનાં એનાં મનોમંથનો અને એના સાથી સૈનિકોનાં કાર્યોનું હૂબહૂ શૈલીએ જે પુસ્તક એણે **All Quiet on the Western Front** લખેલું તેનો આ અનુવાદ છે. આ પુસ્તકની પહેલી આવૃત્તિ ૧૯૪૦ માં પ્રસિદ્ધ થઈ હતી.

ઉપરના પુસ્તકની જેમ **युद्धस्य वार्ता रम्या**ની માફક આ પુસ્તક પણ, વાચકને યુદ્ધક્ષેત્રના સાક્ષીભૂત બનાવી એની ભયંકરતાનો ખરો ખ્યાલ આપી જાય છે. યુદ્ધવાર્તાના રસિકોને એ ગમશે.

**૧૦. નર્મદ**—અર્વાચીન ગદ્ય–પદ્યનો આદ્યપ્રણેતા–વ્યાખ્યાતાઃ શ્રી. રામનારાયણ વિ. પાઠક; પ્રાપ્તિસ્થાન, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૮૮+૮, મૂલ્ય રૂા. ૨–૮–૦, ૧૯૪૫.

*કવિ નર્મદને આજે ગુજરાતી સાહિત્યમાં રસ લેતો કયો માનવી નહિ ઓળખતો હોય?* એ નર્મદની થોડાંક વર્ષો અગાઉ ઉજવાઈ ગયેલી શતાબ્દીપ્રસંગે એના જીવન-કવન સંબંધે આપણા ગણ્યમાન્ય સાક્ષરો–વિવેચકોએ ઠીક ઠીક નોંધપાત્ર ફાળો આપ્યો હતો. એ જ પ્રમાણે, સાક્ષરશ્રી પાઠકે રા. બ. કમળાશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાળાનાં વ્યાખ્યાનરૂપે તેમ જ ફાર્બસ ગુજરાતી સાહિત્ય સભાના આશ્રયે નર્મદના જીવન-કવન વિષે જે વ્યાખ્યાન આપેલાં તે અહીં અપાયાં છે. શ્રી. પાઠક આપણા સાહિત્યના પ્રખર વિવેચક હોઈને વસ્તુનું તલસ્પર્શી વિવેચન–હરકોઈ વિષયની સર્વ બાજુઓ એના વાચકની સમક્ષ સ્પષ્ટ કરી આપે છે. એવું જ આ બે વ્યાખ્યાનોમાં એમણે નર્મદને લગતી સાર્વત્રિક હકીકત-એનાં ગદ્ય-પદ્ય સર્જનોનું તલસ્પર્શી દર્શન કરાવ્યું છે.

નર્મદ સાહિત્યનાં વિવેચનને લગતું આ પુસ્તક આપણા સાહિત્યની એક મિલકતરૂપ લેખી શકાય.

**૧૧. નિત્યનો આચાર**—લેખકઃ ઉપર પ્રમાણે. પ્રકાશકઃ સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ. લેખક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૨+૧૨, સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૮–૦. ૧૯૪૫.

સ્વ. રા. બ. ગોવિંદભાઈ હા. દેસાઈ રચિત "સારી રીતભાત"ને બાદ કરતાં આપણા સાહિત્યમાં આવું નિત્યજીવનમાં ઉપયોગી ગણાય તેવું પુસ્તક જાણમાં નથી. એમાં આપણા નિત્યજીવનમાં ઉપયોગી લાગે તેવા ઘરગથ્થુ તેમ જ બહારના અંગત અને પરાયા સાથે વર્તવા સંરખા વિવેક–વિનયને લગતા પ્રાસંગિક સૂચનો લખાયેલાં છે. ક્યાં કેવી રીતે વર્તવું, કોની સાથે કેમ બોલવું–ચાલવું વગેરે રીતભાતોનો પણ એમાં સમાવેશ

છે. કેટલીક વાર માણસને આવી રીતભાતની ખબર નથી હોતી તેથી તેને છોભીલા પડી જવું પડે છે. તેવું ન થવા દેવા માટે આ પુસ્તકમાં આપેલાં નીતિ-નિયમો જોઈ જાણી લેવા જેવાં છે. કિંમત જરા વધુપતી લાગે છે. દરેક કિશોરને આ પુસ્તક અવશ્ય વંચાવવું ઘટે.

**૧૨. ગૃહજીવનનાં દશ્યો**—લેખિકા: શ્રી. કુમુદ શેઠ, પ્રકાશક: સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૮+૮, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦—૧૦—૦

આપણા ગૃહજીવન અને સમાજજીવનનાં હીંડતાં ને ચાલતાં નજરે પડતાં એમાં ૧૧ દશ્યો અહીં લેખિકા બહેને આપ્યાં છે. તે આ પ્રમાણે છે: ૧ લગ્નપ્રસંગે, ૨ જન્મોત્સવ, ૩ દીકરાની પાછળ, ૪ ચિતાનો અગ્નિ, ૫ માંદગીની કથા, ૬ ગૃહજીવનનું અમૃત, ૭ કુટુંબ-જીવનનું ઝેર, ૮ વહેવારને નામે, ૯ ભાભી, ૧૦ કપાતર, ૧૧ પતિપત્ની.

આ દશ્યોની રજુઆત જો કોઈ સિદ્ધહસ્ત લેખકને હાથે થઈ હોત તો એ જેટલાં અહીં શુષ્ક લાગે છે તેના કરતાં તે વધુ દરજ્જે ઝમકભર્યાં લાગત. પણ અહીં આ દશ્યો વાંચતાં નથી કંઈ નવીનતા અનુભવાતી, નથી કંઈ શૈલીની સચોટતા દેખાતી કે નથી એમાં કંઈ ભાવપ્રભુત્વ પામી શકાતું. છતાં એક લેખિકા બહેનને ઉત્તેજન આપવા ખાતર એ પ્રસિદ્ધ કરાયું હોય તો ભલે એ ઉત્તેજન તેમને પ્રેરણારૂપ નીવડે.

**૧૩ ઉત્તરગીતા**—અનુ૦ શાસ્ત્રી શ્રી. ગિરિજાશંકર મયાશંકર, પ્રકાશક ઉપર પ્રમાણે, ફુલ્સકેપ ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૬૪, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦—૬—૦

મહાભારતના યુદ્ધ પછી, વિજયી અર્જુન, કહે છે કે એણે રણક્ષેત્રે પ્રાપ્ત કરેલું ગીતાજ્ઞાન એની ઉત્તરવયમાં એ વિસરી ગયો. ત્યારે, શ્રીકૃષ્ણે એની ઉત્તરાવસ્થામાં એને જે આધ્યાત્મિક સદ્બોધ આપેલો તે મહાભારતમાં ઉત્તરગીતા નામથી પ્રસિદ્ધ છે. એ ઉત્તરગીતા એના મૂળ શ્લોકો ગૌડપાદની ટીકાના આધારે કરેલા અનુવાદ સહિત આ પુસ્તકમાં આપેલ છે. તત્ત્વજિજ્ઞાસુઓને એ મનન કરવા યોગ્ય છે.

**૧૪. દયારામ રસથાળ**—કર્તા: સ્વ. ભક્તકવિ શ્રી દયારામ; પ્રકાશક: ભક્તકવિ શ્રી દયારામ સ્મારક સમિતિ, ડભોઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૩૨+૧૨, એક ત્રિરંગી ચિત્ર સહિત—મૂલ્ય રૂા. ૧—૮—૦.

આપણી લોકકંઠે ગવાતી ગરબીઓના પ્રણેતા ભક્તકવિ દયારામના સાહિત્યને ગ્રંથસ્થ કરવાના છૂટાછવાયા પ્રયાસો થયા છે, પરંતુ તેનું સંપૂર્ણ સાહિત્ય હજી પૂર્ણપણે ગ્રંથસ્થ થયું નથી. આ સ્મારક સમિતિએ એ કામ હાથ ધર્યાનું જાણવા મળે છે. તેમના અપ્રસિદ્ધ હસ્તલિખિતો પરથી આ આયોજન હાથ ધરવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં ભક્તકવિ દયારામ રચિત શ્રીમદ્‌ભાગવતનું પદબંધ ભાષાંતર ખાસ ધ્યાન ખેંચે છે. ઉપરાંત એમની ગરબીઓ, પદો વગેરે આધ્યાત્મિક સર્જનો પણ આમાં સંઘરાયાં છે. પ્રાચીન ગુર્જર સાહિત્યનું આ અણમૂલ ધન દરેક પુસ્તકાલયમાં હોવું ઘટે.

**૧૫. સં. ૨૦૦૨ની સાલનું પંચાંગ**—કર્તા: હિમ્મતરામ મહાશંકર જાની; પ્રકાશક: ઉપર પ્રમાણે, મૂલ્ય ૦—૪—૦.

ઉપર્યુક્ત સંસ્થા તરફથી છેલ્લાં ૨—૩ વર્ષથી પંચાંગો પ્રસિદ્ધ કરવામાં આવે છે; તદનુસાર આ વર્ષે પણ તે પ્રસિદ્ધ થાય છે. આ વર્ષે સંસ્થાએ પ્રકટ કરેલ પંચાંગની આ

ત્રીજી આવૃત્તિ છે તે એનો જનતામાં થવા પામેલો બહોળો પ્રચાર સૂચવે છે. આવી પ્રમાણભૂત ગણાતી સંસ્થાના આવા ઘરઘરના ઉપયોગી પ્રકાશનમાં પેસી જવા પામતી ન ચલાવી લઈ શકાય તેવી ભૂલો અક્ષમ્ય જ લેખાય. લગ્નમુહૂર્ત જોનાર આપણી જનતા આવાં વિશ્વાસપાત્ર ગણી શકાય તેવાં પંચાંગમાં બતાવાયેલી અશુદ્ધિ, **"પહેલી આવૃત્તિમાં વિવાહનાં મુહૂર્તો ફાગણ માસમાં આપેલાં છે તે રદ સમજવાનાં છે. અને માગશર માસમાં જે મુહૂર્તો આવે છે, તે આમાં લેવાયાં છે."** પંચાંગોની ભૂમિકા ક્વચિત જ વાંચવાને ટેવાયેલી આપણી જનતા આવી અક્ષમ્ય ભૂલોવાળાં પંચાંગો ખરીદીને તેનાં મુહૂર્તો પર શ્રદ્ધા રાખી તદનુસાર વર્તે, એ કેટલું અનિષ્ટ ! ન ચલાવી લેવાય તેવું છે.

આશા રાખીએ આવી પ્રમાણભૂત ગણાતી સંસ્થાનાં પ્રકાશનોમાં આવી ભૂલો હવે જવા દેવામાં નહિ આવે.

૧૬. **ડાયરી-રોજનીશી**—પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન આઠ પેજી કદ, મૂલ્ય ૦-૪-૦.

નિત્યનોંધ માટે ઉપયોગી થઈ પડે તેવી આ ડાયરીની યોજનાને અમે આવકારીએ છીએ. દરેક ટેબલ પર આવી નિત્યનોંધ એક ઉપયોગી સાધન થઈ પડે તેવી છે. માત્ર તેમાં ઠસોઠસ ભરેલી જાહેરાત જરા અણગમો ઉપજાવે તેવી છે:

નિત્ય ઉપયોગમાં લેવા જેવી આ ડાયરી સૌ કોઈને ઉપયોગી નીવડે તેવી છે.

**મ. પ્ર. વ્યાસ**

૧૭ **વાચનસીડી-પગથિયાં ૧, ૨, ૩, ૪**—યોજક તથા પ્રકાશક-શ્રી. સોમાભાઈ કિશાભાઈ પટેલ, સુણાવ, આણંદ થઈને; પૃષ્ઠ-દરેક પગથિયામાં ક્રાઉન સોળ પેજી ૩૨; પૂઠું કાગળનું સચિત્ર; કિંમત-દરેક પગથિયાની ૦-૬-.

મૂળાક્ષરો તથા બારાખડી શીખતાં તથા શીખેલાં બાળકોને આ ચોપડીઓ વાચન-સીડીની ગરજ સારે છે. એ મારફત બાળકોનું વાચન ક્રમે ક્રમે ચોકકસ થતું જાય છે. બાળપોથીઓ શરૂ કરતાં પહેલાં કે બાળપોથીઓની શરૂઆતમાં આ ચોપડીઓ બાળકોને ખાસ ઉપયોગી થાય તેવી છે. બે અક્ષરના શબ્દોથી માંડી સાદાં વાક્યો સુધીનું વાચન આ ચોપડીઓથી બાળકો સરળતાથી સિદ્ધ કરે છે. બાળકો માટે ખર્ચ કરી શકે તેવાં માબાપોએ તથા શાળાના વર્ગ ૧નાં પુસ્તકાલયોએ આ ચોપડીઓ ખરીદવા જેવી છે. કિંમત કંઈક વધારે કહેવાય.

૧૮. **ગણિત-પ્રવેશિકા**—યોજક, પ્રકાશક, પૂઠું, કિંમત-ઉપરની ચોપડીઓ પ્રમાણે; પૃષ્ઠસંખ્યા-ક્રાઉન આઠ પેજી ૧૬.

સો સુધીની સંખ્યાઓનું સમજણપૂર્વકનું જ્ઞાન બાળકોને મળે, એ હેતુથી આ ચોપડી લખાઈ છે. આ ચોપડીમાં મીંડાં તથા બીજી રચનાથી ક્રમે ક્રમે બાળકોને ચોકકસ રીતે સંખ્યાજ્ઞાન થાય તેવો પ્રયત્ન કરવામાં આવ્યો છે. બાલમંદિરમાં વપરાતાં સાધનોને અભાવે તથા બાલમંદિરમાંની સંખ્યા-શિક્ષણ માટેની પદ્ધતિથી અપરિચિત વ્યક્તિઓ માટે આ ચોપડી એમનાં બાળકોના સંખ્યાશિક્ષણમાં જરૂર મદદગાર થઈ શકે. આવી ચોપડી યોજવા માટે યોજકને અભિનંદન ઘટે છે. આ ચોપડીને આવકારવાની અમે શિક્ષકોને તથા માબાપોને ખાસ ભલામણ કરીએ છીએ.

**શા. સો. પટેલ**



## સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

૧ ઇતિહાસને અજવાળે—લેખકઃ શ્રી. ઇન્દ્ર વસાવડા, મૂલ્ય ૦-૧૦-૦
૨ કચ્છના સંત અબજી બાપા—લેખકઃ શ્રી. રતિલાલ કરુણાશંકર ઓઝા, મૂલ્ય ૦-૪-૦
૩ ઉત્તરગીતા—અનુવાદકઃ શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર, મૂલ્ય ૦-૬-૦
૪ ગૃહજીવનની કલા—લેખકઃ શ્રી. સમાજયાત્રી, મૂલ્ય ૦-૧૦-૦
૫ ગૃહજીવનનાં દશ્યો—લેખિકાઃ શ્રી. કુમુદ શેઠ; મૂલ્ય ૦-૧૦-૦
૬ ગામડું બોલે છે—લેખકઃ શ્રી. ચુનીલાલ મડિયા, મૂલ્ય ૦-૧૦-૦
૭ અણોજો અને નવું રેલવે સ્ટેશન—(ત્રીજી આવૃત્તિ) લેખકઃ શ્રી. ચુનીલાલ વ. શાહ, મૂલ્ય ૦-૪-૦
૮ સં. ૨૦૦૨ નું પંચાંગ—કર્તાઃ હિમ્મતરામ મહાશંકર જાની, મૂલ્ય ૦-૪-૦
૯ ડાયરી-રોજનીશી—મૂલ્ય ૦-૪-૦
૧૦ ઉચ્ચ જીવન—લેખકઃ શ્રી. ડૉ. હરિપ્રસાદ મ. દેસાઇ, મૂલ્ય ૦-૩-૦

## શ્રી સયાજી સાહિત્ય અને બાલજ્ઞાનમાળા તથા ગ્રામવિકાસમાળાનાં પુસ્તકો

૧૧ શ્રીમન્નૃસિંહાચાર્યજી—લેખકઃ શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, મૂલ્ય રૂા. ૨-૫-૦
૧૨ બાદશાહ જહાંગીર—લેખકઃ શ્રી. રસૂલભાઇ ન. વહોરા; મૂલ્ય ૦-૬-૦
૧૩ તુલસીદાસ—લેખકઃ શ્રી. રમણલાલ ના. શાહ; મૂલ્ય ૦-૬-૦
૧૪ ગ્રામપુનર્ઘટના—લેખકઃ શ્રી. રમેશ રંગનાથ ગૌતમ ૦-૩-૯
૧૫ પાક કેમ વેચશો ?—લેખકઃ શ્રી. હરિવદન મણિલાલ પરીખ; મૂલ્ય ૦-૪-૦

## જીવન સાહિત્ય મંદિર-મુંબઇનાં પુસ્તકો

૧૬ ફૂટેલાં સુવર્ણપાત્રો—લેખકઃ શ્રી. સોપાન; મૂલ્ય રૂા. ૪-૮-૦
૧૭ કુમાર સાથે જીવનચર્ચા—લેખકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૦-૯-૦
૧૮ કુમાર સાથે લગ્નચર્ચા—લેખકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૦-૯-૦
૧૯ આરામખુરશીએથી—લેખકઃ શ્રી. ધનસુખલાલ મહેતા, મૂલ્ય રૂા. ૩-૪-૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો**

૨૦ **જયસિંહ સિદ્ધરાજ**—લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. ૪–૮–૦

૨૧ **વિદ્યાર્થી વાચનમાળાશ્રેણી છઠ્ઠી**—૧ મહાદેવી સીતા, ૨ મહાત્મા નાગાર્જુન, ૩ કર્મદેવી અને મેવાડની વીરાંગનાઓ, ૪ વીર વનરાજ, ૫ હૈદરઅલી, ૬ મહાકવિ પ્રેમાનંદ, ૭ સર ટી. માધવરાવ, ૮ જામ રણજિત, ૯ ઝંડુ ભટ્ટજી, ૧૦ શિલ્પી કરમારકર, ૧૧ કવિ દલપતરામ, ૧૨ સ્વ. હાજી મહમ્મદ, ૧૩ વીર લધાભા, ૧૪ સૌંદર્યધામ કાશ્મીર, ૧૫ નૈનીતાલ, ૧૬ ગિરનાર, ૧૭ દ્વારકા, ૧૮ પાટનગર દિલ્હી, ૧૯ મહૈસુર. અંક ૧, ૩, ૭, ૯, ૧૦, ૧૨, ૧૩, ૧૪, ૧૭, ૧૯, અને ૨૦ ના લેખકઃ શ્રી. ધીરજલાલ ટોકરશી શાહ; અંક ૪, ૬, ૧૮ ના લેખક શ્રી. સોમાભાઇ પટેલ; અંક ૨, ૧૬ ના લેખકઃ શ્રી. માધવરાવ ભા. કર્ણિક; અંક ૧૫ ના લેખક ડૉ. હરિપ્રસાદ દેસાઇ, અંક ૮ ના લેખકઃ શ્રી. મકનજી પરમાર, અંક ૫ ના લેખકઃ શ્રી. રમણલાલ સોની અને અંક ૧૧ ના લેખક શ્રી. પ્રહ્લાદજી બ્રહ્મભટ્ટ.

૨૨ **સ્વામી** ( આવૃત્તિ ત્રીજી )—મૂળ લેખકઃ શરદબાબુ; અનુવાદકઃ શ્રી. રમણલાલ સોની; મૂલ્ય રૂા. ૨–૪–૦.

**નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદનાં પુસ્તકો**

૨૩ **હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર**—લેખકઃ શ્રી. વિઠ્ઠલદાસ મ. કોઠારી, મૂલ્ય રૂા. ૧–૮–૦.

૨૪ **મહાવીરસ્વામીનો સંયમધર્મ**—સંપાદકઃ શ્રી. ગોપાલદાસ જીવાભાઇ પટેલ, મૂલ્ય રૂા. ૧–૮–૦.

૨૫ **ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ**—મૂળ લેખકઃ શ્રી. કુમારપ્પા અનુવાદકઃ નગીનદાસ પારેખ; મૂલ્ય રૂા. ૨–૦–૦.

૨૬ **રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ**—લેખકઃ શ્રી. મગનભાઇ પ્રભુદાસ દેસાઇ, મૂલ્ય ૦–૬–૦.

૨૭ **હિંદી સરકારની કેળવણી**—શ્રી. વિઠ્ઠલદાસ મ. કોઠારી, મૂલ્ય ૦–૩–૦.

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૨૮ **ધુલક ઓલ્યું**—લેખકઃ શ્રી. નીરુ દેસાઇ, પ્રકાશકઃ આદર્શ પુસ્તક ભંડાર, રાયખંડ રોડ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૪–૦.

૨૯ **શ્રી ગીતાના શ્લોકની સંકલના**—પ્રયોજક અને પ્રકાશકઃ પુરુષોત્તમ બાણજી પરીખ, અમરેલી (કાઠિયાવાડ) મૂલ્ય રૂા. ૧–૦–૦.

૩૦ **દયારામ રસથાળ**—પ્રકાશકઃ દયારામ સ્મારક સમિતિ, ડભોઈ; મૂલ્ય રૂા. ૧–૮–૦

૩૧ **સુખમંદિર**—લેખક અને પ્રકાશકઃ ડૉ. કેખશરૂ દોરાબજી જીલા, વાડી સ્ટ્રીટ, નવસારી, મૂલ્ય લખ્યું નથી.

૩૨ **ઇતિહાસની કેડી**—લેખકઃ શ્રી. ભોગીલાલ સાંડેસરા; પ્રકાશકઃ પદ્માજા પ્રકાશન મંદિર, વડોદરા, મૂલ્ય રૂા. ૪–૮–૦




## ફરજિયાત પ્રાથમિક શિક્ષણની નિષ્ફળતા ?

"મને લાગે છે કે, મોટા ભાગનું આપણું પ્રાથમિક શિક્ષણ નકામું જાય છે; કારણ કે છોકરા અને છોકરીઓ કે જેઓને નિશાળમાં દાખલ કરવામાં આવે છે તેઓ પોતાનું શિક્ષણ ઘણું વહેલું પૂરું કરે છે અને તેથી પ્રાથમિક શિક્ષણના ટુંકા વખતમાં તેઓએ જે થોડું શિક્ષણ લીધું હોય છે તે તેઓ ભૂલી જાય છે. આ રીતે નિષ્ફળ જતા શિક્ષણને દૂર કરવા અને શિક્ષણનો કાયમનો લાભ મળે તે માટે શાળા છોડવાની મુદત લંબાવવાનું શકય ન બને ?"

—શ્રીમંત મહારાજા સાહેબ

શ્રીમંત મહારાજા સાહેબે તાજેતરમાં વિલાયતથી આવ્યા ત્યારે પોતાના ઉપર્યુક્ત ઉદ્ગારો રાજ્યનાં ખાતાઓના વડા અને ના. કાઉન્સિલની પરિષદ ભરી તેની સમક્ષ ઉચ્ચાર્યા હતા.

શ્રીમંત મહારાજા સાહેબના એ ઉદ્ગારો સાચે જ સૂચક છે. વર્ષો થયાં વડોદરા રાજ્યના કેળવણી ખાતેએ પ્રાથમિક શિક્ષણનું ફરજિયાત ધોરણ સ્વીકાર્યા છતાં હજી નિરક્ષર પ્રૌઢો અને થોડું ભણી એ ભણતરને ભૂલી ગયેલાંની સંખ્યાનો આંકડો નાનો સૂનો નથી. એ ભણેલું ભુલાઇ ન જાય અને તે કાયમનું ટકી રહી તેમાં ઉત્તરોત્તર વિકાસ થાય તે માટે રાજ્ય તરફથી પુસ્તકાલય ખાતા દ્વારા ઉદાર હાથે મદદ અપાઇ તેને માટે વિવિધ પ્રયાસો કરવામાં આવે છે. ગામડે ગામડે 'શાળા ત્યાં પુસ્તકાલય' અને ફરતાં પુસ્તકાલયની પેટીઓ દ્વારા પુસ્તકાલય ખાતા દ્વારા વાચનવિસ્તાર માટે પ્રયાસો કરવામાં આવે છે, પરંતુ પ્રજા તરફથી તેનો પૂરતો લાભ લેવાતો જણાતો નથી. દર વર્ષે વંચાયેલાં પુસ્તકોની મોટી સંખ્યા આપણને સદરના હેવાલોમાંથી વાંચવા મળે છે, તેમ છતાં આપણી એ આમજનતા શિક્ષણ-વિષયક વિશેષ પ્રગતિ સાધી શકી નથી, એ સાચે જ શોચનીય છે.

આનાં કારણમાં, શ્રીમંત મહારાજા સાં જણાવે છે તેમ, પ્રાથમિક શાળા માટે જે છેલ્લું ધોરણ ઠરાવાયું છે-જ્યાં ફરજિયાત શિક્ષણધારાનું સીમાચિન્હ આવે છે-તે ઘણે અંશે નડે છે. પ્રાથમિક શાળાનાં માત્ર ત્રણ-ચાર ધોરણનો અભ્યાસ એ બહુ બહુ તો ભણતાં શીખેલાંને વાંચતાં આવડે તેટલો જ મર્યાદિત હોય છે. અને તે પછી, કે જ્યારે સમજપૂર્વકના વાચનની શરૂઆત થાય છે ત્યાંથી એ ફરજિયાત કાયદામાંથી એ ભણનારને 'મુક્તિ' મળે છે. આને શિક્ષણની વધુ પ્રગતિના અટકાવનું મૂળ કહી શકાય.

જ્યારે બાળક ઉત્સાહપૂર્વક વાંચતું થયું હોય, તેની વાચનભૂખ જે આવ્યું તે અને જ્યાંથી આવ્યું ત્યાંથી વાંચવાનું મેળવવાનો પ્રયાસ કરે છે તે તબક્કે, એના અટકવાથી એની એ વાચનભૂખ મરી જાય છે; એ વિદ્યારાધના છોડીને પોતાના ગૃહવ્યવસાય કે નિર્વાહ-

વ્યવસાયમાં લાગી જાય છે અને કવચિત ફાજલ વખત મળે તો ઘરમાં પડેલ એકાદ ચોપડી વાંચવા લલચાય છે. એથી એનો વાચનવિકાસ-શૈક્ષણિક પ્રગતિ સાધી શકાતાં નથી. મૂળે ધંધે લાગેલો જુવાન સાંજ પડ્યે થાકયો પાકયો ઘેર આવે ત્યારે તેને હળવો આરામ જોઇતો હોય છે. તે વખતે એને આવી સંસ્કારપ્રવૃત્તિ તરફ ભાગ્યે જ આકર્ષણ જાગે છે. આમ ફરજિયાત પ્રાથમિક શિક્ષણપ્રથાના ફાયદાથી એ આપોઆપ વંચિત થઇ જાય છે.

આ દિશામાં પ્રગતિ સાધવા માટે અને નિરક્ષરતા નિવારણ માટે, રાત્રિશાળાઓ અને પ્રૌઢશિક્ષણના વર્ગો કાઢવા છતાં તેનો પૂરતો લાભ ભાગ્યે જ જનતા તરફથી લેવાતો જણાય છે. એને અંગેની સરકાર તરફથી પ્રસિદ્ધ થતી પત્રિકાઓ પણ કેટ આવા અભણ અથવા થોડું ભણેલાઓ સુધી ભાગ્યે જ પહોંચતી હશે.

શ્રીમંત સરકાર મદદ આપે, એને અંગેની સગવડો કરી આપે, છતાં પ્રજાકીય કાર્યકરો-સેવકો સક્રિય અંતઃકરણપૂર્વકનો સાથ આપે નહિ ત્યાં સુધી એની પૂરી સાર્થકતાની આશા દૂર જ રહે છે. એ માટે ધગશવાળા લોકસેવકો ઉપરાંત શાળાના શિક્ષકોએ પણ એ કામને પોતાની ફરજ નહિ પરંતુ જનતા જનાર્દનના શિક્ષણ અંગેના પોતા પરના પવિત્ર ધર્મતુલ્ય લેખી અપનાવવું જોઇએ.

અલબત્ત, વધુ ધોરણો ફરજિયાત ઠરાવવામાં આવશે તો અધવચ્ચે અટકી જતું પ્રાથમિક શિક્ષણ સવિશેષ પ્રગતિ સાધી શકશે અને એવા વધુ ભણેલાઓ પુસ્તકાલયોનો વધુ ઉપયોગ કરતા થશે, એ નિર્વિવાદ છે.

આ સ્થળે અમે શ્રીમંત સરકારના પુસ્તકાલય ખાતાને એક નમ્ર વિનંતિ કરી લઇએ. હમણાં હમણાં જનતામાં આવેલી જાગૃતિ અને દિવસે દિવસે લોકશિક્ષણના વધતા જતા પ્રયાસોના પરિણામે, હવે તો ગામેગામ પુસ્તકાલયો સ્થાપવાની માગણીઓ થયે જાય છે, બજેટ માટે અગાઉ કરતાં વધુ લોકમદદ ઊભી કરાય છે; અને આવાં પુસ્તકાલયો ચલાવવા માટે જનતાના આગેવાનો આગળ પણ આવે છે. પરંતુ કેટલીક વખત વહેલા મોડા થતાં તેમને લોકમદદ મેળવેલી છતાં સરકારપંચાયત મદદથી વંચિત રહી જવું પડે છે. આવું ન થાય તે માટે વધુ સરકારમદદ પુસ્તકલયોને મળતી થાય તેમ કરશે, તો અધવચ અટકતા આ શિક્ષણ-સંસ્કારકાર્યને, એ ફરજિયાત કાયદાનું વધુ ધોરણ થતા સુધી તો વધુ વેગ મળતો જ રહેશે. અમે ઇચ્છીએ છીએ, કે લોકમદદ એકઠી કરનાર કોઇ પણ પુસ્તકાલય સરકાર-પંચાયત મદદથી વંચિત રહેવા ન પામે.

---

**વિજાપુર મહાલ પુ૦ મંડળનું ચોથું અધિવેશન**—જેપુર મુકામે રા. રા. કલોલ વિભાગ શાળાધિકારી શ્રી. હરિભાઇ પટેલના પ્રમુખપદે તા. ૨૧-૧૦-'૪૫ના રોજ મળનાર છે. જેપુર જવા માટે વિજાપુર સ્ટેશને પ્રબંધ રહેશે, એમ મહાલ મંડળના મંત્રી લખી જણાવે છે.

## પુસ્તકાલયોને મદદ

**સા. પુ. બામોસણા** ( તા. મહેસાણા )ને ૨૫) મુંબઇના શેઠ અરદઅલી અબ્દુલહુસેન, ૧૦) બામોસણાના ચોધરી વેલજીભાઇ રાજસિંહ તરફથી, ૫) આગલોડના શ્રી. અમૃતલાલ સાંકળચંદ, ૫) બામોસણના શ્રી. વેલજીભાઇ વીરસિંગ, ૫) પંચાલ કાલિદાસ શંકરની વિધવા, ૩) અમેરાજ મૂળજી ચોધરી, ૩) વેલજી અમુલખ ચોધરી.

[ સાંધણ સામેના પૃષ્ઠને છેડે ]

# પુસ્તકાલયોની તપાસણી

**પુ**ગારદાર પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકે નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ, વાચનપ્રચાર વધારવા સંબંધી કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧ વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ માહે ઑગસ્ટમાં-કરજણ મહાલનાં** (૧) વેમાર, (૨) કુરાલી, (૩) કાસમપુર, (૪) નિશાળિયા, (૫) સાંદરણા, (૬) ભરથાલી, (૭) જૂની જીથરડી, (૮) ભરથાણા, (૯) વેમારડી, (૧૦) ધાવટ; **શિનોર મહાલનાં**—(૧૧) દામનગર, (૧૨) સાંધા, (૧૩) શિરોળા, (૧૪) આણંદી, (૧૫) નાના કરાળા, (૧૬) સતીસણા, (૧૭) મોટા કરાળા, (૧૮) બીથરી, (૧૯) દરિયાપુર, (૨૦) માલેથા, (૨૧) બરકાલ, (૨૨) વરખડઃ કા. દિ. ૨૪.

—**માહે સપ્ટેમ્બરમાં-ડભોઈ મહાલનાં** (૧) થુવાવી, (૨) બોરબાર, (૩) નડા, (૪) મોટા હબીપુરા, (૫) સાઠોદ, (૬) ગામડી, (૭) સીતપુર, (૯) ઓડી, (૧૦) જૂની માંગરોળ, (૧૧) કરણેટ, (૧૨) વઢવાણા, (૧૩) સમશેરપુરા, (૧૪) કુકડ, (૧૫) બોરીઆદ, (૧૬) ધમેલી, (૧૭) ભીમપુરા, (૧૮) કરમાલ, (૧૯) બાણજ; **શિનોર મહાલનાં** (૨૦) ઉતરાજ, (૨૧) મેનપુરા, (૨૨) પુનિયાદ, (૨૩) નાના ફોફળિયા, (૨૪) નાના હબીપુરા, (૨૫) ગરેડી.

**૨ સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઈ ગરબડભાઇ માહે ઑગસ્ટમાં**—(૧) સોજતપુરા, વાંચ. (૨) કડાચલા, (૩) ધર્મપુર.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ.

---

[ સાંધણ સામેના પાનાનું ]

**સા. પુ. મોઢેરા** ( તા. ચાણસ્મા )ને ૫) શ્રી રામપ્રતાપસિંહજી ભદોરિયા-મોઢેરા ચોકી જમાદાર શ્રી. ગોકળદાસ જીવરામ પટેલ-જીતોડા, ૨૧) શેઠ મફતલાલ ભુલાખીદાસ-દેરોલી, ૨૧) શેઠ પોપટલાલ જયચંદદાસ શાહ-ગાંભુ, ૧૦) ત્રિભોવનદાસ દાનસંગદાસ પટેલ-દેલણી, ૧૦) શ્રી. નથુદાસ નરસિંહદાસ પટેલ-જસલપુર, ૧૦) શ્રી જીવીદાસ વીરમદાસ પટેલ-જીતોડા, ૧૦) શ્રી. હરખદાસ લખુદાસ પટેલ-જીતોડા, ૮) શ્રી ગલાબદાસ બેચરદાસ પટેલ-જીતોડા; ૧૨) શ્રી. લખુદાસ મોતીદાસ પટેલ-વડાવલી, ૬) મોહનદાસ કચરાદાસ પટેલ-વડાવલી, ૨૫) શ્રી. માધવદાસ ભાયચંદદાસ પટેલ-ગાંભુ; ૫) શ્રી રામદાસ તળજાભાઇ પટેલ-છમીછા, ૧૫) શ્રી. ઉમેશ્વર પ્રાણશંકર પુરોહિત-મોઢેરા, ૧૦) ડૉકટર શ્રી. શરદકાંત હ. દ્વિવેદી, સબસીડી દવાખાના, મોઢેરા, ૮) શ્રી. પોપટલાલ મોહનલાલ ગાંધી-મોઢેરા; ૮) શ્રી. અમૃતલાલ લાલચંદ ગાંધી મોઢેરા તરફથી.

મોઢેરા ( તા. ચાણસ્મા )ના સુપ્રસિદ્ધ નાગરિક શ્રીયુત ઉમેશ્વર પ્રાણશંકર પુરોહિત તરફથી તેમનાં સ્વ. ધર્મપત્ની શ્રીમતી મણિબાનું નામ જોડવાની શરતે મોઢેરાના સા. પુ. ના મકાન માટે લોકમદદ ખાતે રૂ. ૧૦૦૧) અને કાયમફંડ ખાતે રૂ. ૫૦૦) મળી કુલ

# સામયિક દોહન

## ભૂત-પૂજા

મનુષ્યમાં વસતી એક મોટી કમજોરી અથવા મંદબુદ્ધિ એ છે કે તેને વર્તમાન કરતાં ભૂતકાળના મહાપુરુષો, તેમનાં કામ, ઉપદેશ, ગ્રંથ બહુ મહાન અને સત્વથી ભરેલાં લાગે છે, અને જેમ જેમ તે પ્રાચીન થતાં જાય છે, તેમ તેમ તેના પ્રત્યેનો આદર વધતો જાય છે. સામાન્ય રીતે માણસો એમ માને છે કે ભૂતકાળમાં સત્યયુગ કે સુવર્ણયુગ હતો અને હવે કળિયુગ જ છે. આમ ભૂતકાળને પૂજવાની ટેવ પડેલી હોવાથી તે પોતાના કાળને બુદ્ધિમાન, વિદ્વાન, ચારિત્રવાન, તથા વીર્યવાન પુરુષોની પૂરી મહત્તા સમજવામાં હમેશાં પાછળ રહી જાય છે, અને કયારેક તો, જરા યે સમજી શકતો નથી, તેથી તેમની હયાતીમાં તે તેમનો વિરોધ પણ કરે છે; અને " મૂઈ ભેંસના મોટા ડોળા " પ્રમાણે તે પુરુષના મરણ પછી તેની પૂજા કરવા માંડે છે.

આ જ ભૂલ તેની પછીની પેઢી પણ કરે છે, અને તેથી તે મહાપુરુષની પછી આવનાર મોટા પુરુષનો તેવો જ અનાદર થાય છે.

આમ માણસજાત પાંચ-સાત હજાર વર્ષ પર થઈ ગયેલા વેદો અને વેદર્ષિઓ, રામ અને કૃષ્ણ, બે-ત્રણ હજાર વર્ષ પૂર્વે થયેલા બુદ્ધ, મહાવીર, ઇશુ ખ્રિસ્ત, ચૌદ-પંદરસો વર્ષ પૂર્વે થયેલા મહમ્મદ, આઠસો-નવસો સાલ પરના શંકર, રામાનુજ વગેરે આચાર્યો, ત્રણસો વર્ષ પરના નાનક, ચૈતન્ય, રામદાસ, વલ્લભ વગેરે, અને સહજાનંદ સ્વામી, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી વગેરેની તેમના દેહાન્ત પછી એટલી કિંમત લાગે છે કે તેમનામાંના કોઇની પણ સાથે જો કોઇ જીવતા માણસની તુલના કોઇ માણસ કરે, તો તે કલ્પના પણ તેમને સહન થતી નથી.

પણ જો માણસને આગળ ઉન્નતિ કરવી હોય, તો આ કમજોરી અને અબુદ્ધિ એણે છોડવી જોઇશે, અને પ્રજાને પણ તે સંસ્કારમાંથી છોડાવવી જોઇશે.

પ્રાચીન કાળમાં થયેલા મહાપુરુષોને અવતાર, ઇશ્વરપુત્ર, પેગંબર, તીર્થંકર, બુદ્ધ વગેરે અને તેમના ગ્રંથોને ભૂલના સંભવ વિનાના, શબ્દપ્રમાણ તથા ત્રિકાળ માટે લાગુ પડનારા માનવાની શ્રદ્ધા માત્ર માબાપ અને ગુરુજનો પરની શ્રદ્ધાને પરિણામે છે. જો તે શ્રદ્ધાની મદદથી આપણને આપણી સામે વિચરનારા પુરુષોને ઓળખવાની શક્તિ આવે, તો તે એક શુભ અને ઉપયોગી સંસ્કાર છે; નહિ તો તે સાત્વિક દેખાતો જડતાનો સંસ્કાર જ છે. *

કિશોરલાલ ઘ. મશરૂવાળા

* " કિશોર "માંથી

# સાચો મોહન

સુમમૂર્તિ ગાંધીબાપુની કથા મઝાની કહું,
સત્ય અહિંસાનું મહિમામય, ગાઉં ગીત ભલું. ૧

કિશોર મોહનના જીવનના, પંદર ભાદરવા,
વિત્યાં'તા, એ કિશોરવયની, કથા સુમંગલ આ. ૨

કુમળી વયમાં મળ્યો મિત્રને, બુદ્ધિ મૂર્છિત બની,
સંગદોષ પેઠો જીવનમાં, આંખ વિષે વ્યસન કણી. ૩

બીડીની ભૂંડી આદતનો, શિકાર હું થઈ પડ્યો,
અને રઝળતાં કુંઠાં ચોરી, ખોટે ચાળે ચડ્યો. ૪

ચોરીમાં આ પહેલું પગલું, ભરતાં દીધું ભરી,
બીજે ચાકરના પૈસાની, અઘટિત ચોરી કરી. ૫

ત્રીજું પગલું બે કરતાં યે, અદકા દોષે ભર્યું,
કુસંગ–રાહુએ હા કેવું, અંધારું પાથર્યું. ૬

વચટ સહોદરના ને મારા, દિલમાં પાપ જ વસ્યું,
અલ્પ ચોરીએ અભડાયું મન, માટીમાં યે ફસ્યું. ૭

માંસાહારી બન્ધુ મારા, દેવું કરતા રહ્યા,
અને નિવારણ કરવા એનું, ભેળા બન્ને મળ્યા. ૮

ક્રમે ક્રમે ઋણ માથે વાધ્યું, પચ્ચીસ રૂપીઆં થયું,
કેમ કરી ઋણમુક્ત થવું એ, ચિન્તાએ મન ગ્રહ્યું. ૯

સહોદરે પહેર્યું'તું હાથે, કંચન કેરું કડું,
દોષાતુર મન કડું કાપવા, તરત થયું હા ખડું. ૧૦

જરાક અમથો કટકો એનો, ઋણસંકટ આ હરે,
એમ વિચારી બેઉ જણે થઈ, કડું કાપિયું ખરે ! ૧૧

કડું કપાયું, કરજ ભરાયું, ગૂંચ ગઈ ઊકલી,
એક મટી ત્યાં અન્ય પડી હા, દિલમાં ગૂંચ વડી ! ૧૨

'મારે હાથે હીન કર્મ આ, અરરર ! કેમ જ થયું ?
ચોર બન્યો હું ? રામ ! રામ ! મુજ, સત્વ ગયું રે ગયું ! ૧૩

ઠગ્યા પિતા, પરમેશ્વર ઠગિયા, હૈયું દંખી રહ્યું,
એક અનિષ્ટ બીજાને લાવે, ભાન ભલું એ થયું. ૧૪

પડ્યા છતાં ચડવું જીવનમાં, પુરુષાતન એ ખરું,
ચોર બનું ના, ચોરી કરું ના, મંગલ નિશ્ચય કરું. ૧૫

એક બીજો શુભ નિશ્ચય સાથે, મનશુદ્ધિનો કરું,
ચોરીનો એકરાર પિતાની, આગળ નિર્ભય ધરું. ૧૬

સત્ય પ્રગટશે, પિતા કોપશે, બીક ન એવી જરી,
સ્વપ્ને પણ ના હાથ ઉપાડયો, મહામના મોવડી. ૧૭

તો યે બીક નિરાળી મારા, મનને વ્યાકુળ કરે,
રખે પિતાજી શોકમગ્ન થઇ, સ્વયં સજા નોતરે. ૧૮

સ્વયં સજા ભોગવશે શું ? એ, દુશ્ચિન્તા મન ઊઠે,
કિન્તુ દોષ કબૂલ્યા વિણ નાં, શુદ્ધિ સત્ય જ રૂઠે ! ૧૯

આ કરવું આ ના કરવું એ, દ્વિધા ઘડીક થઇ પડે,
ચિન્તા શેં જીવ ? મનશુદ્ધિમાં, જીવન-અમૃત જડે. ૨૦

આમ મનોમન્થનને અંતે, ચિઠ્ઠી નાની રચી,
હાથોહાથ પિતાને આપી સાચી વાત જ લખીઃ ૨૧

" પૂજ્ય પિતાજી, હું અપરાધી, ભૂંડી ચોરી કરી,
ના કરવાનું કર્મ કર્યું મેં, કીર્તિ ઝાંખી કરી. ૨૨

મારો દોષ, સજાયે મુજને, ભલે પિતાજી કરો,
એક વિનંતિ મારા દિલની, કિન્તુ, દિલમાં ધરો. ૨૩

પુત્ર વિષે તમ વિશાળ હૈયે, અઢળક હેત જ વહે,
તોય સ ખમજો, મારા વાંકે, સજા તમે, ના તમે. ૨૪

કરું પ્રતિજ્ઞા રામનામ લઇ, પાર કરો શ્રી હરિ,
હવે ન જીવનભરમાં આવો, દોષ કરું હું ફરી. " ૨૫

નાનીશી આ ચિઠ્ઠી દેતાં, અંતર ઊછળી રહ્યું,
હૈયું ધ્રૂજ્યું, હાથ ધરજ્યા, સ્મરું હજી યે સ્મરું. ૨૬

તાત બિમાર હતા એ વેળા, દર્દ ભગંદર થકી,
સૂતા'તા એ પાટ ઉપર જ્યાં, હું જઇ બેઠો તહીં. ૨૭

ચિઠ્ઠી ખોલી, શબ્દ ઉકેલ્યા, હૈયું હાથ ન રહ્યું,
આંખોથી મોતી બિન્દુનું ઝરણું હા નિસર્યું ! ૨૮

ટપક ટપક મોતીનાં ટીપાં, ચિઠ્ઠી ભીંજવી રહ્યાં,
પળભર નયન પિતાએ મીંચ્યાં, ઊંડાં ઊતરી ગયાં ! ૨૯

ઘડીક રહી ચિઠ્ઠી ફાડીને, પાછા લેટી ગયા,
કડવો ઘૂંટડો આંખ મીંચીને, જાણે એ પી રહ્યા ! ૩૦

મૂંગો મર્મોઘાત નિહાળી, રોમે રોમે રડયો,
રડયું હૃદય, લોચનિયાં રોયાં, પાવન હું થઇ રહ્યો ! ૩૧

સ્મરણ સુકોમલ પિતાપ્રેમનું જીવન-મંગલ ખરે,
અમર ચિત્ર એ આ ઘડીએ મુજ, આંખો સામે તરે ! ૩૨

હોઉં ચિતારો તો હું મારી, પીંછી રંગે ભરું,
નમણું, સૌમ્ય, રસોજ્જ્વલ એવું, ચિત્ર વિરલ ચિતરું ! ૩૩

મોતી બિન્દુ તીર્થરૂપનાં, પ્રેમબાણ થઇ પડયાં,
ગૂંથી, શુદ્ધ કરી મમ અંતર, રમી હૃદયમાં રહ્યાં. ૩૪

પ્રેમ પદારથ મીઠો આ તો, અનુભવીઓને મળે,
' રામબાણ વાગે તે જાણે ' ભક્તો સાચું ભણે. ૩૫
　　પિતા પુત્રવત્સલ ને હૈયું, હતું હિમાલય સમું,
　　પ્રેમ અમી વર્ષન્ત પિતાને, નમું હૃદયથી નમું. ૩૬

*

પ્રસંગ આ મારા જીવનમાં, પુણ્ય પરવ થઇ રહ્યો,
શુદ્ધ અહિંસાનો અણમૂલો, પાઠ મઝાનો થયો. ૩૭
　　ત્યારે એમાં પિતાપ્રેમનું, પવિત્ર દર્શન કર્યું,
　　એથી અદકું ભલે ન દીઠું, ઊંડે ઊંડે ભર્યું. ૩૮
આજે આ અનુભવની વાણી, શ્રદ્ધાથી ઉચ્ચરું,
ગંગાજળ શું નિર્મળ એમાં, તત્વ અહિંસા ભર્યું. ૩૯
　　સ્પર્શમણિનો સ્પર્શ થતાં સૌ, કંચન રૂપ જ ધરે,
　　સભર અહિંસા વ્યાપે ત્યારે, સૌને સ્પર્શી રહે. ૪૦
પુત્રી પ્રભુની પ્રેમશક્તિએ, વિશ્વે જો અવતરે,
સર્વ મંગલા, શક્તિ શિરોમણિ, શાં અચરજ ના કરે ? ૪૧
　　ધાર્યું''તું મેં પિતા કોપશે, કઠણ વચન બોલશે,
　　કદાચ પોતે માથું કૂટી, દુઃખમાં ડૂબી જશે. ૪૨
સ્વભાવને વશ રાખી કિન્તુ, શાન્તિ રાખી રહ્યા,
સ્વેચ્છાએ મેં ભૂલ કબૂલી, તેથી સુખીઆ થયા. ૪૩
　　દોષ નિખાલસ દિલે કબૂલી, ફરી ન આચરવા,
　　કરે પ્રતિજ્ઞા; તે પરતાવો, નિર્મલતમ કરતા. ૪૪
એકરારની નરી સરલતા, પિતા હૃદયમાં વસી,
મહાપ્રેમ વાધ્યો ને હૈયું, રહ્યું મધુરું હસી ! ૪૫
　　નિર્ભય ને નિશ્ચિંત થયા એ, શંકા સર્વે ટળી,
　　મારા જીવન વિષે, પિતાની, મંગળ આશિષ મળી. ૪૬
મધુર સુગંધિત પુષ્પ સમી આ, કથની સુરભી ભરી,
જીવનમાં નવજીવન ભરતી, સાચા મોહન તણી. ૪૭
　　નાનું બીજ વિકસતાં જેવું, વૃક્ષ વિશાળું બને,
　　કિશોર મોહન, બાપુ ગાંધી, બની રહ્યા આ સમે ! ૪૮
સુતી પડી સંસ્કારશિલાઓ, મનમંદિરની મહીં,
ધન્ય પળે હો, થતી અહલ્યા, રામચરણને ગ્રહી. ૪૯
　　સત્ય અહિંસા પરમ પદારથ, સભરસ જીવન તણું
　　એવા, ભવ્ય તપસ્વી ડોસા, ઘણું જીવો રે ઘણું !* ૫૦

ચિમનલાલ પ્રા. ભટ્ટ

---

* " કિશોર ગાંધી

# હાથરૂમાલ

સંસ્કૃતમાં નોકરને કિંકર કહે છે. સાચા નોકરમાં કામ કરવાની તત્પરતા હોય છે તેથી તે વારંવાર શેઠને પૂછે છે, ' अधुना किं करोमि ? '—હવે હું શું કરું ?

કિંકરને પગાર આપવો પડે છે. સૂવાને માટે આઠ કલાકની રજા આપવી પડે છે. અવારનવાર તેને કંટાળો આવે છે, એટલે કે તેનું કોઈ સગુંવહાલું મરી જાય છે, ત્યારે તેને ઘેર જવાની રજા આપવી પડે છે. આમ, કિંકર એ કંઈ પૂરેપૂરો ' કિંકર ' હોતો નથી.

મને લાગે છે કે, સાચો કિંકર તો આપણો હાથરૂમાલ છે; વેચાતો લીધો હોય ત્યારથી ખોવાઈ જાય ત્યાં સુધી—મારા હાથરૂમાલ કદી ફાટી જતા નથી. કારણ, ફાટી જાય તે પહેલાં તેને ખોઈ નાખવાની કળા મને સિદ્ધ થઈ છે-હાથરૂમાલ સતત કામ કરવાને માટે સજ્જ હોય છે. હાથરૂમાલનો મુખ્ય ઉદ્દેશ મોઢું લૂછવાનો હોય છે. હું જ્યારે પહેલવહેલો હાથરૂમાલ વાપરવા લાગ્યો, ત્યારે મારી એવી પ્રમાણિક માન્યતા હતી કે, હાથરૂમાલ ખિસ્સામાંથી બહાર લટકતો રાખવા માટે અથવા ઉંદર દરમાંથી ડોકિયું કરે તેવી રીતે ખિસ્સામાંથી ડોકિયું કરવાને માટે હોય છે. પાન ખાઈને મોઢું રંગવું એ જેમ શોભાનું સાધન છે, સૌંદર્યનું લક્ષણ છે, તેવી જ રીતે કાળા કોટના ખિસ્સામાં હાથરૂમાલ ખોસીને તેનું મોઢું ગોરું કરવું એ પણ સૌંદર્યનું એક લક્ષણ છે, એવી મારી માન્યતા હોવાથી, મોંઢા પર પરસેવો છૂટે ત્યારે હાથરૂમાલ ન વાપરતાં હું મારા ધોતિયાના છૂટા છેડાથી જ મોઢું લૂછતો; અને તે વખતે હું કંઈ ભૂલ કે ખોટું કરતો હતો, એમ મને આજે પણ લાગતું નથી. વેદમાં નથી કહ્યું કે, હાથ, માથું અને સાથળ એ જ ફક્ત દ્વિજ છે અને પગ શૂદ્ર છે ? એકલા દ્વિજ જ સંસ્કારના અધિકારી છે. હું હંમેશ મારી ટોપી, હાથરૂમાલ અને કોટ સાફ રાખતો. ધોતિયું તો દેખીતી રીતે જ શૂદ્ર રહ્યું. તેને ધોબી પાસે જઈને તેના હાથે સંસ્કાર પામવાનો અધિકાર કદી પણ ન હતો અને હું પણ ખાસ કાળજીથી ધોતિયું ધોતો નહિ.

એક દિવસ અમારા ગોર મહારાજે તુકારામ મહારાજનો એક અભંગ કહી સંભળાવ્યોઃ—

**तरी तो ब्राह्मण झाला धर्मभ्रष्ट । आहे तरी श्रेष्ठ तिन्ही लोक ॥**

તે દિવસથી કપડામાં બ્રાહ્મણ જે ટોપી, તેને સ્વચ્છ રાખવાની ખાસ જરૂર નથી એમ મને લાગવા માંડ્યું. કાળી ટોપી પરસેવાથી સાવ ચામડા જેવી થઈ જાય, તોય તે ચાડી ખાવાનું કામ કદી નહિ કરે. આગળ જતાં કોટ પણ કાળો જ કેમ ન હોય એવી દલીલ કરીને હું કોટ સ્વચ્છ ન રાખવાને પંથે ચડ્યો. માત્ર હાથરૂમાલ જ એકલો દરરોજ નાહાતી વખતે ચોખ્ખો ધોઈ કરીને હું મારી ઓરડીમાં જ સૂકવવા લાગ્યો.

એક દિવસ મહંમદ કાસમ નામનો એક છોકરો અમારા વર્ગમાં આવ્યો. તેના ખિસ્સામાં કાળા ડાઘાવાળો તપખીરિયા રંગનો હાથરૂમાલ હતો. મને થયું, મહંમદ કાસમ મને ટપી ગયો ખરો !

હાથરૂમાલનો સાચો ઉપયોગ બજારમાંથી શાકભાજી લાવવા માટે છે, એમ મને મારા

મામાએ કહ્યું હતું. તે બધી ચીજો નોકર-પાસે મંગાવતા, પણ માત્ર શાકભાજી સારુ કદી કોઇને કહેતા નહિ. જાતે શાક લાવવાનો તેમનો ધર્મ હતો. એક વખત તેમનો હાથરૂમાલ મારે વાપરવો પડયો હતો. તેનાથી મોઢું લૂછવા ગયો તો કોથમીરની એવી સરસ સોડમ આવવા લાગી કે, વિદ્યાલયને બદલે ભોજનાલય જ યાદ આવવા લાગ્યું.

પાછળથી અમારી નિશાળમાં ઘણા ફેરફાર થયા. ડૉકટરો આવીને અમારી તપાસ કરવા લાગ્યા તેને લીધે ઓછામાં ઓછું દર શનિવારે તો પોતાનાં કપડાં સ્વચ્છ રાખવાની અમને ફરજ પડવા લાગી. અકસ્માત થાય તો તાત્કાલિક કયા ઇલાજો લેવા જોઇએ, તે વિષય ડૉકટરે અમને શીખવ્યો. કોઇની આંગળી કપાય, કોઇ સાઇકલ પરથી પડીને ઘૂંટણે જખમી થાય, ક્રિકેટ રમતાં નાક ઉપર દડો વાગે અને નસકોરી ફૂટે તો તરત હાથરૂમાલની ચીંદરડી ફાડીને પાણીથી ભીની કરીને તે વાપરવી, એમ ડૉકટરે અમને કહ્યું હતું. અમારા ગણપતના હાથરૂમાલ હંમેશ ફાટી જતા, કારણ કે તેને પોતાનાં પુસ્તકો હાથરૂમાલમાં બાંધી લાવવાની ટેવ હતી. તેથી તેનાં માબાપ દરરોજ નિયમિતપણે ગુસ્સે થતાં એ તેને સહન કરવું પડતું. ડૉકટરનો કેટલો ઉપકાર છે ! હવે જ્યારે જ્યારે મારો હાથરૂમાલ ફાટશે તે તે વખતે હું ઘેર ગયા પછી કાકાને એમ જ કહીશ કે, વર્ગના એક છોકરાને ઠોકર વાગવાથી તે પડી ગયો, તેથી મેં હાથરૂમાલ ફાડીને તેને પાટો બાંધ્યો.

એક દિવસ રસ્તામાં એક જાહેરખબર મારા હાથમાં આવી. પ્રખ્યાત વૈમાનિક વૅન ટૅસલ પોતાના પ્રચંડ વિમાનમાં બેસીને આકાશમાં ઊડશે અને ત્યાંથી રેશમી છત્રીમાં નીચે ઊતરશે, એમ એ જાહેરખબરમાં જણાવ્યું હતું. અમે એ ગમ્મત જોવા માટે શરતના મેદાન પર ગયા. વિમાન ભમરડાના આકારનું હતું, પણ તેનું કદ તોતિંગ જેવું હતું અને તેની નીચે એક બંધ કરેલી છત્રી ટાંગેલી. છત્રીને દાંડો તેમ જ સળિયા કશું જ ન હતું. માત્ર દોરીઓ હતી અને નીચે એક નેતરની ટોપલી હતી. એ ટોપલીમાં બેસીને વૅન ટૅસલ ઉપર ગયો.–સારી પેઠે ઉપર ગયો. અને પછી છત્રીને વિમાન સાથે જે દોરીથી બાંધી દેવામાં આવી હતી તે તેણે કાપી નાખી. વિમાનનું વજન ઓછું થતાં જ તે વાંકું મોઢું કરીને વિમાનમાં તરફડિયાં મારવા લાગ્યું. અને રેશમી છત્રી એકદમ ફૂલીને ફેલાઈ જઇને તેનો ફુગ્ગો થયો. તેને માથે એક નાનકડું કાણું હતું, તેમાંથી હવા જેમ જેમ બહાર નીકળી જવા લાગી તેમ તેમ ટોપલીના વજનથી છત્રી નીચે આવવા લાગી.

તે દિવસે અમને બહુ જ ગમ્મત પડી. વિમાનવિદ્યાનો એકે પાઠ લીધા વિના તે દિવસે રાત્રે અમે સ્વપ્નામાં આકાશોડ્ડયન કર્યું. પણ મારી છત્રી અમારા ગામના તળાવમાં પડવાથી હું ઝબકીને જાગી ઉઠયો. સ્વપ્નમાં હતો એટલું સારું હતું; નહિ તો ડૂબીને મરી જ જાત !

બીજે દિવસે મેં મારો હાથરૂમાલ લઇને તેને ચારે ખૂણે હાથ હાથ લાંબા દોરીના કકડા બાંધ્યા અને તેમના છેડા એકત્ર બાંધીને તે ગાંઠની સાથે જ એક સરસ પથરો બાંધી

દીધો. પછી હાથરૂમાલનો વચલો ભાગ ચપટીમાં પકડીને મેં મારી આ વિમાની છત્રી આકાશમાં ઊંચે ફેંકી દીધી. જાણે ગોફણનો પથરો ! પથ્થર નીચે ઊતરવા લાગ્યો અને હાથરૂમાલ એકદમ છત્રીની માફક આકાશમાં ફેલાઇ ગયો અને અમારો પથ્થર વૅન ટૅસલની છત્રીની જેમ ધીમે ધીમે ધરતી પર અવતર્યો. મારું જોઇને અમારી શેરીના બધા જ છોકરાઓને આ વિદ્યા આવડી ગઇ અને બધા જ હાથરૂમાલો શેરીમાંના નાના મોટા પથ્થરોને પ્રથમ સ્વર્ગારોહણનો અને ભૂમિ પર અવતરણનો એમ બેવડો આનંદ આપવા લાગ્યા.

કોઇ પણ વિદ્યા અધિકાર વિનાના માણસના હાથમાં જઇ પડે તો ઘાતક નીવડે છે. નાનાં નાનાં છોકરાં અમારૂં અનુકરણ કરીને વિમાનછત્રીઓ ઉડાવવા લાગ્યાં, પણ તેમના પથરા છટકીને બારીઓના કાચ પર અથડાવા લાગ્યા. તરત જ રાજદ્રોહી સાહિત્યની જેમ અમારા હાથરૂમાલો જપ્ત થવા માંડયા. રૂમાલમાંનો પથ્થર વાગવાથી કોઇ છોકરાના માથામાં જખમ થાય ત્યારે એ જ રૂમાલનો પાટા તરીકે ઉપયોગ થવા લાગ્યો.

પછી વરસાદની ઋતુ આવી અને અમારો આ આનંદ બંધ પડયો.

એ દિવસોમાં પથ્થરના અવતરણ ઉપર એક નિબંધ લખ્યાનું મને યાદ છે. થોડોક ફેરફાર કરીને એ જ નિબંધ આજે હાથરૂમાલને માટે વાપરી રહ્યો છું એટલું જ ! કંઇ સૂઝતું ન હોય ત્યારે મોઢે કરેલા નિબંધોમાં થોડો ફેરફાર કરીને તેને મારી મચડીને બીજા વિષય માટે જેમને વાપરવો પડતો હશે, તેમને તો ઓછામાં ઓછું મારે વિષે સહાનુભૂતિ જરૂર થશે એમ માનું છું.

( 'વનરોાબા'માંથી અનુવાદિત ) દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર*

---

## ચેતવા જેવું કયાં છે ?

માતા તો આપણને સુખી, સમજવાળા અને બળવાન બનાવવા માગે છે, પુરુષાર્થી બનાવવા માગે છે, પણ કેટલીક જગ્યાએ એથી ઊંધું જ બને છે.

માસરામાં મેં જોયું છે કે ત્યાં ફળીએ ફળીએ અને ખેતરે ખેતરે માતાઓ છે અને ઘેર ઘેર ભુવાઓ છે અને દિવસમાં દસ વખત એ ભુવાઓ ધૂણે છે. કોઇને તાવ આવ્યો તો પણ માતાનો ગુન્હો થયો હોય, કોઇને ગુમડું થયું તો પણ માતાની ગાંઠ નીકળી ગણાય; આમ આખા ગામને વહેમ અને ભયથી ભુવાઓએ ઘેરી લીધું હતું. માતાને દારૂ પાય, માતાને પાડા બકરાનો ભોગ ધરાય, અને પંદર દહાડે એકાદ પદકડું કાઢીને માતાનો રથ કઢાવે, પ્યાલા કરે કે મરણું વધેરે. જેમ વૈદ દાક્તરોની આજકાલ દુકાનો ચાલે છે એમ ત્યાંના ભુવાઓએ પણ એમની કમાણી શરૂ કરી હતી.

આપણી માતાભકિત આપણને આવા વહેમમાં, પુરુષાર્થહીન નસીબવાદમાં કે ઉપર જણાવ્યા એવા ભુવાઓનાં ઢોંગધતીંગમાં ન ખેંચી જાય એટલા ચેતતા રહેવું જોઇએ.

—બબલભાઈ મહેતા

---

* "શિક્ષણ ને સાહિત્ય"માંથી.

# પહાડી પ્રદેશની લગ્ન પ્રથાઓ

**દુનિયામાં તો લગ્ન-પ્રથાઓની વિવિધતા અનેકરંગી છે જ, પણ આ તો પહાડી પ્રદેશના થોડાક વિસ્તારોમાંની પ્રથાની વિવિધતા બતાવતો પ્રસિદ્ધ લેખ છે. પ્રાથમિક દશામાં માનવીની સંસ્કૃતિના જીવનમાં એ ડોકિયું કરાવે છે ને તેથી સમાજશાસ્ત્રની દૃષ્ટિએ ઉપયોગી છે.**

અલ્મોડા અને નૈનીતાલ જિલ્લામાં અનેક પ્રકારની વિચિત્ર લગ્નપ્રથાઓ પ્રચલિત છે. એક બાજુ જ્યાં કન્યાદાન થાય છે ત્યાં બીજી બાજુ કન્યાનું વેચાણ પણ થાય છે. આમ છતાં આ પ્રચલનોને અહીંની સામાન્ય જનતાનો સાધારણ રિવાજ માની લેવાની ભૂલ કરવાની જરૂર નથી.

**અંચલ વિવાહ**—આમાં જાન સાથે વર કન્યાને ત્યાં જાય છે અને ત્યાં લગ્ન થાય છે. મુખ્ય સંસ્કાર તો અંચલ-બંધનનો છે. સાધારણપણે કન્યાપક્ષ વરપક્ષ પાસેથી કન્યા અથવા તેનાં ઘરેણાંનાં મૂલ્યરૂપે અથવા બીજી કોઈ રીતે પૈસા પડાવે છે. અલબત્ત, ક્યારેક કંઈક લીધા વિના પણ કન્યાદાનનો વિધિ પતાવાય છે. આ પ્રથા લગભગ બધે પ્રચલિત છે, પરંતુ ડોમો જાતિમાં કર્મકાંડાદિ પર ખાસ ધ્યાન દેવાતું નથી અને લગ્નક્રિયા પુરોહિતને બદલે ભાણેજ—પુત્રી યા બહેનનો પુત્ર કરાવે છે.

**ડોલો વિવાહ**—આ પ્રથામાં પુત્રીને બદલે રૂપીઆ આપવાની અનિવાર્ય શરત હોય છે. લગ્ન-પ્રસંગે વરની હાજરીની જરૂર પડતી નથી. આથી અંચલસંસ્કારની પણ આ પ્રથામાં શક્યતા નથી.

સગાઈ પ્રસંગે રૂપીઆ એકી સાથે અથવા તો હપ્તામાં આપવા પડે છે અને તે પહેલા હપ્તે આપવાના હોય છે ત્યારે, કન્યાના મસ્તક પર તેનો સ્પર્શ કરાવવામાં આવે છે અને આમ વિવાહસંબંધ નિશ્ચિત થાય છે. આ પછી વિધિસર બાકીનાં બધાં રૂપિયા અપાય છે. જે પછી વરપક્ષ જાન લઈને જાય છે અને તેમાં વરની ગેરહાજરી સિવાય પતાવી શકાતી બધી વિધિઓ પતાવવામાં આવે છે. આ પછી કન્યા સૌભાગ્ય-ચિહ્ન તરીકે વસ્ત્રો, આભૂષણો વગેરે પરિધાન કરે છે અને પતિને ત્યાં જાય છે. આ ક્રિયા કન્યાના રૂપીઆ પતી ગયાના સાર્વજનિક સ્વરૂપ સમી લેખાય છે.

આંચલસંસ્કાર ખૂબ દિવસો પછી ક્યારેક તો વર્ષો બાદ પણ થાય છે, પરંતુ તેનો ઉદ્દેશ માત્ર ધાર્મિક કાર્યોને માટે છે. આવી કન્યાને એક વાર સાસરે આવ્યા બાદ કન્યાને પત્ની તરીકેના સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત થાય છે. આંચલ-સંસ્કાર ( છેડાગાંઠ ) પત્યા વિના પતિનું જો મૃત્યુ થાય તો પણ તે સ્ત્રીને કે તેના સંતાનને સંપત્તિ અંગેના અધિકારોમાંથી કોઈ ચલિત કરી શકે તેમ નથી.

**મંદિરવિવાહ**—આ લગ્નપદ્ધતિમાં વર-વહુ મંદિરમાં જઈ પુરોહિતની હાજરીમાં દેવ-પ્રતિમાની આજુબાજુ ફેરા ફરી રહે એટલે પત્યું. લગ્નવિધિની ત્યાં પૂર્ણાહુતિ આવી જાય છે. આવાં લગ્નોથી સંતાનોત્પત્તિ પણ થઈ શકે છે. આલ્મોડા વિસ્તારમાં મકરસંક્રાંતિને દિવસે શિવમંદિરમાં આવાં લગ્નો થાય છે. ઘણુંખરું કોઈ પણ પ્રકારની સંસ્કારવિધિ

વિના રૂપિયા આપી કન્યાને પોતાને ત્યાં લઇ જઇ શકાય છે. હાજર નહિ રહી શકતા સૈનિકોનાં લગ્ન એનો પ્રતિનિધિ પણ, આ મુજબ જ, કરે છે, પરંતુ સૈનિક ઘેર પાછા ફર્યો બાદ, જો ઇચ્છા હોય તો, આંચલ-સંસ્કાર: વિધિ પણ પતાવી શકે છે.

આલ્મોડા અને ગઢવાલ જિલ્લાના વિસ્તારોમાં વસતી નાયક પ્રજામાં ઘણું ખરું વિવાહસંસ્કાર ક્ષત્રિયોની નીચી જાતોમાં પતાવાય છે. કાં તો પરણ્યા બાદ ધન આપવામાં આવે છે યા કોઇ સારા રજપૂતોની પુત્રીઓ તેમની સાથે લગ્નો કરે. નાયકોએ વિધિપુરઃસર કન્યાદાન આપી કન્યાદાન આપી કન્યાનાં લગ્ન કર્યો હોય એવા દાખલા બહુ જૂજ માલૂમ પડે છે. એનું કારણ કદાચ એ પણ હોય કે તેઓમાં કન્યાના પિતાને પૈસા આપવા પડે છે અને વરને ત્યાં આવ્યા બાદ સંસ્કારવિધિ કરવાની રહે છે.

એટકિન્સને એક સ્થળે એમ લખ્યું છે કે નાયકોની બધી પુત્રીઓને વેશ્યવૃત્તિ માટે ઉછેરવામાં આવે છે, પરંતુ એમાં અતિશયોક્તિ રહેલી છે. અગાઉ કરતાં અધિક અંશે આજે આલ્મોડામાં નાયકોની છોકરીઓનાં લગ્ન થાય છે. યુવકોમાં પ્રસરેલ શિક્ષણ—જ્યોતે એમનામાં લાંબા સમયથી પ્રચલિત કુધારાના તિમિરને ભેદી નાખી તેઓને કેટલીક સુપ્રથાઓ અપનાવતા કર્યા છે.

જ્યારે ગઢવાલની કાલીઘાટ પટ્ટીના નાયકોમાં સાધારણપણે તેઓ મોટી પુત્રીને વેશ્યાવૃત્તિના સ્વવ્યવસાય અર્થે રાખી બાકીની પુત્રીઓને પરણાવી દે છે. પહેલાં એમનાં લગ્નો નાયકોમાં જ થતાં, જ્યારે હવે ઉચ્ચ જ્ઞાતિઓમાં અને તે પણ પહેલાં કરતાં પ્રમાણમાં વધુ થાય છે. આ બાજુના ક્ષત્રિયો અને નાયકોના સંસ્કારોમાં બહુ ફરક દેખાતો નથી.

અલ્મોડા જીલ્લાના ઉત્તરી પરગણાં—દારમા, જોહાર—માં વસવાટ કરતી હિમાલય પ્રદેશની પ્રજા ભોટિયા તરીકે ઓળખાય છે. આ પ્રજા મુખ્યત્વે વ્યાપારી છે. ઘેટાં—બકરાં વગેરે પશુઓ છે એમનું ધન. તિબેટ વગેરે આસપાસના મુલકમાંથી ઊન અને અન્ય અસબાબ બકરીઓ પર લાદી હરદ્વાર પહોંચાડવું અને ત્યાંથી જીવનની જરૂરીઆતોની ચીજો જેવી કે ગોળ, તેલ વગેરે ચીજો આયાત કરવાનું કામ આ લોકો જ કરે છે.

ત્રણ ચાર વર્ષની નાની વયે આ પ્રજામાં લગ્ન નક્કી થાય છે. પહેલાં વરપક્ષ તરફથી બે સ્ત્રીઓ, વાગ્દાન કરી આવે છે, અને કેટલાક દિવસ પછી જઇ વિવાહની તિથિ પણ તેઓ જ નક્કી કરી આવે છે. ત્યાર પછી જાન જાય છે. વર પક્ષ તરફથી કન્યાનાં સંબંધીઓને નક્કી કરેલ પ્રમાણમાં સુંદર વસ્ત્રો અને તેનાં માબાપને અગાઉ નક્કી કરેલ રકમ—જેને 'દૂધકા દામ' તરીકે ઓળખે છે—આપવી પડે છે. તેઓમાં આ સિવાય બીજી કોઇ જાતનો સંસ્કારવિધિ થતો જ નથી. કન્યા પોતાના શ્વશુરગૃહે જ્યારે જાય છે ત્યારે તેનાથી નાનાં ગામનાં છોકરાઓ તો તે જ દિવસે પાછા ફરે છે. પણ છોકરીઓ કેટલાક દિવસ રહે છે કે જેથી કન્યાને ત્યાં અતડું લાગે નહિ. આ દરમિયાનમાં ગામનાં બધાં કુટુંબો તેઓને પોતાને ત્યાં વારાફરતી જમાડે છે.

આ લોકોમાં વહુ વિવાહનો પ્રચલન (રિવાજ) છે અને એવી જ રીતે ઘરજમાઇ રાખવાનો પણ રિવાજ છે.

કેટલીક અતિ મનોરંજક અને જુદી જુદી સામાજિક પ્રથાઓનો અત્રે ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

( "યુગાન્તર"માંથી )

# ગુજરાતમાં ગેસના ઉદ્યોગની શક્યતા

**મુંબાઇના જાણીતા ઉદ્યોગપતિ સર સુલતાન ચીનોયે જાતતપાસ કરી ગુજરાતમાં જુદાં જુદાં સ્થળે ગેસની સંભાવના છે, એમ સિદ્ધ કર્યું છે. આ ગેસનો ઉપયોગ ગુજરાતના ઔદ્યોગિક ભાવીમાં મહત્ત્વપૂર્ણ ભાગ ભજવશે. સર સુલતાન ચીનોય નીચેના લેખમાં ગુજરાતમાં નીકળતા ગેસ વિષે ઉપયોગી માહિતી પૂરી પાડે છે.**

ધોઘા પાસે તપાસ કરતાં કુદરતી ગેસના અસ્તિત્વ વિષે ગંધ આવતાં ઉદ્યોગપતિઓનું ધ્યાન તે તરફ સાધારણ ખેંચાયું હતું. અમેરિકન નિષ્ણાતના અન્વેષણ પછી અને ૭૪૧ ફીટ સુધી ખોદ્યા પછી ઔદ્યોગિક દૃષ્ટિએ ગેસનું પૃથક્કરણ કરવામાં આવ્યું અને આ ઉદ્યોગના વિકાસ માટે સારાં એવાં ક્ષેત્રોના અસ્તિત્વ વિષે માન્યતા દૃઢ થતી ગઇ.

### ગુજરાતનાં ભાવી તેલક્ષેત્રો

આ ગેસક્ષેત્રોનો વિસ્તાર ઘણો મોટો છે. કાઠિયાવાડના વાયવ્ય ખૂણા સુધી આ વિસ્તાર પથરાયો છે. ભરૂચ જિલ્લાના પશ્ચિમ તરફનો ભાગ અને તેલવા અને ધોઘા વચ્ચેના પ્રદેશોમાં પણ આવાં ક્ષેત્રોનું અસ્તિત્વ નક્કી કરાયું છે.

### વ્યર્થ જતો ગેસ

બાર માઇલ જેટલા વિસ્તારમાંથી ૭૭૦૦૦ ઘનફૂટ ગેસ નીકળે છે અને છેલ્લાં વીસ વર્ષથી આ ગેસ નકામો હવામાં ભળી જાય છે. ગેસનું દબાણ શરૂઆતમાં ૨૨૪ પાઉન્ડનું હતું. આ બધી વિગતો જોતાં સહેજે એમ લાગે કે આ બધાના મૂળમાં તેલ છે. ધોઘા નજીકના પ્રદેશનું હવામાન અને પરિસ્થિતિ જોતાં અમેરિકા અને ઇરાનના તેલના કૂવાવાળાં ક્ષેત્રોની સહેજે ઝાંખી કરાવે તેવી છે. ધોઘા અને પીરમ ટાપુનો પાક જોતાં પણ તેલનો પ્રદેશ હોય એમ નક્કી થઇ શકે. લડાઇ બાદની સરકારી યોજનામાં આ વિષયનો જો સમાવેશ કરવામાં આવે તો ઘણું સંતોષકારક પરિણામ આવી શકે તેમ છે.

### વૈજ્ઞાનિક નિરીક્ષણ

ધોઘા વિષેની વૈજ્ઞાનિક હકીકતો આપણે જોઇએ.

ધોઘા:—( અક્ષાંશ ૨૧',૪૧' રેખાંશ ૭૨',૧૯' ) એ કાઠિયાવાડના ઇશાન ખૂણામાં આવેલું અને ભાવનગરથી ૧૪ માઇલ દૂર છે. આ જગ્યાએ તળાવોનાં પાણીમાંથી ગેસ નીકળે છે. જો સળગતી દીવાસળી ધરવામાં આવે તો તરત જ ગેસ સળગતો નજરે પડે છે. આવાં તળાવોનું પાણી લોકો ધોવામાં વાપરે છે અને કેટલીક જગ્યાએ એ પાણી વૈદક દૃષ્ટિએ દવાના કામમાં પણ લોકો વાપરે છે. પાણીની ગરમી સામાન્ય સંજોગોમાં ૧૧૦° F. રહે છે. ધોઘા સિવાય પણ બીજા પ્રદેશોમાં આવી પરિસ્થિતિ જાણમાં આવી છે. વડોદરા, જગતીઆમાં પણ તેલના કૂવાઓની શક્યતા ઓછી નથી. આ ત્રણે જગ્યાઓમાંથી નીકળતા ગેસનું પૃથક્કરણ તપાસતાં આ વસ્તુની પ્રતીતિ થઇ શકે એમ છે.

| | ધોઘા | જગતીઆ | વડોદરા દીવાનનો બંગલો | લક્ષ્મી વિ. મહેલ |
|---|---|---|---|---|
| $CH_4$ | ૮૧.૮ | ૯૮ | ૯૪.૨ | ૭૦.૩ |
| $Co_2$ | ૧.૮ | ૧ | .૬૫ | .૪૦ |
| $N_2$ | ૧૬.૪ | ૧ | ૫.૧૫ | ૮.૫ |

| | | | |
|---|---|---|---|
| સલ્ફર ગેસ — | — | — | — |
| ઓક્સીજન ગેસ | — | — | ∙૮૦ |
| હીલીયમ— | — | — | — |

આ કોઠો જોતાં આ ગેસ ખૂબજ મહત્ત્વનો ભાગ ઔદ્યોગિક દૃષ્ટિએ ભજવી શકે એમ છે. આ ગેસ મોટા પ્રમાણમાં મળી શકે તોજ આ બધું બને. એને માટે વૈજ્ઞનિકોની એક કમિટી નિમાવી જોઇએ અને સરકારે પણ એમાં સહકાર આપવો જોઇએ.

### પ્રાદેશિક નિરીક્ષણ

ઘોઘા, જગતીઆ અને વડોદરા એ ત્રણે ખંભાતના અખાતની સાથે સંકળાયલા પ્રદેશો છે. કાઠિયાવાડના ઇશાન ખૂણામાં ૪૦–૫૦ ચોરસમાઇલનો ખડકોવાળો પ્રદેશ છે. ત્યાંનો પ્રદેશ પથ્થર અને ચૂનાનો બનેલો છે. એ પ્રદેશનો અંદરનો ત્રીજી કક્ષાનો ભાગ ખંભાતના અખાતમાં સમાઇ ગયો છે. જે ભાગમાંથી ગેસ નીકળે છે તેને ' ડેકકન ટ્રેપ 'થી ઓળખાવાય છે.

ઘોઘાની નજીકના પ્રદેશમાં ઉપર ઉપર રેતી અને ચૂનાના જુદી જુદી જાડાઇના થરો નજરે પડે છે. નીચે માટી હોય છે. ૩૫–૫૦ ફૂટ નીચે ખોદતાં ચૂના અને તેના મિશ્રણવાળા રેતાળ પદાર્થો આવે છે. જુદી જુદી જગ્યાએ જુદી જુદી ઊંડાઇએ આ વસ્તુ નજરે પડે છે. બોરીંગ રિપોર્ટ ઉપરથી એક વસ્તુ નક્કી થઇ શકી છે કે માટીના ખડકોની ઉંડાઇ ધ્યાન ખેંચે એવી છે. ચૂનાના ખડકોના પૃથકકરણમાં ફેર્મીનફીચર, બ્રીઓઝો ફોસીલ વગેરેનું અસ્તિત્વ ધ્યાન ખેંચે એવું છે. ગુજરાતના ગૌરવ સમા આવા પ્રદેશો તરફ ઉદ્યોગપતિઓની અને સરકારની નજર ક્યારે કેન્દ્રિત થશે ?*

---

## એક સૂચન

આજે આપણે ત્યાં વહેરાઇ માતાની પુનઃસ્થાપના થાય છે. એ આનંદનો દિવસ ગણાય. એ વખતે મને એક સૂચન કરવાનું મન થાય છે.

માતા શક્તિરૂપિણી છે. એનાં બાળકો આપણે પણ શક્તિવાળાં બનીએ એ જ માતાને તો ગમે, પણ શક્તિ કાંઇ બેઠા રહેવાથી કે માત્ર વાતો કરવાથી ઓછી શરીરમાં આવી જાય છે ? એ માટે તો પ્રયત્ન કરવો જોઇએ.

શિવાજી મહારાજે માતાની ભક્તિ કરીને બળ મેળવ્યું, એટલું જ નહિ મહારાષ્ટ્રના ગામેગામે એમણે કસરતના અખાડા ખોલાવ્યા અને ત્યાંના જુવાનોનાં શરીર મજબૂત બનાવ્યાં. આપણે પણ આપણાં બાળકોનાં શરીર સુદૃઢ અને બળવાન બનાવવાં હોય તો માતાજીની પુનઃસ્થાપના વખતે એમની શીળી છાયા નીચે માતાના ચોકમાં જ એક અખાડો સ્થાપીને આ પ્રસંગને સાર્થક બનાવી શકીએ.

ગામનું હિત હૈયે ધરાવતા દરેક ભાઇએ અને માતાના સાચા ભક્તે આ અંગે વિચાર કરવો અને એ અંગે ઘટતી જોગવાઇ કરવી.

આપણે આવો પુરુષાર્થ કરીશું તો માતાના શુભ આશીર્વાદ અને કૃપા તો આપણા ઉપર ઉતરવાનાં જ. ×

—શ્રી. બબલભાઈ મહેતા

---

* ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકમાંથી. × " ઊર્મિ-નવરચના "માંથી.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૨૦ મું | નવેમ્બર-૧૯૪૫ | અંક ૧૧ મો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★અમેરિકાનાં છાપખાના, રેડિયો તથા ફિલ્મ ઉત્પાદકો તરફથી જનરલ મેક આર્થરને પોતાનાં સ્મરણો લખવાની સંખ્યાબંધ માગણી કરવામાં આવી છે. આ માગણી કુલ ત્રણ લાખ પૌંડ સુધી પહોંચી છે.

★મહાસભાના પ્રમુખ મૌલાના આઝાદે જ્યારે પ્રખ્યાત રાજકીય સામયિક ' અલહિલાલ ' શરૂ કર્યું ત્યારે તેમણે પોતાનું તખલ્લુસ ' આઝાદ ' રાખ્યું હતું. આ વર્તમાનપત્રનો ઘણો પ્રભાવ પડતો હતો.

★*આ દેશમાં પુસ્તકાલય પ્રવૃત્તિ બહુ પછાત છે તેવા સમયે લાહોરની ફોરમેન ક્રિશ્ચિયન કૉલેજ તરફથી પ્રસિદ્ધ થતું ' ધી મોડર્ન લાયબ્રેરિયન ' આ પ્રશ્ન ઠીક છણાવટ કરે છે. ' હિંદની પુસ્તકાલય શ્રેણિ ' નામક પુસ્તિકાઓ તૈયાર થઇ રહી છે અને ચાર તો બહાર પડી ગયેલ છે. આ પુસ્તિકાઓમાં, હિંદમાં પુસ્તકાલયોની યુદ્ધોત્તર પુનર્રચના, હિંદની પુસ્તકાલયપ્રવૃત્તિની વિશિષ્ટતાઓ, હિંદી સંસ્કૃતિની ગ્રંથસૂચિ વગેરે વિષયો છે.

★*દિલ્હીના વ્રજ સાહિત્ય મંડળે વ્રજ ભાષામાં શ્રેષ્ઠ ગ્રંથ લખવા માટે શ્રીનિવાસ દાસના નામથી રૂા. ૧૦૧) ના વાર્ષિક પારિતોષિકની જાહેરાત કરી છે.

★*અર્વાચીન હિંદના મહાન હિંદી કવિ શ્રી. મૈથિલીશરણ ગુપ્તનો હીરક મહોત્સવ ઑગસ્ટમાં ઠેકઠેકાણે ઉજવવામાં આવ્યો હતો, પરંતુ બનારસમાં તે અસાધારણ ઉત્સાહથી ઉજવાયો હતો. તે શુભ પ્રસંગે, શ્રીમતી મહાદેવીએ સ્થાપેલ લેખક મંડળના કાર્યને સંગઠિત કરવા માટે કવિને એક થેલી અર્પણ કરવામાં આવી હતી.

★*હિંદી ગીતો તથા સંત પુરુષોની વાણી પર પ્રમાણભૂત ગણાતા સ્વ. ડૉ. બર્થવાલનું સ્મરણ તાજું રાખવા, લેન્સડાઉન, ગઢવાળના સ્મારક ટ્રસ્ટે બે ગ્રંથો પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. એકમાં તેમના લેખો તથા પત્રો આવશે અને બીજામાં સાહિત્યના જે વિભાગ પર તેમને પ્રેમ હતો તે પર બીજા લેખકોના લેખો આવશે.

★*સીત્તેર વર્ષની ઉંમરે, લાંબી માંદગી પછી, બનારસ ખાતે ૮ મી ઑગસ્ટે રાય બહાદુર ડૉ. શ્યામસુંદર દાસના નીપજેલા અવસાનથી હિંદી સાહિત્યને ભારે ફટકો પડયો છે. તેમણે શ્રી. રામનારાયણ મિશ્ર તથા ઠાકુર શિવકુમાર સિંહાના સહકારથી કાશીની નાગરી પ્રચારિણી સભાની સ્થાપના કરી હતી. આ સભાએ છેલ્લાં પચાસથી વધારે વર્ષો દરમિયાન હિંદી સાહિત્યની અનુપમ સેવા બજાવી હતી. સભાએ તાજેતરમાં પોતાનો સુવર્ણ મહોત્સવ ઉજવ્યો ત્યારે સભાના સ્થાપકો પૈકી તે એકલા જ જીવંત હતા. તે સમયે તેમની સેવાને યોગ્ય અંજલિ આપવામાં આવી હતી. સ્વ. ડૉ. રામચંદ્ર શુકલના સહકારથી તેમણે હિંદી શબ્દકોશ ' હિંદી શબ્દ સાગર ' તૈયાર કર્યો હતો. સભાના વિદ્વત્તાભર્યા ત્રૈમાસિક 'નાગરી પ્રચારિણી પત્રિકા'ના તેઓ વર્ષો પર્યંત તંત્રી હતા. તેમણે ઘણાં પુસ્તકો પ્રગટ કર્યાં હતાં. તે પૈકી ' સાહિત્યાલોચન ' ' રૂપક–રહસ્ય ' તથા ' ભાવાવિજ્ઞાન ખાસ નિર્દેશપાત્ર છે.

★*કાંગડીના ગુરુકુલ વિશ્વવિદ્યાલયના તત્ત્વજ્ઞાન તથા ધર્મના તુલનાત્મક અભ્યાસના પ્રોફેસર શ્રી. હરિદત્તને કલકત્તાની સાહિત્યસભા–બંગે હિંદી મંડળે, તેમના પુસ્તક ' હિંદુ વિવાહ મીમાંસા ' માટે રૂા. ૧૨૫૦ નું પારિતોષિક આપ્યું છે. આ પુસ્તકમાં વેદના સમયથી માંડીને અત્યાર સુધીની લગ્નસંસ્થા ઉપર વેધક પ્રકાશ પાડવામાં આવેલ હોઇ તે ક્ષેત્રમાં આવું પુસ્તક પહેલું છે.

★*હિંદી લેખક તથા પ્રકાશક શ્રી. નાથુરામજી પ્રેમીને અભિનંદન ગ્રંથ આપવાની યોજના થઇ રહી છે. આ ગ્રંથમાં બંગાળી, ગુજરાતી, અંગ્રેજી, મરાઠી તથા હિંદી લેખકોએ સહકાર આપ્યો છે. આ પુસ્તક અઢાર વિભાગમાં વહેંચાયેલ હોઇને તેનાં લગભગ ૧,૦૦૦ પાનાં થશે. તેની કીંમત રૂા. ૧૫ રહેશે.

★*ધારવાડની મનોહર ગ્રંથમાળાએ ૧૦૦ મું કાનડી પુસ્તક પ્રગટ કરવા માટે ઇનામોની જાહેરાત કરી છે શ્રેષ્ઠ નવલકથા તથા શ્રેષ્ઠ નાટક બન્ને માટે રૂા. ૪૦૦) તથા ૨૦૦ નાં બે ઇનામો દરેકમાં આપવામાં આવશે. નવલિકા તથા એકાંકી નાટિકા માટે રૂા ૧૦૦, ૫૦, તથા ૨૫ નાં ત્રણ ઇનામો આપવામાં આવશે. ' રેખાચિત્રો ' માટે રૂા. ૭૦) તથા રૂા. ૫૦) નાં બે તથા કાવ્ય માટે રૂા. ૧૦૦) નું એક ઇનામ આપવામાં આવશે. આખી હરિફાઇમાં પ્રથમ આવનારને વ્યક્તિગત ઇનામ ઉપરાંત સુવર્ણચંદ્રક આપવામાં આવશે.

★*સાંગલીની દક્ષિણ મહારાષ્ટ્ર સાહિત્ય પુરસ્કાર સમિતિ મરાઠી સાહિત્યના શ્રેષ્ઠ પુસ્તક માટે દર વર્ષે રૂા. ૫૦૦) નું પારિતોષિક આપે છે. ગયે વર્ષે આ રકમ કોલ્હાપુર રાજ્ય તરફથી અપાતાં પારિતોષિક તે નામથી અપાયું હતું અને તે શ્રેષ્ઠ મરાઠી જીવનવૃત્તાંત માટે આપવામાં આવ્યું હતું કમિટી સમક્ષ આવેલ ૧૭ પુસ્તકો પૈકી, કમિટીએ શ્રી. એસ. એલ. કરંડીકરના ' સાવરકર ચરિત્ર ' માટે રૂા. ૩૦૦) અને શ્રીમતી કમલાબાઇ દેશપાંડેના ' સ્મરણ–સાંકળી ' માટે રૂા ૨૦૦) ની રકમ આપી છે. ચાલુ વર્ષે માનસશાસ્ત્ર માટે કિર્લોસ્કર પારિતોષિક આપવાનાં આવશે.

★*સુપ્રસિદ્ધ મરાઠી લેખક શ્રી એસ. એલ. કરંડીકરને ' સાવરકર ચરિત્ર ' માટે ડી. પી. તરખડકરનું રૂ. ૨૪૦) રોકડ ઇનામ આપવામાં આવ્યું છે. ૧૯૪૩ માં આ ઇનામ કંઇક અડચણને અંગે આપવાનું મુલતવી રાખવામાં આવ્યું હતું.

*સ્વ: પ્રસિદ્ધ કવિ તથા નાટ્યકાર શ્રી. રામગણેશ ગડકરી (ગોવિંદરાજ)નું સ્મારક કાયમ રાખવા માટે ફંડ કરવાની શરૂઆત થઇ છે. તેમની મૃત્યુતિથિ ૧૯૪૬ ના ૨૩ જાન્યુઆરીએ આખા દક્ષિણમાં પાળવામાં આવશે.

★અંગ્રેજ લેખક જૉહાન બન્યન બેડફર્ડ કારાવાસમાં ' પિલિગ્રમ્સ પ્રોગ્રેસ ' લખતો હતો તે વખતનું તેની પાસેનું બાઇબલ એડલેઇડ (ઑસ્ટ્રેલિયા) માં મળી આવ્યાનું કહેવાય છે.

બાઇબલ પર ૧૬૬૪ ની સાલ છે. તે જ વર્ષમાં બન્યનના ૨૧ વર્ષના કારાવાસની શરૂઆત થઇ. તેમાં બન્યનની સહી છે. આવી સહી અત્યારે લગભગ બાર મળી આવે છે.

એડલેઇડના રેવ. સેમ્યુઅલ ફ્રોસિંથે આ બાઇબલ હમણાં જ ખરીદી લીધું છે. બ્રિસ્બેનના સ્વ. ગ્રંથપાલ તે આસ્ટ્રેલિયા લઇ ગયા અને તેણે એડલેડના પુરાતન વસ્તુ વેચનારને સોંપ્યું તેમ કહેવાય છે.

મેલબોર્નના એક તજ્જ્ઞે કહ્યું કે અમેરિકન હરરાજીમાં બાઇબલના ૩,૦૦૦ પોંડ ઉપજશે. રેવ. સેમ્યુઅલ ફ્રોસિંથે જણાવ્યું કે ' જો હું તે વેચીશ અથવા આપી દઇશ તો તે બેડફર્ડના બન્યન સંગ્રહસ્થાનને જ આપીશ. '

બેડફર્ડના બન્યન પુસ્તકાલયના રક્ષક મિ. ટી. કૂપરે જણાવ્યું કે ' કોઇ પણ પુસ્તક-શોખીન આ બાઇબલ ખાસ કરીને સહીવાળી નકલ-માટે ગમે તે કિંમત આપશે. બન્યનનાં પુસ્તકોની ૧૦૦૦ નકલોના અમારા સંગ્રહમાં ફક્ત એક જ સહી છે અને તે પણ છૂટા પાના પર છે. '

★ઇંગ્લંડનાં દેવળો આવતા પાંચ વર્ષ સુધી વાર્ષિક બે લાખ પોંડના ખર્ચે રાષ્ટ્રવ્યાપી જાહેર-ખબર તેના તજ્જ્ઞો મારફત કરવામાં આવશે અને તેનો હેતુ એકેએક સામાન્ય મનુષ્યને પહોંચી વળવાનો છે.

ધર્મની જાહેરાત થઇ શકે ખરી ? તે વિષે શંકા ધરાવનારાઓની સંખ્યા મોટી છે. કેટલાકને તો એમ લાગશે કે તે ધર્મના દરજ્જાને ઉચિત નથી. પરંતુ આ પ્રચારની વ્યાપકતા મહાન છે છતાં આ કલ્પના કંઇ નવી નથી.

★ચાર્લી ચેપ્લિન વિષેના પુસ્તક ' ચાર્લ્સ સ્પેન્સર ચેપ્લિન 'નો રશિયામાં ખૂબ ઉપાડ થાય છે. તે પુસ્તકમાં જાણીના સોવિયેટ ફિલ્મ ઉત્પાદકો બ્લીમેન, કોઝીન્ટસેવ, યુટકેવિચ તથા આઇનસ્ટીનના લેખોનો સંગ્રહ છે.

પુસ્તકના વિભાગ-ચાર્લી ચેપ્લિન-પોતાના વિષે તથા સિનેમા કળા વિષે-માં તેના આત્મવૃત્તાંતના લેખોનો સમાવેશ થાય છે બીજા વિભાગમાં ચેપ્લિનની ૪૭ ફિલ્મોનો સંપૂર્ણ ઇતિહાસ આપવામાં આવ્યો છે.

—છોટાલાલ માનસિંગ કામદાર.

---

* આ નિશાનીવાળી નોંધ ' ઇન્ડિયન પી. ઇ. એન. ' પરથી લીધી છે.

# જાહેરખબર પાછળ અમેરિકામાં શું ખર્ચાય છે ?

અમેરિકન માસિકોમાં આવતી ભભકાદાર જાહેરખબરો પાછળ કેટલો ખર્ચ થાય છે તે જાણવાની તમને ખરેખર ઇચ્છા થાય છે ખરી ?

આ એવો વિષય છે કે લોકો તેની અનંત ચર્ચા કર્યા કરે છે. છતાં જાહેરખબરના ધંધાની બહારના લોકોને, અમેરિકાને યોગ્ય પ્રકારની ટૂથપેસ્ટ, સાબુ, અથવા બીજી ટોઇલેટ જરૂરિયાતની વસ્તુ ખરીદવાને લલચાવવા માટે એક પાનાની જાહેરખબરના કેટલા પૈસા પડે છે તેની ભાગ્યે જ ખબર પડે છે.

' સેટર્ડે ઇવનિંગ પોસ્ટ 'નાં વચલાં પાનાંઓમાં રંગીન જાહેરખબરના સુંદર ડબલ પાનાની જાહેરખબર આપનારને ૨૪,૦૦૦ ડોલર બેઠા હતા. ' સેટર્ડે ઇવનીંગ પોસ્ટ 'ના પાછળના પાનામાં ચાર રંગમાં જાહેરખબર આપવાના ૧૫,૫૦૦ ડોલરનો ખર્ચ લાગ્યો હતો. અને જે અંકમાં આ જાહેરખબર છપાઇ તે અંક કેટલા લોકોએ ખરીદ કર્યો તું તમે ધારો છો ? ૧૯૪૪ ના ૩૦ મી જુનના પોસ્ટના ફેલાવાની ગણતરી મુજબ તે સંખ્યા ૩,૪૯૬,૮૦૩ની હતી.

' લાઇફ ' માસિકમાં ચાર રંગમાં એક પાનું એક વખત છપાવવાના ૧૪,૩૩૦ ડોલર બેસે છે. જો તમારે પાછળના પૂઠા પર તે જાહેરખબર છપાવવી હોય તો ચાર રંગમાં એક વખત છાપવાના ૧૮,૫૪૦ ડોલર બેસે છે. ૧૯૪૪ ના ૩૦ મી જુનની ગણતરી મુજબ લાઇફ 'નો ફેલાવો ૪,૧૪૭,૦૨૨ નકલોનો છે.

તાજેતરમાં બહાર પડેલ એક નિવેદન પરથી જણાય છે કે અમેરિકાનાં માસિકોમાં જાહેરખબર પાછળ વધારેમાં વધારે પૈસા ખર્ચનાર જનરલ મોટર્સ કોરપોરેશન છે. ૧૯૪૪ માં જનરલ મોટર્સે, ૧,૧૦૫.૦૪૦ ડોલર ફક્ત ' ફ્રિજિડેર ' વિભાગ પાછળ જ ખર્ચ્યા હતા.

જનરલ મોટર્સ પછી ' પ્રોક્ટર એન્ડ ગેમ્બલ ' આવે છે. માસિકોમાં જાહેરખબર પાછળ ૧૯૪૪ માં તેનું ખર્ચ ૫,૮૬૩,૫૩૯ ડોલર હતું. જનરલ ફૂડઝ કોરપોરેશનનો નંબર ત્રીજો આવે છે. તેણે ૧૯૪૪ માં ૩,૮૮૭,૧૩૧ ડોલર ખર્ચ્યા હતા. આ રકમમાંથી બેકર્સ ચોકલેટ તથા કોકો પાછળ ફક્ત ૬૫૦ ડોલર જ ખર્ચવામાં આવ્યા હતા.

અમેરિકામાં ઘરગથ્થુ થઇ પડેલાં બીજા નામોમાં પેપ્સી–કોલા ૩૧૯,૭૯૭ ડોલર, બાયર એસ્પીરીન ૨૧૫,૮૭૦ ડોલર, કોકા–કોલા ૧,૦૦૩,૬૬૫ ડોલર, કેમ્પબેલ સૂપ ૧,૦૮૯, ૮૯ ડોલર, ક્રાફટ ચીઝ કંપની ૯૭૩,૦૪૫ ડોલર તથા કેનેડા ડ્રાય જીંજર એઇલ ૧,૦૩૫,૫૩૧ ડોલર ખર્ચે છે.

જાહેરખબર આપવાના પૈસા પડે છે. પણ ભલાભાઇ, જરા જુઓ તો ખરા ! તેનું કેટલાગણું વળતર મળી રહે છે !*

—છોટાલાલ સાજસિંગ કાયદાએ

* ન્યુ યોર્કના 'ફેક્ટસ' પરથી.

# ડિક્ષનરીની કથા

બીજાઓનો નિર્દેશ ન કરીએ તો જ્યારે આપણે જૉન્સન અને હેન્રીનાં નામોનો વિચાર કરીએ છીએ ત્યારે આપણને સમજાય છે કે પહેલી પંક્તિની પ્રતિભાએ અંગ્રેજી ડિક્ષનરી સર્જી છે.

હેમ્લેટ બૂમ પાડીને કહે છે કે 'શબ્દો, શબ્દો અને શબ્દો.' છતાં શબ્દો જ સંસ્કૃત મનુષ્યનું જીવન, શ્વાસોચ્છ્વાસ તથા વિચાર છે.

એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકામાં ડિક્ષનરીની એવી વ્યાખ્યા આપી છે કે 'એક પુસ્તક જેમાં ભાષાના શબ્દો વર્ણાનુક્રમ પ્રમાણે અથવા બીજી કોઈ ચોક્કસ વ્યવસ્થા સાથે તેમના અર્થોની સમજૂતી સાથે અથવા તેમના સંબંધી બીજી માહિતી સાથે તે જ અગર બીજી ભાષામાં આપવામાં આવ્યા હોય.'

ચોક્કસ અર્થો સહિત આપવામાં આવતા અંગ્રેજી શબ્દો અથવા અંગ્રેજી અને ફ્રેંચ શબ્દો બન્ને જુદી જુદી લિપિમાં છાપ્યા હોય–તેવી ડિક્ષનરીની કલ્પનાથી આપણે એટલા પરિચિત છીએ કે જ્યારે આપણે જાણીએ છીએ કે આ કલ્પના આવતાં પહેલાં શિક્ષકો તથા વિદ્યાર્થીઓના મસ્તક પરથી સૈકાઓ વીતી ગયા છે ત્યારે આપણને મહદ્ આશ્ચર્ય થાય છે.

પહેલી અંગ્રેજી ડિક્ષનરી છઠ્ઠા હેન્રીના રાજ્યકાળ દરમિયાન ડોમિનિક પંથના સાધુ ગૅાલ્ટર ધી ગ્રામેરિયને તૈયાર કરી હતી. તે નોરફોક પરગણામાં 'કિંગ્સ લિન' ખાતે રહેતો હતો. ડોમીનીક તો ઉત્સાહી કેળવણીકારો હતા અને નોર્વિચ ખાતે તેમનું અગત્યનું નિવાસ-સ્થાન હતું. આ ડીક્ષનરીનું નામ 'એ ટ્રેઝરી ફૉર યંગ ફોક' (યુવાનો માટે ખજાનો) આપવામાં આવ્યું હતું. તેમાં અંગ્રેજી શબ્દોની લેટિન ભાષામાં સમજૂતી આપવામાં આવી હતી. કેમ કે તે સમયે દરેક વિદ્યાર્થીને લેટિન ભાષાની સંપૂર્ણ કેળવણી મળતી હતી. ઉપરાંત, તે અંગ્રેજી ભાષાના 'અઘરા શબ્દો'નો કોશ હોવાનો દાવો કરે છે અને તેમાં હમેશના ઉપયોગના સાદા શબ્દોનો સમાવેશ થતો નથી. કેક્સ્ટનની પછી થયેલ રિચર્ડ પિન્સને 'એ ટ્રેઝરી ફૉર યંગ ફોક' ૧૪૯૯ માં પ્રગટ કર્યું હતું. તે પણ શરૂઆતના અંગ્રેજી મુદ્રકો માંહેનો એક હતો.

સ્ટાન્ડર્ડ ડિક્ષનરીમાં બધા શબ્દો–એટલે કે ભાષાના મનુષ્યથી બોલી શકાય તેટલા શબ્દો–નો સમાવેશ થવો જોઈએ તે નિયમ ચોક્કસપણે ઘડતાં પંચાશી વર્ષો નીકળી ગયાં. સ્વાભાવિક રીતે જ 'ટેબલ ડિક્ષનરી' કે 'ટૂંકી ડિક્ષનરી'માં સામાન્ય જરૂરીઆત માટે સામાન્ય ઉપયોગના જ શબ્દો આવે.

૧૬૫૮ માં પ્રગટ થયેલ 'ન્યુ વર્લ્ડ ઑફ ઈંગ્લિશ વર્ડ્ઝ' અથવા 'એ જનરલ ડિક્ષનરી'ની પ્રસ્તાવનામાં મિલ્ટનનો ભત્રીજો એડવર્ડ ફિલિપ્સ ભારપૂર્વક જણાવે છે કે 'મારો હેતુ' અઘરા અંગ્રેજી શબ્દોનો સમાવેશ કરવાનો અને તેની વ્યાખ્યા આપવાનો છે. પોતાની મર્યાદા હોવા છતાં ફીલીપ્સ ડિક્ષનરી ખૂબ લોકપ્રિય થઈ પછી

અને ૧૭૨૦ માં તેની મોટી સાતમી આવૃત્તિ બહાર પડી હતી. આ પરથી તેની માંગ કેટલી હતી તે જણાઇ આવે છે. અંગ્રેજીની આ તદ્દન સ્વૈચ્છિક પસંદગી કેટલીક જુની પરદેશી ડિક્શનરીઓને લોકપ્રિય બનાવે છે; કેમકે આ ડિક્શનરીમાંથી મનુષ્યો પોતાની વાતચિત તથા ધંધામાં વપરાતા શબ્દો તથા વિશિષ્ટ શબ્દપ્રયોગો આપણને મળી આવે છે. આવી એક ડિક્શનરી જહૉન ફ્લોરિયોએ તૈયાર કરેલ ' એ વર્લ્ડ ઑફ વર્ડ્ઝ ' ( શબ્દોનું જગત ) તેનું વર્ણન ' ઇટાલિયન તથા અંગ્રેજી ભાષામાં ખૂબ વિગતવાર તથા ચોક્કસ ડિક્શનરી ' તરીકે કરવામાં આવ્યું હતું.

૧૭૩૯ માં પ્રગટ થયેલ નાથન બેઇલીની ડિક્શનરીએ કંઇક ખોટ પૂરવા પ્રયત્ન કર્યો, પણ સ્ટાન્ડર્ડ અંગ્રેજી ડિક્શનરી તૈયાર કરવાનું પ્રથમ પગલું ૧૭૪૭માં લેવામાં આવ્યું હતું તેમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. તે વર્ષમાં ડૉ. જહૉન્સને ' અંગ્રેજી ભાષાની ડિક્શનરીની યોજના 'ની પોતાની પ્રખ્યાત જાહેરખબર પ્રગટ કરી. તે વખતે ખૂબ લાગવગ ધરાવતા ચેસ્ટરફીલ્ડના અર્લને સંબોધીને તેણે આ પત્રિકા બહાર પાડી હતી. અર્લ પણ સાહિત્યના આશ્રયદાતા હોવાનું મનાવતા હતા. લૉર્ડ ચેસ્ટરફીલ્ડને પણ નવી ડિક્શનરીની યોજના સંબંધી ઘણો ઉત્સાહ હતો અને તેથી જાહેરાત પ્રગટ થયા પછી જહૉન્સન આગળથી પુછાવીને તેને મળવા ગયો. પરંતુ કોઇ નજીવા બહાના હેઠળ ડૉક્ટરને ખૂબ રાહ જોવરાવી બેસાડી રાખવામાં આવ્યો. ઉપરાંત, પાસેના ઓરડામાંથી તે ખડખડાટ હસવાના અવાજ સાંભળી શકતો હતો. તે પરથી સ્પષ્ટ જણાતું હતું કે કોઇપણ જાતની ગંભીર પ્રકારની વાતચીત ચાલતી નહોતી. આખરે બારણું ઉઘડયું. કોવેન્ટ ગાર્ડની પ્રસિદ્ધ નટી બેગ વૉફિંગ્ટનને વળાવવા મશ્કરો કૉલિસિબર નીકળ્યો. જહૉન્સન અંદર જાય ત્યાર પહેલાં એક ભભકાદાર પોશાકવાળા મનુષ્યે અંદર પ્રવેશ કર્યો અને આથી જહૉન્સનની ધીરજ ખૂટી જતાં તે ચાલ્યો ગયો.

ડિક્શનરી તૈયાર કરવાનું કાર્ય મુખ્યત્વે જહૉન્સનના, ફ્લીટ સ્ટ્રીટ નં. ૧૭ ગફ-સ્કવેરના ઘરમાં ચાલતું હતું. અહીં એક મોટો લેંપ ટીંગાતો. સાફ લખાણ કરવામાં, ઉલ્લેખોને ચોક્કસ કરવામાં તથા પ્રૂફ સુધારવામાં જે મદદનીશો તેને મદદ કરતા તેમના માટે અહીં એક ઑફિસ તૈયાર કરવામાં આવી હતી. આ બધી વિગતો માટે છ શીખાઉ માણસોનો સ્ટાફ નિયમિત રીતે રાખવામાં આવ્યો હતો.

ઑક્સફર્ડની પેમબ્રોક કૉલેજના માસ્ટર ડા. એડમ્સ એક સવારે ત્યાં જતાં તેણે બધાને પોતપોતાના કામમાં મશગુલ જોયા. તેણે આશ્ચર્યથી ડૉ. જહૉન્સનને કહ્યું " સાહેબ, આ તો મહાભારત કાર્ય છે. તમે નક્કી કરેલ ત્રણ વર્ષમાં આ શી રીતે પૂરું કરી શકશો? ફ્રેંચ એકેડેમીના ચાળીસ સભ્યો છે. તેમને તેમની સ્ટાન્ડર્ડ ડિક્શનરી પૂરી કરતાં ચાળીસ વર્ષો લાગ્યાં હતાં. " ડૉક્ટરે સસ્મિત જવાબ આપ્યો, ' ત્યારે તો હું ચોક્કસ ત્રણ વર્ષમાં પૂરું કરી શકીશ ' જુઓ આ પ્રમાણ. ચાળીસને ચાળીસ વતી ગુણીએ એટલે સોળસો. અને ત્રણને સોળસોનું જે પ્રમાણ છે તે જ પ્રમાણ અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચેનું છે. "

આ અદ્‌ભુત કાર્યની પ્રગતિમાં આખું સાહિત્યજગત મશગુલ થઇ ગયું અને ડિક્શનરીને તૈયાર જોવા અધીરું થઇ ગયું. મેરી સ્ટ્રેન્ડના પ્રકાશક એન્ડ્રયુ મિલરે છેલ્લા પાના

માટે ઉતાવળ રાખવાની જહૉન્સનને વિનંતિ કરી. આખરે એક દિવસ બપોરે મિલરની ઑફિસમાં છેલ્લાં પ્રૂફ આવ્યાં. જ્યારે સંદેશવાહક પાછો આવ્યો ત્યારે જહૉન્સને તેણે પૂછયું, " તેણે શું કહ્યું ? " જવાબ મળ્યો, " સાહેબ ! તેણે કહ્યું કે, ઈશ્વરનો પાડ માનો. તેની સાથેનું સારું કાર્ય પૂરું થયું. " જહૉન્સને કહ્યું, " કોઈ પણ કાર્ય માટે પ્રકાશકમાં ઈશ્વરનો પાડ માનવા જેટલું સૌજન્ય છે, તેટલું પણ સારું છે. "

ડિક્ષનરીનાં બે મોટાં ફોલિયો વોલ્યુમ થયાં હતાં. ઇ. સ. ૧૭૫૫ના એપ્રિલની ૧૫ મી તારીખે ૪ પૌ. ૧૦ શિ. ની કિંમતે તે પ્રગટ કરવામાં આવી. પહેલેથી જ, તેની યોગ્યતા પ્રમાણે સાહિત્ય તથા વિદ્વત્તામાં તેને અજોડ સ્થાન આપવામાં આવ્યું. પ્રખ્યાત વિદ્વાનપર દેશ અને પરદેશથી મુબારકબાદીના પત્રો આવવા માંડયા. પ્રકાશનના દિવસે લૉર્ડ ચેસ્ટરફીલ્ડે પ્રખ્યાત માસિક ' ધી વર્લ્ડ 'માં બે લેખો લખી ડૉ. જહૉન્સનની મુક્ત કંઠે પ્રશંસા કરી. લૉર્ડ ચેસ્ટરફીલ્ડને છેલ્લા થોડા સમયથી પોતાની ખરાબ રીતભાત તથા ભૂલ માટે પશ્ચાત્તાપ થતો હતો.

જહૉન્સનને આ લેખનો સત્વર જવાબ આપ્યો ઉદાત્ત રૂપકા તરીકે આ પત્ર શ્રેષ્ઠ નમુનારૂપ ગણાય છે. ચેસ્ટરફીલ્ડને આથી ખૂબ લાગી આવ્યું હશે; કેમકે તેની એક નકલ છપાવવામાં આવી હતી. બીજે દિવસે તો તે આખા ગામમા ચર્ચાનો વિષય થઇ પડયો.

જહૉન્સનની ઘણી વ્યાખ્યાઓ, ચોક્કસ હોવા છતાં તેમાં હાસ્યવૃત્તિ પણ હોય છે. ' આબકારી જકાત 'ની તેણે એવી વ્યાખ્યા આપી હતી કે " તે વસ્તુ પર નાખવામાં આવેલ તિરસ્કારજનક કર છે અને જેને જકાતની રકમ ભરવામાં આવે છે તેઓ એ ભાડે રાખેલ હલકા માણસોથી તે નક્કી કરવામાં આવે છે. " આથી જકાતના કમિશનરો એટલા ગુસ્સે થઇ ગયા કે તેઓએ એક આગેવાન વકીલની સલાહ લીધી. તેણે તેમને સલાહ આપી કે શબ્દો વાંધાપડતા હોય યા ન હોય છતાં કોર્ટમાં ઘસડવાનું યોગ્ય નથી જહૉન્સને આ શબ્દોમાં લેશમાત્ર ફેરફાર કરવાની ના કહી. કેટલીક વ્યાખ્યાઓ ભૂલ ભરેલી હતી. એક સ્ત્રીએ કહ્યું કે, ' ડૉ. જહૉન્સન ! તમારી ડિક્ષનરી બહુ વિદ્વત્તાભરેલી હશે, પણ મને ભય છે કે તે નિંદાપૂર્ણ પુસ્તક છે. મેં તેમાં જોયેલા ખરાબ શબ્દોથી મને આઘાત લાગ્યો છે. જહૉન્સને જવાબ આપ્યો, ' બાઇ સાહેબ, ખરેખર તેમજ છે. આ શબ્દો શોધતાં મને કેટલી મહેનત પડી હશે તથા કેટલો સમય ગુમાવ્યો હશે ! '

ડિક્ષનરીના લેખકે પોતે જે શબ્દોનો ડિક્ષનરીમાં સમાવેશ કરે તે પ્રતિ તેને પૂર્વગ્રહ હોવો ન જોઇએ. જહોન્સને પોતે લખ્યું છે કે ' કુદરતી રીતે કોઇ પણ શબ્દ બીજા શબ્દ કરતાં વધારે હલકો નથી તેથી શબ્દો સંબંધી અમારો અભિપ્રાય અકસ્માત અને રિવાજ પર પૂરેપૂરો આધાર રાખે છે. ' ૧૮૫૭માં આર્કબિશપ ટ્રેન્ચે નિયમ બહાર પાડયો કે ' સંગ્રાહકે માત્ર સારા શબ્દો જ નહિ પરંતુ તેની નજરે ગમે કે ન ગમે તો પણ સારા અથવા ખરાબ શબ્દોનો સમાવેશ કરવો જોઇએ. તે ભાષાનો ઇતિહાસકાર છે, નહિ કે ટીકાકાર. આજે આપણી પાસે પ્રથમ પંક્તિની ઘણી ડિક્ષનરીઓ—જેવી કે ચેમ્બર્સ, ધી ઇમ્પિરિયલ, ધી સ્ટાન્ડર્ડ, ધી સેન્ચરી, ધી યુનિવર્સલ, વેબ્સ્ટર—વગેરે છે; પરંતુ મહાન ઑક્સફર્ડ-અંગ્રેજી

ડિક્શનરી છેલ્લા પ્રમાણ તરીકે ગણાય છે. આનો અર્થ એ નથી કે ઑક્સફર્ડ ઇંગ્લિશ ડિક્શનરી દોષ રહિત અને સંપૂર્ણ છે. મનુષ્યનો કોઇ પણ યત્ન દોષરહિત હોઇ શકે જ નહિ પરંતુ લૉર્ડ ચેસ્ટરફીલ્ડના શબ્દોમાં સંભાળ અને વિદ્વત્તાથી જેટલી બની શકે તેટલી તે સંપૂર્ણતાની નજીક છે." અલબત્ત, તેમાં ખામીઓ પણ હશે.

અપભાષા (Slang)ની એક જાણીતી ડિક્શનરી 'એ ક્લાસિકલ ડિક્શનરી ઑફ ધી વલ્ગર ટંગ' છે. બર્ન્સના મિત્ર વિદ્વાન ફ્રાન્સિસ ગ્રોઝની તે રચેલી છે. એઇન્સવર્થ આ પુસ્તકનો મહાન પ્રશંસક હતો અને તેનાં પુસ્તકોમાં તેણે તેનો ખૂબ ઉપયોગ કર્યો છે. જો કે તેણે જણાવ્યું છે કે ઘણા શબ્દો મારા પુસ્તકમાં મૂકી ન શકાય તેવા બિભત્સ છે. છેલ્લામાં છેલ્લી અપભાષાની ડીક્શનરી ફાર્મર અને હેન્લિની 'સ્લૅંગ એન્ડ ઇટસ એનેલોગ્ઝ' છે. ૧૮૯૦–૧૯૦૪માં તેના સાત ભાગો પ્રગટ થયા છે. ડબલ્યુ. ઇ. હેન્લિ, સ્ટીવન્સન, કિપ્લિંગ અને બેનાર્ડનો મિત્ર તથા 'ન્યુ રિવ્યુ'નો તંત્રી હતો તથા લંડનના સાહિત્ય મંડળોમાં તે મહાન વ્યક્તિ હતો. તેનામાં ખરેખરી પ્રતિભા હતી.

—છોટાલાલ માનસિંગ કામદાર

---

## સાહિત્યનો આનંદ

સાહિત્યના અનેક હેતુઓનો 'પરનિર્વૃત્તિ' એ મહત્ત્વનો હેતુ મનાય છે. દુનિયામાંના કોઇપણ સારા કવિનું સારું કાવ્ય તમે વાંચો. તેનાથી તમારી ચિત્તવૃત્તિ ઊછળી આવશે જ. શેલીનું 'સ્કાયલાર્ક' એ કાવ્ય વાંચો. સ્કાયલાર્કની પાંખ ઉપર બેસી તમે પણ ગગનમાં ઉડ્ડયન કરતા હો એવું તમને લાગશે. કાલિદાસનું 'મેઘદૂત' એ કાવ્ય વાંચો. તે મેઘ સાથે તમે પણ આકાશના તરલ વાતાવરણમાં અને અલકાવતીની ઉન્માદક વાટિકામાં ફરતા થશો. તમે જો ધાર્મિક પ્રવૃત્તિના હો તો 'રામાયણ' અને 'મહાભારત' વાંચી જુઓ. એ બે મહાકાવ્યોની રમ્ય ભુલભુલામણીમાં તમે એક વાર પેઠા કે તમને બહાર નિકળવાનું મન જ નહિ થાય! તમે હંમેશાં રામાયણ અને મહાભારતમાંના વીરોનું મનન કર્યા કરશો! તમે જો થોડાક તત્ત્વપ્રધાન હશો તો ગીતા જેવું કાવ્ય વાંચ્યા પછી ગાંધીજી કહે છે તેમ તમે ગમે તેટલી વિકટ પરિસ્થિતિમાં હશો તો પણ ગીતાજીના એક બે શ્લોકથી જ તમે આનંદી બની જશો.

* *

સાહિત્યથી મળતા આનંદની મોટાઇ એક દૃષ્ટિએ વિશેષ છે. ખિસ્સામાં પૈસા અવાજ કરતા હોય તો જ બીડી પીવા મળે અથવા તો કાશ્મીરના નંદનવનમાં જઇ શકાય. ખાંસાહેબની મરજી લાગે તો જ સુરીલું સંગીત સાંભળી શકાય. પણ અમારા કાવ્યાનંદનું તેવું નથી. કોઇપણ સાર્વજનિક પુસ્તકાલયમાં જઇ તેનો દિલ ચાહે તેટલો આનંદ લઇ શકાય છે. સાહિત્યના આનંદ સામ્રાજ્યમાં રાવથી માંડીને રંક સુધી, અમર, શહેનશાહ છઠ્ઠા જ્યોર્જથી માંડીને ઠેઠ વિશ્વનાથ પાંડુરંગ દાંડેકર સુધી બધાને ગમે ત્યાં અને ગમે તેટલી વાર જવાની છૂટ છે!

( 'શારદા'માંથી )

# કલાપી : એક અભ્યાસદૃષ્ટિ

તાજેતરમાં પુસ્તકાલય સ. સ. મંડળ દ્વારા પ્રસિદ્ધ થયેલ "કલાપીનો કેકારવ"નો વિસ્તૃત પ્રવેશક સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇએ લખ્યો છે. તે કલાપીસાહિત્યના અભ્યાસીઓને ઉપયોગી નીવડે તેવો હોવાથી એ અહીં ઉતાર્યો છે.—તંત્રી

## ૧—કલાપી અને તેનો સમય

ઓગણીસમી સદીનાં છેલ્લાં પચાસ વર્ષ એ વર્તમાન ગુજરાતી સાહિત્યનો સ્પષ્ટ ઘડતરકાળ. ગુર્જર સાહિત્ય ઘણું ફાલ્યું ફૂલ્યું છે, અને હજી પણ ફૂલશે-ફાલશે; છતાં ઓગણીસમી સદીના આ વિભાગે વિકસાવેલાં તેનાં સ્વરૂપોમાં જ ગુર્જર સાહિત્યની સઘળી ખિલાવટ થઇ છે, એ સત્ય કદી ભુલવાનું નથી. એ યુગના કેટલાએ સર્જકો વીસમી સદીમાં જીવંત હતા અને બળવંતરાય ઠાકોર, ન્હાનાલાલ કવિ, કૃષ્ણલાલ ઝવેરી જેવા એ યુગના સાહિત્યસર્જકો વીસમી સદીના સાહિત્યને પણ સર્જી રહી આપણી વચમાં હજી વિરાજે છે, એ સદ્ભાગ્યની વાત છે.

પરંતુ ઓગણીસમી સદીની છેલ્લી પચીશીમાં પોતાનું જીવન અને કવન પૂર્ણ કરી, જીવન પૂર્ણ કર્યા છતાં વીસમી સદીનાં પચાસ પચાસ વર્ષ સુધી પોતાના ભૌતિક જીવનની સિફારશ વગર જીવંત રહેનાર એક સાહિત્યવ્યક્તિ અને તેનું જીવન બહુ જ વિશિષ્ટ અને અદ્ભુત સ્થાન ભોગવે છેઃ એ વિશિષ્ટ વ્યક્તિ તે કલાપી.

કલાપીના નામની આસપાસ જેવો જાદુ છે તેવો જાદુ ભાગ્યે જ કોઈ વ્યક્તિની આસપાસ વીંટળાએલો હશે. સ્થૂળ દૃષ્ટિને જેમ રંગ રંગના અંબાર સરખો મયૂર મોહિત કરે છે, નર્મદ-દલપતથી શરૂ થયેલી આપણી નવી ગુજરાતી કવિતા નવનવાં સ્વરૂપો ધારણ કરતી હશે અને વીશીએ નવનવા રંગો ધારણ કરતી આજ વાસ્તવવાદના કલ્પનારંગે રંગાઇ ચૂકી છે. કવિતાને નર્મદ-દલપતે એક ઝોક આપ્યો; નરસિંહરાવે તેનો ઝોક બદલી પાશ્ચિમાત્ય ઢબનો આકાર અર્પી નવીનતા ઉપજાવી; ગોવર્ધનરામ અને બળવંતરાયે તેમાં ચિંતન અને વિચાર-ભારનાં ઉંડાણો આપ્યાં; કાન્તે મૃદુતા અને કલાની તેમાં ઝાંખી કરાવી; મણિલાલ નભુભાઇ અને બાલાશંકરે કવિતાને મસ્તીભર્યો વેગ આપ્યો; અને આમ કવિતાના એ આલયોજકોએ આજ આપણે કદાચ કિંમતી ન ગણીએ એવા છતાં ઐતિહાસિક દૃષ્ટિએ અત્યંત કિંમતી એવા વહનમાર્ગ આપી ગુર્જર કવિતાને સાચી હૃદયવાણી બનાવવાના યશસ્વી પ્રયાસો કર્યા. એ પ્રયત્નો હજી ચાલુ જ છે, અને સુંદરમ્-ઉમાશંકરની જોડી આગળ તે અટકયા નથી, અને કોઇ આગળ અટકશે પણ નહિ !

છતાં એ આખા કવિતાપ્રવાહમાં બે કવિઓએ જે ઉંડાણ, દર્દ, ચિંતન, ઉડ્ડયન અને ઉચ્ચાર આપ્યાં છે તેવાં બીજા કોઇ કવિએ હજી સુધી આપ્યા નથી; તેમની પહેલાં થઇ ગયેલા કોઇએ પણ ! આ બે કવિઓમાંના એક ન્હાનાલાલ અને બીજા કલાપી. આ બન્ને કવિઓમાં ગુર્જર કવિતા જેટલો સુંદર ઉચ્ચાર પામી છે તેટલો સુંદર ઉચ્ચાર બીજા કોઇ

કવિમાં જડતો નથી એમ નિશ્ચયપૂર્વક કહેતી વખતે અન્ય કવિઓ પ્રત્યે અણગમો કે અભાવની જરાય વૃત્તિ નથી.

ન્હાનાલાલ અને કલાપી બન્નેની પ્રતિભા જુદી જુદી છે; બન્ને વચ્ચે ખાસ સામ્ય જ કશું નથી; છતાં એ બન્ને વર્તમાન ગુર્જર કવિતાનાં ઉચ્ચતમ શિખરો છે, એની બીજા શિખરપ્રેમીઓથી ના પાડી શકાશે નહિ. કલાપી અને ન્હાનાલાલે વીસમી સદીના ત્રણેક દસકા સુધી તો પોતાની પાછળ ગુજરાતને ઘેલું બનાવ્યું હતું. હવે ગુર્જર રુચિ એ બેપની કવિતાથી પર જવા માગતી દેખાય છે, છતાં એ યુગલે જેવો ગુર્જર રસિકતાને સંતોષ આપ્યો એવો સંતોષ હજી બીજા કોઇથી આપી શકાયો નથી. ન્હાનાલાલને યાદ કરતાં પ્રાચીન ગુર્જર કવિ પ્રેમાનંદ યાદ આવે છે: કલાપીને યાદ કરતાં પ્રાચીનોમાં છેલ્લો ઝબકી ગયેલો રસકવિ દયારામ યાદ આવે છે. એ બન્ને પ્રાચીનોએ ગુર્જર પ્રજા ઉપર પાડેલી અસરનો પડઘો ન્હાનાલાલ અને કલાપીની ઉપજાવેલી અસરોમાં આપણને સંભળાય છે.

કલાપીનો જાદુ જેમ તેના કવનમાં છે, તેમ તેના જીવનમાં પણ છે. જીવન અને કવનની સામ્યતા કોઇ પણ કવિમાં કલાપી જેટલી ચોખ્ખી રીતે ખીલી નીકળેલી નથી. જીવન અને કવન વચ્ચે, જીવન અને સાહિત્ય વચ્ચે, જીવન અને વાણી વચ્ચે બહુ જ ગાઢ સંબંધ છે એ સહુ જાણે છે. એમ છતાં સાહિત્યકારોનાં જીવન અને એમની કૃતિઓ વચ્ચે ઘણી વાર મેળ પાડવાનું કામ મુશ્કેલ બની જાય છે. કલાપીના જીવન અને કવન વચ્ચેની સામ્યતા બહુ જ અદ્ભુત છે. બન્નેના પ્રવાહ એવા નિર્મળ અને પારદર્શક બની રહ્યા છે કે તે અરસપરસનાં પ્રતિબિંબ છે એમ સહજ જોઇ શકાય. કલાપીની એ એક ભવ્ય વિશિષ્ટતા છે. અમુક કાવ્ય કે અમુક કડી વાંચતા બરોબર તેના રચનારની સાચામાં સાચી આકૃતિ વાંચનારની નજર આગળ ખડી થાય એવું કોઇપણ સાહિત્યકારને માટે આપણે કહી શકીએ તો તે કલાપીને માટે જ.

## ૨—કલાપીનું જીવન

કલાપીનું જીવન એટલે ? ૧૮૭૪ માં જન્મ અને ૧૯૦૦ માં અવસાન. છવ્વીસ વર્ષની આખી જીવનરમત. રાજકુટુંબમાં જન્મ. રાજ્ય ભલે મોટું ન હોય; પરંતુ રાજકુટુંબની સર્વસામાન્ય સમૃદ્ધિ અને ઉપાધિ પૂરેપુરી અનુભવી શકાય એવડું રાજ્ય તો ખરું જ. ગુજરાતના ઇતિહાસમાં વિશિષ્ટ ભાગ ભજવી ગયેલા ગોહેલ રાજપૂતવંશમાં તેમનો જન્મ. ન્હાનપણમાં જ કલાપીએ માતપિતા ગુમાવ્યાં. આઠ વર્ષની વયે રાજકોટની રાજકુમાર કોલેજમાં વિદ્યાર્થીજીવન શરૂ કર્યું. એ કોલેજમાં અભ્યાસ કરી ગયેલા સેંકડો રાજકુમારોએ ગુજરાતને સારી માઠી કૈંક બક્ષિસો આપી હશે એ ખરૂં, પરંતુ કલાપીએ આપેલી બક્ષિસ સરખી અમર બક્ષિસ હજી સુધી બીજા કોઇ રાજવી—રાજકુમારે કોલેજના વિદ્યાર્થીએ આપી જાણી નથી. ખાતરીપૂર્વક એકાદ કલાપી ઉપજાવની રાજકુમાર કોલેજ પાછળનો ખર્ચ અને શ્રમ સફળ છે !—જો કે કલાપીના જીવનમાં રાજકુમાર કોલેજે ખાસ Creative-સર્જનાત્મક ભાગ લીધો હોય એમ દેખાતું નથી.

પિતા અને વડિલ ભાઇનું અવસાન થતાં કલાપીએ રાજગાદી મેળવી. પરંતુ સગીર અવસ્થામાં મળેલી ગાદી રાજ્ય સાથે કેટલીયે પરાધીનતા આપે છે. ગાદી મેળવતાં રાજવહિવટ અને પોતાની અંગત સંભાળ બ્રિટિશ સલ્તનતની એક મહા જોરદાર શાખા ' એજન્સી 'ને

સોપાધ ! બાર વર્ષે પિતા અને ચૌદ વર્ષે માતાના વાત્સલ્યને ગુમાવી ચૂકેલા કલાપીના પંદરમે વર્ષે તેમને ' લગ્ને બે પત્નીઓ આપી. ' કલાપીના સાહિત્યજીવનમાં રમાને નામે ઓળખાતાં કલાપીનાં રાણીની શોભના નામે ગુર્જર સાહિત્યપ્રસિદ્ધ દાસી પ્રત્યે કલાપીને કેટલેક વર્ષે ખૂબ આકર્ષણ થયું, એ પણ એક મહત્ત્વનો જીવનપ્રસંગ. એ આકર્ષણમાંથી ઉગરવાના તેમના ભગીરથ પ્રયત્નો, એ પ્રયત્નોની નિષ્ફળતામાંથી ઊભો થયેલો શોભના સાથેનો લગ્નપ્રસંગ, એ કલાપીની અપૂર્વ માનવતાનું એક કેન્દ્રપ્રકરણ છે. ' કેકારવ ' એટલે મોટે ભાગે આ પ્રેમ અને નીતિનાં મંથનોનો કાવ્યપડઘો !

સંભવ છે કે એ આખા પ્રસંગમાં કદાચ કોઇને ખાસ વિશિષ્ટતા ન લાગે. હિંદુઓના લગ્નમાં એકપત્નીવ્રત ઇષ્ટ ગણાય, પણ આવશ્યક નહિ અને રાજકુટુંબોમાં રાજકીય દૃષ્ટિ પણ એક કરતાં વધારે પત્ની સાથેનાં લગ્નને સામાન્ય વ્યવહાર બનાવી દે છે. આજ સુધી આ પ્રથા ચાલી આવી છે.

પતિ–પત્ની વચ્ચે અણબનાવ થતાં અથવા જરા જરામાં અણગમો આવતાં આખા લગ્નને ફોક કરી બીજાં લગ્નોના અખતરા કરવા અને તેને એક પતિ–પત્નીવ્રત કહેવું એ પશ્ચિમની વિચારસરણી વધારે સારી છે કે એક કરતાં વધારે પત્નીઓ સાથે લગ્નજીવન ગુજારી રસિકતા કેળવવાના અતિ મુશ્કેલ અખતરાઓ કરવા એ પૌર્વાત્ય પદ્ધતિ વધારે સારી છે, એ બદલ મતભેદને અવકાશ છે. જે રૂઢિમાં આપણો ઉછેર હોય એ રૂઢિ આપણા જીવનને ઘડવામાં ઘણો મોટો ભાગ ભજવે છે, એટલે એક હિંદુ અને એક રાજવી તરીકે કલાપીએ બે પત્ની સાથે લગ્ન કર્યાં અને પત્નીની એક દાસી સાથે પણ લગ્ન કર્યાં, એમાં કશું અવનવું બન્યું હોય એમ માનીને ચમકી ઉઠવાની જરૂર નથી. ચમકી ઉઠાય છે ત્યારે જ કે જ્યારે રૂઢિ–રિવાજથી રક્ષિત એક રાજવી પોતાના હૃદયને ન્યાયાસન આગળ ઊભું રાખે છે ! કુશળમાં કુશળ વકીલની ઢબે પોતાનાં કાર્યની અસર નીચે આવતી વ્યક્તિઓના હૃદયનું નિષ્પક્ષપાત નિરૂપણ; સચ્ચાઇપૂર્વક સહુને ન્યાય આપવાની તાલાવેલી; અમાનુષી હક્કને ફેંકી દેવાની ઉદારતા; અને પોતાની માનવતા કે માનવનિર્બળતા ઉપર અપરાધની જવાબદારી નાખી સર્વાંશે પરિણામ સહન કરવાની તૈયારી અને નમ્રતા એ ગુર્જર જીવનમાં કદી નજરે ન પડેલું પ્રેમદૃશ્ય છે. શીરીન–ફરહાદ, લયલા–મજનૂન, કહાન ગોપી કે રામ–સીતાના પ્રેમની યાદ કરાવતો આ કલાપીનો જીવનપ્રસંગ દેહસંબંધમાં ઝટ ઊતરી પડતા પ્રેમનું દૃશ્ય નથી જ; એ લાંબી તપશ્ચર્યા છે. સામાન્ય માનવીના માપથી એ ન જ મપાય.

બહુ જ થોડા માનવી, બહુ જ પુણ્યશાળી માનવી આ રીતે પોતાના હૃદયને કસે છે–તપાસે છે, વ્યથા ભોગવે છે અને પરિણામની સંપૂર્ણ જવાબદારી ઉપાડી લે છે. કલાપીના આ જીવનપ્રસંગમાં આપણે એક પ્રેમકથા–Romance વાંચવા લલચાઇએ છીએ, એ સાચું છે; છતાં પ્રેમકથા કરતાં એ સચ્ચાઇભરેલા, વ્યથાભરેલા હૃદયની એક રુદનકથા છે, એ આપણે ભૂલવા સરખું નથી. ' હૃદયત્રિપુટી ' પ્રેમકવિતા ભલે હોય; જીવનને, જીવનના પ્રસંગોને એક સુઘડ હૃદયે આપેલી કલ્પના કવિતા ભલે હોય; એ પ્રેમકવિતા ઉપરાંત સત્યના, ન્યાયના સમુદ્રમંથનની પણ કથા છે. કલાપીના જીવનની એ એક વિશિષ્ટતાને લંબાણ વર્ણનની જરૂર નથી. કલાપીના પત્રોમાં એનો જેટલો સ્ફોટ થાય છે તેટલો કોઇ

પણ વિવેચકના કથનમાં થઇ શકે એમ નથી, કાન્તનું કલાપીને સંબોધન, કાન્તની પ્રસ્તાવના અને કાન્તે આપેલી કલાપીની પત્રકથા કરતાં કલાપીના જીવનને ઓળખાવતાં બીજાં વધારે તત્ત્વો હજી આપણને મળ્યાં નથી; મેળવવાની જરૂર પણ નથી.

કલાપીએ લગભગ આખા હિંદની મુસાફરી કરી છે અને તેના હૃદય ઉપર કાશ્મિરના સૃષ્ટિસૌંદર્યે ભારે છાપ પાડી છે.

એકવીસમે વર્ષે કલાપીને લાઠીનું રાજ્ય સ્વતંત્ર અધિકારથી સોંપવામાં આવ્યું. પાંચ વર્ષ સુધી રાજ્ય ભોગવનાર કલાપી વૈભવવિલાસપ્રિય મોજીપુરૂષ ન હતા; શિક્ષાના શોખીન અમલદારશિરોમણિ ન હતા; સત્તાના શોખીન સરમુખત્યાર ન હતા; " સત્તા વાપરવાની ટેવથી તેઓના ચહેરા ઉપર જ મગરૂરીની એવી છાપ બેસી ગયેલી હું જોઉં છું કે તેઓથી હું બને તેટલો દૂર રહું છું અને રહીશ." સત્તાધારી તરીકેના તેમના આ શબ્દોમાં રાજગૌરવ ખરૂં; રાજગુમાનનો અંશ પણ નહિ ! ઉપરાંત એના જીવનની ચાની સમા પ્રસંગને એક વાર જતો કરી પોતાના રાજવીપણાને પણ કસોટીએ ચડાવનાર કલાપી સત્તા–રાજસત્તાનાં ઝેર કેટલાં પી જતો હતો તે એના એક પત્રથી આપણે સમજી શકીશું:

> ' અન્યની સ્રીને ઉપાડી જનાર રાજા પ્રજાને કેમ ન્યાય આપી શકશે ? પ્રજા એવા રાજા પાસેથી શી આશા રાખી શકે ? મને તેમ કરવાનો શો હક્ક છે ? '

આ સાચા ઉદ્દગારમાં કલાપીના રાજવીપણાનો–સત્તાશોખનો ખ્યાલ આપણને આવી જાય છે. રાજાઓ જરૂર સત્તાશોખીન છે, અને એકટનના મત પ્રમાણે સત્તામાં કાંઇ એવું તત્ત્વ રહેલું જ છે કે જે સત્તાધારીને ભ્રષ્ટ કરે જ. છતાં એમાં અપવાદ નથી એમ કહેવું એ કલાપીના અસ્તિત્વને ભૂલવા સરખું છે.

એના શાસનકાળમાં ગુજરાત–કાઠિયાવાડનો ભયંકર ' છપ્પનિયા 'ને નામે ઓળખાતો દુષ્કાળ પડયો હતો. તે વખતના ' કલાપી 'ના ઉદ્દગાર એક સાચા રાજકર્તા તરીકેના ઉદ્દગાર છેઃ—

> " એક પણ માણસ આ રાજ્યમાં ભૂખથી ન મરે તો પ્રભુનો મોટો ઉપકાર. "

રાજખટપટ અને ગૃહખટપટનો કલાપીને ભારેમાં ભારે કંટાળો હતો. પરદેશી બ્રિટિશ સત્તા રાજવીઓની પરાધીનતાનો રેંટ પણ કર્યા કરતી હતી તેનું કલાપીને ઉગ્ર ભાન હતું. રાજ્ય કરતા ત્યાગ કલાપીને વધારે પ્રિય હતો. કલાપીને કેટલાક કવિ કહે છે, કેટલાક સ્નેહી કહે છે; પરંતુ એ સ્નેહીઓ અને કવિઓના મંડપમાં શોભતો એક ભવ્ય ત્યાગી હતો, એ વાત ભૂલી જવા સરખી તો નથી જ ! કલાપી કવિ હતો, સ્નેહી હતો, ત્યાગી હતો !

જે સ્નેહમંથન, સત્યમંથન તેના હૃદયમાં ચાલી રહ્યું હતું તેનું પરિણામ સને ૧૮૯૮ માં શોભના સાથેના લગ્નમાં આવ્યું. એ પરિસ્થિતિ અટકાવવા માટે તેણે કરેલા ગંભીર પ્રયત્નો તેની પ્રમાણિકતાનો અચૂક પુરાવો છે. શોભનાને તેણે તેની કોમના એક યુવક સાથે પરણાવી પણ દીધી અને પોતાના આકર્ષણ વચ્ચે પોતે હાથે કરીને એક વજ્રદિવાલ ઊભી કરી દીધી. ભાગ્યે જ કોઇ રાજવી, ભાગ્યે જ કોઇ માનવી આવો ભીષણ ત્યાગ કરી શકે ! સહુ સહુના હૃદયને પૂછે અને પછી કલાપીના કાર્યને ન્યાયના ત્રાજવે તોળવા બેસે !

વજ્રદિવાલ પીગળી ગઇ અને છેડાછૂટકાનો આશ્રય લઇ શોભનાને છૂટી કરી કલાપીએ

તેની સાથે ખુલ્લું લગ્ન કર્યું. કલાપી માત્ર સૌંદર્યશોખીન માનવી કે રાજવી હોત તો તેને આ લગ્ન કરવાની જરૂર રહેત નહિ. લગ્ન કર્યા વગર તે પોતાનો શોખ પૂરો કરી શકયો હોત. પરંતુ એ સામાન્ય રાજવી ન હતો; એ સામાન્ય દેહશોખીન પ્રેમી ન હતો. એનો રાગ પણ અત્યંત સુઘડ, સ્વચ્છ, ટેકીલો અને સર્વાર્પણ કરવાની તાકાતવાળો હતો. એનો રાગ ત્યાગનો જ એક ભાગ હતો.

રાજવી કલાપીનું મિત્રમંડળ પણ વિશેષતઃ રાજરંગિત ન હતું. તેના એક રાજમિત્ર વાજસૂરવાળા હજી આપણી વચ્ચે છે અને ' કલાપી 'ની સ્મરણદેરી રચી તેમણે પોતાની મૈત્રીને મૂર્તિમંત પણ કરી છે. એ અપવાદ. પરંતુ એ યુગના વિચિત્ર, વિશિષ્ટ, છતાં સમાજને દોરનાર સાહિત્યકારોમાંથી ઘણાની સાથે કલાપીને મૈત્રી હતી. મણિલાલ નભુભાઇ, કાન્ત મણિશંકર રત્નજી ભટ્ટ, લલિત, મસ્તકવિ ત્રિભુવન પ્રેમશંકર, જટિલ. ગોવર્ધનરામ ત્રિપાઠી, બળવંતરાય ઠાકોર એવી આજ પણ માનપાત્ર બની રહેલી વ્યક્તિઓ કલાપીના મિત્રમંડળમાં હતી. નવગુજરાતને ઘડતી વ્યક્તિઓનું આકર્ષણ કરનાર કલાપી પોતે પણ નવગુજરાતનો એક ઘડવૈયો જ છે. એણે પોતાના યુગને પોતાનામાં સમાવ્યો છે અને નવીન બળપ્રવાહોને ઝીલ્યા છે. કલાપીનો દરબાર એ કોઇ રાજાને તાઝીમ ભરવાનું, ચમકતું, નાટારંભથી ગાજતું, સેવકો કે ખુશામતીઆઓથી ઉભરાતું દીવાનખાનું ન હતું; ગુજરાતના સાચા ઘડવૈયાઓની એ મજલિસ હતી.

એક વિશિષ્ટ ઘટનાની નોંધ લેવાનું અત્રે મન થાય છે. કલાપી અને ન્હાનાલાલ વચ્ચે અંગત કે સાહિત્યવિષયક સંબંધ જણ્યો નથી. છતાં કલાપીના પૌત્ર ' રાજહંસ 'ની ભભકભરી છતાં ગૌરવશીલ અને ગંભીર બનતી સાહિત્યસૃષ્ટિ પોતાના આકારઘડતરમાં ન્હાનાલાલ શૈલીની બહુ પડોશમાં આવી ગઇ છે !

કલાપીનો વાચનશોખ પણ બહુવિધ અને વિશાળ કહેવાય. રાજકુમાર કૉલેજે તો કાંઇ બહુ જ્ઞાનભાર તેના મનમાં ભર્યો દેખાતો નથી કે સાહિત્યનો શોખ ઉપજાવ્યો દેખાતો નથી; છતાં અંગ્રેજી ગુજરાતી સંસ્કૃત અને ઉર્દૂ ભાષાનો તેને ભારે શોખ હતો. તે સમયે ઉચ્ચતમ અંગ્રેજી અને સંસ્કૃત ભાષાના કવિઓનો તેણે ઊંડો અને સદ્ભાવભર્યો અભ્યાસ પણ કર્યો હતો. સંસ્કારને-વિદ્યાને તે રાજગાદી કરતાં પણ ઊંચે સિંહાસને બેસાડતો હતો:—

" વડવાના હક્કબળે મેળવેલી રાજગાદી કરતાં મારા પોતાના બળેથી મેળવેલી વિદ્યા હજાર દરજ્જે ઉત્તમ. "

આ વાક્ય કલાપીના અભ્યાસપ્રેમ ઉપર પૂરતો પ્રકાશ પાડે છે.

અને સને ૧૯૦૦ માં તો કલાપીનું અવસાન થયું ! ફક્ત એક રાતની જ માંદગી ! માત્ર છવ્વીસ વર્ષનું જ જીવન ! પરંતુ એ છવ્વીસ વર્ષમાં સાઠ વર્ષે પણ ન મળી શકે એવા રસઅનુભવ અને તપઅનુભવની સમૃદ્ધિ મેળવી અવસાન પછીની અર્ધી સદી સુધી કલાપી સાહિત્યદેહે તો સજીવન રહ્યો છે. છવ્વીસ વર્ષના ટૂંકા જીવનની તેની ક્ષણે ક્ષણ ભાવભરી, રસભરી અને અનુભવભરી હતી. તેમ ન હોત તો કલાપીએ જે સાહિત્ય સર્જ્યું છે તે સર્જી શકાત જ નહિ. કલાપીનું જીવન, કલાપીનું અવસાન અને કલાપીનું સાહિત્ય,

એ ત્રણે સરખાં જ રોમાંચક છે.—એ ત્રણે અરસપરસનાં પ્રતિબિંબ હોય એમ લાગે છે—જીવન, મૃત્યુ અને સાહિત્ય ! કલાપીને, કલાપીના ટૂંકા જીવનને યાદ કરતાં શેલી, કીટસ, તરુ દત્ત અને રૂપર્ટ બ્રુકસનાં ટૂંકાં જીવન યાદ આવે છે, અને એક ઐકય્ય દુઃખભર્યો વિષાદ હૃદયમાં છવાઇ જાય છે.

કલાપીનું આ ટૂંક જીવન–છવ્વીસ વર્ષનું. અંગ્રેજોની છત્રછાયામાં બીજા મહત્ત્વના પ્રસંગો તો મહારાજાઓના પણ જીવનમાં બનવા સંભવિત નથી; કલાપીના જીવનમાં આથી શું વધારે માગીએ ? એ જીવન દરમિયાન ગુજરાતી સાહિત્યે નવાં નવાં બળ ઝીલ્યાં, નવા નવા અખતરાઓ કર્યા અને નવીન ગુજરાતી સાહિત્યને માનભર્યો આકાર આપ્યો. સરસ્વતીચંદ્ર, કુસુમમાળા, અભેદોર્મિ, કુંજવિહાર, ભદ્રંભદ્ર, ચક્રવાકમિથુન, કાન્ત નાટક અને ગીતગોવિંદનાં ભાષાંતર જેવાં ગૌહરોથી ગુર્જર સાહિત્ય એ વખતે સજ્જ થતું હતું. એ ટૂંકી પચ્ચીસીમાં કલાપીનું જીવન ઝબકયું અને અસ્ત થયું. આમ કલાપીની સાહિત્યરચના ઓગણીસમી સદીની ખરી, પરંતુ કલાપી સાચી રીતે વીસમી સદીના સાહિત્યકાર ગણાય. ઓગણીસમી સદીમાં તેમને ન મળેલું સ્થાન વીસમી સદીએ આપી એ સત્ય પૂરવાર કર્યું છે. ભૌતિકદેહ અદૃશ્ય થયા પછી જ અક્ષરદેહે ઓળખાઇ આજસુધી જીવંત રહેનાર સાહિત્યકાર કલાપીનું આ ભૌતિક જીવન પણ રોમાંચક છે. આ જીવનને પડછે આપણે એમના સાહિત્યને જોઇ લઇએ.

## ૪—કલાપીનો સાહિત્યફાલ

કલાપીએ જે સાહિત્યફાલ સર્જ્યો છે એ ફાલની વિપુલતા આપણને આશ્ચર્યમાં નાખી છે. ' કેકારવ ' એ તો જાણીતી કાવ્યરચના છે જ. તે ઉપરાંત તેમણે ' મહાકાવ્યો 'ની શૈલીમાં પોતાના પૂર્વજ હમીરજી ગોહેલનું અધૂરું છતાં અનોખું કાવ્ય આપણને આપ્યું છે.

' માલા ' અને ' મુદ્રિકા ' એ તેમની લખેલી લાંબી કથા—અનુવાદકથા ભલે કહો !

એમણે પ્રવાસવર્ણન પણ લખ્યું છે, જે ' કાશ્મીરના પ્રવાસ 'ને નામે પ્રવાસવર્ણનના સાહિત્યમાં કદાચ આદિસ્થાને આવી શકે.

સંવાદોનું પણુશૈલીનું ક્ષેત્ર પણ તેમણે ખીલવવા સરળ પ્રયાસ કર્યો છે.

પત્રલેખનનો સાહિત્યપ્રકાર ગુજરાતી ભાષામાં સાહિત્ય તરીકે ગણાવવાને પાત્ર હોય તો તે કદાચ એકલા કલાપીનો જ. આપણે ત્યાં પત્રલેખન સાહિત્યસ્વરૂપે હજી વિકસ્યું નથી. પરંતુ પત્રલેખન સાહિત્ય બની શકે છે, એવું ગુજરાતી ભાષામાં જો કોઇએ પણ સચોટ રીતે સાબિત કર્યું હોય તો તે કલાપીએ.

તેમની ' નોંધપોથી ' પણ એક સાહિત્યકૃતિ છે. નર્મદ અને નરસિંહરાવ સરખા કેટલાક સાક્ષરોએ પોતાની નોંધપોથી લખી છે. એ સાહિત્યપ્રકાર પણ હજી આપણે ત્યાં બહુ ખીલ્યો નથી. એમાં અંગત તત્ત્વોનું પ્રાધાન્ય હોવાથી, અને દિનચર્યામાં આવી જતા પ્રસંગો કે વિચારોનાં ટાંચણ થતાં હોવાથી એનું તાત્કાલિન પ્રકાશન બહુ શકય ન પણ લાગે; છતાં નોંધપોથીના લેખકના સમગ્ર માનસવિકાસને સમજવા માટે તેમ જ લેખકના સમયને પિછાનવા માટે એ સાહિત્યપ્રકાર પણ બહુ ઉપયોગી નીવડ્યો છે. આત્મકથાને નામે વિકસ્યું

જતું સાહિત્યઅંગ અને આવી નોંધપોથી એકબીજાની બહુ નજીક આવી રહે છે. એ સાહિત્ય-અંગમાં પણ કલાપીએ પોતાનો ફાળો નોંધાવ્યો છે.

માત્ર ફાળો નોંધાવવા ખાતર નહિ; કલાપીને સાહિત્યકાર થવાની ધગશ ન હતી; ઇતિહાસમાં નામ અમર કરવાની લોલુપતા ન હતી; પરંતુ એનું હૃદયતંત્ર જ એવા પ્રકારનું હતું કે જે વ્યક્ત થયા વગર રહી શકે જ નહિ. ઊર્ધ્વગામી આત્માઓ માટે હૃદય વ્યક્ત કરવાના માર્ગ કલા અને સાહિત્યમાં સહજ મળી રહે છે. કલાપીને સાહિત્યકાર થવાની તલપૂર પણ લોલુપતા ન હતી; છતાં એ ગુર્જરગિરાના સદ્ભાગ્યે સાહિત્યકાર બની રહ્યા. કવિતા, મહાકાવ્ય, નવલકથા, પ્રવાસવર્ણન, સંવાદ, પત્રલેખન, નોંધપોથી અને નિબંધ જેવાં સાહિત્યનાં વિવિધ અંગોને પોતાના વ્યક્તિવૈશિષ્ટ્યની છાપ આપી ખીલવનાર સાહિત્યકાર ઇતિહાસમાં તો અમર છે જ. ઐતિહાસિક દૃષ્ટિએ આમ કાવ્ય અને ગદ્યના જુદા જુદા સાહિત્યપ્રકારો કલાપીએ ખીલવી તેમનો સાહિત્યમાં પ્રવેશ અને સત્કાર પણ કરાવ્યો છે.

## ૪—સ્નેહી ? કવિ ? બન્ને.

કલાપીના મિત્ર શ્રી. રૂપશંકર કહે છે તે અંશતઃ ખરું છે કે, ‘ કલાપિના આંતર-સંસ્કાર સિવાય કલાપીની વ્યાવહારિક સ્થિતિ કોઈ રીતે અસાધારણ ન હતી. ’ પરંતુ એના આંતરસંસ્કારે એના વ્યવહારને–સાધારણ વ્યવહારને પણ એટલાં અસાધારણ બનાવી દીધાં હતાં કે કલાપીનું સામાન્ય જીવન, નિત્યજીવન, ક્ષણે ક્ષણનું જીવન પણ કલામય, ઊર્મિમય, ચિંતનમય જીવન બની રહ્યું હતું. સાહિત્ય અને જીવનને કલાપીએ એવા અસાધારણ ગાઢ સંબંધમાં મૂકી દીધાં છે કે એના સાહિત્યને સમજવા માટે એના જીવનની આછી રૂપરેખા સમજવી બહુ આવશ્યક બની ગઈ છે–બીજા કોઈપણ સાહિત્યકાર કરતાં. અને ‘ કલાપી સ્નેહી છે કે કવિ ? ’ એવા ગુર્જર સાહિત્યમાં ઉત્પન્ન થયેલા વાદનાં મૂળમાં પણ કલાપીના જીવન–કવનમાં રહેલી અભિન્નતામાં જ રહેલાં છે. ‘ સ્નેહી ’ અને ‘ કવિ ’ એ બન્ને પરસ્પર ન સમાય એવાં તત્ત્વ નથી. જે કવિ હોય તે સ્નેહી ન થઈ શકે, એવો કોઈ કુદરતનો, સમાજનો કે રસશાસ્ત્રનો નિયમ નથી. ઊલટું, સાચો સ્નેહી સાચો કવિ બની શકે અને સાચો કવિ સાચો સ્નેહી બની શકે ! કલાપીના અંગત મિત્ર ‘ કાન્તે ’ કલાપી કવિ નથી પણ સ્નેહી છે એવું એક કથન ચલણી બનાવ્યું એમાં કાન્તનો ઉદ્દેશ કલાપીના સ્નેહજીવન ઉપર ભાર મૂકવાનો જ હતો; નહિ કે કલાપીના કવિસ્થાનને ડગમગાવવાનો. પાછળથી ‘ કાન્ત ’ને એની સ્પષ્ટતા પણ કરવી પડી હતી અને સ્નેહીને કવિ કરતાં ઉચ્ચ આસને બેસાડી કવિને માત્ર કવિતાના જીવન+વ્યવસાયીની કક્ષાએ ઉતારી મૂકવો પડ્યો હતો. ‘ કવિતા એ જેની ઝીન્દગીનો સર્વોપરિ સ્નેહ હોય તે જ કવિ હોઈ શકે ’ એવું નવું વાદગ્રસ્ત કથન પાછું તેમને પ્રચારમાં લાવવું પડ્યું ! એ સંબંધમાં વધારે દલીલબાજી જરૂરી નથી. કલાપી સ્નેહી પણ હતો અને કવિ પણ હતો.–કદાચ, એ સ્નેહી પણ હતો માટે જ એ કવિ થયો એમ કહેવામાં ‘ કાન્ત ’ના કથનનો ઉદ્દેશ આપણે વધારે સ્પષ્ટતાથી સમજી શકીએ એમ છે. કલાપીએ કવિતા લખી એ તેના સ્નેહીપણાની ઉગ્રતામાં જ કવિતા લખવા ખાતર, કવિ તરીકેની કીર્તિ કમાવા ખાતર નહિ; ગુર્જર સાહિત્યને ઉન્નત કરવાની ભાવનાથી નહિ. એની નમ્રતા એવા ભવ્ય દંભને પોષે એમ હતું જ નહિ. એની અસાધારણ નમ્રતાએ તો

એને પોતાની જ કવિતાનો કાતિલ વિવેચક બનાવ્યો છે. પોતાની કવિતા માટેના કલાપીના સુપ્રસિદ્ધ ઉદ્‌ગારો આ રહ્યા:

"કવિતા ! મ્હારી કવિતાને કવિતા કહેતો નથી. હું કવિ છું એવું હું માની જ શકયો નથી...મને વિચારો ગોઠવતાં આવડતું જ નથી. મ્હારા જીવનમાં કલા નથી, માત્ર લાગણીઓ જ છે, અને મ્હારી કવિતા પણ તેવી જ છે. હું જે કાંઇ લખું તે મ્હને જ આનંદ આપી શકે તેવું ય થતું નથી. શેલી કે શેકસપીયર વાંચતો હોઉં છું ત્યારે ઘણી વખત મને થઇ જાય છે, બાળી નાખું મ્હારી કવિતાને-એ કાગળોને બાળી નાખું."

ગુજરાતના સદ્‌ભાગ્યે કલાપીએ પોતાના મન ઉપર અંકુશ મૂકી પોતાની કવિતાને બાળી મૂકી નથી ! કલાપીના પોતાની કવિતા માટે ઉચ્ચારાયલા મત સાથે હજી સુધી કોઇ સંમત થયું નથી. એની કવિતામાં કલાના અંશો કેટલા છે, એની ચર્ચા કરવાને બદલે આપણે એટલી જ હકીકત વિચારી લેઇશું કે એ કવિતાનો આદરપૂર્વક સંગ્રહ થયો છે, એ કવિતા સુખપાઠ થઇ છે, પાઠ્ય પુસ્તકોમાં દાખલ થઇ છે, અભ્યાસક્રમોમાં ઉતારેલી છે, એના ઉપર વિવેચનો થયાં છે અને હજી આજ પણ એ કવિતા ભાવપૂર્વક વંચાય છે !

એટલું ખરૂં કે કલાપીની કવિતા લખવા ખાતર લખાઇ નથી, અને તેથી એની કવિતાના આકારને શૃંગારભર્યો બનાવવાની ખાસ કાળજી લેવાઇ નથી; લાગણીના વેગની આસપાસ સુંદર આરા–કિનારાની નકશી ઉપસાવવા પ્રયત્નો થયા નથી, અને કલાની ચાપલુસીએ તેના ઉપર મરામત કરવા મથન કર્યું નથી. કવિતાના કડક વિવેચકો સ્થળે સ્થળે ખામીઓ દેખાડી શકે એવું અસાવધપણું પણ એ કવિતા રચવામાં નથી જ, એમ કહી શકાય નહિ. અને સર્વ વિવેચકોનું માન સંપાદન કરે એવી સર્વાંગ સુંદર કવિતા તો કાલિદાસ કે શેકસપીયરની પણ કયાં છે ?

છતાં પચાસ વર્ષથી ગુજરાતના હૃદયને ઓક આપી રહેલી કલાપીની કાવ્યવાણી કવિતા નથી, એમ કહેવાનો અધિકાર એકલા કલાપીને જ હોઇ શકે ! એ આપણી સાચી કવિતા છે, આપણી પ્રિય કવિતા છે, આપણા હૃદયને એ સુંદર ભાવ–ઓક આપી રહેલી કવિતા છે, આપણી ગુર્જરગિરાને સમૃદ્ધ કરી રહેલી કવિતા છે, એમાં જરાય શંકા નથી. એનો લખનાર ભલે સ્નેહી હોય, કવિ હોય કે બન્ને હોય ! સાહિત્યને પાને કલાપી કવિ છે, અને એનો ' કેકારવ ' કવિતા છે. વધારામાં એટલું કે કલાપી એવો કવિ છે કે જેણે પોતાની કવિતાને પોતાના હૃદયનો નિર્મળ અરીસો બનાવી દીધી છે. અને કલાપીનું હૃદય એટલે ? ઓગણીસમી સદીના ગુજરાતે ઓળખેલી ઊર્મિઓ, ઓગણીસમી સદીના ગુજરાતે ઓળખેલું ચિંતન ઉડ્ડયન અને ઓગણીસમી સદીના ગુજરાતે ઝીલેલા સુઘડ સંસ્કારોનો એક ભવ્ય સંગ્રહ.

આજ વીસમી સદી એ સંગ્રહને પ્રેમપૂર્વક, માનપૂર્વક સાચવી રહી છે ! ઓગણીસમી સદી પાસેથી વીસમી સદીએ મેળવેલો એ કીંમતી વારસો છે !

એ સંગ્રહમાંથી કલાપીનો કેકારવ આજ અનેક આવૃત્તિએ પહોંચ્યે છે. બહુ થોડા કાવ્યગ્રંથોનું આવર્તન થાય છે. આટલી આવૃત્તિઓ મેળવવી એ ગ્રંથની લોકપ્રિયતાનું સાચું માપ છે. કલાપી લોકપ્રિય પણ છે, અને વિદ્દ્‌પ્રિય પણ છે. વચમાં એક એવો યુગ આવી ગયો કે જેમાં લોકપ્રિય નહિ પણ લોકોત્તર હોય તેવું સાહિત્ય સાચું

સાહિત્ય ગણાવા લાગ્યું. હજી એ માન્યતાના ઓળા આપણા સાહિત્યમાં ફરતા રહે છે ખરા, છતાં સુઘડ બનતી જતી લોકરુચિ હવે પોતાની અસ્પૃશ્યતા સામે વાંધો ઉઠાવતી થઇ છે અને સામાન્યતાની કક્ષામાં ન ઊતરતી વિદ્દ્દ્અંધોળને જ આભડછેટ માનવા જેટલું અંડઓરપણું કેળવતી બની છે. જનરુચિ હવે અવગણી શકાય એટલી બધી ઊતરતી રહી નથી. એટલે સાહિત્યમાં પણ લોકપ્રિયતા હોવી એ હલકું મનાતું અટકી ગયું છે. કેકારવને આપણે લોકપ્રિય કવિતાનો સુંદર નમુનો કહી શકીએ.

અને એ વિદ્વાનોને પણ પ્રિય છે એની સાબિતી અનેક વિદ્વાનોએ આજ સુધીમાં આપણને આપી છે. સમકાલીન વિવેચકોએ કેકારવ અને તેને ટહૂકનાર કલાપી પ્રત્યે જેટલું ધ્યાન આપ્યું છે એટલું બીજા કવિ પ્રત્યે ભાગ્યે જ આપ્યું હશે. અમુક દશકામાં નરસિંહરાવ કે મણિલાલ, અમુક દશકામાં ખબરદાર કે મેઘાણી, અમુક દશકામાં સુંદરમ્ કે ઉમાશંકરે વિવેચકોનું વધારેપડતું ધ્યાન ખેંચ્યું હોય એ સંભવિત છે; પરંતુ સતત જેના ઉપર ધ્યાન આપ્યા વગર આપણા વિવેચનને ચાલ્યું ન હોય એવા આપણા એક બે કવિઓમાં ન્હાનાલાલ અને કલાપી છે, એ સાહિત્યના ઇતિહાસમાં ન વિસરાય એવી ઘટના છે. કલાપી સંબંધી વિવેચનસાહિત્ય વિપુલ બની ગયું છે. એ જ વિદ્દ્ભોગ્યપણું ! નહિ ?

કેટલાક ગ્રંથો માટે વિવેચન નિરર્થક બની રહે છે. કેકારવ એવો જ એક ગ્રંથ છે. વિવેચનનો ઉદ્દેશ સાહિત્યગ્રંથોની ખામીઓ અને ખુબીઓનો અભ્યાસ કરી તે જનતા સમક્ષ રજૂ કરવાનો અને જનતાની રુચિને એ વિવેચન દ્વારા સાચા સાહિત્યસિદ્ધાંતોનો સ્પર્શ કરાવી ઊંચે લઇ જવાનો હોય છે. કેકારવ માટે ઘણું કહેવાઇ ગયું છે. એનું વધારે વિવેચન એ માત્ર જુદી ઢબ, જુદી દૃષ્ટિ કે બદલાતા જતા કાળમાનની જ ઓળખાણ આપે. એવી ઓળખાણ બહુ જરૂરી નથી હોતી; એવા ગ્રંથો માટે જે સ્વયં લોકપ્રિય અને વિદ્દ્પ્રિય લાંબા સમય સુધી રહી શકયા હોય. વીસમી સદીની ઝંડપમાં પિસ્તાલીસ વર્ષની સતત લોકપ્રિયતા ચિરંજીવી લાગે એવી છે. કલાપીના કેકારવે તે અનુભવી છે. કેકારવનું હવન એ જ એનું વિવેચન છે. (ક્રમશઃ)

રમણલાલ વસંતલાલ દેસાઇ

---

## અમેરિકામાં સસ્તુ સાહિત્ય

અમેરિકાના પ્રકાશકો ભલે નિઃસ્વાર્થભાવે લોકસેવા કરવા નીકળી પડેલા ન હોય. એમની વેપારી દૃષ્ટિનું પારણામ તો એ જ આવ્યું છે કે વધુમાં વધુ લોકોમાં વધુમાં વધુ સાહિત્ય એ પહોંચાડી રહ્યા છે. વધુમાં વધુ સાહિત્ય જનતાને પહોંચાડી શકવા માટે એમણે સાહિત્ય સસ્તું બનાવ્યું છે, સાહિત્યને સસ્તું બનાવવું પડ્યું છે; કારણ કે ચાહે તેવા અમીરોનો એ દેશ હોય તોપણ બીજા દેશની જેમ જ અમેરિકાની આમજનતા તો સસ્તું સાહિત્ય જ મોટા પાયા પર ખરીદી શકે. સાહિત્યને સસ્તું બનાવ્યા છતાં પણ એનો વેપાર સફળતાપૂર્વક ખેલી શકવામાં એ પ્રકાશકોની જબરી કુનેહ દેખાય છે.

બાર-બાર આનાની ખિસ્સાકદની ચોપડીઓ લાખ્ખોની સંખ્યાએ વેચાઇ રહી છે. નવાં નવાં પુસ્તકોની પહેલી કિંમતી આવૃત્તિ આવી પૈસાપાત્રોમાં વેચાય ન વેચાય ત્યાં તો આવી ખિસ્સા ચોપડી કાઢનારા એની નવી સસ્તી આવૃત્તિઓના હક્કો ખરીદી લ્યે છે. એવી અનેક સસ્તી પુસ્તક-પ્રકાશન-સંસ્થાઓ વાટે તાજી અને નવી ચોપડીઓ જનસમૂહના નીચલા થરોમાં પહોંચતી જાય છે. એ ચોપડીઓમાં ' ઉમર ખય્યામની રૂબાઇયત 'થી માંડીને આધુનિક વિલ્કીની ' અખંડ દુનિયા ' સુધીના ગ્રંથોનો સમાવેશ થતો હોય છે.

# ચાર પાડોશી

શિવાલયથી સાધુ ગાંજો ધૂંસેને, પરલોકી વાતું થાય;
નિયમ સમય કંઇ નવ જાણે, એની અંતે આરતી થાય.
શંખના ફુંકવા ટાણે રે,
ઝાલરના ઝણકાર જાણે રે,
ભોળા ભક્ત જનો ઉભરાય. (૧)

એક વંડાનાં ચાર પાડોશી,
શિવ અવર એક સાધુ;
ત્રીજી નાની નિશાળ માંડેલી,
કબાટ ચોથું છેક આધું.
ગ્રંથાલય કબાટ ગણાયે રે,
પૂજારી શિક્ષક જણાયે રે,
કરતો હોંશથી એનું કામ. (૨)

શિક્ષક સાચો સાધુ બનીને,
અર્પતો ઉત્તમ જ્ઞાન;
પુરાણો ને શાસ્ત્ર પઢાવે,
ભકત, નાસ્તિકોની ભાન.
વા'લી લાગી શિક્ષકવાણી રે,
ફર્યું માથે સાધુને પાણી રે,
ધર્યો દ્વેષ દીલમાં રાખી દાઝ. (૩)

આટો માગે ને ઘૃત ઉઘરાવે,
ખાય જમણવાર ખૂબ;
નિરક્ષર એની નેત દીસે છે,
અજ્ઞાનની વળી ઊબ.
શંકરને છેતરપીંડી રે,
પાપ નહિ મારતાં કીડી રે,
ભર્યો એવાં જ્ઞાનનો છે ભંડાર. (૪)

માસ્તરે વિનવ્યું મહારાજ!
આપને આપું અક્ષરજ્ઞાન;
ગ્રંથ આલયથી જ્ઞાન ગ્રહીને,
મહીંમાં મેળવો માન;
યુગાન્તર ઓળખી લ્યોને રે,
દુનિયાને ઉપદેશ દ્યોને રે,
ભગવું ભારતને ના કરે ભાર. (૫)

ગુરુને ગેબી જ્ઞાન થયું,
ગ્રહી જ્ઞાનમંદિર પૂજારીનો બોધ;
શિષ્ય થયા ગુરુ ગુમાન તજીને,
સાંપડી શિવની શોધ.
ચક્ષુએ ચાર બન્યા છે રે,
ઉપદેશક ચાર બન્યા છે રે,
સમજ્યા ઉત્તમ એવો સાર. (૬)

સાંજ પડેને શંખ ફુંકાયે,
હોંશે આવતાં ગામનાં લોક;
ગ્રંથાલયનું જ્ઞાન અપાયે,
દેશ, ધર્મ કેરૂંય થોકથોક.
નિશાચરે નીમ લીધાં છે રે,
સાધુનાં સાચાં કામ કીધાં છે રે,
ધર્મ "મોજીદાન" પાડોશી ધાર. (૭)

શ્રી. મોજીદાન મ. ગઢવી

# પ્રાંત પુ૦ મંની વા૦ સભાઓ-હેવાલો

## ૧. વડોદરા પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા

વડોદરા પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા તા. ૩૦-૬-૪૫ ને વાર રવિના રોજ બપોરના ૧॥ વાગે સેન્ટ્રલ લાઇબ્રેરીમાં વસો કેળવણી મંડળ તથા રાજ્ય પુ. મંડળના મંત્રી શ્રી. રામભાઇ કા. પટેલના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી, જેમાં રા. પુ. મં. ના કાર્યવાહક સભ્યો શ્રી. મણિભાઇ મં. કાશીવાળા તથા શ્રી. ચિમનભાઇ હ. અમીન ઉપરાંત વડોદરા મહાલેથી શ્રી. છોટાભાઇ રા. પટેલ, પાદરા મહાલેથી શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા, શ્રી. રામભાઇ જી. પટેલ તથા સાવલી મહાલેથી શ્રી. રમણલાલ સુ. પંડયા અને શ્રી. કમરૂદીન ઈ. સૈયદ હાજર હતા. આ સભામાં પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ મો. પટેલ સાહેબ તથા રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભભાઇ મૂ. પટેલની પણ હાજરી હતી.

સભામાં પસાર થયેલા ઠરાવો નીચે પ્રમાણે છે:

**ઠરાવ ૧**—બજેટ મંજૂરી ઉપરાંત, પ્રાંત પ્રચારક ખાતે થયેલો વિશેષ ખર્ચ રૂા. ૪૬-૧૨-૬ મંજૂર કરવામાં આવે છે.

**ઠરાવ ૨**—સન '૪૪-'૪૫ નું વાર્ષિક નિવેદન અને હિસાબ મંજૂર કરવામાં આવે છે.

**ઠરાવ ૩**—નવા વર્ષનું નીચે પ્રમાણે વ્ય. મંડળ નીમવામાં આવે છે:—

પ્રમુખ : શ્રી. હરિવલ્લભદાસ સુ. શાહ, મંત્રી : શ્રી. ચીમનભાઇ હ. અમીન, સભ્યો : શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા, પાદરા; શ્રી. છોટાભાઇ રા. પટેલ, છાણી; શ્રી. કમરૂદીન ઇ. સૈયદ, ગોઠડા; શ્રી. ઝવેરભાઇ ખુ. પટેલ, ડભોઇ; શ્રી. શંકરભાઈ ગિ. પટેલ, કંડારી અને તે ઉપરાંત રાજ્ય પુ. મં. ના વડોદરા પ્રાંતના કારોબારી સભ્યો.

ઑડિટર તરીકે શ્રી. વાઘજીભાઇ ના. અમીનની નિમણુક કરવામાં આવે છે.

**ઠરાવ ૪**—નવા વર્ષનું અંદાજ નીચે પ્રમાણે મંજૂર કરવામાં આવે છે.

| જમા | | ઉધાર | |
|---|---|---|---|
| ૧૩૦ | ફાળવણી | પ૨૫ | પ્રાંત પ્રચારકનો પગાર, પ્રો. ફંડ, ભથ્થુ-ભાડુ, મોંઘવારી વગેરે |
| ૪૪૦ | રા. પુ. મંડળની મદદ | ૧૫ | છપામણી |
| | | ૧૫ | કંટીજંટ-પોસ્ટેજ |
| | | ૧૫ | મંત્રીનો મુસાફરીખર્ચ |
| પ૭૦ | | પ૭૦ | |

**ઠરાવ ૫**—વડોદરામાં આ વર્ષે અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ તથા વડોદરા રાજ્ય પુ. પરિષદ ભરાવાની હોવાથી, મહાલ પરિષદો ભરવાનું આ વર્ષ પૂરતી મોકુફ રાખવાનું ઠરાવવામાં આવે છે. અને વડોદરામાં ઉપરની ભરાનારી પરિષદોનો ખાસ લાભ લેવા પ્રાંતનાં ને તે પુસ્તકાલયોને આ સભા ભલામણ કરે છે.

**ઠરાવ ૬**—વડોદરા પ્રાંતમંડળ તરફથી વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની એક પરીક્ષા

લેવાનું ઠરાવવામાં આવે છે. અને તે માટે નીચે પ્રમાણેની-એક કમિટિ નીમવામાં આવે છે. આ કમિટિએ પુસ્તક તથા પરીક્ષાની તારીખ નક્કી કરી, જે તે મહાલ પુ. મંડળ મારફત પ્રાંતનાં તમામ પુસ્તકાલયોમાં તેની જાહેરાત કરવી. અને તે પછી જે તે મહાલ મંડળ મારફત આ પરીક્ષાના ઉમેદવારોની યાદી મંગાવી તે પ્રમાણે કમિટિએ પેપરો છપાવી જે તે મહાલ મંડળ તરફ વા જે તે ગામો તરફ સીધા મોકલી આપવા. પેપરો તપાસવાનું કામ તથા તેનાં ઇનામ વ્હેંચવાનું કામ જે તે મહાલ મંડળોએ કરવું. પેપરો અને તેની જાહેરાતનો પ્રાંતમંડળમાં જે ખર્ચ, જે તે મહાલ મંડળો પાસેથી ફાળવી લેવો.

(૧) શ્રી. ઉમેદભાઇ મો. પટેલ, (૨) ચિમનભાઇ ઠ. અમીન, (૩) શ્રી. નાજુકલાલ નં. ચોકસી, (૪) શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા, (૫) શ્રી. વલ્લભભાઇ મૂ. પટેલ.

**ઠરાવ ૭**—રાજ્ય પુ. મંડળના વ્યક્તિસભ્યો બનાવવામાં મદદ કરવા, આ સભા જે તે મહાલ પુ. મંડળના કાર્યકર્તાઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૮**—વડોદરા પ્રાંત પુ. મં. તરફથી જે તે સ્થળે આપેલી ફરતા પુ. ની તમામ પેટીઓ પરત આવી ગયા પછી, તેનું નિવેદન તૈયાર કરી, વ્યવસ્થાપક મંડળની સભા બોલાવી, એ પેટીઓ સંબંધમાં છેવટનો નિર્ણય કરાવી લેવો.

**ઠરાવ ૯**—જે તે મહાલનાં મહાલ પુ. મંડળોએ, મહાલના એકેએક ગામનું બજેટ બને તેવી કાળજી રાખવી; પ્રાંત તથા રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો બહોળા પ્રમાણમાં લાભ લેવડાવવો, તથા પુસ્તકાલયપર્વણી મહાલના એક એક ગામે ઉજવાય તેવો પ્રચાર કરવા આ સભા જે તે મહાલ મંડળોને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૦**—શબ્દચોરસની હરિફાઇઓ અને અશ્લીલ જાહેરખબરો અટકાવવા સંબંધમાં જે તે પત્રોના તંત્રીઓને વિનંતિ કરતો જે ૬ મે ઠરાવ દરાપુરા મુકામે ભરાયલી પ્રાંત પુ. પરિષદે કરેલો છે. તે ઠરાવની આગળની તજવીજ કરવા રા. પુ. મં. ને ભલામણ કરવામાં આવે છે.

## સન ૧૯૪૪-૪૫ નું નિવેદન તથા હિસાબ

**સ્થાપના અને ઉદ્દેશ**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને, સન ૧૯૩૦-૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુ. મંડળનો જે ઉદ્દેશ છે તેને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકનો તે છે.

વડોદરા પ્રાંત પૂરતા, રાજ્ય પુ. મંડળના ઉદ્દેશો કેટલા પ્રમાણમાં ફળિભૂત થયા છે વા અમલમાં આવ્યા છે તેનો અહેવાલ નીચે પ્રમાણે છેઃ—

**૧ મહાલ પુસ્તકાલય મંડળો**—રા. પુ. મં. ના ઉદ્દેશ પ્રમાણે, વડોદરા પ્રાંતના અગિયારે મહાલોમાં મહાલ પુ. મંડળ સ્થપાઇ ચૂકયાં છે. આ વર્ષમાં વાઘોડીઆ અને તિલકવાડા મહાલ સિવાય એકેએક મહાલ મંડળોએ પોતાની વાર્ષિક સભાઓ ભરી હતી. અને તેના અહેવાલ અત્રે મોકલી આપ્યા હતા. તથા પ્રાંતનાં તમામ મહાલ મંડળોના હિસાબ અને નિવેદન તો અત્રે આવ્યાં છે જ.

**૨ જૂથ પુસ્તકાલય મંડળો**—કેળવણી ખાતાએ, શાળાઓ માટેનાં જે સેન્ટરો ગોઠવ્યાં છે તે જ સેન્ટરોને, રાજ્ય પુ. મંડળની ભલામણથી, પુસ્તકાલય ખાતાએ જૂથમંડળ

તરીકે સ્વીકાર્યા છે. આવાં જૂથમંડળો વડોદરા પ્રતમાં ૧૫૫ છે. આમાંથી ૧ ભાદરણ, ૨ વસો, ૩ સોજીત્રા, ૪ ઝારોળા, ૫ બાકરોલ (પેટલાદ), ૬ પીપળી (ભાદરણ), ૭ પેટલાદ, ૮ કરચિયા, ૯ દશરથ, ૧૦ મકરપુરા, ૧૧ ભીલ, ૧૨ વરણામા, ૧૩ કરજણ, ૧૪ વીરજઇ, ૧૫ બચાર, ૧૬ વેમાર, ૧૭ ડભકા, ૧૮ સોખડારાઘુ, ૧૯ શિનોર, ૨૦ વેજપુર, ૨૧ ડેસર એ જૂથ મંડળોએ પોતાના જૂથની વાર્ષિક સભાઓ ભરી તેનાં નિવેદન અત્રે મોકલી આપ્યાં છે.

**૩ મહાલ અને પ્રાંત પરિષદ**—આ વર્ષમાં પ્રાંત પરિષદ ભરવાના કારણે, મહાલ પરિષદો ભરવાની મોકુફ રાખવામાં આવી હતી. પ્રાંત પરિષદ દરાપુરા મુકામે ભરવાનું આમંત્રણ, દરાપુરા સા. પુ. તરફથી, પાદરા મ. પુ. મંડળ મારફત આવેલું, એ આમંત્રણ આ મંડળે સ્વીકારી લઇ, તા. ૨૧/૨૨-૧-૪૫ ના રોજ અમદાવાદના સમાજસેવક ડૉ. શ્રી. હરિપ્રસાદ વ. દેસાઇના પ્રમુખપણા નીચે વડોદરા પ્રાંતની પાંચમી પુસ્તકાલય પરિષદ ભરવામાં આવી હતી. આ પરિષદમાં પધારેલા પ્રતિનિધિઓની સંખ્યા મહાલવાર નીચે પ્રમાણે છે:

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પાદરા મહાલ | ૪૦ | ભાદરણ મહાલ | ૮ | ડભોઇ મહાલ | ૬ | તિલકવાડા મહાલ | ૪ |
| કરજણ ,, | ૧૮ | વડોદરા ,, | ૧૮ | શિનોર ,, | ૬ | સંખેડા ,, | ૯ |
| પેટલાદ ,, | ૧૩ | વાઘોડીઆ ,, | ૩ | સાવલી ,, | ૮ | | |

આ પરિષદે કુલ ૧૧ ઠરાવો પસાર કરેલા છે. એમાં પહેલો ઠરાવ શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માનનારો, બીજો પુસ્તકાલયપ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવતી જે વ્યક્તિઓ સ્વર્ગવાસ પામી છે. તેમનો શોક પ્રદર્શિત કરતો ( અને દશમો પ્રમુખનો આભાર માનનારો તથા અગિયારમો દરાપુરા અને પાદરા મહાલના નાગરિકોનો આભાર વ્યક્ત કરતો છે. તે સિવાય બાકીના ૭ ) ત્રીજો સરકારી બજેટમાં વધારો કરાવનારો, ૪થો જ્ઞાનના જુદા જુદા વિષયોના અભ્યાસીઓ તૈયાર કરવા બદલનો, ૫મો જે તે સ્થળનાં સ્ત્રી તેમજ બાળસમુદાય સહિત ભણેલી જનતામાં વાચન-રસ જાગૃત કરી, તેમને ઉપકારક સાહિત્ય પુરું પાડવાની વિવિધ યોજનાઓ વિચારી કાઢી તેને અમલમાં મૂકવાની સ્થાનિક કાર્યકરોને ભલામણ કરતો, ૬ઠો ' ભારતના સંતો, ઝંડુ ભટ્ટ, રણછોડલાલ છોટાલાલ ' વગેરે જેવાં બોધક અને પ્રેરક પુસ્તકોનો ખૂબ પ્રચાર કરવા તથા તેની શિષ્ટ વાચનની પરીક્ષાઓ રાખવા પ્રાંતનાં જે તે મહાલમંડળોને સૂચના કરતો, ૭ મો ગુ. વ. સોસાઇટી, પુસ્તકો મોકલવા બદલ જે રૂા. ૧-૮-૦ રજીસ્ટર્ડ પુસ્તકાલયો પાસેથી લે છે તે ન લેતાં પ્રથમની માફક જે તે કેન્દ્રોમાં પુસ્તકો મોકલવાને, સોસાઇટીને વિનંતિ કરતો, ૮ મો કથાકારો, વાર્તાકારો અને કીર્તનકારોને શોધી તેમને ઉત્તેજન આપવા, અને તેમનો સર્વત્ર ઉપયોગ કરવા બદલ શ્રીમંત સરકારનું લક્ષ ખેંચનારો તથા રાજ્યની મદદ વિના આ ઠરાવનો જેટલો અમલ થઇ શકે તેમ હોય તેટલો કરવા તથા એવા જ પ્રકારના ઉપયોગી સાહિત્યની રસમય ચૂંટણીના સંગ્રહો તૈયાર કરવાની યોજના કરવા માટે રા. પુ. મં. ને વિનંતિ કરતો; ૯મો શબ્દચોરસની હરિફાઇઓ બંધ કરવા તથા પોતાના પત્રોમાં અશ્લીલ જાહેરખબરો પ્રસિદ્ધ ન કરવા વર્તમાનપત્રોના તંત્રીઓને વિનંતિ કરતો; તથા ૧૦મો અને ૧૧મો પ્રમુખનો અને દરાપરા તથા પાદરા

## પરિશિષ્ટ ૩ જું

### સન ૪૪-૪૫ ના ઉત્પન્ન-ખર્ચનો તથા દેવા-લહેણાંનો હિસાબ

જ

૮૯૬-૧-૬ શ્રી ઉત્પન્ન ખાતે જમા

- ૩૭૦-૦-૦ પ્રાંતપ્રચારક ખાતે વ રા પુ. મં.ની મદદ
- ૫૨૫-૦-૦ પ્રાંત તથા મ. પુ મં. ની કેળવણીની વ. ગા. પુ. મં. તરફથી આવ્યા
- ૩૯૩-૧૨-૦ મહાલ પુ. મંડળોની
- ૧૩૧-૪-૦ પ્રાંત મડળની
- ૧-૧-૬ ખર્ચ ખાતે ખૂટતા પાછલી બચતમાંથી લીધા.

૮૯૬-૧-૬

૬૦-૧૪-૬ વર્ષ આખરે દેવા

- ૭-૮-૦ વ. રા પુ. મં. ના અનામત
- ૧૧-૧૪-૩ પ્રાંત મંડળની પોતાની બચત સાલ આખરની
- ૪૧-૮-૭ ૬ પુ. ની પેટીઓ ખાતેની બચત
  - ૫૦-૧૫-૩ પાછલી સાલની
  - ૯-૭-૦ ને તે સ્થળેથી આવેલી પેટીઓની
  - ૪૧-૮-૩ મજુરી-નૂરના

૬૦-૧૪-૬

૯૫૭-૦-૦

ઉ

૮૯૬-૧-૬ શ્રી ખર્ચ ખાતે ઉધાર

- ૪૬૬-૪-૬ પ્રાંતપ્રચારકનો માસ ૮નો પગાર, ભથ્થુ ભાડુ, મોંઘવારી વગેરેના
- ૧૬-૮-૦ પ્રાંત પ્રચારકના પ્રો. ફંડની
- ૬-૦-૦ કંટીન્જંટ પોસ્ટેજ
- ૬-૧-૦ મંત્રીનો મુસાફરી ખર્ચ
- ૭-૮-૦ છપામણી ખર્ચ
- ૩૯૩-૧૨-૦ જે તે મહાલ મંડળોને કેળવણીના અદા કર્યા તેના

૮૯૬-૧-૬

૬૦-૧૪-૬ વર્ષ આખરે શિલક

- ૧૯-૮-૦ નેશનલ બેંકમાં
- ૪૧-૬-૬ હાથ ઉપર શિલક

૬૦-૧૪-૦

૯૫૭-૦-૬

ચીમનભાઇ હ.-અમીન
મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ

# ૨. નવસારી પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા

શ્રી નવસારી પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા તા. ૯-૯-૪૫ ના રોજ બપોરે બે વાગે શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયના મકાનમાં મે. રાજરત્ન કનૈયાલાલભાઇ જ. મજમુદારના પ્રમુખપણા નીચે મળી હતી. વડોદરાથી મે. રા. રા. મદદનીશ વ્યવસ્થાપક ઉમેદભાઇ સાહેબ તથા રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભભાઇ પટેલ આવ્યા હતા. તેમજ પ્રાંતમાંથી નીચે જણાવેલ પ્રતિનિધિઓ પધાર્યા હતા.

| | |
|---|---|
| રાજરત્ન કનૈયાલાલભાઇ જ. મજમુદાર | રા. રા. શંકરલાલ નાથજીભાઇ દવે-નવસારી |
| રા. રા. ન. મ. વિદ્યાધિકારી સાહેબ | ,, ગોકળભાઇ લલ્લુભાઇ પરેલ-ધામણ |
| રા. રા. કામરેજ મહાલ વિદ્યાધિકારી સાહેબ | ,, રણછોડજી પટેલ-કાછીઆવાડી |
| ,, રણછોડજી લલ્લુભાઇ દેસાઇપ-લસાણા | ,, નિર્ભયરામ ગણપતરામ-કામરેજ |
| ,, મણિભાઇ લાલભાઇ દેસાઇ-ગણદેવી | ,, ખંડુભાઇ કુંવરજી-ગણદેવી |
| ,, મગનલાલભાઇ જી. દેસાઇ-નવસારી | ,, ગોપાલજી ગોવિંદજી-ચલથાણ |
| ,, કસનજીભાઇ દ. દેસાઇ | ,, ચીમનલાલ મોતીલાલ-કામરેજ |

નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

**ઠરાવ ૧**—વાર્ષિક હેવાલ તથા હિસાબ સભા આગળ મે. રા. રા. પ્રમુખ સાહેબે જે વાંચી સંભળાવ્યો હતો તે મંજુર કરવામાં આવ્યો.

**ઠરાવ ૨**—નવા વરસનું અંદાજી બજેટ નીચે પ્રમાણે મંજૂર કરવામાં આવ્યું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૫-૧૦-૩ | શ્રી પુરાંત બાકી | ૨૭૦- ૦-૦ | શ્રી પ્રચારકના પગારના ભાડુભથ્થુ વિ. |
| ૫૦- ૦-૦ | શ્રી. પ્રાં. મંડળના ફાળાના | ૩૦- ૦-૦ | મુસાફરી ખાતે |
| ૨૪૫- ૦-૦ | વ. રા. પુ. મંડળ તરફના | ૨૦-૧૦-૩ | કન્ટીજન્ટના |
| ૩૨૦-૧૦-૩ | | ૩૨૦-૧૦-૩ | |

**ઠરાવ ૩**—નવા વરસ માટે પ્રમુખ, મંત્રીઓ તથા વ્યવસ્થાપક કમિટિના સભાસદો નીચે પ્રમાણે નિમવામાં આવ્યા:

પ્રમુખ : મે. રાજરત્ન કનૈયાલાલભાઇ જ. મજમુદાર, મંત્રીઓ : રા. રા. મગનલાલભાઇ જીણાભાઇ દેસાઇ, રા. રા. કસનજીભાઇ દયાળજી દેસાઇ, સભાસદો : રા. રા. શેઠજી કાવસજી એદલજી ગણદેવીઆ-ગણદેવી, રા. રા. મણિલાલ હરિલાલ મોદી-વેલાછા, રા. રા. ગોકળભાઇ લખાભાઇ-ધામણ, રા. રા. રણછોડજી લલ્લુભાઇ દેસાઇ-પલસાણા, મે. રા. રા. નવસારી પ્રાંત વિદ્યાધિકારી સાહેબ, મે. રા. રા. નવસારી મહાલ વિદ્યાધિકારી સાહેબ, મે. રા. રા. ગણદેવી મહાલ વિદ્યાધિકારી સાહેબ, મે. રા. રા. કામરેજ મહાલ વિદ્યાધિકારી સાહેબ અને તે ઉપરાંત વ. રા. પુ. મં. ના નવસારી પ્રાંતના કાર્યવાહક સભ્યો.

**ઠરાવ ૪**—રાજ્ય પુ. પરિષદનું આઠમું અધિવેશન વડોદરામાં ડિસેમ્બર-વા જાન્યુઆરી ૧૯૪૬ આખરે ભરવાનો વિચાર ચાલે છે તેને જોડીને અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ ભરાવાની છે તેની આ સભા નોંધ લે છે. અને આ પરિષદોનો પ્રાંતનાં મોટાં પુસ્તકાલયો સારા પ્રમાણમાં લાભ લે એવી આશા રાખે છે.

ઠરાવ ૫—એ પ્રાંત વચ્ચે એક પગારદાર પ્રચારક રોકવાની યોજના હાલની પદ્ધતિએ ચાલુ રાખવા તથા તેના પગાર ખર્ચ માટે પૂરતા રૂ. ૨૪૫) રાજ્ય પુ. મંડળમાંથી મદદ તરીકે માગવા આ સભા ઠરાવે છે.

ઠરાવ ૬—પ્રાંતનાં જે તે પુસ્તકાલયોને સહકારના ધોરણે બજેટ બનાવવા તેમ જ વાર્ષિક નિવેદન ના મોકલ્યું હોય તો તે તરત ખાતા તરફ મોકલી આપવાની તજવીજ કરવા જે તે મહાલ મંડળના મંત્રીઓને આ સભા ખાસ ભલામણ કરે છે.

ઠરાવ ૭—કાગળની અસહ્ય મોંઘવારીના કારણે મોકુફ રખાયેલી શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના પુનઃ ચાલુ કરવા તેમ જ રાજ્ય પુ. મંડળ તરફથી પણ હવે લેવાનારી પરીક્ષાઓનો છૂટથી લાભ લેવા-લેવરાવવાની મહાલ પુ. મંડળોને ભલામણ કરવામાં આવે છે.

ઠરાવ ૮—પુસ્તકાલયોમાંનાં પુસ્તકો વંચાય તેમાં જ પુસ્તકાલયોની સાર્થકતા રહેલી છે. તેથી વાચનપ્રચાર જેમ બને તેમ વધારવાનો તેમ જ આ હેતુની સિદ્ધિ માટે રા. પુ. મંડળની યોજના પ્રમાણે ગ્રામ વાચક મંડળોની સ્થાપના કરવાની પ્રાંતના ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને આ સભા ભલામણ કરે છે.

ઠરાવ ૯—વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના પૂરક અંગ તરીકે સ્થપાયેલા વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, પુસ્તકાલય, જનતા અને સરકાર એ ત્રણેને સાંધનારી એક સાંકળરૂપ છે. એ સાંકળને વધુ મજબૂત બનાવવા, એ મંડળમાં પુસ્તકાલયસભ્યો ઉપરાંત વ્યક્તિગત સભ્યો પણ હોવા જોઇએ એમ આ સભા માને છે. અને તેથી આ સભા પ્રાંતના દરેક મહાલ મંડળોને પોતાના મહાલમાંથી જેટલા બને તેટલા સભ્યો, બંધારણમાં જણાવેલી કલમ પ્રમાણે બનાવવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

ઠરાવ ૧૦—આજની સભાના પ્રમુખ સાહેબે જે જેહમત ઉઠાવી આજની સભાનું કામ પાર પાડયું છે તે માટે તેમનો તથા વડોદરાથી ખાસ પધારી સભાના કામમાં યોગ્ય સલાહ-સૂચના આપવા માટે ખાતાના અધિકારી સાહેબનો તેમ જ અન્ય ભાઇઓનો આભાર માનવામાં આવે છે.

## સન ૧૯૪૪-૪૫ નો વાર્ષિક હેવાલ તથા હિસાબ

**સ્થાપના અને ઉદ્દેશ**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેલ્લા બંધારણને અનુસરીને ૧૯૩૦-૩૧ માં આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેને ઉદ્દેશીને રાજ્ય પુસ્તકાલયનો જે ઉદ્દેશ છે તે ઉદ્દેશને પોતાના પ્રાંત પૂરતો અમલમાં મૂકવો તે છે.

**વસ્તી**—નવસારી પ્રાંતની વસ્તી છેલ્લી ગણતરી પ્રમાણે પુરુષો ૨૩૬૫૮૮ ને સ્ત્રીઓ ૨૨૯૩૨૭ મળી કુલ ૪૬૫૯૧૫ ની છે ને તેમાં પલસાણા, કામરેજ, ગણદેવી, નવસારી આ ચાર મહાલો ઉજળિયાત વસ્તીવાળાં છે. ને તે ચાર મહાલોમાં શાળાવાળા દરેક ગામે પુસ્તકાલય, વાચનાલયો ઉઘડી ગયાં છે. માંગરોલ, મહુવા, સોનગઢ, વ્યારા એ ચાર મહાલે રાની ભાઇઓની વસ્તી છે. છતાં માંગરોળ મહાલમાં એકેએક શાળાવાળા ગામે પુસ્તકાલયો ઉઘડી ચૂકયાં છે. ને બીજા મહાલોમાં આર્થિક સ્થિતિ સારી ન હોવાના કારણે બાકી રહેલાં શાળાવાળાં ગામે પુસ્તકાલય પૂરેપૂરાં ઉઘડી શકયાં નથી. પણ છેલ્લા ચારેક વર્ષથી રાની

મહાલોના કેટલાક શાળાવાળા ગામે હીરકનિધિના ફંડમાંથી નવીન પુસ્તકાલયો ઉઘડવા માંડયાં છે, એ આપણે માટે ખુશી થવા જેવું છે.

**મહાલ મંડળનું કાર્ય**—રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે નવસારી પ્રાંતના સોનગઢ મહાલ સિવાય દરેક મહાલે પુસ્તકાલય મંડળો સ્થપાઇ ચૂક્યાં છે. અને તે દરેક પુસ્તકાલયોની ઉન્નિતિ માટેનાં કંઇ ને કંઇ કાર્યો કરતાં થઇ ગયાં છે. પણ નિયમિત ને સંગીન કાર્ય થવાં જોઇએ તે થતાં નથી, એ બદલ મહાલ મંડળના મંત્રીભાઇઓ નીચેનાં કામ આ વર્ષ જરૂર કરશેઃ

૧. જે વર્ષ રાજ્યમાં પ્રાંત પરિષદ ભરાય-તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરવી.

૨. દર વર્ષ વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષા રાખવી.

૩. રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓ દરેક જૂથ મંડળ પર સૂચના કહાડી પ્રચાર કરે અને ઉમેદવારો ઊભા કરે તથા પરીક્ષાના પુસ્તકની માગણી આવે તો તે પૂરી કરવાની તજવીજ કરે.

૪. શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામે પુસ્તકાલય ઉઘાડવા પ્રયત્ન કરે.

૫. જૂથ મંડળને જાગ્રત કરે. પુસ્તકાલયનું બજેટ તથા નિવેદન ખાતાએ ઠરાવેલી મુદતની અંદર ખાતા તરફ મોકલી આપે. વાર્ષિક સભાઓ ભરાવી તથા કરવાનાં કામોનું વખતોવખત સૂચન કરે.

૬. જૂથ મંડળ દ્વારા જૂથના એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવે.

૭. દર વર્ષ મહાલની વાર્ષિક સભાઓ ભરે અને હેવાલ તથા હિસાબ રજૂ કરે. તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને સર્વ હકીકત પ્રાંત તથા રાજ્યમંડળ તરફ મોકલી આપે.

**મકાનવાળાં તથા ગુ. વ. સોસાયટીમાં નોંધાયેલાં પુસ્તકાલયો**

પ્રાંતમાં મકાનવાળાં પુસ્તકાલયો ૩૬ છે ને ગુ. વ. સોસાયટીમાં નોંધાયેલાં ૬૭ છે. આ સાલ નવસારી કસ્બામાં શ્રીમાન શાન્તાદેવી મહારાણી મહિલા અને બાલ પુસ્તકાલયનું મકાન અત્રેના સખીવજુદ ડાબુ કુટુંબનાં માનનીય રાજ્યરત્ન બહેનજી બાયમાય-ર. ડાબુએ રૂા. ૩૩૦૦૦ તેત્રીસ હજારને ખરચે સઘળી સગવડવાળું પોતાના મરહુમ ગાવુઓના સ્મરણાર્થે "મરહુમ દીનબાઇ ર. ડાબુ બિલ્ડીંગ" બંધાવી આપ્યુ છે ને તેના ઉદ્ઘાટનની ક્રિયા મોટા ભવ્ય મેળાવડા સમક્ષ શ્રીમંત મહારાણી શાન્તાદેવી સાહેબે વડોદરાથી ખાસ પધારી કરી હતી.

વડોદરાથી ખાતાના અધિકારી પણ આવ્યા હતા. આ મકાન બાંધવા માટે આઠ વર્ષથી માંગણી કરવા છતાં સરકાર તથા પંચાયત મદદ મળી નથી. પ્રાંતનાં બીજાં પુસ્તકાલયોના મકાન માટે પણ માગણી છે તો તે સત્વર સરકાર તથા પંચાયત મદદ મળે તેમ થવા વિનંતિ છે.

શિક્ષણવર્ગ—આ સાલ લડાઇ ને રેશનિંગને લઇને શિક્ષણવર્ગ રાખેલ નહોતો. આવતી સાલ સંજોગોને અનુસરી રાખવા પ્રયાસ કરીશું.

**પગારદાર અને માનદ પ્રચારકો**—પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લા સાત વરસથી શરૂ કરવામાં આવી છે. આ વર્ષ પણ વડોદરા અને નવસારી પ્રાંત માટે એક પ્રચારક ભાઇ છગનભાઈ મથુરભાઇ પટેલને રોકવામાં આવ્યા હતા, જેમણે ત્રણ માસમાં પ્રાંતના મહુવા, વ્યારા અને કામરેજ મહાલનાં કુલ ૮૪ પુસ્તકાલયોની તપાસણી કરી વર્ગીકરણ, હિસાબીકામ વગેરે તપાસી વ્યવસ્થિત કાર્ય ખંત અને શ્રમ લઇને કરેલ છે. પ્રાંતના દરેક મહાલનાં પુસ્તકાલયોનાં વર્ગીકરણ થઇ ગયાં છે. હવે એક પણ બાકી નથી.

માનદ પ્રચારકમાં ગણદેવી મહાલના શ્રી. મણિલાલ લાલભાઇ દેસાઇ તથા નવસારી મહાલમાં શ્રી. શંકરલાલ નાથજીભાઇ દવે મહાલનાં પુસ્તકાલયોની તપાસણી અવારનવાર કરે છે. બીજા મહાલના ઉત્સાહી ભાઇઓ પોતાની સેવા આપી જ્ઞાનયજ્ઞમાં પોતાનો ફાળો નોંધાવશે.

**પુસ્તકાલયપર્વણી**—ગામડાના લોકોને પુસ્તકાલયમાં રસ લેતા કરવાને આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર છે. આ વર્ષે પણ પ્રાંતના ઘણા ખરા ગામ પુસ્તકાલયોમાં તેમ જ નવસારી કસ્બાના શ્રીમાન મહારાણી શાન્તાદેવી મહિલા બાલ પુસ્તકાલય તરફથી ઉજવવામાં આવ્યો હતો. દરેક મહાલ મંડળના મંત્રીઓએ પોતાના મહાલનાં તમામ પુસ્તકાલયવાળાં ગામે આ પર્વણીદિન ઉજવવા પ્રયાસ કરશે ને જનતાને પુસ્તકોના વાચનનો લાભ સમજાવશે.

**શિષ્ટ વાચનની પરીક્ષા**—રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષા આ વર્ષે કાગળની મોંઘવારીથી મુલતવી રહી હતી, તેમજ મહાલ મંડળો તરફથી પણ તેજ કારણથી રાખવામાં આવી નહોતી. પણ નવા વર્ષથી કાગળોની મોંઘવારી ઘટી ગઇ હોઇ દરેક મહાલ મંડળ પરિક્ષા લેવાની યોજના ફરી શરૂ કરશે એવી આશા રાખીએ છીએ.

**ફરતાં પુસ્તકાલયોની પેટીઓ**—ફરતા પુસ્તકાલયની પેટીઓનો પ્રચાર આ સાલ કામરેજ, મહુવા, નવસારી મહાલે થયો છે. નવીન વરસમાં દરેક મહાલના મંત્રીએ પોતાના મહાલના પુસ્તકાલયો માટે ફરતા પુસ્તકાલયની પેટીઓ મંગાવી વાચનનો પ્રચાર કરવા પ્રયાસ કરવે

પ્રાંત તથા મહાલની ફાળવણી

| | | | | | |
|---|---|---|---|---|---|
| નવસારી પ્રાંત | ૫૨-૮-૦ | નવસારી મહાલ | ૩૮-૪-૦ | વ્યારા મહાલ | ૧૧-૧૪- |
| કામરેજ મહાલ | ૨૯-૪-૦ | પલસાણા મહાલ | ૨૦-૧૩-૦ | સોનગઢ મહાલ | ૩-૧- |
| ગણદેવી મહાલ | ૨૪-૩-૦ | મહુવા મહાલ | ૧૫-૧૨-૦ | માંગરોલ મહાલ | ૧૪-૧- |
| | | | | કુલ | ૨૧૦-૦- |

ઉપર પ્રમાણે દરેકને તેમની ફાળવણીની રકમ મોકલી આપી છે.

મહાલ મંડળનાં વાર્ષિક નિવેદનોમાં ગણદેવી, પલસાણા, કામરેજ, નવસારીનાં આવ્યાં છે. માંગરોલ મહાલ મંડળના મંત્રી બહારગામ ગયેલા છે. તેમ જ મહુવા મહાલ મં... જ્યાં જ્યાં છે ? મીટીંગ બોલાવી પણ સભાસદો હાજર નહોતા એવી દલીલ છે.

## સાલ ૧૯૪૪-૪૫ નો હિસાબ

**જ**

| | |
|---|---|
| ૧૮–૮–૬ | શ્રી પુરાંત બાકી |
| ૨૧૦–૦–૦ | શ્રી પ્રાંત તથા મહાલ મંડળના ફાળાના વ. રા. પુ. મંડળ તરફથી |
| ૨૩૨–૦–૦ | શ્રી વ. રા. પુ. મં. ખાતે જમા પ્રચારકના પગાર માટે આપ્યા તે |
| ૦–૧૦–૦ | શ્રી વ્યાજ ખાતે જમા ૦-૧૦-૦ બરોડા બેંક સેવિંગ ખાતાનું |
| ૧૬–૮–૦ | શ્રી. છગનભાઇ મ. પટેલના પ્રો. ફંડ ખાતે જમા |
| ૪૭૭-૧૦-૬ | |

**ઉ**

| | |
|---|---|
| ૧૫૭–૮–૦ | શ્રી મહાલ મંડળની ફાળવણીના જે તે મહાલને મોકલ્યા તે |
| ૧૨–૩–૦ | શ્રી કન્ટીજન્ટ ખરચના |
| ૭-૧૦-૦ | શ્રી મુસાફરી ખરચના |
| ૨૫૮–૩–૩ | શ્રી પગાર ખાતે પ્રચારકનો પગાર, ભથ્થુ પ્રો. ફંડ વગેરેના |
| ૧૬–૮–૦ | શ્રી. છગનભાઇ મ. પટેલના પ્રો. ફંડ ખાતે ઉધાર વડોદરે વ. રા. પુ. મંડળને મોકલ્યા તે |
| ૪૫૨–૦–૩ | |
| ૨૫-૧૦-૩ | શ્રી જણસે બાકી<br>૧૭–૫–૬ બરોડા બેંકમાં સેવિંગમાં<br>૮–૪–૯ હાથ પર રકમ<br>૨૫-૧૦-૩ |
| ૪૭૭-૧૦-૬ | |

---

# ૩. મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

તા. ૧૬–૯–૪૫ ના રોજ સાર્વજનિક પુસ્તકાલયના મેડા ઉપર રવિવારે દશ વાગે આ સભા મળી હતી, જેમાં પ્રાંતના જુદા જુદા સ્થળોએથી ૧૫ સભ્યો હાજર હતા તથા રા. પુ. મં. તરફથી રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભભાઇ મૂ. પટેલ પણ આવ્યા હતા. તેમાં નીચે પ્રમાણેના કુલ દશ ઠરાવો થયા હતા:

ઠરાવ ૧—મંત્રીએ રજુ કરેલ નિવેદન અને હિસાબ વંચાણમાં લીધાં. તે સામે કોઇનો વાંધો નાહ હોવાથી સર્વાનુમતે મંજુર કરવામાં આવે છે.

ઠરાવ ૨—નવા વર્ષનું વ્યવસ્થાપક મંડળ:—

પ્રમુખ : કાનજીભાઇ શિવાભાઇ પટેલ, મંત્રી : નાનજીભાઇ જેઠીદાસ પટેલ, સભ્યો : ૧ નાનુભાઇ ન. જોશી–વિસનગર, ૨ કૃષ્ણલાલ વિદ્યાશંકર–પાટણ, ૩ શાન્તિલાલ પુ. શાહ–કલોલ, ૪ જ્યોતિન્દ્ર મહેતા–મહેસાણા, ૫ મૂળશંકર ન. જોશી–વિજાપુર, તે ઉપરાંત મહેસાણા પ્રાન્તના રા. પુસ્તકાલય મંડળની કારોબારીમાં જે સભ્યો છે તે. એ પ્રમાણે સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૩—નીચે પ્રમાણે ૧૯૪૫-૪૬ માટે અંદાજપત્ર મંજૂર કરવામાં આવે છે.

| જમે | ઉ |
|---|---|
| ૧૨૦-૦-૦ ફાળવણી | ૫૪૦-૦-૦ પ્રાંત પ્રચારક ખર્ચ ખાતે |
| ૪૮૦-૦-૦ વ. રા. પુ. મંડળની મદદના | ૬૦-૦-૦ મંડળનો ખર્ચ |
| ૬૦૦-૦-૦ | ૨૫-૦-૦ મંત્રીનો મુસાફરીખર્ચ |
| | ૧૫-૦-૦ પોસ્ટેજ |
| | ૧૦-૦-૦ પરચુરણ |
| | ૧૦-૦-૦ પરિષદ ખર્ચ |
| | ૬૦૦-૦-૦ |

ઉપરનું અંદાજપત્ર સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

ઠરાવ ૪—રિણુજી સાહુજી વાઘેલા એમને હિસાબનીસ તરીકે નિમવામાં આવે છે.

ઠરાવ ૫—મે. રા. રા. કચોલ વિભાગ શાળાધિકારી સાહેબ, અને હાલ વિદ્યાધિકારી કચેરીમાં અધ્યક્ષક તરીકે બદલાએલા. શ્રી. મોવસે સાહેબે આ પ્રાંતમાં રહીને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લઇને ખંતથી સેવા બજાવી છે તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે.

ઠરાવ ૬—પ્રચારકના પગાર ખાતે મંજુર થયા કરતાં રૂા. ૪૮-૧-૯ વધુ ખર્ચ થયો છે. તેને મંજૂર રાખવામાં આવે છે.

ઠરાવ ૭—રાજ્ય પુસ્તકાલય મંડળના આજીવન સભ્યો વધારવાની શરૂઆત ચાણસ્મા તાલુકાથી થઇ છે. તે પ્રમાણે જુદા જુદા મહાલોમાંથી એવા સભ્યો બનાવવાની અગત્ય હોવાથી પ્રાંતના દરેક મહાલ મંડળને એવા આજીવન સભ્યો બનાવવાની ભલામણ કરવામાં આવે છે.

ઠરાવ ૮—શિષ્ટ વાચનની પરીક્ષાનું સંચાલન પ્રાન્ત મંડળ હાથ ધરે તે ઉદ્દેશથી નીચે પ્રમાણે એક સમિતિ નીમવામાં આવે છેઃ—

૧ શાન્તિલાલ શાહ-કચોલ મદદ શાળાધિકારી, ૨ જ્યોતિન્દ્ર મહેતા-મહેસાણા, ૩ નાનુભાઇ જોષી-વિસનગર, ૪ નાનજીભાઇ જે. પટેલ-મંત્રી.

ઉપરની સમિતિએ પુસ્તક અને તારીખ નક્કી કરીને પરીક્ષાની જાહેરાત આપવી અને પ્રશ્નપત્રો છપાવીને મહાલ મંડળોને મોકલવાં. તથા આ સંબંધી જે ખર્ચ થાય તે મહાલ-મંડળની ફાળવણીમાંથી કાપી લેવી એમ સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૯—મહાલ પુસ્તકાલય મંડળોનું મહત્વનું કામ લગભગ પૂરું થયું છે. હવે આ પુસ્તકાલયો વ્યવસ્થિત ચાલે તેની સંભાળ અને ચાલુ રાખવાની મુખ્ય ફરજ આવી પડી છે, જેથી આ સભા જે તે મહાલ પુસ્તકાલય મંડળોને પોતાના મહાલના દરેક પુસ્તકાલયનું નિવેદન અને બજેટ ખાતા તરફ જાય તેની કાળજી રાખવા તથા વર્ષની શરૂઆતના ત્રણ માસ સુધીમાં જે પુસ્તકાલયનું નિવેદન અને બજેટ ખાતા તરફ ગયું ન હોય તેમનાં નિવેદનો અને બજેટ મેળવીને પ્રાંત મંડળમાં મોકલી આપવાં તથા પ્રાંત મંડળે વિદ્યાર્થીઓ માટે પરીક્ષાની જે યોજના રાખી છે તે યોજનાને દરેક મહાલે આવકારવા આ સભા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

ઠરાવ ૧૦—વડોદરામાં પુસ્તકાલય ખાતાએ અને રાજ્ય પુસ્તકાલય મંડળે અખિલ હિંદ પુસ્તકાલય પરિષદને નોતરી છે. અને તે પ્રસંગે રાજ્ય પુસ્તકાલય પરિષદ પણ ભરાય છે. તેની આ મંડળ સહર્ષ નોંધ લે છે. અને પ્રાંતમાંથી સારી સંખ્યામાં પ્રતિનિધિઓ જાય એવી આ સભા ભલામણ કરે છે.

## સન ૧૯૪૪-૪૫ નું વાર્ષિક નિવેદન અને હિસાબ

**ઉદ્દેશ** વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો જે ઉદ્દેશ છે તે જ ઉદ્દેશ મહેસાણા પ્રાંત પૂરતો આ મંડળનો છે.

**સામાન્ય સભા**—આ મંડળની સામાન્ય સભા દર વર્ષે સપ્ટેમ્બર માસમાં મળે છે તે ધોરણે પુરા થતા વર્ષમાં તા. ૧૦-૯-૪૪ ના રોજ મળી હતી અને તેમાં નીચેના ઠરાવો થયા હતા.

૧. સભાના પ્રમુખની પસંદગીનો.

૨. ૧૯૪૩-૪૪ ની સાલનું નિવેદન અને હિસાબ મંજૂર કરવા બાબત.

૩. શ્રી. મહાસુખભાઇ શેઠનો શોક પ્રદર્શિત કરવા બાબત.

૪. વ્યવસ્થાપક મંડળ નીમવા બાબત.

૫. અંદાજપત્રોની માગણીમાં થતી કાપકુપ અટકાવવા અને વધુ મદદ મળતી થાય તે માટેની વિનંતિનો.

૬. મે. કલોલ વિભાગ શાળાધિકારી સા. શ્રી. માર્લસે સાહેબ અને રૂા. ૧૨૦૦ ની દેણગી આપનાર લાડોલના શ્રી. ચુનીભાઇ ધનજીભાઇનો આભાર માનવાનો.

૭. અંદાજપત્રમાં ખૂટતી રકમ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મળવાની માગણીનો.

૮. રાજ્ય પુસ્તકાલય મંડળની કારોબારીમાં બે ખાલી જગાઓ શ્રી. કાનજીભાઇ શિ. પટેલ અને શ્રી. છોટુભાઇ પંડિતથી પુરવાની ભલામણનો.

૯. પુસ્તકાલયશિક્ષણવર્ગ જગુદન મુકામે ઉઘાડવા બાબતનો.

૧૦. સ્ત્રીશિક્ષિકાઓ પોતે હોદ્દેદાર હોય કે ન હોય તો પણ પરિષદ યા શિક્ષણવર્ગમાં હાજરી આપી શકે તેવી તક ખાતા તરફથી મળે એવી વિનંતિનોઃ

ઉપર પ્રમાણે કુલ ૧૦ ઠરાવો થયા હતા. તે પૈકી ઠરાવ અંક ૧, ૨, ૩, ૪ અને ૬ ના ઠરાવો મંડળના ચાલુ કામકાજ માટેના હતા. ઠરાવ અંક ૭ ખૂટતી મદદ મળવા બાબતનો હતો. તે પ્રમાણે મંડળને રૂા. ૪૦૦-૦-૦ મળ્યા છે. છતાં ખોટ આવી છે, એ ખોટ આ વર્ષમાં આપણને વધુ મદદ કરીને મંડળ પૂરી કરશે એવી આશા છે. ઠરાવ અંક ૮ ની આપણી ભલામણ સ્વીકારાઇ છે. મોંઘવારી અને વસ્તુઓ મેળવવાની મુશ્કેલીને લીધે રા. પુ. મંડળે આ વર્ષે આપણે ત્યાં એ વર્ગ ઉઘાડેલો નથી. એટલે આપણી એ માગણી ઠરાવ અંક ૯ ની ઉભેલી જ છે. ઠરાવ અંક ૧૦ ની વિનંતિ તો પુસ્તકાલય ખાતામાં મોકલતાં " ખાતાએ પ્રસંગ ઉપસ્થિત થતાં માગણી આવેથી યોગ્ય તે વિચાર થઇ વ્યવસ્થા થશે. હાલ તુર્ત સામાન્ય ધોરણ ઠરાવવાની અમને જરૂર જણાતી નથી. " એવો

જવાબ આવ્યો છે. આ જવાબ આપણને સંપૂર્ણ સંતોષ આપે તેવો તો નથી. પરંતુ પ્રસંગ આવ્યે હવે પછી એ જોઈશું. અને ઠરાવ અંક ૫ ની પણ એ જ સ્થિતિ છે, એમ કહીએ તો ચાલે. "નિયમિત કામ કરનાર પુસ્તકાલયોને પૂરતી મદદ મળે છે. વ્યક્તિગત ફેરફાર થવા સંભવિત જ છે." એવો જવાબ આવ્યો છે. એટલે જેઓ મોડું બજેટ મોકલે અથવા પહેલું મોકલવા છતાં એ જેનું પાછળ આવે તેની મદદ કપાવાની જ; કારણ એજ છે કે સરકાર મદદ ઓછી પડે છે. આપણી માગણી તો વધુ મદદ મેળવીને પણ સૌને સંતોષવાની હતી. એટલે ખાતાનો આ જવાબ એ આપણી મુશ્કેલીનો ઉકેલ તો નથી જ. છતાં ભવિષ્ય ઉજળું બતાવ્યું છે તેટલું સારૂં છે.

ઉપર પ્રમાણે ગઈ સાલની સાધારણ સભાના કામકાજનું પરિણામ જોયા પછી આપણે આપણા બીજા કામકાજનું અવલોકન કરીએ.

**વ્યવસ્થાપક મંડળ**—સામાન્ય સભાએ કરેલા ઠરાવોનું પાલન કરવા અને મંડળનું સફળ સંચાલન કરવા માટે વ્ય. મંડળ નીમવામાં આવ્યું હતું; પરંતુ ખાસ જરૂરી કામો હાથ ઉપર નહિ હોવાથી સભા બોલાવાઈ નથી.

**પરિષદો**—પ્રાંતમાં પુરા થતા વર્ષમાં મહાલ પરિષદો ભરવાની હતી. અને તે બદલ એક પરિપત્ર પણ પાઠવવામાં આવ્યો હતો. છતાં કડી, મહેસાણા અને દહેગામ મહાલો સિવાય બીજે મહાલ પરિષદો ભરાઈ નથી. આ વર્ષે રાજ્ય પુ. પરિષદ ભરાવાની છે છતાં જેમના ગઈ સાલના એ કાર્યક્રમો હાથ ઉપર હોય તેઓ પાર ઉતારશે એવી આશા છે. છેલ્લી પ્રાંત પરિષદ મિયોજ મુકામે થઈ હતી, આ વર્ષે પ્રાંત પરિષદ ભરવાની નથી. એટલે એ સંબંધીનો બાકી ઉલ્લેખ કરવાની જરૂર નથી.

**ઉત્પન્ન ખર્ચનો હિસાબ**—મંડળનો હિસાબ ગયા વર્ષ આખરની સિલક રૂા. ૧૪–૩–૪ હતી. આ વર્ષે કુલ જમા રૂા. ૨૮૪૬–૬–૧૦ અને ઉધાર રકમ રૂા. ૨૮૦૨–૧–૭ જતાં બાકી વર્ષ આખરે હાથ પર સિલક રૂા. ૫૮–૮–૭ છે. આ હિસાબ ખાસ મહેનત લઈને રા. શિવુભાઈ સાહુજી વાઘેલા મંત્રી મ. પુ. મંડળ - મહેસાણા એમણે તપાસી આપ્યો છે તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે.

**પર્વણીદિન**—રાજ્ય પુસ્તકાલય મંડળે પુસ્તકાલયપ્રવૃત્તિનો પ્રચાર વિસ્તરે તે માટે વસંત પંચમીએ પર્વણીદિન ઉજવવા ઠરાવ્યું છે. છતાં હજુ તમામ પુસ્તકાલયોએ આ પ્રવૃત્તિ અપનાવી નથી. જે મહાલ પુસ્તકાલય મંડળો જાગ્રત અને પ્રગતિશીલ છે. ત્યાં અધિકતર પુસ્તકાલયો આ દિવસ ઉજવે છે. જે શુભાશયથી આ પ્રવૃત્તિ હાલ દાખલ કરી છે તેને સમજીને દરેક પુસ્તકાલય અપનાવે તેવો પ્રયત્ન દરેક મહાલ મંડળોએ કરવાની જરૂર છે. આ વર્ષે થએલા કામકાજના હેવાલો જોતાં કેટલાંક મંડળોએ આ પ્રવૃત્તિને વેગ આપવાના ઠરાવો કર્યા છે તે સંતોષની વાત છે.

**તપાસણી**—પ્રાન્તમાં આવેલાં પુસ્તકાલયો વ્યવસ્થિત ચાલે, તેમની ઉપયોગિતા વધે અને તેમના કાર્યમાં માર્ગદર્શન મળે તે હેતુથી પગારદાર પ્રચારક રોકવામાં આવે છે.

મહેસાણા અને અમરેલી પ્રાન્ત વચ્ચે એક પ્રચારકની યોજના છે. આ પ્રચારકે આપણા પ્રાન્તમાં તા. ૧-૮-૪૪ થી તા. ૮-૫-૪૫ સુધી કામ કર્યું છે. અને એ મુદ્દતમાં કુલ ૧૯૬ દિવસની કામગીરી કરી છે. એ કામગીરીમાં ચાણસ્મા તાલુકાનાં ૧૦, દહેગામ તાલુકાનાં ૪૦, મહેસાણા તાલુકાનાં ૨૧, સિદ્ધપુર તાલુકાનાં ૨ અને પાટણ વિસનગરનાં એકેક પુસ્તકાલય મળી કુલ ૧૨૫ પુસ્તકાલયો જોયાં છે. ઉપરાંત દહેગામ અને મહેસાણા મહાલ પરિષદો અંગે જરૂરી કામગીરી કરી છે.

**નવીન પુસ્તકાલયો**—નવીન પુસ્તકાલયો ઉઘાડવા માટે પ્રાંતનાં જુદાં જુદાં મંડળોની પ્રવૃત્તિ ચાલુ હતી. પુરા થતા વર્ષમાં મહેસાણા પ્રાન્તમાં ૭ નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં છે અને હવે શાળાવાળાં ૧૩ ગામે પુસ્તકાલયો ઉઘડવાં બાકી છે. અને આ વર્ષે પણ નવીન પુસ્તકાલયો ઉઘાડવાની તજવીજ શરુઆતથી જ થએલી છે. ડગોડા અને નીરમાલી તાલુકામાં એકેક પુ. ઉઘાડવામાં આવેલ છે.

**શિષ્ટ વાચન પરીક્ષા**—પ્રાન્તમંડળ તરફથી શિષ્ટવાચનની પરીક્ષા લેવામાં આવતી નથી. જુદા જુદા મહાલ પુસ્તકાલય મંડળો પોતાની સ્થળસીમા પૂરતી પરીક્ષાઓ રાખે એ યોજના અમલમાં છે. અને પુરા થએલા વર્ષમાં કડી, કલોલ અને ચાણસ્મા મહાલોએ આવી પરીક્ષા લીધાનાં નિવેદનો મળ્યાં છે. તે બદલ જે તે મહાલ કાર્યકરોને અભિનંદન અને બીજા મહાલો આ કાર્યક્રમ અમલમાં મૂકે એવી વિનંતિ કરવામાં આવે છે.

**પ્રકીર્ણ**—મહેસાણા પ્રાંતની પુસ્તકાલયપ્રવૃત્તિએ મક્કમપણે પોતાનો વેગ વધાર્યો છે. લોકઅભિરુચિ પણ વધતી જાય છે. અને પ્રજાએ પોતાનાં નાણાંનો પ્રવાહ આ પ્રવૃત્તિ તરફ વાળ્યો છે. દિવસે દિવસે લોકમદદની રકમો અને મકાનો માટે ચાલી આવતી દેણગીઓ એ એનો પુરાવો છે.

રાજ્ય પુસ્તકાલય મંડળના કાયમી વ્યક્તિસભાસદોનું પ્રમાણ વધારવાની જરૂર હોવાથી આજીવન સભ્યો બનાવવાની શરૂઆત આપણા પ્રાન્તે ચાણસ્મા તાલુકામાંથી કરી છે. અને આજીવન સભ્યોનું લવાજમ રૂ. ૨૫-૦-૦ હોવા છતાં એવા જુદા જુદા સ્થળોના ૧૪ સભ્યો નોંધાયા છે અને હજુ બીજા થોડાંક નામો વધવાનો સંભવ છે. આ બદલ ચાણસ્મા તાલુકાના કાર્યકરોનો મંડળ આભાર માને છે. અને આ વર્ષે પ્રથમ મહેસાણા અને પછી સિદ્ધપુર તાલુકાથી શરુઆત કરવાની છે. એટલે પ્રાંતના કાર્યકરો અત્યારથી જાગ્રત બને એવી વિનંતિ છે. બીજા મહાલ પુ. મંડળોને પણ આ બદલની જરૂરી સૂચના અપાઇ છે. એટલે આ કાર્યમાં પણ આપણે સારી પ્રગતિ સાધી છે. હવે આપણે આ પુસ્તકાલયોનો વધુ સારો ઉપયોગ થાય અને જનતામાં વધુ ને વધુ રસ જાગ્રત થાય તે માટે દરેક પુસ્તકાલયોના કાર્યકરોએ પ્રયત્ન કરવાની જરૂર છે.

**જરૂરી સૂચનો**—હવે મહાલ પુસ્તકાલય મંડળો તરફથી આવેલાં નિવેદનો તથા ચાલેલા કામકાજના ઉપલક અવલોકન ઉપરથી થોડી સૂચનાઓ કરવાની જરૂર જોઉં છું.

જેમાંની બધી જ ગઇ સાલે પણ કરવામાં આવેલી છે. છતાંએ તે પ્રત્યે હજુ પૂરતું ધ્યાન અપાયું નથી. એ સૂચનાઓ નીચે પ્રમાણે છેઃ—

૧. નિવેદનો પદ્ધતસર તૈયાર થતાં નથી. ચાણસ્મા અને પાટણનાં નિવેદનો સંપૂર્ણ પદ્ધતસરનાં છે, ખેરાળુનું કંઇક ઠીક છે. બાકીનાં નિવેદનોમાં સુધારાને અવકાશ છે. આખાએ વર્ષના કાર્યની રૂપરેખાનું દિગ્દર્શન અને ચાલુ પરિસ્થિતિની સંપૂર્ણ માહિતી એમાં હોવી જોઇએ.

૨. મહાલ પુસ્તકાલય મંડળોની સભામાં સભાસદોની હાજરી ખૂબ ઓછી હોય છે. આ બદલ જૂથ પુ. મંડળોને જાગ્રત કરવાની મહાલ પુસ્તકાલય મંડળના મંત્રીઓએ આવી મુશ્કેલી વિચારવાની અને પ્રચાર કરવાની જરૂર છે.

૩. ઘણે સ્થળે આવક ખર્ચનો અંદાજ મંજૂર કરાવાતો નથી. કેટલેક સ્થળે માત્ર ખર્ચનું જ અંદાજ નક્કી કરાય છે. મહાલ મંડળોની સિલક પુસ્તકાલયો તરફથી આવનાર પ્રતિનિધિઓના ભથ્થા ભાડામાં ખર્ચાવી જોઇએ નહિ.

૪. નિવેદનો વખતસર આવતાં નથી અને તેથી અહીંનું નિવેદન તૈયાર કરતાં મુશ્કેલી પડે છે. તમામ પુસ્તકાલયો ઠરાવેલી તારીખે જ સભાઓ ભરે એ અતિ જરૂરનું છે. પાટણ મહાલનો એ અપવાદ જલદી દૂર થાય એવી વિનંતિ છે.

ઉપરની સૂચનાઓનો સ્વીકાર કરી સુધારો કરવા અત્રે પધારેલા પ્રતિનિધિ ભાઇઓને અમારી વિનંતિ છે.

**આભાર**—અંતમાં પ્રાન્તમંડળને પોતાનું સંચાલન વ્યવસ્થિત પાર ઉતારવામાં જે જે સદ્‌ગૃહસ્થોએ, પ્રાંતમાં મહાલ મંડળના મંત્રી અને પ્રમુખ સાહેબોએ, રાજ્ય પુસ્તકાલય મંડળે અને પુસ્તકાલય ખાતાના મે. અધિકારી સાહેબોએ જે સહકાર આપ્યો છે તે બદલ, એ સૌનો મંડળ તરફે આભાર માનું છું. અને ભવિષ્યમાં સૌના સહકારની આશા સાથે વિરમું છું.

નાનજીભાઇ જેઠીદાસ પટેલ
મંત્રી, પ્રાંત પુસ્તકાલય મંડળ–મહેસાણા

## પરિશિષ્ટ ૧ લું

### દેવા લહેણાનો હિસાબ

| જ | ઉ |
|---|---|
| ૧૭૭-૪-૦ ભાઇશંકર ડી. ઠાકરનો પગાર | ૭૧૧-૮-૬ શ્રી સહકારી બેંકમાં જમા છે તે |
| ૩૪-૪-૦ પ્રચારક પ્રો. ફંડના જમા છે. | ૫૮-૮-૭ હાથ ઉપરની રોકડ સિલક |
| ૫૪૪-૧૫-૩ જુદા જુદા મહાલ મંડળોની જમા છે તે | ૭૭૦-૧-૧ |
| ૨૧-૬-૦ દહેગામ મહાલ પુ. મંડળ | |
| ૧૨-૧૦-૦ આતરસુંબા મ. પુ. મંડળ | |

૩૨-૧૦-૦ કડી મહાલ પુ. મંડળ
૩૪-૧૪-૩ કલોલ મહાલ પુ. મંડળ
૫૨-૧૪-૦ વિજાપુર મહાલ પુ. મંડળ
૬૯-૭-૦ મહેસાણા મહાલ પુ. મંડળ
૩૬-૧૧-૦ વિસનગર મહાલ પુ. મંડળ
૩૪-૫-૦ ખેરાળુ મહાલ પુ. મંડળ
૭૮-૧૪-૦ સિદ્ધપુર મહાલ પુ. મંડળ
૩૩-૧૨-૦ પાટણ મહાલ પુ. મંડળ
૨૨-૧૧-૦ હારીજ મહાલ પુ. મંડળ
૬૨-૧૫-૦ ચાણસ્મા મ. પુ. મંડળ
૩૧-૧૪-૦ વડોદરા રાજ્ય પુ. મંડળ

૭૫૬-૬-૩

૧૩-૧૦-૧૦ વર્ષ આખરે મંડળની રહેલી ખરેખર મિલ્કત

૭૭૦-૧-૧

## પરિશિષ્ટ ૨ જું

### મંડળનું આ વર્ષનું ખરેખર ખર્ચ અને ઉત્પન્ન

| ઉ | |
|---|---|
| ૨૯-૧૫-૧૦ વર્ષ મજકુરનું ઉત્પન્ન | ૫૬૮-૧૧-૯ વર્ષ મજકુરમાં થએલો ખર્ચ નીચેની વિગતે |
| ૨-૭-૧૦ વ્યાજનું ઉત્પન્ન | ૫૩૪-૨-૯ પ્રચારકના પગાર ખર્ચ |
| ૪૦૦-૦-૦ વડોદરા રા. પુ. મંડળની મદદ | ૧૬-૧-૬ પ્રચારકના પ્રો. ફંડ ખાતે |
| ૧૨૭-૮-૦ ફાળવણી '૪૪-૪૫ ની | ૯-૦-૬ પોસ્ટેજ ખર્ચ |
| ૫૨૯-૧૫-૧૦ | ૪-૧૨-૦ કોરોળ ખર્ચ |
| ૩૮-૧૧-૧૧ ખોટ આવી તે પાછલી બચતમાંથી લીધી | ૫-૯-૦ મંત્રીનો મુસાફરી ખર્ચ |
| ૫૬૮-૧૧-૯ | ૫૬૮-૧૧-૯ |

નાનજીભાઈ કેશવદાસ પટેલ
મંત્રી, પ્રાંત પુ. મંડળ-મહેસાણા

# ૪. અમરેલી પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૨૩–૯–૪૫ ના રોજ અંગ્રેજી મિડલ સ્કૂલના હેડમાસ્તર શ્રી. શાંતિભાઇ સારાભાઇ મહેતાના પ્રમુખસ્થાને ભરવામાં આવી હતી જેમાં શ્રી. મોહનલાલ રામજી-ધારી, શ્રી. ઉમાશંકર ગૌરીશંકર જોષી–રતનપુર, શ્રી દુર્લભજી ભુરાભાઇ ખાંભા, શ્રી ભગવાનજી રાઘવજી–કોડીનાર, શ્રી વૃજલાલ દ. મહેતા–ધારી; શ્રી. હરગોવિંદ કાશીરામ જોષી–દામનગર; શ્રી. ભોગીલાલ તા. મહેતા; શ્રી. વિદ્યારામ વ. ત્રિવેદી; શ્રી. બા. મા. વડેરા; શ્રી. ઇશ્વરલાલ કરશનજી, શ્રી. હં. વિ. ભદ્રેશ્વરા; ઉપરાંત રાજ્ય પુ. મંડળ તરફે શ્રી. વલ્લભભાઇ પટેલ. હાજર હતા. આ સભામાં નીચે પ્રમાણે કામકાજ થયું હતું:

ઠરાવ ૧—આજની સભાનું પ્રમુખસ્થાન રા. શાંતિભાઈ સારાભાઈ મહેતાને આપવાનું સર્વાનુમતે ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૨—સને ૧૯૪૪-૪૫ સાલનું વાર્ષિક નિવેદન તથા ઉત્પન્ન ખર્ચનું સરવૈયું વંચાણમાં લઇ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

ઠરાવ ૩—પ્રમુખઃ શ્રી. રા. મોહનલાલ વિરજીભાઇ પટેલ, મંત્રીઓઃ શ્રી. રા ભોગીલાલ તારાચંદ મહેતા, શ્રી. રા. બાલચંદ માવજી વડેરા, શ્રી. રા. હંસરાજ વિરજી ભદ્રેશ્વરા; સભ્યોઃ શ્રી. રા. ભગવાનજી રાઘવજી કોડીનાર વિભાગ, શ્રી. રા. દુર્લભજી ભુરાભાઈ ખાંભા વિભાગ, શ્રી. રા. મોહનલાલ રામજીભાઇ ધારી વિભાગ, શ્રી. રા. મોહનલાલ જીવાભાઈ અમરેલી વિભાગ.

ઠરાવ ૪—સને ૧૯૪૫-૪૬ સાલનું અંદાજી બજેટ મંજુર કરવા બાબત.

| | | | |
|---|---|---|---|
| ફાળવણી | ૩૦–૦–૦ | પ્રાંત પ્રચારકના પગારના | ૧૮૦–૦–૦ |
| રા. પુ. મં. ની પ્રચારક | | કંટીજન્ટ | ૧૫–૦–૦ |
| માટે મદદ | ૧૮૫–૦–૦ | પરચુરણ ખર્ચ | ૨૦–૦–૦ |
| | ૨૧૫–૦–૦ | | ૨૧૫–૦–૦ |

ઠરાવ ૫—બે પ્રાંત વચ્ચે એક પગારદાર પ્રચારકની યોજના ચાલુ રાખવા તથા પ્રાંત પ્રચારક ખાતે ખૂટતી રકમ રા. ૧૮૫–૦–૦ ની મદદ રા. પુ. મંડળે આપવા રા. પુ. મંડળને વિનંતિ કરવામાં આવે છે.

ઠરાવ ૬—વડોદરામાં જે રાજ્ય પુસ્તકાલય પરિષદ તથા અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ ભરવાની છે, તેની આ સભા નોંધ લે છે અને તેથી અમરેલી પ્રાંત પુસ્તકાલય પરિષદ ભરવાનું આ વર્ષ પૂરતું મોકુફ રાખી વડોદરામાં ભરાનારી ઉપરની પરિષદોનો સારા પ્રમાણમાં લાભ લેવાય તે માટે આ સભા પ્રાંતના ( અમરેલી સા. પુ. ) પુસ્તકાલયના મંત્રીઓને ભલામણ કરે છે.

ઠરાવ ૭—હાલની અસલ મોંઘવારીને અંગે મોકુફ રખાયેલી શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના પુનઃ ચાલુ કરવા તેમજ રા. પુ. મં. તરફથી પણ યોજાતી એવી પરીક્ષાઓનો પૂરતો લાભ પિતા–સંતાનના મદદ પુ. મંડળોને આ સભા ભલામણ કરે છે.

ઠરાવ ૮—અમરેલી પ્રાંત પુસ્તકાલયમંડળની વાર્ષિક સભામાં હાજરી આપવા મહાલના પ્રતિનિધિ તરીકે જે શિક્ષક ભાઇઓ આવે તેને અહિંના હાજરીના દાખલા ઉપરથી કામગીરી ગણાય તેવો પ્રબંધ મે રા. રા. વિદ્યાધિકારી સા. તરફ લખી થવા માટે આ સભા રાજ્ય પુસ્તકાલય મંડળને ભલામણ કરે છે.

ઠરાવ ૯—પુસ્તકાલયપર્વણીનો દિવસ વસંતપંચમીનો દિવસ ઠરાવેલો હોય તે દિવસ પુસ્તકાલયપર્વણી તરીકે વધારે સારી રીતે ઉજવાય તે માટે એ દિવસ સામાન્ય તહેવાર તરીકે કેળવણી ખાતાએ સ્વીકારી અંગ્રેજી શાળાઓમાં પળાય છે તેવી જ રીતે ગુજરાતી શાળાઓમાં પણ રજા પળાય તેવો પ્રબંધ થવા આ સભા રાજ્ય પુસ્તકાલય મંડળને ભલામણ કરે છે.

ઠરાવ ૧૦—વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના પૂરક અંગ તરીકે સ્થપાયેલી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, પુસ્તકાલય જનતા અને સરકાર એ ત્રણેને સાંધનારી એક સાંકળરૂપ છે. એ સાંકળને વધુ મજબૂત અને સમૃદ્ધ બનાવવા એ મંડળમાં પુસ્તકાલયસભ્યો ઉપરાંત વ્યક્તિસભ્યો પણ હોવા જોઇએ એમ આ સભા માને છે. અને તેથી આ સભા પ્રાંતના દરેક મહાલ મંડળોને પોતાના મહાલમાંથી જેટલા બને તેટલા સભ્યો બંધારણમાં જણાવેલી કલમ પ્રમાણે બનાવવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે,

ઠરાવ ૧૧—આજની સભાનું કામકાજ શ્રી. રા. શાંતિભાઇ સા. મહેતાએ શાંતિપૂર્વક કરેલું છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

## સને ૧૯૪૪–૪૫ નો અહેવાલ તથા હિસાબ

**સ્થાપના અને ઉદ્દેશ**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને સને ૧૯૩૦–૩૧માં આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવાનો છે.

**મંડળનું કાર્ય**—મહાલ અને જૂથ મંડળો રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે અમરેલી પ્રાંતના એક–એક મહાલ પુસ્તકાલય મંડળો સ્થપાઇ ચૂક્યા છે. અને દરેક કાંઇ ને કાંઇ કાર્ય કરતા પણ થઇ ગયાં છે. પણ કાર્યની ગતિ મંદ છે. આ માટે આશા છે કે પ્રાંતના દરેક મહાલ મંડળની યોજના નીચેનાં કાર્યો દર વર્ષે કરશે જ:

૧. જે વરસમાં રાજ્ય વ પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે.

૨. દર વર્ષે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટવાચનની એક પરીક્ષાનો લાભ જરૂર લે.

૩. રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાનો દરેક મંડળ ઉપર સૂચના કાઢી, પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે અને પરીક્ષાનાં પુસ્તકોની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે.

૪. શાળાવાળા પુસ્તકાલય વગરના ગામોએ પુસ્તકાલયો સ્થાપવા પ્રયત્ન કરે.

૫. જૂથ મંડળોદ્વારા જૂથનાં એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવે.



**ભારતી સાહિત્ય સંઘ–મુંબઇનાં પુસ્તકો**

૧ **સુરભી**—લેખકઃ શ્રી. પન્નાલાલ પટેલ; મૂલ્ય રૂા. ૩–૮–૦
૨ **માણસાઇના દીવા**—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૮–૦
૩ **પાવક જ્વાલા**—લેખકઃ શ્રી. ચુનીલાલ મડિયા; મૂલ્ય રૂા. ૩–૮–૦
૪ **પરીકથાઓ**—(૧) નીલમણિ, (૨) ફૂલવંતી, (૩) નાગકુમારી; લેખકોઃ શ્રી. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર; મૂલ્ય દરેકનું રૂા. એક.

**મેસર્સ એન. એમ. ઠક્કરની કું. મુંબઇનાં પુસ્તકો**

૫ **દક્ષકન્યા**—લેખકઃ શ્રી. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા; મૂલ્ય રૂા. ૨–૦–૦.
૬ **જનકદુલારી**—લેખક ઉપર પ્રમાણે; મૂલ્ય રૂા. ૨–૦–૦.
૭ **આપણો ઘરસંસાર**—લેખકઃ શ્રી. શકુન્ત રાવળ; મૂલ્ય રૂા. ૨–૦–૦.
૮ **ચતુર સુજાણ**—લેખકઃ શ્રી. મોહનલાલ ધામી; મૂલ્ય રૂા. ૧–૮–૦.
૯ **રેવાનો વર**—અંગ્રેજી ઉપરથી રૂપાંતરકારોઃ શ્રી. ભોગીલાલ ગાંધી અને શ્રી. રમણલાલ સોની; મૂલ્ય રૂા. ૨–૦–૦.

**મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇ તરફથી**

૧૦ કલ્યાણયાત્રી—લેખકઃ શ્રી. કરસનદાસ માણેક; મૂલ્ય રૂા. સવા.

**આદર્શ પુસ્તક ભંડાર–અમદાવાદ તરફથી**

૧૧ ધુવડ બોલ્યું—લેખકઃ શ્રી. નિરુ દેસાઇ; મૂલ્ય રૂા. ૨–૪–૦.

**ધી સંદેશ લિ. અમદાવાદ તરફથી**

૧૨ **સંદેશ પ્રત્યક્ષ પંચાંગ**—( મોટા કદનું ) મુખ્ય સંપાદકઃ ગણકમાર્તંડ શ્રી. કૃષ્ણરામ વહાલજી ભટ્ટ. અને બીજાઓ; મૂલ્ય રૂા. દોઢ. **ઉપર પ્રમાણે.** પુસ્તક કદમાં મૂલ્ય રૂા. ૦–૬–૦.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ–અમદાવાદ તરફથી**

૧૩ **સં. ૨૦૦૨ નું પંચાંગ**—સંપાદકઃ શ્રી. હરિહર ભટ્ટ; મૂલ્ય ૦–૪–૦

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ તરફથી**

૧૪ મહાવાક્ય રત્નાવલિ—અનુવાદક: શ્રી. શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર મહેતા; મૂલ્ય ૦—૧૨—૦.

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૧૫ ગણિતપ્રવેશપોથી—યોજક: શ્રી. રતિલાલ રા. ભાવસુ; મુખ્ય વિક્રેતા: ગુજરાત પુસ્તક ભંડાર, ઢીકવા ચોકી, અમદાવાદ, મૂલ્ય ૦—૩—૬

૧૬ આદર્શ વાચનમાળા-પ્રવેશપોથી—યોજક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦—૪—૬ દરેકના.

૧૭ લેખનપ્રવેશપોથી-૧-૨—યોજક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦—૩—૬

૧૮ અર્જક દેશી હિસાબ—યોજક વગેરે ઉપર પ્રમાણે. મૂલ્ય ૦—૩—૦.

## દીપોત્સવી અંકો ( સ્વીકાર )

સંદેશ—તંત્રી: શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા; સંપાદક: શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ; ઘારંભપુર; ખાડીરામની પોળ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૩—૮—૦.

રવિવાર—સંપાદક: શ્રી. ઉષાકાન્ત પંડ્યા; લેમિંગ્ટન રોડ, મુંબઈ ૪. મૂલ્ય રૂા. ૪—૦—૦.

હાંડીઓ—તંત્રી: શ્રી. નટવરલાલ વીમાવાળા;

નવસર્જન—મુંબઈઅંક—સંપાદક: શ્રી. રતિલાલ માથવાણી; ઉષા પ્રિન્ટરી, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. મૂલ્ય રૂા. ૧—૦—૦.

શ્રીશક્તિ—તંત્રી: શ્રી. ઇન્દિરલાલ વીમાવાળા; કેળાંપીઠ, સુરત. મૂલ્ય રૂા. ૧—૦—૦.

ગુજરાતી—સંપાદક: શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ; ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ, મુંબઈ.

ખેડા વર્તમાન—તંત્રી: શ્રી. બાબુભાઈ મણિલાલ શેઠ; ખેડા.

બે ઘડી મોજ—અધિપતિ: શ્રી. શયદા; મુંબઈ. મૂલ્ય રૂા. ૨—૮—૦

### ક્ષમાપના

આ અંકમાં પુસ્તકાલય ખાતા તરફનો વાર્ષિક નિવેદન તેમ જ પ્રાંત પુસ્તકાલય મંડળોની વાર્ષિક સભાઓ અને હેવાલોનાં નિવેદનો આપવાનાં હોવાથી પુસ્તક-પરિચય તેમ જ સામયિક રોલન વિભાગ આપી શકયા નથી, એ માટે વાચકો ક્ષમા કરશે. આવતા અંકે એ બંને અંગો આપવામાં આવશે.

—તંત્રી

હું ઓછું ભણેલો છું, પરંતુ મારા મિત્રો ઘણું ભણેલા છે; તેઓએ ઢગલાબંધ પુસ્તકો વાંચ્યાં છે. એથી હું ગભરાઇ જાઉં છું. પુસ્તકો વિચારવા કરતાં વાંચવાનું વ્યસન પડી ગયું છે. હાલની સ્થિતિ ક્રાન્તિની સ્થિતિ છે; એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જવાની સ્થિતિ જેવી છે; વચગાળાના સમય જેવી સ્થિતિ છે. હાલમાં કોઇને ભણવાનું છોડી દ્યો એમ પણ કહેવાતું નથી, તેમ જ ભણો તેમ પણ કહેવાતું નથી. તેવી વચગાળાની સ્થિતિ આપણી છે. આ સ્થિતિમાં શું કરવું ? શું જ્ઞાન મેળવવું ? તે મોટી મુશ્કેલી છે. આજે મોઢા ઉપરનું તેજ ઓછું થતું જાય છે, આકૃતિ બદલાતી જાય છે, ભૂખમરો વધતો જાય છે; હવે આવી સ્થિતિમાં ક્યાં પુસ્તકોની વાત મૂકું કે જે પુસ્તકના વાચનથી તમારા મોઢા ઉપર તેજ અને નૂર આવે ?

રાજ્યે રાખેલી ઉમેદ અનુકૂળ નહિ આવવાથી તેનો વેગ વધારી શક્યા નથી. હાલનાં પુસ્તકોના વાચનથી જો આમજનતાને આનંદ થયો હોય તો આ પરિષદમાં માત્ર ગ્રંથપાલ જ કેમ આવે ? તે એ જ બતાવે છે કે આ પુસ્તકોએ લોકોને રસ અને આનંદ આપ્યો નથી. ગ્રંથપાલોને પણ સારાં ખોટાં પુસ્તકોનું ભાન નથી. વાંચવાની રીતો નક્કી કરવી, તેનું તારણ કાઢવું, માણસના જીવન સાથે મેળ બેસાડવો, એ રીતે જો પુસ્તકો વંચાય તો જનતામાં જ્ઞાનનો પ્રચાર કરી શકાય.

જે પુસ્તકો વિચારવા જેવાં હોય છે, તે ચિરંજીવ છે. તેમનું આયુષ્ય લાંબું છે, એવાં પુસ્તકો લેખકના ઊભરાથી (ઊર્મિથી) લખાતાં હતાં, કવિઓ ઊભરાથી (ઊર્મિથી) કવિતાઓ રચતા હતા. ઊભરાથી નીકળેલી વસ્તુઓ જે આનંદ આપે તે બનાવેલાં પુસ્તકો નથી આપતાં.

માટે જ તુલસીદાસે ઊભરાથી લખેલું પુસ્તક રામાયણ જીવતું છે, અને અનેક વખત વાંચવાનું મન થાય છે. ગીતાને ઘણાં વર્ષો થયાં છતાં તેનાં ભાષાંતરો વધતાં જ જાય છે. પરિગ્રહનો ત્યાગ કરવાની ખાતર એવાં પુસ્તકો લખાયાં છે. જે પુસ્તકોનું આયુષ્ય લાંબું છે, તે પુસ્તકો વાંચવાનો હાલ આપણને સમય નથી.

ગ્રંથપાલોએ આવાં ઓછા આયુષવાળાં પુસ્તકો અટકાવી દેવાં જોઇએ અને વાંચવાની ભલામણ ન કરવી જોઇએ. આવાં પુસ્તકો આજે લાયબ્રેરીમાં ઢગલાબંધ આવી ગયાં છે, જેથી ચિરંજીવ પુસ્તકો દટાઇ ગયાં છે. આજે તો વખત પસાર કરવાને બદલે આત્માને પસાર કરવા માટે જ નવલકથાઓ વંચાય છે.

માયા કહે છે કે, માણસ જેવો થાય છે એવી થઇને હું તેનામાં પેસું છું. ગુલામ અથવા પૈસાદાર એ બે જ વર્ગો વિલાસી છે. મહેનત કરનારને વિલાસી માણસો ' રાંચો ' કહે છે. બેઠાડુ માણસો વિલાસ ભોગવી શકે છે. તમે ખેડૂતો પરસેવો ઉતારનાર માણસો છો, છતાં તમારૂં મોઢું અમારા જેવા બેઠાડુ લોકો તરફ છે, અને તમોને એમ પણ વિચારો થતા હશે કે આવા થવાય તો સારૂં.

આજનાં પુસ્તકો વિલાસને પોષનારાં છે, આજનાં પુસ્તકો માત્ર વખત પસાર કરાવનારાં જ પુસ્તકો છે, અને ગુલામોની વૃત્તિઓ હંમેશાં વિલાસ તરફ જ દોરાય છે. અને એ વિલાસને પોષવા માટે પુસ્તકોના ઢગલા લખાયે જાય છે. આવાં પુસ્તકોનો હેતુ ઊંચે લઇ જવાનો ભાગ્યે જ હોય છે, આવાં પુસ્તકોની ઉત્પત્તિ ધનના ઉત્પાદનમાંથી થયેલી હોય છે, તેથી તેની દૃષ્ટિ ધન તરફ જ હોય છે.

સદાચારને પોષનારૂં નાટક કોઇ ખરીદતું નથી. આજનો વિદ્વાનવર્ગ એવી રીતે કેળવાએલો છે કે તે આમજનતાના સંપર્કથી જુદો થઇ ગયો છે. આવો કેળવાએલો વર્ગ જે પુસ્તક લખે તે આમજનતાને સમજાય પણ નહિ. આવાં પુસ્તકોમાંથી જીવન માટે ઉપયોગી કંઇ જ નીકળવાનું નથી. માનસિક વિકાસ માટે જ કવિતા લખાય છે.

કોસ હાંકતાં હાંકતાં કે માળા ઉપર બેઠેલો ખેડૂત ગાઇ શકે તેવાં ગીતો લખાવાં જરૂરી છે. સામાન્ય માણસોના હૃદયને સ્પર્શ કરી શકે તેવાં પુસ્તકો આજના લેખકો જવલ્લે લખે છે. આજનાં પુસ્તકો જીવનને સ્પર્શતાં નથી. એથી જે લાભ મળવો જોઇએ તે મળતો નથી. તેનો લાભ મળે તે માટે આવી પરિષદોમાં ખાસ ચર્ચા કરવી જોઇએ. અને એનો પડઘો લેખકો પાસે પહોંચવો જોઇએ, જેથી કરીને લખવાની પદ્ધતિ બદલાય.

ગામડાની ભાષા આજે વિદ્વાનો નહિ સમજે, અને વિદ્વાનોની ભાષા ગામડાંના લોકો ન સમજે. સામાન્ય વહેવારના શબ્દો પણ આજના વિદ્વાનો પાસે નથી. જ્યારે આ બધું સમજીને વિદ્વાનો પુસ્તકો લખશે ત્યારે જ ઉદ્ધાર થશે.

જ્ઞાન અને કર્મનો મેળ બેસાડવો જોઇએ. જ્ઞાનવાળા જ્ઞાનનો અને કર્મવાળા કર્મનો તિરસ્કાર કરે છે. હાલનાં પુસ્તકોનો જથ્થો અમુક વખત પછી નકામો નીવડવાનો છે.

અક્ષરજ્ઞાન મેળવવું પડશે, તે જ્ઞાન સાચવી રાખવા. સારા માણસની સલાહ લઇ સારૂં પુસ્તક વાંચો, ગ્રંથપાલે વિચારને પોષે તેવાં પુસ્તકો જનતાની આગળ ધરવાં જોઇએ. આવાં પુસ્તકો થોડાંક વાંચશો તો પણ જ્ઞાન મળશે.

અક્ષરજ્ઞાન જીવનની જરૂરી ચીજ છે, અક્ષરજ્ઞાનની મારફતે ઉત્તમ પુસ્તકો વાંચવાં પડશે. પરંતુ તે કરતાં વધારે તો વાંચેલાં પુસ્તકોનો જીવનમાં ઉપયોગ શું છે? તે ભાન ઉત્પન્ન થાય તે જ તેનો ઉદ્દેશ હોવો જોઇએ.

સાહિત્યની ભાષા બોલવાથી કે સારાં લૂગડાં પહેરવાથી સુધરાતું નથી. જીવન લોકભોગ્ય બને, લોકને ઉન્નત બનાવવામાં એ વપરાય, લોકનું ભલું કરો, ત્યારે સુધર્યો કહેવાય.×

શ્રી. રવિશંકર મહારાજ

× તા. ૨૮-૧૦-૪૫ ના રોજ રૂપપુર (તા. ચાણસ્મા) મુકામે મળેલી સદર તાલુકાની પાંચમી મહાલ પુસ્તકાલય પરિષદના પ્રમુખપદેથી આપેલું વ્યાખ્યાન.

## ૧૯૪૧નું પરદેશનું શ્રેષ્ઠ અને નિષ્પક્ષ વર્તમાનપત્ર : ટકુંગ્પાઓ

# ચીનના વર્તમાનપત્રની વાત

**૧૯૪૧** ના મેની ૧૫ મી તારીખે મીસુરીના વિશ્વવિદ્યાલયે 'વર્ષના શ્રેષ્ઠ પરદેશી વર્તમાનપત્ર માટે'નું પારિતોષિક ચીનના 'ટકુંગ્પાઓ (Takungpao) નામના વર્તમાનપત્રને આપ્યું. આને અંગે આખા રાજ્યમાં સનસનાટી પ્રસરી રહી; કેમકે ચીનના એક વર્તમાન-પત્રને પરદેશમાં આવું માન મળ્યાનો આ પહેલો જ પ્રસંગ હતો.

તે જ દિવસે તે પત્રે પોતાના અગ્રલેખમાં ચીનના અને બીજા દેશોના વર્તમાનપત્રો વચ્ચેના મુખ્ય તફાવતનો નિર્દેશ કર્યો. ચીનનું પત્રકારિત્વ રાષ્ટ્રીય બાબતો સંબંધી વિદ્વાનોના અભિપ્રાય માટેનું મુખ્યત્વે કરીને એક સાધન છે. આ તેનું બળ તેમ જ મહત્તા છે. આ વિશિષ્ટતા, ચીનનાં બીજાં પત્રોની માફક 'ટકુંગ્પાઓ' પણ જાળવી રાખવાનો યત્ન કરશે. આ લેખમાં પશ્ચિમના પત્રકારોને સંબોધીને એ વાત પર ભાર મૂકવામાં આવ્યો હતો કે, સંસ્કૃતિનો પ્રચાર, મનુષ્યજાતિની સ્વતંત્રતાની જાળવણી અને શાંતિમય જગતની સ્થાપના, સર્વ રાષ્ટ્રના પત્રકારો વચ્ચેના નિકટ સહકાર પર નિર્ભર રહેશે.

આ લેખ પ્રકટ થયા પછી બરાબર ત્રણ વર્ષે એ પત્રે ન્યુયૉર્ક તથા લંડનમાં એકી સાથે ઑફિસો ખોલી. ચીનના વર્તમાનપત્રે પરદેશમાં ઑફિસ ખોલ્યાનો આ દાખલો પહેલો હતો. એથી કરીને જ્યારે જગતના પુનર્વિધાનનાં મંડાણ થઇ ચૂક્યાં છે ત્યારે ચીનની જનતા પ્રજાશાસનવાદી રાજ્યોમાં રહેતા પોતાના મિત્રો તથા યુદ્ધસાથીઓના નિકટ સંસર્ગમાં રહેશે.

એની લંડન ઑફિસ ૪૦–૪૩ ફ્લીટ સ્ટ્રીટ, ઇ. સી. ૪'માં આવેલ છે. ખબરપત્રીતરીકે, તે પત્રમાં ૧૯૩૫ થી ૧૯૩૯ સુધી સાહિત્યવિભાગના તંત્રી તરીકે કામ કરનાર નિમાયા છે. તેણે એરમેઇલ તથા તારથી રિપોર્ટો મોકલવાની શરૂઆત કરી દીધી છે. 'ટકુંગ્પાઓ' સ્થપાયું ત્યારથી તે આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુવાળું હોવાથી બહારની ખબરોની તેને આવશ્યકતા રહેતી. ઉપરાંત, ચીનના અને બાકીના જગતના ભાવિ વચ્ચે ગાઢ સંબંધ હોવાની તે પત્રની માન્યતા છે.

૧૯૪૧ માં ચીનમાં 'માંચેસ્ટર ગાર્ડિયન'ના ખબરપત્રી મિ. ગંથર સ્ટીને ચુંગકિંગનાં દૈનિક પત્રોમાં પરદેશની ખબરો કેટલી આવે છે તેનો અડસટ્ટો કાઢ્યો હતો. 'ટકુંગ્પાઓ'ની ખબરોની કટારોમાં અર્ધાં ખબર પરદેશના હોવાની તેની ગણતરી હતી. આ પ્રમાણ અંગ્રેજોને પણ લાગુ પડે છે. અહીં એ બતાવવું અપ્રાસંગિક નથી કે, ૧૯૪૩ માં બ્રિટનના 'શુભેચ્છા મિશન'ના પાંચ સભ્યો આવેલા તે પૈકી અત્યારના મેનેજિંગ ડાયરેક્ટર મિ. હુલિન પરદેશ ખાતે જનાર પહેલા ચીની પત્રકાર હતા. તેણે ગયા યુદ્ધ પછીની શાંતિ પરિષદમાં ચીની પત્રકારોના પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી. બ્રિટનના જાહેર જનતાના મતના પ્રાબલ્યની તેના પર ખૂબ અસર થઇ છે અને તેના ઘણા સાથીઓની માફક તે પણ માને છે કે, ભવિષ્યમાં શાંતિની મુખ્ય આશા વિશ્વજનતાના ઐક્ય પર આધાર રાખે છે.

'ટકુંગ્પાઓ' ચીની પ્રજાસત્તાકના જન્મ પહેલાં દશ વર્ષે ૧૯૦૧ માં શરૂ થયું છે. ત્યારે 'બોક્સર બળવા'ને એક વર્ષ વીતી ગયું હતું. આ બળવામાં અંધાધુંધી અને

માનવહાનિ વચ્ચે ચીની પ્રજાને કડવું સત્ય સમજાયું કે, ભ્રષ્ટ અને ધર્માંધ મંચુકુઓ વંશ રાષ્ટ્રપર સત્તા ચલાવવાને નાલાયક છે. પત્રની સ્થાપના અગ્રગણ્ય ચીના કેથોલિક મિ. યિંગ–લીન–ચીહે કરી હતી. પચીસ વર્ષ સુધી તો કોઇ પણ જાતના વિશિષ્ટ પ્રકાશન સિવાય તેનું કાર્ય સીધેસીધું ચાલ્યું. પરંતુ ૧૯૨૫ માં મેસર્સ વુટિંગ ચાંગ, હુલિન અને સ્વ. ચાંગ ચિહ–ચાંગની વ્યવસ્થા હેઠળ પત્ર આવતાં એની પુનર્ઘટના થઇ. બે વર્ષ પહેલાં ચાંગ ચિહ–ચાંગનું મૃત્યુ થતાં સમસ્ત પ્રજાએ તેનો શોક પાળ્યો હતો.

ત્યારપછી તો એનાં બાહ્ય રૂપરંગ, નીતિ વગેરેમાં આ પત્ર ફરી ગયું. સ્વાતંત્ર્ય માટેની કીર્તિ તેને ભય વિના પ્રાપ્ત થઇ નથી. પત્રના તંત્રીની નીતિ એકથી વધારે વખત સરકારી નીતિની વિરુદ્ધ પડી છે. પત્રની શરૂઆતમાં, એના સ્થાપક મિ યિંગે, સર્વશક્તિમાન રાજ્યમાતાનો સખ્ત વિરોધ કર્યો હતો. પ્રજાસત્તાકની શરૂઆતમાં જ્યારે સત્તાલોભી યુઆન શિહ–કાઇએ પોતે ગાદી પર બેસે તે રીતે ચીનના રાજવંશને પાછા લાવવાનો યત્ન કર્યો ત્યારે આ પત્રે તેનો સખત સામનો કર્યો હતો. તેણે તંત્રીની ધરપકડનો હુકમ આપ્યો, પણ એ તંત્રી મહા-મુશ્કેલીથી નાસી છૂટયો. બીજા રાજપક્ષી ચાંગ–સન પર પણ તેટલી જ હિંમતથી હુમલો કરવામાં આવ્યો હતો. છેલ્લા યુદ્ધ દરમ્યાન આ પત્રે મિત્રરાજ્યોના પક્ષમાં ભળવાની ચીનને હિમાયત કરી હતી.

પત્રનું મૂળસ્થાન ઉત્તર ચીનના વેપારના કેંદ્ર ' ટીન્સ્ટીન ' માં હતું. આ શહેર પેકીંગની દક્ષિણ–પશ્ચિમે એંશી માઇલ પર છે. પરંતુ ૧૯૩૫ માં જાપાનના પ્રભાવને અંગે ઉત્તરચીનનું વાતાવરણ ત્રાસદાયક થઇ પડયું–એમ જણાઇ આવ્યું કે, ચીનના લોકોને ગુલામ બનાવવા માટે જાપાનીઓએ પહેલાં તો સ્વદેશાભિમાનના આ વાજીંત્રનો નાશ કરવો જોઇએ. ઉત્તર ચીનના ' કિવસ્લિંગ ' ( દેશદ્રોહીઓ )ના પક્ષને પત્રના સ્વાતંત્ર્યના સૂરનો એટલો બધો ભય લાગ્યો કે તેઓએ પોસ્ટ ઑફિસને ' ટકુંગપાઓ 'ની વહેંચણી બંધ કરવાનો અને પોલિસને શેરીઓમાં વેચાણ અટકાવવાનો હુકમ કર્યો.

પરંતુ ટપાલીઓ તથા કારકુનો પત્રના અભિપ્રાય પ્રત્યે એવી સહાનુભૂતિ ધરાવતા હતા કે તેઓએ આ હુકમની અવગણના કરીને પણ વહેંચણીનું કાર્ય ચાલુ રાખ્યું.

૧૯૩૬ ના એપ્રિલમાં તે પત્રની શાંઘાઇ આવૃત્તિ પ્રગટ થઇ. ટિન્સ્ટીનની આવૃત્તિ ખૂબ જોખમભર્યા સંજોગો હેઠળ નીકળતી હતી. તે સમયથી ' ટકુંગપાઓ 'એ યુદ્ધ-સમયની પ્રથા ચાલુ રાખી છે કે ' પત્ર પોતાનું અસ્તિત્વ ચાલુ રાખવા હરેક પ્રયત્ન કરશે 'અને જ્યાંસુધી શહેરમાંથી લશ્કર પાછું ખેંચી લેવામાં ન આવે ત્યાંસુધી તે કોઇ પણ શહેર ખાલી કરીને જશે નહિ. પછી ૧૯૩૭ના જુલાઇની ૭ મી તારીખે જાપાનીઓએ માર્કોપોલો -પૂલ પર બોંબમારો ચલાવ્યો. છેલ્લી ઘડી સુધી ' ટિન્સ્ટીન ' આવૃત્તિ નીકળતી હતી અને શાંગહાઇમાં ખાસ કરીને પાંચ મહિનાની લડત દરમિયાન પત્રનો અવાજ ખૂબ જોરથી નીકળતો હતો. જ્યારે આખરે મધ્યચીનનું મહાન વસવાટ કરવાને ઉપયોગી ન રહ્યું ત્યારે તે પત્રના સ્ટાફના કેટલાક માણસોને હેન્કો મોકલવામાં આવ્યા. જનરાલીસીમો ચ્યાંગે ચુંગકિંગને કેન્દ્ર બનાવ્યું ત્યાંસુધી હેંકો યુદ્ધકાલીન રાજધાનીનું શહેર હતું. મધ્યચીનના લોકોના હર્ષ વચ્ચે ૧૯૩૭ ના સપ્ટેમ્બરમાં હેંકો આવૃત્તિ નીકળી. શાંઘાઇ આવૃત્તિ યુદ્ધના છેલ્લા દિવસ સુધી નીકળતી હતી. ૧૯૩૮ માં હેન્કો ફરીથી ભયમાં આવી પડયું.

સખત બોંબમારા વચ્ચે પત્ર પોતાનું કાર્ય કર્યે જતું હતું, ત્યાં હોંગકોંગ આવૃત્તિને

ફરી ચાલુ કરવામાં આવી અને પર્લ હાર્બર પછી હોંગકોંગ દુશ્મનોના હાથમાં પડ્યું તે દિવસ સુધી તે ચાલુ રહી. બીજાં સ્થળોએથી સ્ટાફના માણસો ચાલ્યા ગયા હતા. એથી ઉલટું મેનેજિંગ ડિરેક્ટર મિ. હુલિનથી માંડીને મુદ્રકો સુદ્ધાં, એકસો માણસનો આખો સ્ટાફ દુશ્મનોના હાથમાં જઇ પડ્યો. કલ્પનાતીત એવાં જોખમ અને મુશ્કેલીઓને અંતે આખો સ્ટાફ, જુદા જુદા સમયે, જાપાનીઓની આંખમાં ધૂળ નાખીને નાસી છૂટ્યો. આમ કરવામાં તેમને સેંકડો માઇલની પગપાળા મુસાફરી કરવાની હતી. ૧૯૩૮માં ચુંગકિંગ આવૃત્તિ તથા ૧૯૪૧ના માર્ચમાં કિવલિન આવૃત્તિ નીકળી.

આ બન્ને શહેરો પર સ્વતંત્ર ચીનના કોઇ પણ શહેર જેટલો સખત બોંબમારો થયો છે અને પત્રના સ્ટાફના બધા માણસોને વધારેમાં વધારે જોખમ તથા મુશ્કેલીઓ સહન કરવાં પડયાં છે. જ્યારે બર્મા રસ્તો જાપાનીઓના હાથમાં પડયો ત્યારે પરિસ્થિતિ વધારે ખરાબ થઇ.

યુદ્ધની શરૂઆતથી પત્રને યંત્રની, કાગળના જથ્થાની, તથા ન મળી શકે તેવા સંદર્ભ-ગ્રંથોની એકંદર કેટલી નુકસાની થઇ તે અત્યારે ગણવું અસંભવિત છે. એક વખત શાંગહાઇથી હૈફો આવતાં યાંગસે નદીમાં ૧૫૦ ટન ન્યુસપ્રીન્ટ ગૂમ થઇ હતી: ઇચાંગ પરના હુમલા દરમિયાન ન્યુસપ્રીન્ટનો મોટો જથ્થો ગુમાવવો પડયો હતો, ચુંગકિંગ ઑફિસ પર ચાર જુદી જુદી ચોટ લાગી હતી અને હોંગકોંગમાંથી બચાવી લેવામાં આવેલ લગભગ બધાં સાધનો શેઔકવાન પરના હુમલા દરમિયાન નાશ પામ્યાં હતાં.

પણ જ્યાં સુધી ચીની લોકોમાં સ્વતંત્રતા માટે પ્રેમ તથા તે માટે ઇચ્છા ચાલુ રહેશે ત્યાં સુધી 'ટકુંગ્પાઓ' ગમે તે જોખમે ચાલશે, મુશ્કેલીનો સામનો કરશે અને પોતાનું કાર્ય ચાલુ રાખશે.

ચીનનાં વર્તમાનપત્રોના વાચકોની સંખ્યા, પત્રના ફેલાવાના આંકડા કરતાં ઘણી વખત બહુ મોટી હોય છે; કારણ કે પત્ર માત્ર કુટુંબ જ વાંચતું નથી, પણ અમુક મંડળો એક જ પત્ર વાંચે છે. ઘણી વખત, નાનાં શહેરોમાં વર્તમાનપત્રોને દિવાલ પર ચોડવામાં આવે છે. સરકારી નિયમનો તથા ન્યુસપ્રીન્ટની અછતને અંગે, ૧૯૪૩ના નવેંબર માસમાં દૈનિક ફેલાવો ૬૬,૦૫૯ નકલોનો હતો. એમ છતાં આ ફેલાવો ચીનના યુદ્ધકાલીન બધાં પત્રોના ફેલાવા કરતાં નિઃશંકપણે વધારે છે.

કોઇ વર્તમાનપત્ર શિક્ષણવિષયક સ્વાંગ ધારણ કરે તે માટે પશ્ચિમમાં તો હરકોઇ વાંધો લે. પરંતુ જ્યાં કેળવણીનો વિશાળ પ્રમાણમાં પ્રચાર થયો નથી તેવા ચીન દેશમાં વર્તમાનપત્ર પ્રૌઢશિક્ષણના સાધન તરીકે કામ કરે છે, આ માગણીને સંતોષવા, શાંતિકાળમાં 'ટકુંગ્પાઓ' સંખ્યાબંધ પૂર્તિ કાઢતું હતું. કેટલીક પૂર્તિઓ અઠવાડિયે નીકળતી તો કેટલીક પખવાડિયે નીકળતી હતી. આ પૂર્તિઓમાં 'ઇતિહાસ ભૂગોળ' 'આજની કેળવણી' 'આધુનિક વૈદકશાસ્ત્ર' 'લલિતકળા' 'બાળકોનું પાનું' તથા 'સ્ત્રીઓનું પાનું'નો સમાવેશ થતો હતો. દરેક પૂર્તિ તે વિષયના તજ્જ્ઞ પાસે—કોઇ વાર વિશ્વવિદ્યાલયના પ્રોફેસર પાસે—તૈયાર કરાવવામાં આવતી હતી. સાહિત્યપૂર્તિ હમેશાં આવતી અને તેને અંગે ઘણા ઉગતા લેખકોની ભાળ મળતી હતી. તેને અંગે જ ૧૯૩૮માં ચીનમાં પહેલા સાહિત્યપારિતોષિકની સ્થાપના થઇ. આજે બીજી પૂર્તિઓ બંધ કરવામાં આવી છે, છતાં સાહિત્યપૂર્તિ હજી ચાલુ છે.

નિયમિત પૂર્તિઓ ઉપરાંત પ્રકાશનવિભાગ, અવારનવાર પુસ્તકો પણ પ્રગટ કરે છે. આ પુસ્તકોમાં, ચુંગકિંગ આવૃત્તિના મુખ્ય તંત્રી મિ. વાંગયુન-શેંગે લખેલ અપ્રતિમ પુસ્તક 'છેલ્લાં ૭૦ વર્ષમાં ચીન અને જાપાન'ના ૭ ભાગોનો સમાવેશ થાય છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

# ગાંધીજીના "મંગલ પ્રભાત"નો પ્રભાવ

**ઉત્તમ પુસ્તકો એના વાચકના વિચાર-વર્તનમાં ક્યારે કેવો પલટો લાવે છે તેના તાદૃશ દૃષ્ટાંત સરખું આ કથાનક છે. એ વાંચવાથી સહેજે સમજી શકાશે કે, સારાં કે માઠાં પુસ્તકો તેના વાંચનારના મન પર સારી માઠી અસરો મૂકી જઈ તેનામાં કેવાં પરિવર્તનો લાવે છે.**

**અહીં અપાયેલું દૃષ્ટાંત ગાંધીજીના 'મંગલ પ્રભાત'ને લગતું છે. આવા સહ્રદયોના વાચનની એના વાચકોના માનસ પર પડેલી અસરોના દાખલા વાચકો અમને મોકલી આપશે તો તેની ગુણવત્તાના પ્રમાણમાં અહીં સ્થાન આપવા પ્રયત્ન થશે.—તંત્રી**

મારા મિત્રને ડિટેક્ટીવ વાર્તા લખવાનો ખૂબ શોખ હતો; પરંતુ તેનું આ સ્વપ્ન હજી સુધી સિદ્ધ થયું ન હતું. એક દિવસ એકાએક તે મારી પાસે દોડી આવ્યો અને મહાન શોધ કરી હોય તેમ મને કહ્યું: "એક લોહી થીજી જાય એવો સત્ય પ્રસંગ છે; કહો તો સંભળાવું."

મેં હા પાડી અને એણે વાત શરૂ કરી.

એ છોકરીનું નામ માલતી. સુંદર ચહેરો, નમણું નાક, અને સ્વભાવે સરળ, પરંતુ પૈસે નિર્ધન. નસીબ સંજોગે એની ફોઈએ તેને સાથે રાખી. આમ એ મોટા વારસાની ભવિષ્યની માલિક બની. વકીલાતનું ભણતા એક ગરીબ વિદ્યાર્થી સાથે તે પ્રેમમાં પડી. પરંતુ પૈસાને જ જીવન માનનારી ફોઈએ એ વાત તરફ વિરોધ બતાવ્યો અને રત્નાગિરિથી મુંબઈ જવા માટે બે ટિકિટો જલવિહાર જહાજમાં રીઝર્વ કરાવી. ફોઈની તબિયત એકાએક લથડી છતાં યે ફોઈએ માલતીને એકલી મુંબઈ જવા સમજાવ્યું. પ્રેમીઓને છૂટા પાડવાની વાલીઓની રીતરસમો જાણીતી હોય છે. વકીલનો કેસ ડૂબવાની અણી ઉપર આવી ગયો. અશ્રુની ખારી જલધારા સાગરની ખારાશમાં ભળી ગઈ અને સ્ટીમર ઉપડી.

દૂર દૂર સુધી પ્રેમીને નીરખવાનો વૃથા પ્રયાસ કરી માલતી થાકીને કેબિનમાં આવી. તેની સાથીદાર કોઈ પરદાનશીન સ્ત્રી હતી. એ પલંગમાં આરામથી હજી સુધી સૂતી હતી. માલતી પોતાના પલંગ ઉપર આડી પડી ઊંઘને પટાવવાનો પ્રયાસ કરવા લાગી.

સવારના પહોરમાં જહાજ ઉપરના સિપાઈઓની ધીંગામસ્તીના અવાજે તે જાગી ઊઠી અને પથારીમાં બેઠી થઈ ગઈ. મોઢું ધોવાની જગ્યાએ આરસા પાસે દાઢી ઉપર સાબુ લગાડીને હાથમાં અસ્ત્રો પકડી એક મૂર્તિ ઊભેલી તેણે જોઈ. તેને બૂમ પાડવાનું મન તો થયું; પરંતુ કોણ જાણે કેમ એક પણ શબ્દ કંઠમાંથી નીકળી ન શક્યો.

દાઢીવાળી પરદાનશીન ઓરત! માલતીનું મગજ ચક્કર ખાઈ ગયું. "એક પણ શબ્દ બોલીશ તો જાનથી જઈશ."

માલતી તો સ્તબ્ધ થઈ ગઈ. "દરવાજો બંધ કરી દે. કદાચ તું બેભાન થઈ જાય તો નાહકની ઉપાધિમાં લાવી મૂકે."

મૂંગેમોઢે યંત્રવત્ માલતીએ દરવાજો બંધ કરી દીધો.

દાઢીવાળી સ્ત્રીએ કહ્યું: "મેં એવું નહોતું ધાર્યું કે મને તું આવી વિચિત્ર રીતે

અથડાઇ જઇશ. એક સ્ત્રી જવાની હતી, પરંતુ તેનું જવાનું એકાએક બંધ રહેતાં મારા મિત્રોએ તે ટિકિટ મેળવી અને હું સ્ત્રીના લેબાસમાં અહીં ચડી ગયો. આપણે એકબીજા સાથે ભટકાઇ તો ગયાં છીએ એટલે હવે નાટક વધારે સાવચેતીપૂર્વક ભજવવું જોઇએ. તારે ચોવીસ કલાકમાં એક પણ ક્ષણ મારાથી દૂર જવાનું નથી. આ કેબીનની બહાર ડોકું કાઢયું છે તો તારા ધડ ઉપર પછી માથું રહી નહિ શકે. "

તે જરા નજીક આવ્યો અને માલતીને કહ્યું: " તું એમ ધારવાની ભૂલ ન કરતી કે હું આ સંજોગોનો લાભ ઉઠાવી લઇશ. દિલ અને દર્દ એ મારો વિષય નથી. તું એક સ્ત્રીના સહવાસમાં જેટલી સલામત છે તેટલી સલામત અહીં છે. "

ધીરે ધીરે માલતીએ પોતાના જીવનની કથા સંભળાવી. આખી રાત માલતીનો ચોકી પહેરો રાખતો પરદાનશીન યુવક જાગતો બેસી રહ્યો. જ્યારે માલતી નાહવા બેસતી ત્યારે બહારથી દરવાજો બંધ કરીને પરદાનશીન યુવક પહેરો ભરતો હતો.

જ્યારે ડૉક્ટર કે કોઇ કેબીનમાં આવે ત્યારે પરદાનશીન યુવક પથારીમાં ઓઢીને સૂઇ રહેતો અને માલતીને બધા જવાબો ( કે જેનું આગળથી રિહર્સલ કરવામાં આવતું ) આપવા પડતા હતા; માલતીની આંખો બન્નુસની અંદર લપાઇ રહેલી પિસ્તોલની નળી તરફ ખેંચાયા કરતી હતી.

દરિયામાં જરા તોફાન જેવું લાગ્યું ત્યારે માલતી ગભરાઇ ગઇ અને બૂમ પાડવા લાગી ત્યારે પરદાનશીન યુવકે સત્તા ભર્યા અવાજે કહ્યું: " ગરબડ નહિ. અહીં બેસીને કંઇક વાંચ. " માલતીએ " દિલની વાતો " નામની વાર્તા વાંચવા માંડી.

" આ તે જુવાન છોકરીને વાંચવા લાયક સાહિત્ય છે? સદ્‌ગૃહસ્થ સાંભળી શકે એવું કોઇ પુસ્તક તારી પાસે નથી ? "

માલતીને કંઇક શરમ આવી અને ચુપચુપ **'ગાંધીનું મંગલ પ્રભાત'** લઇ આવીને વાંચવા લાગી. થોડી વાર પછી તેણે કહ્યું: ' એ પુસ્તક મૂકી દે. શું તું મને આ ફિલોસોફી સંભળાવી મારું મગજ શાંત પાડવા માગે છે ? અંદરખાનેથી તારો વિચાર મને પકડાવી દેવાનો છે એ હું સમજી ગયો છું ! '

માલતી ધ્રુજી ઉઠી અને કંપારી ખાઇને પથારીમાં પડી.

ડૉક્ટર માલતીની પથારી પાસે આવ્યા અને તેને જગાડી, " તમને બહુ તકલીફ પડી હશે. આ ચિઠ્ઠી તમારા રૂમ કંપેનિયન આપી ગયા છે. "

ચિઠ્ઠીમાં લખ્યું હતું: " તમારી વર્તણુંકથી મને સંપૂર્ણ આનંદ થયો છે. તમારા વકીલ પ્રેમીની સાથે, સુખી જીવન ગુજારો એવા મારા આશીર્વાદ છે. તમને દવામાં ઘેનની ટીકડી આપીને તમને ત્રાસ આપવા બદલ હું દિલગીર છું; પરંતુ બીજો કંઇ ઉપાય જ ન હતો. હું આ બંદરે ઊતરી જાઉં છું. પહેલાં તો મારો વિચાર તમને મારી નાખવાનો જ હતો. પરંતુ મેં મારા જીવનમાં કોઇને ઇજા કરી નથી અને હવે શું કરવા એવું પાપ કરું ? હું પોલિસના હાથમાં પકડાઇ ગયો હોત તો કદાચ ફાંસીએ લટકી ગયો હોત. તમે **ગાંધીજીનું 'મંગલ પ્રભાત'** મને સંભળાવ્યા પછી મારા જીવનનું પ્રભાત અમંગલ ન બને એટલું હું એમાંથી શીખી શકયો છું અને એ શિક્ષણે તમે પણ આજે આ ચિઠ્ઠી વાંચવા જીવતાં છો." નીચે સહી ન હતી. માલતીએ "મંગલ પ્રભાત"ને છાતીએ લગાડયું અને ગદ્‌ગદ્ કંઠે બોલી ઊઠી: " બાપુજી. "

( ૨૯-૧૦-'૪૫ના " ગુજરાત સમાચાર "માંથી )

# કલાપી : એક અભ્યાસદૃષ્ટિ

( ગતાંકથી ચાલુ )

## ૫—કેકારવ અને નીતિ

સમય કેકારવની જુદી જુદી પરીક્ષા લીધા જ કરશે. દીર્ઘજીવી અને ચિરંજીવી સાહિત્યને પણ સમય સમયના પ્રશ્નપત્રો સ્હામે જવાબ લખવા પડે છે. જવાબ જેટલો સંતોષકારક એટલી સાહિત્યની મહત્તા. કલાપીના સમકાલીન મિત્રોએ તેના સમયને જવાબ આપ્યા છે; વર્ષો પછી કલાપીના ભક્તોએ તેમના યુગને જવાબ આપ્યા છે; વિરોધી તો કલાપીને કોઈ મળ્યો જ નથી ! છતાં એની ખામીઓ નિહાળનાર પણ કોઇ હશે ખરા !

નીતિની માત્ર પૂજા કરનાર અને પ્રેમના ખુલ્લા સાદને બીભત્સ અનીતિ માનનાર કોઇ કોઇ ચોખલિયાને સુખેથી કેકારવે સીત્કાર કઢાવ્યો પણ હશે—જેણે બીજી જ ક્ષણે રાધાકૃષ્ણનાં શૃંગાર—ગીતમાં નીતિની પરાકાષ્ટા નિહાળી એ ગીતમાં પોતાનો સાદ પણ પુરાવ્યો હશે જ !

' કેલીસ્મરણ 'ની

' લતા સુપ્તની ચઢતી વિલાસે;
પયોધરો ગાઢ હલે હુલાસે. '

અથવા ' જ્યાં તું ત્યાં હું 'ની

' હા હા ! દેહ કલિ દિગમ્બર બની પ્યારી ખીલી નીકળી ! '

કે ' સાકીને ઠપકો ' નામની ગઝલની

' સરખાં બને બન્ને જરા, ત્યાં તો શરાબીની મઝા.
ઉલટી કરી રહે તો સજા ! નયને સનમ ખેલી નહીં ! '

જેવી કડીઓ નીતિચુસ્ત માનસને આંખ મીંચવા કદાચ પ્રેરે ખરી !

પરંતુ નીતિચુસ્તોને થોડા પ્રશ્ન પૂછી લઇએ:

(૧) નીતિની કોઇ સર્વમાન્ય કસોટી હશે ખરી ?

(૨) સંસ્કૃત કવિઓએ રચેલા સંભોગ—શૃંગારનાં કાવ્યો વાંચ્યા પછી કલાપીનાં કાવ્યોમાં અનીતિ દેખાય છે ખરી ? નિદાન યોગી ભર્તૃહરિનું ' શૃંગાર શતક ' તો જોયું છે ને ?

(૩) સાહિત્યમાં શૃંગાર બીભત્સ ક્યારે બને ? એ બન્ને વચ્ચેની રેખાઓ યુગે યુગે, અરે દસકે દસકે શું ફરતી રહેતી નથી ?

(૪) દેહ અને દેહને રૂપરૂપનો અંબાર બનાવતો કામ એ બન્ને શું ઇશ્વરદત્ત બક્ષિસો નથી ? પ્રેમ—કામ ન હોત તો માનવદેહ જેવા માટીના માળખાને કોણ સુંદર માનત ?

(૫) સૌંદર્યવર્ણન—વિજતભર્યાં સૌંદર્યવર્ણન—અનીતિમય શા માટે ? સૌંદર્ય એ સર્જનનું સ્થૂળ સ્વરૂપ : બીજું પાસું ! સૌંદર્ય વગર સર્જન નથી જ ! એ સૂત્ર માન્ય છે ? એ જ કલાપીનું સૂત્ર.

પરંતુ એ પ્રશ્નો પૂછવાનો કશો અર્થ નથી. ઓગણીસમી સદીનો પાછલો ભાગ અને વીસમી સદીની શરૂઆતનો સમય Prudery—એક પ્રકારનું સુગાળવાપણું-શીખવી રહ્યો હતો. આંગ્લ સંસ્કારની એ અસર ! વિક્ટોરિયન યુગના સંપર્કનું એ પરિણામ ! કલાપી ગુજરાતને એ પરદેશી કૃત્રિમતાની પાર લેઇ જતો હતો.

અને કલાપીનો કેકારવ જેવો ભવ્ય વિરાગપડઘો પાડે છે તેવો વિરાગપડઘો બીજા કયા સાહિત્યગ્રંથમાંથી આપણને મળી શકે એમ છે ?

> ' એ શું બધી દેહ તણી જ માયા ?
> આત્મા પરે પ્રેમની શું ન છાયા ?
> માની હતી પ્રીતિ વિશાળ કાયા,
> તહીંય આવી લઘુતા ભરેલી શી ?
>
> × × ×
>
> અમોને સ્પર્શન્તાં—અરર ! પણ ખારાશ મળશે,
> અમોને સ્પર્શન્તાં ઉદધિ સઘળો આ કટુ બને.
>
> × × ×

વળી

> નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં,
> હૃદય મમ ઘડાયું અન્ય કો વિશ્વ માટે ?
>
> × × ×
>
> પ્રણય, રતિ, દયા કે સ્નેહ ને ભ્રાતૃભાવ,
> અરર ! નહિ સહુ એ સ્વાર્થના શું વિભાગ ?

જેવા વૈરાગ્યવર્ધન કાવ્યખંડોથી ખીચોખીચ ભરેલો કેકારવ એ એકલી માશુક માટેની બાંગ નથી જ !

પ્રેમનાં સદૈવ ગીત ગાતો આ ' સ્નેહી ' પ્રેમનાં તોછડાં સ્વરૂપને ઝટ ઓળખી ઓળખાવે છે અને વ્યક્તિપ્રેમને વિરાટ બનાવવા મથે છે, એ સત્ય જોવા કલાપીનું ગમે તે કાવ્ય વાંચવું બસ થઇ પડશે. કેકારવ વાંચી માનવી વિષયી નહિ પરંતુ વિરાગી બને એમ છે—જો કે એ વિરાગ Orthodox રૂઢિમાન્ય વિરાગ નહિ, પરંતુ માનવતા, મૃદુતા, અનુકંપાથી ભરેલો સાચો વિરાગ !

### ૬—કેકારવમાં અનુવાદ, અનુકરણ અને સૂચન

કલાપીનાં કાવ્યોની મર્યાદા-ખામી શોધવા માટે એના અનુવાદો તરફ પણ દૃષ્ટિ જવાનો સંભવ છે. કલાપી અનુવાદપ્રિય છે, એમ પણ કહેવાયું છે-મનાયું છે. આપણે સહુ જાણીએ છીએ અને કેકારવની નોંધ ખુલ્લેખુલ્લું જાહેર પણ કરે છે કે ' પ્રેમ અને મૃત્યુ,' ' પ્રેમ અને શ્રદ્ધા,' ' ચંચલ પ્રેમસુખ,' ' રસેચ્છા,' ' સમુદ્રથી છંટાતું બાલક,' ' વૃદ્ધ ટેલિયો,' ' વૃદ્ધ માતા,' ' પહાડી સાધુ,' ' પ્રભુ-અનાલાપી ગાન ' જેવાં કેટલાંક કાવ્યો અંગ્રેજ કવિ ટેનિસન, ટોમસ મૂર, શેલી, મેથ્યુ આર્નોલ્ડ, વર્ડ્ઝવર્થ, ગોલ્ડસ્મીથ,

અને જર્મન કવિ ગેટેનાં કોઇ કોઇ કાવ્યોના અનુવાદરૂપ છે; સંપૂર્ણ અનુવાદ નહિ હોય તો સૂચિત તો છે જ. અનુવાદ કે સૂચનમાંથી જન્મ લેતાં કાવ્યો સ્વયંભૂ–અદ્યતન ગણાય નહિ, અને તેટલે દરજ્જે કવિપ્રતિભા ઊતરતી ગણાવી જોઇએ, આવી પણ માન્યતા કદી કદી કલાપીને અંગે ઉચ્ચરાયલી છે.

અનુવાદ કે સૂચનસર્જિત કાવ્ય સામાન્યતઃ સ્વયંસ્ફુરિત કાવ્ય કરતાં પ્રતિભામાં ઊતરે એ સાચી વાત છે. પરંતુ સૂચન ઊંચકી લેનાર કવિ એટલા જ કારણે સર્વથા ઊતરતો જ ગણાવો જોઇએ, એ કથન ઊંડી વિચારણા માગે છે. આમ તો જગતમાં કશું જ નવીન નથી. એક કલ્પના, એક ઊર્મિ, અને એક ચિંતન આપણને ચમકાવતાં આપણી ભાષામાં આજ મળી આવે ! એનાં એ જ કલ્પના, ઊર્મિ, અને ચિંતન આપણાથી તદ્દન વિભિન્ન ભાષામાં પણ હોઇ શકે ! એટલું જ નહિ, પરંતુ તે હજારો વર્ષ ઉપરના કોઇ કાવ્યમાં જડાયલાં હોય એમ પણ બને ! માનવએકતાની સાક્ષી પૂરતાં આવાં સામ્ય એ કાંઇ આજની જ શોધખોળ નથી. સ્વતંત્ર રીતે પણ જુદા જુદા માનવસમૂહો સરખામણી કરી શકાય એવા ઊર્મિ કે ચિંતનવિકાસને સાધી શકે છે. આજનો અને પૂર્વકાલનો માનવી સર્જનક્રમમાં તો એક જ છે ને ?

આવા પ્રસંગે માનવી ભૂલ ખાય છે અને સહવિકસિત ભાવને અનુકરણ તરીકે ઓળખાવવા લલચાય છે.

અને સંસ્કારની આપ–લે પણ એટલી સૂક્ષ્મ છતાં એટલી પ્રબળ હોય છે કે આપણે જાણતા હોતા નથી છતાં સંસ્કાર ઝીલાયે જાય છે. સૂફીવાદ અને વેદાંત એનું જાણીતું ઉદાહરણ છે. આજની આપણી ઉગ્ર રાષ્ટ્રીય ભાવનામાં પશ્ચિમની કેટલી પ્રબળ અસર છે એનો ઇતિહાસ સ્વરાજ્ય મેળવ્યા પછી ભલે આપણે વિગતથી લખીએ ! પરંતુ ‘ જય જય ગરવી ગુજરાત ’ ગાઇ ગુજરાતને અગર ‘ વંદેમાતરમ્ ’ ગાઇ હિંદને માતાનું સુંદર કલ્પનાસ્વરૂપ આપી તેની આસપાસ આપણા દેશાભિમાનની છત્રછાયા કરતી વખતે આપણને કદી યાદ આવ્યું છે કે સિંહશોભિત બ્રિટાનિયાની ત્રિશૂળધારી મૂર્તિમાં એ બન્નેનાં પ્રેરણાઝરણ હોવાનો પૂરો સંભવ છે ? આપણે અનેક દેવીઓને સૈકાઓથી પૂજીએ છીએ. હિંદ દેવીનું કે ગુર્જર માતાનું સર્જન સો વર્ષ કરતાં વધારે જૂનું નથી ! જનની જન્મભૂમિના વારંવાર કરવામાં આવતા ઉલ્લેખે પણ આપણને બ્રિટિશ સંસર્ગ પહેલાં માતૃભૂમિની આટલી રહી શકે નહિ એવી ઉગ્ર ભાવના આપી ન હતી.
સ્પષ્ટ અને મૂર્તિવિધાનમાં ઊતર્યા વગર અટકાવી શકતાં નથી.
યુદ્ધ કે વિરોધ પણ આ સંસ્કારની અણધારી અસરને સદીની

અંગ્રેજી સાહિત્ય–પશ્ચિમનું સાહિત્ય–આજથી નહિ પરંતુ ઓગણીસમી સાહિત્ય શરૂઆતથી આપણા સાહિત્યને ઘડી રહ્યું છે, એ ભૂલવા સરખું નથી. આપણા સર્વ એની આકારો અને પ્રકારોને પશ્ચિમ ઘાટ આપી રહ્યું છે. અને આપણા સર્વ સાહિત્યકારો Cloudમાંથી અસર નીચે આવી ચૂકયા છે, એ પૂરવાર કરવાની જરૂર નથી. શેલીના ‘કમલિની’ નરસિંહરાવનાં ‘મેઘ’ અને ‘ચંદા’ જન્મ્યાં, અને એ ચંદાની અસર નીચે કલાપીની નહિ છંદસહ સર્જન પામી એમ કહેવામાં આપણે સંસ્કારસ્પર્શનો ઇતિહાસ જોઇએ છીએ, કે પરસ્પર થતાં અપહરણોનો. નરસિંહરાવ અને કલાપી બન્નેની પ્રતિભા જુદા પ્રકારની છે. નરસિંહરાવ ‘કમલિની’ લખી શકયા ન હોત; કલાપી ‘ચંદા’ લખી શકયો ન હોત; છતાં

એ બન્ને સ્વરૂપમાં સામ્યતાવાળી કવિતાનાં મૂળ અંગ્રેજ કવિ શેલી સુધી પહોંચે છે. અનુકરણ આમ એક રીતે વિકાસ અને પ્રગતિનો એક સાહિત્યમાર્ગ બની રહે છે. જગતને એક બનાવવાના ઉદ્દેશમાં સાહિત્ય–અનુકરણ એક મોટું સાધન છે.

આપણા સાહિત્યકારો ઉપર અનુવાદ અને અનુકરણ કે સૂચિત વિચાર સંબંધી ઠીક ઠીક આક્ષેપો મુકાયા છે, અને વચ્ચે વચ્ચે સાહિત્યજગત જાગી જાય એવા સાહિત્ય–ઉલ્કાપાત પણ થયા છે. બીજાનું કાવ્ય કે અન્યની કૃતિ પોતાને નામે ચડાવી દેવી એમાં એક પ્રકારની હલકાઈ જરૂર દેખાઈ આવે છે; પરંતુ અનુકરણ કે સૂચનને ડગલે ને પગલે નોંધવાનું કાર્ય લેખકો માથે લે તો તેઓ ઝડપથી લેખક બનતા મટી જશે ! શ્રી. મુનશી, મેઘાણી, ન્હાનાલાલ કે નરસિંહરાવ સરખા અત્યંત માન્ય સાક્ષરો પણ એ ટીકામાંથી બચી શક્યા નથી. પ્રતિભાશાળી લેખકોનાં અનુકરણ કે અનુવાદ પણ ઘણુંખરું Original–અઘતન કૃતિ બની રહે છે, એમાં શક નહિ. ડ્યુમાની છાપ મુનશી ઉપર પડી છે એમ માન્યા છતાં મુનશીને ગુજરાતે અનુવાદકારનું સ્થાન આપ્યું નથી. ‘ કોઇનો લાડકવાયો ’ ભલે ‘ Some body's darling 'માંથી જન્મ્યો. એ પૂર્ણ અને શુદ્ધ હિંદી છે. એ વાતની ના પાડવી એ ટીકાખોરપણાનું લક્ષણ બની જાય છે. પ્રતિભાશાળી સાહિત્યકારોનાં હૃદયમાં એક કીમિયો રહેલો હોય છે. એ કીમિયો પરકીય સંસ્કાર કે પરકીય ઊર્મિને એવાં પોતાનાં બનાવી દે છે કે એની પરકીય છાપ સમૂળ ટળી જાય એ સ્વતંત્ર, પરકીય છાપથી મુક્ત કૃતિ બની જાય છે. નાની નાની લીટીઓ, અક્ષરો, શબ્દો કે ભાવને શોધી ખોળી એવી જ બીજાની લીટીઓ, અક્ષરો, શબ્દો કે ભાવને સામે મૂકી કહેવા મથવું કે આ અપહરણ છે, અસ્વીકૃત અનુવાદ છે, એમાં સાક્ષરતા કરતાં લેખકને ચીડવવાનું મર્કટપણું વધારે દેખાઈ આવે છે.

સૂચનો તો કોણ ક્યાંથી નથી લેતું ? હેલીનશેડના ફકરા અને ફકરા શેક્સપીયરનાં નાટકોમાંથી ટાંકી બતાવાય છે. પરંતુ એથી શેક્સપીયરની કલા ઊતરતી કોટીની બની જતી નથી. કલાપીએ તો પ્રમાણિકપણે અનુવાદનો સ્વીકાર કર્યો છે. અને તે પણ કેટલા થોડા ! પાંચસોપંદર પાનમાં ભાગ્યે આવા અનુવાદે પંદર વીસ પાન લીધાં હોય !

અને એ અનુવાદો પણ કેવા છે ? ‘ વૃદ્ધ માતા ’ એ વર્ડ્ઝવર્થના Sorrows of Margaretના કાવ્યનો અનુવાદ છે, એમ આપણે જાણીએ કે ન જાણીએ તો ય વાચકને આંસુ પડાવે એવો એ વાત્સલ્યનો આર્તનાદ અનુવાદની છાપથી પર લેઈ જાય છે.

“ એવો ત્હોયે ડરીશ કદી ના માતની ઝૂંપડીથી,
કાલો ઘેલો નિરખીશ તને, બાપુ ! હું આંસુડાંથી !

× × ×

જે ધંટીને દળી દળી તને પોષતી હેતથી હું,
ન્હાના ત્હારા સહુજ કજિયા પૂરતી કોડથી હું;
હોંસે ઘંટી દળીશ ફરી તે જોઇ મ્હોં બાપ ! ત્હારૂં,
જ્યાં સુધી હું શિથિલ મુજ આ દેહમાં જીવ ધારૂં. ”

એ શબ્દો અનુવાદના હોય ત્હોય અપૂર્વતાની છાપવાળા છે. એવું અને એવું ‘ વૃદ્ધ ટલિયો ’ નામનું કાવ્ય ભલે અનુવાદ હોય; અંગ્રેજી ભાષાના કાવ્યે સૂચવેલો ભાવ

એ ભલે હોય ! ખંડેર સરખી વૃદ્ધાવસ્થા અનુભવતો એ વૃદ્ધ રેલિયો સ્મૃતિખંડેરો ઉઘાડી પોતાની સ્વીકારી લીધેલી બ્હેનનાં સ્મરણમાં વગર આંસુ પાડયે સાંભળનારને આંસુ પડાવે છે ત્યારે કલાપીનું આ કાવ્ય વર્ડઝવર્થનો અનુવાદ છે એવો વિચાર સરખો પણ સ્ફુરતો નથી અને

> ' રે મહેરબાન ! નકી મૃત્યુ ભલાનું વ્હેલું;
> ને શુષ્કને સળગવા બહુ કાળ લાંબો ! '

જેવાં હૃદયદ્રાવક ચરણો આપણી સ્મૃતિમાં ગુંજી રહે છે. આવા અનુવાદને અનુવાદ કહી ઉતારી પડાય તો નહિ જ. અનુવાદમાં પણ અપૂર્વ કવિત્વ કેટલું સ્ફુટ થાય છે એનો આનંદવિસ્મય જ આવા અનુવાદનું વિવેચન હોઇ શકે !

અનુવાદને જ આ ઢબે ઓળખ્યા પછી સૂચનો શોધવાની વૃત્તિ ઘટી જશે અને

> ' અમારાં મીઠાં તે રુદનમય છે ગીત સઘળાં '

જેવાં વાક્યોમાં

> Our Sweetest songs are those,
> That tell of saddest thought.

સરખા શૈલીના પડઘા સાંભળવાની જિજ્ઞાસા ભાગ્યે જ રહેશે.

વળી અનુવાદ ઘણાય કવિઓને exercise-અભ્યાસ સરખા નીવડે છે. અનુવાદ, અનુકરણમાંથી અપૂર્વતાની પ્રાપ્તિ અસંભવિત નથી જ. ગેટેના કાવ્ય ઉપરથી સૂચિત થએલું કહેવાતું ' અનાલાપી ગાન ' જો

> ' સુખાભિજ્ઞામાં કો અવર સઘળું ભાન વિસરી
> ભરી તેથી લેને તુજ જીગર પૂરૂં છલકતું :
> પછી તેને કહેજે 'પ્રણય' ! 'પ્રભુ' ! 'હૈયું' ! 'સુખ' ! અને
> કહેજે ચાહે તે અગર સુખમાં જે ચઢી ગયું. '

જેવું ભવ્ય ચિંતન આપી શકતું હોય તો આપણને આવાં અનેક સૂચનજન્ય કાવ્યો ભલે મળે ! અપૂર્વતાની ખોટ પછી પડશે નહિ. કલાપીના અનુવાદનો મોટો ભાગ, કલાપીનાં સૂચિત કાવ્યોનો મોટો ભાગ અનુવાદની શિથિલતા કે રહેતેલપણું જરાય દર્શાવતો નથી. એમાં તાઝગીભરી ઊર્મિ છે. કલાપીને હાથ ચઢતાં ઉછીના વિચારો કે કલ્પના આપણી સ્વચ્છ ગુજરાતી કવિતા બની જાય છે.

આપણી અનુવાદચર્ચા પાછળ સંસ્કાર મિલકતના ઉછીનાપણા ઉપર નજર ભલે થાય, પરંતુ એ ઉછીની મિલકતને સુધારી વધારી શોભાયમાન બનાવી રહેલી તાકાત તરફ પણ સાથે સાથે નજર જવી જોઇએ. અનુવાદસૂચન એ સર્વથા છંડામણ નથી. હમીરજી ગોહેલ જેવા મહાકાવ્યની રચનામાં વૉલ્ટર સ્કૉટના Lady of the Lakeની આકારછાયા, સર્ગ–રચના અને વીણાના સંશોધનસ્વરૂપને જોવા આપણે લલચાઇએ ત્યારે એમાં રહેલી વિશિષ્ટતા જોવાનું પણ ન જ વિસરીએ. હમીરજી ગોહેલ એ 'લેડી ઑફ ધી લેક'નો માત્ર પડછાયો નથી જ — પછી ભલે એના આકારસામ્ય તરફ આપણી નજર જાય. આકારસામ્ય અપૂર્વતાને ઓછી કરતું નથી.

## ૭—કેકારવ–સમયના સંસ્કારો ઝીલતી વાણી

કલાપીના યુગને આપણે એક ત્રિવેણીસંગમ કહી શકીએ. ગુર્જર–ગિરાનો પ્રવાહ તો ચાલુ હતો જ. દયારામથી જૂની ગુજરાતીની સીમા પૂરી થતાં દલપત–નર્મદનાં વહેણે ગુજરાતી ભાષામાં પૂર ચડાવી નવી સીમા શરૂ કરી. એ સીમાથી શરૂ થતા વહેણમાં અંગ્રેજી અને સંસ્કૃત સાથે ફારસી સંસ્કૃતિના પ્રવાહો ભળ્યા, અને આપણી ગુર્જરગિરા ઊંડી, વિશાળ, સ્થિરતાભરી અને માગ મુકાવે એવી પ્રબળ બની. સંસ્કૃતની અસરે છંદરચના, ચિંતન અને શબ્દવૈવિધ્ય આપ્યાં. અંગ્રેજીની અસરમાં આપણી કલ્પના ઉન્નત; જીવંત અને રમતિયાળ બની, આપણને પ્રકૃતિની રંગીન વિવિધતા પાસે લેઇ ગઇ. ફારસીએ ગઝલ આપી : હિંદુ મુસ્લીમ સંસ્કારના વિનિમયની—કહો કે અભેદ્ય મિલનની એક ચાવી આપી. કલાપી એટલે ખુલ્લી ત્રિવેણીમાં સતત સ્નાન કરી રહેલો સાહિત્યસાધુ !

સંસ્કૃત અંગ્રેજીની ભેગી અસરથી ઘડાયલાં ખંડકાવ્યોના આદ્ય સર્જનનું માન કાન્તને ફાળે જાય છે. કાન્તે બે સુંદર ખંડકાવ્યો આપણને આપ્યાં છે : 'વસંત વિજય' અને 'ચક્રવાક મિથુન'. પરંતુ એ ખંડકાવ્યોના સમગ્ર જુમલામાં સંખ્યા અને વિવિધતાની દૃષ્ટિએ વધારેમાં વધારે ફાળો કોઇએ આપ્યો હોય તો તે કલાપીએ જ. બીજા કોઇ પણ સમકાલીનની સાથે કલાપીને સરખાવી શકાય એમ નથી. બીજા સમકાલીનોનું અહં તેમને એક જ ચીલે ચાલવા દેતું હતું—તેમણે પોતે પસંદ કરેલો ચીલો. કલાપીનું અહં એટલું સૂક્ષ્મ, એટલું પ્રવાહી, એટલું અર્થાનુકૂળ હતું કે એનો પગ પડતાં બધાય ચીલા એના પોતાના બની જતા. 'કાન્તે' પ્રગટાવેલા ખંડ–કાવ્યપ્રકારને કલાપીએ પોતાનો બનાવ્યો, અને 'સારસી' 'ગ્રામ્ય માતા' 'બિલ્વમંગલ' 'કન્યા અને ક્રૌંચ' 'મહાત્મા મૂળદાસ' 'ભરત' 'પ્રપાત' 'વીણાનો મૃગ' 'અસ્વસ્થ ગૃહિણી' 'ન્હાસી જતી મૃગી ને ઘવાયેલો મૃગ' જેવાં સોહામણાં હૃદયદ્રાવક ખંડકાવ્યો આપણને આપ્યાં, જેમના મુકુટ સરખી 'હૃદયત્રિપુટી' કલાપીનું પોતાનું જ જીવનકાવ્ય કહી શકાય એમ છે. 'વૃદ્ધ ટેલિયો' અને 'પહાડી સાધુ' ને આ ગણનામાંથી અનુવાદના પાપે બાતલ કરીએ તો ય ખંડકાવ્યોની આ શ્રેણીસમોવડી શ્રેણી બીજા કોઈ કવિએ આપી હોય એમ દેખાતું નથી.

ખંડકાવ્યની અત્રે ચર્ચા જરૂરી નથી. ગુર્જર સાહિત્યે અપનાવેલો આ કાવ્યપ્રકાર સર્વ કવિઓને પ્રિય થઇ પડ્યો છે, છતાં તેનું કલાવિધાન એટલું કૌશલ્ય માગે છે કે એ ઝટ ઝટ સૌને હાથ ચડી જતો નથી. વસ્તુ અને પ્રસંગ કે પ્રસંગની પરંપરામાં ઊર્મિ અને કલ્પનાને ગૂંથી દેવાં; લાગણી અને પ્રકૃતિવર્ણનને એકરસ બનાવી વસ્તુ અને પ્રસંગને ખીલવવા અને બહુ ટૂંકી નહિ તેમ જ બહુ લાંબી નહિ એવી કાવ્યમૂર્તિ ઘડી એમાં પ્રાણ પૂરી અંતિમ રુદન, વિષાદ, વિરાગ કે ઘેલછાનો ઓસો લેવડાવનો એવાં લક્ષણવાળી રચના તરીકે કાંઇ ખંડકાવ્યનો પરિચય આપણે કરી કરાવી શકીએ. એ શાસ્ત્રીય સંસ્કૃત કે અંગ્રેજી ખંડકાવ્યનું માત્ર ગુજરાતી રૂપાંતર નથી. એ આખું નવીન ગુર્જર સર્જન છે. કલાપી લાંબુ જીવ્યા હોત તો એ સવ્યસાચી કવિ બની શક્યો હોત. કપરા ખંડકાવ્યને સરળતાથી પોતાનું બનાવી લેનાર કલાપી અનુપમ કૌશલ્યની સાક્ષી પૂરે છે.

નરસિંહરાવે પ્રકૃતિ અને માનવભાવ વચ્ચે એકરાગ ઉપજાવી, છંદરચના દ્વારા સ્વા-

તુષારરસિકની છાપ પામેલાં ટુંકાં કાવ્યોને ગુર્જર ભાષામાં પ્રવેશ કરાવી સંસ્કારી ગુજરાતનું એક વાર થોડા સમય સુધી મન હરણ કર્યું હતું. એ પ્રથાની પ્રાથમિક કૃત્રિમતા ઘટી જઇ હવે એ કાવ્યસ્વરૂપ ગુજરાતમાં સર્વમાન્ય બની ગયું છે. કલાપીને નરસિંહરાવ કે એમને વખાણનાર વર્ગ સાથે અંગત પરિચય થયો હોય એમ દેખાતું નથી. ઉલટ, તેમના પ્રતિસ્પર્ધી મણિલાલ નભુભાઇ સાથે કલાપીને ગાઢ સંબંધ બંધાયો હતો, અને તેમના વેદાન્ત, પ્રાણવિનિમય, અધ્યાત્મ કે થિયોસૉફીના સિદ્ધાંતો પ્રત્યે તેને ખૂબ આકર્ષણ હતું. છતાં નરસિંહરાવે સ્વાનુભવરસિક-આત્મલક્ષી કાવ્યોની દાખલ કરેલી લઢણ કલાપીને જાણ્યે અજાણ્યે ઘણી જ સ્પર્શી ગઇ છે, અને પ્રકૃતિનો ઊંડો જીવંત શોખ તેની પાસે સચોટ આત્મલક્ષી કાવ્યો મોટા પ્રમાણમાં લખાવી શક્યો છે. ' કમલિની ' કાવ્યમાં નરસિંહરાવની ' ચંદા ' જેવું સજીવારોપણ વિષમ હરિગીતમાં પ્રત્યક્ષ થાય છે; ઉપરાંત ' તુષાર ' કાવ્ય અને તેની કડીઓમાં

' હું છું ઊભો ગિરિતણા શિખરે ચઢીને,
કલ્લોલ માલ સમ ગીચ તુષાર નીચે-
મેદાન નીલવરણા ઉપરે ઝુક્યો છે :
જાણે જડ્યું સર રૂડું નભની તળે તે '

તથા નરસિંહરાવને પ્રિય ઉધોર છંદમાં રચાયેલા ' ત્હારો બોલ ' નામના કાવ્યમાં

' સૂતું નીલવરણું ઘાસ,
ઝાકળ મોતીડાં ચોપાસ,
ગણતી બિન્દુડાં તું જાય,
ને મુજ મ્હોં ભણી મલકાય,
તે દી પ્રેમનો તે કોલ,
દીધો ત્હેં મને અણમોલ. '

અને ' બે કળી ' નામની રચનાની કડીઓ,

પ્રિયે ! ગ્રીષ્મ તણી હતી લ્હાય,
આપણે ફરતાં કુંજની મ્હાંય;

જેવી કડીઓમાં આછો આછો નરસિંહરાવનો રણકાર આપણે સાંભળીએ છીએ. [illegible]વી અસરો સમકાલીનોમાં હોવી એ નવું નથી. સમકાલીન કવિતાપ્રવૃત્તિના વિધવિધ રંગો[illegible]થેની એ રમત છે, કહો કે પરિચય છે. નરસિંહરાવનો તોટક

રમતાં ભમતાં કદી દિવ્ય વને,
ફુલડાં રૂડલાં જડિયાં મુજને.

પણ કલાપીને તોટક છંદની કેટલીક રચના તરફ દોરી ગયો હોય એ સંભવિત છે.

' કર તું કંઇએ ! કર તું કંઇએ
મધુ તેથી બને વધુ શું કહીએ !
તુજ વાણી સદા સુણતો જ રહું,
ઝરતાં ફુલ એ વીણતો જ રહું. '

એ પણ એક ભાષાંતર કહેવાયું છે ! શેકસપીયરનું, નહિ ? ' કાવ્ય માધુર્ય 'નો સંગ્રહ કરનાર શ્રી. અંજારીઆ આ કાવ્ય માટે કહે છેઃ—

> આ ભાષાંતર તો એટલું બધું રસમય અને ભાવોર્મિનું તદાકાર ચિત્ર ખડું કરનાર છે કે તેની નોંધ લીધા વગર ચાલે તેવું નથી...રસ, ભાવ અને અર્થ સંપૂર્ણપણે જળવાયાં છે. કયાંક આ લેખકની કલ્પના સહેજસાજ ભળી છે ખરી, પણ તેથી મૂળ માધુર્ય વધે છે. '

આ કથન કલાપીનાં લગભગ બધાં જ કહેવાતાં ભાષાંતરોને લાગુ પડે એમ છે. એણે પોતાની કલ્પના ' સ્હેજસાજ ' નહિ પણ ઘણા મોટા પ્રમાણમાં ભેળવી છે, અને તે એવી રીતે કે મૂળ માધુર્ય વધી આખું ભાષાંતર કલાપીની છાપવાળી સ્વતંત્ર કૃતિ બની રહે છે. ઉપર જોઇ ગયા એ આખું " અનાલાપી ગાન " ગેટેના અંગ્રેજી તરજુમા કરતાં ઘણું ઉચ્ચ કોટીનું કાવ્ય છે. એની ઉત્પત્તિ ' Foust–ફાઉસ્ટ 'માં નથી; કલાપીનાં હૃદયમાં છે. ' ફાઉસ્ટ ' તો માત્ર અકસ્માત છે–પડદો હલાવી નાખી પાછળ રહેલી સૃષ્ટિને ખુલ્લી કરનાર પવનની લહેર જેટલો અકસ્માત !

કલાપીનાં ધ્વનિકાવ્યો–Lyrics એટલાં બધાં છે, એટલાં બધાં સારાં છે કે કોઇ પણ સંગ્રહમાં તેમની સંખ્યા વધારેમાં વધારે જ હોવાની. શ્રી. અંજારીઆનો શિષ્ટ સંગ્રહ ' કાવ્ય માધુર્ય ' અને તે પછીના પણ કાવ્યસંગ્રહો આની સાબિતી છે.

કલાપીને એ યુગની ઘણીખરી પ્રવૃત્તિઓ હલાવી ગઇ. પરંતુ ' પ્રાર્થના સમાજ 'ની અસર તેને પહોંચી દેખાતી નથી. એ સમાજની સહાય વગર જ તેનામાં અકથ્ય સામાજિક ઉદારતા સાહજિક ખીલી નીકળી હતી અને વેદાન્ત તરફના ઝોકે કલાપીને શુષ્ક, તકરારી, નવીનતાને સદાય નિંદતી જૂનવાણીનો પક્ષ લઇ ખંભ ઠોકનાર પંડિત કદી બનાવી દીધો ન હતો. સર્વત્ર મધુ ચૂસનાર એ મધુમક્ષિકાનો ડંખ તો જન્મથી જ નીકળી ગયો હતો. કલાપીના આખા સાહિત્યમાં–આખા જીવન ડંખની તો ઝાંખી સરખી થતી નથી. માટે એ બહુ ઊંચી કક્ષાએ બિરાજતો મહાનુભાવ હતો. માનવી તરીકે એનું સ્થાન એની રાજગાદી કરતાં પણ ઘણું ઊંચું હતું !

એટલે જ એ યુગની લગભગ બધી જ લહરિઓને કલાપી આવકારતો હતો. કાન્તનાં ખંડકાવ્યો અને કલાપીનાં ખંડકાવ્યોનો સંબંધ આપણે જોયો. મહારાષ્ટ્રીય ભાષામાંથી મહારાષ્ટ્રના એક સંત સાથે એનાં નામથી ઉતારેલી ' અંજની ગીત ' નામની કાવ્યરચના પણ કદાચ કાન્તને આભારી છે, એમ કહી શકીએ. એનો ઓછો ઓછો છતાં ઠીક ઠીક ઉપયોગ આપણું સાહિત્ય કરી રહ્યું છે. કલાપીએ અંજની ગીતની શક્યતા અનુભવી અને બેનમૂન અંજની ગીતોની ગુર્જર સાહિત્યને બક્ષિસ આપી. કલાપીનાં ગેય કાવ્યો, રાસ, ભજન કે રાગદારીવાળાં બહુ નથી એમ આજ આપણને લાગે. ' પ્રેમીની આશિષ ' નામાંકિત પીલુ અને ' સ્વજનને સાદ ' સરખા આછા અપવાદો આપણે ગણાવી શકીએ. છતાં એ ઓછાં, નહિ જેવાં છે એમાં શક નથી. પરંતુ તેનાં ગેય કવિત્વે સારા પ્રમાણમાં અંજની ગીતો આપી કલાપીનો ગેય કાવ્યોમાં પણ સારો ફાળો નોંધાવ્યો છે. કોઇ પણ પ્રતિનિધિત્વ ધરાવતો ગેય કાવ્યસંગ્રહ ' દેશવટો ' નામક અંજની ગીતને વિસરી શકે એમ નથી.

ઝરમર અધરે વરસે મોતી, ફુલડાં આંખડીને ખૂણેથી,
એ મુખડાનું વાસી દિલડું દેશવટે ઉદાસી રે !

એ ગેય કવિત્વપ્રવાહ બીજી કડીમાં પરાકાષ્ટાએ પહોંચે છે.

ઊંડા છુપા છતાં ઉચ્ચાર માગતા ભાવોને વ્યક્ત કરતાં આવાં કંઈક સુંદર અંજની-ગીતો કલાપીએ આપ્યાં છે.

પરંતુ આ અંજનીગીતોનું મહત્ત્વ એક એવી દૃષ્ટિએ પણ છે કે જે વિસરાઈ જવાનો સંભવ છે. 'કાન્ત'ના સંસ્કારજીવનમાં ખ્રિસ્તી ધર્મે બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. આપણે અંગ્રેજી ભાષા અને પશ્ચિમની સંસ્કૃતિનું મહત્ત્વ સ્વીકારેલું છે, પરંતુ એ ભાષા અને સંસ્કૃતિ ખ્રિસ્તી ધર્મને અવલંબી રહેલાં છે, એનું ઘણી વાર વિસ્મરણ થઈ જાય છે. બંગાળના બ્રહ્મસમાજની મારફત પ્રાર્થના સમાજ દ્વારા ખ્રિસ્તી અસર આપણા ગુર્જર જીવન ઉપર થઈ છે. ઉપરાંત, એ અસર ગાંધીજી સુધી પહોંચી છે, એમ નિહાળતી વખતે ગુજરાતના એક સંસ્કારપ્રતિનિધિ કાન્ત ઉપર તેણે ઉપજાવેલી અસર એક સાચા પ્રતીકરૂપ છે અને તે ભુંસાઈ ન શકે એવી છે. બેપ્ટીઝમ લેઈ ગુજરાતીઓની કેટલી સંખ્યાએ ઈસુનો ક્રોસ પહેર્યો, એ પ્રશ્ન સંસ્કારદૃષ્ટિએ બીનમહત્ત્વનો છે. ગુજરાતના સંસ્કારમાં ખ્રિસ્તી સંસ્કૃતિએ શો ભાગ ભજવ્યો એ જાણવું મહત્ત્વનું છે. ભુલાઈ જતો, ભુંસાઈ જતો, આર્ય સંસ્કૃતિની સર્વગ્રાહકતામાં સમાઈ જતો છતાં નાની પણ મહત્ત્વની છાપ પાડી શકેલો ખ્રિસ્તી સંસ્કૃતિએ ભજવેલો ભાગ ઊંડો અને સહાનુભૂતિભર્યો અભ્યાસ માગી રહે છે. અત્યારે તો પ્રાર્થના સમાજ, કાન્ત–મણિશંકર રતનજી ભટ્ટ અને તેમનું શિષ્યમંડળ જેમાંના કરુણાશંકર માસ્તર છેક હમણાં જ સ્વર્ગવાસી થયા તે, અને ગાંધીજી, એ ત્રણેય સંસ્થા કે સંસ્થારૂપે બની ગયેલી વ્યક્તિઓ તરફ દૃષ્ટિ કરી ખ્રિસ્તી સંસ્કૃતિ–ખ્રિસ્તી ધર્મની સચોટ પણ ટૂંકજીવી અસર સમજવી બસ થઈ જશે.

તેમાં યે સ્વીડનબોર્ગનો અધ્યાત્મલક્ષી ખ્રિસ્તી માર્ગ ભક્તિ અને વેદાન્તની હવામાં ઉછરેલા કાન્તને–હરકોઈ સંસ્કારી હિન્દીને–અનુકૂળ પડી જાય, એ સમજી શકાય એમ છે. કાન્તના જીવને કયા કયા ધાર્મિક પલટા લીધા એ પણ અહીં જોવા જાણવાની જરૂર નથી. પરંતુ-કાન્તના અંગત મિત્ર કલાપી ઉપર ધર્મ તરીકે નહિ પરંતુ ભાવના તરીકે ખ્રિસ્તી–Ideology–વિચારમૂર્તિએ ઉપજાવેલી આછોતરી અસર 'સ્વીડનબોર્ગના ધર્મવિચારો' નામે પ્રગટ થયેલા કલાપીના વિવેચનગ્રંથ ઉપરાંત અંજની ગીતોમાં પણ પડી છે, એ તરફ ધ્યાન દોરવું જરૂરી છે. 'સ્વર્ગગીત' સામાન્ય અને વિગતવાર છાપમાં આ ખ્રિસ્તી કલ્પના બહુ જ સ્પષ્ટ ફુટી નીકળે છેઃ

ખોવાયેલાંને બોલાવોઃ સ્વામીનો સન્દેશો કહાવોઃ
પગ ધોવાને પાણી લાવો, ખોવાયેલાંને માટે.
ભૂખ્યાંને ભોજનમાં લાવોઃ તરસ્યાંને દ્રાક્ષાસવ પાઓઃ
પાથરજો હૈયાં થાકયાંને–લાવો ખોવામાં સૌને.

આર્ય સ્વરૂપ ધારણ કરીને ખ્રિસ્તી કલ્પના 'સ્વામી', 'સંદેશો', 'ખોવાયેલાં', જેવાં રૂપકોમાં પ્રવેશ પામે એ નિહાળવું એ એક રસમય દૃશ્ય છે. સંસ્કારો આમ અપાય છે, અને લેવાય છે. કલાપીની માનસમુરલી એની વીણા માફક

'કમ્પી ઊઠી ઝણઝણી થતી વાયુની લ્હેર લ્હેરે !'

( આવતા અંકે સંપૂર્ણ )

# : : : : : હે ગુજરાતી કવિતારાણી

વાંચી મેં કવિતા સઘળી છે :
આંખો મારી થઇ નબળી છે :
માન્યું મેં કવિતા મધુરી છે :
રસભર રંગીલી મધુરી છે :
વાંચી મેં કવિતા સઘળી છે.

* * *

બ્રહ્મ બ્રહ્મના ચોસઠ જાપો
જપી ગયો ન્હાનલને વાંચી :
જ–જ 'બકઠા'ના વાંચી થાકચો
મેં માંડી ત્યાં ચોળવા આંખ્યોઃ

* * *

ન્હાનાલાલે પ્રેમકુંજની
જોગણુ કોયલશી બોલાવીઃ
વનવગડાની ઢેલ નચાવી,
બ્રહ્મબંસરી મધુર ગજાવી,
પણુ ના પંક્તિ બ્રહ્મ વગરની,
બ્રહ્મ તણી છે ભ્રમની વરણી,
બ્રહ્મ મહીં ભ્રમણા સૌ ભાંગી.

* * *

વાંચ્યાં મેં ઠાકોર કવિને
મન્દિરિયાં માની મેં લીધાં,
પૃથ્વી જાણે ગઇ રસાતળ
જ–જ–વાંચી શકયો ના સ્થળ
વિરામવાચે કોઇ લીટીએ–
ને શબ્દો તો હીમાચળશા
આવે વાંચનમાં પથ્થરશા–
કેમ કરીને આગળ વાધું–
ન વાંચું તો મોક્ષ ન પામું ?

* * *

અર્થ પ્રધાન હતા મેં જોયા–
રસનો રાજા પણુ ના જોયો !
ભાષા રાણી ક્યાં પટરાણી
હતી છતાં એ બે ત્રણ શાણી
રાણી બીજી અગડં બગડં
ભાષા–ભાષી હિંદી – મરાઠી
ગુજરાતી કવિતામાં ભેળી–

* * *

વાંચ્યાં ત્યાં પ્રભુજનને સજ્જન–
'હો જી' કરતાં ગરબા ગાયા–
દર્શનિકાનાં દર્શન પાયાં.
વાંચુ નહાનલ બ્રહ્મતણો ભ્રમ–
વાંચુ ઠાકોર ઠકરાતો જ જ–
ખબરદારનાં ભજનો વાંચું–
તો ચે ભવ મારો સાર્થક છે ?
સ્વર્ગ નરક બંને સ્થળ જાતોઃ

* * *

શું કહેવું પ્રિય કવિતા બાની
ઓ ગુજરાતી રાણી શાણી–
ત્રણે કવિઓ વાંચું તારા–
આંખે ત્યાં આવે અંધારાં :

* * *

વાંચ્યા મેં ઉપવાસી બિરાદર,
વાંચ્યા યે છે ઉમાશંકર–
સુન્દર, કોલક, મનસુખ, શ્રીધર
પતીલ, પૂત્તધર બાદરાયણુ :
'છે કવિતા' એ સમજી વાંચી
કવિતાઓ ગુજરાતી–વાણી
નવા જુનાને નિત્ય પિછાની.

* * *

# વાંચી મેં તારી બાની : : : : : :

આ તે છે કવિતા કે લવિતા
પ્રેમ, સ્વરંગ ને મજદૂર ગાથા–
કંઠે જતા છે કવિઓ ભ્રાતા
પણ ના અર્થતણી સમજણ તો
કોઇને જઇને કહું સમજાવો–
કવિઓનો છે આવો દાવો ?

*　*　*

ગુજરાતી કવિતા લખવાની
બંધ પડે જો અલ્પ સમય તો :
શું નુકશાની છે ઓ રાણી :
ગૌરવભર ગુજરાતી બાની ?

*　*　*

સંસ્કૃત, ઉર્દૂ ભાષાભાષી
શબ્દકોષ પહેલાં હું વાંચી
પછી નિરાંતે બેસું રાણી–
તારી બાની વાચન કાજે.

*　*　*

મેઘાણીની ફેરવી ઘાણી
વાંચી મેં કવિતા વાણી
લાગી શાણી એ તો રાણી–
ગીત ગુર્જરી ગાતાં જાણી :

*　*　*

વાંચ્યા ચંદ્રવદન, સ્નેહરશ્મિ,
વાંચ્યા બેટાઇ, માણેકને–
નામ લખતાં યે જાઉં થાકી :
રતુભાઈની ' જનની ' વાંચી
અરદેશર, પ્રહલાદને વાંચ્યા–
વાંચ્યા એ શ્રીનાથ સ્વપ્નથી–
સૌ વાંચીને આજે મારો
નિર્ણય કરવો છે જગજાહેર–
ના વાંચું તો છે સહુ બહેતર !×

---

## પુસ્તકાલય

(૧)

જ્ઞાન–આકરો

પુસ્તકાલય : જ્ઞાન કેરા આ કરો
એ મહીં સાહિત્યના છે સાગરો !
જિંદગીનું વ્હાણ લઈ એમાં ફરો;
કાં કુશળ તરવૈયા થઇ એમાં તરો !

(૨)

ઉપવન ગણી ઉપજાવજો !

પુસ્તકાલય ઠેકઠેકાણે તમે સર્જાવજો !
એ તો ઉપવન છે ગણી એને સદા ઉપજાવજો !
પ્રેમ, પૈસા, શ્રમ તણાં પાણી થકી વિકસાવજો !
નિત નવાં પુષ્પો થકી એને સદા પમરાવજો !

શ્રી. શાબાનઅલી ડી. ખાકીઆની

---

×, તા. ૨૧–૯–૪૫ ના " સાંજવર્તમાન "માંથી.

# વિજાપુર મહાલ પુસ્તકાલય પરિષદ : ચોથું અધિવેશન

વિજાપુર મહાલ પુસ્તકાલય મંડળનું ચોથું અધિવેશન જેપુર ગામના પ્રજાજનોના નિમંત્રણથી તા. ૨૧ ઑક્ટોબર '૪૫ ને રવિવારના રોજ સવારના ૯ વાગે મળ્યું હતું.

શરુઆતમાં બાળાઓ દ્વારા પ્રભુપ્રાર્થના, સ્વાગતગીત, શ્રીમંતપ્રશસ્તિ વગેરે ગવાયા બાદ વસાઇ ગુ. શાળાના મુખ્ય શિક્ષક લક્ષ્મણભાઇની દરખાસ્ત તથા હરિપુરા ગુ. શાળાના મુખ્ય શિક્ષક ડાહ્યાભાઇના અનુમોદનથી શ્રીમાન હરિભાઇ પટેલ સા. (કલોલ વિભાગ શાળાધિકારી)ની પ્રમુખ તરીકે વરણી થતાં તેઓ સાહેબે પ્રમુખસ્થાન સ્વીકારી કામની શરુઆત કરી હતી.

જેપુરની પ્રજાએ આવનાર મહેમાનોનું સ્વાગત કરવા તથા અધિવેશનને સફળ બનાવવા જે સ્વાગત મંડળ નીમેલું તેના પ્રમુખ તે જ ગામના વતની પણ હાલ સિદ્ધપુર આસિ. માર્કેટિંગ ઓફિસર તરીકે કામ કરતા શ્રી. વિઠ્ઠલભાઇ વૃંદાવનદાસ પટેલ બી. એ. એમનું સ્વાગત–વ્યાખ્યાન વાંચવામાં આવ્યું હતું. તેમાં તેમણે જેપુર ગામની પરિસ્થિતિ, ગ્રામ લોકોનો કેળવણી પ્રત્યે રસ, કેળવણીમાં દિનપરદિન થતી પ્રગતિ તથા શાળા, પુસ્તકાલયની ઉત્તરોત્તર થતી ઉન્નતિનું વિવેચન કરી પુસ્તકાલય પરિષદની પ્રચારની દૃષ્ટિએ અગત્યતા ખાસ સમજાવી હતી. હાલ મોટાં મોટાં રાષ્ટ્રો પણ પ્રચારકાર્યમાં છૂટા હાથે નાણાં ખર્ચે છે; અને તેથી તે આગળ આવે છે તેમ પુસ્તકાલયપ્રવૃત્તિમાં આવાં અધિવેશનો એ પણ એક અગત્યનું અંગ છે. માટે આવાં અધિવેશનો મોટાં ગામોને બદલે નાના ગામડે ભરવાં કે જેથી નાના ગામડાની પ્રજાને પણ વાચનભૂખ ઉઘડે.

ત્યાર બાદ સભાના પ્રમુખ શ્રી. હરિભાઇ પટેલે પ્રેરક ભાષણ આપતાં તેમણે જણાવ્યું કે, આવાં સંમેલનો પ્રાચીન વખતમાં પણ યજ્ઞના સ્વરૂપે ભરાતાં. તેમાં વિદ્વાનો તરફથી પ્રેક્ષકોને પ્રેરણા મળતી. આ પ્રમાણે ચાલુ જમાનામાં પુસ્તકાલય પરિષદનાં સંમેલનો મારફત વાચનપ્રચાર વધે અને લોકોની જ્ઞાન તરફ અભિરુચિ કેળવાય તેવો ઉદ્દેશ આ સંમેલનોનો છે.

ક્ષણજીવી સાહિત્યને નકામું ન ગણતાં તેમાં પણ કેટલુંક સાહિત્ય સંઘરવા લાયક હોય છે. આવા સાહિત્યની કાપલીઓ કાપી લઇ ફાઇલો બનાવવી જોઇએ. તેમાં આવતાં મહત્ત્વનાં ચિત્રોનાં આલ્બમ બનાવવાં જોઇએ. આ કાર્ય ઉત્સાહી ગ્રંથપાલ કરે તો પુસ્તકાલયનો અધ્યયનવિભાગ આવા સાહિત્યથી સમૃદ્ધ થાય.

જાતીયવૃત્તિને ઉશ્કેરે તેવું વાચન યુવકો માટે ઝેર સમાન છે. આવાં પુસ્તકો યુવકોને બીલકુલ ન આપવાં જોઇએ. પ્રૌઢ ઉંમરે એ વાંચવા હરકત નથી. આ બદલ ગ્રંથપાલે ખાસ કાળજી રાખવી જરૂરી છે.

ઘણાં પુસ્તકો વાંચવા કરતાં ઓછાં વંચાય પણ જે વંચાય તેનું વાચન પચાવાય તેમ થવું જોઇએ. નવલકથાનું બહુ વાચન થાય છે. પણ તે ફક્ત રમુજની ખાતર જ વંચાય છે. આ બદલ ગ્રંથપાલે વાચકોનું લક્ષ દોરવું અને જે વંચાય તે વિચારાય છે કે કેમ તે જોવું જોઇએ. વાંચનારની યોગ્યતા જોઇ પુસ્તક આપવું જોઇએ.

ત્યાર બાદ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સા. તરફથી તથા શ્રી. રાવલ સા. તરફથી પણ પ્રેરણાત્મક માર્ગદર્શક સૂચનો કરવામાં આવ્યાં હતાં.

પરિષદની ખુલ્લી બેઠકમાં નીચે પ્રમાણેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત સરકાર મહારાજા સા. હમણાં ટૂંક સમયમાં યુરોપનો પ્રવાસ કરી રાજ્યમાં સુખરૂપ પધાર્યા છે તેઓશ્રી કેળવણીની પ્રગતિ આગળ ધપાવવા ખાસ ઇચ્છા ધરાવે છે તે બદલ તેમને ઈશ્વર દીર્ઘાયુ બક્ષે તેવી પ્રભુ પાસે પ્રાર્થના છે.

—પ્રમુખસ્થાનેથી

**ઠરાવ ૨**—જે જે ગ્રામ પુસ્તકાલયો કાયમ ફંડમાં સો રૂપીઆ ઉપરાંત રકમ જમા મૂકે અને બજેટમાં ખર્ચના ખાતે સો રૂપીઆ ઉપરાંત રકમની જોગવાઇ કરે તેવાં પુસ્તકાલયોને સો સો રૂપીઆ સરકારપંચાયત મદદ મંજૂર કરવામાં આવે તેવી આ પરિષદ પુસ્તકાલય ખાતાને વિનંતિ કરે છે.

**દ. મૂ. વિરમભાઇ સેંધાભાઇ** **અ. આ. હરજીવન ત્રીકમદાસ**

**ઠરાવ ૩**—હાલમાં કાગળોના ભાવ સસ્તા થયા હોઇ દરેક વર્તમાનપત્રોના ભાવ ઓછા થયા છે છતાં "સયાજી વિજય" પત્રે હજુ પોતાના લવાજમમાં ઘટાડો કર્યો નથી. તેમ બીજાં પત્રો ગ્રાહકો કરતાં પુસ્તકાલયની સંસ્થાને ઓછા લવાજમે પત્રો આપે છે તે ધોરણે પુસ્તકાલયોને રૂા. ૭ સાતમાં આપવા આ પરિષદ તે પત્રના મેનેજરને વિનંતિ કરે છે. આ ઠરાવની નકલ પત્રના મેનેજરને ખાતા મારફત મોકલવા તજવીજ કરવી.

**દ. મૂ. જયશંકર ઉમિયાશંકર પાઠક** **અ. આ. દેવશંકર નાનાલાલ**

**ઠરાવ ૪**—ગ્રામ પંચાયતની રકમ ખાતાની અનેક સૂચનાઓ છતાં ડિસેમ્બર પહેલાં પુસ્તકાલયોને મળતી નથી. આવી પંચાયતે પોતાના બજેટમાં મૂકેલી પુસ્તકાલયની રકમ પુસ્તકાલયને વેળાસર ગ્રામ પંચાયતના અધ્યક્ષ ડિસેમ્બર પહેલાં મંગાવી આપે તેવી મે. રા. રા. મહાલ વહીવટદાર સાહેબને આ પરિષદ વિનંતિ કરે છે.

**દ. મૂ. પૃથુસિંહ સવજીભાઇ** **અ. આ. વિઠ્ઠલભાઇ પંચોલી**

**ઠરાવ ૫**—વડોદરા રાજ્ય પુસ્તકાલય સહાયક સહકારી મંડળ ઘણાં વર્ષોથી પુસ્તકાલયોને પુસ્તકો પૂરાં પાડવાનું કાર્ય કરે છે. પણ હવે આ મંડળ સારી સ્થિતિમાં આવેલું હોઇ તેણે પોતે ગ્રામજીવનને લગતાં લોકભોગ્ય પુસ્તકો સારા લેખકો પાસે લખાવી છપાવી પ્રગટ કરવાં અને સસ્તા સાહિત્ય કાર્યાલયની માફક માફકસર કિંમતે પુસ્તકાલયોને આપવા આ પરિષદ સદર મંડળને વિનંતિ કરે છે.

**દ. મૂ. અંબાલાલ હી.** **અ. આ. જેઠાલાલ નથુરામ**

**ઠરાવ ૬**—રાજ્યમાં દિન પ્રતિદિન પુસ્તકાલયોની સંખ્યા વધતી જાય છે, જ્યારે સરકાર પંચાયત તરફથી મળતી મદદ એની એ જ મળે છે. આથી પુસ્તકાલયોનાં બજેટમાં કાપ પડે છે, જેથી સરકાર પંચાયત મદદ વધારવા આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહભરી વિનંતિ કરે છે.

**દ. મૂ. અંબાલાલ દુર્લભરામ ઠાકર** **અ. આ જયશંકર ઉમિયાશંકર પાઠક**

**ઠરાવ ૭**—આ પરિષદને આમંત્રી જયપુરની પ્રજાએ જે જહેમત ઉઠાવી પરિષદના કાર્યને વેગ આપ્યો છે, તે બદલ આ પરિષદ જયપુરની પ્રજાનો તેમ સ્વાગતમંડળનો આભાર માને છે.

—પ્રમુખસ્થાનેથી

રાત્રે દુહા, લોકગીત, રમુજી ટુચકા વગેરેનો કાર્યક્રમ સારી રીતે થયો હતો.

---

# ગ્રંથપરિચય

૧. **જયસિંહ સિદ્ધરાજ**—લેખકઃ શ્રી. ધૂમકેતુ; પ્રાપ્તિસ્થાનઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૦૪, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૪–૮–૦.

જાણીતા સિદ્ધહસ્ત નવલકાર શ્રી. ધૂમકેતુએ આપણા ગુજરાતની ઐતિહાસિક સામગ્રી લઈને એના ઐતિહાસિક ક્રમાનુસાર વાચિનીદેવી, ચૌલાદેવી, અજિત ભીમદેવ, રાજસંન્યાસી, કર્ણાવતી અને રાજકન્યા આપ્યાં છે. ત્યાર પછી તેમણે જણાવ્યા પ્રમાણે, ગુજરાતને વીર વિક્રમના આદર્શોનું મહારાજ્ય રચવાના કોડ સેવતા આદર્શઘેલા રાજવી જયસિંહ સિદ્ધરાજને મૂર્ત કરતી આ નવલકથા આપી છે.

લેખકને વરેલી લોકભોગ્ય લેખનશૈલીએ લખાયેલા આ પુસ્તકમાં મહારાજ જયસિંહને, બર્બરકજિષ્ણુ સિદ્ધરાજ જયસિંહનું બિરુદ પ્રાપ્ત થવું, દેવડી-સોનલ દેને મહારાણીપદે સ્થાપવાની જયસિંહની અતિઉત્કટતા, અને જૂનાગઢના રા' સાથેનાં ચાલ્યાં આવતાં વંશપરંપરાગત વેરનાં જુદ્ધોને લગતી રાજખટપટને લેખકે એવી રસભરી રીતે એમાં વણી દીધેલ છે કે વાચક એને પૂરી વાંચીને જ હેઠે મૂકે તેવી આ કથા રચાઈ છે. તેમાં પણ જગદેવ પરમારની સાધનાસમયનું સિદ્ધરાજે જોયેલું દૃશ્ય તો ખરેખર, અદ્દભુત રસની પરાકાષ્ટા જ બતાવી જાય છે. લેખકે, જગદેવ પરમારના પાત્રને વધુ વિકસાવ્યું હોત તો એ અદ્દભુતતામાં વાચકને ઓર વધારો મળી શકવા સંભવ ખરો.

છેલ્લે દેવડી–સોનલ દેને રા' ખેંગાર ઉપાડી જાય છે ત્યાં આ વાર્તા આવીને અટકે છે.

ચૌલુક્ય ગ્રંથમાળાના આ પુસ્તકને એ શ્રેણીનાં અન્ય પુસ્તકોની સાથે સૌ પુસ્તકાલયો અવશ્ય વસાવી લે.

૨. **મીરાં પ્રેમદીવાની**—લેખકઃ શ્રી. રામચંદ્ર ઠાકુર, પ્રકાશકઃ સંદેશ પ્રકાશન મંદિર; પ્રાપ્તિસ્થાનઃ એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૧૨+૪૮+૩૨, ત્રિરંગી કવર ચિત્ર સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૬–૪–૦.

શ્રી. રામચંદ્ર ઠાકુર ગુજરાતી સાહિત્યમાં એક અચ્છા અભ્યાસી નવલકથા આપનાર તરીકે જાણીતા છે. આ અગાઉ એમણે આપેલી આમ્રપાલી ગુજરાતી સાહિત્યના વાચકોમાં રસપૂર્વક વંચાઈ હતી. શ્રી. ઠાકુર જે નવલકથાઓ લખે છે તે ઐતિહાસિક પ્રમાણોની સાથ લઈને લખે છે. એટલે તલસ્પર્શી અભ્યાસને અંતે અને એ ઈતિહાસને ખંડિત થવા દીધા સિવાય લખાતી તેમની વાર્તા – કથાઓ ઘણે અંશે ઈતિહાસપ્રમાણિત હોય છે.

આમ્રપાલીની માફક લેખકે આ નવલકથાને પણ ઇતિહાસનાં પ્રમાણોના સંશોધન-પૂર્વક લખી છે. તેમાં પણ જે ઐતિહાસિક વ્યક્તિ-પાત્રની આસપાસ અનેક લોકોક્તિઓ અને ચમત્કારોનાં આવરણો છવાયેલાં હોય તેને શુદ્ધ ઐતિહાસિક સત્યરૂપે તારવવાનું કામ મુશ્કેલ હોય છે. એ માટે ઐતિહાસિકતાને આંચ આવવા દીધા સિવાય સુરેખ પાત્રવિધાનપૂર્વક લેખકે આ નવલકથા લખવામાં એમની કલમનો અચ્છો પરિચય આપ્યો છે.

સંત-ભક્તકવિ મીરાંબાઇના જીવનને વાર્તાસ્વરૂપે ગૂંથીને ગુજરાતી વાચકોને એ ચરિત્ર રસપૂર્વક વંચાય તેવી રીતે લેખકે રજૂ કરેલ છે. તેમાં આપણા જાણીતા ચિત્રકારો—શ્રી. રવિશંકર રાવળ અને શ્રી. કનુ દેસાઇનાં મીરાંબાઇને લગતાં ચિત્રો, એમાં આવતા પ્રસંગોને હુબહુ ખડાં કરી દે છે.

ઉપરાંત, પુસ્તકના શરૂઆતમાં લેખકે આપેલ ભૂમિકા મીરાંબાઇના ઐતિહાસિક જીવન પર ઠીક ઠીક પ્રકાશ પાથરે છે. છેવટના ભાગમાં અપાયેલાં મીરાંબાઇનાં પદો-ભજનો પણ એની કાવ્યસામગ્રીના રસાસ્વાદ માટે સંગ્રહાર્યા છે. પુસ્તકાલયો વસાવી લે.

૩. **આપણો ઘરસંસાર**—લેખકઃ શ્રી. શકુન્ત રાવળ; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કું. મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૬+૪, સચિત્ર; મૂલ્ય રૂ. ૨-૦-૦

આપણા ઘરસંસારનાં વિવિધ પાત્રો-પત્ની પતિ, સાસુ, સસરો, નણંદ-ભોજાઇ, માતા-પિતા, પુત્ર-પુત્રી, ભાઇ-ભાભી, દેરાણી-જેઠાણી, કાકા-કાકી અને અન્ય કુટુંબીઓની વિવિધ ખાસિયતો દર્શાવતાં રેખાચિત્રો લેખકે આ પુસ્તકમાં હળવી શૈલીએ રજૂ કર્યાં છે. સાથે સાથે પ્રાચીન આદર્શો રજૂ કરીને હાલના અને પ્રાચીન આદર્શોની તુલના પણ કરીને ઘરસંસારનાં આ પાત્રોની ખુબીઓ અને ખાસિયતો જાણવા-ઓળખવા માટે અને હળવા વાચન તરીકે આ પુસ્તક સારું લોકાદર પામે તેવું છે.

૪. **ટૂંકું ને ટચ**—લેખકઃ શ્રી. મૂળરાજ અંજારિયા, પ્રકાશક, કદ, પૂંઠાં ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૩-૮-૦

આ પુસ્તકના લેખક શ્રી. મૂળરાજ અંજારિયા ગુજરાતી સાહિત્ય માસિક "નવચેતન"ના વાચકોમાં સારી રીતે જાણીતા છે. એ માસિકના દર અંકે આવતા એમના એ ટૂચકા પૈકીના, જ્યારે વાંચો ત્યારે નવા લાગે તેવા રમૂજી ટૂચકાઓ, આ પુસ્તકમાં સંગ્રહાયેલા છે. વિવિધ વિષયો પર પ્રસંગોપાત્ત લખાયેલા છતાં જ્યારે વાંચીએ ત્યારે રમુજ ઉપજાવે તેવા છે. આ ટુચકાઓ લેખકની હાજરજવાબીના આબાદ પુરાવારૂપ ગણી શકાય.

હાસ્યરસને લગતાં પુસ્તકોમાં એ વિશિષ્ટ સ્થાન ભોગવે તેવું છે. પુસ્તકાલયો સુખે વસાવે.

૫. **માણસાઇના દીવા**—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ અને મુંબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૩૪ + ૮, સચિત્ર કવરઆચ્છાદન સહિત પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૨-૮-૦.

ગુજરાતનાં ઘણાં ગામડાં અને શહેરોમાં લોકસેવક તરીકે જાણીતા થયેલા શ્રી. રવિશંકર મહારાજ સાથે લેખકે સાધેલા સંપર્ક દ્વારા એમને પ્રાપ્ત થયેલા એમના જીવનપ્રસંગોનું, લેખકની રસભરી શૈલીએ આલેખન છે. સરકારે જેને ગુનેગાર કોમ ગણી કાઢી છે તે કોમના લોકોમાં પણ કેવી માણસાઇનો વાસ હોય છે તેના દાખલા આ પુસ્તકમાંના પ્રસંગો પુરા પાડે છે. શ્રી. મેઘાણીએ આ પુસ્તક આપીને એક ઐતિહાસિક પુરાવાભર્યો દસ્તાવેજ પૂરો પાડયો છે. શ્રી. કાકા સાહેબના શબ્દોમાં કહીએ તો એમાંથી આપણને, " એ પાટણવાડિયા કોમના સ્વાભાવિક જીવન આદર્શ, એમની વચ્ચે રહીને પોતાનું ગુજરાન શોધનાર ગોર લોકોએ ચલાવેલો મધ્યકાલીન હિન્દુ આદર્શ, દેશી અને પરદેશી રાજકર્તાઓએ વિચારપૂર્વક ખીલવેલો પણ અણઘડ રીતે અમલમાં આણેલો કાયદાનો આદર્શ, અને છેવટે મહાત્મા ગાંધીજીએ દેશ આગળ અને મનુષ્યજાતિ આગળ રજૂ કરેલો માણસાઇભર્યો અને બહાદુરીભર્યો સત્ય-અહિંસાનો કલ્યાણમય આદર્શ—એ બધા આદર્શોના સ્વભાવ-સુંદર આઘાત-પ્રત્યાઘાતો જોવા મળે છે. " " ઊર્મિ-નવરચના " કે " ફૂલછાબ "નાં પુષ્ઠો પર એ છપાતા ત્યારે જ આ જીવનપ્રસંગો વાચક જનતામાં સારો આદર પામ્યા હતા.

આવું માણસાઇના દીવાનો પ્રકાશ પાથરતું પુસ્તક હરેક પુસ્તકાલયમાં હોવું ઘટે.

મો. પ્ર. વ્યાસ

૬. **તત્ત્વાર્થસૂત્ર** ( ગુજરાતી વ્યાખ્યા સહિત )—વિવેચકઃ પંડિત સુખલાલજીઃ પ્ર. જૈન સાહિત્ય પ્રકાશક સમિતિ C/o ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. ક્રાઉન ૧૬ પેજી ૬૬, પૃ. ૧૭૬+૪૨૪, મૂલ્ય દોઢ રૂપિયો. પ્રાપ્તિસ્થાનઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ અને મુંબઇ ૨.

સુપ્રસિદ્ધ વિદ્દદ્વર્ય વાચક ઉમાસ્વાતિની આ મૂળ સં. કૃતિ જૈન-સમાજમાં પ્રાચીન સમયથી બહુમાન્ય થયેલી છે. આમાં જૈન તત્ત્વજ્ઞાનનું દોહન કરી, સંક્ષેપમાં ઉત્તમ રીતે દસ અધ્યાયોમાં સંગ્રહિત કરી સમજાવવામાં આવ્યું છે. શ્વેતાંબર અને દિગંબર અનેક જૈન વિદ્વાનોએ એના પર વિદ્વત્તાભરી વિસ્તૃત પ્રૌઢ સં. વ્યાખ્યાઓ રચેલી છે. દર્શનશાસ્ત્રના નિષ્ણાત નામાંકિત વિદ્દદ્રત્ન પં. સુખલાલજીએ એ સર્વની તુલનાત્મક પદ્ધતિએ તટસ્થ વિચારણા કરી આ ગ્રંથનું ઉત્તમ વિવેચન તૈયાર કર્યું છે. એના દ્વારા વિવેચકે ગૂજરાતના તત્ત્વ-જિજ્ઞાસુ અભ્યાસીઓ માટે ઉપયોગી સાધન પૂરું પાડયું છે. સન ૧૯૩૦ માં પ્રથમ આવૃત્તિ પછી સન ૧૯૪૦ માં પ્રકટ થયેલી આ બીજી આવૃત્તિમાં ' પરિચય ' વિમર્શમાં વિશેષતા છે, અને પાઠાંતરો, પારિભાષિક શબ્દસૂચિ વગેરે વિશેષતા પણ છે. કાગળ, છપાઇ વગેરે ઉત્તમ હોવા છતાં મૂલ્ય સ્વલ્પ છે. પૂંજાભાઇ જૈન ગ્રંથમાળાનું મહત્ત્વ આ ૧૯ મા ગ્રંથાંકથી વધે છે. વિવેચક પંડિતજીને, અને પ્રકાશક સંસ્થાને અમારા ધન્યવાદ. દરેક પુસ્તકાલય-સંગ્રહમાં આ પુસ્તક હોવું જોઇએ.

૭. **અધ્યાત્મતત્ત્વાલોક**—રચયિતાઃ ન્યાયવિશારદ ન્યાયતીર્થ મુનિરાજ શ્રી ન્યાય-વિજયજી, પ્રકાશકઃ શ્રી. હેમચંદ્રાચાર્ય જૈન સભા—પાટણ. પૃ. ૪૮+૩૪૪

અધ્યાત્મ તત્ત્વનો ઉત્તમ પ્રકાશ આપતો આ ગ્રંથ સંસ્કૃત ભાષામાં મનોહર પદ્યોમાં રચીને, તથા તેને ગૂજરાતી, અંગ્રેજી અનુવાદથી વિભૂષિત કરીને ગૂજરાતના સપૂત વિશારદ

કવિરત્ન મુનિરાજે વિદ્વત્તાને અધ્યાત્મના પ્રશસ્ત માર્ગમાં વાળી શોભાવી છે—ગુજરાતની અધ્યાત્મપ્રિયતાને વિકસાવી છે. તેમાં ૧ પ્રબોધન, ૨ પૂર્વસેવા, ૩ અષ્ટાંગયોગ, ૪ કષાય–જય, ૫ ધ્યાન–સામગ્રી, ૬ ધ્યાન–સિદ્ધિ, ૭ યોગ–શ્રેણી અને ૮ અંતિમ ઉદ્દગાર એ આઠ પ્રકરણોમાં ઉત્તમ ઉપદેશ સમાવ્યો છે. આવા વિદ્દદ્રત્ન પાસેથી ગૂજરાત ધારે તો ઘણું ઘણું મેળવી શકે.

લા. ભ. ગાંધી

૮. **ઉપમા**—લેખક: શ્રી. બાબુભાઇ પ્રા. વૈદ્ય; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ, શ્રીમાળી સોસાઇટી અમદાવાદ; સન ૧૯૪૫; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૨૧૨; સચિત્ર કવરપેજ સહિત બૉર્ડ પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

'ઉપમા' એ સંસ્કારી પતિપત્નિનો જીવનકલહ દર્શાવતી એક રસમય વાર્તા છે. માનવીની મહત્ત્વાકાંક્ષાઓ જેમ જેમ વધે છે, તેમ તેમ બીજી બાજુ તેના ગૃહજીવનનો નિર્દોષ આનંદ અને જીવનની મીઠાશ અદૃશ્ય થતાં જાય છે; એ આ વાર્તાનું મુખ્ય વસ્તુ છે. વાર્તામાં બે પ્રધાન પાત્રો હોઇને એમાં ઉપમાનું એક સ્ત્રીપાત્ર છે. અને બીજું પાત્ર સુરેશ ઉપમાનો પતિ છે. બંને અંગ્રેજી શિક્ષણ પામેલ છે, અને સંસ્કારી પણ છે. સામાન્ય સ્થિતિમાં રહીને બી. એ. સુધી ભણેલ મા વગરના સુરેશને ઉપમા જેવી સંસ્કારી અને આર્યત્વની સાચી ભાવનાવાળી નારી મળતાં, સુરેશનું ગૃહજીવન દીપી ઉઠે છે. બંનેમાં સ્વમાનપૂર્વક જીવવાની તમન્ના છે. કોઇનું પણ ખોટું દબાણ ન વેઠવાની અને ઊલટું તેને, સ્પષ્ટપણે જે સત્ય હોય તે સુણાવી દેવાની તેમનામાં તાકાત છે. એ સુરેશમાં જ્યારે મોટાઇ અને પૈસો મેળવવાની લાલસા જાગે છે, અને એની પાછળ એ રાત અને દિવસ દોડાદોડી કરી પાર વગરનો શ્રમ ઉઠાવે છે, ત્યારે એના ગૃહજીવનનો આનંદ સુકાતો જાય છે, ઉપમા ભુલાતી જાય છે. સ્વમાન અને કોઇના દોરાયા વિના જીવવાની તેની નીતિ ઓસરતી જાય છે. ઉપમા આ બધું સમજાવે છે. પણ એ શાશ્વત સત્ય સુરેશને ગળે નથી ઊતરતું. પરિણામે, જ્યારે ઉપમા પિયરમાં ગુજરી જાય છે ત્યારે સુરેશને એ સત્ય સમજાય છે. અને એ મિથ્યા મોહની પાછળ દોડતો અટકે છે.

પૂંઠ નાના ટાઇપમાં અને ગીચોગીચ લખાણોમાં છપાયલી આ વાર્તા, વાચકને વાંચવામાં અગવડ કરે તેવી છે. પુસ્તકનું આકર્ષણ પણ તેથી ઓછું થાય છે. વાર્તાનું વસ્તુ સામાન્ય છતાં "સુખ માત્ર પૈસાથી નથી સાંપડતું" એ એની ભાવના ઉચ્ચ છે.

'અજ્ઞાત'

## સામયિક

**બાલકુલ**—તંત્રી: શ્રી. જયંત મા. બક્ષી; રાજપીપલા. વાર્ષિક લવાજમ રૂા. ૪–૦–૦.

છેલ્લા થોડા માસ થયાં આ બાલમાસિક શરૂ થયું છે. ઊગતા તંત્રીના હાથે શરૂ થયેલ આ બાલમાસિક, એના અસાર આરંભમય પ્રકટ થયેલા લેખો જોતાં અને તંત્રીની એની પાછળની જહેમત જોતાં સારું બાલમાસિક નીવડે તેવી આશા રહે છે. બાલ-પુસ્તકાલયોમાં મંગાવવા જેવું છે.




## નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદનાં પુસ્તકો

૧ **જીવનશોધન** ( નવી આવૃત્તિ ) લેખકઃ શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા, મૂલ્ય રૂા. ૨–૮–૦

૨ **હજરત મહંમદ અને ઇસ્લામ**—મૂળ લેખકઃ શ્રી. પંડિત સુંદરલાલજી; મૂલ્ય રૂા. ૧–૦–૦.

૩ **ઉર્દૂ લિપિ શિક્ષિકા**—લેખકો: શ્રી. હંસરાજ જૈન અને ગિરિરાજ કિશોર; મૂલ્ય ૦–૧૨–૦.

૪ **હિંદનો કોમી ત્રિકોણ**—લેખકઃ શ્રી. અશોક મહેતા, અને શ્રી. અચ્યુત પટવર્ધન; મૂલ્ય રૂા. ૪–૦–૦.

## સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૫ **ખોરાકના ગુણદોષ**—ડૉ. રસિકલાલ જેઠાલાલ પરિખ; મૂલ્ય રૂા. ૦–૬–૦.

૬ **શ્રી વિચાર સાગર**—અનુઃ સ્વ. શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ, મૂલ્ય રૂા. ૨–૮–૦

૭ **મારો ભારતદેશ**—લેખકઃ શ્રી. કાન્તિલાલ હ. પરીખ; મૂલ્ય રૂા. ૦–૧૦–૦.

૮ **શ્રીમદ્ શંકરાચાર્ય**—લેખકઃ શ્રી. પુરાતન બૂચ, મૂલ્ય રૂા. ૦–૩–૦.

૯ **કંઠાભરણ**—સુભાષિતો, મૂલ્ય રૂા. ૦–૩–૦.

૧૦ **લઘુ યોગવાસિષ્ઠ**—અનુવાદકઃ શ્રી. ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય; મૂલ્યઃ રૂા. ૨–૮–૦.

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૧ **શૃંગારિકા** ( ચિત્રસંપુટ )—ચિત્રકારોઃ શ્રી. કનુ દેસાઈ અને શ્રી. ભદ્રા દેસાઈ; પ્રાપ્તિસ્થાનઃ કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૩–૦–૦.

૧૩ **તત્ત્વ તરંગિણી**—પ્રયોજક અને પ્રકાશકઃ શ્રી. પ્રાણસુખ માનચંદ નાયકઃ મુ. વિસનગર (ઉ. ગુજરાત). મૂલ્ય રૂા. ૧–૮–૦.

૧૪ **ગાંધીજીના સમાગમમાં**—અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, મૂલ્ય રૂા. ૨–૮–૦.

૧૫ **દીપોત્સવી પંચપર્વ**—પ્રયોજકઃ શ્રી. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી; પ્ર. ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય રૂા એક.

૧૬ **ગાંધીજીની લંડનયાત્રા**– અનુવાદકઃ ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા. ૨–૦–૦.

૧૭ **કોની બહેન?**—મૂળ લેખકઃ ટોલ્સ્ટોય, અનુવાદક ઉપર પ્રમાણે, મૂલ્ય ૨–૪–૦.

## નવચેતન સાહિત્ય મંદિર—અમદાવાદનાં પુસ્તકો

૧૮ **ત્રણ પાંખડી**—લેખકઃ શ્રી. નીરુ દેસાઈ; મૂલ્ય રૂા. ૪–૦–૦.

૧૯ **નિશિગંધા**—લેખકઃ શ્રી. ' સત્યમ્ '; મૂલ્ય રૂા. ૨–૮–૦.



# આગામી અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ

અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનું આગામી સંમેલન વડોદરા મુકામે ફેબ્રુઆરી માસમાં ભરવાનું નક્કી થઇ ગયું છે. તેના કામકાજ અંગેની સમિતિઓની નિમણૂંકો પણ થઇ ગઇ છે. પરંતુ હજી ચોક્કસ તારીખો નક્કી થયાના સમાચારો મળ્યા નથી.

એ જ અરસામાં, વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદનું, તેના બંધારણ અનુસાર મળનાર સંમેલન પણ આ વર્ષે મોકૂફ રખાયાના સમાચાર પ્રાપ્ત થાય છે.

આ અધિવેશનમાં હાજરી આપવા રાજ્યના અને રાજ્ય બહારનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ આવશે.

એમના આ અધિવેશનમાં આવવા અંગે અહીં અલ્પસૂચન કરવું અમને આવશ્યક લાગે છે.

વડોદરા રાજ્ય પુ. પરિષદનું અધિવેશન વડોદરાને આંગણે મળવાનું છે એમ જાણી લગભગ નાનાં મોટાં સઘળાં ગ્રામ તેમ જ કસ્બા પુસ્તકાલયોએ આ બન્ને અધિવેશનોમાં હાજરી આપવાની સવડ રાખ્યાનું જણાય છે.

આમ પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલોમાંના કેટલાક ભાઇઓ અંગ્રેજી નહિ જાણનાર પણ હોય છે. એવા ભાઇઓને અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના અધિવેશનની કાર્યવાહીની સમજ પડવી મુશ્કેલ છે. એ જોતાં એ કક્ષાના મંત્રી–ગ્રંથપાલો સદર અધિવેશનમાં આવવાનું મોકુફ રાખે એ ઇચ્છવા જોગ છે; કારણ કે, વ. રા. પુ. મંડળ પરિષદનું અધિવેશન મોકુફ રખાયાના સમાચાર મળે છે; જ્યારે મેટ્રીક–સિનિયર મંત્રી–ગ્રંથપાલ ભાઇઓ આ અધિવેશનની કાર્યવાહીનો લાભ લેવા જરૂર પ્રયત્ન કરે. અને અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનું સંચાલન કેમ ચાલે છે, તેના દ્વારા પુસ્તકાલયપ્રવૃત્તિને ભારતવ્યાપી બનાવવાના તેમજ પુસ્તકાલયપ્રવૃત્તિને લગતા વૈજ્ઞાનિક જ્ઞાનપ્રચારના કેવા કેવા પ્રયોગો થાય છે તે જાણવા પ્રયત્ન કરે. ઉપરાંત, આપણે ત્યાંની આ વિશિષ્ટ પ્રવૃત્તિનો પરિચય આ અધિવેશનમાં હિંદના વિવિધ પ્રાંતોમાંથી પધારનાર પ્રતિનિધિઓને આપે.

આ અધિવેશન સફળ બનાવવા માટે એને અંગે રચાયેલી સ્વાગત સમિતિ સઘળા પ્રયત્નો કરશે જ, છતાં આપણાં પુસ્તકાલયોના કાર્યકરો પણ તેને સફળતા પૂર્વક પાર પાડવા તત્પર રહે.

આ સંબંધે અત્રે સ્વાગત સમિતિને બે બોલ લખવા અસ્થાને નહિ લેખાય.

સ્વાગત સમિતિ તરફથી જે જે પેટાસમિતિઓ રચાય, તેની જે જે કાર્યવાહી ચાલે અને તેના દ્વારા જે જે સૂચનો ઇત્યાદિ આપવા જેવાં હોય તે તે સઘળી પ્રવૃત્તિના હેવાલો વખતોવખત વર્તમાનપત્રો દ્વારા જાહેર કરતા રહે.

આવી હિંદવ્યાપી પરિષદનું સંમેલન આપણે આંગણે મળે અને તેને અંગેની માહિતી ઇ. પ્રકટ કરવામાં ન આવે એ તો બરાબર નથી. આ માટે એક પ્રકાશન સમિતિ પણ, એ સ્વાગત સમિતિએ રચવી ઘટે અને તેના કાર્યને પૂરતી પ્રસિદ્ધિ અપાવી ઘટે.

***

## સ્વ. મો. ન અમીન જ્યુબિલીબાગ વાચનાલય

છેલ્લાં કેટલાંક વર્ષો થયાં પુ. સ. સ. મંડળ દ્વારા સ્થાનિક જ્યુબિલી બાગમાં એક વાચનાલય ચલાવવામાં આવે છે. અને દરરોજ સાંજે એ સાર્વજનિક ઉદ્યાનનો લાભ લેનારાંઓને સામયિક વર્તમાનપત્રોના વાચનનો લાભ અપાય છે.

કેટલાંક વર્ષો થયાં એના ખર્ચ માટે મુંબઇનિવાસી શેઠ છગનલાલ નરોત્તમદાસ ઝવેરી તરફથી લોકમદદ તરીકે રકમ મળે છે. અને એ લોકમદદ પર સરકાર–પંચાયત મદદ મેળવાય છે.

આગામી ૧૯૪૬ ના વર્ષ માટે એ લોકમદદ માટે વાચનપ્રચારપ્રેમી સખી ગૃહસ્થોને આ જાહેર વિનંતિ કરીએ છીએ. આશા છે, અમારી આ વિનતિને વાચનપ્રચારપ્રેમી ગૃહસ્થો તરફથી યોગ્ય જવાબ મળશે.

***

## ખાસ નોંધી લ્યો

જે ગામ પુસ્તકાલયોનાં બજેટ તેમજ લોકમદદ તા. ૧૫–૧૨–૪૫ સુધીમાં મંડળમાં આવ્યાં હશે તેમને તા. ૧–૧–૪૬ થી પત્રો માસિકો ચાલુ કરી આપવાની વ્યવસ્થા થશે.

***

## દુ:ખદ અવસાન

'પુસ્તકાલયનાં પ્રકાશકિરણો' અને પુસ્તકાલય પ્રવૃત્તિવિષયક બીજા પણ લેખોથી 'પુસ્તકાલય'ના વાચકોને જાણીતા થયેલા ભાઇ મનુલાલ દ. મહેતા, બે દિવસની ટૂંક માંદગીમાં તા. ૩૦–૧૧–૪૫ના રોજ ગુજરી ગયા છે. વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના એ ઉમદા સેવકના અકાળ અવસાનથી રાજ્યની અને ખાસ કરીને અમરેલી પ્રાંત પુ. પ્રવૃત્તિને જે ખોટ પડી તેની ભારે દિલે નોંધ લઇએ છીએ. મરનાર પોતાની પાછળ જુવાન વિધવા અને સગીર બાલ–બચ્ચાંનો બહોળો પરિવાર મૂકતા ગયા છે. પ્રભુ એ સૌને આવી પડેલી આફત સહેવા પૂરતી સબૂરી અને મરનારના આત્માને ચિરશાંતિ અર્પો, એવી પ્રાર્થના કરીએ છીએ.

# સામયિક દોહન

## પ્રૌઢોનું શીઘ્રશિક્ષણ

જે સેવકો નેતા કોટિના છે અને ગ્રામજીવનની ઝીણી ઝીણી બાબતોને હાથમાં પકડવા નવરા હોતા નથી, અથવા જેઓ પરિવ્રાજકો છે અને ગામડે ગામડે ભ્રમણ કરીને સેવા કરે છે, અથવા જેઓ વ્યવસ્થાપકો છે અને સમિતિઓ અને કાર્યાલયો રચીને સેવા કરે છે—આવા આવા સેવકોએ મારી યોજનાઓને ' સરસ, સરસ ' કહીને વખાણી છે, પણ તેમનાં સ્વભાવ અને કાર્યપદ્ધતિ જોતાં તેઓ તેનો અમલ ન જ કરી શકે એ કુદરતી છે. પરંતુ જે ગ્રામસેવકો અને સેવિકાઓ શિક્ષકસ્વભાવનાં છે, જેઓ પોતાના વરેલા ગામને વળગીને સ્થિર રહેનારાં છે, તેઓને એ યોજનાઓ ખૂબ ગમી ગઇ છે, એટલું જ નહિ પણ, મને આનંદ ઉપજે છે કે, તેઓ પૈકી કેટલાંકોએ તે પ્રમાણે કામ આરંભી પણ દીધું છે. તેથી તેમના નાના નાના ઝૂંપડી–આશ્રમો જીવતા જાગતા અને કિલકિલાટ કરતા થયા છે. રેંટિયા, મદ્યનિષેધ આદિ કામો દ્વારા નિરાશ થઇ ગયેલા ગામલોકોને ખેંચવામાં તેઓ નાસીપાસ થતાં હતાં, તેને ઠેકાણે તેઓ બાલવાડી અને કન્યા–કુમાર–આશ્રમોથી ઘર ઘરની સાથે બહુ જ સહેલાઇથી મીઠો સંબંધ બાંધી શકયાં છે. પરિણામે તેમની ગ્રામસેવા કંટાળાજનકતી મટી છે, હતાશ ગામડાંઓમાં પણ વહેલેમોડે પ્રાણ પૂરી શકાશે એવી તેમને આશા બંધાઇ છે, અને પોતાના જીવનમાંથી ગ્રામવાસ અને ગ્રામસેવા છૂટી જવાની ધાસ્તી પેદા થઇ હતી તે હવે દૂર થઇ ગામના કામમાં આનંદ આવવા લાગ્યો છે.

એવાં શિક્ષકવૃત્તિનાં ગ્રામસેવકો અને સેવિકાઓ માટે આજે વળી એક ત્રીજી યોજના ' મોટાંઓના શીઘ્રશિક્ષણ 'ની રજૂ કરું છું.

[૧]

ગયા માસમાં આચાર્ય શ્રી કાકા સાહેબ કાલેલકર અમારા બારડોલીના ગ્રામસેવાના ઝૂંપડી–આશ્રમો જોવા આવ્યા હતા. તેમની સાથે તાલુકાની સડકો ઉપર મુસાફરી કરતાં મેં એક દેખાવ જોયો. આમ તો એ દેખાવ હું રોજ જોઉં છું. અમારી વેડછીમાં પણ તે દશ્ય ફળિયે ફળિયે રોજ ભજવાય છે; એથી હું અજાણ નહોતો. પરંતુ કાકા સાહેબની હાજરીથી અમે રાષ્ટ્રીય કેળવણીની જાગૃતિમય હવામાં તરતા હતા, તેથી આ દેખાવ આ વખતે છાતીમાં ચોંટી ગયો.

રાનીપરજ પ્રદેશને ચીરીને જતી એ સડકોની બેઉ ધારે અમે શું જોયું ? થોડાં ખેતરો આગળ જઇએ ત્યાં ૨૫–૩૦ ઢોરનું એક ધણ જોવામાં આવે, અને તેની પાછળ પાછળ દસથી બાર વર્ષની ઉંમરનાં ૧૦ થી ૧૫ છોકરાઓ અને છોકરીઓ, કોઇ કોઇ ઘરડાં ડોસી ડોસાઓ લાકડી લઇને ચારવા નીકળી પડયાં હોય. વીસેક માઇલની મુસાફરીમાં નહિ નહિ તો ઢોર અને તેનાં ગોવાળિયાંઓની આવી ૫૦ ટોળીઓ અમે જોઇ.

રાનીપરજ ગામોમાં અડધાં ઉપર બાળકો અને બાળાઓ કોઇ પણ જાતની નિશાળનું દર્શન કર્યો વિના ઢોર ચારતાં ચારતાં મોટાં થઇ રહ્યાં છે. કેટલાંક ગામોમાં નિશાળો છે, છતાં ગામનાં બાળકોને ઢોર ચારવા ગયા વિના છૂટકો નથી, તેથી એ નિશાળો સૂની રહે છે. આવી સ્થિતિ ગુજરાતના બીજા ભાગોમાં પણ હશે.

નિશાળે જવાની તક મળ્યા વિના મોટાં થતાં આ ગોવાળિયાંઓ વાંચતાંલખતાં અને ગણિત ગણતાં શીખી શકતાં નથી. વીસમી સદીના સુધારાનો પ્રવાહ તેમને સ્પર્શ કરતો નથી. તેથી તેઓ મોટાં થાય છે ત્યારે આ સદીને અને તેના લોકોને ઓળખી શકતાં નથી, અને સાધારણ માણસને હાથે પણ સહેલાઇથી છેતરાય છે, શોષાય છે, ડરે છે અને અપમાન વેઠે છે.

પણ જ્યારે બીજી આંખે તેમનું જીવન અવલોકું છું ત્યારે મારું શિક્ષકહૃદય આનંદ અનુભવે છે. અહીં જુઓ, ઢોર ચરી રહ્યાં છે અને આ ગોવાળિયાઓ મેદાનમાં ગિલ્લીદંડા કે આટાપાટા રમી રહ્યા છે. ત્યાં જુઓ તો નદીમાં પડીને કેવા ડુબકીદાવ રમી રહ્યા છે ? પેલી નાની ટેકરી ઉપરથી ગોવાળિયાઓના પાવાનો મધુર સ્વર સુણાય છે, તો બીજે ક્યાંક દાંડિયારાસ કે નાચણાની મજા ચાલી રહી છે. તીર તાકવામાં અને ગોફણ ફેંકવામાં ગોવાળિયાઓ એક્કા હોય છે. વનનાં પંખીઓ અને પશુઓને વિષે અને વનનાં ઝાડપાનને વિષે તેઓ કેટલું બધું જ્ઞાન ધરાવે છે. સીમના એકેએક ખેતરને અને તેના ખેડનારને અને તેના આગળપાછળના ઇતિહાસને તેઓ બરાબર જાણે છે. ખરેખર, એ ગોવાળિયાની સરખામણીમાં પેલાં કોઢારાં જેવી નિશાળોમાં ગોંધાતાં નિશાળિયાં બિચારાં દયામણાં જ લાગે છે. ત્યાં તેમને વાંચવું, લખવું અને ગણવું શીખવા મળે છે એ ખરું, પણ તે કેટલી ભારે કિંમતે ? જેને ખરેખરું જીવન કહીએ તેના ભોગે તેમને એટલું ભણતર મળે છે.

આ ગોવાળિયાંઓનું જીવન દરેક રીતે ગમી જાય એવું છે; તેમાં જીવન છે, આનંદ છે, અને કેળવણી તો ઢગલાબંધ પડી છે. તેમને માત્ર એક જ ઊણપ છે, અને તે છે શિક્ષકની. ભોંય છે, પાણી છે, બીજ છે; એ ત્રણેને કેળવીને બેમાં કરનાર માળી નથી. એમનાં જીવનો ઘાસનાં બીડ જેવાં ચોમાસામાં ઘડીક લીલાં લીલાં દેખાય છે, પણ સુંદર સુઘડ, સુગંધી ફૂલો અને મધુરાં ફળોનો બાગ બનતો નથી.

અમે ગ્રામસેવકો એકબીજાને મળીએ છીએ ત્યારે આવા ગોવાળિયાઓનો ઘણી વાર વિચાર કરીએ છીએ. તેમના શિક્ષક અને મિત્ર થઇ તેમની સાથે સાથે ફરીએ, તેમની રમતોમાં વધારે વ્યવસ્થા અને નિયમ લાવીએ, તેમના પાવા અને નૃત્યમાં વધારે સ્વરજ્ઞાન ભરીએ, તેમની ભાષાને ફરતાં ફરતાં સંસ્કારી કરીએ, જે પશુઓ અને વનસ્પતિઓ વચ્ચે તેઓ રહે છે તેમનાં વિજ્ઞાનો એમને શીખવીએ, એમને આ જમાનાના અને ગયા જમાનાઓના મહાજનોના પરિચય આપીએ, તેઓ માત્ર જુએ નહિ પણ ધારી ધારીને જુએ, માપી માપી, જોખી જોખી, ગણી ગણીને બધું સમજે, એવો તેમને રસ લગાડી દઇએ. તેઓ આખો દિવસ કેવળ રખડવામાં અને નિરુદ્દેશ રમતોમાં ન ગાળતાં, પોતાનો સમય આપકેળવણી અને ઉત્પાદક ઉદ્યોગોમાં ગાળે–તકલી વડે સૂતર અને ઊન કાંતે, રઝળતાં હાડકાં વીણી તેનું ખાતર બનાવે, બળતણ વીણી ભારા બાંધે, વનની ઔષધિઓને ઓળખે

અને વીણી લાવી માંદાઓ ઉપર ઉપકાર કરે. લાકડાં ઉપર ચપ્પુ અને ફરસી, જેવાં નાનાં નાનાં ઓજારો ચલાવી ઉપયોગી વસ્તુઓ બનાવે, પથરો કોરીને તેમાંથી પણ તેવું જ કંઈક સર્જન કરે, ચિત્રો દોરે, નકશા દોરે, વાંસળી વગાડે જ નહિ પણ નવાં નવાં બનાવે, ગીતો અને કવિતાઓ ગાય, એટલું જ નહિ પણ નવાં નવાં રચે—જો કોઈક રસિયો અને પ્રેમાળ ગ્રામસેવક એ ગોવાળિયાઓની ટોળીમાં ભળી જાય તો તેમના એળે જતા જીવનમાં કેટલો બધો અર્થ પૂરી દઈ શકે ? આવા વિચારો અમને આવે છે, પણ અમે કોઈએ હજુ તે કર્યું નથી. કોઈક દિવસ ક્યાંક કોઈક રસિયો ગ્રામસેવક જાગશે.

આજે તો આ રીતે ભણતર વગર ઊછરીને મોટાં થઈ ગયેલાં છોકરા-છોકરીઓને ગ્રામસેવક કેવી રીતે શિક્ષણ આપી શકે એની યોજના હું બતાવીશ.

[૨]

આવાં છોકરા-છોકરીઓ ૧૨ થી ૧૪ વર્ષનાં થઈ ગયેલાં, ગામમાં અનેક જોવામાં આવશે. હવે તેઓનાં માબાપ તેમને અતિ અલ્પ મળતરવાળો ગોવાળિયાનો ધંધો છોડાવી ખેતીની મોટી મજૂરીના ધંધામાં પલોટવાની શરૂઆત કરે છે. અત્યાર સુધી તેમને એક જાતની કુદરતી અથવા રાની કેળવણી મળી છે, હજી પણ ખેતીનાં વિવિધ કામો તેમને કરવાનાં આવશે તે ઓછાં કીમતી નથી. પરંતુ ગોવાળિયાના જીવનમાંનાં આનંદ, રમત-ગમત અને છૂટ હવે તેમને માટે રહેશે નહિ. હવે તેમને જે કામ કરવાનું છે તે ભેદો અને અન્યાયોથી ભરેલી દુનિયામાં કરવાનું છે. તેમાં ડગલે ડગલે ધક્કાઓ અને અપમાનો છે, પગલે પગલે છળ અને કપટ છે, દરિદ્રતાનાં પૂર તેમની આસપાસ ફરી વળ્યાં છે. ઉદ્યોગ એમની પાસે આહ્લાદદાયક કામ તરીકે આવતો નથી, પણ વિષાદકારક મજૂરી કે વેઠરૂપે આવે છે. તેમના કુમળા જીવન ઉપર આ ભૂંડી દુનિયામાંથી હીમના વાયરા ફરી વળશે, તેમનાં હૃદય બીડાઈ જશે, આંખોનાં પાણી મરી જશે, મોં પરથી આનંદ ઊડી જશે, ઉત્સાહ કે ખંત ખલાસ થશે. તેઓ જીવશે; પણ પગ ઘસડતા જીવશે.

ગ્રામસેવકોને સૂચવું છું કે, તમારા ગામમાંથી આ તબક્કે પહોંચેલા છોકરાઓને શોધી કાઢો. સેવિકાઓને સૂચવું છું કે, એવી છોકરીઓને શોધી કાઢો. તેમની સાથે મિત્રતા બાંધો. તેમનામાં વિશ્વાસ પેદા કરો. જેમના પ્રત્યે કોઈ પ્રેમ કે મમતા બતાવનાર નથી, તેમને તમે તેના વડે નવડાવો. એવાં બે ચાર કે ૭ છોકરા-છોકરીઓનાં મન જીતી તેમને તમારી કુટીરમાં લઈ આવો, તેમને તમારા સહવાસનો લાભ આપો, તેમને સરસ કેળવણી આપો.

તેમનો વિશ્વાસ સંપાદન કરવામાં ગ્રામસેવકોને બહુ વાર નહિ લાગે. પણ તેમનાં માબાપ પાસેથી તેમને છોડાવતાં જરા મહેનત પડશે. સેવાભાવી સેવકોનું કહેવું માબાપ સમજે નહિ એટલાં તેઓ જડ તો ન જ હોય, પણ ગરીબાઈ આગળ તેઓ લાચાર હોય છે. બાળકો નાનાં હતાં ત્યારે પણ પારકાં ઢોર ચરાવવા મોકલ્યા વિના તેઓ તેમનું પેટ ભરી શકતાં નહોતાં. હવે બાર ચૌદ વર્ષનાં છોકરા-છોકરીઓને મજૂરીએ ન વળગાડતાં તમારી પાસે ભણવા મોકલે તો તેઓ તેમનું પાલનપોષણ કેવી રીતે કરી શકે ? વળી હવે તો તેમની મજૂરીમાંથી માત્ર તેમનું જ પેટ ભરાય એ ન ચાલે. તેમણે પંડના પેટિયા ઉપરાંત ઘરનાં

સુદાં માટે, બાળગોપાળ માટે, સાજાં-માંદાં માટે પણ કુટુંબમાં કંઇક ફાળો આપવો જોઇએ. તેથી માબાપને સમજાવવાં સહેલ તો નથી જ.

છતાં તમે ગ્રામસેવકો જો માબાપને ખાતરી આપી શકો કે, તેમનાં છોકરાંઓને જો તેઓ તમારા આશ્રમમાં આવવા દેશે તો તેમનાં અન્નવસ્ત્રનો ભાર તમે માબાપને માથે પડવા દેશો નહિ, તો તમારું કામ ઘણું સહેલું થઇ જશે. બાર વર્ષ ઉપરનાં, અને અત્યાર સુધી ગોવાળિયાનું આનંદી, મહેનતુ અને ચપળતાભર્યું જીવન ગાળેલાં છોકરાઓ અગર છોકરીઓ માટે માબાપને એટલી ખાતરી આપવી એ સેવકોને અઘરું ન લાગવું જોઇએ. તેઓ આશ્રમજીવનનો લાભ લેતાં જાય, શીખવાનું બધું શીખતાં જાય અને સાથે સાથે પોતાના નિર્વાહ જોગું કમાઈ લેતાં જાય એ રીતે તેમને માટે દિનચર્યા ગોઠવી દેવી, એટલું સેવકો સહેજે કરી શકશે.

[૩]

સેવકોના સહવાસથી જેમ તેઓ લાભ ઉઠાવશે, તેમ તેમના સહવાસથી સેવકને પોતાને જેવો તેવો લાભ થવાનો નથી. સેવકને પોતાની કુટીરમાં સૂવા-બેસવામાં, નાહવા ધોવામાં તેમજ ખાવા પીવામાં-સવારથી રાત સુધીમાં આખી દિનચર્યામાં-ચોવીસ કલાકના સાથીઓ મળી જશે. અને તે કેવા આનંદી, ઉત્સાહી, ચપળ, કોઈપણ નવું કામ જોતજોતામાં મોઢે કરી લે એવી આવડતવાળાં, અને તે સર્વ ઉપરાંત શ્રદ્ધાળુ. સેવકની કુટીરનું વાતાવરણ જ એમનાથી ભર્યું અને જીવતું જીવતું થઇ જશે.

તેમના વડે સેવક હવે કોઇ કામમાં એકલવાયો નહિ રહે. તે ખાસવાડી ચલાવતો હશે કે કુમાર અને કન્યા આશ્રમ ચલાવતો હશે, તેમાં આ ગોવાળિયા સાથીઓ તેમને કેટલા બધા મદદરૂપ થશે ? તે ગ્રામસફાઇનું કામ કરતો હશે, કાંતણ કે પીંજણ ચલાવતો હશે—જે કાંઇ કરતો હશે, તેમાં આવા ઉત્સાહી અને કલાગરા સાથીઓ મળતાં તેને બમણો રંગ ચડશે.

હવે સેવક કે સેવિકાએ તેઓને શું શું શીખવવું જોઇએ ? તે જોઇએ. વર્ધા શિક્ષણ યોજનાનો સાત વર્ષનો અભ્યાસક્રમ જે ઝાકીર હુસેન સમિતિએ ઘડ્યો છે તેટલું શિક્ષણ તો તેમને આપી દેવું જ.

અલબત્ત, તેમને તે શિક્ષણ લેતાં નાનાં બાળકો જેટલો સમય નહિ લાગે. સાત વર્ષમાં પથરાયેલો એ અભ્યાસક્રમ આ કુમારો અને કન્યાઓ બે વર્ષમાં પચાવી શકે એમ હું ચોક્કસ ધારું છું. તેથી જ મેં આ યોજનાને 'મોટાંના શીઘ્ર શિક્ષણ 'ની યોજના કહી છે. કાકા સાહેબ કાલેલકર સાથે આ બાબતની ચર્ચા નીકળતાં તેમણે એને સંપૂર્ણ ટેકો આપ્યો છે. કદાચ મારા મનમાં આ વિચાર આવ્યો તે મૂળ તેમની પાસેથી જ લીધેલો હશે. હું જાણું છું કે, તેમણે પોતાના મિત્રોનાં અનેક છોકરા-છોકરીઓને મોટી ઉંમર સુધી નિશાળે ન જવાનો બોધ આપ્યો છે. ઘરેડમાં ચાલનાર માબાપો એ બોધને હસવામાં ગણી કાઢી છોકરાંઓને તે પ્રમાણે કરવા શેનાં દે ? પણ બહુ જ થોડા દાખલા હું જાણું છું કે જેમણે કાકા સાહેબનો બોધ અક્ષરશઃ ઝીલી લીધો છે અને માબાપે તેમાં વાંધો લીધો નથી.

પાછળથી ઉંમર અને અનુભવ વધતાં અને શીખવાની ભૂખ ઊઘડતાં તેવાં છોકરાંઓએ ખૂબ સારી પ્રગતિ બતાવી છે. એવા નમૂનાઓ ઘણા નથી, પણ જેટલા છે તેટલા આ શીઘ્ર શિક્ષણની કલ્પનાને ટેકો આપનારા છે.

છોકરાંઓ પાંચ છ વર્ષનાં થાય ને નિશાળે ન જાય તો માબાપ બહુ ગભરાતાં હોય છે. આ જમાનાનાં તો ગભરાય છે જ, પણ ઉપનિષદના ગુરુગૃહે ગયો નહિ તેથી અકળાયા હતા અને તેમણે છોકરાને 'બ્રહ્મબંધુ' કહીને ઠપકો આપ્યો હતો. પાછળથી જ્યારે તે ગુરુગૃહે ગયો ત્યારે બીજા બધા બ્રહ્મચારીઓ કરતાં તે ઝપાટાભેર આગળ વધી ગયો. એમ એ કથા પણ મોટાઓના શીઘ્રશિક્ષણની યોજનાને સમર્થન આપે છે.

નિયમિત અને વ્યવસ્થિત ટેવોવાળાં સેવક-સેવિકાઓએ આ એક કરી બતાવવા જેવો પ્રયોગ છે.

મારા મનમાં ઘણાં વર્ષથી આ તુક્કો ઊઠેલો છે કે, પાંચ વર્ષથી બાળકોને નિશાળે મૂકવાની રીત પડી ગઈ છે એમાં કોઈ ભલા માણસે ભારે મોટી ભૂલ કરી છે, અને જગતનાં કરોડો બાળકોને નાહકનાં તકલીફમાં ઉતાર્યાં છે. એ રિવાજથી બાળકોનાં વધવાનાં અને વિકસવાનાં કીમતી વર્ષો કૃત્રિમ, શુષ્ક અને નિરર્થક પ્રવૃત્તિઓમાં ખોવાય છે. એટલું જ નુકસાન નથી, પણ તેઓ જે વાચન, લેખન, ગણિત આદિ નિશાળોમાં ભણે છે તે પણ તેમની કાચી ઉંમરને લીધે, હાથ-પગ, આંખ-કાન, જીભ અને મન પણ કાચાં અને બિન-અનુભવી હોવાને લીધે, કાયમનાં ખરાબ અને બેડોળ રહી જાય છે.

નાનાં બાળકો પૂરાં સાત વર્ષ નિશાળમાં કક્કો ઘૂંટવા છતાં વાચન-લેખનની જે કળા શીખી શકતાં નથી, અથવા જે આંક તથા ગણિત ભણી શકતાં નથી, તે આવાં વનચમડાંમાં હરેલાં ફરેલાં છોકરાંઓ બાર ચૌદ વર્ષે હાથમાં લેશે તો બે વર્ષમાં ભણી જશે. એટલું જ નહિ પણ અત્યાર સુધી ઢોર ચારતાં મળેલી કુદરતી કેળવણીને લીધે એ ભણતર તેઓ વધારે લાભદાયી બનાવી શકશે. દાખલા તરીકે, કાચી ઉંમરે વગર સમજ્યે શીખેલું વાચન મોટે ભાગે થડકતું અને મેળ વિનાનું જ થાય છે. આ મોટાં છોકરાંઓ પૂરા ભાવો સાથે યોગ્ય ભાર મૂકીને, યોગ્ય વિરામો સહિત વાંચી શકશે. કાચાં બાળકો વગર સમજના આંક અને લેખાં ગોખી ગોખી ગણિતનાં શત્રુ બની જાય છે. આ ગોવાળિયાઓ તો ગણિતશાસ્ત્રીઓની જેમ અંકોની સાથે રમત કરશે. કાચાં બાળકો પાસે અક્ષર ઘુંટાવવાને પરિણામે આજની નિશાળોમાં મોટે ભાગે છોકરાંઓ ટાંપાટરડા અક્ષરો લખતાં થાય છે. ગ્રામસેવકોના આ મોટી ઉંમરના શિષ્યોનાં આંગળાં અનેક કામો કરીને અને રમતો રમીને ઘડાયેલાં હોવાથી, અને તેમની આંખો વસ્તુઓના ઘાટ સારી રીતે ગ્રહણ કરવાના અનુભવવાળી હોવાથી, કુદરતી રીતે વધારે ઘાટદાર, અને રૂપાળા ચિત્રો જેવા અક્ષરો જ લખશે.

આમ આ પ્રયોગ શીઘ્રશિક્ષણનો જ નહિ પણ શુદ્ધ શિક્ષણનો પણ હશે.*

—જુગતરામ દવે

* "શિક્ષણ ને સાહિત્ય"માંથી.

## દુનિયાના પોણા ભાગને આવરી રહેલાં

# સાગરનાં પાણી

વ્યોમ અને સાગરનું મિલન થતું દેખાય ત્યાં સુધી વિસ્તરેલાં સાગરનાં ઘૂઘવતાં પાણી અને ઊછળતાં ગરજતાં મોજાંઓ જોઇ આપણને સાગરની અગાધતા અને ભવ્યતાનો ખ્યાલ આવ્યા વિના રહે નહિ. દુનિયાનો પોણો ભાગ આવા અગાધ જળથી ઢૂબેલો છે. આ વિચાર જ્યારે આવે છે ત્યારે આપણને એમ થયા વિના નથી રહેતું કે પૃથ્વી કેવડા પ્રચંડ વારિરાશિથી છવાયેલી છે ! આ વિચાર સાથે એ પ્રશ્ન પણ સ્ફુરે છે કે આટલું બધું પાણી આવ્યું ક્યાંથી ?

હાઇડ્રોજન અને ઑક્સિજન નામના બે વાયુઓના મિલનથી પાણી બનેલું છે. આ વાયુઓ વિશ્વસમસ્તમાં પથરાયેલા છે. છતાં યે સૂર્ય કે તારાઓમાં પાણી નથી. કારણ કે તેઓ એટલા તો ગરમ છે કે ત્યાં પાણી પ્રવાહી રૂપે ટકી જ ના શકે, તેની તુરત જ વરાળ થઇ જાય; જ્યારે ગુરુ અને નેપચ્યુન જેવા ગ્રહો એવા તો શીતના પ્રદેશો છે કે જ્યાં પાણી ક્ષણભરમાં બરફની જેમ જામી જાય.

બે અબજ વર્ષો પૂર્વે જ્યારે પૃથ્વી જન્મી ત્યારે તે તપ્ત વાયુઓના સમૂહરૂપે હતી. ભારે વાયુઓ પૃથ્વીના પેટાળમાં સમાતા ગયા અને હલકા વાયુઓ પૃથ્વીની આસપાસ વીંટળાઇ રહ્યા. આ હલકા વાયુઓમાં હાઇડ્રોજન અને ઑક્સિજનનું મિલન થવાથી પાણી ઉત્પન્ન થયું અને તે પૃથ્વીની સપાટી ઉપર જમા થવા માંડ્યું.

પૃથ્વી ઠરીને ઘનીભૂત થતી હતી તે દરમ્યાન કરોડો વર્ષોના ગાળામાં આંતરે આંતરે આપણી કલ્પનામાં પણ ના આવે એવા ભૂસ્તરીય ઉત્પાતોને લીધે પૃથ્વીની સપાટી ખાડા-ટેકરાવાળી, ઊંચીનીચી બની. જો આના બદલે પૃથ્વીનું ધરાતલ એકસરખું લીસું બન્યું હોત તો તેની ચારે બાજુએ પાણી ફરી વળ્યું હોત અને આપણા વસવાટ માટે સૂકી જમીનનો ટુકડો પણ ના હોત. પણ કેટલાંક ઉચ્છેદક બળોએ-ધરતીકંપ જેવા બનાવોએ-પૃથ્વીના પોપડામાં મોટી-નાની ચિરાડો પાડી. આના લીધે વાયુઓમાંથી જેમ પાણી બનતું ગયું તેમ તે ખાડા અને ચિરાડોમાં એટલે નદી-સરોવરોમાં સમાયું અને ત્યાંથી ગુરુત્વાકર્ષણ બળના પ્રતાપે ઊંડા પહોળા ખાડાઓમાં એટલે કે સાગર-સમુદ્રોમાં જઇ સમાવવા લાગ્યું.

પૃથ્વીની સપાટીનો ૭૨ ટકા ભાગ પાણીથી છવાયેલો છે. પણ આથી સૃષ્ટિ સમસ્ત ઉપર કેટલા જથ્થામાં જલરાશિ છે તેનો યથાર્થ ખ્યાલ ન આવી શકે. સાગરોની પહોળાઇ નોંધતી વખતે તેની ઊંડાઇનો પણ ખ્યાલ રાખવો જોઇએ. ઊંડામાં ઊંડો સમુદ્ર ફિલિપાઇન ટાપુઓની પૂર્વે આવેલા એક વિવરમાં વ્યાપ્ત થયેલો છે. ત્યાં સાગરની ઊંડાઇ સાત માઇલની છે. પૃથ્વીની સપાટી ઉપર જેટલી ઊંચાઇ ઉન્નત ગિરિરાજ હિમાલયની છે તેનાથી વધુ ઊંડાઇ ઊંડામાં ઊંડા સમુદ્રની છે. જગતભરના સાગરોનું કુલ પાણી ૩૨૩,૦૦૦,૦૦૦ ઘનમાઇલોનું આંકવામાં આવ્યું છે. પાણીનો આ જથ્થો પૃથ્વી જેટલા કદના એકસરખી-ખીણ પર્વતો આગળ વગરની-લીસી સપાટીવાળા ગોળાની આસપાસ પથરાયેલો હોય તો તે સુમાર બે માઇલની ઊંડાઇના થરમાં પથરાઇ રહે.

વાયુઓના મિલનથી જ્યારે પૃથ્વી પર પ્રથમ પાણી વરસ્યું અને નદી–નાળામાંથી વહી સાગરસમુદ્રોમાં ઠલવાયું ત્યારે તો તે નિર્મળ અને સ્વાદરહિત હતું, પણ અત્યારે આપણને સાગરનાં જલ ખારાં લાગે છે તેનું કારણ કે તેમાં પૃથ્વીના ક્ષારો ભળેલા છે. આ ક્ષારોમાં પોણા ભાગનું તો મીઠું હોય છે.

રોજના કેટલા યે લાખ્ખો મણ પાણી સૂર્યના તાપથી શોષાય છે અને જ્યારે તે વરસાદરૂપે પૃથ્વી પર પડે છે ત્યારે વહેતાં વહેતાં ધરાતળના ક્ષારો સાથે મિશ્રિત થઇ સમુદ્ર સરોવરમાં ઠલવાય છે. અનુમાનવામાં આવ્યું છે કે દર વર્ષે ત્રણ અબજ ટન ક્ષારો ધોવાઇને સમુદ્રજલમાં ભળતા હોય છે. ગણનાતીત વરસો થયાં આ પ્રમાણે થયા કરતું હોય છે એટલે સાગરનાં પાણીમાં ક્ષારોની અસર કેટલી બધી વ્યાપક બની છે તે સમજી શકાય તેમ છે.

સાગરમાં ભળતા ક્ષારોના મોટા જથ્થામાં ચૂનો પણ હોય છે. તો પ્રશ્ન થાય કે સાગરનાં જળ ચૂનાનાં પાણી જેવાં કેમ નથી ? દરિયામાં વસતાં કામ્સ, સ્નેઇલ, સ્ટારફીસ, કોરલ અને આવાં કેટલાં યે બહુસંખ્ય અને અગોચર પ્રાણીઓ ક્ષારોમાંથી ચૂનો લઇ તેનાં પોતાના દેહના રક્ષણ કાજે કવચો બનાવતાં હોય છે. આ કવચો તે દરિયાકિનારે મોજાંઓ સાથે તણાઇ આવેલાં શંખ, છીપો અને છીપલાં હોય છે.

વળી નયનમનોહર, અણમોલ મોતી અને રંગસમૃદ્ધ પરવાળાં પણ ચાકની જ પેદાશ હોય છે. જળચર પ્રાણીઓએ દેહના રક્ષણ કાજે બનાવેલાં કવચોનો કેટલોયે જથ્થો સાગરના તળિયે જમા થતો રહેતો હોય છે. કોક વખત ભૂસ્તરીય ઉત્પાતોને પરિણામે આ જથ્થો પાણીની સપાટી ઉપર ધસી આવતો હોય છે. ડોવરની ચાકની ટેકરીઓ આવી રીતની જ બનેલી છે. સમુદ્રજળની ખારાશ વિષે વિચાર કરતાં આપણા લોહીની ખારાશ પણ યાદ આવે છે. લોહીની જેમ પરસેવો અને આંસુ પણ ખારાં હોય છે. આનું કારણ એ છે કે આપણું પ્રારંભિક જીવન સમુદ્રમાંથી શરૂ થયું હતું. ને જીવોમાંથી મનુષ્યનું સ્વરૂપ રૂપાંતરિત થયું તે જીવોનું જીવન પ્રથમ સમુદ્રમાં પાંગર્યું હતું. આ કારણને લીધે અદ્યાપિ આપણા કોષો તે જન્માંતરાવસ્થાની ખારાશથી વિમુક્ત થયા નથી. આથી આપણું લોહી સમુદ્રના જળ જેવું ગુણવિભાગે એકસરખું રહ્યું છે.

સાગરનાં પાણી જવલ્લે જ શાંત હોય છે. જાણે કે સાગરનું હૈયું ઊછળતું હોય તેમ તેનાં પાણી ઠેકઠેકાણે ઊંચાં ચડતાં અને નીચાં ઉતરતાં હોય છે. મોજાં ચડે અને ઉતરે કાંઠા ઉપર અથડાઇ અંદર સમાઇ જાય અગર તો સપાટ જમીન ઉપર દોડતાં આવે એ જોવાની મઝા હોય છે.

મોજાં ઉત્પન્ન થવાનાં ઘણાં કારણો હોય છે. નદીઓમાંથી ઠલવાતાં પાણીની સપાટી એકતાર થવાની ક્રિયામાં મોજાંનો ઉદ્‌ભવ થતો હોય છે. વળી ઉષ્ણકટિબંધના પ્રદેશોમાં જ્યાં સાગરનાં પાણી સૂર્યતાપથી વધુ શોષાતાં હોય છે ત્યાં શોષાઇ ગયેલા પાણીની જગ્યા પૂરવા બીજા પ્રવાહો ધસી આવતા હોય છે. આ વખતે મોજાંનો ઉદ્‌ભવ થતો હોય છે. પણ આના કરતાં વધારે જોશપૂર્વક મોજાં ઊછળવાનાં કારણ પવન અને પવનનાં તોફાન હોય છે. પવનના સપાટા પાણીને છોળે ચડાવી, ઊછળતાં ગરજતાં મોજાંઓ સરજાવતાં હોય છે. આ ઉપરાંત સૂર્ય અને ચંદ્રના આકર્ષણબળના પ્રતાપે સાગરનાં પાણી આઘાંપાછાં થતાં હોય છે. જ્યારે સૂર્ય અને ચંદ્ર પૃથ્વીની સમાંતરે આવેલા હોય ત્યારે હાથી જેવાં મોટાં દોડતાં, ઊછળતાં અને ગરજતાં મોજાંઓનો સાગર કિનારા પર દૂર દૂર સુધી ફેલાતો હોય છે.

સાગરની સપાટીથી માઇલો દૂર મોજાં દોડી જતાં હોય છે ત્યારે કયી વસ્તુ આવી સફર ખેડતી હોય છે ? કંઈ એક જલબિંદુ આમાં કાર્યગત હોતું નથી. મોજાં વખતે જલબિંદુઓ વર્તુલાકારે–ઉપર નીચે, આવાંપાછાં–સફર ખેડતાં હોય છે અને જે સ્થળેથી નીકળ્યાં હોય છે ત્યાં જ આવી પાછાં સમાતાં હોય છે. જ્યાંથી મોજાં ઉત્પન્ન થતાં હોય છે ત્યાંથી એક તરંગ–વિચિકલ્લોલ–ઉદ્ભવતાં હોય છે. આ તરંગ પવન કે આકર્ષણબળથી શક્તિવંતો બની આગળ વધતાં બીજાં જલબિંદુઓને શક્તિ અર્પી, તરંગોમાં ફેરવતો હોય છે. આ તરંગો મોજાંરૂપે બની લાંબે સુધી ધસી જતાં હોય છે.

મોજાં એકબીજાં સાથે અથડાય એટલે એમાંથી ફીણ નીકળે. રાતના વખતે ફીણ ચળકતું હોય છે. ફીણના ચળકાટની વાંકીચૂકી લીટીઓ વિચિત્ર ભાતો દર્શાવતી હોય છે. કોઈક સ્થળે મોજાં કાંઠા ઉપર અથડાઈ ફીણમાં પરિણમતાં હોય છે તો કોઈક સ્થળે ખડક કે ટેકરા સાથે અથડાઈ, જલસીકરોમાં પરિણમી નાશ પામતાં હોય છે. નાશ પામતાં મોજાંઓની શક્તિ નકામી વેડફાઈ જતી નથી હોતી. ખડકો અને ટેકરાઓને અથડાતાં મોજાં, ખડકોના ચૂરા ઉરાડી તેને રેતીના રૂપમાં ફેરવી પોતાની સાથે ઘસડી જતાં હોય છે. આ રેતી પાછી પ્રવાહમાં તણાઈ છેવટે કિનારા ઉપર પથરાઈ જતી હોય છે.

સાગર એકલા પાણીનો ભંડાર છે એવું નથી. તેમાં અનેરી દોલત અને અતુલ સમૃદ્ધિ સમાયેલાં હોય છે. પુરાણોમાં સાગરને રત્નાકર, લક્ષ્મીનો પિતા કહ્યો છે. દેવોએ પણ સમુદ્રમંથન કરી નવ રત્નો, અમૃત અને લક્ષ્મી મેળવ્યાં હતાં. આ જમાનામાં પણ માનવીઓ સમુદ્રજલમાંથી મીઠું મેળવતા હોય છે. આમિષાહારી લોકોને માછલાં ઇત્યાદિ ખોરાક પ્રાપ્ત થતો હોય છે. આ ઉપરાંત સાગર માછલીનાં તેલથી માંડી, પરવાળા જેવાં ગૃહ સ્થાપત્ય અને શણગારના પથ્થરો અને માનવજાતને વિભૂષિત કરનાર બહુમૂલાં મોતી પૂરાં પાડતો હોય છે.

આ ઉપરાંત પૃથ્વીના પડમાં જેટલાં ખનીજ દ્રવ્યો સમાયેલાં હોય છે તેટલાં સાગરના નાના જલવિસ્તારમાં સંગ્રહાયેલાં હોય છે. ઘનમાઇલ સમુદ્રનું વજન સાડાચાર અબજ ટન થવા જાય છે. આમાં ૩॥ ટકા એટલે ૧૫ કરોડ ટન જેટલા ક્ષારો હોય છે. આમાંથી ૬૦ લાખ ટન કેલ્શીઅમ, ૨ કરોડ ટન જેટલું મેગ્નેશીઅમ, ૧૧ કરોડ ટન જેટલું :મીઠું અને સોડીઅમના ક્ષારો હોય છે. આ ઉપરાંત લોખંડ, ત્રાંબુ, રૂપું, સોનું, એલ્યુમીનિયમ, પોટાસ્યમ, સ્ટ્રૉન્શિયમ જેવાં તત્ત્વો અને આયોડીન તેમ જ રેડીઅમ પણ હોય છે.

અધુના વિજ્ઞાનીઓ સમુદ્રનો વિપુલ જલભંડાર ઉલેચી તેમાંથી ખનીજો મેળવી રહ્યા છે. હવાઈ વિમાનો અને બૉમ્બ બનાવવા માટે અતિ ઉપયોગી મેગ્નેશીઅમ ધાતુ અમેરિકનો સમુદ્રમાંથી શોધન કરી પ્રાપ્ત કરી રહ્યા છે. આ ઉપરાંત એલ્યુમીનિયમ અને બ્રોમાઇન જેવી વજનમાં હલકી પણ ઘરગથ્થુ ચીજો અને ફરનીચરથી માંડી હવાઈ જહાજો અને મોટરોનાં ખોખાં બનાવવા માટે ઉપયોગી થઇ પડે એવી ધાતુઓ સાગરનાં જળમાંથી મેળવવાના પ્રયત્નો ગતિમાન છે. જેમ રસાયણશાસ્ત્રનું જ્ઞાન વધતું જશે તેમ ભવિષ્યમાં સાગરની અતુલ સમૃદ્ધિમાંથી ક્ષારો, ખનીજો વગેરે ઉપરાંત અનેક અવનવીન સમૃદ્ધિ પણ મેળવી શકાશે. *

ડૉ૦ શિવપ્રસાદ ત્રિવેદી

* " કિશોર "માંથી.

# ' સાહિત્યકારના હાથ બાંધો નહિ. '

ભારત એ જનોનો નિર્જીવ સમૂહ નથી; એ ઢોર પૂરવાની પાંજરાપોળ નથી; એ તો મહાસમર્થ જીવતી જ્યોત, પ્રચંડ વ્યક્તિ છે. એનો ભૂવિસ્તાર માત્ર સ્થૂલદેહ છે. એનાં સ્ત્રીપુરુષો તો એનાં અંગો છે. એનો જીવ તો એના સંસ્કાર છે. એનો શ્વાસ ને પ્રાણ તો એના સંસ્કારના મૂળમાં રહેલી ભાવના છે. એ જીવે છે એ ભાવનાઓ વડે. એ શક્તિ વાંચ્છે છે એ ભાવનાઓ સિદ્ધ કરવા. એ સ્વાતંત્ર્ય માટે તપશ્ચર્યા કરે છે એ ભાવનાઓને જગતમાં વિસ્તારવા. એનાં ભાષા ને સાહિત્યે, એના શબ્દો ને સંગીતે એ ભાવનાઓને પોષ્યા છે. તેમ જ એ ભાષા ને સાહિત્ય વડે જ એ ભાવનાઓનું પુનઃસર્જન થાય છે. ભાષા ને સાહિત્ય એ તો સંસ્કાર ને ભાવનાનાં મૂર્ત સ્વરૂપ છે. અને એ બધાંની પ્રેરણા એ સંસ્કૃત છે. સંસ્કૃતની શક્તિ વિના ભાષા ને સાહિત્ય પરાયાં છે; વિચાર ને આચાર ને સંસ્કારમાં આપણાપણું નથી.

જો ભારતને જીવવું હોય, જો ભારતને સાહિત્ય ને સંસ્કાર વિકસાવવાં હોય તો સંસ્કૃતને એ છોડી શકે એમ નથી. સંસ્કૃત વડે તો આર્યત્વ સજીવ રહ્યું છે. એના વડે તો યુગેયુગે આપણને નવચેતન મળ્યું છે, એની સમૃદ્ધિ વડે આપણે જગતના સંસ્કારસમારંભનું અધ્વર્યુપદ ભોગવીએ છીએ. હિંદી સંસ્કૃતમય ન થાય તો તે ભારતનો પ્રાણ વ્યક્ત ન કરી શકે, ભારતની સરસતાને શબ્દદેહ ન આપી શકે ' શિષ્ટ સાહિત્યનું એ સાધન ન બની શકે, અને આપણા પ્રાંતીય સાહિત્યનો સમન્વય કરી ભારતીય સાહિત્ય અને જીવનની નવઘટના કરી શકે.

* * *

બંકિમની ઐતિહાસિક નવલકથાઓ, રવીન્દ્રનાથ ને ઇકબાલનાં કાવ્યો, નાનાલાલનાં ઊર્મિગીતો, પ્રેમચંદજીની સામાજિક ઉપન્યાસો, ગાંધીજીની આત્મકથા, ભારતીનાં રાષ્ટ્રગીતો આજના જગતના સાહિત્યમાં મોટું સ્થાન ભોગવે છે. પણ સરસતાની આપણી સાધનામાં હજી ઘણી ન્યૂનતા છે.

ભારત તો સાહિત્યસ્વામીઓની ભૂમિ છે. જગતની અમર ને અપૂર્વ સાહિત્ય-કૃતિઓમાં આપણો ફાળો બધાથી વધારે છે. ગ્રીસે હોમરનું ઇલિયડ, ને એસ્કેલાઇસનું પ્રોમિથિયસ, ઇટલીએ વર્જિલની ઇનિયડ, ડાંટેનું ડિવાઇન કોમેડી, ઇંગ્લાંડે શેક્સપીયરનાં હેમલેટ ને ઓથેલો, જર્મનીએ ગેટેનું ફાઉસ્ટ, ફ્રાંસે હ્યુગોનું લ' મિસરાબ્લ ને રશિયાએ ટૉલ્સ્ટૉયની એનેકેરેનીના જગતને આપ્યાં છે; મધ્ય એશિયાએ એરેબીયન નાઇટસ, એકલા ભારતે ' મહાભારત ને રામાયણ ' કાલિદાસનું ' શાકુંતલ ', ' ભાગવત ' અને ' રામચરિતમાનસ ' આપ્યાં છે. આ શુદ્ધ સાહિત્યનાં ગગનચુંબી ગિરિશૃંગો છે. એવાં ગિરિશૃંગોની ભવ્યતા અર્વાચીન ભારતીય સાહિત્યને દુષ્પ્રાપ્ય છે.

શા માટે ? પાંત્રીસ વર્ષની સતત સાહિત્યસેવા કર્યા કરતાં એ જ પ્રશ્ન મને મૂંઝવી રહ્યો છે. એનું એક કારણ એ છે કે આપણે મધ્યકાલીન પ્રણાલિકાઓ ભેદી નાખી નથી. હજુ આપણે ભાવપ્રધાન સાહિત્યને શક્ય માનીએ છીએ. શબ્દાડંબરની આપણી પ્રીતિ છૂટતી નથી. સાહિત્યમાં સદ્બોધ હોવો જોઇએ, એ આપણે ભૂલી શકતા નથી.

શિષ્ટ સાહિત્યનો પ્રાણ તો માત્ર સરસતા જ હોઇ શકે. એની પંક્તિએ પંક્તિમાંથી

જીવંત વ્યક્તિઓ, વાસ્તવિક પ્રસંગો ને માનવતાની મૌલિક શક્તિઓ ને અશક્તિઓ ખડી થવી જોઇએ.

આવું સાહિત્ય સર્જવા માટે સાહિત્યનો પોતાની દૃષ્ટિએ સ્વતંત્ર સરસતા સર્જવાનો અધિકાર સ્વીકારાવવો જોઇએ. હિન્દુસ્થાનમાં માન્યતા છે કે સાહિત્યકાર સમાજનો ગુલામ છે. યુરોપમાં પણ સામુદાયિક ધૂન પ્રમાણે સાહિત્યકારે સર્જન કરવું જોઇએ, એવો મત પ્રસર્યો છે. સ્ટાલીને પંચવર્ષીય યોજના ( Five-year Plan ) પર જ શુદ્ધ સાહિત્ય રચવું, એવું ફરમાન કાઢ્યું હતું. સાહિત્યકાર મિલનો મજૂર હોય તેમ તેની પણ Soviet કાઢી હતી. આપણે ત્યાં પણ પ્રગતિ સાહિત્ય, ગ્રામ્ય સાહિત્ય, અધમોદ્ધારક સાહિત્ય જ લખાવવું જોઇએ, એવી ઘોષણાઓથી સાહિત્યકારોનું સ્વાતંત્ર્ય લઇ લેવામાં આવે છે. Made to order લખાણો માત્ર પ્રચાર છે-સાહિત્ય નથી. મેં ૧૯૧૬ માં ' કામચલાઉ ધર્મપત્ની ' નામની વાર્તા લખી ત્યારે ગુજરાતમાં કેટલાકોએ બાપણ કર્યો કે ' આ લખ્યા કરતાં મારા હાથ કપાઇ ગયા હોત તો વધારે સારું. ' મારું ' પૃથ્વીવલ્લભ ' જ્યારે સિનેમા પર આવ્યું ત્યારે કન્નડની એક સભાએ મને ઠરાવ મોકલી આપ્યો કે મારે આવું ન લખવું ને એમણે નિર્દેશેલી પદ્ધતિ પ્રમાણે નવલકથા લખવી.

પણ હું સાહિત્ય લખું છું તે કોઇને માટે લખતો નથી. હું તો મારું અંતર ચીરી, તેમાં રહેલાં મારાં રત્નો, મારી આત્મસિદ્ધિ માટે બહાર લાવું છું. જેને તેની કિંમત હોય તે પસંદ કરે, જેને ન હોય તે ફેંકી દે. પણ મારી કલ્પના, મારા સંસ્કાર અને મારી ભાવનાઓ વડે ઘડાયલી સરસતાને હું જન્મ આપીશ. હું ભાડુતી છોકરાંની જનેતા થવાનું પસંદ કરતો નથી. ૩૫ વર્ષની સાહિત્યસેવા પછી હું ઉછરતા સાહિત્યકાર માટે મારાં સૂત્રો ઉચ્ચારૂં છું. સાહિત્યકાર એ તો સ્વતંત્ર સ્રષ્ટા છે. નીતિ, વિવેચન, લોકમત, રાજમત કે નેતા-મતની શૃંખલાઓ એને સ્પર્શતી નથી. એની કલ્પનાની પાંખો કાપવાનો કોઇને અધિકાર નથી. એની દૃષ્ટિ તો અમેય કાળ પર પડે છે. તેને સંકુચિત કરવાનો કોઇને અધિકાર નથી. એના હૈયામાં વસતી સરસતા એ જ એની પૂજાનું પાત્ર છે. એને હૃદય ચીરી નીરખવું ને બીજાના નિરીક્ષણ માટે મૂર્તિમાન કરવું એમાં જ એનો મોક્ષ છે.

* * *

જે સાહિત્યકાર આ આદર્શથી ચ્યુત થાય છે તે નટ, વિટ, ને ગાયકની ભૂમિકા પર છે. જે એને શ્વાસ ને પ્રાણ લેખે છે તેને સાહિત્યસ્વામીઓની પ્રેરણા ઝીલવાનો અધિકાર છે. જગતના શ્રેષ્ઠ સાહિત્યસ્વામી તો ભગવાન વ્યાસ. એમણે નથી લખ્યું એમના જમાના માટે-નથી લખ્યું કોઇને ખુશ કરવા. બ્રહ્માએ ભ્રમજીવી મનુજોની સૃષ્ટિ સરજી એ ચતુર્વદને બ્રહ્મા-દિગ્બાહુ અપરોહરિ-અફાલલોચન શંભુએ સદાય અમર્ત્ય ને સદાય પ્રેરણાવાહી સ્ત્રી-પુરુષોની સૃષ્ટિ રચી છે.

જે ભારતી મારી નજર આગળ દેખાય છે તે હિન્દી નહિ પણ પ્રાંતે પ્રાંતની શક્તિથી પ્રફુલ્લ ભારતની ભાષા-જેમાં આપણા વિચાર ને વ્યવહાર, વિજ્ઞાન ને ઉડ્ડયનો, સંસ્કાર ને સરસતા, જે સંસ્કૃતપ્રધાન હોય અને છતાં અરબ્બી, ફારસી અને અંગ્રેજીની દોલત જેમાં હોય, જે વડે આપણે મૂર્તિમાન થતા હોય તે. આપણી સંસ્કૃતિના પાઠ જગતને પઢાવી શકીએ તે. તમે કહેશો કે આ સ્વપ્નું છે-તો સ્વપ્નદ્રષ્ટા રહેવાનો મેં ધર્મ માન્યો છે. તમે

કહેશો કે આ અશકય છે–તો અશક્ય વસ્તુઓ શકય થતી ન હોય તો માનવપ્રયત્નનો અર્થ મને દેખાતો નથી.

ભારત, જીવંત સ્વતંત્ર ને સશકત બને તો ભારતી વડે જ. એને આત્મસિદ્ધિ પ્રાપ્ત થશે. એ ભાષાનું સર્જન એ જ ભારતવાસીઓનું ધ્યેય થવું જોઇએ.*

શ્રી. કનૈયાલાલ મુન્શી

---

# આંધળા વિજ્ઞાનનું નેતૃત્વ

અર્વાચીન સુધારો આજે મુશ્કેલ દશામાં આવી પડયો છે, કારણ કે તે આપણને માફક નથી આવતો. આપણા સાચા સ્વભાવ વિષે કશા જ જ્ઞાન વગર એ રચાયો છે. તેનો જન્મ થયો વૈજ્ઞાનિક શોધકોના મનસ્વી તરંગોમાંથી, મનુષ્યોની વાસનાઓમાંથી, તેમના ભ્રમોમાંથી, તેમના વાદોમાંથી, અને તેમની કામનાઓમાંથી. એની રચના તો જો કે આપણા પુરુષાર્થથી થઇ છે, છતાં તે આપણા કદ તથા રૂપને બંધબેસતું નથી.

વિજ્ઞાન કોઇ યોજનાસર ચાલે છે એમ તો છે નહિ, એ ઉઘાડું છે. તે છૂટક ગમે તેમ વિકસે છે. તેની પ્રગતિ આકસ્મિક કે દેવાધીન કારણો પર અવલંબે છે; જેવાં કે, પ્રતિભાસંપન્ન પુરુષોનો જન્મ, તેમના મગજનું સ્વરૂપ, તેમની કુતૂહલવૃત્તિ જે દિશા પકડે તે. મનુષ્યોની દશા સુધારવાની ઇચ્છા એવું પ્રેરક બળ જરાય નથી. જે શોધોથી યંત્રોદ્યોગી સુધારો સાંપડયો તે બધી, વિજ્ઞાનીઓનાં સ્ફુરણોની મનસ્વિતા અને તેમના જીવનની, ઓછીવત્તી છતાં, પ્રાસંગિક લીલી–સૂકીમાંથી જન્મી હતી. જો ગૅલીલિયો, ન્યૂટન કે લેવોઇઝિયરે પોતાની બુદ્ધિશક્તિ શરીર અને ચિત્તશક્તિના અભ્યાસમાં લગાડી હોત, તો આજે આપણી દુનિયાં કદાચ જુદી હોત. વિજ્ઞાનીઓને ખબર નથી હોતી કે તેઓ કયાં જાય છે. તેઓ દોરાય છે દૈવથી, કોઇ સૂક્ષ્મ વિચારણાથી, એક પ્રકારની ગૂઢ કવિદૃષ્ટિથી. તે દરેક એક એક અલગ દુનિયા હોય જે; તેના પોતાના ખાસ કાયદાથી તે ચાલતી હોય છે. બીજાઓને નજર બહાર કે અસ્પષ્ટ હોય એવી વસ્તુઓ અવારનવાર તેને દેખાય છે કે સ્પષ્ટ થાય છે. સામાન્યતઃ, શોધો થયે જાય છે તે તેમનાં પરિણામો વિષેની કશી પણ પૂર્વ દૃષ્ટિ કે સમજ વગર. પરંતુ એમનાં આ પરિણામોએ દુનિયામાં ક્રાંતિ કરી નાંખી છે, ને આજનો આપણો સુધારો આણ્યો છે.

વિજ્ઞાનની સમૃદ્ધિમાંથી આપણે અમુક ભાગ પસંદ કર્યો છે. અને આપણી આ પસંદગી પર માનવજાતના ઉચ્ચ હિતોના વિચારે કોઇ રીતે અસર કરી નથી; આપણાં સ્વાભાવિક વલણોએ તેને જેમ દોરી તેમજ બધું તે ગઇ છે..' ઓછામાં ઓછી મહેનત ને વધારેમાં વધારે સુખસગવડ'નો સિદ્ધાંત; વેગ, હરફર ને ફેરફાર, તથા આરામથી મળતી મજા; અને આપણા અંદરથી ડંખતા મનથી જાતે જ છૂટવાની જરૂર;—નવી શોધોની સફળતા નક્કી કરનારી બાબતો આ હોય છે...ઍરોપ્લેન, મોટર, સિનેમા, ટેલિફોન, રેડિયો અને નજીકના ભવિષ્યમાં 'ટેલિવિઝન'—આ બધું બધે જે આજ અપનાવાતું ગયું છે, એ વલણ સ્વાભાવિક છે. કોની પેઠે ? જમાનાઓ પૂર્વેના અંધકાર–યુગમાં આપણા પૂર્વજો દારૂ પીવા તરફ સ્વાભાવિક વળેલા તેમ...આ બધાથી માનવપ્રાણીઓ ઉપર શી અસર થવાનો સંભવ છે, એનો કશોય ખ્યાલ કરવામાં નથી આવ્યો

( "શિક્ષણ ને સાહિત્ય"માંથી )

---

* અખિલ ભારતવર્ષીય હિંદી સાહિત્ય સંમેલનના ઉદેપુરમાં મળેલા ૩૩ મા અધિવેશનનાં પ્રમુખસ્થાનેથી શ્રી. મુન્શીએ આપેલ ભાષણમાંથી ઉધૃત.

# સુખસાધક વિદ્યા

નિર્ધનતા વિષે કદી પણ વાત ન કરો. તમે બહુ ગરીબ છો, અને બહુ જ કચાવટીએ ઘરસંસાર ચલાવો છો, એવા સમાચાર જગતમાં પ્રસારવાથી જગતની સંપત્તિ અને સુખમાં કશો જ વધારો થતો નથી. કોઇ પોતાના અજ્ઞાનની બીજાઓ આગળ ફુલાશો હાંકે છેઃ હું કાળા અક્ષરને કૂટી મારૂં એવો ભમરડો છું, એવું પોતાના સંબંધમાં આવનાર મનુષ્યોને કોઇ મ્હલાવી મ્હલાવીને કહે છે ? પોતાનાથી થયેલી ભૂલોનું અને દોષોનું બીજાઓ આગળ કોઇ વિસ્તારીને વર્ણન કરે છે ? નિર્ધનતા એ અજ્ઞાન અને ભૂલ અને દોષ વિના બીજું કશું જ નથી. શા માટે ત્યારે તમે ' હું બહુ ગરીબ છું ' ' હું બહુ બચરવાળ છું, ' ' દશ રૂપિયાના પગારમાં મારૂં પૂરૂં થતું નથી ' એવી તમારા અજ્ઞાનની, અને ભૂલની અને દોષની વાતો રાજી થતા થતા બીજાના આગળ કરો છો ? ગરીબ હોવામાં કંઇ લાજ નથી, એવી જે કહેવત લોકોમાં ચાલે છે, તે થોડા અંશમાં જ સાચી છે.

જેઓ અજ્ઞાન હોય છે, આળસુ હોય છે, અને નાલાયક હોય છે, તેઓ જ ગરીબ હોય છે, અને તેમને જ પોતાનો સંસાર મહામુશીબતે ચલાવવો પડે છે.

ઉપરનું વાકય બહુ કઠોર લાગે છે, ભમ્મર ચડી જાય છે, અને લેખકની સાથે વિવાદમાં ઉતરવાને તૈયાર થઇ જવાય તેમ છે. ઘણા બબડી ઉઠે છે કે પાંચસે અને હજારના પગાર ખાનારા ઘણાએ અમારા કરતાં વધારે આળસુ અને નાલાયક હોય છે. કાગળ ઉપર એક પીંછુ મારી જાણવા વિના તેમને બીજું કશું જ આવડતું હોતું નથી.

પણ જરા ધીરા થાઓ. તમારો ઉપરી તમારા કરતાં વધારે આળસુ અને વધારે નાલાયક છે તો પછી તેના તાબામાં રહેવાની તમને કોણે ફરજ પાડી છે ? તમારામાં એવો કયો દોષ છે કે જેથી તમારા જેવા લાયક મનુષ્યે તેને સાત સાત સલામો ભરવી પડે છે, અને તેની તાબેદારીની નોકરીને લાત મારીને તમારી યોગ્યતાનું સંપાદન નથી કરી લેતા ? તમારી યોગ્યતાનું તમને સંપાદન ન કરવા દેનાર તમારા આળસને શા માટે તમારા અંતઃકરણમાંથી ધોકો મારીને હાંકી કાઢતા નથી ? નોકરી છોડી દઇને હું શું કરૂં, એવું શાં માટે પૂછો છો ? શું એ તમારૂં અજ્ઞાન નથી સૂચવતું ?

નોકરોએ પોતાની ખરાબ સ્થિતિ પોતાની મેળે જ કરી છે. દશ રૂપિયાના પગારથી રસોઇયા જોઇતા હોય તો મળતા નથી, અને ઓફિસોમાં તથા પર ઘેર ગદ્ધાવૈતરૂં કરનાર ભણેલા નોકરો જોઇતા હોય તો એક કહેતાં સો, અને સો કહેતાં હજાર મળે છે. ઉપરી ધમકાવે, ગાળો દે, રાતદિવસ કામ કરાવે, રજાના દિવસોમાં ઘેર બોલાવે, ઘેર લગ્ન હોય તો કે બાપ મરે તો પણ આઠ દિવસની કે પંદર દિવસની રજા પણ ન આપે, માથાતોડ મહેનત કરતાં છતાં પગાર વધારવાની ભલામણ ન કરે, અને તો પણ નોકરીને ચામજુની પેઠે વળગી રહે, તે મનુષ્યના અંતઃકરણની યોગ્યતાને, તેના જ્ઞાનને, અને તેના ઉદ્યોગને તમે કેવી રીતે વખાણો છો ?

નોકરો વડે ઓફિસો અને ઉપરીઓ છે, પણ અજ્ઞાન નોકરો તે કયાં જાણે છે ! અમારા વડે જ રાજા છે, એમ પ્રજા ન જાણે અને રાજાઓ લુંટે તેમ લુંટાય તો તે પ્રજા લુંટાવાને લાયક નથી, એમ કોણ કહેશે ? નોકરો અને પ્રજા પોતાની લાયકી પોતાની મેળે

જ ઉતારી પાડે છે. અને પોતાના જ અજ્ઞાનથી, પોતાની જ આળસથી અને પોતાના જ દોષથી દુઃખી રહે છે.

મિલના મજૂરો કમાઇ કમાઇને શેઠને આપે છે, અને શેઠ તાગડધિન્ના કરે છે. મજૂરો ગરીબ રહે છે. તેમાં કોનો દોષ? અહિને પચાસ કે સાઠ રૂપિયા શેઠને પગાર આપવાની મજૂરો ફરજ પાડી શકે એમ છે; ફાટેલાં અને મેલાં વસ્ત્રો વેગળાં મૂકીને આ ક્ષણે જ તેઓ આખાં અને સ્વચ્છ વસ્ત્રો ધારણ કરવા સમર્થ છે, રોટલાને અને મીઠાને બદલે વધારે સારો અને પૌષ્ટિક ખોરાક તેઓ ખાઇ શકે એમ છે, પણ તેઓ તેમ કરતા નથી, કારણ કે તેઓ પાર વિનાના અજ્ઞાન છે તેઓની બુદ્ધિ એટલી બધી સુસ્ત અને મંદ છે કે તેઓ વિચાર કરવા પ્રવૃત્ત થતા નથી, અને તેઓ નાલાયક છે, કારણ કે તેઓને વિચાર કરવાની ગમ નથી.

બુદ્ધિના આળસથી જનસમુદાય હલકી અને નિર્ધન સ્થિતિમાં રહ્યો છે, અને જ્યાં સુધી તેઓ બુદ્ધિને નહિ કેળવે અને તેને નહિ વાપરે ત્યાં સુધી તે તેવી જ સ્થિતિમાં રહ્યા કરવાનો. બીજી રીતે તેઓ ખુશીથી આખો દિવસ સખત મહેનત કરે છે—મજૂર સવારથી તે સાંજ પડતા સુધી તગારાં વહે છે, પરંતુ મનનો કમવાર અને જાથુ વ્યાપાર કરવાનું કહેતાં તેઓને કીડીઓ ચડે છે. તેઓએ પોતાનાં વિચારરૂપી યંત્રોને કાટ ચડવા દીધો છે. તેઓ તેમને લેશ પણ વાપરતા નથી. પોતાને વિચાર કરવાનું કામ તેઓ બીજા પાસે કરાવે છે, અને તેથી તેઓ દાસત્વની સ્થિતિ ભોગવે છે.

નાટકશાળામાં ચાર આનાની ટિકિટવાળા ચોથા વર્ગમાં જઇને જુઓ; ત્યાં કેવી ધક્કાધક્કી છે! હવે સાર્વજનિક પુસ્તકશાળામાં જઇને જુઓ; નાટકશાળાની ગીરદીનો સોમો ભાગ પણ ત્યાં છે? મોટાં શહેરોમાં ઠેકાણે ઠેકાણે ઉઘડેલી ચાહની દુકાનોમાં જઇને જુઓ. અને ગણી જુઓ, સાંજ સુધીમાં ત્યાં કેટલાં મનુષ્યો આવે છે! હવે પુસ્તકશાળામાં જાઓ અને ત્યાં ગણી જુઓ. અને ખાતરી કરો કે જનસમુદાયના વિચારરૂપી યંત્રનાં ચક્રો વેગથી ફરે છે કે પડયાં પડયાં ધૂળ ખાય છે!

લગભગ કરોડ જેટલી વસ્તીવાળા ગુજરાતમાં ઉત્તમ વર્તમાનપત્રોની દશહજાર નકલો પણ ન ખપે, ઉત્તમ માસિકોનાં ત્રણ ચાર હજાર પણ ગ્રાહકો ન હોય, અને ઉત્તમ ગ્રંથોની હજાર નકલો ખપતાં ખપતાં પણ પાંચ દશ વર્ષો વીતી જાય તે પ્રજાનું સર્વ પ્રકારની ઉન્નતિને કરનાર વિદ્યા તરફ કેટલું આકર્ષણ છે, તે શું સહજ સ્પષ્ટ નથી થતું? જ્ઞાન અથવા વિદ્યા એ જ વાસ્તવ બળ છે, અને તેને પ્રાપ્ત કરવા જે પ્રજા મથતી નથી, તે પ્રજાની ખાંધ ઉપર અન્ય પ્રજાઓ પોતાનું ધુંસરૂં મૂકે. અને પરોણા મારીને તેની પાસે પોતાનો અતિ ઘણો ભાર ખેંચાવે, એમાં શું આશ્ચર્ય?

જ્યાં સુધી હલવાઇની દુકાનોમાં ચાહ–કોફીની દુકાનોમાં, નાટકશાળાઓમાં અને એવાં જ બીજાં સ્થળોમાં લોકોની ભીડ થતી રહેશે, અને ઉત્તમ પુસ્તકાલયોમાં તથા પુસ્તકો વેચનારની દુકાનોમાં કોઇ રડયાં ખડયાં મનુષ્યો આવતાં રહેશે ત્યાં સુધી લોકોના બુદ્ધિરૂપી યંત્ર ઉપર મણ મણ કાટના થર વળગેલા રહેશે, અને ત્યાં સુધી તેમના પગમાં પડેલી દૈત્યની અને દરિદ્રતાની બેડીઓ નીકળનાર નથી.

પણ આ સ્થળે આ બધાં વચનો કહેવાં, એ આ લેખના સિદ્ધાંતથી ઊલટું વર્તન છે. એમ છતાં તેવું વર્તન કરવા માટે વાચકની ક્ષમા માગવામાં આવે છે. આ સઘળું કહીને વાચક આગળ જે સ્પષ્ટ કરવાનું છે તે એ કે નિર્ધનતાની વાતો કરવામાં કશું જ ફળ નથી. નિર્ધનતાથી અને વિપત્તિની વાતો કરવાથી નિરુત્સાહ અને ખેદ ઊલટાં વધવાનાં, અને પ્રકટતાં ચિંતા અને દુઃખનું વિસ્મરણ કરવાને માટે અયોગ્ય વિચારોથી લોકો ક્ષણિક આનંદને આપનાર વિષયસુખોમાં વધારે ડૂબવાના.

તમારી દુઃખદ સ્થિતિનો, અને કઠણ દિવસોનો જેમ વધારે તમે વિચાર કરશો, અને જેમ વધારે તે સંબંધમાં તમે વાતો કરશો, તેમ તમારા દુઃખની તીવ્ર વેદનાને નરમ પાડવાને માટે તમને કોઇ માનસિક નશાનો પદાર્થ શોધવાની વધારે જરૂર પડવાની અને તે પ્રમાણે તમારું દુઃખ વધતું જવાનું.

જનસમુદાયને નિરંતર નિર્ધન રાખવાનો, કદિ નિષ્ફળ ન જાય એવો ઉપાય તમારે જોઇએ છે ? તો સાંભળો; તેઓ નિર્ધન અને દુઃખી છે, એવું નિરંતર લખ્યા કરો, અને નિરંતર એવી વાતો કર્યા કરો.

મારો પુત્ર વંઠી ગયો; એવું જેના તેના આગળ તથા તે જ પ્રમાણે પોતાના પુત્રને દિવસમાં સેંકડો વાર તે વચન સાંભળનાર કયા માબાપનો પુત્ર સદ્‌ગુણી થયો છે ? ઊલટું, આવું વર્તન કરનાર અનેક માબાપોએ પોતાની સંતતિને અધિક પતિત કરવાનાં ઉદાહરણો વ્યવહારમાં સ્થળે સ્થળે મળી આવે છે.

નિર્ધનતાનું પણ એમ જ છે. નિર્ધનતાની વાતો કર્યા કરો, અને તમે નિર્ધનતાની ઇમારતના પાયામાં સીસું રેડો છો.

ભવિષ્યમાં આવનાર સંપત્તિના દિવસોની જ વાતો કરો.

હા, સંપત્તિના દિવસો આવવા માંડે છેઃ અને તેના સંબંધમાં વિચાર કરનાર અને વાતો કરનાર મનુષ્યોની સંખ્યાના પ્રમાણમાં જ તેના આવવાનો વેગ હોય છે.

જેઓ મજૂરી કરીને, અને અહોરાત્ર કરીને નિર્ધનાવસ્થામાં પોતાનું જીવન ગાળે છે, અને દિવસમાં એક વાર પણ પેટ ભરીને પૂરું ખાવાનું મળતું નથી, તેમની ભયંકર અને દુઃખદ સ્થિતિનાં વર્ણનો જ્યાં ત્યાં કર્યા કરતાં ભવિષ્યમાં આવનાર સંપત્તિના દિવસોમાં જેઓનાં જીવન હશે તેમની આનંદજનક અને સુખદ સ્થિતિનાં વર્ણનો જ્યાં ત્યાં કરો.

તમે સચિત્ર વર્તમાનપત્ર કાઢતા હો તો દુકાળિયાંનાં ચિત્રો, પ્રતિઅંકમાં પાડી પાડીને લોકોનાં હૃદય ભયાકુલ ન કરો, પણ સુકાળના સમયનાં આમોદાની ભરેલાં ચિત્રો છાપીને પ્રજાનાં હૃદયમાં આનંદને અને ઉત્સાહને જાગ્રત રાખો.

ભવિષ્યમાં આવનાર સંપત્તિના દિવસોને માટે પ્રયત્નશીલ થવાનો એક મનુષ્યમાં પણ જો તમે ઉત્સાહ પ્રકટાવશો તો દુઃખી મનુષ્યોનાં દુઃખનું સાંત્વન કરવાને માટે મલમપટા અને ઓસડિયાં આપીને દશ મનુષ્યોને તમે જગતમાં ફેરવીને જગતનું જેટલું હિત કરશો તેના કરતાં વધારે હિત કરશો.

પરતંત્ર મનુષ્યોની પરતંત્રતાનાં દુઃખોનાં હૃદયવેધક વર્ણન કરતાં પરતંત્ર મનુષ્યોને સ્વતંત્રતાનાં સુખોનું જ વર્ણન કરી બતાવો.

દારૂ પીનારાઓને દારૂ પીવાથી થતાં દુઃખો ન વર્ણવી બતાવો, પરંતુ દારૂ ન પીનારાનાં સુખનાં જ સુંદર ચિત્રો તેમની દૃષ્ટિસમીપ રજૂ કરો.

બાળલગ્નથી થતી હાનિનાં વ્યાખ્યાનો અથવા લેખો જેટલો લાભ કરે છે, તેના કરતાં સમજુ ઉંમરે લગ્ન કરવાથી થતા લાભનાં રમણીય વર્ણનો અને વ્યાખ્યાનો શ્રોતાને વધારે લાભ કરે છે.

અજ્ઞાન અને બુદ્ધિની જડતાથી જ લોકો દુઃખની અને પરતંત્રતાની બેડીને સહન કર્યા કરે છે. તેઓ જ્યારે વિચાર કરવા માંડશે ત્યારે જેની તેઓ ઇચ્છા કરશે તેને તેઓ પ્રાપ્ત કરી શકશે.

અને તેમનાં કાટ ખાઇ ગયેલાં માનસયંત્રો પાસે વિચાર કરવાનો ઉપાય સંપત્તિની વાતો કરવી, એ છે.

જનસમુદાયનું હિત કરનાર જે તત્ત્વજ્ઞાન છે તે આ છે.

અને જે નિયમ જનસમુદાયને લાગુ પડે છે, તે જ નિયમ તમને પણ લાગુ પડે છે. *

"મહાકાલ"

---

# ઠંડી નિષ્ઠુરતા

કેટલાક દિવસ ઉપર ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં **Preparing for winter in Berlin** એ મથાળા નીચે એક લેખ જોવામાં આવ્યો. બર્લિનમાં શિયાળા માટે શી ખાસ તૈયારી કરવા માંડી હશે એના કુતૂહલથી એ લેખ વાંચ્યો. લેખ વાંચતાં અમને જણાયું કે મહાયુદ્ધ દરમિયાન સૈનિકો અને સેનાપતિઓ અત્યંત ક્રૂર અને લાગણીહીન થઇ જાય છે, એટલું જ નહિ પણ એ સમયમાં સામાન્ય નાગરિકોનાં હૃદય પણ દયાહીન થઇ જાય છે, એ તો જાણીતી વાત છે. પરન્તુ યુદ્ધની સમાપ્તિ પછી પણ એ જાતની નિષ્ઠુરતા કાયમ રહે છે, એ આ લેખ ઉપરથી જણાયું. બર્લિનમાં શિયાળા માટે શી તૈયારી થાય છે? લાખો નિરાધાર સ્ત્રીપુરુષોને ઠંડીથી બચવા વસ્ત્રદાન કરવાની? શિયાળાની ઠંડીને લીધે થતા અનેક રોગો અટકાવવાની કે તેની સારવાર કરવા માટે દવા અને દવાખાનાની? અર્ધાંભૂખ્યાં અને ભૂખમરો વેઠતાં લાખો સ્ત્રીપુરુષોને પુષ્ટિકારક ખોરાક પૂરો પાડવાની? ના. આ શિયાળા દરમિયાન ત્રીસથી ચાલીસ લાખ માણસો મરણને શરણ થવાનો મોટો સંભવ છે, તેમની અત્યારથી કબરો ખોદાવવાની તૈયારી થાય છે! આ લાખો માણસોને દફનાવાનું સરળ થઇ પડે તે માટે સ્થાનિક મુખીઓને કબરો ખોદવાના હુકમો અપાઇ ચૂક્યા છે, કબરો અત્યારે ખોદાઇ રહી છે! પરંતુ કબર ખોદનારાને પૂરતું પોષણ નહિ મળેલું હોવાથી એટલા ટૂંક સમયમાં એટલી બધી કબરો એ લોકો ખોદી શકશે કે કેમ તે સવાલ છે!

આ જાતનું વર્ણન ઠંડી નિષ્ઠુરતાથી છાપામાં થયેલું વાંચીને આપણને જણાય છે કે જર્મની પ્રત્યેના દ્વેષની લાગણી સાથી રાજ્યોની પ્રજામાં કેટલી ઊંડી પ્રવેશ કરી ગઈ છે. યુદ્ધ દરમિયાન બર્લિન અને જર્મનીનાં બીજાં શહેરોનો જે સર્વનાશ થઇ ગયો છે તે આપણી કલ્પનામાં પણ ન આવે એટલો ભયંકર છે. સંસ્થાઓનાં મકાનો, શાળા-પાઠશાળાઓ, ઉદ્યોગનાં કારખાનાં, કલાધામો અને સંગ્રહસ્થાનો, ઇસ્પિતાલો અને આરોગ્યગૃહો હજારોની સંખ્યામાં ખંડેર થઇ પડયાં છે. જર્મનીનાં લાખો માણસોનો વિનાશ થઇ ગયો છે, એટલું

---

* "જીવન વિકાસ"ના એક અંકમાંથી.

જ નહિ પણ તેમની સંસ્કૃતિનો સર્વથા વિનાશ કરવામાં આવ્યો છે. " જર્મનીમાંથી અનિષ્ટ તત્ત્વોને નિર્મૂળ કરવા જતાં જર્મનોમાં જે સારાં તત્ત્વો હતાં તેનો પણ વિનાશ કરવામાં આવ્યો છે." જર્મનીના વિસ્તારમાં માઇલોના માઇલો સુધી જેટલાં ખંડેરો જોવામાં આવે છે એટલાં યુરોપના કોઇ ભાગમાં જોવામાં આવતાં નથી. યુદ્ધની કિન્નાખોરીને પરિણામે જર્મનોએ પોતાનું સ્વાતંત્ર્ય, પોતાનું વ્યક્તિત્વ, પોતાનો ઇતિહાસ, સંસ્કૃતિનાં સાધનો, હુન્નરઉદ્યોગનાં સાધનો, ધનદોલત, ઘરબાર બધું જ ગુમાવ્યું છે–" જીવનમાં કિંમતી કહી શકાય એવી એકેએક વસ્તુ જર્મનોએ ગુમાવી છે."

જર્મનીમાં–પોતાના દેશમાં–જ ભૂખમરો અને સર્વરીતની નિરાધારતા ઓછી હોય તેમ પોલેન્ડ અને ઝેકોસ્લોવેકીઆમાંથી સેંકડો અને હજારો જર્મનોને કોઇ પણ સાધન પૂરાં પાડ્યા સિવાય હાંકી કાઢવામાં આવે છે અને આ બધાં હતભાગી નિરાધાર નિરાશ્રિત સ્ત્રીપુરુષો અને આ બાળકોનાં ટોળાં ને ટોળાં જર્મનીમાં ભરાતાં જાય છે. આ બધાં નિરાધારોના પ્રવાહ માટે જર્મનીમાં ખોરાક, વસ્ત્રો કે રહેઠાણની કોઇ પણ જાતની સગવડ નથી.

આ બધો હેવાલ 'બ્લીટ્ઝ'ના બાતમીદાર મિ. ઝકરીઆએ એ પ્રદેશમાં જાતે ફરીને મેળવેલો પ્રગટ થયો છે.

માનવતાના સર્વ અંશો પશ્ચિમની વિજેતા પ્રજાઓમાંથી સર્વથા નાબૂદ થયા છે ?

છેલ્લાં ચાળીસ પચાસ વર્ષ દરમિયાન માનવજાતિએ અનેક દિશામાં કરેલી પ્રગતિનો વિચાર કરીએ છીએ અને તેની જ સાથે હૃદયની પાશવતાની અવધિનાં કાર્યો અનુભવીએ છીએ, ત્યારે આપણને અસાધારણ વિસ્મય તેમ જ ખેદ થાય છે.

" આપણી પ્રતિભા અને એના દુરુપયોગ વચ્ચે રહેલો આ વિસંવાદ મારા મત પ્રમાણે સંસ્કૃતિની આરપાર દોટ મૂકી રહ્યો છે. વિજ્ઞાને આપણા માટે શું શું નથી કર્યું તેનો તો જરા વિચાર કરો ! આપણે ખંડો અને દરિયા વીંધીને પણ વાતો કરી શકીએ છીએ, ચિત્રોની અહીં બેઠાં નકલ મેળવી શકીએ છીએ, ઘરમાં ટેલીવીઝનનાં યંત્રો ગોઠવી શકીએ છીએ. દિલ્હીમાં બેઠાંબેઠાં લંડનના ટાવરમાં વાગતા 'બીગબેન' ઘડીઆળના ટકોરા સાંભળી શકીએ છીએ, પૃથ્વીની ઉપર ઊડી શકીએ છીએ અને દરિયાની નીચે પણ સંચર કરી શકીએ છીએ. બાળકો તારનાં દોરડાં દ્વારા વાતો કરી શકે છે, ટાઇપરાઇટરો પણ અવાજ વગરના બનવા માંડયાં છે, દાંતમાં ચાંદી પુરાવતાં પણ દુઃખનો એકે સીસકારો પણ હવે બોલાવવો નથી પડતો, આગબોટમાં પણ હવે તરવાના હોજો બંધાયા છે, વીજળીની મદદ વડે અનાજ જલદી પકવવામાં આવે છે, રસ્તાઓ પણ રબરના બનવા માંડયા છે, 'ક્ષ' કિરણોની બારી વાટે આપણે આપણા શરીરની અંદર ડોકિયું કરી શકીએ, ચિત્રો આજે બોલે અને ગાઇ શકે છે, વાયરલેસની મદદ વડે ખૂનીઓ ગીરફતાર થઇ શકે છે, વાદળને વીજળીના પ્રવાહ દ્વારા હલાવી શકાય છે, સબમરીન ઉત્તરધ્રુવ પાસે જઇ શકે છે, વિમાનો દક્ષિણધ્રુવ ઉપર ઘૂમી શકે છે ..છતાં યે આપણી પાસે ઈંગ્લેન્ડમાં મોટાં શહેરોની વચ્ચે એવી ટુકડો જમીન ફાજલ પડી નથી કે જ્યાં ગરીબ બાળકો આરામ અને સહીસલામતીપૂર્વક રમી શકે બેસી–શકે ! પરિણામ એ આવે છે કે આપણે આપણી મોટરો દ્વારા ૪૦૦૦ના હિસાબે તેમની કતલ કરીએ છીએ અને વર્ષોની સામે ૨૦૦,૦૦૦ની સંખ્યાને અપંગ બનાવીએ છીએ."

( " ગુજરાત સમાચાર "ના પ્રૉ. જોડના લેખ પરથી. )

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકે નીચેનાં સ્થળોની મુલાકાત લઈ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ, વાચનપ્રચાર વધારવા સંબંધી કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના–સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છે:—

**વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઈ પટેલ માહે ઑક્ટોબરમાં–ડભોઇ મહાલનાં:**—(૧) લીંગસ્થળી, (૨) કારવણ, (૩) વસાઇ, (૪) ગોજાલી, (૫) કડધરા, (૬) કરાલી, (૭) ઢોલાર, (૮) અંત્રોલી, (૯) બ્યારા, (૧૦) મંઢેલી, (૧૧) વણાદરા, (૧૨) માવલી, (૧૩) કુંવરવાડા, (૧૪) પલાસવાડી, (૧૫) બહેરામપુરા, (૧૬) અંગુઠણ, (૧૭) છત્રાલ, (૧૮) કુંવરપુરા, (૧૯) ગંધારા તા. કરજણ; અને (૨૦) ફલોડ તા. વાઘોડિયા.

**માહે નવેંબરમાં–પાદરા મહાલનાં**—(૧) દરાપુરા, (૨) પાટોદ, (૩) સોખડા-ખુર્દ, (૪) ધાયજ, (૫) સાંગમા; **ડભોઇ મહાલનાં**—(૬) કુઢેલા, (૭) નારીયા, (૮) મંડાળા, (૯) પીસાઇ, (૧૦) ફરતીકુઇ, (૧૧) રાજલી; **શિનોર મહાલનું**–(૧૨) છાણભોઇ; અને **કરજણ મહાલનું**–(૧૩) જૂની જીથરડી.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના–સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ કરવા જે તે મંત્રી ભાઈઓને ખાસ ભલામણ છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

## પુસ્તકાલય પરિષદો

વડોદરામાં ભરવા ઠરેલી અ. હિંદ પુ. પરિષદ જાનેવારીના છેલ્લા અઠવાડિયામાં ભરાશે. ચોક્કસ તારીખો હવે પછી જાહેર કરાશે.

—એ જ અરસામાં ભરવા ધારેલી વડોદરા રાજ્ય પુ. પરિષદનું આઠમું અધિવેશન એકંદર પરિસ્થિતિનો વિચાર કરતાં, હાલ તુરત મોકુફ રાખવાનું ઠર્યું છે.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૧ / સન '૪૫–'૪૬

### વિષય : પગારદાર પ્રાંત પુસ્તકાલય પ્રચારકની ખાલી પડેલી જગો પૂરવા બાબત

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અંગે મહેસાણા તથા અમરેલી પ્રાંતો માટેના પગારદાર પુસ્તકાલય પ્રચારકની એક જગો ખાલી પડી છે તે પૂરવાની છે. સદર જગા રૂ. ૨૫ થી ૪૦ ની ગ્રેડની, અને રૂ. ૧૦) કાયમી ફેરણી ભથ્થાની છે. બઢતીનું ધોરણ બે વર્ષે રૂ. ૩–૦–૦ નું છે, કામગીરીમાં પુસ્તકાલયોના દફતરી કામની તપાસણી ને સુવ્યવસ્થા ઉપરાંત પુસ્તકોની મેળવણી, વર્ગીકરણ ને વાચનપ્રચાર વધારવા સંબંધી કામ કરવાનું રહેશે. અને તેને માટે મહિનામાં નિદાન ૨૪ દિનની ફેરણી જે તે પ્રાંતના તાલુકામાં વારાફરતી, મુખ્ય ઑફિસની સૂચના મુજબ જે તે પ્રાંત મંડળની દેખરેખ નીચે, કરવી પડશે. નવ મહિનાની કામગીરી મહેસાણા પ્રાંતમાં અને ત્રણ માસની કામગીરી અમરેલી પ્રાંતમાં કરવાની રહેશે. પ્રોવિડંટ ફંડનું પણ ધોરણ છે, અને તેનો લાભ સંતોષકારક કામની ખાતરી થયા બાદ નોકરીમાં કાયમ કરાયા પછી મળી શકશે. હાલ તુરત ગ્રેડના પગાર ઉપરાંત રૂ. ૯) મોંઘવારીના તથા કાયમ ફેરણી ભથ્થુ રૂ. ૧૦) નું જે છે તેને બદલે રૂ. ૧૫) મળી શકશે. મતલબ કે, મહેસાણા પ્રાંતની કામગીરી વખતે હાલ તુરત રૂ. ૨૫+૧૫+૯ એ પ્રમાણે પગાર મળશે. અમરેલી પ્રાંતની કામગીરીએ જવાનું થશે ત્યારે પરપ્રાંતની કામગીરી બદલ ફેરણી ભથ્થામાં રૂ. ૫) નો વધારો મળશે.

ઇચ્છુક ઉમેદવારોએ નામ, ઠામ, અભ્યાસ, ઉમ્મર, તથા પુસ્તકાલયપ્રવૃત્તિ વિષેના અનુભવની માહિતી સાથે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી C/o સેન્ટ્રલ લાઇબ્રેરી–વડોદરા એ સરનામે અરજી મોકલી આપવી.

C/o સેન્ટ્રલ લાઇબ્રેરી<br>વડોદરા<br>તા. ૧–૧૨–૪૫

રામભાઇ કા. પટેલ<br>મંત્રી<br>વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૨ / ૪૫–૪૬

### વિષય : પ્રમાણપત્ર માટેની પરીક્ષા

પુસ્તકાલયના કામકાજની તાલીમ પામ્યા બદલ પ્રમાણપત્ર મેળવવા માટેની આગામી પરીક્ષા સન ૧૯૪૬ ના મે માસની તા. ૨૫–૨૬ ને વાર શનિ–રવિએ લેવાની યોજના કરી છે તે જે તે મહાલના વા પ્રાંતના અનુકૂળ પડતા કેન્દ્રે લેવાશે. ઇચ્છુક ઉમેદવારોને પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ મો. પટેલ સંપાદિત 'સાર્વજનિક પુ. પ્રવૃત્તિનું એકીકરણ' નામના પુસ્તકનો સાદ્યંત અભ્યાસ કરવાની અને તેમાંના વર્ગીકરણ

વિષયની સંપૂર્ણ સમજણ મેળવી હથોટી પાડવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. બજેટ–નિવેદન તેમ જ પુસ્તકવિધિ અને વર્ગીકરણ કામની યથાવત્ સમજણ તથા ક્રિયાત્મક તાલીમ માટે રાજ્ય પુ. મંડળની ઓફિસમાંથી તે માટે યોજાયેલા પાઠો મંગાવી લઇ તેના અભ્યાસ બાદ તેમાંના નિર્દિષ્ટ પ્રશ્નોના ઉત્તરો લખીને મંડળના સહમંત્રી તરફ મોકલી આપવાથી પરીક્ષાર્થીને જરૂરી માર્ગદર્શન અને સલાહસૂચન મળી રહેશે. અભ્યાસ દરમ્યાન નડતી બીજી મુશ્કેલી કે મૂંઝવણના ખુલાસા પણ એ જ રીતે પરીક્ષાર્થી મેળવી શકશે.

ઉપર નિર્દિષ્ટ પુસ્તકના અભ્યાસ વખતે નીચેનાં પુસ્તકો સાથે રાખી જરૂર જોગાં નજર તળે કાઢી જવાથી અભ્યાસમાં સુગમતા સાંપડશેઃ—

(૧) સેં. લા. ખાતાના સૂચના સરક્યુલરોનાં એકીકરણ ભા. ૧ થી ૩

(૨) ગુ. પુસ્તકો માટે વર્ગીકરણની પદ્ધતિ

(૩) કર્તાઓની નામાવલિ

(૪) ૮૦૦૦ તથા ૪૦૦૦ ગુ. વર્ગીકૃત પુસ્તકોની નામાવલિઓ.

આ પુસ્તકોની પ્રતો રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોમાંથી તેમ જ દાયકાજૂનાં ઘણાં ખરાં ગ્રામ પુસ્તકાલયોમાંથી મળી શકશે.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર ને ધંધા સાથે પોતાની ઉમેદવારી નીચે સહી કરનાર તરફ જેમ બને તેમ જલદી નોંધાવી દઇ અભ્યાસ શરૂ કરી દેવો.

C/o સેન્ટ્રલ લાઇબ્રેરી, વડોદરા.
તા. ૧–૧૨–૪૫

રામભાઇ કા. પટેલ
મંત્રી,
વ. રા. પુ. મંડળ

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૩ / ૧૯૪૫–૪૬

### શિષ્ટ વાચનની ૨૪ મી પરીક્ષા

કાગળની અસહ્ય મોંઘવારી અને અપ્રાપ્તિના કારણે સન ૧૯૪૨–૪૩ માં બંધ રખાયલી શિષ્ટવાચનની પરીક્ષાની યોજના ચાલુ સાલથી પુનઃ ચાલુ કરવાનું ઠરાવાયું છે. મુલતવી રખાયલી ૨૪ મી પરીક્ષા સન ૧૯૪૬ ના એપ્રિલ માસની ૨૮ મી તારીખ ને રવિવારે સવારના ૮ થી ૧૧ના સમયમાં જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે (૧) શ્રી. કિશોરલાલ મશરૂવાળા કૃત " ઉધઇનું જીવન " નામનું જંતુવિજ્ઞાન વિષયનું, તથા (૨) સ્વ. મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાના ત્રીજા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલાં "અમારી ઇંદુનું શિક્ષણ" નામનું શિક્ષણવિષયનું એ બે પુસ્તકો વિવિધ અદ્‌ભુત માહિતીઓથી ભરપૂર હોઇ રાજ્યનાં ઘણાંખરાં પુસ્તકાલયોમાં હોવાનો સંભવ છે. જેમની પાસે ન હોય અગર વધારે નકલોની જરૂર હોય તેઓ પુ. સ. સ. મંડળમાંથી મેળવી શકશે. ' ઉધઇનું જીવન 'ની કિંમત રૂા. ૦–૧૦–૦ છે, અને ' ઇંદુનું શિક્ષણ 'ની કિંમત રૂા. ૨–૦–૦ છે. શિષ્ટ સાહિત્યના વાચનપ્રચારમાં રસ ધરાવનાર એકેએક પુસ્તકાલયના મંત્રી ભાઇએ આ પુસ્તકો જો પોતાને ત્યાં ન હોય તો વહેલામાં વહેલી તકે મંગાવી લેવાં જોઇએ અને પોતાને તેમ જ ઇતર ભાઇએ હરેલી પરીક્ષાનો લાભ લે એવી તજવીજ રાખવી રાખવી ઘટે. પુસ્તકોને અભાવે

પરીક્ષાનો લાભ લેવાનો વિચાર માંડી વાળવાપણું કોઇને પણ ન રહે; એ જોવાની જે તે સ્થળના પુસ્તકાલયની ફરજ છે. બન્ને પુસ્તકોનો એક જ પ્રશ્નપત્ર નીકળશે અને દરેક પુસ્તકમાંથી પચાસ પચાસ ગુણના પ્રશ્નો પુછાશે.

ઇચ્છુક પરીક્ષાર્થીઓએ નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો અને પોસ્ટનાં સ્થળની ચોક્કસ માહિતી સાથે પોતાની ઉમેદવારી રાજ્ય પુ. મંડળના મંત્રીની ઑફિસમાં સવેળા નોંધાવી દેવી જોઇશે. શિષ્ટવાચનની આવી પરીક્ષાનો લાભ સમજનાર અને એનો સ્વાદ ચાખેલાં ભાઇ–બ્હેનો તો આ જાહેરાત વાંચતાં જ તેમ કરી દે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. ઉધઇ જેવા ક્ષુદ્ર જંતુની સમાજવ્યવસ્થા, શિસ્ત અને પરાક્રમો વાંચીને આશ્ચર્યમુગ્ધ થઇ જવાય એવું સુંદર વસ્તુ ' ઉધઇનું જીવન ' એ પુસ્તકનું છે; તેમ જ બાળકના શિક્ષણ ને સંસ્કારઘડતરના વિવિધ પ્રયોગોની માહિતી ધરાવતું " ઇન્દુનું શિક્ષણ " પણ એવું જ ઉપકારક છે. તેથી એ બન્ને પુસ્તકોનો ખૂબ બહોળો પ્રચાર થાય અને આ પરીક્ષાનો લાભ મોટા પ્રમાણમાં લેવાય એમ ખાસ ઇચ્છીએ છીએ.

**પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપી દેવાની નોંધ લેવાની ભલામણ છે.

ઇનામ : પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલાં ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫, રૂ. ૪), રૂ. ૩), રૂ. ૨)નું તથા નં. ૫ થી નં. ૨૦ સુધીનાં દરેકને રૂ. ૧) નું ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રીઉમેદવારો પૈકી પ્રથમ આવતાં ૧૦ ને તેમ જ ટ્રેનિંગ કોલેજનો લાભ બિલકુલ નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણો સુધીના વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડુત, કારીગર અને વેપારી વર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને દરેકને રૂ. ૦ાા નું ઉત્તેજનાર્થ ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશે; છતાં જેમની ઇચ્છા હશે તેમને તેમની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે.

C/o. સેન્ટ્રલ લાયબ્રેરી<br>વડોદરા,<br>તા. ૧–૧૨–'૪૪

રામભાઇ કા. પટેલ<br>મંત્રી,<br>વ. રા. પુ. મંડળ

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૪/૪૫–૪૬

### ગ્રામ પુસ્તકાલયોના ગ્રંથપાલ-મંત્રીઓ માટે તાલીમ વર્ગ

વડોદરા પ્રાંતના ગ્રામ પુસ્તકાલયોનું કામ કરનારા બિનતાલીમી મંત્રીઓ વા ગ્રંથપાલો માટેનો તાલીમ વર્ગ ચાલુ સાલે સાવલી મહાલના પોઇચા ગામમાં એપ્રિલ માસની તા. ૨૧–૨૨–૨૩ વાર રવિ–સોમ ને મંગળના દિવસોએ ભરવાનું ઠરાવ્યું છે. પુસ્તકાલય ખાતાએ ઠરાવેલી નીતિ અનુસાર આ વર્ગનો લાભ સાવલી મહાલમાં ગ્રામ પુસ્તકાલયોના ચાલુ મંત્રી વા ગ્રંથપાલો તરીકે કામ કરતા હોય છતાં જેમણે આવા શિક્ષણવર્ગનો લાભ ન લીધો હોય તેવાઓને ખાસ લેવાનો છે.

વડોદરા પ્રાંતમાં છેલ્લાં ૪ વર્ષોમાં નવીન ઉઘાડેલાં પુસ્તકાલયોનું કામ કરનાર મંત્રી વા ગ્રંથપાલો પણ આ વર્ગનો લાભ અવશ્ય લે એમ ખાતાના અધિકારી સાહેબ ઇચ્છે છે.

આ વર્ગ અંગે થતો બધો જ ભોજનખર્ચ, રાજ્ય પુસ્તકાલય મંડળ ઉઠાવી લેશે, અને હરકોઇ પુસ્તકાલયના મંત્રી વા ગ્રંથપાલ ઉમેદવારને થતો મુસાફરી ખર્ચ જે તે પુસ્તકાલયના બજેટમાં પાડી શકાય તેવી યોજના રહેશે. વર્ગનું કામ ચલાવવા માટે વ. રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ, રાજ્ય પુસ્તકાલય પ્રચારક ઉપરાંત પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ પણ હાજર રહેશે.

શિક્ષણકાર્ય સવારના ૮ થી ૧૧ તથા બપોરે ૩ થી ૬ એમ બે કકડે ચાલશે. વચલો વખત ભોજન, આરામ, વાર્તાલાપ અને રમતગમત વગેરે માટે રહેશે. રાત્રે ૮॥ થી ૧૦ સુધીના વખતમાં શક્ય હશે તો મનરંજનનો કાર્યક્રમ રાખવામાં આવશે કે પછી ઉપયોગી છતાં આનંદજનક વાર્તાલાપ ચાલશે. ત્રીજે દિવસે સવારના ભાગમાં શંકા-નિવારણનું કાર્ય અને સાંજના વર્ગ વિખરાઇ જશે. નજીકના ભાગમાં જોવા જાણવા જેવું કોઇ સ્થળ હશે તો તેની મુલાકાતે જવાનું પણ સગવડ પ્રમાણે ગોઠવાશે.

મજકુર વર્ગનો લાભ લેવા ઇચ્છનાર સાવલી મહાલના તેમ વડોદરા પ્રાંતના ઇતર તાલુકાઓના બિનતાલીમી મંત્રી–ગ્રંથપાલોએ પોતાના નામ ઠામ, પોસ્ટનું સ્થળ, અભ્યાસ, ઉમ્મર, ધંધો અને પુસ્તકાલય અંગેની કામગીરીની હકીકત સાથેની અરજી અમારા તરફ તા. ૧૫ મી એપ્રિલ સુધીમાં મોકલવી. પ્રાંતના બીજા મહાલોના ઇચ્છુક ઉમેદવારો પણ જરૂરી હકીકત સાથે પોતાની અરજીઓ મોકલી શકશે. સગવડ હશે તો તે મંજૂર રખાશે.

આ તાલીમ વર્ગ માટે ચાલુ સાલના બજેટમાં સગવડ ન રખાઇ હોય તેવાં પુસ્તકાલયોએ જરૂરી રકમ પૂરતો ફેરફાર કરવાનું વા બીજી વ્યવસ્થા થવા માટેનું લખાણ પુસ્તકાલય ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ આ વાંચતાં બરાબર મોકલી આપવું.

વર્ગ માટે જેમની અરજીઓ મંજૂર થશે તેમને વ્યક્તિગત ખબર આપવામાં આવશે. વર્ગનું કામ ઠરેલા પ્રથમ દિવસની સવારથી જ શરૂ થવાનું હોવાથી આગલી રાત્રે જ જેણે તેણે વર્ગના સ્થળે હાજર થઇ જવું રહેશે. પોઇચા ગામ વાસદ સ્ટેશનથી ૨॥ માઇલ દૂર છે અને મોટર રસ્તે વડોદરાથી વાસદ જતી મોટર સર્વિસમાં સાંકરદા ઊતરીને ત્રણ માઇલ ચાલવું પડશે વાહનનો બંદોબસ્ત મોટે ભાગે રહેશે.

પથારી, જલપાત્ર વગેરે અંગત જરૂરી સામાન ઉપરાંત પુ. ખાતાના વટહુકમ–સૂચનાઓના એકીકરણના ત્રણે ભાગો, સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ, વર્ગીકરણ પદ્ધતિનું પુસ્તક ઉપરાંત પોતપોતાના પુસ્તકાલયનું જનરલ રજિસ્ટર તથા વિષયવારી નામવારી પત્રકો તૈયાર થયેલાં હોય તો તે અને રા. બ. ગોવિંદભાઇ દેસાઇ કૃત '**ઘરમાં રમવાની રમતો**' એટલું સૌએ સાથે લેતાં આવવું.

શિક્ષક હશે તેમની કામગીરી જણાય એ માટે હાજરીના દાખલા શિરસ્તા મુજબ આપવાની વ્યવસ્થા રહેશે.

જે તે સંસ્થાના મંત્રી કે ગ્રંથપાલ પૈકી હરકોઇ એક જણ જ વર્ગનો લાભ લઇ શકશે તેની નોંધ લેવા ભલામણ છે.

વડોદરા,<br>તા. ૮–૧૨–૪૫

**ના. નં. ચોકસી**<br>સહમંત્રી

# આવતા માસની કાર્યદિશા

૧ આગામી નવા વર્ષથી તમે તમારા પુસ્તકાલયના વાચકો વધારવા આજથી પ્રયાસ કરો, વિદ્યાર્થીઓને તેમની કક્ષા પ્રમાણે વાચન આપો, ગામમાં બહેનોમાં પુસ્તકોનો પ્રચાર કરો.

૨ પુસ્તકવાચન વધે તે માટે દરેક ફળીએ એક યુવક વાચક દ્વારા ફળિયાના લોકોમાં જાગૃતિ લાવો અને તેવી રીતે એકાદ સારા પુસ્તકનું વાચન મોટેથી કરાવવા પ્રયાસ કરો.

૩ મંજૂર થયેલાં અંદાજે મળે એટલે પાવતીઓ, ધોરણ પ્રમાણે સહીઓ કરી પુસ્તકાલય ખાતામાં તુર્ત મોકલી આપો અને લોકમદદનાં નાણાં પુ. સ. સ. મંડળમાં મોકલો. કોઇ પણ પુસ્તકાલયને મંજૂર કરેલી મદદથી વધારે મદદ આપી શકીએ તેમ નથી તેની નોંધ લેશો.

૪ ત્રિમાહી નિવેદનો જૂથમંડળો પોતાના જૂથનાં પુસ્તકાલયમાંથી મંગાવી એકુણાત કરી મોકલે. જરૂર પડયે સભા બોલાવી હકીકત એકત્રિત કરવા તજવીજ કરશો.

૫ તમારા પુસ્તકાલયમાં ઠરાવ બુક, વાંધાપત્રકની ચોપડી, ઊઠી ગયેલાં બાળકોની યાદી, વાચક નોંધવહી ન રાખી હોય તો આજે જ આ પત્રકો બાંધી તમારૂં કામ વ્યવસ્થિત કરો. આ ખામી હજીયે સુધરતી નથી. તે માટે રા. મહાલ શાળાધિકારીઓ ધ્યાન આપશે એવી વિનંતિ છે.

૬ નીચેનાં પુસ્તકોનો વાચનપ્રચાર તેના લાયક વાચકોમાં કરાવો.

" હું અને મારી બા, બકોર પટેલની વાતો ભાગ ૧–૨૦, વાતોમાં બોધ, ગ્રામચિત્રો, વિક્રમાદિત્ય હેમુ, સહજાનન્દ સ્વામી, લોકમાતા, હિમાલયનો પ્રવાસ, ખાતરોની માહિતી અને ખેતી સુધારણા, શાકભાજીની વાડી, દિવાસ્વપ્ન, પ્રકાશનાં પગલાં."

ઉપરનાં પુસ્તકો તમારા પુસ્તકાલયમાંથી, નજીકના મોટા પુસ્તકાલયમાંથી અગર વડોદરાના પુસ્તકાલય ખાતાના ફરતા પુસ્તકાલયની પેટી દ્વારા મેળવી શકશો.

વડોદરા,
તા. ૭–૧૨–૪૫

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૧૦ સને ૧૯૪૫–૪૬

## વિષય

### લોકમદદ બાબત

આથી તમામ સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે, પુસ્તકાલયોમાં વર્તમાનપત્રો શરૂ કરવા માટે, સરકાર પંચાયત મદદ મેળવી તેનો ઇતર ખર્ચ કરવા માટે લોકમદદની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલવા ઠરેલું છે. છતાં પુસ્તકાલયો એ માટેની રકમ પુસ્તકાલય મંડળમાં મોકલવાને બદલે પુસ્તકાલય ખાતામાં મોકલે છે. આથી કામ બેવડું વધી ભૂલો થવાનો સંભવ ઊભો થાય છે.

અમોએ આ પહેલાં લોકમદદની રકમો પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, રાવપુરા, વડોદરા એ સરનામે મોકલવા સૂચનાઓથી જણાવેલું છે જ. છતાં એવી લોકમદદ જો અમારા તરફ મોકલવામાં આવશે તો અમો તે પરત કરીશું અને ગ્રંથપાલની બેદરકારીથી થયેલો ખર્ચ પુસ્તકાલયોને વિનાકારણ સહન કરવો પડશે તથા વર્તમાનપત્રો મોડાં વાંચવા મળશે. માટે તમામ પુસ્તકાલયોએ **આયંદથી પોતાની લોકમદદ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવાનો દાખલો રાખવો.**

વડોદરા,
તા. ૭–૧૨–૪૫

ઉ. મો. પટેલ,
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૧ સને ૧૯૪૫–૪૬

## વિષય

### કાયમનિધિનાં નાણાં

રાજ્યનાં પુસ્તકાલયોએ પોતાનાં કાયમફંડનાં નાણાં વધુ વ્યાજ ઉપજાવવા રોકવાં હોય અને વ્યાજનો ઉપયોગ પણ કાયમનિધિમાં ઉમેરો કરવા માટે કરવો હોય તો તેવાં પુસ્તકાલયોને અમારી ખાસ ભલામણ છે કે તેમણે **પોતાનાં નાણાં નેશનલ સેવ્હીંગ સર્ટિફીકેટમાં રોકવાં.** કારણ, એમ કરવાથી નાણાંની રકમ બાર વર્ષે દોઢી મળી શકે છે.

ચાણસ્મા પરિષદમાં થયેલા ઠરાવ અંગે જણાવવાનું કે જે પુસ્તકાલયોનાં નાણાં ૩ર્રૂ ટકાની હિન્દી સરકારની લોનમાં રોકવામાં આવ્યાં છે તેમને તે થાપણની પાસ બુક આપવાની તજવીજ કરવામાં આવશે.

વડોદરા,
તા. ૭–૧૨–૪૫

ઉ. મો. પટેલ,
મદદ. વ્યવસ્થાપક

## સૂચના નં. ૧૨ સને ૧૯૪૫-૪૬

# વિષય

### અંદાજપત્ર

પુસ્તકાલયોનાં અંદાજપત્રો ચાલુ સાલે જૂના કારકુનો બદલાઈ જવાના કારણે તથા બજેટમાં સામાન્યતઃ ઑકટોબર આખર સુધીમાં દરેક પુસ્તકાલયને મદદ મળે તે હેતુથી બહુ મોટી માગણીઓમાં થયેલાં કામને કારણે ફેરફાર કરવામાં ઘણો સમય જતો હોવાથી હજુ વડોદરા તથા મહેસાણા પ્રાન્તનાં કેટલાંક પુસ્તકાલયોને અંદાજપત્રો મળ્યાં નહિ હોય. પરંતુ બનતા સુધી તમામ ગ્રામ પુસ્તકાલયોને મદદ આપવાની નીતિ અખત્યાર કરી છે તેમ જ ગઈ સાલની માફક ગ્રામ પુસ્તકાલયો નાણાંના અભાવે સરકાર-પંચાયત મદદ વગર રહી ન જાય તે જોવાયું છે. ચાલુ સાલે અંદાજપત્ર સાથે પીળો કાગળ ફાળવણી સૂચવતો કેટલાંક પુસ્તકાલયોને મોકલાયો નથી. કારણ તે ફૉર્મ ખૂટી ગયાં છે. પણ ફાળવણી અંદાજપત્રના છેલ્લા પાન પર બતાવી છે. પોતાના ખર્ચની રકમ રાખી બાકીની રકમ પુ. સ. સ. મં. માં મોકલવી. અને પાવતીઓ સામેલ રાખી છે તે પર જેટલી સરકાર મદદ અને જેટલી પ્રાંત પંચાયત મદદ મંજૂર કરી હોય તેટલી રકમ લખી પાવતી ઉપર જો તે રૂા. ૨૦) ઉપરાંત હોય તો એક આનાની કોર્ટ ફી ચોઢી સહી કરી પુસ્તકાલય ખાતામાં મોકલવી.

માટે જણાવવાનું કે તેઓએ પોતાની ઊભી કરેલી લોકમદદ તા. ૨૨ ડિસેમ્બર ૧૯૪૫ પહેલાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળને મળી જાય તેવી રીતે મોકલવી. એવી રીતે મોકલનારનાં પત્રો તા. ૧ જાન્યુઆરી ૧૯૪૬ થી શરૂ થશે અને તા. ૨૦ જાન્યુઆરી ૧૯૪૬ સુધી લોકમદદ મોકલનારને પત્રો તા. ૧ ફેબ્રુઆરી ૧૯૪૬ થી શરૂ થશે.

જે પત્રો અગર માસિકો ઓછી વત્તી મુદત માટે મંજૂર થયાં હોય તેમણે સૂચના નં. ૯ વાંચી તે પ્રમાણે અમલ કરવો. પત્રવ્યવહાર કરવાથી ખુલાસો મળી શકશે નહિ. એક સૂત્ર તમામ સાર્વજનિક પુસ્તકાલયોએ લક્ષમાં રાખવું કે બજેટ ઉપરાંત ખર્ચ કરવો હોય તો તેમણે લોકમદદ વધુ ઊભી કરી પુસ્તકાલયોનો વિકાસ સાધવો.

વડોદરા,
તા. ૭-૧૨-૪૫

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## પૃષ્ઠાંક સુધારજો

આ અંકનાં શરૂઆતનાં પૃષ્ઠોના પૃષ્ઠાંક ૨૨૫ થી ૨૩૨ સુધી જે છપાયા છે તે ભૂલથી છપાયા હોઇને તેનો પૃષ્ઠાંક ૫૨૫ થી ૫૩૨ સુધારીને વાંચવા વિનંતિ છે. —તંત્રી

# લાયબ્રેરી એ વિના ન રહે.

કેટલાંક પુસ્તકોની થોડી જ નકલો હવે બાકી છે તો તે ખલાસ થાય તે પહેલાં મંગાવી લેવા વિનંતિ છે.

## નવલ—નાટકો

| | | |
|---|---|---|
| ઉઘડતી આંખ (નવલકથા) | સે. પ્રો. ગજેન્દ્રશંકર લા. પંડ્યા | ૩-૮-૦ |
| આશા (તુરગનેવની નવલ) | શારદાપ્રસાદ વર્મા | ૧-૪-૦ |
| વનવનની વેલી | ,, ,, | ૧-૦-૦ |
| દુર્ગારામ મહેતાજી (નાટકો) | ,, ,, | ૧-૪-૦ |
| નવા યુગની સ્ત્રી ,, | ,, ,, | ૧-૪-૦ |
| વહેમી ,, | સ્વ. પ્રો. વ્યોમેશચંદ્ર પાઠકજી | ૦-૮-૦ |

## બાલ—કિશોર—કુમાર સાહિત્ય

| | | |
|---|---|---|
| ફોરમ-લહરી ૧-૧૨ (પાકી) (સચિત્ર) | શારદાપ્રસાદ વર્મા | ૪-૮-૦ |
| ફોરમ-લહરી ૧-૧૨ (છૂટી) ,, | ,, ,, | ૪-૦-૦ |
| અમર મહાજનો | | |
| વર્તમાન યુગના વિધાયકો ,, | ,, ,, | ૧-૪-૦ |
| કમાલ આતા તુર્ક ,, | ,, ,, | ૦-૧૦-૦ |
| મુસોલિની ,, | ,, ,, | ૦-૪-૦ |
| પુરાણનાં પાત્રો | | |
| શ્રી રામચંદ્ર-શ્રીકૃષ્ણ ,, | ,, ,, | દરેકના ૦-૬-૦ |
| સીતા-હનુમાન-ધ્રુવકુમાર ,, | ,, ,, | ૦-૨-૦ |
| ઉપનિષદોની વાતો ,, | ,, ,, | ૦-૧૦-૦ |
| પાકા સાથે છ બાંધેલાં-પુસ્તકાલય આવૃત્તિ | | ૨-૪-૦ |

## કાવ્યો

| | | |
|---|---|---|
| આકાશનાં ફૂલ | જ્યોત્સ્નાબેન શુકલ | ૦-૧૨-૦ |
| રાતરાણી | ચંદ્રિકા પાઠકજી | ૧-૦-૦ |
| બાલરંજના | જયમનબેન પાઠકજી | ૦-૮-૦ |
| તેજછાયા | ,, ,, | ૧-૪-૦ |
| મંદિરને પગથિયે | શારદાપ્રસાદ વર્મા | ૦-૮-૦ |
| ભાવનાસૃષ્ટિ | પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | ૦-૧૨-૦ |
| અંતરને ઓવારે | ચંપકલાલ વ્યાસ | ૧-૮-૦ |
| ઉપામાં ઊગેલાં | ,, ,, | ૧-૪-૦ |

## નિબંધો—વિવેચનો

| | | |
|---|---|---|
| પરાગ | સ્વ. પ્રો. વ્યોમેશચંદ્ર પાઠકજી | ૧-૦-૦ |
| સમાજનાં મૂળ | ,, ,, | ૧-૦-૦ |
| વિવેચન | પ્રો. મોહનલાલ પા. દવે | ૧-૮-૦ |
| કાવ્યકળા | ,, ,, | ૧-૮-૦ |
| સાહિત્યકળા | ,, ,, | ૧-૦-૦ |

: : લખો : :

## યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત.

સ્વ. ગિજુભાઈ જેવા બાલસાહિત્યના સિદ્ધહસ્ત લેખકના હાથે છેલ્લાં લખાયેલાં અને તેમના અવસાન બાદ પહેલી જ વાર પ્રસિદ્ધ થતાં સ્વ. ગિજુભાઈ સન્માન-થેલી પ્રકાશનમાળાનાં બાલસાહિત્યમાં અનોખી ભાત પાડતાં સુંદર પુસ્તકો

જુદા જુદા વિષયો ઉપર અનોખી શૈલીમાં લખાયેલા નિબંધ લેખનના નમૂનારૂપ રસદાયી પાઠોનાં ૩ પુસ્તકો

ગિજુભાઈના પાઠો ૦-૧૨-૦

વનસ્પતિના પાઠો ૦-૧૦-૦

પ્રાણીપાઠો ૦-૧૦-૦

જુદી જુદી ઋતુઓની કુદરતને રસદાયી ભાષામાં વર્ણવતું પુસ્તક

ઋતુઓના રંગો ૦-૧૦-૦

જુની બાલવાર્તાઓના જેવી જ નવી સરસ બાલવાર્તાઓ

નવી વાતો ૦-૮-૦

ગદ્યપદ્યાત્મક રસિક જોડકણાંની ચોપડી

ખારેક ટોપરાં ૦-૬-૦

રસદાયી ભાષામાં લખાયલી સ્વ. ની આફ્રિકાની પ્રવાસકથા

આફ્રિકાની સફર ૦-૧૦-૦

શિક્ષકોએ ખાસ વાંચવા જેવું અત્યુત્તમ પુસ્તક

દિવાસ્વપ્ન (નવી આવૃત્તિ) ૧-૦-૦

તમારી શાળા, પુસ્તકાલય અથવા બાળક માટે ઉપરનાં પુસ્તકો જરૂર મંગાવો.

મુખ્ય વિક્રેતા

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય**

ગાંધી રોડ, અમદાવાદ

તથા

**પુસ્તકાલય સ. સ. મં. લિ.**

રાવપુરા, વડોદરા

વાંચતાં શીખતાં બાળકો તથા શિખવનાર શિક્ષકોને ખાસ ઉપયોગી થઈ પડે એવાં, ક્રમિક અને રસિક વાચનનાં, બાલશિક્ષણના લાંબા અનુભવ પછી યોજાયેલાં અને ઉઠાવદાર મોટી ટાઈપમાં છપાવેલાં, બાળકો હોંશે હોંશે વાંચી ઝડપથી વાંચતાં થાય તેવાં, ચાર સરસ પુસ્તકો

વાચન સીડી–પગથિયું ૧-૨-૩-૪

ચારેના સેટની કિં. રૂા. ૧-૮-૦

બાળકને સો સુધીનું લેખાંજ્ઞાન સમજપૂર્વક મળે તે માટે ખાસ ઉપયોગી પુસ્તક

ગણિતપ્રવેશિકા પુ. ૧ લું ૦-૬-૦

ખેતીવાડી સંબંધીનાં બે સરસ પુસ્તકો

જમીનમાંથી વધારે ઉત્પન્ન મેળવવા માટે જુદી જુદી જાતનાં ખાતરો સંબંધીની જાણવા જેવી બધી માહિતીથી ભરપૂર હોવાથી ખાસ વાંચવા જેવું પુસ્તક

ખાતરોની માહિતી અને ખેતી સુધારણા

શાકભાજી ઉગાડનાર સૌને માટે સોમિયા જેવું ખાસ ઉપયોગી એક સરસ પુસ્તક

શાકભાજીની વાડી

મંગાવવા માટે લખો:—

**સોમાભાઈ કીશાભાઈ પટેલ**

સુણાવ (વાયા આણંદ)

અથવા

**પુ. સ. સ. મંડળ લિમિટેડ**

રાવપુરા, વડોદરા

# ગ્રંથ પરિચય



૧. પ્રેમળ જ્યોત—લેખક, શ્રી. મુરલી ઠાકુર એમ. એ.; પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર—અમદાવાદ; ૧ લી આવૃત્તિ, સન (?); ક્રાઉન ૧૬ પેજી પૃ. ૧૪૦; પૂઠું કાર્ડ બોર્ડનું સચિત્ર; કિં. ૨–૮–૦.

આ પુસ્તક પ્રકાશનસંસ્થા તરફથી ચાલતી નૂતન ગ્રંથમાળાના બીજા વર્ષનું ૨ જું પ્રકાશન છે. એમાં (૧) અતિથિ, (૨) પારેવું નડી ગયું (૩) તણખો (૪) ધૂળો રૂપાળો (૫) કોનું કોને ત્યાં (૬) શોભારામ શેઠ (૭) આત્મારામ (૮) ભમરડો (૯) મિયાંનો મુરઘો (૧૦) પુંજાની પૂંછ (૧૧) એની એ વાત, અને (૧૨) બાયડીની જાત—એ નામની ૧૨ સામાજિક નવલિકાઓ સંગ્રહાઇ છે. પ્રથમ વાર્તા ' અતિથિ 'નાં બે પાત્રો (૧) શહેરી વર પ્રેમળ અને (૨) ગામડાની કન્યા જ્યોતિનાં નામ પરથી સંગ્રહનું નામ ' પ્રેમળજ્યોત ' રખાયું લાગે છે. લખાવટમાં ને મુદ્રણમાં રહેવા પામેલા જોડણી અને વ્યાકરણના દોષો વાચનમાં રસભંગ પેદા કરે છે. કેટલાક દોષો નીચે પ્રમાણેઃ—

પૃ. ૧૮: ' એ ચારે એક દિન રહી '; પૃ. ૧૯: ' તરંગામાલા '; પૃ. ૩૮: ' ગામ ધૂળાનો ગામને શહેરનો મધ્ય પુરુષ સૌ માનતાં '; પૃ. ૩૯: ' ધૂળો સૌને પોતાને એ ટાણે જવાબ સૂઝતા એમ ધૂળો આપી દેતો '; પૃ. ૪૨: ' માણસ પોતાની મુરાદ લઇ આવતા હોય તેનાથી વધારે સૌમ્ય બને છે '; પૃ. ૭૩: ' શોભારામે એક ગંદી ખોલી લીધી ને ત્યાં પડી રહેવા માંડયા '; પૃ. ૭૮: ' વસતિની બંધન '; પૃ. ૧૧૩: ' પેલા મીરખાંના મુરઘાંના અવાજને નાની જાળીઓમાં સ્હેરથી ડોલતાં ફરતાં મુરઘાં હું જોતો હતો. ' તથા ' પગ ને ડોક મીરખાંની સાથળ વચ્ચે દબાઇ ગએલો હતો; પૃ. ૧૨૯: ' રાત રાખી રાંધવું જોશે ' આવા તો બીજા અનેક દોષો આ પ્રકાશનમાં નજરે પડે છે. એટલે સામાન્ય કક્ષાના વાચકોને ભાગ્યે રૂચિકર નીવડે.

૨. સોહાગણ—લેખક: શ્રી રમાકાન્ત ગૌતમ; પ્રકાશક, નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ; ૧ લી આવૃત્તિ, સન ?, ક્રાઉન ૧૬ પેજી પૃ. ૧૩૪; પૂઠું કાર્ડ બોર્ડનું; કિં. ૨–૪–૦.

પ્રકાશનસંસ્થાના તરફે ચાલતી ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના દશમા વર્ષના બીજા પુસ્તક તરીકે આ એક સળંગ વાર્તા અંગ્રેજીમાંથી ઉતારવામાં આવી છે. એનું વાચન સમાજના ઉપલા તેમ જ નીચલા થરનાં માનવીઓનાં રહેણીકરણી તેમ જીવનનો, અને નાટક–સિનેમાની સૃષ્ટિનો આછો પરિચય આપે છે. વાર્તા, આ પ્રકાશનમાં હજી અપૂર્ણ જ રહેતી હોવાથી ' સોહાગણ ', એ નામાભિધાન શાથી રખાયું છે એ નથી સમજાતું. લખાવટની દૃષ્ટિએ આ પુસ્તક પણ થોડું ભણેલાં સામાન્ય વાચકોને રસપ્રદ બનવાનો સંભવ ઓછો.

પ્રકાશન સાલ નહિ છાપવાનો કે પ્રસ્તાવના મુદ્દાંમાં નહિ આવવા દેવાનો હેતુ શો હશે ?–પુસ્તક વહેલું બહાર પડ્યું હોય છતાં હજી હમણાં જ 'બહાર પડ્યું' છે એવો ખોટો દેખાડો કરવા પૂરતો ? -ના૦

૩. **" યુ. કે. સી. સી. અને હિંદ "**—મૂળ અંગ્રેજીમાં:-લેખક: પ્રો. એ. એન. અગરવાલ; અનુવાદક: શ્રી. શંકરલાલ હ. ભટ્ટ એમ. એ; પ્રકાશક: ધી સંદેશ લિમિટેડ, સારંગપુર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૨+૮, કાચું પૂઠું, મૂલ્ય: બાર આના, સન ૧૯૪૫.

" સંદેશ આર્થિક ગ્રંથમાળા "ના ત્રીજા પ્રકાશનરૂપે આ પુસ્તિકા પ્રસિદ્ધ થઇ છે. ગુજરાતી સાહિત્યમાં આર્થિક વિષયોને સ્પર્શતાં પુસ્તકો નહિ જેવાં જ છે. તેમાં યે વળી હિંદ જેવા પરાધીન દેશમાં તેના પરદેશી શાસકો કેવાં બહાનાં નીચે અમુક ખાસ હેતુથી કાયદેસર સંસ્થાઓ ઊભી કરી, ચિત્રવિચિત્ર કરામતો દ્વારા પોતાના તાબાના દેશોનું શોષણ કરે છે અને જગતના અન્ય દેશો સાથેના વેપારના સીધા પરિચયમાંથી તેમને દૂર રાખે છે, આ વિષયને લગતી માહિતી આપતાં પુસ્તકો થોડાંક જ હશે. " યુ. કે. સી. સી. અને હિંદ " નામની પુસ્તિકા લખીને વિદ્વાન લેખક પ્રો. શ્રી. અગરવાલે ચાલુ વિશ્વયુદ્ધને લીધે ઊભી થયેલી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની નવી આવૃત્તિ યુ. કે. સી. સી. નો સાચો જેવો પરિચય આપ્યો છે અને આપણી ભગણ્ય ભાગી સાબીત કર્યું છે કે લડાઇ પછી પણ હરેક રસ્તે હિંદનો બધો વેપાર બ્રિટન પોતાને કબજે રાખવા માગતું હોય તેવી હાલ તેની નીતિ છે.

મૂળ પુસ્તક અંગ્રેજીમાં હોઇ, ટૂંક વખતમાં તેના હિંદી, ઊર્દૂ વગેરે ભાષામાં અનુવાદો બહાર પડયા છે તે આ પુસ્તકની ઉપયોગિતા દર્શાવે છે.

ગુજરાતી ઉદ્યોગપતિઓ, વેપારીઓ તેમ જ અર્થશાસ્ત્રના અભ્યાસકોએ આ પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે. વા. ના. અમીન

૪. **પલટાતા નકશા**—લેખક: શ્રી. રતિલાલ મહેતા; પ્રકાશક: "વંદેમાતરમ" કાર્યાલય, ફ્રોઅર રોડ, કોટ, મુંબઇ. ડેમી ચારપેજી કદનાં પૃષ્ઠ ૧૪૦, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂ. અઢી.

" युद्धस्य वार्ता रम्या " એ સંસ્કૃત ઉક્તિ અનુસાર, યુદ્ધ લડનારા લડયે જતા હોય ત્યારે તેને જોનારા અને તેનું બ્યાન સાંભળનારાઓને એ યુદ્ધવાર્તાનો જે રસસ્વાદ પ્રાપ્ત થાય છે તે તેમને માટે રમ્ય હોય છે. આવી "યુદ્ધવાર્તા" વિશ્વવિગ્રહના ચાલુ દિવસો દરમિયાન આ પુસ્તકના લેખક " વંદેમાતરમ્ "ની કટારોમાં આપતા. અને એ વાર્તા–અવલોકનો–નિરીક્ષણો તેમણે ગયા વર્ષના મે માસ સુધીમાં ત્રણ પુસ્તક દ્વારા આપ્યાં હતાં.

એમાં એમણે વિશ્વવિગ્રહની તવારીખી નોંધો, લડતા સેનાપતિઓની વ્યૂહરચનાઓ અને તેને અંગેનું રાજકારણ–એ બધાની ઠીક ઠીક છણાવટ કરી હતી. તે પછી મે ૧૯૪૪ થી મે ૧૯૪૫ સુધી–યુરોપના યુદ્ધમાં હિટલરના પરાજય સુધીની યુદ્ધનોંધો ઉપલાં ત્રણ પુસ્તકોની માફક આ પુસ્તકમાં પણ આપી છે. સ્થળે સ્થળે વ્યૂહદર્શક નકશાઓ દ્વારા કયી રાષ્ટ્રસેના કેટલે રહી અને આક્રમણના પરિણામે શું પરિસ્થિતિ ઉદ્દ્ભવી વગેરે વિગતો–માહિતીઓ લેખકે આ પુસ્તકમાં આપી છે.

સવાસો ઉપરાંત અપાયેલા આ પુસ્તકમાંના નકશાઓ અને તેને લગતી નોંધો વગેરે